જી. છ. સંઘવી સન્માન સાહિત્યમાળા : પુષ્પ : નવમું

# શ્રી વૈરાગ્ય શતકમ્

અથવા

## ભવાબ્ધિ પ્રવહણમ્

## [ઉત્તરાર્ધ.....ભાગ ૨ જો]

( અર્થ, ભાવાર્થ, દૃષ્ટાંત સહિત )

卐

રચનાર
શ્રી શ્વે. જૈન સ્થાનકવાસી બરવાળા સંપ્રદાયના
ગચ્છાધિપતિ સ્વ. પૂ શ્રી ઉમેદચંદ્રજીસ્વામીના શિષ્ય
**સ્વ. પં. મુનિ શ્રી વિનયચંદ્રજી મહારાજ**



પ્રકાશક :
સ્થાનકવાસી જૈન કાર્યાલય–અમદાવાદ.

કિંમત : છ રૂપીયા

પ્રકાશક :
જીવણલાલ છગનલાલ સંઘવી
પ્રે. સ્થાનકવાસી જૈન કાર્યાલય,
પંચભાઈની પોળ, અમદાવાદ.



વીર સંવત ૨૪૯૨ વિક્રમ સંવત ૨૦૨૨ ઈ સ ૧૯૬૫
આવૃત્તિ ત્રીજી નકલ ૧૨૦૦

## पंच परमेष्ठी–मंगलस्तुति

अर्हन्तो भगवन्त इन्द्र महिता, सिद्धाश्च सिद्धि स्थिता ।
आचार्या जिनशासनोन्नतिकराः, पूज्या उपाध्यायका ॥
श्री सिद्धान्त सुपाठका, मुनिवरा, रत्नत्रयाराधका ।
पंचैते परमेष्ठिनः प्रतिदिनं, कुर्वन्तु वो मंगलम् ॥ १ ॥

## वीर स्तुति

वीरः सर्व सुरा सुरेन्द्र महितो, वीरं बुधा संश्रिता ।
वीरेणाभिहतः स्वकर्म निचयो, वीराय नित्यं नमः ॥
वीरात्तीर्थं मिदं प्रवृत्तमतुलं, वीरस्य घोर तपो ।
वीरे श्री धृति कीर्ति कांति निचय, श्री वीरभद्रं दिश ॥ २ ॥

મુદ્રક : મુદ્રિકા આર્ટ પ્રિન્ટરી, નવી અન્જુમન હાઈસ્કૂલની પાછળ,
આસ્ટોડિયા રોડ, અમદાવાદ

# અર્પણ અને આભાર

સ્વધર્મપ્રેમી, સ્વધર્મનિષ્ઠ

## રા. રા. ગીરધરલાલ દેવચંદભાઇ ગોડા, માટુંગા

વૈરાગ્ય શતક નામના આ વૈરાગ્ય પ્રેરક ગ્રન્થના બીજા ભાગની સાથે આપના જેવા ઉદાર હૃદયી, સાહિત્યપ્રેમી અને સદ્ધર્મપ્રિય સજ્જનનું નામ અંકિત કરતાં મને ખૂબ આનંદ થાય છે.

ચીંચપોકલી (મુંબઈ) ના ઉપાશ્રયમાં આપનુ પ્રથમ મીલન થતાં આપનો સહધર્મી બંધુઓ પ્રત્યેનો નિખાલસ પ્રેમ જાણવા મળ્યો અને જમવાનુ આમંત્રણ કરી મને અર્પનાર થેલીમાં આપે સૌથી છેલ્લી સુંદર રકમ આપીને સ્વધર્મી વાત્સલ્યનો જે ભાવ દર્શાવ્યો તેથી મને ખરેખર સમાજના નિઃસ્વાર્થી સેવાભાવી સજ્જનનો સાક્ષાત્કાર સાંપડ્યો અને પછી તો આપે સેંકડો કોંગ્રેસી આગેવાનોને નોતરીને દેશસેવામાં જે સહકાર આપેલો તે બધું જાણવામાં આવતાં આપણા જૈનો રાષ્ટ્રપ્રેમ અને રાષ્ટ્ર ભક્તિમાં પણ મોખરે છે એતું ગૌરવ અનુભવ્યુ.

બંધુશ્રી, રાષ્ટ્રસેવા ઉપરાંત આપની સમાજસેવા પણ એટલી જ વિશાળ અને અભિમાન લેવા યોગ્ય છે. મુબઈમાં ગોડા (પીપરડીવાળા) ઉદ્યોગ મંદિર ચાલી રહેલ છે, જેમાં સેંકડો બહેનો શિવણ અને એમ્બ્રોઈડરી વિભાગમાં કામ કરે છે, તે સંસ્થાની સ્થાપના આપના જ ઉદાર દાનનું પરિણામ છે.

ધર્મક્ષેત્રે પણ આપની સખાવત ઘણી સારી છે. આપની મુનિમહારાજો પ્રત્યેની સદ્ભાવના, સેવા અને ભક્તિ અત્યંત પ્રશંસનીય છે.

આપના આ બધા રાષ્ટ્રીય, સામાજિક અને ધાર્મિક સેવાના પ્રસંગોમાં આપના ધર્મપત્ની શ્રી વિજયાલક્ષ્મી બહેનનો હંમેશાં સુંદર સહકાર રહ્યો છે એ ખરેખર ખૂબ જ આનંદનો વિષય છે.

આપ સૌરાષ્ટ્રના નાના એવા ગામમાં જન્મ્યા, વર્ષો પહેલાં મુંબઈમાં વસવાટ કરી, સ્વબળે રંગ રસાયણના ધંધામાં આગળ વધ્યા અને ભારત કેમીકલ કું, નું નામ મોખરે આણ્યું. કલર કેમીકલ્સ બજારના આગેવાન વેપારી

તરીકે આપશ્રી સન્માન અને સંપત્તિ મેળવવા ભાગ્યશાળી થયા છો અને આપે કેટલીયે ધાર્મિક સામાજિક સંસ્થાઓમાં ટ્રસ્ટી તરીકે આગેવાનીભર્યો ભાગ લઈ સંસ્થાઓની પ્રગતિમાં પ્રશંસનીય ફાળો આપ્યો છે.

આપના મીલનસાર, સેવાભાવી અને કર્તવ્યનિષ્ઠ સ્વભાવથી આપ અનેક મિત્રો અને પ્રશંસકો પ્રાપ્ત કરી શક્યા છો. પોતાના વતનમાં પણ દવાખાના તથા ધાર્મિક અને કેળવણીખાતાઓ આદિ સંસ્થાઓના ઉદાર દિલે દાનો આપ્યા છે અને હજી પણ આપી રહ્યા છો.

આ બધા સદ્‌ગુણોથી આકર્ષાઈ આ વૈરાગ્ય શતક ગ્રન્થમાં આપનું નામ જોડતાં અમે અત્યંત ગૌરવ અનુભવીયે છીએ. અને આપ દીર્ઘાયુષ પ્રાપ્ત કરી, આપના હસ્તે જૈન સમાજની સેવાના વધુ ને વધુ કાર્યો થતાં રહે એવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ...કિં બહુના !!

પંચભાઈની પોળ
અમદાવાદ
તા. ૨૫-૧૦-૬૫

ગુણાનુરાગી :
**જીવણલાલ છ. સંઘવી**
ના જયજિનેન્દ્ર

શ્રી ગીરધરલાલ દેવચંદભાઈ ગોડા

પીઠવડી (સૌરાષ્ટ્ર) વાળા, હાલ માટુંગા–મુંબઇ





અ. સૌ. વિજયાલક્ષ્મી ગીરધરલાલ ગોડા

(શ્રી ત્રિભોવનદાસ ગોપાળજી વીરાણી ગાધકડાવાળાના પુત્રી)

ॐ अर्हन्

# આ પુસ્તકનો પરિચય

આજે આ વૈરાગ્ય શતક નામનું પુસ્તક આપના હાથમાં આવે છે તે શું છે? તે પુસ્તક નથી પરંતુ ઉત્તમ કિંમતી સાચુ જવાહિર છે. હીરા, મોતી, માણેક એ જવાહિર છે, શરીરને શણગારે છે. પરંતુ સાચું જવાહિર નથી, કારણ મોહ ઉત્પન્ન કરે છે. અભિમાન લાવે છે. જીવન જોખમમાં અથવા ભયમાં રહે છે. જ્યારે આ પુસ્તક મોહરાજાને દૂર હટાવી અભિમાનને અળગુ કરી, ભયજનક અટવીમાં અટવાતા માનવીને નિર્ભય એવા મોક્ષ-માર્ગ ઉપર લાવી મૂકે છે. સદ્‌ગુણો વડે આત્માને સુશોભિત કરે છે, માટે સાચુ જવાહિર છે.

અથવા ગુરૂદેવે આ પુસ્તકમા રસાયણ ઠાસી ઠાંસીને ભરી છે. રસાયણમાં વૃદ્ધને યુવાન બનાવવાનો ગુણ છે. આ યુવાની ક્વચિત્ દીવાની બની મનુષ્યને વિષયને માર્ગે વળે છે વિષયવમળમાં ખુંચેલો માનવી સારાસારનુ ભાન ભુલી જાય છે અકર્તવ્યનુ આચરણ કરી આ લોકમાં નિંદનીય અને પરલોકમાં અધોગતિગામી બને છે. જ્યારે આ પુસ્તકમાંનુ રસાયણ પીનાર યુવાન હોવા છતા વૃદ્ધની જેમ શાન્ત બને છે. વિષયથી વીરમે છે. કર્તવ્યનું ભાન થાય છે. પુરૂષાર્થ રૂપ યુવાની આવે છે, જેથી સદ્‌ગુણોનો સંચય કરી યશકીર્તિ પ્રાપ્ત કરે છે અને પરલોકમાં સદ્‌ગતિગામી બને છે.

આ પુસ્તક એવરરેડી ટોર્ચનું કામ કરે છે. કાન સુધી પહોંચતી વિશાળ આખોવાળા પણ અંધારામાં જોઈ શકતા નથી. ત્યાં પ્રકાશના સાધનની જરૂર પડે છે. ઠીક એ રીતે જગતમાં અનેક માનવી સ્ત્રીપુત્રાદિ પરિવારના મોહમાં કે વૈભવની એ ઘેરી આંધીમાં આખો હોવા છતાં જગતના સત્ય સ્વરૂપને જોઈ શકતા નથી, તેને આ પુસ્તક અનેરો પ્રકાશ આપે છે. 'ઓ વીર! આગળ ધપ આ વૈભવ અને પરિવાર કેવળ તારા માર્ગને રોકવાવાળા છે' હું અને તે જુદા છે. ખરા સમયે તેનું જુદાપણુ અનેક કથાઓ આપી સમજાવ્યું છે સમજણ રૂપ પ્રકાશથી આત્મા તત્વદર્શી બને છે અને ત્યારે તો તે જીવનને સફળ બનાવી શકે છે.

શ્રી વીર ભગવાનની વાણી ડુબતાને નાવ સમાન છે. જેમ મસકમાં રહેલી હવાના આધારે મસક પાણીમા તરે છે. તુબડામાં કે ઘડા વગેરેમાં હવા હોય ત્યાં સુધી તે તરે છે. તેમ શ્રી વીરની વાણી હૃદયમાં હોય તે જન્મ-

મરણુ રૂપ સાગર તરી જાય છે. આ વાણી હૃદયમાં ઉતરવી જ જોઈએ પરન્તુ હૃદય મંદિરના રાગદ્વેષનું અથવા વિષય કપાયનુ મોટું તાળુ લાગેલ છે જેથી હૃદય મંદિરનો દરવાજો ઉઘડતો જ નથી. પછી વાણી તેમાં પ્રવેશે જ કેવી રીતે ? આ પુસ્તકનુ વાંચન તેવા આત્મા માટે કુચી રૂપ બની તાળુ ખોલી નાખે છે–"તું કોના પ્રત્યે રાગ અને દ્વેષ કરે છે ! સેકડો વખત તેમની સાથે માતા પુત્ર ભાઈ બહેન પત્ની તરીકેના સંબંધો બાંધ્યા અને છોડ્યા' એક જ વખતના જીવનમા ૧૮ સંબંધની કથા તથા તેને લગતું એવુ કેટલુય જ્ઞાન ઠાંસીને ભર્યું છે. જેથી આત્મા પોતાના ખરા સ્વરૂપને સમજે છે અને સંબંધો જ બંધન રૂપ માની વીરવાણીને અપનાવે છે અર્થાત આ પુસ્તકનું વાંચન કુચી રૂપ બની હૃદયના કબાટને ખોલી નાખે છે એ દિવ્યવાણીનો સંગ્રહ આત્માને શક્તિસંપન્ન બનાવી મોક્ષબદરે પહોંચાડે છે, જ્યાં પરિભ્રમણ સમાપ્ત થાય છે.

અજીર્ણ કે સંગ્રહણી વાળાને ઉત્તમ ભોજન પણ શક્તિહીણુ બનાવે છે. તેમ વીરની વાણી ઘણી જ ઉત્તમ હોવા છતા અભિમાનના અજીર્ણ કે વાચાળતાની સંગ્રહણી જેને થઈ છે તેને વાણી પ્રત્યે અશ્રદ્ધા કે દ્વેષભાવ જ પેદા થાય છે. ત્યારે આ પુસ્તકમા રહેલો ઉપદેશ સમજાવે છે કે કંઈ વખત રાજા–મહારાજા કે દેવ બન્યો પણ સાથોસાથ નરક કે નિગોદનુ એક સ્થાન છોડયુ નથી. આ મૃગજળની પાછળ ઘેલો ન બન. એ પદાર્થો તને પાગલ બનાવી દોડાવ્યા જ કરે છે. વીર ભગવાન સાચા વૈદ્ય છે તેની વાણી રૂપ ઔષધીથી અનેકની બિમારી નાશ પામી છે. તુ ભલે ન સમજ પણ આ તને બિમારી જ લાગી છે. જરા શાન્ત થા અને શ્રવણુ કર. બાળક બિમાર થાય ત્યારે માતા કરીયાતુની ચમચી ભરીને પીવડાવે છે તેમ અનેક સંસાર પરિભ્રમણ કરનારના દૃષ્ટાન્તો રજુ કરી અભિમાન રૂપ અજીર્ણને દૂર કરી વીર ભગવાનની દિવ્યવાણીની આત્મામા સ્થિરતા કરાવે છે.

આપણે અમૃત નામ સાંભળ્યું છે પણ જોયુ નથી કેવુ હશે તે કલ્પનાઓજ કર્યા કરીએ છીએ કે અમૃત–પીવાવાળા અમર બની જાય છે. કિન્તુ આ અમૃત કોઈએ પીધુ અને અમર બન્યા એવા કોઈ દાખલા જ નથી. અત્યાર સુધીમાં આપણી આંખે બસો ચારસો વરસ પહેલાનો કોઈ માનવી જોયો હોય એવો કોઈને પણ અનુભવ નથી. શરીર નાશવંત છે જ, ગમે તેટલી રસાયણો લેવા છતા પુદ્‌ગલનો સ્વભાવ બદલાતો નથી. તે જુના અને જીર્ણ થાય જ છે. એક વખત શરીર બદલવુ જ પડે છે. સેકડો વખત શરીર

ધારણ કર્યાં અને બદલ્યા. હવે એ શરીરનો મોહ છોડ. વીરવાણી રૂપ અમૃતનાં પાન કર. આત્મા જન્મ મરણની જ જાળમાંથી મુક્ત થઈ અમર બની જશે. વૈરાગ્યશતકના બને ભાગમાં વીરવાણીના અમૃતનુ મહત્વ બહુજ સુંદર રીતે સમજાવ્યુ છે. પ્રદેશી રાજા જેવા ઘોર પાપી આત્મા પણ એક જ વખતના વીરવાણીના પાનથી, અમર બની ગયા. તું પણ આ અમૃતનાં પાન કર અને આત્માને અમર બનાવ.

આ રીતે આ પુસ્તક સાધારણ નથી પણ મહામૂલ્યવાન ગ્રંથ છે. તેનું વર્ણન કેટલુ થઈ શકે ? તમે જ જાતે વાંચો, ઝવેરી બનીને તેનો અનુભવ કરો. પાણા પરખવાવાળા ઝવેરી જુદા છે તમે આત્માના સદ્‌ગુણના ઝવેરી બનો આ પુસ્તકનુ વાચન સદ્‌ગુણ ગ્રહણ કરાવી આત્માને સાચી રીતે શણુ-ગારશે. માટે ઘરમા વસાવવાનુ ભુલતા નહિ, કેટલાય ખેડુતો અને ખોજા વગેરે અજૈનોએ પણ આ પુસ્તક પોતાને ત્યાં વસાવેલ છે. કોઈ પણ જાતના ભેદ-ભાવ વિના લખાયુ છે અર્થાત કોઈ પણ ધર્મના ખંડન મંડન વિના સામાન્ય રૂપથી લખાયુ છે કોઈ પણ ધર્મવાળા કે કોઈ પણ કોમના માનવીને રૂચિકર થાય છે. તમે ગમે ત્યાથી ખોલીને વાંચો પણ તમને રસ જ આવશે વાંચન શરૂ થયા પછી છોડવાનુ દિલ જ નહિ થાય. બબ્બે આવૃત્તિ તો તેની નીકળી ચુકી છે, છતા હજુ માગણી ખુબ જોરદાર ચાલુ જ છે, એ જ પુસ્તકનું મહત્વ સમજાવે છે.

વિદ્વાનોએ આ પુસ્તકની મુક્તકંઠે પ્રશંસા કરી છે. લેખિત અભિપ્રાયો પણ મળેલા છે જૈન દિવાકર શ્રી ચૌથમલજી મહારાજ વગેરે કેટલાક સંતોના અભિપ્રાય પણ મળેલા છે પણ એવી રીતે અભિપ્રાયો છાપીને આપની પાસે હા કહેવડાવવા કરતા પુસ્તક વાચી અનુભવ કરો, તે જ વધારે પ્રમાણ ભૂત છે, એમ માની આવેલા અભિપ્રાયો મુકી પાના વધારવા પ્રયત્ન કર્યો જ નથી.

આ પુસ્તક નામના મેળવવા માટે કોઈ ભાડુત લેખક પાસે લખાવાયેલું નથી, પરંતુ આત્માને વૈરાગ્યના રંગે રંગી એ રંગને પૂજ્ય ગુરૂદેવે પોતાની કસાયલી કલમથી અંકિત કરી પુસ્તક રૂપે આપણી સમક્ષ મુક્યુ છે. ખાસ વાચવા લાયક છે. રખે ભુલતા. આજે જ નહિ, અત્યારે જ વાંચો, બીજાને વાંચવાની સલાહ આપો

## —આ પુસ્તકના નિર્માતા પૂજ્ય ગુરૂદેવનો પરિચય—

આચાર્યવર્ય પૂજ્ય ગુરૂદેવ શ્રી વિનયચંદ્રજી મહારાજનો જન્મ ભાવ-

નગરના એક સંસ્કારી વણીક કુટુંબમાં થયો હતો. નામ પ્રમાણે વિનયનો ગુણ તેઓશ્રીમાં મુખ્ય હતો. વિનય એ ખાનદાનીનું પ્રતિક છે. ગુરૂદેવનો વિનય તેમના કુટુંબની ખાનદાનીને પ્રદર્શિત કરતો હતો. ભાવનગરના ઉપાશ્રયમાં બ. સ. ના ગચ્છાધિપતિ જ્ઞાનવારિધિ મહા તપસ્વી ૧૦૦૮ શ્રી શ્રી ઉમેદચંદ્રજી મહારાજ બિરાજતા હતા યુવાનીમાં પ્રવેશતાં કુમારો ત્યાં દર્શનાર્થે આવે છે. આકૃતિના પરીક્ષક આચાર્ય મહારાજ, કુમાર વિનયચંદ્રનું ભવ્ય લલાટ, પ્રભાવ-શાળી વાણી અને અનુપમ વિનય જોઈ આશ્ચર્ય પામ્યા. આવું રત્ન શુ ધૂળમાં રગદોળાશે ? મહાપુરૂષ થવાને યોગ્ય લલાટની ભવ્યતા છે. યોગ્યતા જોઈ ઉપદેશા-મૃતની ધારા શરૂ થઈ. મુમુક્ષુ આત્માએ તે સપ્રેમ ગ્રહણ કરી અને હૈયુ નાચી ઉઠયુ. દિવાના બનાવનાર યુવાનીએ વળાંક લીધો. વિષયને બદલે વૈરાગ્યના પથપર પગલાં માંડ્યા. આચાર્ય દેવે સંસ્કાર આપ્યા. જ્ઞાનગંગાના ઝરણાં હૃદયમાં વહેતા થયાં. સંસાર કારાગૃહ સમો ભાસ્યો. આત્માને છુટવાનું મન થયુ. છટ-કવાને એક સંયમ રૂપ બારી દેખાણી ગુરૂદેવની મદદ વિના તે બનવુ અશક્ય હતું. ગુરૂદેવને વિનંતિ કરી. કૃપા કરો, સાગરમાં ડુબતાને ઉગારો. જ્ઞાનાંજન આંજી જેવી રીતે આંખ ઉઘાડી તેવી જ રીતે હાથ પકડી આ કારાગરમાંથી બહાર કાઢો. આત્મા પલટાઈ ગયો. પછી વેશ પલટો કર્યો અર્થાત મુનિવેશ ધારણ કર્યો. મન મુડાયા પછી જ મસ્તક મુંડાયું હોવાથી જ્ઞાન તરફ જ લક્ષ ગયુ. સસ્કૃત પ્રાકૃત વ્યાકરણ ન્યાયશાસ્ત્ર સૂત્રસિદ્ધાંત વગેરે ભુલેલુ જેમ તાજું કરે તેમ કંઠાગ્ર કરી લીધા.

"સાધુઓને શહેર પ્રિય છે, ગામડા કોઈને ગમતા નથી" એ આપારો-પણને ગુરૂદેવે મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધું. અર્થાત ગામડે ગામડે વિચર્યા. જ્યાં શ્રાવકનુ એક પણ ઘર ન હોય કે ઉપાશ્રય ન હોય ત્યા ચોરા ઉપર મુકામ કરી જનતાના હૃદય સુધી વીરવાણીને વહેતી મૂકી સૌરાષ્ટ્રનુ કોઈક જ ગામડુ એવુ હશે કે જેને ગુરૂદેવનો પરિચય ન હોય જૈનેતરો પણ ગુરૂદેવને યાદ કરતા હોય છે કંઠ મધુર છતાં પહાડી અને વિવેચન ખુબ જ રસપ્રદ હોવાથી વ્યાખ્યાનમા અધિકતમ સખ્યાની હાજરી થતી હતી. જૈનધર્મથી જનતાને માહિતગાર કરી છે.

ક્ષમાના સાગર કહેવામાં જરા પણ અતિશયોકિત નથી કારણ ગમે તેવા સંજોગોમાં તેઓ ગરમ થયા હોય એવું કોઈએ સાંભળ્યુ કે અનુભવ્યું જ નથી. કાવ્યકળા એટલી સુંદર અને શીઘ્ર હતી કે જાણે યાદ કરેલ બોલતા

હોય તેમ પદરચના ચાલુ જ રહેતી. જેથી શીઘ્ર કવિનું પદ તેઓશ્રીને મળ્યું હતું. પુસ્તકમાંના ઘણા ખરાની બબ્બે અને કાવ્યના પુસ્તકોની ચાર છ આવૃત્તિઓ પ્રગટ થઈ છે. કાવ્યના દરેક પુસ્તકો મફત વહેંચવામાં આવ્યા છે. મોટા પુસ્તકો સાધુમુનિરાજોને કે લાયબ્રેરીમાં પણ મફત આપવામાં આવ્યા છે. જૈનધર્મના પ્રચારમાં તેઓશ્રી આનંદ માનતા હતા

શિષ્ય પરિવારનો પણ તેમને મોહ જ ન હતો. જીવનપર્યન્ત શિષ્ય બનાવવા ઈચ્છાજ કરી નથી. હું તો માનું છું કે મારૂં પુન્ય પ્રબળ કે જેથી મારી વિનંતિને માન્ય રાખી મને શિષ્ય તરીકે અપનાવ્યો. તેઓશ્રીનું ધ્યાન કેવળ પઠન પાઠન લેખન કે કાવ્ય બનાવવા તરફ જ હતું. કાવ્ય શીઘ્ર તો થતું જ. સાથો સાથ પદલાલિત્ય અને ભાવમાં ગંભીર બનતું. કેટલાંક કાવ્યો આજે ખૂબ જ ઉપયોગમાં લેવાય છે. " આનંદ મંગલ કરૂં આરતી " જેવું કાવ્ય હિંદ ભરમાં નિત્ય પ્રાર્થનામા ગવાય છે. સાહિત્યમા કુલ ૧૬ પુસ્તકો તેઓશ્રીના બનાવેલાં છે. જેમાંનો આ એક ગ્રંથ છે કે જેની બે આવૃત્તિ થઈ ચુકી છે. અને આ ત્રીજી આવૃત્તિ છે. તેઓશ્રીનો છેલ્લો ગ્રંથ ' શ્રીવિનય–સુબોધ જ્ઞાન સંગ્રહ ' છે. આજે તો તેઓ શ્રી આપણી સામે નથી પરંતુ તેમનુ સાહિત્ય વાંચવાથી તેમના જ્ઞાન–વૈરાગ્યનો આપણને અનુભવ થાય છે.

**श्रुत सुधाकर कीर्तिकलाधरं, निबिडमानस मोहतमो हरम्**
**परमधैर्यधरं गुणीनां वरं, विनयचन्द्रं गुरु प्रणमाम्यहम् ॥**

આગમ જ્ઞાનના ભંડાર હોવાથી જેની કીર્તિ ચારે દિશામાં પ્રસરી રહી છે. ભવ્યજીવોના હૃદયરૂપ ગુફામા રહેલા ગાઢ અંધકારને પણ નાશ કરવાવાળા ધૈર્યના પુંજ એવા ગુણીજનોમાં અગ્રણી ગુરૂદેવ શ્રી વિનયચંદ્રજી મહારાજને અમારા વંદન હો.

### પ્રકાશકનો પરિચય અને આ પુસ્તકની ત્રીજી આવૃત્તિની ઉત્પત્તિ

શ્રી ' સ્થાનકવાસી જૈન ' પેપરને તો આપ જાણતા જ હશો. દર પખવાડીએ હિંદ ભરના નવીન સમાચાર, સાધુ મુનિરાજો ક્યાં બિરાજે છે, ક્યાં નવી ધર્મપ્રવૃત્તિ થઈ, વિદ્વતા ભર્યા - લેખો, મનહર કથાનક વગેરેથી અંકિત થઈ આપના સન્મુખ આવે છે. દર ૫ મી અને ૨૦ મી તારીખે પોસ્ટ સામે મીટ મંડાય છે, કેમકે દૂર દૂરના અનેક નવા સમાચારો તેમાંથી આપણને જાણવા મળે છે.

અમદાવાદ શ્રી સ્થાનકવાસી જૈન કાર્યાલયમાં તેનો દેહ ઘડાય છે. ઘડવૈયા

વરીકે કુશળ કારીગર વિદ્વાન્ તંત્રી શ્રી જીવણલાલ છગનલાલ સંઘવી છે. તેઓ સમાજોત્થાનના સ્વપ્નાં સેવ્યાં જ કરે છે. આ પેપર કેવળ આજીવિકાની દૃષ્ટિથી નહિ પરંતુ સમજોત્થાનને લક્ષમાં રાખીને જ ચલાવવામાં આવે છે. એક માણસ જાતે કામ કરે અને બીજો મશીનથી કરે. કેટલો તફાવત પડે ? પેપર એ એક મશીન છે. હજારો આંખો તળે તે નીકળતું હોય, દરેક વ્યક્તિ બીજાને વાત કરે, આમ લાખોની સંખ્યા સુધી તે સમાચાર મળી શકે છે. સમાજોત્થાનની ભાવનાવાળા આવા મશીનથી ઈહિ અને પર બન્ને સાધ્ય કરી શકે છે. આ પત્ર તત્વદર્શી લેખોને વધારે સ્થાન આપે છે. તેઓનાં કાર્યની સ્થા. સમાજે હમણા હમણાં જ કદર કરી છે અર્થાત્ મુંબઈ અને અમદાવાદમા .... રૂ ની થેલી સમર્પિત કરી તેમનુ બહુમાન કર્યું છે.

આ પેપરની સાથોસાથ સાહિત્ય છપાવવા તરફ પણ તેમની દૃષ્ટિ સદૈવ રહે જ છે. કેટલાંક પુસ્તકો તેમના તરફથી બહાર પણ પડ્યા છે. અચાનક તેમની દૃષ્ટિ ગુરૂદેવના વૈરાગ્યશતક પર પડી. ગુરૂદેવે જાતે બનાવેલ ભાવશાહી શ્લોકો, સહેલાઈથી સમજી શકાય તેવા અર્થો, હૃદયસ્પર્શી વિવેચન, અને પુષ્ટિકારક છતાં આનંદપ્રદ કથાઓ આ બધો મેળ એક જ સ્થાને જોયો, ગુરૂદેવની વિદ્વતા પર મુગ્ધ થયા ઘણા વર્ષોથી ગુરુદેવના સાહિત્યની માગણી ચાલુ જ હતી તે અવાજ પણ કાન સુધી પહોચ્યો અને ત્રીજી આવૃત્તિ બનાવવાની તેમની ઇચ્છા દૃઢ બની.

અને આ રીતે આ પુસ્તક આજે આપની સામે ઉપસ્થિત થઈ રહ્યું છે. બીજુ સાહિત્ય વાંચી કંટાળો આવ્યો હોય તો આ પુસ્તકને શાન્તિથી વાંચશો, તો તમારો પાછળનો કંટાળો દૂર કરશે. ગમત સાથે જ્ઞાન પીરસ્યું છે. ઉપર રમુજી અને તત્વદર્શી દોહરા છે. કવચિત તેમાં કથાઓ પણ નીકળી આવશે. સૂત્ર સિદ્ધાંતના અવતરણો, પ્રાકૃત ગાથાઓ, સંસ્કૃત શ્લોકો, ગુજરાતી હિંદી કાવ્યો, હરિગીત, દોહા વિગેરેથી પુસ્તકને ખુબજ રળીયામણુ કર્યું છે. વિશેષ કાંઈ ન કહેતા એક જ વખત જોઈ જવા ભલામણ કરૂ છુ, પછી તો પુસ્તક જ તમારૂ આકર્ષણ કરશે. —સુજ્ઞેષુ કિં બહુના

કરજણ (મીયાગામ)<br>૨૫–૧૨–૬૪ શુક્રવાર

ચંપકમુનિ<br>(આચાર્ય : શ્રી બરવાળા સંપ્રદાય)

## ત્રીજી આવૃત્તિ અને બીજા ભાગ વિષે

# પ્રકાશકનું નિવેદન

વૈરાગ્ય શતક નામનું વૈરાગ્ય રસ ભરપુર આ પુસ્તક જૈન સમાજની સેવામાં રજુ કરતાં અમને ઘણો આનંદ થાય છે. આ પુસ્તક બરવાળા સંપ્રદાયના સ્વ. કવિવર્ય વિદ્વાન મુનિશ્રી વિનયચંદજી મહારાજ સાહેબે બે ભાગમાં લખીને જૈન સમાજ પર ખૂબ જ ઉપકાર કર્યો છે. આ પુસ્તકની એક પણ નકલ મળતી ન હોવાથી તેમજ તેની ઘણી માગણી હોવાથી, ગયે વર્ષે અમે પ્રથમ ભાગ પ્રકાશિત કર્યો હતો જેને જૈન સમાજે ઘણા આદરથી અપનાવ્યો અને આજે તેનો બીજો ભાગ જૈન સમાજના ચરણોમાં રજુ કરી કૃતકૃત્યતા અનુભવુ છું અને ઇચ્છું છું કે આમાંનો બોધ જૈન સમાજ ગ્રહણ કરી વર્તનમા મૂકવા કોશીશ કરશે તો હુ, મને પોતાને કંઇક અંશે સમાજ ઋણથી મુક્ત થયો સમજીશ.

આ ગ્રન્થના પ્રથમ ભાગમાં તેની પહેલી બીજી આવૃત્તિની પ્રસ્તાવના આપી છે એટલે આ બીજા ભાગમા આપવાની જરૂર ન લાગતાં, સ્વ. લેખક મુનિશ્રીના વિદ્વાન શિષ્ય અને બરવાળા સ. ના વર્તમાન આચાર્ય શ્રી ચંપકલાલજી મ. સા. ની પ્રથમ ભાગમા આપેલી પ્રસ્તાવના અહિં પણ આપી છે, તેથી જૈન સમાજ આ વૈરાગ્ય શતક ગ્રંથનુ સાચુ હાર્દ સમજી શકશે. કિં બહુના ।।

કારતક સુદ ૨ : ૨૦૨૨
પંચભાઈની પોળ
અમદાવાદ



લી. સંઘસેવક
જીવણલાલ છ. સંઘવી.

# અનુક્રમણિકા

કવિવર્ય મુનિમહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામી વિરચિતમ્

# ॥ શ્રી વૈરાગ્યશતકમ્—ઉત્તરાર્ધં. ॥

## ભાગ ૨ જો.

### ॥ અર્થભાવાર્થદૃષ્ટાન્ત સહિતમ્ ॥

#### મંગલાચરણ—ઉપજાતિવૃત્તમ.

( ૫૧ )

अखंडमाखंडल पूजितस्य ।
जिनस्य नूनं शरणं प्रपसत्स्व ॥
कंदर्पदर्पो दलितस्य तस्य ।
धर्मस्य वै वांच्छसि शर्मचेत्त्वम् ॥५१॥

અર્થ—હે ભવ્યાત્મન્! જો તું અવિનાશી શાશ્વત અખંડ સુખને ઈચ્છતો હોય, તો જીનેશ્વર પ્રભુનું શરણ પ્રાપ્ત કર. તે પ્રભુ કેવા છે? તો કે જેણે મદ અને મદનને દળી નાંખેલા છે, તથા દયામય સદ્ધર્મને જેણે પ્રરૂપ્યો છે, તેવા શ્રીજિનેશ્વર ભગવાનનું જ શરણ ગ્રહણ કર. (૫૧)

ભાવાર્થ:—હે સુજ્ઞ ભવ્યાત્મન! તારે અખંડ એવા મોક્ષના સુખની ઈચ્છા—અભિલાષા હોય, તો ખરેખર તું શ્રીજિનેશ્વર ભગવાનનુંજ શરણ ગ્રહણ કર. તે શ્રીજિનેશ્વર ભગવાન કેવા છે, તો કે જે ચોસઠ ઇંદ્રોથી પૂજાયેલા છે તથા મદન કહેતાં કામદેવને અને દર્પ એટલે ગર્વને જેણે મૂળમાંથી દળી નાંખેલા છે. એટલે ઇંદ્ર જેવા મોટા પુરૂષો ઉગ્રભાવે જેની હસ્ત જોડી સ્તુતિ કરે છે, તો પણ જેને જરાય પણ ગર્વપણું પ્રાપ્ત થતું નથી; એવા શ્રી અરિહંત ભગવાન છે. તો તું અનંત ગુણોથી યુક્ત શ્રીજીનેશ્વર પ્રભુનું જ શરણ પ્રાપ્ત કર, તથા તે ભગવાનના પ્રરૂપેલા દયામય પવિત્રધર્મનું—અર્થાત્ દાન, શિયળ, તપ અને ભાવ એ ચતુર્વિધ સદ્ધર્મનું આરાધન કર! તથા

સાધુ સકલકે ચરણ કું, વંદુ શિશ નમાય. ૧

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર અરિહંતભાષિત મોક્ષમાર્ગનું સુપ્રેમે આરાધન કરીશ–ને ધર્મનું શરણું ગ્રહણ કરીશ; તો નિઃસંદેહ અવશ્ય અક્ષય મોક્ષલક્ષ્મી વરી અજરામરત્વને પામીશ

દુનિયામાં સુખો અનેક પ્રકારના છે, પણ દુનિયાનાં તે દરેક સુખોમાં અખંડપણું નથી. સુખદુ.ખની વ્યાખ્યા વિદ્વાન પુરૂષોએ નીચે પ્રમાણે કરી છે. मनोऽनुकूल सुखम् । मन प्रतिकूल दुःखम् ।। અર્થાત્ પોતાના મનને અનુકૂળ પ્રિય લાગે તે સુખ અને મનને પ્રતિકૂળ–અપ્રિય લાગે તે દુ.ખ કહેવાય છે, જેમ કે કોઈ માણસને રસ્તે ચાલતા કાંટો વાગ્યો હોય, તો કલેજામાં કેવુ અસહ્ય દુઃખ થાય છે! પણ નાક અને કાને સુવર્ણ અલંકૃત–વાળી પહેરવા માટે નાક તથા કાન વિંધાવે છે, તેમાં મન ખુશી થાય છે. તો દુનિયામાં સુખદુઃખો તો માત્ર મનુષ્યોએ માની લીધેલાં છે. કહ્યું છે કેઃ—

મનહર છંદ

લગ્નમાં જો લાય લાગે તો, વડી વિપત્તિ ભાખે;
દારૂખાનું ખુશીથી બે હજારનું બાળે છે.
લુંટાય કે દંડાય તો, દિલે દીલગીરી થાય;
વાદને વરામાં મુઠી, ઉમંગે ઉછાળે છે.
કાયામાં જો કાંટો વાગે, કાળજામાં કષ્ટ થાય;
નાકને વિંધાવી નેહે, દર્પણ નિહાળે છે.
સુખદુઃખ દુનિયામાં, માન્યું દલપત્ત કહે;
વિવેકી તો વિવેક, વિચારી મન વાળે છે.

મતલબ કે સુખ કે દુઃખ મનુષ્યોની મનકલ્પનામાંજ છે. જે સુખો દુનિયાનાં મનુષ્યોએ માત્ર માની લીધેલાં છે, પણ વસ્તુતાએ વિચારતાં તે સુખોની પાછળ દુઃખો પણ સમાયલાં છે. દાખલા તરીકે–લક્ષ્મી જ્યારે આવે છે ત્યારે સુખ થાય છે, અને જ્યારે ચાલી જાય છે ત્યારે મહાદુઃખ–કલ્પાંત થાય છે. પુત્ર જ્યારે જન્મે છે ત્યારે ઘણો હર્ષ થાય છે. આનંદ–મંગળનાં ગીતો ગવાય છે અને સાકરો વહેંચાય છે; એ વગેરે અનેક ધામધુમ–સમારોહ થાય છે. પણ જ્યારે અચાનક તેનું દુર્દૈવવશાત પંચત્વ (મરણ) થાય છે, ત્યારે પછી દુઃખનો કંઈ પાર રહેતો નથી. પુરૂષ જ્યારે પરણે છે, ત્યારે મહાસુખ માની મગ્ન થાય છે, મનમાં આનંદ ઉલ્લાસ માને છે, લોકરીતિએ તે સાડા ત્રણ દિવસનો રાજા ગણાય છે; તેથી તે વખતે તેના

મનમાં કેવો હર્ષ થતો હશે, તે તો તેના હૃદયનેજ જાણવા દ્યો. મતલબ કે પરણુતી વખતે મનને મહાસુખ થાય છે, અને પોતાની જીંદગી સફળ થઈ ગઇ માને છે; જાણે છે કે છેલ્લામાં છેલ્લું ઉત્તમ મનુષ્યનું કર્તવ્ય કર્યું હોય! એમ કૃતાર્થ થઈ સુખ માને છે. પણ જ્યારે દંપતિમાંથી એકનો વિયોગ થાય છે, અથવા તો તેમાં ક્લેશ, કંકાશ ને ઝગડા થાય છે, કે પછી કમભાગ્યે રંડાપો પ્રાપ્ત થાય છે; ત્યારે દુઃખનો પાર રહેતો નથી; અર્થાત્ મનમાં તે વખતે મહાભારે દુઃખ અને સંતાપ થાય છે.

એમ દુનિયાનાં મનુષ્યો જે વસ્તુ પોતાને પ્રિય હોય તેમાં સુખ માને છે અને જેમાં ઘણું સુખ હોય પણ મનને ઇષ્ટ-પ્રિય ન હોય તેમાં સુખ છતાંપિ દુઃખ જ માને છે વળી જે સુખો મનુષ્યોએ માનેલાં છે તે ચિરકાળ સુધી ટકતાં નથી, તેની અવધી પૂર્ણ થયે ધન, ધામ, પશુ, પુત્ર, કલત્ર (સ્ત્રી) વગેરે સર્વ અંતે વિનાશ પામે છે. અથવા તો પોતાનુંજ અચાનક મરણ થાય છે; ત્યારે અવશ્ય સર્વે છોડીને લાચારીથી ચાલ્યા જવું પડે છે. તે વખતે મોહમુગ્ધ પ્રાણીને પૂર્ણ પશ્ચાતાપ થાય છે. કહ્યું છે કેઃ—

શ્લોક-શાર્દુલવિક્રિડિત વૃત.

अर्थाः पादरजोपमा गिरिनदीवेगोपमं यौवनं ।
आयुष्यं जललोल बिंदु चपलं फेनोपमंजीवितम् ॥
धर्म योन करोति निंदितमतिः स्वर्गार्गलोद्घाटकं ।
पश्चात्तापयुतो जरापरिगतः शोकाग्निनादह्यते ॥ १ ॥

અર્થાત્—પગની રજ સમાન ધન છે; રજને જેમ ઉડતાં વાર નહિ તેમ ધનને જતાં વાર નહિ. વળી પર્વતમાંથી નીકળેલી નદીના વેગની ઉપમા આપવા જેવું યૌવન છે તથા ડાભાગ્રે જળબિંદુના સમાન આયુષ્ય અતિ ચપળ છે, સમુદ્રમાં થતાં ફીણ સમાન જીવિત નાશવાન છે; છતાં પણ જે મૂઢ મનુષ્ય સવેળા ધર્મને કરતો નથી, તે વૃદ્ધાવસ્થામાં પૂર્ણ પસ્તાય છે અને પછી શોકરૂપી અગ્નિથી નિરંતર બળ્યા કરે છે. માટે જગતના આ સર્વ સુખો ક્ષણભંગુર જ છે, દેખાવમાં માત્ર સુખરૂપ ભાસે છે ખરાં, પણ અંતે મહાદુઃખ રૂપ થઈ પરિણમે છે. તો પછી એવાં સુખો સુખરૂપે કેમ કહેવાય ? તે તો દુઃખજ કહેવાય. ઝેરવાળું ભોજન જમી તૃપ્તિ રાખવાં કરતાં ભૂખ વેઠવી જ શ્રેયસ્કર છે. જે સુખો કેવળ ઉભય લોકમાં દુઃખોનેજ ઉત્પન્ન કરનારાં નીવડતાં હોય તો તેવાં મિથ્યા સુખોથી સર્યું શું ?

તો હે જગતવાસી ભવ્યજનો ! અખંડ એટલે કોઈ કાળે ખંડિત ન

થાય એવું આત્મિક સુખ તમારે જોઇતું હોય તો તે અખંડ સુખને પામેલા એવા શ્રી જિનેશ્વર ભગવાનનું તથા તેમનાં પ્રરૂપિત પવિત્ર ધર્મનું શરણુ અંગિકાર કરો. તેમના સિવાય અન્ય કોઈ પુરૂષ તે આત્મિક સુખ પ્રાપ્ત કરાવવા સમર્થ નથી, કારણ કે જે સુખને જેઓ પામેલા છે, તે જ પુરૂષ બીજાને સુખ આપી શકે, એ તો ખરૂં જ છે કે રાજા કે કોઇ મોટા શેઠ-શાહુકાર–સમર્થની સેવા બજાવતાં ધન મળે છે, પણ ગરીબ, દીન કે ભીખારી પાસે જઈ યાચવાથી કાંઇ ધન મળે નહિજ. તે બિચારા પોતેજ નિર્ધન છે તો અન્ય જનોને ધન ક્યાંથી આપી શકે? માટે આત્મિક અખંડ સુખ પ્રાપ્ત કરવા માટે તો ઉત્તમ પુરૂષોનુંજ શરણુ ગ્રહણ કરવું જોઈએ. બીજા શરણુ મિથ્યાજ છે. કહ્યું છે કેઃ—હરિગીત છંદ.

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું,
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યું;
રે આત્મ તારો! આત્મ તારો, શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદ્રષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.

મતલબ કે તે આત્મિક સુખ પ્રાપ્ત કરવા તે અખંડ આત્મિક સુખને પામેલા અને રાગ દ્વેષ રહિત એવા સર્વજ્ઞ પ્રભુ શ્રી જીનેશ્વર ભગવાનનું શરણુ ગ્રહણ કરવુ.

તે સર્વજ્ઞ દેવનું શરણુ સર્વોત્તમ છે. બાહ્ય કષ્ટોને પણ તે નિવારે છે. વિવિધ જાતના અણચિંતવ્યાં આવી પડેલા વિઘ્નો–ભયકારી કારણો હે પ્રભુ! તમારા શરણુથી નાશ પામે છે. તેમાં લેશ પણ શંકા નથી. શ્રી પ્રજ્ઞાપ્રકાશ ગ્રંથના કર્તા કહે છે કેઃ—શ્લોક

ઉપજાતિ વૃત્ત.

सर्वज्ञ देवस्य च नाम जापात् । प्राप्नोति किं नाग्निभयं क्षयं च ॥
प्राप्नोति किं राज्यभयं न नाशं । प्राप्नोति किं चोरभयं न नाशम् ॥२॥

અર્થાત્—શ્રી સર્વજ્ઞ દેવના જાપથી શું અગ્નિનો, ચોરનો, રાજ્યનો, વગેરેનો ભય નાશ નથી પામતો વારૂ? અર્થાત્ શીઘ્ર મેવ નાશ થાય જ છે અને સર્વ પ્રકારે શાંતિ વર્તાય છે. એવા તે પ્રભુના નામનો મહા પ્રભાવ છે. છેવટ મોક્ષના અખંડ સુખો પ્રાપ્ત કરી સર્વદા આત્મિક આનંદમાં નિમગ્ન થાય છે. વાહ પ્રભુ વાહ! તમારૂ શરણુ તો અમુલ્ય લાભદાયી નીવડ્યું. તમે પોતેજ મહા સમર્થ પુરૂષ છો. શુદ્ધ રૂપ છો, શંકરરૂપ છો; પુરૂષોત્તમ

પણ તમે જ છો. અને તમોને ભવ્ય ભક્તજનો વિવિધ સ્વરૂપે ઓળખે છે, અને અનેક પ્રકારના, વિવિધ નામોથી ભજે છે, સ્તવે છે, જપે છે અને તમારા ગુણ ગાય છે. ભક્તામર સ્તોત્રમાં કહ્યું છે કે—

बुद्धस्त्मेव विबुधार्चित बुद्धि बोद्धात्। त्वं शंकरोऽसि भुवनत्रय शंकरत्वात्।
धाताऽसिधीर! शिवमार्ग विधेर्विधानात्। व्यक्तं त्वमेव भगवन्!
पुरुषोत्तमोऽसि ॥३॥

त्वामव्ययं विभुमचिंत्यमसंख्य माद्यं। ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम्॥
योगीश्वरं विदित योगमनेकमेकं। ज्ञानस्वरुपममलं प्रवदन्ति सन्तः ॥४॥

અર્થાત્—હે પ્રભુ! હે જીનેશ્વર ભગવાન! તમે સ્વયં બોધ પામેલા અને વિબુધો (દેવો) થી પૂજાએલા હોવાથી બુદ્ધ પણ છો. ત્રણ જગતને સુખ કરનાર હોવાથી શંકર (शं सुखं करोतीति शंकरः) પણ તમે છો. વિધિ માર્ગનું વિધાન કરનાર હોવાથી ધાતા પણ તમે છો અને પુરૂષોત્તમ (पुरूषाणामुत्तमः पुरूषोत्तमः) પણ તમે પ્રગટ પણે જ છો. તે તો વ્યક્ત-ખુલ્લું જ છે. વળી તમને સન્તપુરૂષો અવ્યય, વિભુ, અચિંત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મા, ઇશ્વર, અનંત, અનંગકેતુ (કામદેવ), યોગીશ્વર, એક, અનેક, જ્ઞાનસ્વરૂપ, અમલ (નિર્મળ) વગેરે અનેક પ્રકારે બોલાવે છે, સ્તવે છે, અને ધ્યાન ધરે છે, વળી તમે કંદર્પ કહેતાં કામવિકાર તથા દર્પ કહેતાં ગર્વ તેને મૂળથી જ નિર્મૂળ—નાશ કરી દીધા છે. આ બે અજીત યોદ્ધા જીતવા જગતમાં મહાકઠિન—દુષ્કર છે, પણ શૂરવીરો તેથી હારી ગયા છે. નાસીપાસ થયા છે. આ બે જ જીત્યા તેણે સર્વ જીત્યું સમજવું, પણ સર્વ કરતા એ બેને જીતવા મહા મુશ્કેલમાં મુશ્કેલ છે અને તેથી જ શૃંગાર શતકમાં રાજર્ષિ ભતૃહરિ કહે છે કેઃ-

શ્લોક—વસંતતિલકા વૃત્ત

मत्तेभकुंभदलने भूवि सन्ति शूराः। केचित्प्रचंड मृगराजवधेऽपिदक्षाः॥
किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य। कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥५॥

અર્થાત્—મદોન્મત્ત હાથીના કુંભસ્થળને ભેદનારા આ ભૂમિ ઉપર ઘણા શૂરવીરો છે; વળી કેટલાએક પ્રચંડ મહાવિક્રાળ મૃગરાજ એટલે કેસરી-સિંહને પકડવામાં તથા તેને નિજ બાહુથી મારવામાં દક્ષ નરો પણ છે, પણ હું બળવાનો સમક્ષ છાતી ઠોકીને—ચોકસજ કહું છું કે આ જગતમાં કંદર્પ અને દર્પ એટલે કામદેવ અને ગર્વ—અભિમાન આ બેને મારનારા નરો તો ઘણાં જ વિરલા છે. તે બેજ આત્માના કટ્ટા શત્રુ છે. આત્માનું

સંત શિરોમણિ શ્રેષ્ઠ છો, નીતમ જ્ઞાની નૂર. ૫

જગાડે છે, ભવભ્રમણ કરાવે છે. ભાન ભૂલાવનાર છે. આત્મસ્વરૂપને પ્રગટ નહિ થવા દેનાર તે જ છે. તો પણ હે પ્રભુ ! આપનામાં લેશ પણ કામવિકાર તથા—અભિમાન નથી. આપની પાસે રાજા અને રંક બન્ને સરખા છે. માટે હે પ્રભુ ! આપ સમર્થ છો. અને તેથી જ આપનું શરણ સદા સર્વદા ઉભય લોકે સર્વથા સુખકારી છે.

કારણ કે દુનિયામાં સાચું શરણ એક શ્રી સર્વજ્ઞ પ્રભુનું જ છે. આ જીવાત્મા અનંતકાળ થયાં સંસારસાગરમાં રઝળે છે, તેનું જો મુખ્ય કારણ વિચારીએ, તો સાફ જણાશે કે ફક્ત સત્યશરણનો અભાવ છે. આ જીવાત્મા અજ્ઞાનરૂપ અંધકારે કરીને છવાઈ રહેલો છે, તેથી તેને સત્ય વસ્તુનું પીછાન અને ભાન થતું નથી, અને સત્ય વસ્તુનું પીછાન થાય નહિ ત્યાં સુધી હેયોપાદેયનું—કર્તવ્યાકર્તવ્યનું પરિગ્રહણ પણ કેવી રીતે થઈ શકે ?

માટે સદ્ગુરૂના સમાગમે સત્ય પુરૂષનું ઓળખાણ કરી સત્યનું શરણ ગ્રહણ કરવું. માટે સત્ય અને સમર્થ પુરૂષનું શરણ ગૃહણ કરવાથી બાહ્યાભ્યન્તર સંકટો વિનષ્ટ થાય છે. રાગદ્વેષને જીતનારા અને મદમદનને સર્વથા વિલય કરનારા, અઢાર દોષથી રહિત સર્વજ્ઞ દેવાધિદેવ મહાન સમર્થમાં સમર્થ શરણ્ય છે, કહ્યું છે કેઃ—

न कोशिके रागमुपासनापरे । करोंषि रोषं न च चंडकोशिके ॥
अहो उदासीनतयेव निर्जिता । च मूस्त्वयादुर्विषयापि कर्मणाम् ॥१॥

અર્થાત્—સદૈવ સેવા કરવામા તત્પર એવા ઈંદ્રિ પ્રત્યે જેને રાગ ભાવ નથી અને ક્ષીર સમાન મિષ્ટ પોતાના રૂધિરનું પાન કરનારા ચંડકોશિક નામના મહા- ઝેરીમાં ઝેરી દૃષ્ટિવિષ ક્રૂર સર્પ ઉપર પણ જેને રોષભાવ ઉત્પન્ન થયો નથી. તેથી ઘણા આશ્ચર્યની વાત છે કે તમે રાગદ્વેષને જીતી આવો વિશ્વજનાનંદી ઔદાસિન્યભાવ પ્રાપ્ત કર્યો છે. અને દુર્જય એવી કર્મની સેનાને આપે જીતી છે; તો હે જગદ્ગુરૂ ! શ્રી સર્વજ્ઞ દેવાધિદેવ ! હું આપને સદા સર્વદા ત્રિકાલ અભિવંદન કરૂં છું, કારણ કે આપજ એકલા જગતના સત્ય શરણરૂપ છો, આપનું શરણ દુઃખ દાવાનળ દૂર કરનાર છે. વિઘ્ન માત્રને નિવારનાર છે. કહ્યું છે કેઃ—

વસંતતિલકા વૃત્તમ્

कल्याणमंदिरमुदार मवद्यभेदि । भीताऽभयप्रदमनिंदितमंघ्रिपद्मम् ॥
संसारसागरनिमज्जदशेषजंतु । पोतायमानमभिनम्य जिनेश्वरस्य ॥१॥

 દયાળુના દર્શન તણી, ઇચ્છા અતિ ઉર થાય; 
ક્ષણભર આપ પ્રતાપથી, જન્મ સફળ થઇ જાય. ૬

અર્થાત્—કલ્યાણના મંદિર રૂપ એવા તથા ઉદાર ભાવનાવાળા એટલે अयं निजः अयं परः (આ મારૂં, આ તારૂં-પારકું) એ પ્રકારની એકલપેટી સંકુચિત વૃત્તિથી રહિત, પાપને નાશ કરનાર સંસારનાં નાનાં પ્રકારનાં દુઃખોથી તથા આધિ, વ્યાધિ ને ઉપાધિથી ભયભિત થયેલ પ્રાણીઓને અભય કરનાર, તથા સદાય આનંદિત છે પાદપદ્મ જેના, સંસારસાગરમાં ડુબતા સમસ્ત જીવોને વહાણ રૂપ સુખ આપનારા એવા શ્રી જીનેશ્વર ભગવાન છે; તેમને સદા નમસ્કાર કરીને શરણ ગ્રહણ કરૂં છું. કારણ કે આ જગતમાં ખરો આધાર આપનો જ છે, બાકી તો સર્વ સંસાર ક્ષણભંગુર અને નાશવાન છે. અનંતઅનંતીવાર આ જીવાત્માએ ઘણા ઘણા ભોગ ભોગવેલા છે, પણ તેમાં કાંઇ ગરજ સરી નથી. એક દયામય સદ્ધર્મના આરાધન વિના તથા સર્વજ્ઞ પ્રભુશ્રી જીનેશ્વરદેવના સત્ય શરણ વિના સર્વ જન્મ વ્યર્થ જ ગુમાવ્યા છે. શ્રી અરિહંત ભગવાન સકળ ગુણે કરી સહિત છે. તેમનું શરણ ગ્રહણ કરવાથી ઇહલોકમાં ને પરલોકમાં એમ સર્વત્ર પ્રાણીઓ પરમ સુખને પામે છે. કહ્યું છે કેઃ-

કવિત- નમું શ્રી અરિહંત કર્મકો કીયો અંત,
હુવા સો કેવળ વંત, જ્ઞાનના ભંડારી હે;
ચોતીસ અતિશય ધાર, પાંતીસ વાણી ઉચ્ચાર,
સમજાવે નરનાર, પરઉપકારી હે;
શરીર સુંદર આકાર, સુરજ સો ઝલકાર,
ગુણ હે અનંત સાર, દોષ પરિહારી હે,
કેત હે તિલોકરિખ, મન વચ કાય કરી,
લળીલળી વારંવાર, વંદના હમારી હે. ૧

એવા શ્રી અરિહંત ભગવાન સર્વ ભવ્યજનોને શરણ રૂપ છે. તેમના નામ માત્રથી દુઃખ સઘળાં નાશ પામે છે, દેવોને તથા નરેન્દ્રોને તે સદા વંદ્ય થાય છે. ભય સઘળા વિનાશ પામે છે, અને છેવટે અક્ષય મોક્ષલક્ષ્મી મેળવી અજરામરત્વને પામે છે. હવે શ્રી જીનેશ્વર ભગવાનનું શરણ ગ્રહણ કરવાથી તથા તેમના પ્રરૂપિત સદ્ધર્મનું સંકટમાં પણ હિંમત રાખી સપ્રેમ સેવન-આરાધન કરવાથી પ્રાણી કેવું સુખ પામે છે ? અને તેના ઉપરથી દુઃખ વાદળું કેવી રીતે ખસી જઇ સર્વત્ર આનંદ આનંદ વરતાઇ જાય છે, તેના ઉપર ઘણું જ આશ્ચર્યકારક એક સદ્ધર્મી સુલક્ષણા મનોરમા શેઠાણીનું દષ્ટાંત નીચે-વાંચો.

કાબે અર્જુન લુંટીયો, એહી ધનુષ એહી બાણ. ૭

## (૬૧) ધર્મનિષ્ઠ શેઠાણી ધર્મસેવનથી સંકટમુક્ત થયાં.

આજથી થોડાં વર્ષ ઉપર કોઈ એક મોટા શહેરમાં એક ધનવાન શેઠ રહેતો હતો. તેના ગૃહમાં લક્ષ્મી ઘણી હતી. રાજા તરફથી સહર્ષ સંપાદન થયેલું નગરશેઠનું પદ સુખપૂર્વક ભોગવતો હતો. તેને મનોરમા નામની એક ગુણવંતી સ્ત્રી હતી. તે પતિભક્તિ–પરાયણા ને ઘણીજ ધર્માનુરાગી હતી. શેઠશેઠાણી ઉભય હામ, દામ ને ઠામ એમ સમસ્ત પ્રકારે સુખી હતા. શેઠશેઠાણી બન્નેને લગભગ ૫૦ વર્ષની અવસ્થા થવા આવી હતી, પણ અત્યાર સુધી કાંઈ પણ સંતતિ ન હોવાથી હૃદય શોકાગ્નિથી ભરપુર રહેતું હતુ. પણ પુણ્યજોગે તે ચિંતાને પણ દૂર થવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું હતુ એટલે તેમને એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું અને તે બાળક અત્યારે લગભગ આઠેક માસનો થયો હતો. ઘણોજ ખોટનો પુત્ર હોવાથી શેઠશેઠાણી, ચાકર નોકર વગેરે તેને ઘણી સાવચેતીથી જાળવતાં હતાં. તો પણ તેઓ તેમાં કેવળ મોહમુગ્ધ નહોતાં, ધર્માનુરાગી પણ પૂર્ણ હતાં. સાંજસવાર સામાયિક અને પ્રતિક્રમણ આદિ ધર્મધ્યાન કરવાં ચુકતા ન હતાં, સંતસાધુની સેવા ભક્તિ ઘણા પ્રેમથી નિત્ય કરતાં હતાં. દુઃખી અનાથ અને નિરાધાર મનુષ્યોને આધાર આપીને લક્ષ્મીનો સારો લાભ લેતાં હતા, ગુપ્તદાન દેવામા તેમને વધારે પ્રીતિ હતી, તેથી તેમને હસ્તક ગુપ્તદાનો ઘણાં સારા દેવાતા હતાં. દાન, શિયલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ ગૃહસ્થોને માટે કહ્યો છે, તેને પૂર્ણ રીતે અંગીકાર કરેલો હતો. કહ્યું છે કે—કવિત.

નીતિ વિષે પ્રીતિ અને રીતિ સારી રાખ્યે જાય,
સાધુસંત સેવા કરે પર ઉપકાર છે;
વિનય વિવેક તન મનમાંથી જાય નહિ,
પરદુઃખ કાઢવામાં અંતર ઉદાર છે.
પરઅપરમાંહિ અંતર ન માને કશો,
પુણ્યરૂપ પૂરેપૂરો આચાર વિચાર છે,
કેશવ કહે છે કોઈ પાસે કશું માગે નહિ,
સુજનની રીતિ ખરી ખાંડા કેરી ધાર છે. ૧

આવાં આવાં ધર્મનાં ઉત્તમ કાર્યો કરી માનવ જીવન સફળ કરતાં હતાં. તેના ઘરમાં ઘણાં દાસદાસીઓ કામકાજ કરનારાં હતાં. તેને ત્યાં એક નોકર ઘણાં વર્ષનો જુનો હતો. તે શેઠની ઘોડાગાડી ચલાવવાનું કામ કરતો

હતો. તે જુનો માણસ હોવાથી અને સ્વામીભક્તિ વગેરે કેટલાએક સદ્દગુણો તેનામાં હોવાથી શેઠશેઠાણીનો તેના પ્રત્યે પ્રેમભાવ સારો હતો, શેઠશેઠાણી–બન્નેએ તેને નાનપણથી જ પુત્રવત્ પાળી મોટો કર્યો હતો, જે વસ્તુ જોઇએ તે તેને આપતાં હતાં, છેવટ કહીએ તો તે એક ઘરના માણસ જેવોજ ગણાતો હતો. શેઠનો પણ તેના પ્રત્યે પૂર્ણ ભરોસો હતો. તેથીજ તેને વગર સંકોચે ઘરનું કામ સોંપવામાં આવતું હતું તેના પ્રત્યે ઘરનાજ માણસની જેમ પૂર્ણ વિશ્વાસ હતો.

હવે એક વખત બન્યુ એવુ કે, શેઠે એકદા પોતાની વર્ષ ગાંઠના શુભ અવસર પર મિત્રમંડળમાં ઉજાણી કાઢી. ઉજાણીનું સ્થાન લગભગ પોતાના ગામથી બેએક ગાઉને છેટે હતું. ઉજાણીમાં જોઇતો સામાન શેઠે ચાકરો મારફતે પહોંચડાવી દીધો હતો. અને બીજા કેટલાક નિકટના મિત્રો કામકાજ માટે સવારમાંજ શેઠની સાથે ગયા હતા અને પોતાના ભરોસાદાર ગાડીવાનને શેઠાણીને ત્રણ ચાર વાગ્યાના સુમારે ગાડીમાં બેસારી લાવવાનું કહી ગયા હતાં. વખત થયો એટલે શેઠાણી પણ લુગડાંલત્તા પહેરી તૈયાર થયાં. આજ પોતાના પ્રિયતમ પતિની વર્ષગાંઠનો શુભ દિન હોવાથી શેઠાણીને પણ હૃદયમાં ઘણો આનંદ હતો. અંગ ઉપર ઘણાંજ મૂલ્યવાન હીરારત્નજડિત સુવર્ણના અલંકારો ધારણ કરેલાં હતાં. પોતાના પ્રાણાધિક પરમપ્રિય લઘુ પુત્રને પણ બહુ મૂલ્યવાન બાલકોચિત રત્નજડિત વિવિધ અલંકારોથી અલંકૃત કરી પોતાના ખોળામાં બેસાડી લીધેલો હતો, આ વખતે પોતાના બાળપુત્રને જોઈ શેઠાણી પોતાના મનમાં પરમ પ્રમોદ પામતાં હતાં.

ગાડીવાને ગાડી હાકી, તે થોડાંજ સમયમાં ઉજાણીના સ્થાને આવી પહોંચી કે તુરતજ શેઠાણી હેઠે ઉતરી અંદર ગયા. શેઠે સુવર્ણાલંકાર વિભૂષિત બાળકને તેડી લીધો, બીજા મિત્રો પણ તે બાળકને તેડી રમાડવા લાગ્યા; અને શેઠના આવા રૂડા દિવસ માટે પરમાનંદ પામવા લાગ્યા. અહા ! પ્રાણીઓનો પુણ્યોદય કેવો પરમ આનદ આપે છે ? કહ્યું છે કેઃ–

શ્લોક　　　　ઉપજાતિ વૃત

पुण्येन रूपं किल चाक चक्यं । पुण्येन सर्वं सफलं च वाक्यम् ॥
पुण्येनचास्ति परिपूर्ण सौख्यं । पुण्यं विनाऽर्तिस्तु पदे पदे च ॥१॥

અર્થાત્—પુણ્યથી સુંદર રૂપ પામી શકાય છે, પુણ્યથી સર્વ વચનો સફળ થાય છે. તથા પુણ્યથી સર્વ પ્રકારના પરિપૂર્ણ સુખો સર્વ આવી મળે છે. પુણ્ય વિનાના પ્રાણીઓને પગલે પગલે સદા સર્વદા અરતિ–

અશાંતિ-પીડા ભોગવવી પડે છે. અહો, આ શેઠને પુણ્યનો ઉદય કેવો આનંદદાયક થયેલ છે ! વળી તે લક્ષ્મી પણ પ્રમાણ છે કે, તેમાં ઉચ્છૃંખલ નહિ થતાં તેનો સન્માર્ગે વ્યય કરી લાભ લીએ છે. આ પ્રમાણે શેઠના સંબંધી વિવિધ વાર્તાલાપ કરતાં જમવાનો સમય થતાં સર્વ મિત્રો જમવા બેઠા, વિવિધ જાતના સ્વાદિષ્ટ ઇષ્ટમિષ્ટ પકવાનોથી તૃપ્ત થઈ સર્વ આનંદપૂર્વક જમી ઉઠયા. પછી શેઠશેઠાણી પણ જમ્યાં. જમી રહી સર્વ સાનંદે પાન, સોપારી વગેરે ખાવા લાગ્યા.

પછી શેઠે શેઠાણીને કહ્યું કે, તમે બાળકને તેડી વેળાસર ગાડીમાં બેસી ગામમાં પહોંચી જાઓ, અને અમો સર્વ મિત્રો કામકાજ આટોપી સર્વ સાથેજ આવીશું. પછી ગાડીવાનને ભલામણ કરી કે, બાળક અને શેઠાણીને સાચવીને ઘેર લઈ જજે, પાસે જોખમ પુષ્કળ છે માટે સંભારીને જજો.

ગાડીવાન પોતાનો પૂર્ણ વિશ્વાસુ અને ખાત્રીદાર માણસ હતો તેથી વિશેષ કાંઇ કહેવાકારવવાની જરૂર ન હતી. કારણ કે જ્યાં પૂર્ણ વિશ્વાસ હોય છે ત્યાં કોઈ ભયનું, શંકાનું કે અસંતોષનું કારણ રહેતુંજ નથી.

પછી શેઠની રજા લઈ ગાડી ચલાવી. ગાડી ચાલી તે વખતે લગભગ સાંઝ પડવા આવી હતી ગાડી અડધેક આવી તે વખતે સંધ્યા સમય થઈ ચુકયો હતો. ગાડીવાન શેઠાણી સાથે વાતો કર્યે જતો હતો, શેઠાણી અને પુત્રના અંગ ઉપર ઘણાં કીંમતી આભૂષણો હતાં. અને તે અલંકારો પણ ઘણાં કીંમતી સુશોભિત ને ચિત્તાકર્ષક હતા. શેઠાણી ને પુત્રના મળી લગભગ દશહજારના દાગીના હતા. વારેવારે શેઠાણી પ્રત્યે પેલો ગાડીવાન સામુ જોયા કરતો અને વાતો કરતો હતો. પછી કીંમતી અલંકારો જોઈ તેની દાનત-બુદ્ધિ બગડી, લોભ રાક્ષસ પૂર જોશથી પિંડમાં પેઠો, બસ ! લોભ રાક્ષસ પેઠો, એટલે તો પુછવું જ શું ! ચક્ષુમાં લજ્જાદેવી વસે છે, પણ જ્યારે લોભ રાક્ષસ પેઠો એટલે તે લજ્જાદેવી તો શિઘ્રમેવ પલાયન કરી જાય છે. એક લોભ આવ્યો એટલે બીજા સર્વ ગુણો રહેવા પામતા નથી. રાજર્ષિ ભર્તૃહરિએ ખરૂંજ કહ્યુ છે કેઃ—लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः ॥ અર્થાત્ એક લોભ આવ્યો, એટલે બીજા દુર્ગુણોનું શું કામ છે ! સર્વ દુર્ગુણોનો સરદાર અને સર્વ પાપનો બાપ તો લોભનેજ કહ્યો છે. તે લોભ આ ગાડીવાનમાં પેઠો.

શેઠાણી તથા પુત્રના અંગ ઉપરના અમૂલ્ય અલંકારો જોઈ પેલા ગાડીવાનનું ચિત્તડું ચળ્યું, દુષ્ટ લોભે મન ફેરવી નાખ્યું, વળી કર્મસંયોગે સંધ્યાનો સમય હોવાથી કોઈ માણસ પણ તે વખતે આવતું જતું નહતું. આવો અનુકૂળ પ્રસંગ ફરી ફરીને કદી પણ મળવો મુશ્કેલ છે જો આ થાપમાં ફાવી જવાય તો સારૂં, બસ એકદમ હું વગર મહેનતેજ દશ હજારનો આસામી બની જાઉં. પછી મારે કોના બાપની પરવા રહે. આ પ્રમાણે પેલા દુષ્ટ ગાડીવાને મન સાથે વિચાર્યું.

વિચારી દૃઢ કર્યું કે, જરૂર આ શેઠાણી અને પુત્ર બન્નેને મારી નાંખી દશ હજારનો માલ લઈ પરદેશ ચાલ્યો જાઉં. અત્યારે આ મારા કાર્યમાં કોઈ વિઘ્નકારી માણસ પણ આવતું જતું નથી, તેથી જરૂર મારૂં ધાર્યું થશે. એમ ધારી વિશેષ રાત પડવા માટે ગાડી ધીમે ધીમે ચલાવવા માંડી. ગાડી ધીમે ધીમે ચાલતી હોવાથી શેઠાણીએ કહ્યું કેઃ—ભાઈ ! ગાડી કેમ ધીમે ચલાવે છે ? હજી આપણે ઘણે દૂર જવાનું છે; અંધારૂં થઈ જશે. માટે જલદી ગાડી ચલાવને ! આપણે અસુર થાય છે તે જાણતો નથી ?

આ પ્રમાણે શેઠાણીએ કહ્યું, પણ પેલા દુષ્ટે જાણે કે કાંઈ સાંભળ્યું જ ન હોય તેમ આંખઆડા કાન કર્યા. શેઠાણીએ બે ત્રણવાર કહ્યું, પણ દુષ્ટે માન્યું જ નહિ. શેનું માને ? પેલો દુષ્ટ લોભ નામે દૈત્ય માનવા કેમ દે ? એમ ગાડી ધીમે ચલાવતાં સડક ઉપરથી બીજો એક આડકતરો રસ્તો આવ્યો એટલે ગાડી સડકેથી હેઠી ઉતારી આડે રસ્તે ચલાવી. તેથી શેઠાણીએ કહ્યું. અલ્યા ભાઈ ! ગાડી આમ આડે રસ્તે કેમ ચલાવી ? પાછી લાવી મોટી સડકે ચલાવ. ત્યારે તે સાંભળી દુષ્ટ ગાડીવાને જરા રોષદર્શક નેત્રોથી ધમકી આપતાં કહ્યુ કેઃ—બસ, બડબડ નહિ કર. ચાલી આવ જ્યાં ગાડી આવે ત્યાં, નહિ તો જાનથી તને મારી નાંખીશ અહીં તારૂ કોણ છે ?

આ વાક્યથી શેઠાણીને મનમાં મોટી ફાળ પડી, હાયહાય ! જરૂર આ પાપીની દાનત બગડી જણાય છે. મને તથા મારા ખોટના એકના એક વહાલા પુત્રને આ પાપી સતાવશે–પીડશે માટે હવે શો ઉપાય કરવો ? અત્રે મારૂં કોઈ નથી. શેઠ તો હજી વાડીમાં છે, તે તો કોણ જાણે ક્યારે આવશે, તે પહેલાં તો આ પાપી કોણ જાણે અમને બન્નેને ક્યાં લઇ જશે ? અને મને તથા મારા પ્રાણાધિક પુત્રને શુંયે કરશે ? અરેરે ! હવે શું કરૂં ?

આ પ્રમાણે રૂદન કરતાં શેઠાણી વિલાપ કરવા લાગ્યાં, તેવામાં એક ઉંડો કૂવો જોવામાં આવ્યો. એટલે તરત ત્યાં ગાડી ઉભી રાખી. તેણે

તેને પણ દુઃખ આપીયું, જેનો મળે ન થોક. ૧૩

હવે બિચારાં શેઠાણી નિરુપાયે પાથરેલાં વસ્ત્ર ઉપર બેઠાં, ખોળામા પોતાના પ્રાણાધિક પ્રિય પુત્રને બેસાડયો; પુત્રના ઉપર તેનો અત્યંત પ્યાર હતો. પોતાના વંશોદ્ધારક એકના એક ખોટના પુત્રની આવી દુર્દશા તે શેઠાણીથી સહન થઇ શકી નહિ તેથી ઘણુ કલ્પાંત કરવા લાગી તથા દીનવદને કરગરવા લાગી, નમ્રતાપૂર્વક પ્રાણદાન (જીવતદાન) ની ભિક્ષા ભિક્ષુકની પેઠે યાચવા લાગી, પણ તે દુષ્ટે તો નિર્દયતાપૂર્વક ગાંસડી જોસ-પૂર્વક બાંધવા માંડી. કોઈપણ ઉપાય બચવા માટે ન રહ્યો, ત્યારે છેવટ શેઠાણી નમ્રતાપૂર્વક દીનવદને એક વચન બોલી:—કે ભાઇ! મને ભલે તું મારી નાંખ પણ મારા પ્રાણાધિક પ્રિય પુત્રને બચાવ. અરે ભલો થઇને બચાવ રે બચાવ! મારાથી આ પુત્રનું દુઃખ દેખી શકાતું નથી. તેનું દયામણું રૂદન આ પાપી કાનથી સાંભળ્યું જતું નથી, અરે કાંઇક ભલો થા અને મારા પતિના વંશનો આમ વિના મોતે ઉચ્છેદ ન કર રે ન કર!!! આમ તે બિચારી શેઠાણીએ ઘણી રીતે વિનવ્યો, પગે લાગી, કરગરી, પણ પાપી એકનો બે ન થયો તે નજ થયો. નિર્દયને દયા ન આવી; બુરો તે સારો ક્યાંથી થાય? કહ્યું છે કે:—

કુંડળીયો. બુરા ભલાઈ ના કરે, કીજે કોડ વિલાસ,
જેસા તરૂવર નિંબકા, તજે નહિ કડવાસ;
તજે નહિં કડવાસ, પાસ ગંગોદક છલકે,
તેમ તેમ ઝેર વિશેષ, દેખો દિશોદિશ કરકે;
કથે સો કવિયા કહાન, તજે ન કાજલતાઈ,
કીજે કોડ પ્રકાર, બુરા ન કરે ભલાઇ. ૬

મતલબ કે નઠારા માણસ પોતાનો સ્વભાવ બદલતાજ નથી. જેમ લીંબડાને સાકરના રસમાં તથા દુધમાં ડુબાડી રાખીએ, તો પણ તે પોતાની કડવાશ તજતો નથી; તેનો જાતિસ્વભાવજ એવો છે. કહ્યું છે કે:—
जातिस्वभाव न मुच्यते ॥

દોહરો—કડવો કેવળ લીંબડો, સિંચે દાડમ દ્રાક્ષ,
સાકરમાં રસબસ રહે, પણ મિટે નહિં કડવાશ. ૧

તેમ કેટલાએક માણસો પોતાનો ભુંડો સ્વભાવ તજતા નથી. ગમે તેટલું તેને સમજાવે તો પણ તે સમજતો નથી, માનતો નથી. તેમ પેલા દુષ્ટ ગાડીવાનને દયા નજ આવી, સમજ્યો નહિ, અને પછી બન્નેની ગાસડી એવી તો મજબુત કસીને બાંધી કે બિચારાં બે જણાંથી પૂરો શ્વાસ

પણ લઈ શકાતો નહોતો, પણ શેઠાણીએ પોતાના પુત્રને અતિ દુઃખ ન થાય તે સારૂ ખોળામાં વચ્ચે બરાબર સાચવીને બેસાડયો. અહા ! આ સંસારમાં માતાનો પુત્ર પ્રત્યે કેવો અસીમ પ્રેમ છે ! અનેક દુઃસહ્ય સંકટો વેઠીને પણ માતા પુત્રને પાળીપોષી મોટો કરે છે. માતાના અથાગ ગુણો છે તેનો તો પારજ નથી. માતાપિતાએ કરેલા અથાગ ઉપકારનો બદલો ગમે તેટલું કરે પણ, સંતાનથી વાળી શકાય તેમ નથી.

હવે પેલા ગાડીવાને ગાંસડી મજબુત બાંધી અને કુવામાં નાખવા માટે ઉપાડી કાંઠા પર લાવ્યો, ઉપાડી અંદર જેવો નાખવા જાય છે, તેવામાં તેને એક વિચાર થઈ આવ્યો કે, આને કુવામાં નાખોશ તો જરૂર મરી તો જશે, પણ તેમનાં મુડદાં પાછા પાણી ઉપર તરી આવશે; તો તપાસ કરતાં કદાચ હું પકડાઈ જાઉં, માટે એક મોટો પત્થર લઈ આવી આ લુગડા સાથે બાંધી દઉં, કે તે પથ્થરની સાથે ગાંસડી પણ પાણીના તળીયે જઈ બેસી રહે અને તેથી આ કામની કોઈને ખબર પણ ન પડે તેથી ગાંસડી કઠેરા ઉપરથી હેઠી ઉતારી કુવાના થાળા ઉપર મુકીને એટલામાંથી પથ્થર લાવવા માટે શોધ કરવાને નીકળ્યો. આ વખતે શેઠાણી તો બિચારાં પુરાં સંકટમાં આવી પડ્યાં હતાં. પાપીએ એવી તો કસીને ગાંસડી બાંધી હતી કે બિચારાંથી પુરો શ્વાસ પણ લઈ શકાતો નહોતો. અત્યારે તેનો ધણીધોરી કોઈ નહોતો, દુઃખમાંથી બચાવનાર કોઈ નહતું. શેઠાણી તે વખતે ખરા અંતઃકરણપૂર્વક પંચપરમેષ્ટીનું–નવકારમંત્રનું સ્મરણ કરવા લાગ્યાંઃ—હે પ્રભુ ! હે દીનાનાથ ! હે નોધારાના આધાર ! હે દીનદયાળ ! તમારૂંજ શરણુ સંસારમાં સાચું છે. તમે અશરણના શરણ, અબંધવના બંધવ અને બળતાના બેલી છો. હે પ્રભુ ! તમે ઘણાઘણાનાં દુઃખો ટાળ્યાં છે, તો મને બચાવો, મારૂં દુઃખ દૂર કરો. હે અનાથનાં નાથ ! પ્રભુ ! હું અને આ મારૂં નિર્દોષ બાલક વિના અપરાધે મરી જઈએ છીએ; માટે આપ દયાળુ બચાવો. બચાવો.

છપ્પયછંદ–અશરણશરણ અનંત, સંત જન સંતત સેવે,
ભયભંજનભગવંત, અંત દુર્લભ પદ દેવે;
કષ્ટહરણ સુખકરણ, તરણતારણ ભયવારણ,
અતિ ઉત્તમ આચરણ, શરણ જનકાજ સુધારણ,
પ્રતિદિન જગપાળ કૃપાળ પ્રભુ, કાળવ્યાળવિષઝાળહર,
વદી દીનવાણી દલપત કહે, જય જય જગજંજાળહર. ૮

આશું અફળાવે જો મરે, થાવા કાળ તેહિ થાય;
જઇ પાતાળે છુપશે, ત્યાંથી પણ લેઈ જાય. ૧૫

હે દીનદયાળ પ્રભુ ! આપનું શરણુજ દુનિયામાં સત્ય છે, મે પૂર્વે મહા પાપ કર્યાં હશે, ગરીબોને સંતાપ્યા હશે, નહિ કરવાનાં કાર્યો કરી અનેક અનર્થકારી કર્મો કર્યાં હશે. એ પ્રમાણે પોતાના પાપોને ધિક્કારતી પંચપરમેષ્ઠી ભગવાનનું જ તે વખતે ખરા અંતઃકરણથી ભજન કરવા લાગી.

શાર્દૂલવિક્રિડિત વૃત્ત.

अर्हन्तो भगवंत इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिता ।
आचार्या जिनशासनोन्नति कराः पूज्या उपाध्यायकाः ॥
श्री सिद्धान्त सुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः ।
पंचैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥ १० ॥

અર્થાત્ ઇંદ્રથી પૂજાયેલા શ્રી અર્હન્ત ભગવાનને નમસ્કાર કરૂં છું, સિદ્ધ ગતિમાં રહેલા સિદ્ધભગવાનને, શ્રી જીનશાસનની ઉન્નતિ કરનાર આચાર્ય ભગવાનને તથા ઉપાધ્યાયજીને, તેમજ સૂત્રસિદ્ધાંતના પાઠ કરનારા તથા સદા રત્નત્રયના આરાધક એવા શ્રી પંચમહાવ્રતધારી મુનિશ્વરોને નમસ્કાર કરૂં છું એવા શ્રી પંચપરમેષ્ઠીભગવાન સદા મારૂં મંગળ કરો. કારણ તમેજ દુનિયામાં સાચા મંગળરૂપ છો, તમેજ આ લોકમાં ઉત્તમ છે, અને તેથી તમારૂં જ શરણુ હું ગ્રહણુ કરૂં છું.–વસંતતિલકાવૃત.

त्वंनाथ ! दुःखिजनवत्सल हे शरण्य ! कारुण्य पुण्य वसते वशिनां वरेण्य ! ॥
भक्त्या नते मयि महेश दयां विधाय । दुःखांकुरोद्दलने तत्परतां विधेहि ॥ ११ ॥
निःसंख्य सार शरणं शरणं शरण्य ! । मासाद्यसादितरिपुप्रथितावदातम् ॥
त्वत्पादपंकजमपि प्रणिधानवंध्यो । वध्योऽस्मिचेद् भुवनपावनहाहतोऽस्मि ॥ १२ ॥
देवेंन्द्रवंद्य विदिताखिलवस्तुसार ! संसारतारक विभो भुवनाधिनाथ ! ॥
त्रायस्वदेव करुणाहृदमांपुनीहि । सीदंतमद्यभयद व्यसनांबुराशेः ॥ १३ ॥

અર્થાત્—હે નાથ ! હે દુઃખીજનવત્સલ ! અશરણુના શરણુ ! સીદાતી એવી મને દયા લાવીને દુઃખથી બચાવો બચાવો ! વળી હે દેવેંદ્રવંદ્ય ! હે તત્વજ્ઞ ! હે સંસારોદ્ધારક ! હે ભગનાધિપ ! મારૂં દુઃખથી રક્ષણુ કરો, આ દુઃખસાગરમાંથી મને સત્વર મુક્ત કરો ! અહો ! દુષ્ટ લોભ કેવાં નિર્દય કાર્યો કરાવે છે ! આ મારો જુનો અને વિશ્વાસુ માણુસ હોવા છતાં

ચોતરફ ફરતો હતો, તેવામાં એક મોટો પથ્થર તેને મળી ગયો, તે લગભગ એ અઢી મણ જેટલો વજનમાં હતો. મનમાં હરખાયો–બસ હવે ઇષ્ટસિદ્ધિ થઈ જ ગઇ, હવે હમણાંજ પથ્થર બાંધી તેને ડુબાડી દઇ, ઘરેણાંનું પોટકું ઉપાડી ચાલ્યો જાઉં છું–આવા વિચારોથી હર્ષભેર તે પથ્થરને ઉપાડવા માટે જેવા બે હાથ પહોળા કરીને બાથમાં લેવા ગયો, તેવામાં તે પથ્થર તળે એક મોટો મણીધર મહા ભયંકર સર્પ બેઠેલો હતો, તે એકદમ કુંફાડા મારતો બહાર નીકળ્યો; અને પેલા દુષ્ટ ગાડીવાનને ચોંટયો. પ્રથમ તો તેણે તેના બે પગને મજબુત ભરડો દીધો, પછી બે હાથને ભરડો દઇ, ગળાને વીંટાઈ તેના મુખ સામે ભયકર ને ડરામણી ફણા માંડી તેની ચક્ષુ સામે બે જીભ લાંબી કરી ડરાવવા લાગ્યો. પેલો ગાડીવાન તો આ ચમત્કાર જોઈ સ્તબ્ધજ બની ગયો અને ઘણો ભય પામ્યો. જરૂર હમણાં મને કરડશે ને મારી નાખશે, મારી ધારેલી મુરાદ બર આવવામાં અણધાર્યું આ વિઘ્ન ક્યાંથી આવી નડ્યું ? હવે આ પીડામાંથી શી રીતે છૂટી શકાય ? ક્યા કર્મનું ફળ ઉદયે આવ્યું ? હવે જરૂર હું મરી જવાનોજ.

પ્રિય વાંચક ! આ સ્થળે તને કદાચ શંકા થશે, કે જ્યારે આમ તેને સર્પ ભરડો દઇ વિંટાયો, ત્યારે તેને કરડ્યો કેમ નહિ હોય ? ! પણ તેનો ચમત્કારી પ્રકાર આગળ તું વાંચીશ, ત્યારે આપોઆપ તારી તે શંકાનું સમાધાન થઈ જશે. આ પ્રકારે આ વિશ્વાસઘાતક દુષ્ટની દુર્દશા થઇ. હવે વહાલા વાંચક ! ચાલ પેલાં ગરીબોના માલવારૂપ ધર્માત્મા શેઠાણીની સંભાળ લેવા જઇએ. તે તો હવે જીવનની આશા છોડીને પ્રભુનું ભજન કરી રહેલ છે. પાપીએ એવી તો મજબુત કસીને ગાંસડી બાંધેલી છે, કે તેનાથી ઉંચો શ્વાસ પણ પૂરો લેવાતો નથી, તેથી તે તો હવે ઘણેજ ધીમે સ્વરે પ્રભુનું શરણ ગ્રહી તેના ગુણ ગાયા કરે છે; અને પોતાનાં પૂર્વકૃત પાપોને ધિક્કારે છે. આવી રીતે દુઃખના સમયે પણ પ્રભુને જરાયે નહિ ભૂલનારી, એવી ધર્માત્મા શેઠાણીને હે પ્રિય વાંચનાર ! આપણે શું નહિ બચાવી શકીએ વારૂ ? ! આપણે તો તે બિચારી દુઃખી અબળાનું દૃષ્ટાંત વાંચવાને ભાગ્યશાળી થયા છીએ. આ દૃષ્ટાંત લખતાં પણ લેખકનું હૃદય ચિરાય છે–પણ જ્યારે આ દૃષ્ટાંત લખવાનું પ્રાપ્ત થયું છે, ત્યારે તો તેને સંપૂર્ણ રીતે ચિતરવુ જ જોઇએ.

હવે બન્યું એમ કે, તે ગામમાંથી સાંજના સમયે કોઇએક પોલિટિકલ

સાહેબ બીજે ગામ ગયા હતા. તે તે ગામ જઈ પાછા ફર્યા. જો કે રાતનો ભયંકર સમય હતો, તો પણ જરૂરના કાર્ય પ્રસંગે તે નિકળ્યા હતા. સાથે એક પટાવાળો–સિપાઈ, કોચમેન ને પોતે એમ ત્રણ જણ હતા. ઘોડાગાડી પુરજોસમાં ચાલી આવતી હતી. તે પણ રાત્રિના ગાઢ અંધારાને લીધે આડે રસ્તે ચાલી આવતી હતી. તે આવતાં આવતાં જ્યાં પેલો કુવો છે અને શેઠાણીની ગાંસડી બાંધી મુકી છે, ત્યાંથી ૧૫–૨૦–કદમને છેટે આવી, એટલે ગાડીમાં રાખેલી ઝીણી બત્તીના પ્રકાશને લીધે અંદરથી સાહેબની દૃષ્ટિ તે કુવા ઉપર ગઈ. રાત્રીમાં અહીં ગાંસડી ક્યાંથી ? એમ સાહેબને અતિ આશ્ચર્ય લાગવાથી ગાડી ઉભી રખાવી અને પટાવાળાને હુકમ કર્યો કે, જાઓ પેલા કુવેકે થાલે પર ક્યા પડયા હે ? તુમ તપાસ કરો ! હાથમેં પિસ્તોલ લેકર જાના; કોઈ ભુતપ્રેતકા ચરિત્ર હોવે તો સાવચેતસે સમાલકે જાના; સિપાઈને ભય તો લાગ્યો, પણ સાહેબના હુકમનો અનાદર થઈ શકે તેમ નહોતું, તેથી નાછુટકે જેમ તેમ હિંમત કરીને તે ગયો. તે જંગલમાં કોઈ કોઈવાર ભુતપ્રેતાદિકનો પોકાર સંભળાતો હતો, તેથી ભય તો ઘણો લાગ્યો પણ ધીમેધીમે સાવચેતીથી ત્યાં ગયો.

છેવટે તપાસ કરી તો એક ગાંસડી જોવામાં આવી, તેની અંદરથી કંઈક અવાજ આવતો હતો, તે અવાજથી પેલો સિપાઈ તો ઘણો ભય પામીને પાછો ફર્યો અને સાહેબને આવીને કહ્યું કેઃ–" જી સાહેબ ! કુછ ગાંસડી વહા પડી હે, ઔર અંદરસે કુછ શબ્દ ભી નીકલતા હે, મેરેકુ તો ભય ઉપજા વાસ્તે ચલ આયે. " આ વાતથી સાહેબને વિશેષ વહેમ પડયો. તપાસ તો હવે બરાબર કરવી, આમાં કાંઈક કારણ જણાય છે. ઘણું કરીને પાશ્ચિમાત્ય જાતિના મનુષ્યોમાં સ્વાભાવિક એવી ટેવ હોય છે કે, જ્યાં કાંઈ આશ્ચર્યકારી બનાવ હોય તો ત્યાં ગમે તે પ્રયત્ને પણ તેની તપાસ કર્યા વિના રહે નહિ. આથી આ સાહેબ પણ જાતે તપાસ કરવા માટે હેઠો ઉતરી પિસ્તોલ હાથમાં લઈ ધીમેધીમે ત્યાં આવ્યો. તો કુવાના થાળામાં ગાંસડી પડેલી જોઈ, ત્યાંથી થોડેક છેટે એક ઘોડાગાડી જોઈ, અને ઘોડાગાડીમાં એક પોટકી જોઇ. તેથી ધાર્યું કે જરૂર આમાં કાંઈ–દગો કારસ્તાન છે. પોટકી છોડી જોઈ તો તેની અંદર મહામુલ્યવાન ઘરેણાં જોયાં, આથી તે સાહેબને આશ્ચર્યનો પાર ન રહ્યો. ધીમેથી હીંમત લાવી ગાંસડી પાસે ગયો તો તેમાંથી ઝીણોઝીણો સ્વર સંભળાતો હતો કેઃ–હે પ્રભુ દીનદયાળ, હે નોધારાના આધાર ! તમારૂં શરણ સાચું છે; અત્યારે હું વિના કારણે

સંસારી સહુ કો કહે, સાર રહિત સંસાર, ૧૯

મારા નિર્દોષ લઘુ બાળક સહિત મરૂં છું. આ પ્રકારની દીન વાણીથી શેઠાણીના પ્રભુપ્રાર્થનાના શબ્દો સંભળાય છે.

પેલા સાહેબે પછી વિચારી સિપાઇને હુકમ કર્યો કે, જાઓ પેલી ગાંસડીકુ છોડો. સિપાઈ ડરવા લાગ્યો, થરથર ધ્રુજવા લાગ્યો, ક્યાંઇ ભુત-પ્રેત કે ડાકણુસાકણુ હશે; તો મને મારી નાખશે, તેથી તેની હિંમત ચાલી નહિ, ત્યારે સાહેબ પોતે સાથે ગયો અને ગાંસડી પાસે જઈ ધીમેથી ગાંસડી છોડાવી. ગાંસડીને અડતાં જ શેઠાણીને ફાળ પડી કે હાય ! જરૂર પેલો દુષ્ટ પથ્થર લેવા ગયો હતો તે આવ્યો, માટે મને મારી નાંખશે. પણ તેવામાં તો સાહેબે ગાંસડી છોડી, તો માંહે સુકુમાર પુત્રસહિત એક રૂપાળી બાઇ જોવામાં આવી. એટલે તરત સિપાઈ તો દેખી પાછો ફર્યો, પણ સાહેબ તો નિડરપણે ઉભો રહ્યો. શેઠાણીને કાંઈક જીવ આવ્યો, શાંત થઈને જરા શ્વાસ લીધો. "હાશ ! તમારૂં કલ્યાણ કરશે" એમ શેઠાણીએ મીઠા શબ્દોથી આશીષ દીધી.

સાહેબે હિંમતથી પૂછ્યું કે, તમે કોણુ છો ? આહીં તમે ક્યાંથી ? ક્યાં રહો છો ? પછી શેઠાણીએ જરા શ્વાસ લઈ, બનેલી બધી બીના સાહેબને કહી કે:—સાહેબ ! હું આ ગામના નગરશેઠની સ્ત્રી છું. આજે શેઠની વર્ષગાંઠની ઉજાણી હતી, તેથી હું અને મારા ઘરનો ગાડીવાન ગાડીમાં બેસી ઘેર જતાં હતાં. રસ્તામાં ગાડીવાનની દાનત બગડી, તેથી આડે રસ્તે ગાડી ચલાવી મને અહિં લાવ્યો. અને ઘરેણાં સર્વ ઉતારી લઈ મારા બાળકને અને મને મારી નાંખવા માટે ગાંસડીમાં અમને બાંધી, કુવામાં નાંખતો હતો; પણ કંઈક વિચાર આવવાથી તે ના નાખતાં અહિં મૂકીને ક્યાંક ગયો છે. અનુમાનથી જણાય છે કે, આ ગાંસડી સાથે બાંધવા માટે આટલામાં ક્યાંઇ પથ્થર લેવા ગયો હશે." આ સાંભળી સાહેબે ઘણાં આશ્ચર્યપૂર્વક દીલગીરી બતાવતાં કહ્યું કે:—"ત્યારે તમે તેવા અજાણ્યા માણસનો વિશ્વાસ કેમ કર્યો ?" શેઠાણીએ કહ્યું કે:—સાહેબ ! તે અમારો દસ વર્ષનો જુનો માણસ છે, તેને અમે પુત્રની પેઠે પાળેલ છે, છતાં પાપીએ લોભને લીધે આજે વિશ્વાસઘાત કર્યો—એમ કહી શેઠાણી એકદમ રોઇ પડી. સાહેબને આ દુષ્ટ ગાડીવાન ઉપર ઘણોજ તિરસ્કાર છુટ્યો. શેઠાણીને ધીરજ આપી કે બહેન રોશો મા ! હવે તમારે જરા પણ બીવું નહિ, હમણાં તે પાપીની ખબર લઉં છું, આટલામાં ક્યાંક તે હશે. તમે

તમારા બાળકને સંભાળો ! બાઇએ બાળક તપાસ્યું, તો કાંઇક જીવ હતો, તેની સારવાર કરવામાં ત્યાં શેઠાણી રોકાયાં. પછી સાહેબે તે ગાડીવાનને શોધવા માટે સિપાઈને મોકલ્યો. સિપાઇ બત્તી લઈ ચાલ્યો, ચારેકોર તપાસ કરતાં ઘણે દૂર ગયો, તો એક પથ્થર સાથે વળગેલા માણસને જોયો. તેના પગમાં, હાથમાં અને ગળામાં મોટો સર્પ વિંટાઇ સામે ફણા માંડી બે જીભથી બીવરાવતો હતો. સિપાઇ તો આ દેખાવ જોઈ ઘણો જ આશ્ચર્યચકિત થયો અને એકદમ દોડી જઈ સાહેબ પાસે આવી એ વાત કરી.

સાહેબ તે સાંભળી ત્યાં જાતે ગયો અને તપાસી જોયું તો નક્કી જણાયું કે, આજ ગાડીવાન હોવો જોઈએ, પણ આવા ચમત્કારી દેખાવથી તો સાહેબને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. પછી ભયંકર ફણા હલાવતા અને બે જીહ્વાવડે બિવરાવતા નાગ સામે આવી હાથમાં ટોપી લઈ હાથ જોડી નાગદેવ પ્રત્યે સાહેબ બોલ્યો:—" ધન્ય છે પ્રભુની લીલાને ! ઓ દયાળુ નાગબાપા ! આપે ધર્માત્મા શેઠાણીના રક્ષણ માટેજ આ નરાધમને પકડી રાખ્યો છે, તો હે નાગદેવ ! હવે શેઠાણીની વહારે તેનું રક્ષણ કરનાર તેના પુણ્ય યોગે આવી પહોંચ્યો છે. ઓ દયાળુ દેવ ! આપ હવે આ કેદ કરેલ ચોરને છૂટો કરો; અમે તેને ન્યાયની અદાલતમાં શિક્ષા કરાવીશું અને શેઠાણીનું સંરક્ષણ કરી તેને સ્વસ્થાને પહોંચાડીશું." એટલું કહી સાહેબ શિર નમાવી નાગને પગે લાગ્યો, કે તુરત જ તે સર્પ હાથપગ ને ગળામાં દીધેલ ભરડો (બંધન) છોડીને પૂર્વદિશામાં પવનના વેગે ચાલતો થયો. અહાહા ! શી કુદરતની કરામત ! સાહેબના અતઃકરણમાં આથી તો આશ્ચર્યનો પારજ રહ્યો નહિ.

वने रणे शत्रु जलाग्नि मध्ये । महार्णवे पर्वते मस्तके वा ॥
सुप्तं प्रमत्तं विषमः स्थितं वा । रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥

અર્થાત્—વનમાં, રણમાં, શત્રુના સમૂહમાં, જળમાં, અગ્નિમાં, મહાસાગરમાં, પર્વતના શિખર ઉપર, ઉંઘમાં, કોઈ પ્રમાદમાં એટલે કોઈ ગફલત-ભૂલમાં, વિષમ સ્થિતિમાં; એટલાં સ્થાનોમાં પૂર્વે કરેલું પુણ્યજ ખરેખર પ્રાણીઓનું રક્ષણ કરે છે. જેમકે શ્લોક-

गंधेन हीनं कुसुमं न भाति । दन्तेन हीनं वदनं न भाति ॥
सत्येन हिनं वचनं न भाति । पुण्येन हीनो पुरुषो न भाति ॥

અર્થાત્—સુગંધ વિનાનું પુષ્પ શોભતું નથી, દાંત વિનાનું મુખ

શોભતું નથી, સત્ય વિનાનું વચન શોભતું નથી, અને પુણ્ય વિનાનો પુરુષ શોભતો નથી.

આ શેઠાણીને પુણ્યે કેવી રીતે બચાવી લીધી! જોગાનજોગ કેવો આવી ગયો! માટે વિવેકીજનોએ પ્રભુભક્તિમાં વિશ્વાસ રાખવો પણ દુઃખથી વિહ્વળ થઈ કંટાળી ધર્મટેક તજી દેવી નહિ. પછી સાહેબ પેલા ગાડીવાનને લઈ શેઠાણી પાસે આવ્યો, શેઠાણીને સંભાળપૂર્વક ગાડીમાં બેસાડયા, અને સર્વ જણા ગામમાં ગયા. રાત્રીનો વખત હોવાથી તે વખતે તે સાહેબ પોતાને બંગલે શેઠાણીને લઈ ગયો અને પેલા કેદીને ત્યાંના ફોજદારને સોંપ્યો.

હવે આ તરફ શેઠ ઉજાણીના કાર્યથી નવરા થયા એટલે સર્વ મિત્રો સહિત રાતના આઠ વાગે ત્યાંથી ચાલ્યા. આવા આનંદી દિવસ માટે મનમાં હરખાતા સર્વ મિત્રો રસ્તેથી આનંદની વાતો કરતાં કરતાં ચાલ્યા. ગામ નજીક આવ્યું એટલે મિત્રોથી શેઠની ઘોડાગાડી જુદી પડી, પોતાને ઘેર આવી શેઠે જોયું તો શેઠાણી તથા પુત્ર ન મળે, નોકરને પૂછતાં જણાયું કે હજી તેઓ આવ્યાં જ નથી. આથી શેઠને ફાળ પડી અને એકદમ ચોતરફ તપાસ કરવા માટે માણસો દોડાવ્યા. શેઠે જાણ્યું કે નક્કી આજ કાંઈ દગો થયો. શેઠાણી તથા પુત્ર પાસે પુષ્કળ ઘરેણાં છે, તેથી ક્યાંઇ જોખમમાં આવી ગયા, પણ ગાડીવાન ઘણો સારો માણસ છે તેથી શેઠાણીને બહુ મુંજવવા નહિજ દે, સહાય કરશે; તો પણ તપાસ તો કરાવવી. પોતાને ખોટનો પુત્ર એકનોએક હોવાથી તથા શેઠાણી બહુ ગુણવંત, ભક્તિવંત ને માયાળુ હોવાથી શેઠના મનને જરાયે ચેન પડયુ નહિ. તપાસ કરતાંયે પત્તો ન લાગ્યો, ત્યારે શેઠે એકદમ પોલીસને ખબર આપી. પોલીસે ઘણી કાળજીપૂર્વક તપાસ કરાવી પણ પત્તો ન મળવાથી શેઠ ઘણું રોવા લાગ્યા–ઝુરણા કરવા લાગ્યા. શેઠ પોતાના ઘરમાં અફસોસ કરતાં બેઠા છે, ત્યાં પેલા સાહેબનો સિપાઇ એક ચિઠ્ઠી લઇ આવ્યો. શેઠને ચીઠ્ઠી આપી તેમા શેઠે વાંચ્યું કેઃ–શેઠજી, આપની ધર્મપત્ની તથા પ્રાણાધિક લઘુ બાળક અત્રે કુશળ છે, તેમને ઘણી વિષમ સ્થિતિમાથી બચાવી લેવામા આવ્યા છે. પ્રભુએ તેમને બચાવ્યાં છે. નવું જીવન પ્રાપ્ત થયું છે. હવે કશી ફીકર ચિંતા કરવા જેવું નથી. તમારી પરોપકારી ધર્માનુરાગી શુભવૃત્તિનું પુણ્યફળ તમને મળી ચુક્યું છે તે સંબંધનો સવિસ્તર હેવાલ મેળાપ થયે રૂબરૂમા જાણશો. ચીઠ્ઠી વાંચી શેઠના હર્ષનો પાર ન રહ્યો, તરતજ ઘોડાગાડીમાં બેસી તે જ વખતે સાહેબને

બંગલે ગયા. સાહેબે બહુ આદરસત્કાર આપી તેમને યોગ્યાસને બેસાડયાં; શેઠાણી પુત્રને લઈ ત્યા આવ્યાં ને મસ્તક નમાવી બેઠાં. શેઠે વહાલા પુત્રને તેડી લીધો; શેઠાણીના નેત્રોમાં આંસુ આવી ગયાં અને બોલ્યાં કે:–આ પરોપકારી સાહેબે જ મને મારા પુત્રસહિત મહા વિષમ એવા પ્રાણાંત કષ્ટથી બચાવી છે–જીવાડી છે. બીજીવાર ખરા શબ્દોમાં કહું તો એ મારા રક્ષક પિતા છે. તેમણે મારા ઉપર કદી ન ભૂલાય તેવો ભારે ઉપકાર કર્યો છે. ત્યાં શેઠે પેલા ગાડીવાનને કેદી દશામાં જોયો તેથી આશ્ચર્ય પામી પૂછયું કે:–આને કેમ બાંધ્યો છે? તેણે સંકટ વખતે શેઠાણીને સહાય કરી હશે, એ અમારો જુનો ને સારો નોકર છે. ત્યારે સાહેબે કહ્યું કે.–અરે શેઠ! તે પાપીએજ આ બધું સત્યાનાશ વાળ્યું છે. તે તમારા જુના નોકરે, પ્રાણઘાતકી વિશ્વાસઘાત કરતાં પાછું વાળી જોયું પણ નથી. પછી સાહેબે શેઠાણીના સંબંધનાં બનેલો બધો હેવાલ કહી સંભળાવ્યો. શેઠને બધી વાત સાંભળ્યા પછી તો ગાડીવાન ઉપર ઘણોજ તિરસ્કાર છૂટયો; સુભાગ્યે શેઠાણીનો તથા પુત્રનો બચાવ થયો, તે ખાતે સાહેબનો શેઠ બહુ બહુ પ્રકારે ઉપકાર માનવા લાગ્યા. ત્યારે સાહેબે કહ્યું કે:–એમાં કાંઈ મેં વિશેષ કર્યું નથી, મેં તો મારી ફરજ બજાવી છે. મનુષ્યે મનુષ્યનું કાર્ય કરવું જોઈએ, એ સર્વની ફરજ છે. શેઠાણીનાં અને તમારાં પુણ્ય સારાં કે તરતજ યોગ્ય સમયે આવો જોગાનજોગ આવી લાગ્યો! મારા પહેલાં તો તેમને નાગદેવે ઘણી સહાય કરી છે.

પણ આ દુષ્ટે તો કરવામાં કંઈ બાકી રાખી નથી. આવા મહાપાપીઓ અવશ્ય મરીને નરકેજ જાય છે. કહ્યું છે કે:–पापेन जीवो नरकेषु यांति। संपूर्ण कष्टं खलु तस्य तत्र ॥ અર્થાત્–"પાપે કરીને પ્રાણીઓ નરકમાં જાય છે, અને ત્યાં તેમને ઘણું દુઃખ ભોગવવું પડે છે." શેઠ, અમારા દેશમાં વિશ્વાસઘાત જેવું એકે અન્ય મહાપાપ નથી. આવા લુચ્ચાઓનો કદી પણ વિશ્વાસ કરવો નહિ, ઘરનો ઉંદરજ ઘરનું નખોદ વાળવા તૈયાર થયો. આ પાપીનો તો ન્યાયમંદિરમાં (કોર્ટમાં) કેસ ચલાવીશું તેથી તેના કર્મની વાનગી તેને અત્રેજ મળશે. પાપીને બાળહત્યા તથા સ્ત્રીહત્યા કરતાં લેશ પણ દયા ન આવી, કંપારી ન છૂટી. પણ દગાખોર કપટી પાપીના કપાળમાં તો અંતે ડામજ રહ્યા. "કપટ ત્યાં ચપટ, કુડ ત્યાં ધુડ." પાપીએ લોભમાં પડી અધમ કાર્ય કરતાં પાછું વાળી નજ જોયું, લોભરાક્ષસે તેને અંધ

બનાવી દીધો. કહેવત છે કેઃ—लोभान्धो नैव पश्यन्ति ॥ અર્થાત્—લોભમાં અંધ બનેલાઓ કાંઇ પણ જોતા નથી, કશો વિચાર કરતા નથી. અને તે તો ફક્ત लुब्धानरा अर्थहराहरन्ति ॥ અર્થાત્—લોભીયાઓ અર્થ (ધન) મેળવવામાંજ સદાસર્વદા તત્પર રહે છે—આવા पशुनांपशुः ॥ નરાધમોને હજાર હજારવાર ધિક્કાર હો ! धिक्कृतं तस्य जीवितम् ॥

વિશ્વાસ ક્યાં કરવો અરે ? (હરિગીત છંદ)

વિદ્વાન મૂર્ખ સમગ્ર લોકો લોભમાં લલચાય છે,
છોટા અને મોટા બધા જન લોભને વશ થાય છે;
ઉપર થકી આસ્તિક ઉદાર પરોપકારી થઈ ફરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ કરવો ક્યાં અરે ?
પ્રિય મિત્ર પુત્ર કલત્ર પણ સંબંધ ભૂલી જાય છે,
સ્નેહી સહોદર સેવકો તે દુષ્ટ મનના થાય છે;
પામી પરાભવ પ્રીતિમાં ભોળા જનો નયનો ભરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ કરવો ક્યાં અરે ?
અધિકારીઓ અધિકારમાં અવળું કરે અંધા થઇ,
આનંદ માની લે સદા પર ધામ ધન લુંટી લઈ;
સંબંધીઓ ને સ્નેહીઓ પણ પાપનાં પગલાં ભરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ કરવો ક્યાં અરે ?

પછી સાહેબે શેઠાણીને તથા પુત્રને શેઠને હવાલે કર્યાં, અને પેલા દુષ્ટ ગાડીવાનને ફોજદારને સ્વાધીન કર્યો. સવારે તેનો કોર્ટમાં કેસ ચાલ્યો, શેઠ પણ કોર્ટમા હાજર થયા હતા. ઘણા સવાલજવાબો થયા પછી તેને સખત મજુરી સાથે દસ વર્ષની સજા ( કેદ ) નો હુકમ થયો અને આવા અધમ કાર્ય માટે ન્યાયાધીશે પણ તેને ઘણું કહ્યું અને ધિક્કાર આપ્યો. દસ વર્ષનો જુનો નોકર થઈ તને આ ઘાતકી કાર્ય કરતાં કાંઇપણ વિચાર કેમ ન થયો ? અને શેઠનો વંશોચ્છેદ કરવા તૈયાર થયો ! વગેરે કહ્યું. ન્યાયાધીશને પણ આ બનાવથી ત્રાસ છૂટ્યો. પછી શેઠ સ્વસ્થાને ગયા અને પેલા કેદીને જેલમાં લઈ જવામાં આવ્યો.

પ્રિય વાંચનાર ! આ દૃષ્ટાંત અત્રે પૂર્ણ થાય છે. આમાંથી આપણને શીખવાનું, સમજવાનું ઘણુ મળી આવે છે. આ દૃષ્ટાંતનો સાર એ છે કેઃ—દુનિયામાં દુઃખનો ઉદય કેવો અણુચિંતવ્યો થઇ આવે છે ! તે વખતે પ્રભુનું શરણ કેવું સુખદાયક થાય છે ? જેનાં પુણ્ય મોટાં છે, તેને ગમે ત્યાંથી પણ

દુઃખના સમયમાં ઓચિંતી સહાયતા મળી આવે છે. કહેવત છે કેઃ-જેને રામ રાખે તેને કોણ ચાખે ? વિપત્તિકાળમાં પણ ધૈર્યને નહિ તજનાર અને પ્રભુનું શરણ એકચિત્તે ગ્રહણ કરનારનું દુઃખ અવશ્ય નાશ થાય છે.

સ્રગ્ધરા વૃતમ્

नो रोगा नैव शोका न कलह कलनानारिमारि प्रचारा ।
नो व्याधिर्नासमाधिर्न च दरदुरिते दुष्ट दारिद्रता नो ॥
नो शाकिन्यो ग्रहा नो न हरिकरिगणा व्यालवैतालजाला ।
जायन्ते पार्श्वचिंतामणि मतिवसतां प्राणिनां भक्तिभाजाम् ॥ १ ॥

અર્થાત્—શ્રી પાર્શ્વચિંતામણિનું શરણુ ગ્રહનારને રોગ, શોક, કલેશ, મહામારી, વ્યાધિ, અસમાધિ, ભય, પાપ, કષ્ટ, દારિદ્રતા, ડાકિનીશાકિની, ગ્રહો, સિંહ, હાથીઓ, સર્પ, વૈતાલ વગેરેનાં ભયંકર દુઃખો નાશ થાય છે. માટે હંમેશાં પ્રભુનું શરણુ ગ્રહણુ કરવુજ ઇષ્ટ છે. વળી બીજો એ પણુ સાર નીકળે છે કેઃ—લોભ પ્રાણિયોની બુદ્ધિ બગાડે છે, ન કરવાનું કરાવી મહાઅનર્થકારી ક્રૂર પાપ કર્મો કરાવે છે, વિશ્વાસઘાત કરાવે છે. જેમ પેલો દુષ્ટહરામી ગાડીવાન લોભને લીધે શેઠાણીનો પ્રાણુ લેતાં અચકાતો નહોતો. આ દૃષ્ટાંતમાંથી મુમુક્ષુવર્ગને ઘણું શીખવાનું મળી આવે છે. માટે હમેશાં સુખાભિલાષીજનોએ તો શ્રી સર્વજ્ઞ વિતરાગ. પ્રભુનુંજ શરણુ અંગી. કાર કરવું. (૫૧)

---

(૫૨)

भो भो जना ! स्तरितु मेव भवार्णवस्य !
वांछास्ति चेत्तदिह कीर्तिकलंककारीम् ॥
निंदामलंत्यजत सद्गुणवित्तहारी ।
संसारसागरसुवृद्धिकरीं परेषाम् ॥५२॥

અર્થ—હે જનો ! આ સંસારરૂપી મહાસાગર તરવાને માટે જો તમારી ઇચ્છા થતી હોય, તો જરૂર તમે પારકી નિંદાનો ત્યાગ કરજો; કારણુ કે તે પારકી નિંદા કેવી છે ? તો કે કીર્તિરૂપી લક્ષ્મીને અત્યંત કાલુષ્ય એટલે મલિન કરનારી, તથા ઉત્તમ પ્રકારના સદ્‌ગુણોને ધોઇ નાંખનારી, એટલે સમસ્ત સદ્‌ગુણુનો નાશ કરનારી તથા સંસારરૂપી સાગરની અત્યંત અભિવૃદ્ધિ

કરનારી છે. માટે મોક્ષાભિલાષી મનુષ્યોએ તો જરૂર પરનિંદાનો પરિહાર કરવોજ જોઈએ. પર

ભાવાર્થ—નિંદા એ ખરેખર એક મોટી રાક્ષસી છે. જેમ રાક્ષસી જેને વળગે છે તેને મહાભારે પીડા ઉત્પન્ન કરે છે, શરીરને શુષ્ક બનાવી દે છે, લોહી ચુસી લે છે, બેભાન બનાવે છે, ઉન્મત્ ગાંડા બનાવે છે, અનિર્વચનો એટલે નહિ બોલવા લાયક વચનો વદાવે છે, સત્યને ભૂલાવે છે, પેટને ફૂલાવે છે, દુઃખમાં ડૂબાવે છે, ચિત્તને ચકડોલે ચડાવે છે, અને બહુબહુ પ્રકારે હેરાન કરે છે. સ્નેહીસબધી સાથે લડાવે છે, ચક્ષુઓમાં ભયંકરતા દેખડાવે છે, વગેરે અનેક પ્રકારે દુઃખ દે છે લોકમાં સર્વ વળગાડો કરતાં રાક્ષસીનો અને વત્રીનો વળગાડ વિશેષ ભયંકર ગણાય છે. તે જેને વળગે છે તેને દુષ્ટ રીતે પાયમાલ કરી ઘણું નુકશાન પહોંચાડે છે, અને હેરાનહેરાન કરે છે. તેને કોઈ ખરો ઉસ્તાદ મળે, તોજ તે એ બલા—આપદામાંથી નીકળે છે, નહિ તો આખી જીંદગીનું સાલ સમજવુ. તેમ નિંદા પણ એક મોટી ભયંકર રાક્ષસી છે. આત્માના અનેક દુર્ગુણમાંનો એ પણ એક મોટો દુર્ગુણજ છે. આત્માને અધોગતિમાં ઉતારવામાં બીજા દુર્ગુણો કરતાં નિંદાની સત્તા કાંઈ ઓછી નથી! એ પણ મહામોહરાજાનું સર્ટીફિકેટ મેળવી પહેલે નંબરે પાસ થયેલી મોહરાજાની માનીતી પટરાણી છે, મતલબ કે તે નિંદા રાક્ષસીને ઉપર કહેલાં બધાં વાક્યો લાગુ પડે છે. નિંદા એ દુર્જનતાનું લક્ષણ છે. આ ત્રણ ભુવનમાં એવો કોઈપણ મનુષ્ય ભાગ્યેજ હશે, કે જેને નિંદા રાક્ષસી નહિ વળગી હોય! અર્થાત્ સર્વને તે વળગેલીજ છે. ફક્ત ઉત્તમ પુરૂષોજ તેનાથી દૂર રહે છે. કહ્યું છે કેઃ—

असंख्या परदोषज्ञा । गुणज्ञाश्चेवकेचन ॥
स्वयंमेव स्वदोषज्ञा । विद्यते यदि पंचषाः ॥ १७ ॥

અર્થાત્—જગતમાં પારકા દોષ જોનારા તો અસંખ્ય છે, પણ પારકા ગુણ જોનારા તો ઘણાજ વિરલા છે; તેમાં વળી પોતાના દોષો પોતેજ જાણનારા પુરૂષ તો પાંચ છ જ છે. મતલબ કે નિંદા એ આજકાલ સામાન્ય વ્યાપાર હોય એવું થઈ પડયું છે, પણ એ વ્યાપારમાં કેટલી ખોટ અને કેટલું હાંસલ છે, તેને તોળવાનું-ક્યાસ કરવાનું તે વ્યાપારથી અલગ રહેનારા સતો જ સમજે છે. સંતોનો સ્વભાવ રાજર્ષિપ્રવર શ્રીભર્તૃહરિએ વર્ણવ્યો છે કેઃ—

"મન વચન અને કાયાને વિષે પુણ્યરૂપી અમૃતથી પૂર્ણ બનેલા

 હે સાગર ! તુજમાં ભર્યું, અથાગ જળ અભિરામ; 
તૃષા છીપે નહિં કોઇની, શું પછી તારે કામ. ૨૬

પુણ્ય કરે છે પણ પાપ કરતા નથી, અને ત્રણ ભુવનને અનેક ઉપકારની શ્રેણીથી પ્રીતિ પમાડતા એવા સંત પુરૂષો પરના પરમાણુ જેટલા જરાક ગુણને પણ પર્વત તુલ્ય કરી હમેશાં પોતાના હૃદયને વિકાસ પમાડે છે." એવા કેટલાક સંત મહાત્માઓ આ ભૂમંડળમાં વિચરે છે. પણ તેથી ઉલટા ગુણવાળા એટલે પારકાના દોષોજ જોવાવાળા પામરજીવો પરનિંદા કરવામાંજ અહોનિશ તત્પર રહી તેમાં આનંદ માને છે; એવા દુર્જનો તો આ અવનિમાં બહુ જ છે. નિંદા કરનારને તો કર્મનો કિલ્લો મજબુત બંધાય છે. પરનિંદા કરનારા પોતાના દોષો સામું ભાગ્યેજ જુએ છે ! કહ્યું છે કે:—

કવિતઃ—અપના ન દોષ દેખે, પરના અવગુણ પેખે,
દુષ્ટકો સ્વભાવ ઉઠી પરનિંદા કરત હે;
જેસે કોઈ મહલ સંવારી રાખ્યો નિકો કરી,
ફિરી તહીં જાય છીદ્ર ઢુંઢત ફિરત હે;
ભોર હી તે સાંજલગે સાંજ હી તે ભોર લગે,
સુંદર કહત દિન એસે હી ભરત હે;
પાંવકે તરેકી નહિ સુજે આગ મુરખકું,
ઓરકું કહત તેરે શીરમેં બરત હે ૧

અર્થાત્—પરનિંદામાંજ રતિ—આનંદ પામનાર દુર્જનોને એવી કુટેવ પડેલી હોય છે કે, સામા મનુષ્યોમાં હજારો ગુણ હોય, છતાં તેના સામુ નહિ જોતાં તેના અવગુણ સામેજ જુએ છે. જેની આંખમાં કમળાનો રોગ હોય છે, તે સર્વ જગતને પીળુંજ દેખે છે. તેને માટે એક કવિએ કહ્યુ છે કે:—

દોહરો—કમળા તણા રોગથી જેનાં નેત્ર પ્રભુ પીળાં રહે,
તે સાવ ધોળા શંખને શું પીત્તવરણો નહિં કહે ?

તેમ દુર્જન પણ સામાના ગુણને અવગુણ રૂપેજ જુવે છે અને પોતાની મહત્તાઈ-મડાઇ જણાવે છે. પોતાને ન ગમતું હોય, તેની નિંદા કરે છે, અને ગમતાની સ્તુતિ-વખાણ કરે છે. આપણી એવી સામાન્ય પ્રથા પડી રહેલી છે, કે પોતાને કાંઈક નુકશાન થાય કે તુરતજ તેની નિંદા કરવા માંડશે. અથવા તો સજ્જનનો સદ્દગુણ નહિ સાંભળી-સાંખી શકવાથી તથા નહિ જોઇ શકવાથી સામાના સદ્દગુણ હશે તો પણ તેમાંથી દુર્ગુણ ગોતીને તેની નિન્દા જ કરશે

મેઘ તથા લક્ષ્મી તણી, ગતિ વિચિત્ર ગણાય. ૨૭

જેમકે:—ચંદ્રને ચોર નિન્દે છે, ગૃહપતિને વ્યભિચારી નિંદે છે. સુશીલને ખળ—દુષ્ટ નિંદે છે. કુળવાન સાધવી સતી સ્ત્રીને અસતી દુષ્ટા—કુલટા નિંદે છે, કુલીનને નીચ કુળવાળો નિંદે છે, વૃદ્ધને યુવાન નિંદે છે. વિદ્વાનને મૂર્ખજન નિંદે છે, લક્ષ્મીવાનને દરિદ્રી નિંદે છે, સ્વરૂપવંત રૂપાળાને કદરૂપો—બદસીકલ નિંદે છે. જ્ઞાનીને અજ્ઞાની નિંદે છે, અને સદાચારી સાધુપુરૂષને અનાચારથી ભ્રષ્ટ થયેલા કુસાધુ નિંદે છે આમ અરસપરસ નિંદા રૂપી રાક્ષસી સર્વત્ર ફરી વળી છે, અને સર્વને પોતાની સત્તા તળે દબાવી દીધા છે. તેમાં વળી વિશેષે કરીને આજકાલ ધર્મને બહાને તો અતિશય નિંદા વધી પડી છે. ધર્મને નામે નિંદાના અનેક લખાણો પ્રકટે છે. એક બીજાના સાધુની નિંદા કરે છે. તેથી ધર્મને બાને અનેક નિંદાકારી ઝગડા ઉત્પન્ન કરે છે. તેઓ અન્યોઅન્ય બોલે છે કે:—"મારો જ ધર્મ સાચો છે, તમારો ધર્મ ખોટો છે, તમારા શાસ્ત્રમાં તો બધા ગડબડગોટાજ ભર્યો છે. કપોલકલ્પિત ગ્રંથો બનાવી તમારા ધર્મગુરૂઓએ તો નરી ગપજ ચલાવી છે, ભોલા લોકોને ભરમાવી ઇંદ્રિજાળમાં ફસાવી માર્યા છે. તમારા પ્રભુ ખોટા અને તમારો ધર્મ પણ ખોટો, તમારાં શાસ્ત્રો પણ સઘળાં ખોટાં છે, માટે, તમારો, ધર્મ આદરવા જોગ નથી; પણ સ્મશાન ઘાટની પેઠે સર્વથા વર્જનીયજ છે. ધર્મ તો બસ અમારોજ શ્રેષ્ઠ ને ખરો છે. અમારા પ્રભુ ઉંચામાં ઉંચા છે. અમારા શાસ્ત્રમાં કોઈ પ્રકારનો લેશ માત્ર પણ દોષ મળેજ નહિ. અમારા સાધુ પણ સર્વ ધર્મ કરતાં શ્રેષ્ઠ કરણીના કરવાવાળા છે, ઉત્તમ છે, તેના સમાન કોઈ નથી. મોક્ષ પણ અમારામાં જ છે, માટે મોક્ષગતિ જોઈતી હોય તો, અમારા પ્રભુને ભજો, અને અમારા ધર્મમાંજ આવો." એમ અરસપરસ બોલે છે, અતિ નિંદા કરે છે, એક બીજાના દેવગુરૂ અને ધર્મને ગાળો દે છે; એટલું જ નહિ પણ કોઈ વખત તો તેમાંથી મોટી મારામારી અને ઝપાઝપી ચાલે, અને વખતે ખૂન પણ થઇ જાય છે. એમ નજીવી બાબતમાં તેનો કેસ કોર્ટ પણ ચડે છે, લાખો રૂપૈઆનું પાણી કરે છે. વકીલોને અને કોર્ટોને તો એક જાતની કમાણી જાગે છે. કહ્યું છે કે:—

મનહર છંદ.

રોગ કરે ભોગ ત્યારે, વૈદ્યને વિશેષ લાભ,
દેશભંગ થતાં બેસે કોળી તો કમાઇને;
પડે જો દુકાળ, રળે દાણાના દુકાનદાર,
લડે જો ભૂપાળ લાભ સોગણો સિપાઇને;

માનવીઓ મરે ત્યારે, ભલો લાભ ભંગીઆને,
અને અવતરે ત્યારે દામ મળે દાઇને,
દાખે દલપતરામ લડે લોક ઠામઠામ,
ભલો લાભ તે સમે મળે વકીલ ભાઇને. ૧
મારો દેવ સાચો અને, તારો દેવ તૂતેતૂત,
મારો દેવ સ્વદેહેથી સ્વર્ગમાં પોંચાડે છે;
મારો દેવ તારશે ને, બુડાડશે તારો દેવ,
મારી તારી કરી મોટા જંગને મચાવે છે;
ધર્મના તોફાને કાઢ્યું સત્યનાશ સંપ કેરૂં,
ટીલાં કંઠી ભસ્મ માટે લાખોને લડાવે છે;
બુદ્ધિ બળ દ્રવ્ય નહિ, હિંદના ઉદ્ધાર માટે,
એકમેક છાનાં છિદ્ર ઉઘાડી વગોવે છે. ૨

દુહો—કુસંપથી કજીયા વધ્યા, વધ્યો રાગ ને દ્વેષ;
ધર્મદીપ ઝાંખો કરી દુઃખી બનાવ્યો દેશ. (૧)

એવી લડાઇઓમાં છેવટે બે વચ્ચે ત્રીજો ફાવી જાય છે. સ્વતંત્ર સત્તાને પરાધીનતાના કારાગ્રહમાં પકડાવું પડે છે; એટલે સરકારી સત્તા તળે દબાવું પડે છે. જેને રૂપાંતરમાં જાણી કહે છે, તે કાયમને માટે પેસી જાય છે, અને ધાર્મિક મુકામો ઉપરથી સેવકોનો હક પણ ઉઠી જવાનો માઠો વખત આવે છે, જોયું ! નિંદાનું પરિણામ કેવું ફળદ્રુપ નિવડ્યું ! ! મોક્ષનો દરવાજો કેવો ખુલ્યો ? એકબીજાના પ્રભુને નિંદવાથી અગર ગાળો દેવાથીજ શું પોતાના પ્રભુ ઊંચા અને પારકાના નીચા ઠરી જતા હશે વારૂ ? પ્રભુને જાણે પોતેજ વેચાતા લીધા હોય નહિ ? અગર પોતેજ જાણે મોક્ષનો ઇજારો લીધો હોય નહિ ! કે જેથી પોતાનું સર્વ સારૂં અને પારકાનું સર્વ ખોટું એમ વદે છે. પણ સર્વજ્ઞ શ્રી જીનેશ્વર પ્રભુએ, સર્વમાં કાંઈ નહિ ને કાંઇ પણ સત્ય તો જોયેલુંજ છે; પણ ગુણદષ્ટિથી જુએ, તોજ સાર મળી આવે. દાખલા તરીકે જૈનેતર ગ્રંથોને સમભાવી સમકિતદષ્ટિથી વાંચે, તો તે સર્વ સમકિત સૂત્ર થઇને પરગમે; પણ સમકિત સૂત્રને વિષમભાવીમિથ્યાત્વદષ્ટિથી વાંચે, તો જૈનનાં સૂત્રો પણ મિથ્યાત્વરૂપ થઇ પરગમે.

માટે સર્વ સારૂં યા નરસું એ પોતાની વૃત્તિ ઉપર આધાર રાખે છે.

આજકાલમાં સર્વના હૃદયમાં દુર્યોધન ભરાઈ બેઠો છે, તેથી એક બીજાના પ્રભુને નિંદે છે, પણ તે અવિવેકી નિંદકોને એટલી પણ ખબર નથી. કે જેમ્ એક પિતાના બે પુત્રો ગાળાગાળીપર આવી પોતાનાજ પિતાને ગાળો આપે, તેમાં કોને ગાળ પડે ને કોને ન પડે; અર્થાત્ એ તો પોતાના તીર્થરૂપ પિતાનેજ ગાળો પડે છે. એક પતિની બે સ્ત્રીઓ અન્યોઅન્ય લડે, કે તારૂં ભૂડું થજો, નખોદ જજો, વગેરે ગાળો દઈ શાપ આપે; તો તે શાપ પોતાના પતિનેજ શિર પડે છે, તેની તે કુલટાઓને ક્યાંથી માલુમ પડે? મતલબ કે, એક બીજાના ધર્મની નિંદા ન કરવી. પણ સદા સત્ય બાબતનું પ્રતિપાદન કરતાં, અસત્ય આપોઆપ તરી આવે છે. જેમકે, પ્રભુ કોણ અને કેવા હોય? સર્વજ્ઞ પ્રભુનો ધર્મ શું? અને તે ધર્મ પાળવાથી લાભ શો? એ પ્રશ્નોના ઉત્તરમાં દરેક મતાવલંબીઓએ પોતાની ઈચ્છાનુકૂળ માની પોતાના ધર્મસ્થાનકોમાં જેવાં કે મંદિરમાં, હવેલીમાં, દેરાસરમાં અને મહાદેવ–માતા વગેરેનાં દેવાલયોમાં, મઠમાં કે મસીદમાં વગેરે મકાનોમાં બેસારેલા તે જ પ્રભુ! એવો અર્થ કરવાનો નથી. ત્યારે પ્રભુ કોણ? અઢાર દોષરહિત, સ્ત્રીસંગથી વિરક્ત, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર, માયાથી મુક્ત, રાગદ્વેષથી રહિત, જેણે કોઈ પ્રકારનાં ભયકારી ધનુષબાણ વગેરે શસ્ત્ર રાખેલ નથી, જેની મુખમુદ્રા ઉપર પરમશાંતિ છવાઇ રહી છે, તથા સર્વને સુખકારી એવા તથા પોતાના અનુયાયી ઉપર સ્નેહ લાવે ને પારકા ઉપર દ્વેષ લાવી શાપ નહિ દેનારા, પૃથ્વીની પેઠે ક્ષમાધર, મહાદયાળુ વગેરે ગુણોથી યુક્ત હોય તે પ્રભુ છે. તેને માટે કહ્યું છે કેઃ—"જેને નિંદા, ભય, અજ્ઞાન, નિદ્રા, અવિરતી, કામ, ક્રોધ, હાંસી, શોક, દ્વેષ, મિથ્યાત્વ અને રાગમોહ નથી. તથા રતિઅરતિ અંતરાય આદિ કર્મોથી રહિત છે–એવા એક જીનેંદ્ર પરમાત્મા ખરા પ્રભુ છે. અને તે જ સદા મારી ગતિ હો. અર્થાત્ તેનુંજ શરણ હો. "જે હૃષિકેશ, વિષ્ણુ. જગન્નાથ, જીન, મુકુંદ, અચ્યુત, શ્રીપતિ, વિશ્વનાથ, વગેરે અનંત નામોથી ભવ્યજનોથી સંબોધાયેલ છે–બોલાવાયેલ છે; એવા એક શ્રીજીનેંદ્ર પરમાત્મા પ્રભુ છે અને તેજ સદા મારી ગતિ હો. "જેના હાથમાં ત્રિશૂળ નથી, ધનુષબાણ નથી, ચક્ર ગદા નથી, હાસ્યવિનોદ નથી, નૃત્યગાન વગેરે નથી, વળી જેને નેત્રમાં. ગાત્રમાં, મુખમાં, વિકાર (ક્રોધાદિક ભાવો) નથી, તેજ પરમાત્મા ખરા પ્રભુ સદા મારી ગતિ હો; "વળી જેને કોઈ પક્ષી, સિંહ, વૃષભ, ચાપના આસનો નથી, તથા રોષ પ્રસાદ આદિની જેને વિટંબના નથી, જેનાં નિંદ્ય કાર્યોથી માણસોના હૃદાંબાર

કંપારી છુટતી નથી, તેવા એકજ પરમાત્મા ખરા પ્રભુ સદા મારી ગતિ હો. "વળી જેને પડખાના ભાગમાં ગૌરી, શિરો ભાગમાં ( મસ્તક ઉપર ) ગંગા અને ઉરસ્થળમાં (સાથળ ઉપર) લક્ષ્મી બેઠેલી નથી, મતલબ કે જે સ્રીસંગથી તદ્દન વિરક્ત છે. તથા કોઈ પ્રકારની આશા (તૃષ્ણા) રાક્ષસી જેને પીડતી નથી, અને જે શિવશ્રી ( મોક્ષરૂપી અક્ષય લક્ષ્મી ) નેજ સદા ભજે છે; તેજ ખરા પરમાત્મા છે. એવા શ્રી જીનેંદ્ર પ્રભુ સદા મારી ગતિ હો. "વળી જે મહાબ્રહ્મ જ્ઞાન સ્વરૂપ, મહા તેજવંત જેની મૂર્ત્તિ છે, માનસરોવરવાસી મહાહંસરાજ સમાન વળી મહાદેવના દેવરૂપ, મહામોહનીયકર્મને પણ જીતનારા, જૈનશાસ્ત્રોમાં કહેલા આઠ કર્મોમાં તે મોટું છે, આત્માને મહા હાનિકારક તથા મહા બળવાન છે; માટેજ શ્રી જીનેન્દ્રદેવે ભાર દઈને વર્ણવેલું છે, કે એક મોહનીય કર્મ જીતવાથીજ બીજાં કર્મો જીતી શકાય છે, મતલબ કે એક ચોથુ મોહનીય કર્મ જીત્યું એટલે બાકીનાં સર્વ કર્મો જીતાયલાં જ છે. માટે જે પુરૂષોએ મહામોહનીય કર્મને જીત્યુ છે, તે મહાપુરૂષ છે. અને તેઓજ મોક્ષપંથને દેખાડનારા છે, ભવ્ય જીવોને સદુપદેશ આપી મોક્ષમાર્ગને વિષે દોરનારા છે. તે સર્વજ્ઞ જીનેંદ્ર મહાપુરૂષજ પ્રભુ છે. અને એવા શ્રી જીનેંદ્ર પ્રભુજ મારી સદા ગતિ હો! "વળી જે પ્રભુ બાહ્ય ભાવથી કોઈ સંઘાતે ભાઈબંધી-દોસ્તી બાંધતા નથી; તથા કોઈની સાથે વૈરવિરોધ પણ બાંધતા નથી, તથા જે અજ્ઞાનરૂપ મહા અંધકારથી, ને કર્મરૂપી રજથી ઢંકાયલા નથી, ત્રિલોકના નાથ છે, સકળ ભવ્ય જીવોની રક્ષા કરનારા છે, અને અભવ્યોની ઉપર પણ તે દયા કરનાર છે, વળી જેણે આળસ અને નિદ્રાનો તો સમુળગો નાશજ કરેલો છે; તે પરમાત્મા જ ખરા પ્રભુ છે તે સદા મારી ગતિ હો! (૨૬) વળી જે બ્રહ્મા, લોકેશ, શંભુ, સ્વયંભુ, ચતુર્ભુજ પ્રમુખ અનેક નામોને ધારણ કરે છે. અર્થાત્ જે અનેક નામોથી બોલાય છે, જે નિશ્ચય છે, જગતના શરણરૂપ છે, એવા શ્રી પરમાત્માજ ખરા પ્રભુ છે. એવાજ શ્રી જીનેંદ્ર સર્વજ્ઞપ્રભુ સદા મારી ગતિ હો.'

મતલબ કે આવા મહાન ગુણોથી યુક્ત હોય, તેજ પ્રભુ સત્ય છે, મોક્ષદાતા છે, નિર્ભય કરનાર છે. પણ પોતેજ સ્રી વગેરેનાં સંગી હોય, ઉપાધિના બંધનમાં હોય, તે અન્યને મુક્તિ સુખ કેમ ચખાડી શકે? માટે ઉપર જણાવેલા

સદ્દગુણવાલા પ્રભુને ભજો ને અયોગ્ય આચરણોને તજો; તો અવિચળ શાંતિ સુખને સજો. પણ ઝગડા કરવાથી, એક બીજાની નિંદા કરવાથી, કાંઇ ઊંચ-નીચપણું ઠરી જતું નથી. નિંદાનું પરિણામ કદાપિ સારૂં આવતું નથી. નિંદા તો સદ્દગુણરૂપી વનને બાળનારી છે; અધોગતિમાં ઉતારનારી છે. પણ દુર્યોધનવૃત્તિ હોય, ત્યાં સુધી તો પરના અવગુણજ જોવામાં આવે છે. દાખલા તરીકે જેમકે:–એક વખત દુર્યોધનને શ્રીકૃષ્ણ મહારાજે કહ્યું કે તમો આજે ગામમાં જાઓ અને આપણી આ દ્વારકા નગરીમાં કેટલા ગુણી છે તેની નોંધ લઇ આવો. પછી શ્રીકૃષ્ણના વચનને માન આપી દુર્યોધન તુરતજ ગામમાં ગયો. આખો દિવસ આખા ગામમાં ફર્યો, દરેક ચૌટે ચકલે અને શેરીએ મહોલ્લે મનુષ્યોને જોયા, પણ કોઇ મનુષ્યમાંથી તેને ગુણ મળ્યોજ નહિ; જ્યાં જુવે ત્યાં એકાદ અવગુણ તો તેના જોવામાં આવેજ, પણ કોઇ તદ્દન ગુણી તો તેને આખી નગરીમાં એક પણ જોવામાં આવ્યો નહિ. છેવટે સાંજે આખી નગરીમાં એકે ગુણી નથી એવો નિશ્ચય કરી પ્રભુને ખબર આપ્યા કે, હે પ્રભુ ! હું શું કહું ? આપની આજ્ઞાનુસાર સમસ્ત નગરમાં ઘણો પરિશ્રમ લઇ તપાસ કર્યો, પણ આખી નગરીમાં એકે ગુણી નથી, જ્યાં જોઉં ત્યાં દરેકમાં એક તો અવગુણ હોય હોયને હોયજ ! પછી બીજે દિવસે અર્જુનને આખી નગરીમાંથી અવગુણી ગોતવાની આજ્ઞા કરી. તે પણ આખી નગરીમાં તેજ પ્રમાણે ઘણો પરિશ્રમ લઇ ગલીએ ગલીએ અને ચૌટે ચકલે ફર્યો, ખુબ તપાસ કર્યો, પણ તેને એકે અવગુણી નજ મળ્યો, પછી તેણે સંધ્યાકાળે તે ખબર આપી ! પછી શ્રીકૃષ્ણજીએ કહ્યું કે:–ખરૂં છે કે આ જગતમાં જે ગુણી છે, તે ગુણજ ગોતે છે, અને અવગુણી અવગુણજ ખોળે છે. પછી દુર્યોધનને કહ્યું કે:–હે દુર્યોધન ! તમો ખરેખર ઊંટ સમાન છો. ત્યારે દુર્યોધને કહ્યું કે:–તે કેવી રીતે ? મને સંભળાવો ને સમજાવો. શ્રીકૃષ્ણ બોલ્યા:–સાંભળો. એક વખતે કોઇ એક વગડામાં ઊંટ ચરતો હતો, તેવામાં એક જાળાની ઓથે સંતાએલા શીયાળને જોઇ ઊંટે મોઢું મરડયું, અને મનમાં કાંઇ લજવાયું હોય એમ દેખાયું ત્યારે શિયાળે પૂછયું કે, મામા ! મોઢું કેમ મરડયું ? ઊંટ બોલ્યો કે:–અરે દુર્ભાગી, તારા જેવા કઢંગા કદરૂપા અને કુબડા જાનવરોને જોઇ, હું તો હવે લજવાઇ મરૂં છું. આવાને આવા દુનિયામાં તમો કેટલા છો ? ત્યારે શિયાળે કહ્યું, મામા ! અમારાં જેવાં તમે કેટલાં જોયાં ? ગણાવો તો ખરા ! પછી ઊંટે મોઢું મચકોડીને રોષપૂર્વક કહ્યું કે:—

માટે મિત્રો માહરા, મનન કરો આ વાત;
તો તેથી તમને તુરત; સુખ મળશે સાક્ષાત. ૭૨

મનહર છંદ.

ઊંટ કહે આ સમામાં, વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમાં પશુઓ ને, પંક્ષીઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પૂંછડીનો, વાંકો વિસ્તાર છે;
વારૂણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસનાં તો શીંગ વાંકાં, શીંગડાંનો ભાર છે;
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
"અન્યને તો એક વાંકું, આપના અઢાર છે." ૨૬

એટલું બોલી શિયાળ ચાલતો થયો. મતલબ કે પોતાના નખશીખ સુધી હજારો દોષો ભરેલા હોય, છતાં સામાનાજ અવગુણ ગોતે છે. પણ નિંદાનો ત્યાગ કરી ગુણગ્રાહીવૃત્તિ થશે, ત્યારે આ આત્માને શિવશ્રી પ્રાપ્ત થશે.

## ( ૬૨ ) ક્ષમાવંત બાળસાધુ કુરઘટ મુનિનું દષ્ટાંત.

વૈરી જીવોની ઉપર પણ નિત્ય દયા રાખનાર, કુરઘટ સાધુની પેઠે મોક્ષલક્ષ્મીને પ્રાપ્ત કરે છે. કોઈ ગચ્છને વિષે શ્રીધર્મઘોષસૂરી નામે આચાર્ય થઈ ગયા. તે એકદા પૃથ્વી ઉપર બોધ દેતા દેતા લક્ષ્મીપુર નામના નગરને વિષે ગયા. ત્યાં અનેક ભવ્યજીવો ધર્મોપદેશ શ્રવણ કરવાને આવ્યા છે. આચાર્યે દેશના દીધી કે –" ભાવ સહિત ભગવંતની સ્તુતિ; સામાયક, પોષધ આદિ વ્રત, સુપાત્રે દાન, શાસ્ત્રશ્રવણ અને સુસાધુની સેવા; એટલાં વાના પ્રાણીને દેવલોકની પદવી પમાડે છે. વળી હમેશા દેવગુરૂની સેવા કરવી, નિરંતર સદ્દગુરૂનો ધર્મોપદેશ સાંભળવો, નિરંતર સુપાત્રે દાન આપવું, શિયલવ્રત પાળવું; શક્તિ પ્રમાણે તપ કરવો, અને ઉચ્ચ ભાવના ભાવવી; આ પ્રકારનો પવિત્ર મોક્ષનામાર્ગ રૂપ શ્રાવકનો ધર્મ શ્રી જિનેશ્વરે કહ્યો છે." ઈત્યાદિ ધર્મદેશના સાંભળીને ધનદત્ત શ્રેષ્ઠીના લઘુવયના પુત્ર કુરઘટે તેમની પાસે દીક્ષા લીધી. આ કુરઘટ સાધુ સ્વભાવે ક્ષમાવંત હતા. કહ્યું છે કેઃ– "કોયલનું રૂપ, તેનો મધુર સ્વર; સ્રીનું રૂપ અને પતિવ્રતાપણું, કુરૂપજનોનું રૂપ, તેમની વિદ્યા, અને સાધુને ક્ષમા એજ પોતાનું રૂપ છે."

હવે આચાર્ય બહુ પરિવાર સહિત શ્રીપુરનગરે ગયા અને ત્યાં ચોમાસુ રહ્યા. તેમના સાધુઓમાના કેટલાકે એક માસના, કોઇએ બે માસના, ને

કેટલાકે ચાર માસના ઉપવાસ કર્યા. કેટલાએક સ્વાધ્યાય-ધ્યાન કરવા લાગ્યા, તો કોઈ વૈયાવચ્ચ કરવામાં રોકાયા. આ સર્વ સાધુઓમાં કુરઘટ સાધુ વિશેષે કરીને ક્ષમાવંત હતા, બાળક હોવાથી ક્ષુધા-ભૂખ પણ તેમને બહુ લાગતી હતી; તેથી તે વારંવાર શ્રાવકને ત્યાં ભીક્ષા લેવા જતા. લોકો પણ કહેતા કે:-"આ બાળસાધુ કુરઘટ, અન્ય સાધુઓની સારી રીતે વૈયાવચ્ચ કરે છે."

એકદા તેણે અભિગ્રહપૂર્વક સાધુની વૈયાવચ્ચ કર્યા વિના સવારમાં પારણું કરવા માંડયું, તેવામાં એક માસના ઉપવાસી વ્યાધિગ્રસ્ત સાધુએ તેને કહ્યું;—"અરે, પાપિષ્ટ, અધમ સાધુ, પોતાના અભિગ્રહના ભંજક, મેં ત્હારી પાસે બળખો નાંખવા માટે ભસ્મ (રક્ષા) સહિત ભાજન મગાવ્યું, તે તે આણી આપ્યું નહિ; અને પોતાના ઉદરને ભરવા બેઠો, ત્યારે તું સહુની પાસે પોતાને ક્ષમાવત શેનો કહેવડાવે છે ? માટે હવે તારા ભોજનના પાત્રમાંજ હું બળખા આદિ નાંખીશ." બાળશિષ્ય બોલ્યો:-"હું મુગ્ધ થઈ, ભૂલી ગયો; તો હવે શું કરૂં ? મારૂ ભાગ્ય હમણાં એવું છે." પછી તો પેલા વ્યાધિગ્રસ્ત કફવાળા સાધુએ ક્રોધ કરી આહાર કરવા બેઠેલા બાળક સાધુના પાત્રમાંજ બળખો નાંખ્યો. પણ ઉપશમ ધર્મવાળો બાળશિષ્ય એથી સામો ક્રોધ નહિ કરતાં, હર્ષવત થઈ પોતાના આત્માની નિંદા કરતો થકો કહેવા લાગ્યો:-મારૂં મોટુ ભાગ્ય, કે આવા ચારિત્રપાત્રમુનિએ મ્હારા ભોજનના પાત્રમાં બળખો નાંખ્યો, પછી જાણે દૂધના પાત્રમાં સાકર ભળી હોય નહિ ! તેમ તે બલખાને લેખવતો બાળસાધુ તે ભક્ષણ કરતો કરતો ચિંતવવા લાગ્યો:-"અહો ! આ સાધુ મહા તપશ્ચર્યા કરનાર હોવાથી ચારિત્રના પાત્ર છે, પણ અભાગ્યવાન એવો હું તો એક કીડીની પેઠે ક્ષણવાર પણ અન્ન વિના રહેવાને અસમર્થ છું." આમ પોતાના આત્માને નિંદતો અને પેલા સાધુના ગુણને ગ્રહણ કરતો, તેણે પોતાનાં બહુ કાળનાં ઉપાર્જન કરેલાં કર્મને ક્ષમારૂપી કુહાડી વડે તૃણના સમુહની પેઠે છેદી નાંખ્યા; અને કર્મ ક્ષીણ થવાથી તેને ત્યાં ને ત્યા તે જ વખતે કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ. તે સમયે શાસનદેવીએ અને દેવતાઓએ આવીને તેમને ખરા સદ્દભાવથી વદન કરીને તેમનો કેવળ-મહોત્સવ કર્યો.

આ દ્રષ્ટાંતમાંથી સાર એ નિકળે છે કે:-ગમે એટલા પરિસહ આવે અથવા આપણી કોઈ નિંદા કરે, તો તે સામું નહિ જોતાં સમભાવે રહેવું;

એજ તત્વ છે. પોતાના દોષો પોતે પ્રકટ કરવા એ ખરેખરી મુશ્કેલીની વાત છે, તેમાં પણ પોતાના દોષો કહી સંભળાવવા કરતાં પોતાના દોષો કોઇ પ્રકટ કરતું હોય, એટલે પોતાની નિંદા થતી હોય, તે નિંદાનાં વચનો સાંભળી સમભાવ રાખવો, હૃદયમાં દ્વેષ ઉત્પન્ન ન કરવો, એ તો કઠણમાં કઠણ કાર્ય છે. પોતાના મુખે તો બોલે કે:-ભાઇઓ! હું તો મહાપાપી છું, અધર્મી છું, કુડકપટનો ભરેલો છું, મહાનિર્દયમાં નિર્દય પરિણામી છું, મારી જીંદગીમાં કાળાં કર્મ કરવામાં મેં કાંઈ પણ બાકી રાખી નથી; મારે મારી તો માઠી ગતિ થવાનીજ; દુર્ગતિમાં જવા જેવાંજ મે ક્રૂર કર્મો કરેલાં છે. વગેરે વગેરે પોતાના અવગુણ કોઈ કોઈ પ્રસંગે મનુષ્યો બોલે છે ખરા, પણ એવાંજ વચનો ક્રૂરતા ભાવે પોતાની સમક્ષ કોઈ કહેનારો મળે, અગર પોતાની નિન્દાનાં વચનો કોઇ પોતાને સંભળાવે, તે વખતે હૃદયમાં સમભાવ રહે પણ ક્રૂરભાવ પ્રકટ ન થાય, અંતરમાં તેનું બુરૂં પણ ન ચિન્તવે; આવી સમતા રહેવી મહામુશ્કેલ છે. ધન્ય છે તે બાળ મુનિને! કે જે પોતાના અવગુણો પોતે પ્રકટ કરી આત્મ-કાર્ય સિદ્ધ કરી અક્ષય મોક્ષગતિ પામ્યા. ( ૫૨ )

## ૬૩ નિંદક ઉપર એક વૃદ્ધ ડોસીની કથા.

પરની નિંદા કરવી તે મહા પાપ છે. પારકી નિંદા કરનાર, નહીં કરેલા એવા પાપથી પણ લેપાય છે. તે ઉપર એક વૃદ્ધ ડોસીની કથા છે.

શાલીગ્રામમાં સુંદર નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તે દયાળુ ને દાતા હતો. જેને ઘેરથી આશાભંગ થઈને અતિથિ પાછો ફરે છે તે અતિથિ તેને પોતાનું પાપ આપતો જાય છે, અને નહિ દેનારના પુન્યનું હરણ કરતો જાય છે. આ પ્રમાણે તે શાસ્ત્રોક્ત વાક્યો શ્રેષ્ઠી જાણતો હતો, તેથી તે શ્રેષ્ઠી દીન, અનાથ, દરિદ્રી, રોગી, પથિક વગેરે જે કોઇ આવે તેને દહીં, છાશ, દુધ, માખણ, વસ્ત્ર, અન્ન, આશ્રય, તેલ, ઘી, અભ્યંગ વગેરે આપીને સર્વ ઉપર ઉપકાર કરતો હતો. તેના આવાં કાર્યોથી તેની ઘણા દેશાવરોમાં દૂર સુધી કીર્તિ ફેલાયેલી હતી. લોકો દાતાને જ વાંચ્છે છે. પણ અદાતા એવા ધનવાનને કોઇ ઇચ્છતું નથી. લોકો વરસાદ આવે તેમ ઇચ્છે છે પણ સમુદ્ર આવે તેમ કોઇ ઇચ્છતું નથી. તેના પાડોશમાં રહેનારી એક વૃદ્ધ સ્ત્રી તેની હંમેશાં નિંદા કરતી કે અહો-આ વિદેશીઓને જમાડે છે પણ ધનના લોભથી કેટલાએકને તે ખવરાવી ખાડામાં નાંખી દે છે.

વળી કેટલાકની થાપણ રાખીને તે પાછી આપતો નથી. થાપણ મુકનારા પરદેશમાં મરી જાય છે ને આ શેઠને ઉત્સવ થાય છે. લાખો રૂપીઆ લે છે ને જુજ પાછું આપે છે. જાણ્યો એ શ્રેષ્ટીને ને તેના ધર્મીપણાને. એક દિવસ રાત્રે કોઇ ક્ષુધાર્ત અને તૃષાતુર કાપડી તેને ઘેર આવ્યો. તે વખતે તે શ્રેષ્ટીના ઘરમાં ખાવાલાયક ચીજ ન હતી. તેમ પાણી પણ નહોતું તેથી તે દાનવતી શ્રેષ્ટી કોઇ આભીરીને ઘેર જઇ છાશ લઇ આવ્યો અને તેને પાઇ. તે અત્યંત તૃષાતુર કાપડી ત્યાર પછી મરણ પામ્યો. તે છાશ જ્યારે ગોવાલણી માથે લઇ આવતી હતી ત્યારે છાશવાળા ઠામનું મુખ ઉઘાડું હોવાથી એક ગરૂડ પક્ષીએ પકડેલો સર્પ ઉંધો લટકતો હતો તેના મુખમાંથી તે છાશમાં વિષ પડ્યું હતું તેથી તે છાશ પીવાથી તે કાપડી મરણ પામ્યો.

સવારે તે કાપડીને મરેલો દેખી વૃદ્ધ ડોશી આનંદ પામી અને બોલવા લાગી કે આ દાતારનું ચિત્ર જુઓ. આ કાપડીનું મૃત્યું તે તેના ધૂર્ત-પણાની નિશાની તુલ્ય છે. તે અવસરે તે કાપડીની હત્યા ભમતી ભમતી વિચારતી કે કોને ચોટું ? આ દાતાર તો વિશુદ્ધ આત્માવાળો છે. સર્પ પણ અજ્ઞાની અને પરવશ છે. ગરૂડ પક્ષીનો સર્પ ખાવાનો ધર્મ છે. આભીરી (ગોવાલણી) સર્વથા અજ્ઞાન છે તેથી મારે કોને લાગવું. આ પ્રમાણે વિચાર કરી હત્યા દેવી, નિંદામાં તત્પર એવી વૃદ્ધ ડોશીને ચોંટી, તેથી તરતજ તે ડોશી શ્યામ, કુબડી, કુસ્વરવાળી તથા બહેરી થઇ ગઇ. હત્યાએ સ્વસ્થ થઇને બધી હકીકત લોકોને કહી. ને સર્વ લોકોનાં સાંભળતાં તેણે એક પદ્ય કહ્યું તેનો સાર એ હતો કે માતા તો પુત્રની વિષ્ટા ઠીંકરામાં લે છે પણ દુર્જન તો પારકો મળ તેની નિંદા કરવા વડે પોતાની જીભથી ગ્રહણ કરે છે, તેથી તે માતા કરતાં વિશેષ ખરાબ છે.

આ વૃદ્ધ ડોશી બહુ નિંદા કરનાર હોવાથી પાપી છે. આ દાતા વિશુદ્ધ છે. આ પ્રમાણે સાંભળી લોકોએ સત્ય હકીકત જાણી નિંદારૂપ દુર્ગુણને પ્રાયે છોડી દીધો.

**સાર:**—નિંદા કરવાથી કાંઇ લાભ મળતો નથી. ઉલટો નિંદા કરનારજ સત્ય હકીકત બહાર પડતાં ફસાઇ જાય છે અને મહાન હાનિ ભોગવવી પડે છે. માટે નિંદાનો સર્વેએ ત્યાગ કરવો. નિંદા કરવાની ટેવવાળા માણસની લોકોમાં પ્રાંતે બહુ અપકીર્તિ થાય છે. (૫૩)—

(૫૩)

शून्यारण्य कृतं सुरोदन मित्र क्षार क्षितौ वर्षणं ।
हीनाक्षस्य जनस्य दर्पण मिवाकर्णे कृतंजापकम् ॥
सर्पास्ये सुपय स्त्रिदोष घृतकं कंठे कपेः स्वर्णस्रक् ।
तद्वन्मूर्ख जनोपदेश निकरो नूनं वृथाजायते ॥ ५३ ॥

**અર્થ—જેમ શૂન્ય અરણ્યમાં કરેલું રૂદન, ખારવાળી ભૂમિમાં પડેલો વરસાદ, અંધની સામે જોવા રાખેલું દર્પણ, બધિરને કહેલાં વચનો, સર્પના મુખમાં રેડેલું દૂધ, સન્નેપાતવાળાને આપેલું ઘી, કપિનાં કંઠમાં પહેરાવેલો હીરામણિથી જડીત સુવર્ણનો હાર જેમ વૃથા જાય છે; તેમ મૂર્ખ માણસને કહેલાં ઉપદેશનાં હિત-વચનો ખરેખર વૃથા જાય છે, પણ તેને કદી અસરકારક નીવડતાં નથી.**

**ભાવાર્થ**—શૂન્ય કહેતાં નિર્જન અરણ્યને વિષે અતિશય કરેલું રૂદન જેમ વૃથા જાય છે, ક્ષારભૂમિમાં થયેલી મેઘની વૃષ્ટિ વૃથા થાય છે. આંધળા માણસને દર્પણમાં નિજ મુખ જોવું વૃથા થાય છે, તથા બહેરા માણસ પાસે કરેલો જાપ કહેતાં શબ્દોચ્ચાર વૃથા થાય છે, સાપને પાયેલું દૂધ વૃથા થાય છે—એટલે ઝેર રૂપ થાય છે, સન્નિપાતના રોગવાળા મનુષ્યને દૂધ, સાકર, ઘી વગેરે મિષ્ટ પદાર્થોનો ખોરાક વૃથા જાય છે–એટલે ઉલટું રોગની વૃદ્ધિ અને હાનિ કરે છે, વાંદરાની ડોકમાં પહેરાવેલો સુવર્ણનો હાર વૃથા થાય છે–એટલે મર્કટ તે હાર તોડી નાંખીને જ્યાં ત્યાં વેરી નાંખે છે; તેવી જ રીતે મૂર્ખ માણસને દીધેલો ઉપદેશ વૃથા જાય છે. મતલબ કે, નીચ માણસો એટલે જેનાં કર્મ નીચ છે, ( જાતિથી નીચ ગણાતો હોય તે નહિ ) એવા માણસને હિતોપદેશ આપવાથી ઉલટો સામાના દોષો કાઢી, ઉપદેશ દેનારની જ નિંદા કરી નુકસાનમાં ઉતારી દે છે.

**૬૪. મૂર્ખને ઉપદેશ ન દેવા ઉપર સુઘરી ને વાંદરાનું દૃષ્ટાંત.**

શીતરૂતુ–શિયાળાના પોષ કે માઘમાસના એક સમયમાં એક જંગલમાં કોઈ વાંદરો ઝાડની ડાળ ઉપર બેઠો હતો, તે શિયાળાની સખત ટાઢ અને વાયરાથી થરથર કંપતો હતો. તેની સામે થોડેક છેટે સુઘરીનો એક માળો હતો, તેમાં પોતાના બે નાના બચ્ચાં સહીત તે સુઘરી બેઠી હતી. તેણે પેલા વાંદરાને ટાઢથી થરથર ધ્રુજતો જોયો, તેથી દયા લાવી તે વાંદરાને નીચે મુજબ ટાઢને નિવારણ કરવા માટે હિતવચન બોલી કેઃ—શ્લોક.

हस्त पादौ समुपेतो । दृश्यते मनुजाकृतिः ॥
शीते न भिद्यसे मूढ । कथं न कुरुते गृहम् ॥ १ ॥

અર્થાત્—હે વાનરભાઇ, તું હાથપગવાળો ઉત્તમ જનાવર છે. વળી મનુષ્ય જેવીજ બધી આકૃતિ છે, તો હે મૂઢ! તું ઘર કેમ બનાવતો નથી કે જેથી આ ટાઢે ઠરે છે, ધ્રુજે છે. હું પક્ષીની જાતમાં નાનામાં નાનું પ્રાણી છું તો પણ જોને કેવો માળો રહેવા માટે મેં આ બનાવ્યો છે. માટે ભાઇ, આ ટાઢે ન ઠરતાં ઘર બનાવ, ઘર બનાવ. આવી રીતે સુઘરીએ સારી હિતશીખામણ આપવા છતાં તે વાંદરો તો આ સાંભળીને ઉલટો મહા ક્રોધાયમાનજ થયો ને દાંત પીસી તાડુકો કરીને બોલ્યો કે, શ્લોક—

सुचीमुखी दुराचारी । रंडा पंडितवादिनी ॥
ना शंकसे प्रजल्पंति । तत् किमु त्वां न हन्म्यहम् ॥
गृह भंजने मे शौर्य न शौर्यं गृह मंडने ॥
इति प्रोक्तवा शिघ्रमेवा भंजितं तत् शुची गृहम् ॥ १ ॥

અર્થાત્—હે રાંડ, દુરાચારિણી સુઘરી! તું અમારા જેવા મહાપંડિતની સાથે વાદ કરે છે, અને મોટા પંડિતને તું કેનારી કોણ રાંડ? અમારી સાથે બડબડતા—જરાય શરમાતી નથી? તો તને હવે હું કેમ ન હણું? માટે જરૂર હવે તને હણવીજ પડશે. તેમ બોલી તે વાંદરાએ એકદમ મોટી છલંગ મારી, તે સુઘરીના માળાને ભાંગી નાખ્યો, તે સુઘરી તો બીચારી ઉડી ગઇ પણ તેના નાનાં બે બચ્ચાં તો તેણે તરત મારી નાખ્યા. આ વાતનો સાર એ છે કે મૂર્ખને ઉપદેશ દેવોજ નહિ, નહિ તો તેમાંથી પોતાનેજ દુઃખ થાય છે. અર્થાત્ ઉપદેશ કદી મૂર્ખ માણસોને દેવોજ નહિ. મૂર્ખને ઉપદેશ દેવાથી તે ઉલટા વધુ કોપે છે, પણ શાંતિ પામતા નથી. જેમ સાપને દુધ પાવાથી તેનું વિષજ વધે છે. પણ તેનુ અમૃત થતું નથીજ.

એટલું તો અવશ્ય છે કે, જેનાં હૃદયો અજ્ઞાન અને અવિનયથી ભરપૂર છે, તેવા મૂર્ખ જનોને અમૃત સમાન ઉપદેશનાં વચનો સાંભળી ઉલટી અસર કરનારા નિવડે છે. ખરેખર મૂર્ખ જનને પરલોકની ચિંતા ભાગ્યેજ હોય છે. તેણે તો ખાવું પીવું અને મોજમજા માણવી એમાં જ સુખ માની લીધું છે. મૂર્ખનાં લક્ષણો કહેલાં છે કેઃ—શ્લોક શાર્દુલવિક્રિડિતવૃત્ત.

मूर्खत्वं हि सखे ममाभिरुचितं तस्मिन्पदेऽष्टौगुणा ।
निश्चिंत्यं बहुभोजनं गतत्रयो रात्रिर्दिवाशायिनः ॥

कार्याकार्य विचारणांध बधिरो मानापमाने समः
प्रायेणामय वर्जितो द्रढ वपुर्मूर्खःसुखं जीवति ॥

અર્થાત્—કોઈ જન મિત્ર પ્રત્યે કહે છે કેઃ—હે મિત્ર ! બધા કરતાં, આ જગતમાં મૂર્ખપણું બહુ સારૂં, કે કોઈ પ્રકારની ચિંતા નહિ, કારણકે તેમાં આઠ ગુણો છે. પ્રથમ તો નિશ્ચિંતપણું, આખો દહાડો ખાધા જ કરવું, નિર્લજ્જપણું. રાત દહાડો સુઇ રહેવું, કાર્ય કે અકાર્યમાં વિચાર રહિતપણું, કોઈ કહે તે સાંભળવું નહિ, વિવેકથી હૃદયચક્ષુ ખોલી જોવું નહિ, માનઅપમાનમાં સરખાપણું, અને ઘણું કરીને રોગ રહિતપણું હોય છે તથા દૃઢ અને સ્થૂળ પુષ્ટ શરીર હોય; આવો મૂર્ખ માણુસ સુખે જીવે છે. આવા અજ્ઞાની મૂર્ખ માણસને દીધેલો ઉપદેશ વૃથા જાય છે. આ જીવને અનાદિકાળથીજ અજ્ઞાનની વિષયવાસના છે, જેથી સત્ય વચન ઉપર તેને અભિરૂચિ થતી નથી, જેમ જ્યાં સુધી તાવ હોય, ત્યાં સુધી ભોજન જરાય ભાવતું નથી, તેને કોઈ પરાણે આપે તો પણ તેના ઉપર ઘણોજ ચીડાય છે. તેમ સર્વજ્ઞ પ્રભુનો ઉપદેશ નિર્મળ ને હિતકર હોય, તો પણ મોહમુગ્ધ જીવોના કર્ણમાં જળબિંદુની પેઠે શૂળ ઉત્પન્ન કરે છે, પ્રજ્ઞાપ્રકાશમાં પણ કહ્યું છે કેઃ—શ્લોક ઉપજાતિવૃત્ત,

सुखाय ते तीर्थंकरस्य वाणी । भव्यस्य जीवस्य न चेतरस्य ॥
सुखाय ते सर्व जनस्य मेघो । जवाशकस्यै वसुखायतेन ॥

અર્થાત્—તીર્થંકરની વાણી ભવ્ય જીવનેજ સુખરૂપ-હિતકારી થાય છે, પણ અભવ્યને સુખરૂપ થતી નથી. દાખલા તરીકે જેમ વરસાદ દુનિયામાં સર્વ જનોને સુખરૂપ ભાસે છે, પણ એકલો જવાસા નામના છોડવાને શાન્તિકારક થતો નથી; તેને તો જેમ જેમ વરસાદ પડે તેમ તેમ સુકાવાનોજ વખત આવે છે. ખરા ઉનાળામાં જ્યારે સખ્ત તાપ તપતો હોય, ત્યારેજ જવાસો ખીલે છે તેના સંબંધમાં કેશવકૃતિમાં એક અન્યોક્તિ તરીકે જવાસાને ઠપકો દેતાં કહ્યું કે—

વસંતતિલકા વૃત્તમ્

**લીલીઃકરી અવની મંગળ મેઘરાજે, તાજા બધાં તરૂવરો વનમાં વિરાજે; જોને જરાઃ જગતના નજરે તમાસા, શાને સુકાય અમથો જવાસા ? જ્યારે સુકાય સઘળા તરૂતાપકાળે, ત્યારે રસાળ થઈ**

**રાચ અરે અકાળે; ક્યાંથી થયો અરર એકલપેટલાસા, શાને સુકાય અમથો જવાસા?**

એક જવાસાને મેઘ ગમતો નથી અને બીજું વરસાદનો સટ્ટો કરનાર સટોરીઆ મેઘ આવેથી જેને ખોટ જતી હોય, તે વરસાદને ઇચ્છતા નથી. તેઓ તો આકાશમાં કોઈ સ્થળે કાળી વાદળી ચડે, કે મોટી ચિંતામાં પડે છે, અને આકાશ સામુ દૃષ્ટિ કરી વિનંતી કરી કહે છે કેઃ—

દુહો—તમ ઉજળે અમ ઉજળા, તમ શ્યામે અમ શ્યામ;
તમે આવશો આમ, તો અમે જાશું ગામ. ૧

તેમ અભવ્યજીવો પણ સર્વજ્ઞની વાણી સાંભળી ઉલટા દ્વેષ કરે છે, પણ ખુશી થતા નથી તો એવા અજ્ઞાનીજનોને આપેલો બોધ કદી સારૂં પરિણામ આપતો નથી. દાખલા તરીકેઃ—જેમ કોઇ એક પટેલ રામકથા સાંભળવા ગયા હતા, ત્યાં કથામાં સીતાના હરણની વાત આવી; રાવણને હાથે શ્રી સીતાજીનું હરણ થયુ, ત્યારે સીતાજી શોક કરવા લાગ્યાં, પછી રામચંદ્રજી લંકામાં જઇ રાવણને મારી સીતાજીને લઈ ઘેર આવ્યા. કથા પૂરી થઈ એટલે સહુ પોતાને સ્થાને ગયા, પણ પેલા પટેલના મનમાં શંકા હોવાથી તે તો ગયા નહિ. તેને શંકા એવી થઇ કેઃ—" વારૂ ભટ મહારાજે કથામાં વાંચ્યું કે, સીતાનું હરણ થયું તે તો ઠીક, પણ તે હરણીજ રહ્યુ કે સીતાજી પાછાં થઈ ગયાં." પછી શંકાના સમાધાન માટે ભટ્ટને પૂછયુ કે ભટ મહારાજ, સીતાનું હરણ થયુ તે હરણજ રહ્યું કે પાછાં સીતા થયાં! તે સાંભળી ભટ હસવા લાગ્યાઃ અહો! આવા પણ સાંભળનાર છે કે જે કથાને ઉંધો અર્થ કરી બેસાડે છે! પછી તેને શી અસર કરે! કાનની દવા આંખે લગાડવાથી શો લાભ થાય! તેને માટે કહ્યું છે કેઃ—

ચોપાઈ—આંધળો સસરો ને બહેરી વહુ, કથા સાંભળવા ચાલ્યાં સહુ,
કથા કહેનારના એવા બોલ કે ઉજડ ગામમાં વાગ્યાં ઢોલ;
કીધું કશું ને સાંભળ્યું કશું, ને આંખનું ઓસડ કાને ઘસ્યું.

દવા ઘણી સારી હોય, પણ જે દરદને લાગુ પડે તે દરદ ઉપર લગાડવાથીજ સારી અસર કરી શકે છે. જો ઉલટી રીતે વાપરવામાં આવે, તો સારું થવાને બદલે ઉલટો વિનાશ થવાનો વખત આવે છે, માટે ઉત્તમ પુરૂષોએ ઉપદેશ પણ વિચારીનેજ, શ્રોતાનો અધિકાર જોઈને જ આપવો ઘટે છે. અજ્ઞજનો તો ઉલટા ઉપદેશદાતારને જ ઉપાધિમાં ઉતારી મુકે છે.

## (૬૫) સત્યાગ્રહી સોની ને નંદીષેણ મહાત્માનો પ્રસંગ

નંદીષેણ મહાત્માને ભોગાવળી કર્મના યોગે ગુણકાને ત્યાં રહેવા વખત આવ્યો, પણ પોતે પ્રતિદિન દશ મનુષ્યોને બોધ આપી દીક્ષિત કર્યા બાદ ભોજન જમવાનાં ટેક ઉપર આવ્યા હતા; બાર વર્ષ સુધી તો એમ ચાલ્યું. પછી એક પરણીઓ સોની હાથમાં આવ્યો, તેને બોધ આપી તૈયાર તો કીધો; પણ છેવટે તેણે કહ્યું કેઃ—"આપ જ્યારે જ્ઞાની છો તો તમેજ કેમ વેશ્યાને ત્યાં પડયા રહ્યા છો ? કારણ કે, વેશ્યાનું ઘર એ સર્વથા નિંદ્ય અને અપજશનું પાત્ર ગણાય છે. સારા લોકોને તો આ ગૃહ સર્વદા વર્જનિય છે. તો તમારા જેવા ઉત્તમ ઉપદેશદાતાએ તો અવશ્ય વર્જવું જોઈએ; માટે તમો દીક્ષા લ્યો તો હું લઉં." આવો ખરો તર્ક તે નંદીષેણની સમક્ષ આજ સુધીમાં કોઈએ પણ કર્યો ન હતો. નંદીષેણે પોતાના પ્રારબ્ધનો વાંક કાઢ્યો તો પણ હઠીલા સોનીએ હઠ નહિ તજતાં જણાવ્યું કેઃ—શ્લોક.

> परोपदेशेपांडित्यं । द्रश्यतेवहूनां नृणाम् ॥
> आत्मोपदेशेपांडित्यं । लभंते विरला नराः ॥

અર્થાત્—પારકાને ઉપદેશ દેવામાં પંડિતાઈ બતાવવી તે તો સહેલું છે અને તે સર્વને આવડે છે પણ પોતે તો અનેક પ્રકારના મોહમાં ડૂબી ગયા હોય, પરંતુ પોતે ઉપદેશ પામીને પરને સમજાવનાર તો બહુ જ થોડા—વીરલા છે. માટે હે મહારાજ ! હું દીક્ષા તો લઉં, પણ તમે સાથે આવો. પછી છેવટે ગુણકાએ ખેદ પામી રોષમાં ને રોષમાં કહ્યું કેઃ—"હવે એમ હોય, તો આજ તમે દશમાં થાઓ !" એમ કહેવાથી તુરતજ સોનીની સાથે તે ચાલી નીકળ્યા. મતલબ કે, આજકાલ એવી ક્લિષ્ટ પ્રકૃતિવાળા કુતર્કી મનુષ્યો રહેલા છે કે 'દૂધમાંથી પોરા કાઢવા જેવું કરે છે. કાં તો કેવળ અજ્ઞ સારો કાં તો કેવળ સમજુ સારો, પણ અર્ધદગ્ધ મનુષ્યોને તો બ્રહ્મા પણ સમજાવવાને સમર્થ નથી. તે વિષે રાજર્ષિપ્રવર શ્રી ભર્તૃહરિએ કટાક્ષ કથન કરતાં કહેલું કેઃ—શ્લોક આર્યાવૃત્ત.

> अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ॥
> ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापितं नरं न रंजयति ॥

અર્થાત્—આ લોકમાં અજ્ઞ માણસને સુખેથી સમજાવી શકાય છે, અને વિશેષ જ્ઞાનવાળા સુજ્ઞ જનને તો સુખે સહેજે સમજાવી શકાય છે; પણ

જ્ઞાનના લેશ માત્રથી પોતાને પંડિત માનનારા અર્ધદગ્ધોને તો સાક્ષાત બ્રહ્મા પણ માથું ફોડી સમજાવી શકતા નથી ! કોઈ પરોપકારી મહાત્મા સંસારમાં આસક્તિ પામેલા બાળજીવને તેના ભલાની ખાતર ઉપદેશ આપે કે:–હે ભાઈ ! આ સંસાર તો અસાર છે, તેમાં આસક્ત થવાથી આત્માની કર્તવ્યતા ભૂલી જવાય છે, આઠે પહોર ધનારામા ધન્નારામા કરો છો, પણ કાંઇ ધર્મનું શરણું લેશો, તો સુખી થશો; કાળચક્ર માથે ભમે છે, તે ઓચિંતુ આવી પડી સર્વ આશાઓ તોડાવી પકડી પાડશે. તેને માટે કહ્યું છે કે—

દુહો—કાળચક્રનાં ઉભય પડ, અસ્તોદય કહેવાય;
પ્રાણી માત્ર કણ રૂપ જે, અહોનિશ ત્યાં ભરડાય. ૧
દયા માકડીમાં રહ્યો, ધર્મ ખીલડો ત્યાંય;
સત્ય ધર્મ અવલંબને, કણ જીવ નવ પીલાય. ૨

માટે હે ભાઈ ! કાંઇક પરભવનું ભાતું બાંધો ! આયુષ્ય જળના રેલાની પેઠે વહ્યું જાય છે, માટે અતિશય હાયવોય નહિ કરતાં ભલા સાઠ ઘડીમાંથી માત્ર બે ઘડી તો પ્રભુભજનમાં ગાળ, કે જેથી આ આત્માનું કાંઈક કલ્યાણ થાય. આવો પવિત્ર અને હિતકર ઉપદેશ છતાં વિષયવિલાસી ધંધામાં અંધ બનેલો મોહમુગ્ધ પ્રાણી ઉત્તર આપે છે કે:—ચોપાઇ.

ગુરૂ કહે ધર્મની વાત, અવિનય બોલે કરી કુજાત;
ધર્મીમુગતે જાજો ઠેઠ, રળશું તો અમે ભરશું પેટ

મહારાજ ! તમો ધર્મધર્મ કરો છો, પણ તમને કાંઈ ખબર છે ? સંસારમાં કેટલી ઉપાધિ છે. જ્યાં એક કાર્યની સમાપ્તિ માંડમાંડ મેળવીએ, ત્યાં વળી બીજાં ત્રણ જાગે. ઘણોય ધર્મ તો કરીએ, પણ તમો કાંઇ રૂપીઆ આપો તેમ છો ? તમે સાધુ થયા એટલે બધાને સાધુ બનાવવા મથો છો, પણ બધા બાવા બનશે, તો પછી વહોરાવશે કોણ ? હજી કામ ઘણા છે, નવરાશ બીલકુલ મળતી નથી. તમારે મજા છે ! કે ટાઇમ થાય કે તુરતજ આ ઝોળી લઇને નીકળ્યા, મિષ્ટાન પાણી લાવી આરોગી નવરા થઇને બેઠાં ! પણ માબાપ ! અહીંતો શેર ધૂળ શરીરે વળગે છે, લોહીનું પાણી થાય છે, ત્યારે માંડ રોટલા ભેળા થઇએ; તમારે કાંઈ તે બાબતની જરાય ચિંતા છે કે શું કરશુ, કેમ રળશું ? તમારે તો "આગળ હાથ, પાછળ હાથ, રક્ષા કરે ગોરખનાથ." માટે નિરાંતે નવરા થઇ ઘડપણમાં ગોવિંદ ગાશું.

અત્યારે તો રળવાનો અવસર છે. માટે ખુબ રળી લેવા દો, ઘડપણમાં બીજું શું કામ છે ? બેઠાબેઠા માળાજ ગણવાની છેને પછી ! હમણાં તો આપનો બોધ સાંભળવા જેટલી પણ મને ફુરસદ નથી, અરે હમણાં તો એવી મોસમ છે, કે મહારાજ પાણી પીવાનીએ નવરાશ નથી મળતી, અરે હાલમાં હું તો મરવાએ નવરો નથી. માટે નવરા થઈએ ત્યારે ધર્મની વાત ! નવરા થઈશું ત્યારે તમો જેમ કહેશો તેમ બધું કરીશું-એમ કહી ચાલતોજ થયો.

મહાત્મા તો આ બધું સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયા. અહો ! આવા પણ મોહમુગ્ધ જીવો સંસારમાં પડયા છે ! તેઓ બિચારા ઐહિક સુખમાંજ આનંદ માની રહેલા છે, માટે આવાઓને ઉપદેશ દેવાથી શો ફાયદો ? કવિશ્રી દલપતરામે કહ્યું છે કે:—મનહરછંદ.

કહી કહી થાકે ગુરૂ કહેલું ન કાન ધરે,
કોણ કરે બોધ શિષ્ય હોય ન કહ્યાગરો;
ભરીભરી રાખીયે ને, જરીજરી જાય જળ,
કોણ ભરે પાણી એવી કાણી જાણી ગાગરો;
ખોદીખોદી ખાતર, નાંખીને ખૂબ ખેડ તોય,
અન્ન ન ઉછેરી આપે, લવણના આગરો:
દાખે દલપતરામ, ઠાલી માથાકુટ કરી,
કોણ કરે એવો ઉંઘ, વેચીને ઉજાગરો.

માટે એવા અજ્ઞજનોને હિતશિક્ષા દેવાથી તો કોઈ વખતે દેનારનેજ દુઃખી થવું પડે છે. જેના કાન બ્હેરા છે, તે કોઇ પ્રકારે પણ સમજી શકે છે; પણ જેનાં હૃદયો બ્હેર મારી ગયા છે, તેને કોઈ પ્રકારે સમજાવી શકાતું જ નથી, ઉંઘતો બોલે પણ જાગતો બોલે નહિ; કારણ કે તેની કપટનિદ્રા છે, માટે જાગે છતાં બોલે નહિ, તેમ સંસારાસક્ત અજ્ઞજનો હોય, તે જાણતા છતાંયે ચેતે નહિ, બોધ સાંભળે નહિ, અને કોઇ ઉપકારદૃષ્ટિથી હિતબોધ આપે, તો તેનો અવળો અર્થ કરે, અને શિખામણ આપનારને દુઃખમાં નાખે; તેની તેવીજ પ્રકૃતિ હોય છે. તેમાં વળી વિશેષે કરીને વિષયી માણસને, અતિ ક્રોધીને, તેમજ અતિ અભિમાની-તંતી માણસને તો હિતનો ઉપદેશ લાગતોજ નથી. તે તો શિખામણ આપનારને પોતાના કટ્ટા શત્રુ સમાન લેખે છે, ઉલટો લાગ આવે તો વખતે તે ઉપદેશ દેનારના પ્રાણ પણ લે છે; માટે તેવાને તો છેડવાજ નહિ ! તેમાં ઘણાના પ્રાણ

ગયાના દાખલા સાંભળ્યા છે અહીં અભિમાની રાવણ રાજાને ઘણા આપ્ત માણસોએ સમજાવ્યો, ઘણી શીખામણ આપી, પણ તે શીખામણનો તેણે સવળો અર્થ લીધોજ નહિ; અને ઉલટા શીખામણ દેનારા આપ્ત ગણાતાને પણ કટ્ટા શત્રુ સમાનજ માન્યા. માટે ઉપદેશ, વિના પાત્ર શોભતો નથી. જેમ વાઘણનું દૂધ સુવર્ણ-સોનાનાજ પાત્રમાં રહી શકે છે, તેમ શ્રીસર્વજ્ઞનો ઉપદેશ પણ લાયક માણસજ મેળવી શકે છે. શ્રી જીનેશ્વરની વાણીનો રસ જાણનારાજ જાણી શકે છે. અજ્ઞ જનોને તેના અપૂર્વ મહાત્મ્યની કદર હોતી જ નથી ! "ખાખરાની ખીસકોલી આમ્રરસમાં શું સમજે?" હીરા-માણેકની કદર જેવો ઝવેરી જાણે તેવો અન્ય જાણી ન શકે. કહ્યું છે કે—

મનહર છંદ

અનંત અનંત ભાવ, ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય-નિક્ષેપે વખાણી છે;
સકળ જગત હિત કારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષ-ચારિણી પ્રમાણી છે.
ઉપમા આપ્યાની જેને, તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ, મપાઇ મેં માની છે;
અહો રાયચંદ્ર બાળ, ખ્યાલ નથી પામતા એ,
જીનેશ્વર તણી વાણી, જાણી તેણે જાણી છે.

માટે સર્વજ્ઞની વાણી અમૂલ્ય અને ભવ્યોનેજ પ્રિય હોય છે, અભવ્યો તો તેનો સ્વાદ ચાખવાને કમનસીબ જ છે. ઉલટા પવિત્ર ઉપદેશ સાંભળી ઘણાઓ તે વાણી પ્રત્યે દ્વેષ કરે છે, તેથી સર્વજ્ઞની વાણીને જરા પણ કલંક નથી. ઘુવડ સૂર્ય ન દેખે તેથી સૂર્યનો શો દોષ ? વસંતઋતુમાં માત્ર એક કેરડાના વૃક્ષને કદી પત્ર આવે નહિ તેમાં વસંતનો શો દોષ ? મેઘનું જળ જવાસાને સુકવે તેમાં મેઘનો શો દોષ ? તેમ અજ્ઞ જનોને ઉપદેશ ન લાગે તેમાં સર્વજ્ઞની વાણીનો દોષ શો છે ? તેનાંજ કમનશીબ સમજવાં. હવે મૂર્ખ માણસને ઉપદેશ દેવાથી તે આપમતલબી હોવાથી ઉપદેશકનેજ નુકશાન થાય છે. તેના ઉપર એક કરજદાર દુઃખી માણસનું દષ્ટાંત કહે છે.

## (૬૬) કરજદાર મિત્રની કહાણી ! સન્મિત્રને થઈ હાનિ !

કોઈ એક પુરૂષને માથે ઘણુંજ દેવું થઈ ગયું હતું, લેણીઆતો તેની

પાસે ઉપરાઉપરી ઉઘરાણી કરવા લાગ્યા. કમભાગ્યે વ્યાપારમાં ભારે ખોટ ગઇ, તેથી નાણાંની તંગી સખત આવી ગઈ, તેથી તેનું મન અતિ ચિંતાતુર થવા લાગ્યું. ખરેખર કરજના જેવું એકે દુઃખ નથી, તે દુઃખ તો વીતે તેનેજ માલમ પડે. બિચારાને નિંદ્રા પણ નિરાંતે આવે નહિ, હૃદયમાં હાયવોયની હોળી સળગતી જ હોય, તેથી કાંઈ પણ ચેન પડે નહિ, કહ્યું છે:—

चिंतया जायते दुखं । नान्यथा हेति निश्चयः ॥
तथाहीन सुखी शांतः । सर्वत्र गलित स्पृहः ॥

અર્થાત્—ચિંતાથી હરેક દુઃખ ઉત્પન્ન થાય છે, પણ બીજે પ્રકારે પ્રાયે કરી થતું નથી. ચિંતારહિત માણસ સદા સુખી હોય છે. કારણકે સર્વ પ્રકારની વિષયવાસના નષ્ટ થવાથી જેની પ્રકૃતિ શાન્ત થયેલી છે. તેમ આ પુરૂષ પણ લેણદારની અતિ સતાવણીથી અતિ ચિંતાતુર હતો. તેવામાં એકદા કોઈ એક ભલો મિત્ર તેને મળવા ગયો, તેણે પૂછયું કે:–ભાઇ ! તું આમ અતિ ચિંતાતુર કેમ જણાય છે ! તારી દેહાકૃતિ ચિંતાગ્નિથી શ્યામ થઈ ગઈ છે, તેનું શું કારણ છે ? ત્યારે તે દયામણે ચહેરે બોલ્યો:–હે મિત્ર ! હવે તો કાંઇ કહેવાની વાત નથી, હવે તો મરવા વગર છૂટકો નથી, અથવા તો દેશ તજવો પડશે; મારે માથે તો હવે દુઃખનો આભ ફાટયો છે. મારા દુઃખની વાત તને કહેવાથી શો લાભ થશે ? ભાઇ, તું મારૂં દુઃખ મટાડી શકે તેમ નથી, વળી વગર વિચારે જયાં ત્યાં વાત કરવાથી પાછળ પસ્તાવું પડે.

દોહરા–કુમિત્ર કે સુમિત્રનો, કરવો નહિ વિશ્વાસ,
જો કદિ કોપે મિત્ર તો, કરે ગુપ્ત પ્રકાશ.
મનકી સબ મનમેં રખો, ન કરો વદનવિકાસ,
દુરિજન હસશે દેખકે, સજજન ધરે સંતાપ.

માટે ભાઇ, શી વાત કહુ ? હવે તો યમદેવનું શરણ, અગર પરદેશનો પ્રવાસ તે સિવાય બીજો કોઇ ઉપાય નથી. આ મારી બાયડી છોકરાને સાચવજો, તું મારો સાચો મિત્ર છે માટે તને ભળાવું છું. એમ કહી હૂંઠવો મુકી મુક્તકંઠે રૂદન કરવા લાગ્યો. મિત્રને આ જોઇ બહુ દયા આવી અને તેની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. પણ હિમત રાખી તેણે કહ્યું કે:– પ્રિય ભાઈ ! આટલું બધું શું છે, કહે તો ખરો ! કોઇને કહ્યા વગર કાંઇ

દુઃખ મટી જશે કે ? સુખદુઃખની વાતો પ્રેમી જન પાસે કરવાથી હૃદય કાંઇક નરમ પડે છે, માટે સુખેથી તારા દુઃખની વાત કર. કહ્યું છે કેઃ—

**દોહો—સજ્જન સંબંધ કીજીએ, દુઃખ દીજીએ રોય;**
**મટશે તો મટાડશું, નહિ તો કુંચી બતાવશું કોઈ.**

માટે જરા હિંમત રાખી મને વાત કર. આમ કાયર શુ થાય છે! સંકટ સમયે તો ધીરજ રાખવી. દુકાને પણ લખી રાખ્યું છે કેઃ–"**ધીરજનાં ફળ મીઠાં છે.**" એ શું ભૂલી ગયો ? તે ફક્ત વાંચવાનું જ કે ? કોઇને કહેવા માટે જ ચીતર્યું છે! અરેરે! આમ નાહિંમત શું થાય છે? હરિશ્ચંદ્ર, નળ, રામ વગેરે રાજાઓ કેવા દુઃખી થયા હતા, તો શું આમ તારી પેઠે મરવા તૈયાર થયા હતા? તે ભાગી ગયા હતા? અને શું નાસવાથી દુઃખ નાસી જશે? એ તો "**કાયા ત્યાં છાયા, ને દેહ ત્યાં દુઃખ**" એમ સાથેને સાથે જ આવે છે. જો શામળ કવિ કહે છે કેઃ—

**છપ્પો—નાઠે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાયે,**
**નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાયે;**
**નાઠે ન મુકે તાવ, પાપ નાઠે નવ છુટે,**
**નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લુંટે,**
**કદી નાઠે મોત મુકે નહિ પ્રસવ્યો ત્યાંથી પાશ છે,**
**શામળભટ સાચું કહે, નામ તેનો નાશ છે.**

પછી હિંમત આપી આગ્રહ કરી પૂછ્યું, તેથી તેણે સર્વ વાત માંડીને કરી કે લેણદારો મને બહુ પીડે છે, હુ હાલ ભારે ખોટમાં છુ. મારા પાસે તાકડો નથી તેથી શું કરૂં અને કરજ તો ઘણુ થઇ ગયું છે, માટે મારી મતિ મુંઝાય છે. કોઇ ઉપાય સુઝતો નથી. લે ભાઈ, આ વાત કરી તને! હવે કાંઇ તારાથી બને તેમ છે? તું પણ એવો ગૃહસ્થ નથી, કે મારૂં દેણું ચુકાવી શકે!

આ સાંભળી મિત્રે વિચારી કહ્યું કેઃ–આનો હુ જ ઉપાય બતાવું તો કેમ? તારી પાસે ફરી કોઇ લેવા આવે જ નહિ, ને ખાતુ માંડી વાળે, પછી કેમ? ત્યારે તેણે હર્ષપૂર્વક કહ્યુ કેઃ—અહો! બહુ સારૂં ભાઇ! જો મારૂં દુઃખ મટાડતો હોય તો તું જ મારો પ્રભુ! પછી તેણે કહ્યું:–સાંભળ! જે કોઇ લેણદાર તારે આંગણે તારી પાસે માગવા આવે, ત્યારે તારે ફક્ત "હાઉ" એટલું જ બોલવું, પણ બીજુ કાંઈ બોલવુંજ નહિ, એટલે તું લેણદારથી મુક્ત

થવાનો, અને સુખી થવાનો ! એમ કહી પેલો મિત્ર પોતાને ઘેર ગયો. હવે જે લેણદાર ઉઘરાણી આવે તેને ઝટ "હાઉ" કરે, જેટલીવાર પુછે તેટલીવાર, એ સિવાય બીજો ઉચ્ચારજ નહિ. તેથી તેના લેણદારોએ જાણ્યું કે, આ તો બિચારો ગાંડો થઇ ગયો; અને કરજને લીધે તેની ડાગલી ખસી ગઇ લાગે છે. માટે તેની પાસે હવે ઉઘરાણી આવવું નહિ. ખેર ! હવે માંડી વાળો તેના રૂપીઆ ! બિચારો ચિંતામાં મરી જશે, એમ કહી ચાલ્યા ગયા. આ પ્રમાણે એક માસ ચાલ્યું, અને જે આવે તેને એજ મંત્ર હાઉ સંભળાવે ! પછી સર્વ લોકોએ તેના ઉપર દયા આણી તેના ખાતાં માંડી વાળ્યાં, એટલે કરજથી રહિત થયો. તેથી મનમાં હરખાવા લાગ્યો કેઃ—વાહ વાહ ! આ મંત્ર તો બહુ સારો ! થોડા દિવસ ગાંડામાં તો ગણાશું પણ ભવની ભાવઠ જશે. એમ કરતાં છ માસ થયાં, એટલે સર્વ પ્રકારે શાન્તિ થઇ, કોઇ પણ જન આવતું બંધ થયું; તેથી પેલા કુંચી બતાવનારે વિચાર્યું કે, મારા પણ ત્રણસે રૂપીયા લેણાં છે, માટે લાવ તે તો લઇ આવું. મને તો આપશેજ. એમ ધારી તેની પાસે આવી ખુશી ખબર પૂછ્યાં કેઃ—હે મિત્ર, કેમ છે ! હવે બધું દુઃખ મટ્યું કે કેમ ? દેવાદાર દોસ્ત બોલ્યો—ભાઇ, તમારો મંત્ર તો રામબાણ થયો, તમારી મહેરબાનીથી તો હું બહુજ સુખી છું. હવે તો કોઇ પણ આવતું નથી ત્યારે આવનાર મિત્રે કહ્યુ કેઃ—તો બહુ સારૂં ! હવે પેલા મારા ત્રણસે લેણા છે, તે મને આપ. મારે હાલમાં કામ છે. જ્યાં લેણાની વાત સાંભળી કે, તુરતજ "હાઉ" કરી તાડુકો કર્યો. મિત્ર તો આ સાંભળી આશ્ચર્યચકિત થઇ બોલ્યો કેઃ—અલ્યા ! મને પણ હાઉ ? ત્યારે તેણે કહ્યુ કેઃ—તને એકને બદલે બે હાઉ! મિત્રે વિચાર્યું કેઃ—અહો ! દુનિયામાં કેવું સ્વાર્થીપણું છે ! જ્યાં રૂપીઆની વાત આવી, ત્યાં તો મારો મંત્ર મનેજ ચોંટાડ્યો ! મેં ભલાઇ કરી તેને હિતનો રસ્તો જણાવ્યો તો મારાજ રૂપીઆ ગુમાવ્યા. કહ્યું છે કે—શ્લોક.

> उपदेशो हि मूर्खाणां । प्रकोपाय नशांतये ॥
> पयःपानं भुजंगानां । केवलं विष वर्धनम् ॥

અર્થાત્—મૂર્ખને અને સ્વાર્થીને હિત શીખામણ આપવાથી નુકશાન થાય છે; જેમ સર્પને પાયેલું દૂધ ઝેરનેજ ઉત્પન્ન કરે છે. માટે તેવા અજ્ઞાની અને ખળ જનોને તો ઉપદેશ ન આપવો એજ સઉથી સારી વાત છે. (૫૩)

---

( ૫૪–૫૫ )

पंचाक्षे वशवर्तिनां भवति किं तच्छ्रूयतांक्ष्मापते ! ।
श्रोताक्षस्य वशानुगो वनमृगो लुब्धैर्हतो लुब्धकैः ॥
नेत्राक्षस्य वशानुगश्च शलभोवन्हौ परित्वा मृतो ।
घ्राणाक्षस्य वशानुगो मधुकरो नष्टो महादंतिना ५४
जीह्वाक्षस्य वशानुगश्च मकरः कुरैर्हतो धीवरैः ।
कामांध्रस्य वशानुगः कारिवरो गर्तेपतित्वा मृतः ॥
एकैकाक्ष वशानुगाः क्षितितले प्राप्ता दशा दुष्करा ।
पंचाक्षस्य वशानुगस्य किमहो ? नूनंनजानी महे ५५

અર્થ—હે ક્ષિતિપતિ મહારાજા ! આ સંસારમાં પાંચ ઇંદ્રિયોનો વશ થવાથી શું થાય છે–તે સાંભળો. શ્રોત્રઇંદ્રિયને વશ થયેલો મૃગલો પારધીથી હણાય છે ચક્ષુઇંદ્રિયને વશ થયેલો પતંગીઓ દીવામાં પડી નાશ પામે છે. સુગંધીને વશ થયેલો ભમરો કમળમાં ભરાયાથી મદોન્મત્ત હાથીથી નાશ થાય છે. રસેન્દ્રિયને વશ થયેલો મચ્છ મછીમારોથી પકડાઈ મરાય છે. તથા સ્પર્શેન્દ્રિયને વશ થયેલો હાથી ઉંડા ખાડામાં પડી દુઃખ પામે છે. એમ એક એક ઇંદ્રિયોના વિષયને વશ થવાથી આવી પ્રાણાંત માઠી દશાને પામ્યા, તો પાંચે ઇંદ્રિયોના વિષયને આધીન થઈ રહેનારનું તો શુંયે થશે ? ખરેખર તે અમો કહી શકતા નથી. મતલબ કે તે અવશ્ય માઠી ગતિમાં જઈ દુઃખી થાય છે. (શ્લોક ૫૪–૫૫ નું યુગ્મ)

ભાવાર્થ—કોઈ એક રાજાને ઉદ્દેશીને કોઈ એક કૃપાળુ ગુરૂવર્ય ઉપદેશ આપે છે કેઃ–હે ક્ષિતિપતિ મહારાજા ! પાંચ ઇંદ્રિયોમાથી એક એક ઇંદ્રિયને વશ પડવાથી કેવી દુરંત વિષમ સ્થિતિ પ્રાણીને ભોગવવી પડે છે ? તે તમે સાંભળોઃ–શ્રોત્ર ઇંદ્રિયને વશ પડવાથી વનનાં મૃગ–હરણો દુષ્ટ એવા પારધીને હાથે ગાનથી લુબ્ધ થઇ હણાય છે. તથા શલભ એટલે પતંગીઆંઓ ચક્ષુ ઇંદ્રિયને વશ પડવાથી બળતા દીપકની શિખામાં પડી અચાનક મરણને શરણ થાય છે. તથા ઘ્રાણેન્દ્રિયને વશ થઈ એટલે સુગંધિત–સુવાસિત કમલ પુષ્પ–પરિમલની સુગંધ લેવાની લાલચમાં ભ્રમર કમળમાં ભરાઇ રહે છે, તે સૂર્યાસ્ત થતાં કમળ બીડાઇ જવાથી શક્તિ છતાં નીકળી જતો નથી અને અચાનક રાતમાં કોઈ એક મદોન્મત્ત હાથી –મતંગ બન્ને બાજુનાં ફૂલઝાડોનું ભક્ષણ

ફરતો આવ્યો, તેમાં પેલા ભ્રમરવાળું કમળ પણ ખવાઈ ગયું, એટલે હાથીના દાંતની કચરડાટીમાં કચરાઈ મરણને શરણ થયો. તે ભમરાના મનમાં તો ઘણાયે સારા વિચારો થતા હતા કે:-શ્લોક વસંતતિલકાવૃત્ત.

रात्रीर्गमिष्यति भविष्यति सुप्रभातं । भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ॥ इत्थं विचिन्तयति कोशगतेद्विरेफे । हाहंतहंत ! नलिनीं-गजउज्जहार ॥

અર્થાત્—રાત વીતી જશે, પ્રભાત થશે; સૂર્ય ઉગશે અને કમળ પણ પાછાં ઉઘડશે, એટલે હું આ કમળમાંથી ઉડીને ચાલ્યો જઈશ. આવા આવા અનેક સુંદર મનોરથો ચિંતવતો ભમરો એકદમ ત્યાં ચરવા આવેલાં હાથીના મોઢામાં જઈને કમળ સાથે કચરાઈ મરણ પામ્યો. અહાહા ! સુગંધમાં આસક્ત બનેલાની કેવી અવસ્થા થાય છે ! તથા માછલાંઓ એક રસેંદ્રિયને વશ્ય પડવાથી નાહક મરાય છે. તે એવી રીતે કે, ધીવર લોકો તેને પકડવા માટે લોટની ગોળીઓ વાળી જાળના તીક્ષ્ણ કાંટામા ભરાવી તે જાળ પાણીમાં મુકી દે છે, ત્યારે બિચારાં અનાથ માછલાંઓ એક રસેંદ્રિયને વશ્ય પડી લોટની ગોળીઓનું ભક્ષણ કરવા આવતાં પેલાં તીક્ષ્ણ કાંટામાં તેમની સુકોમળ જીભ ભરાઈ જવાથી તરફડીયાં મારી સ્વલ્પ સમયમાં ઓચિંતા મરણને શરણ થાય છે. તથા કામમાં એટલે વિષયવિકારમાં અંધ બનેલા મહા ગજેન્દ્ર બનાવટી હાથિણીમાં મોહ પામી મરણને શરણ થાય છે. તેનો ન્યાય એવો છે કે:- જ્યારે અનાર્ય, જંગલી લોકોને મોટા હાથી પકડવા હોય છે, ત્યારે તેઓ હાથીના જંગલમાં એક મોટો ખાડો ખોદી તે ઉપર લાકડાની બનાવેલી હાથિણી ઉભી રાખે છે. પછી ફરતો ફરતો જંગલનો હાથી ત્યાં આવે છે તે તેને જોઈ તે ઉપર અત્યંત મોહ પામી પોતાની વિષયવાસના તૃપ્ત કરવા તેને સ્પર્શ કરવા સત્વર દોડી મોટી અને ઊંડી ખાડમા પડી ઘણો હેરાન અને દુઃખી થાય છે. મરણ પણ પામે છે. અહો ! આશ્ચર્યની વાત છે.

હે ક્ષિતિપતિ મહારાજા ! એવી રીતે ફક્ત એક એક ઇંદ્રિયને વિષે વશ પડી આસક્ત થવાથી પ્રાણીઓને મરણાંત કષ્ટ અનુભવવું પડે છે. તો પછી પાંચે ઇંદ્રિયોને વશ પડેલા મોહમુગ્ધ પામર મનુષ્યોનું તો શું યે થશે ! તે અમો જાણી શકતા નથી. મતલબ કે, એવા વિષયાસક્ત મનુષ્યો રૌરવ નરકના દુઃખના અધિકારી થાય છે. તેને માટે પરમ રામભક્ત ગોસ્વામી શ્રી તુલસીદાસે કહ્યું છે કે—

દુહા—અલી પતંગ મૃગ મીન ગજ એક એકકી આંચ;
તુલસી વાકી કૌન ગત જીસકે પીછે લગી પાંચ.
કુતા કાતી માસમે તજે ભૂખ ઓર પ્યાસ;
તુલસી વાકી કૌન ગત જીસકે કાતી બારે માસ.

એવું સમજી પાંચ ઇંદ્રિયોની વિષયવાસના ઓછી કરી શ્રી સર્વજ્ઞ પ્રણીત શુદ્ધ જૈનધર્મને વિષે ચિત્ત લગાડી કાંઇ આત્માનું હિત સાધવું; એ આ અથાગ પુણ્યયોગથી પ્રાપ્ત થયેલા માનવજીવનનું સાફલ્ય ગણી શકાય. જેમ આ પાંચ ઇંદ્રિયોને વશ પડવાથી જાનવરો દુઃખી થઈ અકાલે મરણ પામે છે, તેમ મનુષ્યોમાં પણ ઘણા દાખલાઓ એક એક ઇંદ્રિયને વશ થઈ દુઃખી થયેલાના સંભળાય છે. હવે પાંચ ઇંદ્રિયોને વશ થઈ મનુષ્યો કેવા કેવાં દુઃખો પામે છે, તેની વિશેષ સમજુતી માટે પાંચેની ઉપર પાંચ દૃષ્ટાંત કહેવાય છે, તેમાં પ્રથમ શ્રોત્રેંદ્રિય એટલે કાનને પ્રિય લાગે તે-મોજ શોખના, વિષય વિકારના વગેરે મનમોહક કર્ણપ્રિય ગાયનો રાગરાગણી વગેરે સાંભળવાનો અત્યંત શોખ—આસક્તિ રાખવી તે શ્રવણપ્રિયતા કહેવાય છે.

(૬૭) ગાનલુબ્ધ રાજકુમારની દુર્દશાની કર્મકથા.

બ્રહ્મપુર નામે એક મોટું નગર હતું. ત્યા ભુવનચંદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રામચંદ્ર નામે પુત્ર હતો. તે કુંવર ઘણો હુશીઆર, ચાલાક અને બહોતેર કળામા નિપુણ હતો. પાટવીકુમાર તરીકે તે ઓળખાતો હતો. તે કુમાર જો કે બધી રીતે હુશીઆર અને શાણો હતો, પણ તેનામાં એક દુર્ગુણ મોટો હતો, તે એ કે તેને રાગરંગ, ગાયનો વગેરે સાભળવાનો ઘણોજ શોખ હતો. તેણે તે શોખ ખાતર અનેક જાતનાં તરેહવાર નવીન વાજીત્રાં ભેગાં કર્યાં હતાં, તથા ઘણી જાતના જુદા જુદા રાગ ગાનારા ગવૈયાઓ, ગાંધર્વો વગેરે પણ રાખી લીધા હતા. કોઇ નવુ વાજીંત્ર કે નવો ગવૈયો સાંભળ્યો, કે તુરત તેને પોતાના મહેલમાં બોલાવે અને પોતાની પાસે રાખે; અને કલાકોના કલાકો તેમા વહ્યા જાય પણ ગાનમાં ગુલતાન થયેલાંને જરાય ભાન ન રહે ! હવે તે પાટવીકુમાર રાજ્યગાદીને યોગ્ય અવસ્થાવાળો થયો ત્યારે એકદા રાજાએ પ્રધાનને પૂછયું કેઃ—પ્રધાનજી ! આપણો કુંવર હવે રાજ્યગાદીએ બેસવા યોગ્ય થયો છે, વળી તે બધી વાતે હુશીઆર તથા સર્વકળાસંપન્ન પણ છે; તો કેમ તેને રાજ્યગાદી આપીશું ? આ સાંભળી ચતુરચુડામણિ દીર્ઘદર્શી પ્રધાને વિચારીને કહ્યુ કે—રાજા સાહેબ ! આપની

ધારણા જો કે યોગ્ય હશે પણ હું તો રાજકુંવરમાં એક મોટો અવગુણ દેખું છુ તે ઉપરથી સાફ કહુ છું કે, તે કુમાર રાજગાદીને યોગ્ય નથી. તેનામાં રાગરાગણી સાંભળવાનો અત્યંત શોખ છે, સદા નાયકાના તાયફામાં, મીજલસમાં, નાચરંગમાં ચકચૂર થઈ પડ્યો રહે છે, માટે તેવાને ગાદી દેવાથી તો નુકસાન છે, લેશ પણ લાભ નથી, મને તો ઉલટી રાજ્યની ખુવારી થવી સંભવે છે

તે પ્રધાનનાં વચન સાંભળી રાજાને જરા માઠું લાગ્યું ને કહ્યું કે, ત્યારે પ્રધાનજી ! શું મારૂ આ વિશાળ રાજ્ય મારા પ્રિય પાટવીકુમારને હું ન આપું, તો શું છિન્નભિન્ન કરી નાખુ ? અને રાગરંગ, ગાનતાન સાંભળવાનો શોખ છે, તે તો એક જાતનો ગુણ ગણાય છે. પ્રધાન બોલ્યો:–રાજા સાહેબ ! જ્યારે આપનીજ તે પ્રત્યે પ્રબળ ઇચ્છા છે, તો હું લાચાર છું. તે આપની ઇચ્છામાં હું પરિપંથી (શત્રુ) રૂપ થતો નથી. પણ જ્યારે આપે મારી સલાહ માગી, ત્યારે તો મારે રાજ્યના ભલાને ખાતર નિખાલસ ભાવે કહી દેવુ જ જોઇએ, તો હજી પણ હું આપને ભાર દઇને સપ્રેમ અને સવિનય કહી સંભળાવું છું, કે તે રાજ્યગાદીને યોગ્ય નથી, પછી તો આપ નામદારની જેવી મરજી ! આ પ્રમાણે પ્રધાને રાજાને બહુ બહુ રીતે સમજાવ્યો, પણ રાજા સમજ્યો નહિ. કારણ કે જ્યાં પ્રેમ છે–મોહ છે, ત્યાં ગુણઅવગુણ કે સારાસારનો વિચાર રહેતોજ નથી. પછી રાજાએ પોતાના પાટવી કુમારને બડી ધામધુમથી પૂરા ઠાઠમાઠથી શુભ દિવસે રાજ્યગાદીએ બેસાડ્યો. અને પોતે એકાંતમાં આત્મ–સાધના કરવામાં મન લગાડ્યું. હવે રાજકુમારને રાજ્યગાદી મળી, તેથી તો તે સ્વતંત્ર થયો અને હવે તો પહેલાંના કરતાંએ વિશેષ મોજશોખમાં તે પડી ગયો. રાજકાર્યમાં તો બિલકુલ લક્ષ આપતોજ નથી, તેથી રાજ્યમાં ઠામ ઠામ ઘણુંજ અંધેર વધી ગયું, કારભારીઓ, અધિકારીઓ તથા નાના મોટા અમલદારો સર્વ લાંચીયા અને જુલમી થઇ ગયા. રાજા તો જ્યારે ત્યારે નાયકાઓના નાચરંગમાં તથા ગવૈયાઓના ગાનતાનમાં ગુલતાન અને મશગુલ જ રહે ! ઘણો વખત તેમ ચાલ્યું, એક વખત કોઇ વેશ્યા ત્યાં આવી ચઢી, રાજાએ તેને બહુ માનથી પોતાની પાસે રાખી લીધી, અને તેની સાથે જ કાયમ રહેવા લાગ્યો. પોતાની રાણીઓને મહેલે પણ જવુ બંધ કર્યું. પેલી વેશ્યા સંગે વિષય સેવવામાં જ આસક્ત થઈ ગયો. ખાવુ, પીવું, બેસવું, ઉઠવુ પણ તેની સાથેજ થવા લાગ્યું. હદ થઇ !

આડો આંક વાળ્યો. આથી રાણીઓને તથા રાજ્યના હિતૈષી સારા કારભારીઓને અને પ્રધાન વગેરેને ઘણોજ કંટાળો અને પરિતાપ થવા લાગ્યો. આ પ્રમાણે રાજ્યમાં અવ્યવસ્થા થવાથી શત્રુ રાજાઓ પણ ઉશ્કેરાયા, માજી રાજાના વખતમા તેની સત્તાથી અને તેજથી જે સઘળા દબાઈ ગયા હતા, તેઓ અત્યારે નવા રાજાની બેદરકારી તથા રાજ્યમાં ચાલતી અંધાધુધીનો લાભ લેવા સર્વ શત્રુ એકપગે થઇ રહ્યા; તથા પૂર્વનું વેર લેવા કટિબદ્ધ થઈ ગયા. હવે બન્યુ એમ કે, તે વેશ્યાના ગાનતાન અને વિષયસેવનમાં અંધ બની જઈ અત્યત આસક્ત થવાથી એક મોટો દુશ્મન રાજા તે નગર ઉપર ચડી આવ્યો. આ રંગીલા રાજામા તો હવે કાંઈ સામા થવાની શક્તિ હતીજ નહિ, તેથી તેના રાજ્યમહેલનેજ ઓચિતો એકદમ ઘેરી લીધો, અકસ્માત દબાણુ થવાથી બીજા કોઇનું પણ કંઈ જોર ચાલ્યુ નહિ, અને નોકરો તે રાજાથી પૂર્ણ કંટાળેલા હોવાથી તેમણે બેદરકારી પણ રાખી આ પ્રમાણે તે રંગીલો રાજા અને વેશ્યા ઓચિંતા સપડાઈ જવાથી બહુ ગભરાયા, એકદમ આખ ઉઘડી! "પણ રાડ્યા પછીનું ડહાપણુ શા કામનું!—લુંટાયા પછી વિચાર થાય તે શું કામનો?" તેમ આ રંગીલા રાજાને પણ ઘણો વિચાર—સોચ થયો, મનમાં ઘણો પસ્તાયો અને છેવટે કોઈ પણ બચવાનો ઇલાજ રહ્યો નહિ, ત્યારે મધ્ય રાતે વેશ્યા અને રાજા બન્ને જણાં ગુપ્તપણે નાશી છુટ્યાં. સવારમાં પેલા વિજેતા રાજાએ તપાસ કરતાં જણાયુ કે, તેઓ બન્ને ગુપ્તપણે ગુપ્ત વેશે ક્યાંઈ નાશી છુટ્યાં છે. પછી તે રાજાએ તેના સુયોગ્ય નાનાભાઇને રાજ્યગાદી સોંપી, તથા પોતાની સત્તા ત્યાં જમાવી. ખંડણી લેવાનું કબુલ કરાવી પોતાને દેશ ગયો.

પેલો રંગીલો રાજા તથા કામની ચેટી વેશ્યા મહેલમાંથી છુટી જંગલમાં જતાં રહ્યાં હતાં, તેમાં વેશ્યા તો પૈસાની સગી હતી, એ તે કાંઇ પરણેલી કુલીન કાન્તાની પેઠે સુખદુ:ખમા ભાગીયણ થાય નહિ. તેથી તે વેશ્યા તો રાજાને સુતો મેલી પોતાની પાછળ પાયમાલ અને બેહાલ થયેલા રંગીલા હૈયાફુટા રાજાને રણુવગડામાં નિરાધાર કરી એકલી બેધડક ચાલી ગઈ. અહો! વેશ્યા કોઇની સગી થઈ છે? રાજા ફક્ત તેના મધુર કંઠ અને સુંદર કાયાની માયામાં તથા રંગરાગમાંજ મોહી ગયેલો હતો. તેને રાગરંગ સાંભળવાનો તો અત્યંત શોખ હતોજ, તેથી તો તે વેશ્યાને પોતાની કરી રાખેલી હતી, પણ અંતે તો તે તેની પોતાની ન થઇ તે નજ થઈ! કહ્યું છે કે:—

वेश्याऽसौ मदनज्वाला । रूपेंधन समेधिता ॥
कामि मिर्यत्र हूयन्ते । यौवनानि धनानि च ॥

અર્થાત્-વેશ્યા છે તે કામદેવરૂપ અગ્નિની-વિષયવિષની જ્વાલા છે, જેમાં રૂપરાશિરૂપી ઈંધણાં-કાષ્ટ કાયમ હોમાય છે. તેમાં કામી અને રાગીજનો પોતાના યૌવન અને ધનને બેખટક હોમે છે અને મહા ભારે દુઃખ વેઠી બંને ખુવાર છે. તેમ આ રંગીલા રાજાને પણ થયું ! આખરે તે રાંડ તો ચાલીજ ગઈ, અને દુર્ભાગી રાજા બિચારો એકલોજ પડયો રહ્યો ! છેવટે તે બાપડો જંગલમાં રખડીરવડીને મરી ગયો અને તેજ જંગલમાં એક હરણ રૂપે અવતર્યો. ત્યાં હરણના ભવમાં પણ તેને રાગ સાંભળવા ઉપર ઘણી જ પ્રીતિ હતી. જોકે હરણ હરણીને રાગ સાંભળવા ઉપર પ્રીતિ તો ઘણીજ હોય છે અને તેમાં જ તેઓનું પ્રાયે કરીને મરણ નીપજે છે; આ હરણના સંબંધમાં પણ તેમજ બન્યું. એક વખત કોઈ પારધી જંગલમાં શિકાર કરવા આવ્યો તેણે વાંસળી, મુરલી વગાડવા માંડી, તેનો મધુર સ્વર પેલા હરણને કાને ગયો કે તુરતજ સર્વ સુખ મુકી દઈ, એકદમ મોરલીને સ્વરે-સ્વરે ચાલી ત્યાં સાંભળવા આવ્યો. ગાયનના મોહમાં નાદલુબ્ધ થયેલા મૃગને આ શિકારી સામો મારવા ઉભો છે એનું પણ જરા ભાન રહ્યું નહિ. ને એક ધ્યાને બેફામ બનીને મોરલીનો મધુર સ્વર સાંભળવા લાગ્યો અને જાણે પોતે ઇંદ્રાસનનો મહાન વૈભવ ન અનુભવતો હોય ! એમ માથું ધુણાવતો અપૂર્વ આનંદ માનવા લાગ્યો; ચેનચાળા કરી વાહવાહ દર્શક-ચિન્હ જણાવવા લાગ્યો.

પછી હરણને એકાગ્રચિત્ત થયેલો જાણી પારધીએ બરાબર લાગ તપાસી એકદમ તેના ઉદરમાં એક તીક્ષ્ણ તીર ફેંક્યું. પેટમાં બાણ વાગ્યું કે તુરત હાય પોકારતો હરણ સત્વર ભોંયપર ચત્તોપાટ પડી ગયો, પછી પારધીએ તુરત તેને પકડી મારી નાખ્યો; મરતાં મરતાં પણ તે હરણને તો મનમાં હજી પણ એમજ થતું હતું કે, હજુ થોડુંક વગાડે તો ઠીક ! મરતોમરતો પણ જરા બે મધુર વેણુ સાંભળતો જાઉં. આવી આસક્તિમાં તથા અકાળે આવા અચાનક મરણથી થતા પસ્તાવામાં તે ત્યાંથી મરણ પામી કોઈ એક નગરમાં બ્રાહ્મણને ત્યાં પુત્રપણે અવતર્યો ત્યાંપણ તેને નાનપણથીજ રાગ-રંગ ઉપર અત્યંત આસક્તિ હતી. અનુક્રમે મોટો થતાં તે ત્યાંના રાજાની હજુરમાં નોકરી રહ્યો. હવે એક વખત એવું બન્યું કે, એકદા રાજસભામાં

એક વેશ્યા આવી, રાજાએ તેને ગાયન કરવા હુકમ આપ્યો; નાયિકાએ તાલમૃદંગ સાથે બહુ સરસ રીતે અચ્છું ગાયન ગાઇ બતાવ્યું, રાજા તે સાંભળી અત્યંત ખુશી થયો. પેલો બ્રાહ્મણપુત્ર (હરણનો જીવ) પાસે બેઠો બેઠો એક ધ્યાને તલ્લિન થઇ સાંભળતો હતો, તેને તો ગાણું સાંભળવામાં ઘણોજ રસ પડતો હતો, ઘણીજ મજા પડતી હતી. પછી બીજે દિવસે રાજાએ પોતાની બેઠકના સ્થાનકમાં તે તાયફાને બોલાવી ગાયન કરાવ્યું, તે વખતે પણ પેલો બ્રાહ્મણપુત્ર સાથેજ હતો, રંડીનુ ગાણું ઘણી સરસ રીતે ચાલ્યું, અને રાજા ખુશખુશ થઈ ગયો. પેલા બ્રાહ્મણપુત્રને પણ અત્યત મજા પડવા લાગી ! તે તો આવા ગાનતાનના શ્રવણમા ગાડોગાંડોજ બની જતો હતો. પછી ગાયન ચાલતાં ચાલતાં ઘણો વખત થઇ ગયો એટલે રાજાને જરા આંખમાં ઘેન આવવા લાગ્યું, નિદ્રા આવવાથી પેલા નોકરને હુકમ કર્યો, કે હું સુઇ જાઉં છું, મને નિદ્રા આવી જાય તો આ ગાયન બંધ કરાવજે. એ પ્રમાણે કહી રાજા તો સુઇ ગયો.

હવે પેલા નોકરને ગાયન સાંભળવામાં અત્યંત રસ પડવાથી મહારાજા ઊંઘી ગયા છતાં પણ સાંભળવાના મોહને લીધે, તેણે તો ગાણું બંધ કરાવ્યું નહિ થોડીવારે મહારાજાની આંખ અચાનક ઉઘડી ગઇ જુવે છે તો પેલો બ્રાહ્મણ (નોકર) ચુપ થઈ રંડીનું ગાયન સાંભળે છે. પોતાની આજ્ઞાનો ભંગ કરવાથી રાજાને તો અત્યત ક્રોધ થયો અને એકદમ લાલચોળ ચક્ષુ કરી આક્રોશ પૂર્વક બોલ્યા કેઃ–અલ્યા ચંડાળ ! અધમાધમ ! તેં મારી આજ્ઞાનો ભંગ કર્યો ? તું રાગરંગનો બહુ રસીયો છે, તને નાયિકા વગેરેના રાગરંગ સાંભળવા બહુજ ગમે છે. પણ તને મારી અસિધારાસમ આજ્ઞાની ગણતરી તો ન રહી ! તો आज्ञाभंगो नरेन्द्राणाम् ॥ અર્થાત્ રાજાની આજ્ઞાભંગ કરવાનો જે મોટો ગુન્હો તેં કર્યો છે. તો તેને માટે તને અવશ્ય શિક્ષા કરવી જોઇએ. હે રાગના રસીયા ! તને રાગ બહુ વહાલો છે. તેથી તેની શિક્ષા તારા કાનનેજ કરવી જોઇએ. પછી કોપપૂર્વક બીજા નોકરોને હુકમ કર્યો કે આ બેફરમાન દુષ્ટના કાનમાં ધગધગતું ઉનું સીસું કરી રેડો, બીનચુકે મારી આ આજ્ઞાનો અમલ જલદી કરો !

પછી એ પ્રમાણે રાજાના નોકરે તુરતજ કર્યું. પરાણે તેના કાનમાં ઉનું ઉનુ સીસુ રેડ્યું, તેથી અત્યંત રાડો પાડવા લાગ્યો, અને થોડા વખતમાં મરણ પામ્યો. પછી કેટલેક વખતે રાજાને આ મહા પાપનો પસ્તાવો

થવા લાગ્યો. તેવામાં તેના નગરમાં કોઈ સર્વજ્ઞ કેવળી ભગવાન પધાર્યા, તેમને વંદના કરી સુખશાતા પૂછી બેઠો. પછી પેલા બ્રાહ્મણની વાત કાઢી પૂછયું કે, તેને ગાણું સાંભળવા ઉપર ઘણીજ પ્રીતિ હતી, અને તેથી મારાથી આ પ્રમાણે પ્રાણાંત શિક્ષા કરાઈ છે, તો મહારાજ ! તે બ્રાહ્મણ કોણ હતો ? એ પ્રમાણે પૂછતાં શ્રી કેવળી ભગવાને રામના ભવથી માંડીને અત્યાર સુધીની સર્વ વાત કહી બતાવી શ્રોત્રેંદ્રિયમાં અત્યંત વિષયાસક્તિથી પ્રાણીઓને આ પ્રકારે દુઃખો ભોગવવા પડે છે. આ પ્રમાણે સાંભળી રાજાને આખરે વૈરાગ્ય થયો, અને દીક્ષા લઈ શુદ્ધ ભાવે સંયમ પાળી તે મહાબળ રાજા કર્મ ખપાવી મોક્ષે ગયો

હે વિવેકી બંધુઓ ! વિચારો, એક શ્રોત્રેન્દ્રિયને વશ થવાથી કેવું ભયંકર પરિણામ આવ્યું ? ખરેખર શ્રોત્ર ઇંદ્રિયના સબંધમાં ઉત્તરાધ્યયનના બત્રીસમા અધ્યયનમાં કહ્યું છે કેઃ—

सद्दे सुजो गिद्धिमुवेई तिव्वं । अकालियं पावई से विणासं ॥
रागाउरे हरिण मिगेव मुद्धे । सद्दे अतित्ते समुवेइ मच्चुं ॥३७॥

અર્થાત્—શબ્દમાં ગૃદ્ધ બનેલા, પ્રાણીઓ અકાલે મરણ પામે છે, જેમ શબ્દમાં આસક્ત બનેલો હરણ મૃત્યુ પામ્યો. વળી પાંચે ઈંદ્રિયોને વશ્ય થયેલા એવા મનુષ્યોના દાખલાઓ ઘણા બનેલા છે. આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, મનુષ્યો પાંચ ઇંદ્રિયોના વિષય સુખમાં આસક્ત બને છે, ત્યારે પોતે ભાન ભૂલી જાય છે. અને તેમાં અંધ બની મહા ક્રૂર કર્મો ઉપાર્જન કરી માઠી ગતિને પામે છે. વળી કહ્યું છે કેઃ—સવૈયો.

ધનમાં મન ધારી ધમાધમ કિધ, રહ્યો નાંહ નેહ નિરંજનમાં.
જનમાં ધરી જન્મ જનાવર જેમ, ન કાઢી ઘડી કદિ કીર્તનમાં;
તનમાં તરૂણાઇ ઘટી દલપત્ત, ઠરી વય વર્ષ અઠાવનમાં,
વનમાં પકડે પશુ પારધિ તેમ, બખીલ પડયો જમબંધનમાં.

માટે મનુષ્ય જન્મ ધરી કાંઈ પણ આત્મહિત કરવું જોઈએ

હવે ચક્ષુ ઇંદ્રિયમાં વિષયાસક્તિ એટલે સ્રીયાદિકનાં ચિત્તહર સુંદર મનમોહક રૂપ જોવામાં અત્યંત આસક્તિ–લાલસા રાખવી તે.

## (૬૬) રૂપરસિક વિષયની દ્રષ્ટિવાળા શેઠ પુત્રની વાત.

વિજયપુર નામે એક મોટું નગર હતું, તેમાં વિશ્વંભર નામનો રાજા

રાજ્ય કરતો હતો તેને એક બુદ્ધિનિધાન પ્રધાન હતો, તથા તેજ ગામમાં યશોધર નામનો એક નગરશેઠ હતો. રાજા, પ્રધાન તથા નગરશેઠ એ ત્રણેને અન્યોન્ય ઘણીજ પ્રીતિ હતી. અને ત્રણેને એક એક પુત્ર હતો. એક વખત પ્રધાને એકાંતમાં શેઠને કહ્યું છે કેઃ-શેઠ સાહેબ! તમારો પુત્ર સારો નથી. જોકે તે બધી વાતે ઉત્તમ છે, હુશિયાર છે, મહાનિપુણ છે, પણ તેનામાં એક મોટી કુટેવ છે તે બહુજ બુરી અને દુઃખદાયક છે. તે એ છે કે-તે જ્યારે જ્યારે રાજ્યમહેલમા આવે છે તથા જાય છે, ત્યારે ત્યારે રાજાના અંતઃપુરમાં દૃષ્ટિપાત કરે છે તથા રસ્તામાં પણ કેટલીએક સ્ત્રીઓને એકી નજરે જોયા કરે છે, તથા ઘણીવાર કુલકામિનીઓની સામે પણ જોઈ રહે છે-આ ટેવ બહુ ખરાબ છે. બીજા સારા ગુણો હોય તો તે પણ કુટેવને લીધે નિંદવારૂપ થઈ પડે છે; કારણકે આ ટેવ બહુ બુરી છે, માટે આપનો આ ખોટનો પુત્ર ભવિષ્યની જીંદગીમાં ખરાબ ન થઇ જાય, તેટલા માટે હુ આપને નિખાલસપણે કહું છું. તો આપ તમારા પ્રિય પુત્રને સમજાવશો, તો ભવિષ્યમાં ફાયદો થશે; અને અપકીર્તિ થતી બચશે, તથા આ ખરાબ ટેવ ટળવાથી તેની જીંદગી પણ સુધરશે. નહિ તો તેને ભવિષ્યમાં બહુ ભારે દુઃખ વેઠવાં પડશે; ને ઘણી રીતે હેરાનગતિ પામશે.

શેઠ આ સાંભળી વિચારમાં પડયા. પોતાના પુત્રને ખરાબ ટેવ પડી છે, તે વાસ્તે મનમાં તેમને ઘણુ લાગી આવ્યુ. શેઠે ઘેર આવી પોતાના પ્રિય પુત્રને શાંતપણે સમજાવ્યો-તે ટેવ મટાડવા માટે શિખામણ બહુ આપી, પણ તેણે તે માન્ય કરી નહિ, અને પોતાની તે ખરાબ ટેવ ઉલટો વિશેષ વધારતો ગયો. આથી શેઠને તો બળાપાનો પારજ ન રહ્યો, પણ હવે તેનું કાંઇ જોર ચાલી શકે તેમ નહોતું! જ્યારે ઘરમાં ખરાબ છોકરા-કુપુત્ર થાય છે ત્યારે માતાપિતાને દુઃખનો પાર રહેતો નથી એક વખતે તેના પાપનો ઘડો ફુટયો! દુઃખ વાદળું ચઢી આવ્યુ. બન્યું એવું કે, એક વખત રાજમહેલમાં જતો હતો, ત્યારે અંતઃપુર ભણી ઘણીવાર નજર માંડી જોઇ રહ્યો, ભોગજોગે રાજાની નજર તેના ઉપર પડી તેથી રાજાને વહેમ પડયો કે રાણી સામુ આ શેઠનો પુત્ર કેમ જોઈ રહ્યો છે! માટે જરૂર આ માણસ ખરાબ છે વિષયવિકારની દૃષ્ટિવાળો ક્યાંક મારા નગરને પણ બગાડશે-કારણ કે એક માણસ ખરાબ હોય તો બીજાઓને પણ ખરાબ કરે છે. પછી તો ગામમાંથી પણ તેની રાડ રોજ આવવા લાગી. સર્વ લોકોને આની ખરાબ ટેવની ખબર પડી

ગઈ, તેથી રાજાએ તો તેને એકદમ દેશનિકાલ કરી દીધો. ત્યાંથી ફરતોફરતો બીજા દેશમાં ગયો, ત્યાં પણ તેની તે કુટેવ તો રહી જ. અહો ! પ્રાણીઓને જે દુષ્ટ-ખરાબ ટેવ પડે છે, તે કોટી ઉપાયે (પ્રાણાન્તે) પણ જતી નથી. તેના બાપે (બિચારા નગરશેઠે) કેટલી શીખામણ આપી પણ ન માની ! જે નઠોર અને કઠોર વસ્તુ હોય, તે કદી પોચી અને સરળ નથી થતી. કોરડુ મગને પકવવા માટે હેઠે ગમે તેટલો તાપ કરે, તો પણ તે તો કઠોરજ રહેવાના, તેનો સ્વભાવજ તેવો છે.

કઠોરની કઠણાઈ વિષેઃ—

( જાય છે જગત ચાલ્યુ રેઃ—એ રાગ )

પડે નહિ કદી પોચા રે, કઠોર કેવા ?—એ ટેક.

તાતા જળ માંહે નાંખ્યાં, બળતું બાળી થાકયા;
તોય પુરા નવ પાકયા રે.-કઠોર કેવા ?
અંબફળ માંહે રે'તો, સદા રસભર્યો તે તો;
વાટમાંહે મૂકયો વહેતો રે.—કઠોર કેવાં ?
પથ્થર મોચીનો જોયો, પડે ઘાવ રાખે ધોયો;
તોયે જરા નહિ કોહ્યો રે—કઠોર કેવાં ?
કોશ વાંસે પાણો બાંધે, છિંદરે બાંધીને સાંધે;
તોયે ગુણ રહ્યા આધે રે.—કઠોર કેવા ?
સરવો પાકમાં પેઠો, ઘણું ચાખી થયો એઠો;
સ્વાદ નવ જાણે મીઠો રે.—કઠોર કેવા ?
ખજુર કેરો કચુકો, રસ ભર્યે રહ્યો સુકો;
છેવટ મુખેથી થૂંકયો રે.—કઠોર કેવા ?
આખરનાં ફુલ માતાં, રૂડા દિસે રંગે રાતાં;
વિષ કુસુમ સુહાતાં રે—કઠોર કેવા ?
કુડલામાં ઘૃત ભર્યું, ભરીને એકાંત ધર્યું,
પોતાનું ન કાંઇ કર્યું રે—કઠોર કેવા ?
હેમ માંહે ત્રાંબુ નાંખે, ઉજાળીને ચોખું રાખે;
તોયે અંતે થાય આંખેરે—કઠોર કેવા ?
સુર ઈંદુ કેરી વાણી, અંતરમાં ધરો પ્રાણી;
વિમુખે ન જરી જાણી રે.—કઠોર કેવા ?

મતલબ કે પોતાની જે ખરાબ ટેવ છે, તે ઘણું કરીને જતીજ નથી. તેને માટે દુનિયામાં કહેવત છે કે:-"મનુષ્યોને પ્રાણ ને પ્રકૃતિ સાથેજ નાશ પામે." આખરે તેની ખરાબ ટેવથી એક વખત કોટવાળને તેના ઉપર શક આવ્યો તેથી તેને પકડયો. અંતે તે વહેમ તેનો ખરો પડયો, ત્યારે તે વાત કોટવાળે રાજાને કહી. રાજાએ જાણ્યું કે:-જેની "દૃષ્ટિ ખરાબ તેનું બધું ખરાબ" તેનામાં બીજા પણ દુર્ગુણો વધ્યા હતા, તેથી આખરે રાજાએ તેને મારી નાંખવાનો હુકમ કર્યો તેથી કોટવાળે તેને ફાંસીએ ચડાવી મારી નંખાવ્યો. ત્યાંથી મરી પતંગિયું થયો, ત્યાં પણ દીવાની જ્યોતમાં પડી મરણ પામ્યો. એ પ્રમાણે ઘણા ભવો કરી સંસારમાં અટવાઇ અનંત દુઃખો પામશે. વહાલા વાંચનાર ! જોયું ! ચક્ષુ ઇંદ્રિયમાં અત્યંત વિષયાસક્તિ રાખવાથી કેવું વિષમ પરિણામ આવ્યું ! એ તો ખરૂં જ છે કે, આ બે ચક્ષુમાજ ઝેર તથા અમૃત ભર્યું છે, માટે સર્વે જણે અમીદૃષ્ટિ રાખવી. નહિ તો ઉપરની કથામાં કહેલા રૂપરસિક વિકારી દૃષ્ટિવાળા શેઠના પુત્રની પેઠે ઇહલોક તથા પરલોકમાં દુઃખ ભોગવવાનો વખત આવે.

**ઘ્રાણેંદ્રિય વિષયાસક્તિ એટલે નાકને વિશેષ સુગંધી ચીજો સુંઘવાની-સુવાસ લેવાની ટેવ પાડવી. તે માટે કહે છે.**

### (૬૭) સુવાસના શોખીન સુગંધપ્રિયની કથા

પદ્મખંડ નામે એક મોટું નગર હતું. તે નગરમાં પ્રજાપતિ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને સુગંધપ્રિય નામનો એક પુત્ર હતો. તેનામાં કેટલાક સારા ગુણો હતા, પણ તેમાં એક દુર્ગુણ વિશેષ હતો. તે એ કે-તે જે જે સુગંધી વસ્તુઓ દેખે કે તુરત તેને હાથમાં લઇ નાકનાં નસકોરાં પાસે લઇ જઇ સુંઘવા માંડે-અને તેથી તેને રોજ નવી નવી જાતનાં અત્તર, તેલ, ફૂલ વગેરે સુગંધવાળી વસ્તુઓનો સંગ્રહ કરવાનો અત્યંત શોખ હતો. પોતાના શરીરને પણ એવી સુવાસિત વસ્તુઓથીજ કાયમ મઘમઘતું રાખતો હતો. તેલ ફુલેલ વગેરેથી સદા શરીરે મર્દન કરાવતો હતો.

સુતી વખતે પણ પોતાના પલંગ પર ખુશબોદાર ગુલાબનાં ઘણાં ફૂલ પાથરી તે પર સુઇ જતો, તથા સુતી વખતે તેના પલંગની આસપાસ પણ અનેક પ્રકારનાં સુગંધી પુષ્પોનાં કુંડાં મુકાવતો હતો. કોઇ વેપારી કાંઇ નવીન અત્તર તેલ વગેરેની શીશીઓ ગામમાં વેચવા આવે કે તુરતજ તેને પોતાના મહેલમાં બોલાવીને ઇચ્છિત ભાવ આપી સત્વર સર્વ ખરીદ કરી

હતો. આથી દેશ પરદેશના (Perfumers) સુગંધી પદાર્થોના વ્યાપારીઓને એક જાતની મોટી કમાણી જાગી. થોડા મુલ્યની વસ્તુઓ હોય, તો પણ ઇચ્છા પ્રમાણે તેનાં નાણાં પડાવે, કુંવરને તેનો શોખ અત્યંત હોવાથી વિના વિલંબે મોં માગ્યા દામ આપી સર્વ ખરીદ કરી લેતો હતો.

પોતાની સ્નાનવિધિમાં પણ તેને હંમેશાં સેંકડો રૂપીઆનો ભારે ખર્ચ થતો હતો, અહો ! મોહમુગ્ધ મનુષ્યો કેવા પ્રકારના મોજશોખના પદાર્થમાં ડુબી જાય છે ? સામા માણસને છીઃ છીઃ કરે છે–દુર્ગંધ છે ! કોઈ ગરીબ ગરબાને ધિક્કારે છે–છીટકારે છે. અને કોઈ બિચારા રોગી વગેરેને જોઈ મુખ મરડે છે–તિરસ્કારે છે. પણ વિચારશે તો જણાશે કે આ શરીરમાંજ શું ભર્યું છે ! કાંઈ અત્તર તેલ ફુલેલ તો તેમાં ભર્યું નથી, પણ મળમૂત્રજ ભર્યું છે. અશુચીનોજ કોથળો છે; એ તો પૂરિષપાત્ર અને દુર્ગંધીનોજ ભંડાર છે. તેને માટે બ્રહ્માનંદ નામના મહાત્માએ કહ્યું છે કેઃ–ઉપદેશી પદ.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરે આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન જરનું જોર બતાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે છે મુજ સરીખો, રસીઓ નહિ કોઈ રાગીજી;
બાહેર તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

અહાહા ! કેવો સરસ બોધ ? ! કેવો સરસ વૈરાગ્ય ? મોહમુગ્ધ મનુષ્યો માટે કેવો એક જબ્બર ચાનકટો ! છતાં અજ્ઞાની મનુષ્યો તો સદા સુગંધ લેવામાંજ ગરકાવ રહે છે. આવા પ્રકારનો શોખીન મનુષ્ય કોઈ દુઃખી અનાથ કે રોગી વગેરેની સેવા ભક્તિ કરી શકતો નથી. કેમકે તેના મનમાં તેને હમેશાં દુર્ગંધ રહ્યા કરે છે, દીનદુઃખી દરદીના દુઃખ દરદો જોઈ તેને દયા આવવાને બદલે તેને તેમના પર તિરસ્કાર છુટે છે, સર્વમાં તે આભડછેટ ને સુગ માને છે; માટે તેનાથી દુઃખી, અનાથ ઉપર દયા કે ઉપકાર ભાગ્યેજ થઈ શકે ! અને તેની જીંદગી એવી પ્રવૃત્તિમાંજ અંતે પૂરી થાય છે. એવી

કુટેવને લીધે તો તેની જીંદગાની કોઈ વખત ભારે જોખમમાં પણ આવી જાય છે. આપણા આ દષ્ટાંત નાયક સુગંધપ્રિય નામના શોખીન રાજપુત્રનું પણ આખરે તેમજ બન્યું છે. જે તે સુગંધી વસ્તુ સુંઘવાનો તેને અત્યંત શોખ હતો, તે તેની ઘણી જ ખરાબ ટેવ હતી. તે કુટેવનું આખરે કેવુ માઠું પરિણામ આવ્યું ને કેવુ હાનિકારક ફળ નિવડયું ? તે હે વહાલા વાંચનાર ! તું આગળ વાંચીશ એટલે તને સાફ જણાશે કે ખરાબ ટેવનું તો આવું વિષમ ફળજ આખરે હોય છે.

હવે બન્યું એવું કે, પોતાના ગામની બહાર એક મોટી નદી વહે છે, તેમાં પાણી પુષ્કળ છે. એક વખત તે રાજપુત્રે એક સુંદર નાવડામાં બેસી પેલે તીર ફરવા જવાની ઇચ્છા કરી, તેથી કેટલીક સુગંધી વસ્તુઓ સાથે લઈ એક નોકર સાથે મછવામાં બેસી નદીમાં જળક્રીડા કરવા ખાતર જતો હતો. તેવામાં તેની ઓરમાન માતાને આ વાતની ખબર પડી. તે અપરમાને એક પુત્ર હતો. પણ આ પાટવીકુમાર જીવતો હોય, ત્યાં સુધી પોતાના પુત્રને કદી રાજગાદી મળે નહિ, માટે પોતાના પુત્રને ગાદી મળવા ખાતર; પેલી ઓરમાન મા પાટવી કુમારને મારી નાંખવા માટે કેટલા વખતથી પ્રયત્નો કરતી હતી, પણ ફાવતી નહોતી, તેમાં આજે લાગ સારો મળી ગયો.

પછી તેણે એક કાષ્ટની સુંદર પેટી મંગાવી. તે પેટી મખમલથી મઢેલી હતી. ઉપરનો દેખાવ પણ ઘણો સોહામણો હતો. પછી તે પેટી લઈ તેની અંદર સરસમાં સરસ સુગંધિત-સુવાસિત અત્તર તેલની શીશીઓ મૂકી, તેની અંદર વિષ પણ ભેળવ્યું. મખમલની ગાદીમાં પણ વિષ-ઝેર છાંટયું, તે એવું તો તિક્ષણ હતું કે તેનો જરા નાકમાં વાસ જાય કે તુરતજ મસ્તકે તેનું ઝેર ચડી જાય. એવી રીતે સુવાસિત અત્તરની શીશીઓમાં વિષ ભરી તે પેટી તેની માતાની શોકયે નદીના પાણીમાં ગુપ્તપણે તરતી મુકાવી દીધી પવનવેગે તે પેટી કુંવરના નાવ ભણી ચાલતી જઈ કુંવરની પાસે તે આવી, તે જોઈ કુંવરે આશ્ચર્યચકિત થઈને નોકર પાસે તે તણાતી પેટી મંગાવી તુરત ખોલી, તો અંદરથી મનોહર, ઘણી સુદરાકૃતિવાળી શીશીઓ અને સુગંધવાળી શીશીઓ નીકળી. કુંવર તે જોઈ ખુશ ખુશ થઇ ગયો, ને બોલ્યો કે, વાહ વાહ ! મારા ભાગ્યનો સૂર્ય કેવો ચડતો છે, કે મને નદીમાં જળક્રીડા કરવા આવ્યો ત્યા પણ નદી માતાએ સુગંધી પેટીની ભેટ મોકલાવી. અહાહા ! હું કેવો પુણ્યશાળી છું ! એમ કહી હર્ષપૂર્વક શીશીઓ ખોલી સુંઘવા લાગ્યો, ત્યારે

દીર્ઘદર્શી નોકરે તેને ઘણો વાર્યો, પણ મોહાધે માન્યું નહિ. સુંઘતો જાય છે ને આનંદ પામતો જાય છે, તેવામાં એક શીશી સાવ ઝેરનીજ ભરેલી હતી, તે હાથમાં આવી, તેને પણ ખોલી, સુંઘી કે તુરતજ તેનું ઝેર શીરોભાગમાં ચડી જઈ થોડા વખતમાંજ ત્યાં મરણ પામ્યો. અહો, સુગંધમાં અતિ આસક્તિથી કેવું અચાનક મરણ પ્રાપ્ત થયું ! માટે વિવેકી જનોએ તેમાં અત્યંત આસક્તિ ન રાખવી. રસેંદ્રિયના વિષયમાં આસક્તિ એટલે નાના પ્રકારના રસના સ્વાદ લેવામાં અત્યંત પ્રીતિ રાખવી, તથા વગર વિચાર્યું એલફેલ ગમે તેમ બોલવું બકવું અથવા ઘણાને કે એકને પ્રાણાન્ત નુકશાન થાય તેવુ અજુગતું બોલવું, બેલગામ છુટે મોઢે બોલવું, તે.

## (૬૮) જીભના ચટાકાવાળા મધુપ્રિયની કષ્ટકહાણી.

સિદ્ધાર્થપુર નામે એક મોટું નગર હતું, તે નગરમાં વિમલશેઠ નામે મોટો શેઠ વસતો હતો. તેને મધુપ્રિય નામે ખોટનો પુત્ર હતો, તેને નાનપણથીજ નાના પ્રકારના રસાસ્વાદ ઉપર ઘણીજ પ્રીતિ હતી. તેથી તિખાતમતમતા, ખારાખાટા, મોળા, મિઠા, મધુરા વિવિધ રસનાં સ્વાદિષ્ટ ભોજનો જમતો. રોજરોજ ભાવતી નવી નવી વાનીની રસોઈ રસોઈયા પાસે બનાવરાવે, તથા પોતાના મિત્રોમાં ઉજાણી પણ કરાવે, તેમાં પણ પોતાને ગમે તેવાંજ ભાવતાં ભોજનો કરાવે: વળી ખાવાપીવાની જે જે વસ્તુઓ દીઠી કે નિરંતર ચાખ્યાજ કરે–કોઈ પણ ખાવાની વસ્તુ દીઠી કે તુરતજ લઇ મોઢામાં નાખે. એટલુ તો ખરૂંજ છે, કે માણસોને પોતાની જીભજ સુખ દુઃખ આપે છે. તત્વજ્ઞાની મહા પુરૂષોએ તો સાચું કહેલું છે, કે પાંચ ઇંદ્રિયમાં રસેન્દ્રિય જીતવી બહુ મુશ્કેલ છે. જીહ્વા સ્વાદવાળા–રસનાલોલુપને સદા નવું નવું ખાવાની લાલસા નિત્ય થયાંજ કરે છે, અને તેથી તે સ્વાદીઆને ભક્ષાભક્ષનું પણ ભાન રહેતું નથી; વળી રસના ઇંદ્રિયનો લોલુપી જીવ પાપપુણ્યને તો ગણકારતોજ નથી તેને તો પોતાની મોજ–ઇચ્છામાં આવે તેજ પુણ્ય અને તેજ પાપ ! કોઈ સહજ કહે કે, ભાઇ ! આ વસ્તુ તમે ન ખાશો તેમાં ઘણું પાપ છે, તે સાભળીને તો પેલો જીભના ચટાકાવાળો રસલોલુપી તે બાપડાને હસી કાઢે છે. વાહવાહ !; એમાં તે વળી પાપ ક્યાંથી આવીને ભેરાઈ બેઠું છે ! જરા બતાવો તો ખરા ! અમે તો કાંઈ પાપ બાપ દેખતા નથી, તે પાપ કેવું છે ? હે ! કહો તો ખરા, કાળું છે કે પીળું છે ? અને મારા ભલાભાઈ ! શુ કામ આમ નાહક ડરી મરો છો ! એ તો કરતા હોય તે કરીએ, ને પાપદોષ ન ગણીએ.

અમુક વસ્તુ ખાવી તેમાં તે વળી પાપ શું ? અને કદાચ લાગશે, તો ઝટ લઇને ખંખેરી નાખીશું, એટલે ખલાસ ! સમજ્યાને ! મારી પાસે તો પાપ આપડું ઉભું જ ન રહે !

ખરેખર રસના—ઇંદ્રિયના લોલુપીની તો સદા આવીજ વૃત્તિ હોય છે, તેઓ ગમે તે ચીજને વગર વિચાર્યે ભચડભચડ ચાવ્યાજ કરે છે. તેમાં વળી સારી અને ભાવતી વસ્તુ મળતાં તો ખુબ વખાણીવખાણીને ખાંતેથી ખાધે જાય છે, અને મહા કુકર્મ ઉપાર્જે છે. શ્રી મહાવીર ભગવાને શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—એક માણસ જમતાં જમતાં સાત તથા આઠ કર્મને બાંધે છે, અને એક માણસ જમતાં જમતાં સાત તથા આઠ કર્મને ખપાવે છે, એવા જ કારણથી કેટલાક સમજુ ધર્મનિષ્ટ વિવેકી પુરૂષો જમતી વખતે બોલતા જ નથી અને મુગા રહી શાન્તિથી જમે છે; તેમાં ઘણોજ લાભ રહેલો છે. વાહવાહ ધન્ય છે શ્રી ધર્મરૂચી મહાત્માને ! કે તેમને એકદા કડવા તુંબડાંના શાકનીજ જોગવાઈ થઇ, અને તે એકાંત જગ્યામાં પરઠવવા (નાંખવા) માટે ગયા, પણ નાંખી દેતાં મહાન અનર્થ થતો જાણી, તેને પોતાનાજ પેટમાં પધરાવવાનો નિશ્ચય થયો; એટલે તે નાંખી ન દેતાં પોતેજ તે કડવું ઝેર જેવું શાક ખાવા લાગ્યા. અને ખાતાં ખાતાં સદ્દભાવનાથી કર્મ ખપાવ્યાં, તથા સર્વોત્તમ એવું સર્વાર્થ સિદ્ધ નામનું વૈમાન તેમણે પ્રાપ્ત કર્યું; અને એકાવતારી થઇ મોક્ષે પધાર્યા. તેમજ શ્રી ઢંઢણ નામના મહાત્માએ પણ લાડવાનું ચુરણ (ભુકો) કરી જમીનમાં નાંખતાં નાંખતાં સદ્દભાવના રૂપી તિક્ષણ કુહાડીથી કર્મનું ચુરણ કરી નાંખ્યું. અને તેમણે એક અંતર્મુહુર્ત માત્રમાં અક્ષય મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરી. માટે જમવામાં મનુષ્યોએ ઘણીજ સાવચેતી રાખવી ઘટે છે. માણસોની ખાનદાની —ઉંચતા નીચતા તે ખાવામાંજ જણાઈ આવે છે. ખાવામાં જે ભખળ હોય છે, જીભનો છુટો હોય છે, તેની કીંમત થઇ જાય છે, તેને તો કંઇ લાજ શરમ પણ હોતી નથી, અને ભાવતું ખાધા કરવાની ઇચ્છાને વધારે છે. આજે અમુક ખાવાની ઇચ્છા થઈ તો કાલે વળી બીજી નવી વાનીની ઇચ્છા થાય છે, અને તે પૂરી ન પડે, તો જરા ચેન પણ પડતું નથી, તેને માટે ઝંખના કર્યાંજ કરે છે, તે રસેદ્રિયની ઇચ્છા પૂરી પાડવા માટે અનેક પ્રકારે ફાંફાં માર્યા કરે છે, અને બનતા સર્વ પ્રયત્નો કરે છે.

વાંચનાર ! આપણો દ્દષ્ટાંત નાયક પેલો શેઠપુત્ર પણ તેવોજ રસલોલુપી

હતો. તેને નવા નવા રસો ચાખવાનો; સ્વાદ લેવાનો અત્યંત શોખ હતો, કંદમૂળ વગેરે જે જૈનને વર્જ્ય વસ્તુ તે પણ તે ખાંતેથી ખાતો. એક વખત તેને વિચાર થયો કે, વારૂ, બધી વસ્તુઓનો સ્વાદ તો ચાખ્યો, પણ કદી દારૂ કે માંસનો સ્વાદ તો ચાખ્યોજ નહિ, માટે તેનો પણ સ્વાદ લેવો તો ખરો ! પછી ગુપ્તપણે તે દારૂની બાટલી લેઈ પીવા લાગ્યો, તથા છાનું માંસ મંગાવીને પણ ખુશી થઇ સ્વાદે ખાવા લાગ્યો.

અરેરે ! જરા જેટલી લુલી જીભને વશ થયેલા મનુષ્યોને રસાલોલુપીપણું કેટલુ બધુ અધમગતિએ પહોચાડે છે ? મદ્યમાંસ સેવવા સુધીની કુટેવે પણ તેને પહોચાડી દીધો ! ઉંચ જાતિનો થઈ તે નીચ વસ્તુ સેવવા લાગ્યો; કાળે કરી તેનાં માતાપિતાને પણ આ મહોકાણુની ખબર પડી તેથી તેને ઘણો સમજાવ્યો, પણ તે લત પાપીએ છોડી નહિ, તેમાં ગૃદ્ધિ થઈ જવાથી સ્વાદ મુકાયોજ નહિ, આખરે તેના પિતાએ પોતાની ઇજ્જતઆબરૂ જાળવવા ખાતર તે ગામમાંથી એ દુષ્ટ કુપુત્રને કાઢી મૂકયો, તેથી તે કોઈ બીજે ગામ દૂર જઈ રહ્યો, ત્યાં પણ તેણે તે અખાદ્ય અને અપેય વસ્તુ વાપરવાની કુટેવ તજી નહિ. અહો ! પ્રાણીઓને પડી ટેવ ટળતી નથી. તેને હવે તો માંસાહાર દાઢે લાગ્યો, તેને લીધે તે એક મહા અધમાધમ કામ કરવા લાગ્યો. તે એ કે રાત્રે રોજ ફરવા નીકળે ત્યારે ગામમાં કોઈ નાનું છોકરૂ ભાળે, તેને ગુપ્તપણે ઉપાડી લાવે અને રાતે બાળકને મારી નાંખી, તેને રાંધી સ્વાદિષ્ટ વાની બનાવી ખાય. પાપીને રસલોલુપીપણાથી દયા પણ છુટી ગઇ. આ પ્રમાણે ગુપ્તપણે દુષ્ટ કામ તે રોજ કર્યા કરે, લાગ ન ફાવે તો બેચાર દહાડે કરે. તેની આ ત્રાસદાયક બાળહત્યાથી ગામમાં રાડ પડવા લાગી. રોજ ગામમાંથી બાળક ગુમ થાય એ તે કાંઈ ઓછું દુઃખ કહેવાય ? આથી તો ખંતીલા કોટવાળે ખુબ બારીકીથી પાકી તપાસ કરી તેને પકડી પાડયો. પાપ કયાં સુધી છાનું રહે ? આખરે તે દુષ્ટને ન્યાય કરી રાજાના કહેવાથી ફાંસીએ ચડાવી દીધો. ત્યાંથી મરીને તે માછલું થયો, ત્યાં પણ લોટની ગોળી ખાવા જતાં આંકડીમાં ગળુ વીંધાઈ મરણ પામ્યો, એમ નરક વગેરેમાં અનંત કાળ ભટકશે, દુઃખ પામશે વહાલા વાંચનાર ! જોયું, રસેંદ્રિયમાં અતિ આસક્તિ રાખવાનું કેવું વિષમ દુષ્પરિણામ આવ્યું, માટે આસક્તિ–ગૃદ્ધિપણુ ન કરવું. સ્પર્શેન્દ્રિયની લાલસા એટલે વિષયવિકારમાં–કામક્રીડામાં અત્યંત આસક્તિ રાખવી તેને કહે છે.

હય હીડે એડી અડયે, મારે હીડે મહીશ. ૬૨

## (૬૯) કામાસક્ત વિષયાનુરાગી મહેન્દ્રની વાત.

વિશ્વપુર નામે એક મોટું નગર હતું. તે નગરની અંદર ધરણેન્દ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને મહેન્દ્રદત્ત નામે પુત્ર હતો. તથા તેજ નગરમાં મદન નામે એક શેઠપુત્ર પણ વસતો હતો. રાજપુત્ર તથા શ્રેષ્ઠીપુત્રને નાનપણથી મિત્રતા હતી. બન્ને જણ દરેક કામમાં સાથેજ રહેતા હતા. વળી નાનપણમાં વિદ્યાભ્યાસ પણ એક નિશાળમાં અને એક અધ્યાપકની પાસે બન્નેએ કરેલો હતો. તેથી નાનપણથીજ બન્નેને જીવજાન દોસ્તી બધાઇ હતી તેમાં વળી શ્રેષ્ઠીપુત્રને તો વિશેષ સ્વાર્થ સાધવાનો હતો, કે વિશેષ પ્રીતિ રાખું તો આગળ જતાં આ રાજકુંવર રાજા થાય ત્યારે મને મોટું માન મળે; માટે મદન તો તેને વિશેષ ચાહતો હતો. એમ કરતાં તે શ્રેષ્ઠીપુત્રની વર્ષગાંઠનો આનંદી દિવસ આવ્યો તેથી મદને પોતાના મિત્ર મહેન્દ્રદત્ત રાજપુત્રને ઘેર જમવા માટે તેડવાથી તે ખુશીથી જમવા આવ્યો. તે વખતે મદનની સ્ત્રીએ હર્ષપૂર્વક સર્વ ભોજન પીરસ્યું, આજે મહોત્સવનો દિવસ ધારી તે સ્ત્રીએ સારાંસારાં ઘરેણાગાંઠાં તથા ઘણી ઊંચી જાતનાં વસ્ત્રો પહેર્યાં હતાં, વળી પોતાના પતિનો પ્રિયમિત્ર હોવાથી રાજપુત્રની લાજમર્યાદા પણ ન રાખતાં છુટથી વગર સંકોચે સર્વ પીરસતી હતી, તથા પ્રિય મધુર વચને જમવા માટે અતિ આગ્રહ પણ કરે જતી હતી. રાજકુવરને આ નવોઢા નારીનું સ્વરૂપ, કર્ણપ્રિય સુમધુર વચનો તથા હાવભાવ જોઇ મનમાં મોહ થયો; મનોવિકારે કામેચ્છાથી બુદ્ધિ ફેરવી નાંખી, મનમાં તેનું મનોહર સર્વાંગસુંદર રૂપ જોઈ ઘણો આશ્ચર્ય પામ્યો, કે અહાહા! કેવુ સ્વરૂપ છે!! આ રમણીય રત્ન મારે સ્વાધીન થાય તો કેવુ સારૂં! અહાહા! વિધાતાએ પણ નવરા પડી આ પુતળી ઘડવામાં ઠીક મહેનત લીધી લાગે છે! એમ મનમાં ઘણાં સંકલ્પવિકલ્પ કરી તેના ઉપર આસક્તિથી મોહ પામી વિષય તૃષ્ણાના પુરમાં તણાવા લાગ્યો. આખરે રાજપુત્ર તથા મદન બન્ને મિત્ર જમી રહ્યા બાદ દીવાનખાનામાં ગયા. બન્ને સમોવડીઆ વચ્ચે મિત્રાઇ સારી હોવાથી મદનની સ્ત્રીએ રાજકુંવરને પોતાને હાથે પાનનું બીડું વાળી હાથોહાથ આપ્યું, તેથી કુવરે પણ બીજું બીડું બનાવી મદનની સ્ત્રીને હાથોહાથ દીધું, તેથી અરસપરસ બન્નેનો કરસ્પર્શ થયો. સ્ત્રીનો સુકોમળ કરસ્પર્શ થવાથી રાજકુંવરને વિશેષ વિષયાસક્તિ થઈ, તેની સાથે વિષયસુખ ભોગવવા માટે લેહ લાગી. પછી તે રાજકુંવરે મહેલે જઈ બીજે દિવસે તે મનમોહિનીને

માટે ગુપ્તપણે કેટલીક ઉંચી જાતની ઉમદા વસ્તુઓ ભેટ તરીકે મોકલી, તે સર્વ સુન્દરીએ સપ્રેમ સ્વીકારી તેથી રાજકુંવરને પોતાની ધારણા સફળ થવાનો નિશ્ચય થયો. તે સ્ત્રીને પણ રાજકુંવર ઉપર અનુરાગ-પ્રીતિ તો થઈ હતી, પણ પોતાના પતિની બીકને લીધે તે કાંઈ વિશેષ બોલી શકતી ન હતી. પછી તો અનંગ પ્રભાવે મોહાંધ કુંવરની બુદ્ધિ છેક ભ્રષ્ટ થઈ, અને કામીહરામી છાનોમાનો રોજ મદનને ઘેર જવા લાગ્યો અને તેની સ્ત્રી સંધાતે વિષયસુખ ભોગવવા લાગ્યો. અહો ! સ્ત્રી કોઈની થઈ નથી ને થવાની પણ નથી ! જે પોતાનો પ્રિય પતિ પ્રાણથી પણ પ્રિય હતો, તે પતિ પણ હવે એ કામી નારીને અરૂચિકર-અળખામણો થવા લાગ્યો; આથી પોતાના કુળની લાજમર્યાદાનો લોપ થાય છે તે પણ તે દુષ્ટાએ દિલમાં જરાયે આણ્યુ નહિ.

હવે એકદા રાજકુંવરે પ્રિયતમા (મદન મિત્રની ધર્મ પત્ની) ને પોતાને મહેલે રાત્રીને વિષે બોલાવવા માટે દૂતીને મોકલી ત્યારે તેણીએ કહ્યું કેઃ- જ્યાં સુધી મારો પતિ હયાત છે ત્યાં સુધી તો મારાથી ત્યાં આવી શકાય નહિ; ત્યારે કામાંધ રાજકુંવરે ઈષ્ટ મિત્રને મારી નાંખવા માટેનો પ્રયત્ન કર્યો. સ્ત્રીને પણ તે પતિ વેરી રૂપ જણાવા લાગ્યો હતો અને મનમાં તેની ઘાત ચિંતવવા લાગી. કહ્યું છે કેઃ—

મનહર છંદ

લોભીને ભિક્ષુક વેરી ચોરને ચંદ્રમા વેરી,
  વ્યભિચારી સ્ત્રીને પતિ વેરી તુલ્ય જાણવો;
મૂર્ખને ઉપદેશ દેનાર જન વેરી જાણો,
  પુત્ર વેરી માતતાત નહિ જ ભણાવે તો;
ઉદક અનલ વેરી જળમાં સાકર વેરી,
  ઘાયલને પાણી વેરી રૂપજ પ્રમાણવો;
કસાઈ દયાને વેર-નિત્ય કરે કાળો કેર,
  કીર કે' ન દિલ મહેર જરૂર જન જાણવો. ૫૮

મતલબ કે આટલાને વિરોધ હોવાથી એક બીજાને અરસપરસ વેરી તુલ્ય ગણે છે. તેમ આ મદનની દુષ્ટા ને કુલટા સ્ત્રીને પણ પોતાનો પતિ કંટક રૂપ થઈ પડયો હતો. કામી રાજકુંવરે જાણ્યું કે તે પોતાના પતિની ડખલ-અડચણને લીધે અત્રે આવી શકી નહિ, ત્યારે પોતાના મિત્ર મદનને

મારી નાંખવા માટે કામાંધ કુંવરે ગુપ્ત મારા મોકલ્યા. મદનને તથા તેના પિતાને આ ખબર પડી જવાથી તેણે (તે શેઠે) રાજા પાસે ફરિયાદ કરી કે, હે નરેન્દ્ર ! આ પ્રમાણે મારો પુત્ર વિના અપરાધે કમોતે માર્યો જાય છે. આપનો પુત્ર આ પ્રમાણે ભૂલભરેલી ગેરવર્તણુકથી (કુચાલથી) ચાલી બદફેલી કરી વર્તે છે તો કૃપાળુ ભૂપતિ ! તેને માટે યથાઘટિત ચાંપતા ઇલાજ સત્વરે લેઈ મને નિર્ભય કરશોજી એવી અરજ ગુજારૂં છું. પછી રાજાએ સર્વ વાત સાંભળી એકદમ રાજકુંવરને પોતાની પાસે પકડી મંગાવ્યો, અને સર્વ પ્રકારે તપાસ કરતાં આખરે બધી વાત સત્ય જણાઈ. પોતાના કુંવરની આ પ્રકારની કુચાલથી રાજાને ઘણુંજ માઠું લાગ્યું. આ દુષ્ટ પુત્રે બહુ ખરાબ કર્યું. મારા કુળમાં તે પાપીએ આ એક મોટું કલંક લગાડયું. પછી પુત્રને ઘણોજ ઠપકો આપ્યો કે, હે પુત્ર ! ખરેખર હવે તું રાજગાદીને યોગ્ય જરાયે નથી. તને મેં સર્વ રીતે તૈયાર કર્યો, બહોતેર કળા શીખવી, અને યુદ્ધકળા પણ બતાવી, તેનો તેં આ પ્રમાણે ગેરઉપયોગ કર્યો ? ! એ શેઠ આપણો કેવો ઉપકારી છે ? તેણે આપણા આ રાજ્યને નાણાં વગેરેની કેટલી બધી મદદ કરી છે ? તુ કેવો મૂર્ખ માણસ કે, તેનાજ ઘર સાથે મિત્રદ્રોહી થઈ કુબુદ્ધિથી કુચાલથી વર્ત્યો. એમ મેં ઘણા દિવસથી સાંભળ્યું તો હતું કે તારામાં બદચાલનો મોટો દુર્ગુણ પેઠો છે, પણ હું ધારતો કે આજ સુધરશે, કાલ સુધરશે, પણ તારી તે કુટેવ તો ન ટળી, પણ હદ થઇ ! આડો આંક વાળ્યો ! તો અવશ્ય તેની હવે તને શિક્ષા જરૂર થશે ! એમ કહી તે દુષ્ટને દેશનિકાલની શિક્ષા કરી એટલે પોતાના રાજ્યની હદ બહાર તે ન્યાયપ્રિય રાજાએ તેને બુરેહાલે કાઢી મૂકયો.

રાજકુવરને પોતાના પિતાએ ઘણો સખ્ત ઠપકો આપ્યો હતો, તો પણ તેથી તેને જેટલું માઠું ન લાગ્યું; તેટલું બલ્કે તેથી ઘણું જ માઠું પોતાની ધારણા સફળ ન થઈ તેને માટે લાગ્યું અહો ! પ્રાણીઓને વિષયવિકાર, કેવી અધમ ગતિએ પહોંચાડી દે છે ? તેને દેશવટો મળ્યો, રાજગાદીનો હક ગુમાવ્યો, સર્વ પ્રકારની સુખ સાહેબીથી ભ્રષ્ટ થયો, પિતા તરફથી અપમાન થયું, તો પણ હૃદયમાં મદનની સ્ત્રી ( પ્રિયતમા ) માટે વિષયલાલસા તો એવીને એવીજ રહી. ઉલટી વિયોગ થવાથી તો ઓર વધી પણ જરા ઘટી નહિ. અરેરે ! તે સ્ત્રી કયારે મળે ? કેવી રીતે મળે ? એવી એવી ઝંખના અને દુષ્ટ વિચારો અહોનિશ તેના હૃદયમાં થયાજ કરે !

ખરેખર વિષયવિકાર પણ એક જાજવલ્યમાન અગ્નિ જ છે. તેની તૃષ્ણા જેના હૃદયમાં પેસે છે, તેને સર્વ રીતે હેરાન કરે છે, ખુવાર મેળવે છે, જંપીને બેસવાનો વારો પણ આવતો નથી. તે વિષય વિકારે ઘણા ઘણાનું બગાડયું છે, ભલેને ગમે તેટલો બળવાન હોય, તો પણ વિષયસુખનો ભીખારી બની નારી પાસે મદારીના માંકડાની પેઠે કંગાલ બની જાય છે.

"કામવાસનામાં લુબ્ધ થયેલાની સ્રીથી થયેલી ખરાબી."

નારાચ છંદ.

નરો કંઇક બાણની કળા વિશેષ જાણતા,
જવા વળીજ જુદ્ધમાં ઘણું જ માન આણતા;
નકીજ ચાપ જોરથી જ ભડ નરો ભમાડીયા,
અરે જુઓ વિચારીને જ નારીએ રમાડીયા !
રચાણી રામકા'ણી તે રમા થકી વિચારીએ,
નિકંદન લંકરાયનું થયુંજ ઉર ધારીએ;
જીતેંદ્રિ કૈંકનેજ નિજ વૃત્તિથી બગાડીયા,
અરે જુવો વિચારીનેજ નારીએ રમાડીયા. !
હતાજ શૂરવીર ધીર નેહને પ્રમાણતા,
નિષ્કંદપુરી ભૂપ કીશને સહુ વખાણતા,
લહીજ શમ ઓટ પુર બાર લેખડાવીઆ,
અરે જુઓ વિચારીનેજ નારીએ રમાડીયા. !
કશી કળાની યુક્તિ અંતરે જરી ન જાણતા,
અસાર દુનિયાનું સુખ તે ઉરે ન આણતા;
કરી જ લોટપોટ જોગ શ્રૃંગીના નસાડીયા,
અરે જુઓ વિચારીને જ નારીએ રમાડીયા. !
જગાદ્રિનાથ જેહને કહેજ સર્વ વેદીયા,
ઘણીક બાબતો થકી હતાજ તેહ ભેદિયા;
રમાડી ગોપનારીએ ઘી માખણો જમાડીયા,
અરે જુઓ વિચારીને જ નારીએ રમાડીયા. !
ઉરે ઘણુંક જોર બાંધવો તણુંજ ધારતો,
ઘણાક માનધારીનાં જ માન તે ઉતારતો;
દુશાસનો સહીત શત બાંધવોજ મારીયા,

દેવ દૂત થઈ નળ ગયો, દમયંતીની પાસ. ૬૬

અરે જુઓ વિચારીને જ નારીએ રમાડીયા. !
હતાજ શીવ સારીખા કહેજ વેદ સર્વમાં,
ગણે નહિજ કોઈને રહેજ નિત્ય ગર્વમાં;
ધરીજ રૂપ ભીલીનું વને વળી ભમાડીયા,
અરે જુઓ વિચારીને જ નારીએ રમાડીયા. !
ધણી વડોદરા તણો મલાવરાવ જે હતો,
તજી ગયો જ રાજને નથીજ લાગતો પતો;
સ્વતંત્ર સુખ સર્વનાજ બંધ તે કમાડીયા,
અરે જુઓ વિચારીનેજ નારીએજ રમાડીયા. !
દિલે તપાસી દેખી એજ વિશ્વમાં વખાણીયે,
જીહાં જુઓ તિહાં નકી બગાડીયું જ નારીયે;
વિશેષ શાંતિ રૂપ ગુણને નકી નસાડીયા,
અરે જુઓ વિચારીનેજ નારીયે રમાડીયા. !
કુબુદ્ધિ કેરૂં રૂપ કામની જુઓ કહાય છે,
કુકૃત્ય કામમાં સહાય તે નકી સહાય છે,
તજાવી શ્રેષ્ઠ પંથ કુંભીપાક તો પમાડીયા,
અરે જુઓ વિચારીનેજ નારીયે રમાડીયા. !
લગાર વાર તે વિચાર ના કરેજ ઉરમાં,
સહાયવૃત્તિ નીચ ને કરે વિચાર ક્રૂરમાં;
પમાડી દુઃખ પંથને તજાવી સુખવાડીયા,
અરે જુઓ વિચારીને જ નારીએ રમાડીયા. !
નકીજ બંધ મોક્ષદ્વાર તે કરાવનારી છે,
તથાપિ અંતરે સદાય તે તણીજ યારી છે;
સુખાદિ મૂળ ખોદી દુઃખ દુષ્ટ તો ચખાડીયાં,
અરે જુઓ વિચારીનેજ નારીયે રમાડીયા. !
ન રાજકારભારની લગાર લાજ રાખતી,
કુપંથ ચાલીને સદાય દુષ્ટ દેખડાવતી;
તજાવી ઉંચ રત્ન નીચ કીચ મધ્ય પાડીયા,
અરે જુઓ વિચારીનેજ નારીયે રમાડીયા. !
જુઓ મુનિજ નારીકાજ સાધવૃત્તિ છોડીને,
વિદેશ વસ્ત્રકાજ તે ગયાજ સદા દોડીને;

જ્ઞાન ધ્યાન તાન સર્વ સુવિચાર છાંડીયા,
અરે જુઓ વિચારીનેજ નારીયે રમાડીયા. !
સુણો મિત્ર નારમાં અપાર દુઃખ એજ છે,
પડેજ મોહપાશમાં મહાન મૂર્ખ તેજ છે,
વિકાર કામમાંજ દુષણો અપાર એ વિના,
સુરેંદ્ર અલ્પબુદ્ધિથી બને નહિ જ તે બીના. !

વહાલા વાંચનાર ! જોયું ! જગતમાં મોહિનીનો કેવો મહાપ્રભાવ છે ? મહામાયાનો કેવો ચિત્તાકર્ષક વિચિત્ર ચમત્કાર છે ? પણ આપણે તેની સાથે આર દઈને એટલું પણ સવિશેષ કહેવું જોઈએ કે, એકલી સ્ત્રીઓજ આ જગતમાં પુરૂષોની વૃત્તિ બગાડનારી છે એમ ન સમજવું; પણ કાંઈક સોનું કાચું હોય અને તેનો ઘાટ ઘડનારો સોની કાંઇક ગેરકસબી હોય, ત્યારેજ એલ બગડે છે. તેમ કાંઈક કાચું મન હોય અને તેમાં આવું કારણ બને એટલે અવશ્ય અધઃપાત થાય. મોહિત મનુષ્યોની પ્રકૃતિનો ફેરફાર કરવામાં જ સ્ત્રીપાત્ર વિશેષ બળવાન બની શકે છે. માટે જ તેને એટલે અશુભ પ્રકૃતિવાળી સ્ત્રીને—મોહિનીને અક્ષયમોક્ષમાર્ગની આર્ગલા રૂપ વર્ણવી છે. અને આપણા દૃષ્ટાંત નાયક પેલા રાજકુંવરના સંબંધમા પણ તેમ જ થયું છે. બિચારા પામર પ્રાણીને દુઃખદાયી વિષયવિકારે પુરજોસથી ઘેરી લીધો હતો, પૂરો બાંધી લીધો હતો, તેના હૃદયમાં તો તે પ્રિયતમાજ રમી રહી હતી ! સુતા બેસતાં ઉઠતાં હરતાં ફરતાં તેનુંજ ધ્યાન ધરતો હતો. તેનાજ વિચાર કર્યો કરતો હતો. કોઈ પણ રીતે તે સ્ત્રીને પાછી મેળવવી તો ખરીજ —એમ સદાય જંખના કર્યા કરતો હતો. છેવટે કોઈ રીતે મન વશ ન રહ્યું, તેથી તે કોઇ ગુપ્તપણે ત્યાં પાણી ભરવા આવેલી તે મદનની સ્ત્રીને મળ્યો. તે સ્ત્રીને પણ રાજપુત્ર ઉપર પ્રીતિ તો થયેલી હતી, મનમાં તેની ચાહના તો હતીજ એટલે તે મનમાં ઘણી રાજી થઈ, કુંવરની સાથે તે જ વખતે ગુપ્તપણે ચાલી ગઇ; અને રાજકુંવર તેને લઈ જઇને કોઈ જંગલમાં જઈ રહ્યો.

આ વાતની ખબર શેઠને પડતાં તે બાપડાના અફસોસનો પારજ રહ્યો નહિ. અરેરે ! તે સ્ત્રીએ તો મારૂ કુળ બોળ્યું, અરે ! મારી સાત પેઢીને કલંક લગાડયું, રાજાને પણ આ બનાવ સાંભળી ઘણોજ ખેદ થયો, આખરે સંસાર ઉપરથી તેમને અત્યંત ઉદાસીનભાવ થઇ ગયો, પછી સંસારની અસારતા જાણી વૈરાગ્યભાવ ધારણ કરી રાજાએ દીક્ષા લીધી અને

રાજપાટ પોતાના બીજા પુત્રને સોંપી દીધું. તેમજ શેઠે તથા મદને પણ દીક્ષા લઈ લીધી, નિર્દોષપણે શુદ્ધ સંયમ પાળતા થકા તેઓ ભૂમંડળમાં વિચરે છે. ફરતાં ફરતાં તે મદન મુનિ તથા તેના પિતા–મુનિ કોઇ એક ગામની ધર્મશાળામાં આવી ઉતર્યાં, તેવામાં ફરતાં ફરતાં તે રાજકુંવર તથા પેલી કુલટા (મદનની સ્ત્રી) પણ તે ધર્મશાળામાંજ ઓચિંતા આવી ચડ્યા. તે બન્નેએ પેલા મુનિને જોયાં અને ઓળખ્યા પણ ખરા; તથા મુનિએ પણ તેમને જોયાં તથા ઓળખ્યાં. રાજકુંવરને તથા તે સ્ત્રીને તો પોતે પાપી હોવાથી ભય ઉપજ્યો કે રખેને આ મુનિ આપણું કુકૃત્ય ખુલ્લું કરશે! આપણને હેરાન કરશે–સતાવશે, કારણકે તે અત્યારે તપસ્વી છે, માટે સત્તા-વિશેષ હશે, તેથી બન્ને જણાં ત્યાંથી ડરીને તુરત પાછાં બીજે સ્થળે જતાં રહ્યાં. મુનિના મનમાં તો સમભાવજ વર્તતો હતો, તેને જોઇ મનમાં દ્વેષ તો કંઇ ન થયો, પણ સંસારની વિચિત્રતા કેવા પ્રકારની છે તે વિચારવા લાગ્યા. અહાહા! પ્રાણીઓ કર્મને આધીન પડી કેવાં કેવાં કુકૃત્યોમાં પડી જાય છે? ખરેખર સંસાર એવોજ છે, તેમાં રાગદ્વેષ મારે શા માટે કરવો જોઇએ? તથા નકામાં કર્મ શા માટે બાંધવા જોઇએ? એમ જ્ઞાનવડે ચિંતવી સમભાવમાંજ રહ્યા. પછી તે રાજા, શેઠ તથા મદન નામના ત્રણે મુનિઓ શુભ સંયમ પાળી કાળને અવસરે કાળ કરી અંતસમયે સર્વ જીવોને ખમાવી આળોવી પડીક્રમી નિંદી નિઃશલ્ય થઈ, શુભ પરિણામે આયુષ્ય પૂર્ણ કરી દેવલોકે ગયા, હવે વહાલા વાંચનાર! ચાલ પેલા અનીતિથી વર્તનાર વ્યભિચારી જોડાંની પણ જરા ખબર લઇએ! તને કદાચ મનમાં એમ થતું હશે કે તેઓ તો પોતાના કર્મમાં ફાવ્યા, યથેચ્છ વૈભવ–વિલાસો માણી સુખઆનંદમાં મશગુલ બની લહેર કરતાં હશે. માટે ઘણા લોકો કહે છે કેઃ–"ધર્મિને ત્યાં ધાડ અને કસાઇને ત્યાં કુશળ" તથા "સત્યવંતને ત્યા સંકટ, અને અધર્મી, અસત્યવંતને આનંદકલ્લોલ" એ કહેવત ખરીજ છે પણ ના, ખોટી. વહાલા વાચક! એમ કદી તું સમજતો ના; કર્મદેવનો કાયદો તો અચલ છે, એ તું ચોક્કસ સમજજે. જ્યાં સુધી પૂર્વકૃત પુણ્યોદય સારાં હોય, ત્યા સુધીજ અનીતિમાં સુખ ભોગવાય છે. કહ્યું છે કેઃ—

દોહરો—જબ લગ તેરા પુણ્યકા, પહોંચત હે કરાર;
તબ લગ ગુન્હા માફ હે, (ભલે) તુમ અવગુણ કરો હજાર.

મતલબ કે ભલે હજારો અપરાધ કરવામાં આવે, અનીતિ, અધર્મ

અને અન્યાયથી વર્તવામાં આવે, પણ જે કાળે જેવાં કર્મ ઉદય આવે, તે અવશ્ય ભોગવવાં પડે છે.તેમાં મીનમેખ થતી નથી.

આ મહેન્દ્ર રાજકુમારને આગળ જતાં એવું તો મહાન સંકટ પ્રાપ્ત થયું છે, કે તે સાંભળી વાચનાર ! તને પણ ત્રાસ છુટયા વિના રહેશે નહિ. જો કે તે બંને કામીનાં અનીતિ ભર્યાં આચરણથી-તેમનાં આવાં કુકૃત્યોથી અત્યારે તો તને તેમના પ્રત્યે ધિક્કાર-તિરસ્કાર છુટે છે, છતાં તેમને છેવટે પડતાં દુઃખોથી તેમની દુર્દશા દેખી જરૂર તને દયા છુટશેજ-હૃદય રડશેજ. હવે બન્યું એવું કે તે રાજકુમાર તથા મદનની સ્ત્રી બન્ને જણ જંગલમાં ચાલ્યાં જતાં હતાં; પોતાને આવો અનુકૂળ પડતો સંયોગ પ્રાપ્ત થયો તે માટે મનમાં અત્યંત આનંદ પામતાં હતાં. ચાલતાંચાલતાં સાંજ પડી એટલે એક સુંદર તળાવ આવ્યું, ત્યાં તેમણે ઝાડ નીચે રાતવાસો રહેવાનો વિચાર કર્યો, અને ત્યાં વિસામો ખાવા માટે એક વૃક્ષ તળે બેઠાં. પછી સ્ત્રીને કહ્યું કે, તું અત્રે બેસ ! હું પેલા તળાવમાથી આપણે માટે પાણી લઈ આવું છું-એમ કહી રાજકુમાર ગયો. પછી થોડી વાર થઈ એટલે તે રસ્તેથી કોઇ એક વટેમાર્ગુ નિકળ્યો, તે પેલી સ્ત્રીને એકલી જાણી કહ્યુ કે, હુ તને સુખી કરીશ, તું મારી સાથે ચાલ. તે સાંભળી પેલી સ્ત્રીએ વિચાર્યું કે:- આ રાજકુમાર પાસે તો હવે કાંઈ નથી, તો હવે તેની પાસે રહી શું સુખ ભોગવીશ ? માટે આ પુરૂષ સાથેજ ચાલી જવું ઠીક છે-એમ વિચારી તેજ વખતે ઉઠી તેની સાથે ચાલતી થઈ, અને ત્યાંથી થોડે દૂર જઈ ઝાડની ઘટામાં ગુપ્તપણે બંને સંતાઈ રહ્યાં, અને ધાર્યું કે એ રાજકુમારના ચાલ્યા ગયા પછી જઈશું.

થોડીકવારે રાજકુમાર પાણી ભરી ત્યા આવ્યો, જોયું તો સ્ત્રી ન મળે, ક્યાં ગઈ હશે ! આસપાસ તપાસ કરી તો પણ ક્યાંય પત્તો ન મળે, પછી ઘણું રોયો, કલ્પાંત કર્યું, છાતી માથું કુટવા લાગ્યો, પણ પેલી ગુપ્તપણે વૃક્ષઘટામાં સંતાયલી નગુણી નારીને દયા નજ આવી ! આખરે ગાંડા જેવો ભ્રમિત બની આમતેમ ભટકવા લાગ્યો, ચાલતાં-ચાલતાં રસ્તે મહેન્દ્રને ચાર ચોર મળ્યા, ચોરોએ તેને પકડ્યો, અને લોહીનો કીરમજી ( રાતો ) રંગ બનાવનારા બર્બર દેશના કસાઈ લોકને ત્યાં તેને વેચવા લઈ ચાલ્યા; કારણકે તે કસાઈ લોકો મનુષ્યોને વેચાતા રાખી મોં માગ્યા દામ આપતા. તેથી આ રાજકુમારને પણ ચોરો ત્યાં વેચવા લઈ ગયા ને આખરે પેલા કસાઇને

ત્યાં તેને વેચીને; પુરતા દામ લઇ ચોરો ચાલતા થયા. પેલી સ્ત્રી તથા લુચ્ચા વટેમાર્ગુની પણ એવીજ દુર્ગતિ થઇ, તે બન્ને નિર્ભયતાથી ચાલ્યાં જતાં હતાં, ત્યાં રસ્તામાં તેમને પણ ચોરો મળ્યા, તેમણે બન્નેને બળાત્કારે પકડ્યા, અને તેજ કસાઇને ત્યાં આવી એ બન્નેને પણ વેચ્યાં.

રાજકુમારને પોતાની પ્રિયતમાને વટેમાર્ગુ સાથે આવેલી જોઈ ઘણો ખેદ થયો. પણ હવે તો સર્વ પરવશ થઇ ગયાં હતાં, એટલે મનમાં દેખી બળ્યો. પછી કસાઇએ તે ત્રણેને એક ઝાડની ડાળે ઊંધે મસ્તકે બાંધી ટાંગ્યાં, ને માથામાં એક તીક્ષ્ણ અણીવાળો ખીલો ખોસ્યો એટલે ધગધગ કરતું લોહી નીકળવા માંડયુ. શેરેક લોહી નીકળ્યું, એટલે ફટ ખીલો કાઢી લઇ, પાટા બાંધી દઈ લોહી નીકળતુ બંધ કરી દીધું. એ પ્રમાણે રોજ શેર શેર લોહી કાઢે. આથી અત્યત વેદના થાય. પણ શું કરે? પરાધીનપણે સર્વ દુઃખ ઝખ મારી સહન કરવુંજ પડયુ. એમ એક મહિના સુધી ચાલ્યું, મહા અસહ્ય પીડાથી રીબાઈ રીબાઇને હાયવોય કરતાં ત્રણે જણા દુઃર્યાને મરણ પામ્યાં. મરીને અંતે મહાદુઃખ રૂપ એવી માઠી ગતિ—નરક ગતિને પ મ્યાં.

વાંચનાર જોયું ! સ્પર્શેન્દ્રિયમાં અત્યંત આસક્તપણાનું પરિણામ કેવું વિપરીત–દુઃખદાયક આવ્યું ? મોટા રાજવંશમાં ઉત્તમ અવતાર પામ્યો, ઊંચા પ્રકારની રાજકીય કેળવણી પામ્યો, છતાં તેને એક વિષયાસક્તિએ કેવો પછાડી માર્યો–કેવો અધમ ગતિએ પહોચાડી દીધો ? રાજ્યથી ભ્રષ્ટ થયો, માતતાતથી સગાં અને કુટુંબથી વેગળો થયો, જંગલમાં ભિક્ષુકની જેમ ભટકયો, તથા જેને માટે આ બધું દુઃખ વહોરી લીધું હતું, તે સ્ત્રી પણ આખરે સગી ન રહી–પોતાની ન થઈ; અને આખરે ઘેટા–બકરાની આફક કસાઇને ત્યાં વેચાણો ને ક્રૂર રીતે રીબાઇ–રીબ ઇને અંતે મરાણો–મરીને દુર્ગતિમાં ગયો. મહામાઠાં કર્મો બંધાયા અને ઇજતઆબરૂના કાકરા થયા. આવાં આવાં અનેક સંકટો ઊભાં થયાં તેનું મુખ્ય કારણ જોતા તો આપણે સર્વેએ સ્પષ્ટ રીતે કહી દેવું પડશે, કે એક સ્પર્શેન્દ્રિયમાં વિષયાસક્તિ રાખવાનોજ આ બધો પ્રભાવ છે. જોકે વિષયસુખ પ્રથમ ભોગવતાં તો સારાં–મીઠાં લાગે છે, પણ પરિણામે વિષરૂપ હોઈ અત્યંત વિષમ ફળ આપે છે. માટેજ વિવેકીજનોએ જ્ઞાનદૃષ્ટિથી વિચારીને તેમાં અત્યંત આસક્તિ ન કરવી એજ આ વાતનો સાર છે.

પ્રિય વાચક બંધુ ! પાંચ ઇન્દ્રિયોની વિષયાસક્તિ ઉપર પાંચે દષ્ટાંતો

અત્રે પૂર્ણ થાય છે, ને આ દષ્ટાંતોમાથી આપણને ઘણું ઘણું સમજવાનું, શીખવાનું, ધારવાનું અને બોધ લેવાનું મળી આવે તેમ છે. આ ઉપરથી એટલું તો ચોક્કસ સમજાય છે, કે આ પાંચે પુરૂષોએ ફક્ત એક એક ઇંદ્રિયજ વિશેષપણે છુટી મુકી હતી, એટલે તેમાં અત્યંત આસક્તિ રાખી હતી; તેથી તે સર્વને પણ પ્રાણાંત દંડની શિક્ષા અનુભવવાનો વખત આવ્યો હતો, તો જે પાંચે ઈંદ્રિયોને છુટી મૂકે છે, તેમાં અત્યંત આસક્તિ ધારણ કરે છે, તેને કેવી ભારે શિક્ષા-યાતના અનુભવવી પડશે ? તેનો ખ્યાલ વહાલા વાચકવૃંદ આપ પોતેજ કરી લેશો.

માટે મનથી સમજીને વિષયોમાં અતિ આસક્ત ન થવું, એટલે કોઈ વખતે સુમધુર આલાપ સાંભળવામાં આવે કે-કુશબ્દો કઠોર-કર્કશ શબ્દો સાંભળવામાં આવે, તો પણ સમભાવે રહેવું. મોહક શબ્દો સાંભળવા કે નાટકચેટક જોવાં વગેરે કર્મબંધક વિષયોથી વૈરાગ્યભાવે વિચારી મન પાછું વાળવું. એક માણસ દુધપાકપુરી વગેરે મિષ્ટ ભોજન જમ્યો છે, અને એક તદ્દન-સુકો રોટલો અને છાશજ જમ્યો છે; પણ બન્નેને સવારમાં ઝાડામાં તો તેની વિષ્ટા સરખીજ થઈ જવાની છે. એક માણસ હમેશાં સારીસારી સુગંધી ચીજો સુંઘે છે, કાયમ મોગરાના સુંદર બગીચામાંજ રહે છે, અને એક અહર્નિશ પાયખાનાની વિષ્ટા વાળવાનુંજ કાર્ય કરે છે, તો પણ એ બન્નેના નાકમાંથી મેલ તો સરખોજ નીકળવાનો છે. દરેક પુદ્ગળનો એવો તો સ્વભાવજ છે, કે નરસાનાં સારાં થાય છે, અને સારાનાં નરસાં થાય છે. આ જીવાત્માએ નરક-ગતિની અંદર દુર્ગંધ કયાં ઓછી અનુભવી છે ? અરે ગર્ભસ્થાન (માતાના ઉદર)માં હતા, ત્યારે પણ કેવી દુર્ગંધ ભોગવી છે ? માતાના ઉદરમાં ગર્ભનો જીવ ઊંધે મસ્તકે ઝુલે છે-લટકે છે, જ્યારે માતા જંગલ-ઝાડે જાય છે, ત્યારે ગર્ભના જીવની નાકની દાંડી ઉપર થઈને સર્વ વિષ્ટા-મળ અધોભાગમાં જાય છે. તે વખતે ગર્ભના જીવને કેવી દુર્ગંધ આવતી હશે ? તેમ કોઈ એક અત્તરવાળાની દુકાને નોકરી બેસતો હોય, અને એક હાડકાં ચામડાવાળાની દુકાને બેસતો હોય તો પણ બન્નેના નાકનો મેલ તો સરખોજ હોય છે.

કેટલાએક માણસો દાતણ કરવા બેસે છે, ત્યારે કલાકોના કલાકો સુધી મોઢા માંહેના દાંતો ઘસ્યા કરે છે, તો તેમાંથી કોઈ હીરામોતી ખરતા નથી, પણ લીંટલાળ વગેરેજ નીકળે છે. તેઓ થોડામાં પોતાના વ્યવહારનાં કામો

પતાવી, ધાર્મિક ક્રિયામાં રોકાય તો કેવો લાભ થાય ? પ્રાણીઓને મહામોહ છે તેજ મહા ખુવાર કરે છે, અને આવી મોહદશાને લીધેજ બિચારાં રંક પ્રાણીઓ સારાસારને જોઇ પણ શક્તાં નથી, તેથીજ ઇંદ્રિયોના વિષયોમાં લોલુપ બની દુઃખસાગરમાં ડુબી જાય છે. હાથી જેવું મહામદોન્મત જબર પ્રાણી કદી પણ કોઈથી પકડી ન શકાય, પણ તે હાથિણીના મોહમાં પડી–કાગળની હાથણી દેખી મોહિત થાય છે, ત્યારે એકજ માણસ તેને કપટથી સહજમાં પકડે છે; ને ઉંડા ખાડામાં પડી તિક્ષ્ણ ભાલાનો માર ખાઇ ભુખે તરસે રીબાઇ બુરી રીતે દુઃખ પામે છે અને વખતે મરી પણ જાય છે. એમ પાંચે ઈંદ્રિયોને વશ થઇ પાંચ જાતનાં પ્રાણીઓ બાપડાં મોહથી ખુવાર મળે છે–મહા દુઃખી થાય છે.

### મોહની ખુવારી વિષે.—રાગ આશાગોડી.

મોહ કરે છે ખુવારી, જગતમાં મોહ કરે છે ખુવારી; એ આંકણી.
મુઢ બને મૃગ નાદ મધુરમાં, પકડી પાડે શિકારી-જગતમાં ૧.
કરિણી દેખી કૃત્રિમ રૂપે, ગજની થાય બિમારી-જગતમાં ૨.
દીપક દેખી મૂઢ પતંગે, મરણ દશા નિજ ધારી-જગતમાં ૩.
રસના સ્વાદે રસિક બનીને, મીન ગતિ છે નઠારી-જગતમાં ૪.
કમલ સુગંધે મોહયો મધુકર, ભાન ગયો છે વિસારી-જગતમાં ૫.
લક્ષ્મી જનને પાપ કરાવી, ચપળ થઇને જનારી-જગતમાં ૬.
સુંદર બાળા મન લલચાવે, ચર્મ રૂધીર જુઓ ધારી-જગતમાં ૭.
તેથી જન સૌ ચેતી ચાલો, નર્મદ વચનો સ્વીકારો-જગતમાં ૮.

જે ભમરો કમળમાં ભરાઇ રહી હાથીના પેટમાં જઇ મરણ પામે છે, તે ભ્રમરને એવી તો તીક્ષ્ણ ચાંચ છે કે મોટાં મજબુત લાકડાં કોરી નાંખે છે. વાંસની ઝાડીમાં ઘણીવાર વીણાનાદ જેવા સુર સંભળાય છે, તેનું કારણકે ભમરાએ સહજ લીલાથી વાંસને કોરી છિદ્ર પાડેલાં હોય છે; વા વાયાથી તે કાંણાંમા પવન ભરાયાથી બન્સીનાદ જેવું સંભળાય છે. આવી લીલા કરનાર ને શક્તિવાળો છતાં સુગંધપ્રિય ભૃંગ કમળમાં બેસી રહી તે બીડાઈ જતાં સુગંધીથી લોભાઈ કોમળ કમળ ભેદી નિકળી જવું સહજ હોવા છતાં સપડાઇ રહી મિથ્યા મનોરથ કરતો મરણને શરણ થાય છે. ખરેખર, આ જગતમાં જીવોને મોહ જેવું દઢ બંધન કોઇજ નથી. પ્રેમના પાઠ પઢનારા પોપટ પંડિતો પણ વાસ્તવ પ્રેમસ્વરૂપ નહિ સમજતાં મિથ્યા મોહ

       જગમાં સુકી સરવને, માથે ભારે બીક;       
વારા ફરતી આવતો, સૌને આખર દિન. ૭૩

કામની-વાંચ્છના, વાસના તથા લાલસાના ગુલામ બની જઇ કર્તવ્યકર્મ અને મનુષ્યધર્મને વિસારી દઈ પાપમાર્ગે પ્રવૃત્તિ કરી મોહવશ થઈ ખુવાર થાય છે અને અંતે દુર્ગતિને પામે છે.

જુઓ નેત્રથી પારધી, પક્ષી પકડીઆ ફંદમાં,
જાણે છતાં લાલચ થકી, બંધાય બીજાં બંધમાં;
દેખે મરેલા ગોળમાં, મકોડા તોયે ધાય છે,
લલચાવી તારા મોહમાં, જીવને તું લાલચ ખાય છે. ૭૬

અહોહો ! મોહમાયાનો શો ભારે ચમત્કાર છે ? માખી, મંકોડા અને કીડી જેવા જીવો પણ રસના લોલુપ-લાલચુ થઇ ઘી, ગોળ, શરબત, મધ વગેરે વિવિધ રસનો સ્વાદ લેવા જતાં તેમાં લપટાઈ ડુબી જઇ તરફડીને જીવ ગુમાવે છે. જગતમાં ઉભય જળેન્દ્રિય (જીભ અને શિશ્નુ) વશ ન રહેવાથી-છુટી મેલી દેવાથી જે ભારે ખરાબી થઈ રહી છે; તેથી તો આડો આંક-તોબા ! મતલબ કે મોહની ખુવારી તેવીજ ધાતક છે. બિચારા હરણ, પતંગ, ભ્રમર, મચ્છ, હાથી વગેરે મોહાંધ જીવો પણ તે મહામોહમાંજ ફસાઇ દુઃખી થયા-ખુવારી પામ્યા. માટે વિવેકીજનોએ વૈરાગ્યભાવથી વિચારી જોઇ તેમાં અત્યંત આસક્તિ ન રાખતાં-મોહ ન પામતાં, ધર્મમાં ધ્યાન અને વૃત્તિ રાખવાં એજ આ મહા મોંઘા માનવજીવનનો સાર છે.

---

(૫૬-૫૭)

नेदंवपुः किलकलत्र सुखायधत्तं ।
नेदंवपुः प्रियवयस्य सुताय धत्तम् ॥
नेदंवपुः विभव धान्य धनाय धत्तं ।
किंतुह्यपार भवसागर शोषणाय ॥५६॥
तस्मान्नरेण किल भूति समुत्सुकेन ।
हिंसादि दोष रहितः क्षमयान्वितश्च ॥
धेयो विशुद्ध मनसा शुभ जैनधर्मः ।
सैवक्षमोऽत्र भवसागर शोषणाय ॥

અર્થ—ખરેખર આ મનુષ્યદેહ સ્ત્રીઓના સુખને માટે ધારણ કરેલો નથી, પ્રિયતમ મિત્રોને માટે કે પુત્રોને માટે ધારણ કરેલ નથી. તેમ આ શરીર લક્ષ્મીના વૈભવો ભોગવવા માટે પણ ધારણ કરેલું નથી, પણ આ અપાર ભગસાગર શોષવવાને માટે ધારણ

**કરેલું છે, તે માટે ઉદય ઈચ્છનાર ઉત્તમ પુરૂષોએ તો હિંસા આદિ દોષરહિત અને ક્ષમાથી યુક્ત વિશુદ્ધ મનથી જૈનધર્મ ધારણ કરવો જોઇએ કારણ કે તે ધર્મ ભવસાગર શોષવવાને માટે સમર્થ છે. (૫૬-૫૭)**

ભાવાર્થ—ધર્મ વિનાજ આ આત્મા ચોરાશીલક્ષ જીવયોનિમાં જીવરૂપી દડી અને કર્મરૂપી ગેડી વડે અનંતીવાર ભટક્યો છે. એમ ભટકતાં ભટકતાં મહાપુણ્યના યોગે દશ દષ્ટાંતે કરીને દુર્લભ એવું આ માનવજીવન પામ્યો; તેને અજ્ઞાનીજનોએ વિષયગારામાં ખુંચાવી ચોરાશીમાં ઉંડુ ઉતારી મુક્યું. પ્રિયતમ સુંદરીઓના અનેક કામવિલાસનાં સુખોમાંજ અજ્ઞાની મનુષ્યો આનંદ માને છે. પ્રિય પુત્રોને અનેક પ્રકારનાં સુખોથી રાજી રાખી લાડ લડાવવામાંજ આનંદ માને છે તથા કુડકપટ અને છળપ્રપંચો કરી લક્ષ્મીના ભંડારો ભરવાને માટે કમર કસી ક્ષુધાતૃષા વગેરે અનેક સંકટો વેઠી અહોનિશ પ્રયાસો કરે છે. પણ એ સર્વ માત્ર અજ્ઞતા ભર્યો મોહવિલાસ જ છે. જેમ ધનહિન મનુષ્યો ધન રળવા માટે દેશ તજી દૂર પરદેશમાં જાય છે, એમ દેશાંવર જતાં કદાચિત સુભાગ્ય યોગે રત્નદ્વીપ હાથમાં આવી ગયો પણ તેની અતિ મનોહરતા જોઇને એશઆરામપૂર્વક આમતેમ ફરવા માંડયુ, પણ જેને માટે નિકળ્યો છે, તે કાર્ય તો ભૂલી જ ગયો. અરે ભૂલે તો નહિ પણ તેને ભૂલવનાર અમુક રાક્ષસ શરીરમાં પેસી ભૂલાવે છે. જેમ હાલમાં ફેન્સી વસ્તુ ઉપરથી દેખાતી સુંદર પણ અંદર પોલંપોલ એવી વિદેશી ચીજો ઘણી જોવામાં આવે છે, કે જે જોતાં અસલ ટકાઉ ચીજો ઉપર અભાવ થયા વિના રહેતો નથી, અને તે નવીન વસ્તુની ઉપલક સુંદરતા–મોહકતા જોઈ મન તેના ઉપર ફીદાફીદા થઇ પછડાય છે. તેમ આ રત્નદ્વીપમાં ગયેલો મનુષ્ય પણ ઉપલક સુંદરતા અને આકર્ષણુતા જોઇ તેમાં આસક્ત બની મુદ્દામાલ કે જે કોટી જન્મના દારિદ્રય દુઃખનો ચૂરો કરી નાખનાર છે તેને તજી દે છે. રત્ન હીરાની ખાણરૂપ આ મનુષ્ય જન્મની પેઢી ઉપર આવી કંઈક રળ્યા સિવાય દેવાળું કાઢવાનો વખત આવે, તો તેના જેવી બીજી એકે અધમતા સમજવી નહિ.

માટે હે વિવેકી જનો ! આ બાહ્ય સુંદરતામાં અંજાઇ–મોહી ન જતાં તેની સફળતા માટે કાંઇક આત્મહિત કરજો, પરોપકારી બની સુજનતા પ્રાપ્ત કરજો, લક્ષ્મીના મદમાં તણાઇ દુર્જનતાના ડુંગરા ઉપર ચડી આત્માને અધોગતિગામી બનાવશો નહિં. લક્ષ્મીની ચંચળતા ચિત્તમાં વિચારી તેનો

દાનપુણ્ય વગેરે પરોપકારમાં સદ્દવ્યય કરી લક્ષ્મીનું સાર્થક્ય અને જીવન સફળ કરજો; એજ માનવજીવનની સફળતા છે, તેનેજ માટે આ અપૂર્વ માનવજીવન ધારણ કરેલું છે. સ્ત્રી પુત્રાદિકને પોષવા-સંતોષવા માટે અનેક પ્રયત્નો રચવા, તેમાં કાંઇ માનવજીવનની સફળતા નથી. કારણ કેઃ-જણ્યાંને જીવાડવાં અને પરણ્યાંને પાળવાં, તેમાં શો પાડ ? પેટમાં ગળા સુધી ઠાંસીને મિષ્ટાન્ન ભર્યું, તેમાં શો ઉપકાર કર્યો ? અન્યને દાન પુણ્ય કરવામાં લક્ષ્મી કામ આવે-વાવરે તોજ લક્ષ્મી પામવી લેખે છે. નહિ તોઃ—

સોરઠો-કરમાં પહેરી કડાં, કર ઉપરં કર કરીયો નહિ;
માનવ નહિ પણ મડાં, સાચું સોરઠીઓ ભણે.
સખરા પેરે શુર, ઓઢે પણ આલે નહિ;
તે નર નહિ પણ તાબુત, સાચું સોરઠીઓ ભણે.

માટે લક્ષ્મી આદિ વૈભવ સુખોની આશામાં વિશ્વાસ રાખી ભૂલ ખાતા નહિ. તેને સર્વજ્ઞ મહાજનોએ વીજળીના ચમકારાનીજ ઉપમા આપી છે, આપણે પણ જીંદગીમાં એવા દાખલા ઘણાએ જોયા અને સાંભળ્યા છે, કોઇપણ વખત એવા બનાવોથી આપણા દયાળુ હૃદયમાં દિલગીરીપૂર્વક રડવું પણ આવી ગયું હશે, માટે મનુષ્યજન્મ મેળવી ધર્મસાધન કરી ઝટ કાંઇક આત્મહિત કરજો, દુઃખી જનોના આંસુડા લુછજો, સદ્દગુરૂને આ ભવસમુદ્ર તરવાનાં સાધનો પૂછજો; એજ મનુષ્યનું કર્તવ્ય છે હવે લક્ષ્મીની અસ્થિરતા-ચંચળતા ઉપર તથા કૃતજ્ઞતા એટલે કર્યા ગુણનો જાણ, અર્થાત્ કરેલા ઉપકારને પોતાને ભારે નુકસાન થવા છતા પણ ઓળવે નહિ-તે પુરૂષો ઉત્તમ સમજવા તેના ઉપર એક શેઠનુ દૃષ્ટાંત—

## (૭૦) મુનીમની-શેઠ પ્રત્યે સહૃદયતા ને કૃતજ્ઞતાની અવધિ।

કોઈ એક મોટા નગરમાં એક કરોડપતિ શેઠ વસતો હતો તે લાખો રૂપીઆને વેપાર કરતો હતો પોતાને શરાફીની પેઢી હોવાથી હજારોની ઉથલ-પાથલ રોજ કરતો હતો. તે વખતે તેનો ભાગ્ય ભાનુ આકાશમાં મધ્ય ભાગમાં હતો. તે જ્યા હાથ નાખે ત્યા સર્વ સવળું જ પડતુ હતું લક્ષ્મી સમુદ્રની ભરતી માફક ચડતી જતી હતી. તેને ત્યા કોઇ એક મુનીમ નોકરી રહેવા માટે આવ્યો, તેથી શેઠે તેની પરીક્ષા લેવા માટે તેની પાસે અક્ષર લખાવી જોયા, તો મોતીનાં દાણા જેવા અક્ષર જોઇ શેઠ અત્યંત ખુશી થયા પછી વિશેષ ચાલાકી જાણવા માટે પૂછ્યું કે, લખતાં તો સારૂં આવડે છે,

પણ ભુંસતાં આવડે છે ? તે બોલ્યો, હાજી. ત્યારે શેઠ કહે. લ્યો ભુંસી નાખો. ત્યારે તે બોલ્યોઃ–શેઠ ! એમ ન ભુંસાય, એ તો કોઇની પાસે આપણી રકમ લેણી હોય પણ તે બિચારો પડતી દશામાં આવી પડવાથી પૂરાં નાણાં ચુકવવાને અસમર્થ હોવાથી દીનતાપૂર્વક કરગરી અરધા કે પોણા ચુકવે અને ખાતુ સરભર કરવા માગે, તે વખતે સમય વિચારી સર્વ વિનાશ થવાની ભીતિથી મળે તેટલાં નાણાં લઈ ખાતુ સરભર કરી માંડી વાળવું તેને ભુસવું કહેવાય છે; માટે શેઠ એ તો અવસરે ભુંસાય, પણ તેના ઉપર હાથ ફેરવવો, અથવા શાહીના છેકા કરવા તેનું નામ ભુંસ્યું ન કહેવાય ! આવી ચાલાકી જોઇ શેઠ ઘણાજ ખુશી થયા, અને તેને સર્વ મુનીમોમા અગ્રણીપદ આપ્યું. મુનીમ પણ તેની નેકીથી નોકરી બજાવવા લાગ્યો અને શેઠની પૂર્ણ મહેરબાની મેળવી. શેઠ પણ તેની વિચિક્ષણતા અને કાર્યકુશળતા ઉપર તથા સાફ દાનત અને નરમાશ ભરી વાણી ઉપર આફરીન થઇ ગયા અને સર્વ કાર્યભાર ભરોસો રાખી તેનેજ સોંપી દીધો; શેઠ પણ દરેક કાર્ય તેને પૂછીને જ કરતા.

આટલું બધું પોતાનું હલન હોવા છતાં એ સુજ્ઞ મુનીમ મદમાં તણાઈ નમ્રતા, સભ્યતા, આદિ નોકરની ફરજથી ભ્રષ્ટ બન્યો ન હતો, ખરેખર આવા ચોખ્ખા નીતિવાન નોકરો મળવા તો ઘણાજ મુશ્કેલ છે, સદ્‌ભાગ્યે વિરલાજ મળી આવે છે. પછી એક વખત શેઠ અને મુનીમ વાહનમાં બેસી ફરવા જતા હતા, રસ્તે જતાં એક ચીભડાં વેચનારી વાઘરણ મળી, તેને પોતાની ગાડી થોભાવી શેઠે બોલાવી તેનો ભાવ પૂછ્યો. વાઘરણે બે પૈસા કહ્યા, ત્યારે શેઠે એક પૈસો કહ્યો. ત્યારે વાઘરણે અચરજ પામી હસતે મુખે કહ્યુ કેઃ–શેઠજી ! અમો ગરીબ ઉપર દયા લાવવાને બદલે આપ જેવા ક્રોટીપતિ સદ્‌ગૃહસ્થો આવા તુચ્છ માલનો ભાવ કરવા બેસે, તે કરતાં ભલે આપ મફતજ રાખો તોપણ મને કાંઇ હરકત નથી, એમ કહી ચીભડું વાહનમાં મૂકી ચાલતી થઈ. આ બનાવથી મહાવિચિક્ષણ મુનિમે તો વિચાર્યું કેઃ—બસ થઇ રહ્યું, આજથીજ આ શેઠના ભાગ્યોદયની ઉતરતી કળા થઇ સમજવી. હવે શેઠનું પુણ્ય પરવાર્યું હતું, કારણકે પ્રથમ તો મોટા પુરૂષો આવી તુચ્છ વસ્તુઓ જાતે ખરીદે જ નહિ, તથા ભાવ પણ કરે નહિ, તેને બદલે વાઘરણને નિરાશ કાઢી; માટે શેઠ જરૂર આજથી પડતી દશામાં પડ્યા સમજવા. विनाशकाले विपरितबुद्धिः । અર્થાત્ વિનાશકાલ થવાનો હોય, ત્યારેજ બુદ્ધિ બગડે છે. માટે હવે મારે

અહિં રહેવું યોગ્ય નથી. એમ ધારી શેઠની રજા લઈ તે મુનીમ સ્વદેશ ગયો. તે ગયો તો ખરો, પણ જાણે શેઠનું ભાગ્ય પણ પોતાની સાથેજ લઈ ગયો ! કેમકે તેના ગયા પછી થોડાજ વખતમાં શેઠના ભાગ્યનો સૂર્ય અસ્ત પામ્યો—એકદમ શેઠ ચોતરફથી પડતી દશામાં આવી ગયા. દારિદ્રદેવે એકદમ ઘરમાં પૂર્ણ પ્રેમે પ્રવેશ કર્યો, એટલે પછી લક્ષ્મીને તો ત્યાંથી ગયા વગર છુટકો જ નહિ. માટે તે પણ સર્વ પ્રકારે નિકળી ગઈ; અને સર્વ લક્ષ્મી પેલા મુનીમના ઘરમાં જઈ વસી. અને એ મુનીમની ચડતી કળા થોડા વખતમાં થઇ ને તે મોટો કોટ્યાધિપતિ બની ગયો. અહો ! લક્ષ્મી કેવી છે ? કે-તે નદીની પેઠે નીચે જનારી છે, નિદ્રાની પેઠે બેભાન કરાવનારી છે, મદિરાની પેઠે આત્માને મદવાળો બનાવનારી છે, ધુમાડાની પેઠે અંધકારને ધારણ કરાવનારી છે, ચપળા સ્ત્રીની પેઠે ચાપલ્યતાને વધારે છે, દાવાનળની પેઠે સદા તૃષ્ણાને વધારનારી છે ને કુલટા સ્ત્રીની પેઠે ઉલ્લાસપૂર્વક સ્વછંદે ફરનારી છે, અને પોતાની ઈચ્છા મુજબ લોકમાં પરિભ્રમણ કરી કોઈ પણ સાથે સંબંધ ધરાવતી નથી. શેઠ ઘણી ગરીબ સ્થિતિમાં આવી ગયા. એમ બે ત્રણ વર્ષ સુધી તો મહાદુઃખે દિવસો ગાળ્યા, પછી સ્ત્રીએ કહ્યું:—નાથ ! આપણે અત્રે બહુ દુઃખી થઇએ છીએ. અહીં આપણી દુર્દશા ઘણી વર્તે છે, એક સાંધીએ છીએ ત્યાં તેર તૂટે છે, પડતીમાં ખરેખર પડતીજ આવે છે. "જ્યાં દૂધ ત્યાં સાકર અને છાશ ત્યાં મીઠું પીરસાય" એ કહેવત પ્રમાણે આપણને હરઘડીએ દુબળે ઠેશ વાગ્યા કરે છે, અરે ! પેટનું પણ પૂરૂં થતું નથી, અને આપણે નિર્ધનતાને લીધે-લોકમાં પણ હલકાં તુચ્છ ગણાઈએ છીએ-હાંસીને પાત્ર થઇએ છીએ. દુનિયામાં ધનજીભાઇને જ સર્વ માન મળે છે, લોકો ખમાખમા કરે છે, નેકી પોકારે છે. ધનહિન થયેલા ભલે ગુણી હોય તો પણ અવગુણીમાં ગણાય છે, કુલીન હોય તો પણ અકુલીન ગણાય છે, ધર્મી હોય તો અધર્મીરૂપે લેખાય છે. એવો માયાનો પ્રભાવ અને પરિબળ છે. કહ્યું છે કે:—

ધનૈર્નિષ્કુલીના કુલિના ભવંતિ । ધનૈરાપદંમાનવાનિસ્તરંતિ ।।
ધનેભ્યઃપરાવાંધવો નાસ્તિ લોકે । ધનાન્યર્જયધ્વં ધનાન્યર્જયધ્વમ્

અર્થાત્—ધનથી હિણ કુળનો હોય તો પણ કુલીનમાં ગણાય છે, ધનથી મનુષ્યો—આપદાઓ દૂર કરી શકે છે, આલોકમાં ધનથી મોટો બીજો બાંધવ નથી; માટે હે લોકો ! બીજા સર્વ પ્રકારો તજી દઇને કમર કસી એક ધનને

મેળવો, ધનનેજ મેળવો ! કારણ સદ્‌ગુણો ધનવાનમાંજ ગણાય છે; ધન વિનાના મનુષ્યો જીવતે મુવા જેવા મનાય છે. માટે હે શાણી સ્ત્રી ! હવે આપણે પરદેશમાં જઇએ તો ઠીક ! ત્યાં કાંઇ પેટ ગુજારો પણ કરી શકીશું, આપણો મુનીમ બહુજ સારો હતો, અત્યારે તેની બીજના ચંદ્રની જેમ ચડતી કળા જણાય છે. આપણે તેની સારી સંભાળ રાખી છે, વળી આપણને તે મનથી બહુજ ચાહતો હતો, માટે મારો તો વિચાર છે કે ચાલો ત્યાંજ જઇએ.

એમ વિચારી બન્ને દંપતિ એક ટોપલામાં સામાન ભરી પોતાના મુનીમના ગામ ભણી ચાલ્યા. એમ ચાલતા ચાલતાં સાયંકાલ થઇ જવાથી કોઇ ગામની ધર્મશાળામાં ઉતર્યા, જમીન ઉપર જીર્ણ વસ્ત્ર પાથરી કાંઇક સુકુંભાખું ભાતુ સાથે લાવ્યાં હતાં તે જમીને સુતા; સુતાસુતા શેઠ વિચાર કરવા લાગ્યા કેઃ–અહો ! કર્મની કેવી અકળ ગતિ છે ! એક વખત એવો પણ હતો, કે સોનાના છત્ર પલગ ઉપર અમો શયન કરતાં હતાં, અને સુંદર ભોજનો જમીને અપૂર્વ આનંદ માણતાં હતા; તેના બદલે અત્યારે ભોયપર પથારી અને લુખું ભોજન કરવાનો વખત આવ્યો. સુખદુઃખ એ તો પુણ્યપાપનો ઉદય છે, તડકાછાંયા એમ ચાલ્યાજ જાય છે. માટે સુખમાં છકીને ઉછાંછલા અને દુઃખમાં અકળાઇ અધીરા–બહાવરા થવું નહિ–એ સજ્જનતા અને ઉત્તમતાનું ભૂષણ ને લક્ષણ છે. કહ્યું છે કેઃ—રાગ ભેરવી ગઝલ.

પોઢયા કદિ સોના તણે છત્રી પલંગે તોય શું ?
સુતા કદિ અડવાણી ભોંય પથારી ઉપર તોય શું ?
ખાધાં રસાળાં ભોજનો મન ભાવતાં કદી તોય શું ?
કદિ લુખું ભાખું પેટ પુરણ પણ મળ્યું નહિ તોય શું ?
પહેર્યાં કદિ પોશાક ઝગમગતા જરીના તોય શું ?
કદિ ફાટીતુટી ગોદડી તન ઢાંકવા નહિ તોય શું ?

વળી તેને લગતો કવિ શામળભટ્ટનો એક છપ્પો અત્યારે યાદ આવવાથી તે બોલી શેઠ પોતાના મનને વાળવા લાગ્યો.—છપ્પય છંદ.

જે બેસે ગજે શીર, પાય અડવાણા ચાલે,
ન જુવે તડકો ટાઢ, ફરે દાવાનળ ઝાળે:
જે ઘેર લાખ કરોડ, વ્યાજ ભરતા તે દીઠા;
સૂતા પુષ્પની સેજ, કાસીદાં કરે વરીઠ,

છે એવી અકળગતિ દૈવની, સુખ ત્યાં દુઃખ આવી નડે,
શામળ કહે સઘળા માનવી, સાંખે દુઃખ જે શીર પડે. ૧

એમ વિચારતા નિંદ્રા આવી ગઈ. સવારે વહેલા ઉઠી ચાલવા માંડ્યું. એમ ચાલતાં છેક ત્રીજે પહોરે મુનીમને ગામ જઈ પહોંચ્યાં. ગામ બહાર એક સુંદર બગીચામાં તે દંપતી વિસામો લેવા બેઠાં. થોડીવાર પછી શેઠે સ્ત્રીને કહ્યું કેઃ—હું ગામમાં જાઉં છું, આદરસત્કાર કાંઈક ભાળીશ અને ત્યાં રહેવા જેવું જણાશે; તો તુરત હું તને બોલાવા આવીશ. માટે ત્યાં સુધી તું અહીં નિરાંતે બેસી રહેજે, કારણ કે તે પણ આપણી પડતી હોવાના કારણે કદાચ અપમાન કરે ! 'પડતી ચે પડતી' અને "ચડતી ચે ચડતી" હોય છે. કહ્યું છે કેઃ—

દોહરો—દિવસ કરે તેવે સમે વહાલાં વેરી થાય;
રક્ષા કોણ કરે તિહાં, વાડ વેલાને ખાય.

આપણો સામાન સંભાળી રાખજે, દુઃખતાં અંગ ઉપર ઠેસ બહુ વાગે છે, અને પડયા ઉપર જ પાટું પડે છે. એટલી ભલામણ કરી શેઠ ગામમાં ગયા અને શેઠાણી સાવધાન થઈ બાગમાં બેઠાં. પુછતાં પુછતાં મુનિમની દુકાન ગોતી કાઢી, તો તેની પેઢી ઘણા મોટા પાયા ઉપર ધમધોકાર ચાલતી જોઈ. કેટલાએ મુનિમો નોકરો વગેરે કામ કરી રહેલા છે. પોતાના પહેલાનો મુનિમ શેઠ બની ગએલો છે, અને મોટા મશરૂની ગાદી ઉપર બેસી, આનંદમાં ગરકાવ થઈ ગએલો છે, આ વૈભવ જોઈ ગરીબ સ્થિતિમાં સામે ઉભા રહેલા શેઠને બહુ લાગી આવ્યું. તે તો સામેની દુકાનના ઓટલા આગળ ઉભા રહી જોઈ જ રહ્યા. અત્યારે તેની દશા રસ્તે ચાલનારા લોકોને એક સામાન્ય ભિક્ષુક જેવી જણાતી હતી, તેની દેહાકૃતિ—દેદાર તથા અંગ ઉપરનાં વસ્ત્રો સજ્જન પુરૂષના મનને દયા ઉપજાવનારાં તથા દુર્જનને હાંસી ઉત્પન્ન કરનારા હતાં.

એમ ઘણીવાર સુધી પેલા શેઠે દુકાન સામું જોયાજ કર્યું, મનમાં અનેક તર્કવિતર્ક પણ કરવા લાગ્યો, કે શું એ શેઠ બનેલો મુનીમ મને બોલાવશે ? મારી સ્થિતિ સામું જોઈ તેને દયા આવશે ? સંસારરીતિ તો જ્યાં ગળપણ હોય ત્યાંજ માખીઓ વળગે. હાલ મારી પાસે ગળપણ (ધન) નથી, તો મને કેમ બોલાવશે ? વગેરે અનેક શંકાવિશંકા કરવા લાગ્યો. મનમાં એવો તો વિચાર ચાલતો હતો કે, તે મારી સામું જોઈ ઓળખે

अने मने बोलावे तो हुं तुरत तेनी पासे जाउं, पण माराथी निर्लज थईने वगर बोलावे तो त्यां केमज जवाय? अने माराथी आ दशामां तेने बोलावाय पण केम? पूर्वस्थिति जणावी ओळखाण करावतां, वखते आ मारी कंगाल हालतने लीधे अपमान थवानो पण वखत आवे. मरवुं, पण मागवुं नहि, कारण के उत्तम पुरुषोनी एवी टेक होय छे के तेओ भलेने महादुःखी थाय, पण कोईनी पासे लांबो हाथ करी पोताने हलकी पंक्तिमां गणावा बिलकुल चाहता नथी.

क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिलप्रायोऽपि कष्टांदृशा ।
मापन्नोऽपिविपन्नदीधितिरपि प्राणेषु नश्यत्स्वपि ॥
मत्तेभेंद्र विभिन्न कुंभपिशित ग्रासैक बद्धस्पृहः ।
किंजीर्णं तृण मत्तिमान महतामग्रेसरः केसरी ॥

अर्थात्—भूखथी दुर्बळ थयेलो, घडपणथी कृश थयेलो, क्षीण शक्तिवाळो, अति कष्ट दशाने पामेलो, अने तेज विनानो थएलो, पण सिंह के जेने मोटा गजेंद्र भेदवानो स्वभाव छे, ते प्राणांतदुःखदशाने पामेलो होय, छतां पण कदी ते केसरी सूकुं घास खातो नथी. तेम उत्तम पुरुषो भले महा दुःखदशाने पामेला होय छतांपि तेओ कदी कोईनी पासे दीनवदने मागता तो नथीज. एवी लज्जाळु सत्पुरुषोनी टेक होय छे. माटे लाव वळी अत्रे थोडीवार बेसुं, ओळखे तो ठीक, नहि तो पछी रस्ते पडुं. एम कही त्यां बेठो. कह्युं छे के:—

दुहो—बोलावे तो बोलीए, नहितर रहीए मौन;
कोगट वृथा बोलशो, तोल जाय वळी सोन. १

एम अनेक प्रकारना विचार करतो पाछो त्यां थोडीवार बेठो, अने वळी थोडीवारे त्यांथी उठी उभो थयो. एम थोडीवार उभा रह्या पछी तेमना पर मुनीमनी दृष्टि पडी, मुनीमे तुर्तज पोताना शेठने ओळख्या. तेनी आवी हीन दशा जोई मनमां घणुं लागी आव्युं. अहो! कर्मनी केवी विचित्र गति छे? जेना प्रतापे हु सुखी थयो, तेज मारो शेठ अत्यारे आ दीनदशा भोगवे छे? तेना उपकारनो बदलो माराथी न वळाय त्यां सुधी मने धिक्कार छे. पछी सत्वर उठी कोई नोकर द्वारा एकांतमां बोलावी सर्व वातथी जाणीता थया, शेठने वीतकवात करतां आंखमां झळझळीआं

આવી ગયાં, મુનીમ પણ તેવોજ ગળગળો થઈ ગયો. પછી હિંમત આપી કહ્યું કેઃ–શેઠ ! આ હાડચામડી આપનાંજ છે, આપનો ઉપકાર મારાથી તો કદી ભૂલાય તેમ નથી. જગતમાં ચડતીપડતી તો સર્વને આવ્યાજ કરે છે, આપ અત્યારે પડતીમાં છો, તેથી કંઈ મારા શેઠ છો તે મટી જવાના નથી. એ તો હું ચાકર છું ને આપ શેઠજ છો એમ સમજજો; કાંઈ પણ ભિન્નભાવ દર્શાવો તો તમને મારા પ્રિય પુત્રના સોગન છે. એમ કહી હિંમત આપી શેઠને નવરાવી ધોવરાવી સત્કાર કરી શેઠાઈને યોગ્ય સર્વ નવીન વસ્ત્રો પહેરાવ્યાં. પછી ઘણા માનપૂર્વક દુકાને લઈ જઈ પોતાને બેસવાની ગાદી ઉપર બેસાડયા. અને સર્વ મુનીમોને ખબર આપ્યા કે આ મારા મુરબ્બી શેઠ છે. હું ઘણાં વર્ષ તેમની દુકાને નોકર રહેલો છું; આજ મારા સદ્ભાગ્યના ઉદયે અત્રે પધારી મને પાવન કર્યો છે, તેથી હું તેમનો મોટો ઉપકાર માનું છું; માટે આજથી મારા જેવાજ આ શેઠને માનજો અને મનમાં આપણા શેઠજ છે, એમ જરૂર ગણજો. પછી શેઠને હાથ જોડી કહ્યું કેઃ–મારા માતાજી શેઠાણી ક્યાં છે ? તે અત્રે આવ્યાં છે કે આપ એકલા પધાર્યા છો ? ત્યારે શેઠે કહ્યું કે—અહીં મારી સાથે આવ્યાં છે, અને તે બહારના બગીચામાં વિશ્રાંતિ માટે બેઠાં છે. બહુ સારૂં, હું શેઠાણીને તેડવા સારૂ માણસ મોકલું છું, આપ હવે તે તરફની લગાર ચિંતા કરશો નહિ. એમ કહી તે ઘેર ગયો. આણીમેર શેઠાણી બગીચામાં બેઠા છે, હવે ત્યાં શું બનાવ બને છે, તે સાંભળો. શેઠાણી બગીચામાં એક ઝાડ તળે બેઠાંબેઠાં જુનાનવા વખતના સુખ દુઃખોના અનેક તર્કવિતર્કો કર્યા કરે છે. તેવામાં તેથી થોડે દૂર એક ચાકર નાના બાળકને રમાડતો હતો તે બાળક, નોકર તથા તે બગીચો એ સર્વ શેઠાણીના જુના મુનીમનાંજ હતાં; પણ શેઠાણીને તો તેની કશી ખબર નથી. બાળક મોટા શ્રીમંત શેઠનો હોવાથી શરીર ઉપર ઘણી ઉંચી કિંમતના આભરણો હતાં, તે બાળકને એટલામાં રમતો મુકી નોકર તેને માટે સુંદર પુષ્પો ચુંટવા બગીચામા ફુલઝાડના ઝુંડમાં ગયો, બીજું કોઈ પણ માણસ ત્યાં હવે નથી. તેથી શેઠાણીનો વિચાર આ બાળક જોઈ ફર્યો. તેણે વિચાર્યું કે શેઠ ગામમાં ગયા છે, પણ સત્કાર મળશે કે નહિ, કારણ કે સગાઈ સર્વ ધનનીજ છે, ગરીબ જાણી ઉભા પણ નહિ રાખે, વખતે વીલે મોઢે શેઠ પાછા આવશે તો અમો શું કરીશું ? માટે લાવ આ લાગ ઘણો સારો છે. બાળકના અંગ ઉપર કિંમતી ઘરેણાં ઘણાં છે, વળી અત્યારે કોઈ માણસ પણ અહીં જણાતું નથી. માટે આ

બાળકને મારી નાખી ઘરેણાં સર્વ ઉતારી લઉં કે જેથી અમો દુઃખી ન થઈએ–એમ વિચારી બાળકને તેડી લાવી તુરતજ નિર્દયપણે ગળું દાબી ગુંગળાવી મારી નાંખ્યો ને ઘરેણા સર્વ ઉતારી લીધાં. પછી ઘરેણાં તથા બાળકની લાશને પોતાના ટોપલામાં નાંખીને જુના ગાભાથી સર્વ ઢાંકી દીધુ. અહો ! દશા શું કરાવે છે? આવા હજારોના પાળનાર દયાળુ હૃદયમાં પણ નિર્દયતાને પ્રવેશ કરાવી પ્રાણઘાતકી કરમ સુદ્ધાં કરાવે છે ?

ગઝલ—કર્મને કો લગે નહિ, મીટે ભાવી નહિ કાંઈ;
કર્મને શર્મ છે નહિ, કર્મને છે કૃપા નાહી. ૧

'અહાહા ! માઠી દશા થતાં મનુષ્યની બુદ્ધિ પણ બગડી જઈ માઠી થાય છે.

મનહર છંદ

બુદ્ધિને બગાડનારી, સત્યને નસાડનારી,
અઘટ ઘડાવનારી, દશા દુખકારી છે;
હિંમત હઠાડનારી, લાલચ લગાડનારી,
દુઃખને દેખાડનારી, દશા ભયકારી છે;
કપટ કરાવનારી, ભેખડે ભરાવનારી,
ગુણ હરનારી, દશા દુઃખદ અપારી છે;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ,
દશા બદલાય ત્યારે, મહાદુઃખકારી છે. ૧

માઠી દશા આવે ત્યારે વિચારશૂન્ય બનાવી દેઈ અનેક કુકર્મો કરાવી દુઃખસાગરમાં ધકેલી પાડે છે, પછી થોડીવારે પુષ્પ લઈ નોકર ત્યાં આવી જુએ છે તો બાળક ન મળે; તેથી તેને એકદમ ફાળ પડી અને બેબાકળો થઈ આમતેમ તે જોવા લાગ્યો પણ ક્યાંઈ પત્તો ન મળે. બધે તપાસ કરી થાકી છેવટે બાઈ પાસે આવી ધમકી આપી પૂછ્યું. ત્યાર પહેલાં તો બચાવ કરવા માટે બાઈએ ઘણા ગોટા વાળ્યા, પણ તૂટક વાણીથી બચાવ કરવા માટે કરવામાં આવેલા પ્રયત્નો ઉપર શંકા આવવાથી સત્વર તેનો ટોપલો બળાત્કારે ફેંદયો, તપાસ્યો, તો મુદ્દામાલ પકડાયો. હાય હાય ! ગજબ થયો !! એથી એકદમ ચીસ પાડી રોષે ભરાઈ ભુંડી બાઈને કેટલીએક ગાળો પણ દીધી. અરે દુષ્ટા ! અભાગણી ! અધમાધમ ! આ તેં શો ગજબ કર્યો ? રાંડ ભીખારણ ! આ તે શું કર્યું ? નિર્દય ! મારા શેઠનો વંશ ઉખેડી નાંખતા

તને કંઇ દયા પણ ન આવી ! અરે નીચ ચંડાળ ! બાળઘાત કરતાં કાંઇક તો વિચાર કરવો હતો, હાય હાય ! હવે હું શેઠને શું મુખ દેખાડીશ ! ધિક્કાર છે તને ! હવે શું કરૂં ? આ તો કાળો કેર થયો રે ! બાપલીયા ! એમ કહીને પોકે પોકે રોવા લાગ્યો.

છાનું કરેલું પાપ છતું થયાથી તો શેઠાણીના પસ્તાવાનો કંઇ જ પારજ ન રહ્યો ! ખરેખર, છાનું કરેલું પાપ પણ આખરે છતું થયા વિના તો રહેતું જ નથી. કહ્યું છે કેઃ—

છપ્પો

છાનું કરીએ પાપ, જગત બધું તે જાણે,
છાનું કરશે પુણ્ય, મોજ મહિમા તે માણે;
છાનું ખાયે ઝેર, લહેર તે વેળા લાગે,
છાનો કરડે નાગ, પલક પાણી નવ માગે;
જપ તપ સાધન દાન, છાનાં કરતાં ઘટે,
અન્યાય અધર્મ ગુપ્ત કરે, તેનું માન તો નિશ્ચે ઘટે. ૧

અરે ! પણ જેને ઘેર ઉતરવાની આશા રાખીએ છીએ, તેનાજ ઘરનું મે મહામોંઘા મૂલનું કુમળુ કુસુમ શું થી નાંખ્યું–એમ પુરણ પસ્તાવામાં પડી. પછી બાઇ નાસી ન જાય, માટે બગીચાના રક્ષકને કબજે સોંપી, એકદમ તે નોકર દોડતો શ્વાસભર્યો શેઠ પાસે જઇ રૂદન કરવા લાગ્યો. શેઠે ઘણો આગ્રહ કરી ધીરો પાડયો, ત્યારે લથડતે ને તૂટક અક્ષરે બાળકના ખુનની વાત કરી. શેઠ તુરત સમજી ગયા, કે બીજુ કોઇ નહિ, પણ એ તો શેઠાણીજ હોવાં જોઇએ, અને તેણે આવી માઠી દશાને લીધે આ કામ કર્યું છે. પોતે કરે તેવા નથી, મહા દયાળુ છે, પણ વખાના માર્યાં તેણે આ અઘટિત પાપ કાર્ય કર્યું છે, ધિક્કાર છે કર્મની દશાને ! તે નિર્દય રાક્ષસી ન કરવાનાં કામ કરાવી મહા નુકસાનીમાં ઉતારી મૂકી ખુવાર કરે છે. હે જીવ ! અત્યારે હું ગમેતેમ કરીશ પણ હવે છોકરો કાંઇ જીવતો થવાનો નથી, બનવા કાળ બને છે. તો મારાં ઉપકારી એવાં શેઠશેઠાણીને દુઃખમાં નાંખવાં એમાં મને શો લાભ થવાનો છે ? ઉપકારની કિંમત આવા કષ્ટકારી વિષમ સમયમાંજ જણાય છે. માટે હવે શેઠ શેઠાણીને આની ખબર પાડયા સિવાયજ તેમનો હું પ્રેમપૂર્વક સત્કાર કરૂં તો જ એમાં મારી ખાનદાની

કહેવાય. દુનિયામાં ભાવિ પ્રબળ અને વિચિત્ર છે, તે હરેક પ્રકારે બન્યા સિવાય રહેતું નથી. કહ્યુ છે કેઃ—

ઉપજાતિવૃત્ત.

યત્નો કરે ઉદ્યમથી અનેક, રાખે કદિ અંતર માંહિ ટેક;
પરંતુ આવે પરિણામ એવું, વિધાત્રીને ઇચ્છીત હોય તેવું.

પછી હિંમત રાખી નોકરને કહ્યું કે, ભાઇ જે બનવાનું હતુ તે બન્યું, રોવાકુટવાથી કે ફરીયાદ કરવાથી હવે કાંઇ આપણું મુવેલું બાળક જીવતું થાય તેમ નથી, આપણે પણ તેની પેઠે એક દિવસ મરવું જ છે, માટે આ વાત કોઇને તું કહીશ નહિ. એ મારાં શેઠાણી છે, એ પરમોપકારી શેઠાણીના હાથ તળે આ શરીરે બહુ સુખ માણ્યું છે, મને બાળકની પેઠે તેણે પોષ્યો એ ઉપકાર મારાથી ભુલાય તેમ નથી, માટે તેમને દુ:ખી કરવાં તે "દાઝયા ઉપર ડામ" અને "પડયા ઉપર પાટુ" મારવા સમાન છે. માટે જા, હિંમત રાખી, તેના કલેવરને કોઇ ગુપ્ત સ્થાને દાટી ઠેકાણે પાડ. પછી પોતે સ્ત્રી પાસે જતાં મનમાં વિચાર્યું કે, મેં તો અપરાધની બક્ષિસ કરી, પણ હવે સ્ત્રીને સમજાવવી કઠણ છે, કારણ કે તેનું મન પ્રાયે કરી પોચુ હોઇને અસહન-શીલતાવાળું હોય છે, માટે ચાલ તેને સમજાવું, તેનું મન શાંત થએ સર્વ સારૂં થશે. પછી સ્ત્રી પાસે આવી તેણે કહ્યુ કે, આજે ઘણે વર્ષે મારા ઉપકારી શેઠશેઠાણી આવ્યા છે. તે સાંભળીને સ્ત્રી તો ઘણીજ ખુશી થઇ. (શેઠ મનમાં કહે છે કે હમણા તો ખુશી થાય છે, પણ પેલી વાત સાંભળ્યા પછી શું બને છે? તે જોવાનું છે) પછી શેઠ બોલ્યાઃ-એ મારા બહુ ઉપકારી છે, તેનો બદલો આ પીંડ અર્પણ કરૂં તો પણ વળે તેમ નથી. માટે કદાપિ તેમને હાથે ભૂલથી કાંઇ નુકસાન થાય, તો તું ખમી શકે ખરી કે?! સ્ત્રી કહે.-એમાં શું! એ તો ભાવિ પ્રબળ તેવું હોય, તો નુકસાન થયું હોય, તો પણ ઉપકારનો બદલો તો અવશ્ય વાળશોજ, એ આપણું કર્તવ્ય છે પછી શેઠે કહ્યું કે—સાંભળ, મનમાં ધીરજ રાખજે, જરાયે ગભરાઇશ નહિ સુખદુઃખ એ ભાગ્યોદય મુજબ હોય છે, બગીચામાં રમવા ગએલા આપણા સુકુમાર બાળકને શેઠાણીએ મારી નાંખ્યો છે, તેવું ઘાતકી કર્મ કરે તેવાં તો એ નથી, પણ દશા ન કરાવે તે થોડું! તેની માઠી દશાએ ભુલાવી આ માઠું કામ કરાવ્યુ છે. બાળક મુવાની વાત સાંભળતાં તો એકદમ બાઇને મૂર્છા આવી ગઇ, છાતીફાટ રૂદન કરવા લાગી ને માથું

કુટવા લાગી. શેઠે કહ્યું કેઃ–કેમ હમણાનુંજ વચન પલકમાંજ ભૂલી ગયાં કે શું ? સુકુળવતી સ્ત્રીઓનાં વચન આવાંજ હોય કે ? માટે શાંત થાઓ. જે બનવાનું હતું તે તો બની ગયું છે, હવે રૂદનથી શું વળવાનું હતું ? બનવાકાળ હરેક બાને બને જ છે, મિથ્યા થતું જ નથી. તેનાં સંબંધમાં તમે શું ગુરૂઓ પાસેથી વ્યાખ્યાનમાં કદી સાંભળ્યું નથી ?

કે "જે થવાનું હોય છે, ને જે નથી થવાનું તે કોટી પ્રયત્ને પણ થતું નથી; જો ભાગ્યમાં ન હોય તો હાથમાંથી પણ નષ્ટ થાય છે" માટે હવે હિંમત રાખવી, વગેરે બોધ વચનો કહી તેનો ઉભરો શાંત કર્યો, શોકશમન કરાવ્યું એટલે પછી શાણી સ્ત્રીએ પણ સર્વ વાત કબુલ કરી; શોક સર્વ દૂર થયો એટલે શેઠે કહ્યું કેઃ–જાઓ હર્ષપૂર્વક તેને સુવસ્ત્રોથી શણગારી વાહનમાં બેસાડી તેડી લાવો, અને કંસારનું ભોજન જમાડીને જમજો. પણ જો જો હોં ! જરા પણ હૃદય તથા મોઢું કરમાવા દેશો નહિ; અને એમજ માનજો કે આજ આપણે ઘેર મંગલિક દિવસ છે, જરા પણ ઓછું આવવા દેશો નહિ. આનંદપૂર્વક સામૈયું કરી વાજતે ગાજતે ઘેર લાવજો. જાઓ ! જલદી કરો, એમ કહી શેઠ દુકાને ગયા. પછી શેઠાણીએ આજ્ઞા પ્રમાણે કર્યું. તેણે પણ સમય ઓળખ્યો, હસ્તે વદને સર્વ શણગાર પહેરી તથા પોતાની શેઠાણી વાસ્તે સારાં વસ્ત્રાલંકારો લઈ તેડવા ગયાં. શેઠાણી તો શોકાગ્નિમાંજ શેકાઈ રહેલાં હતાં, તેમને મધુર વાણીનું આશ્વાસનપૂર્વક સાંત્વન કરી સુવસ્ત્રો પહેરાવી, વાહનમાં બેસાડી વાજતેગાજતે ઘેર તેડી લાવ્યાં. શેઠાણીને આ બનાવથી તો હૃદયમાં પસ્તાવાનો પારજ રહ્યો નહિ, પોતાની ભૂલને માટે હૃદય ખૂબ પસ્તાવા લાગ્યું. તે પોતાની જાતને ધિક્કારવા લાગી. પછી કંસારનું ભોજન શેઠશેઠાણીને આગ્રહપૂર્વક પ્રેમે કરી જમાડયુ, તથા તેમના દેખતાં પોતે પણ બન્નેજણાં જમ્યા. વાળુ પાણી કરી પરવારતાં થોડા વખત પછી શેઠશેઠાણીને એકાંતનો વખત મળ્યો ત્યારે શેઠાણીએ પોતાથી થયેલી નિર્દયતાભરી ભૂલ જણાવી આંસુ લાવી દિલગીરી બતાવી. આ વાત સાંભળી શેઠ તો ઘણો અફસોસ કરવા લાગ્યા તથા પોતાના મુનિમની કૃતજ્ઞતાનાં વખાણ કરવા લાગ્યા. અહો ! કેવી ઉદાર કૃતજ્ઞતા ! પોતાના વહાલા પુત્રનું ભુંડી રીતે ખૂન થયું; છતાં પણ તે સામુ ન જોતાં ઉપકારથી જ આપણને ગાળી દીધાં. અરે ! અત્યાર સુધી તેની તો મને ખબર પણ પડવા દીધી નહિ. અહાહા ! કેવી ઉત્તમતા ને કુલીનતા ! તેણે તેની કૃતજ્ઞતામાં જરાએ

ખામી રાખી નથી. અને આપણે તો કૃતઘ્નતા કરવામાં કંઈ કચાસ રાખી નથી. અહો ! ધન્ય છે તેને ! ઉત્તમ પુરૂષો જગતમાં એવાજ ઉદાર–નિશ્ચલ વૃત્તિના હોય છે. કહ્યું છે કેઃ—

છપ્પય—ભલા ભલાઇ ના તજે સંકટ પડે હજાર,
દાસ વદન પર શ્યામતા નહિ ધરે લગાર;
રૂખ જેસા ચંદનકા લપટે સર્પ અનેક,
મતા નહિ પલટે મનકા કથે સો કવિયા કહાન.
દુધ તજે નહિ ઉજવલતાઈ કીજે ક્રોડ ઉપાય
તજે નહિ ભલા ભલાઈ નડે અનેક અપાય.

પછી શેઠે ઘણુા જ ખેદપૂર્વક મુનિમ પ્રત્યે અફસોસ જણાવ્યો. ત્યારે ઉલટો નમ્ર થઈ તેણે હાથ જોડી કહ્યું કેઃ–શેઠ ! તમે કરેલા ઉપકારનો બદલો આ ભવમાં આ પાપી દેહથી તો જરા પણ દેવાય તેમ નથી હું જે સુખ-ભોગવું છું, તે સર્વ આપના જ રૂડા પ્રતાપ છે. આ ઘરબાર સર્વ તમારૂં જ છે, માલિકે અહીંથી જવુ નહિ, આપની ઇચ્છા હોય ત્યાં સુધી સુખેથી અત્રે રહો અને પુત્ર મુવા બાબત આપ ખેદ જણાવો છો, પણ સંસારમાં જરણામરણા તો ચાલ્યાજ કરે છે. આ બાળક રમવા આવ્યો હતો, અને તેની રમત પૂર્ણ થઇ, (આયુષ્ય પુરૂં થયું) એટલે ચાલ્યો ગયો. જેમ તે ગયો, તેમ આ શરીર પણ એકવાર અવશ્ય જવાનું જ છે; તો આપણે દિલગીર શીદને થવું ?

તેનું આયુષ્ય ઓછું હશે, તેથી નિષ્કારણ મારી દયાળુ માતાને બાનું ચડાવી ચાલ્યો ગયો. એતો વળી ભાગ્ય હશે તો ફરી પુત્રાદિક સાપડશે, પણ આ ઉપકારીની અમૂલ્ય ભક્તિનો રૂડો વખત ક્યારે પાછો આવશે ? આ તો વાની મારી કોયલ છે, પડતી દશાને લીધે અહીં આપ આવી ચડયા છો, નહિ તો આપની ચરણરજ મારે રંકને આંગણે ક્યાંથી પડે ? માટે હવે અફસોસ કરવો મુકી દઇ આ સેવકને આપ આશીષ આપો, એજ આપની પાસે માગુ છુ, શેઠ આ વચનોથી ઘણોજ સંતોષ પામી ખુશી થયો; અને આશીષ દીધી કેઃ–હે ભાઇ ! હુ તો એટલીજ આશીષ આપું છું કે, તમે કરેલા આ ઉપકારનો બદલો વાળવાનો 'મને કદી પણ ફરીને વખત ન આવજો; એજ હુ તો આશીષ આપું છું. કારણ કે મારા જેવી તારી પડતી દશા આવે ત્યારે હું તારા ઉપર ઉપકાર કરૂં ને ? માટે તારી પડતી દશા

 પડ્યે ટેવ સૌ સહેલ છે, ટળે નહિ છે સ્હેલ; 
વ્યસન કર્યું જે હોંસથી, તે ટળવું મુશ્કેલ. ૮૭

કદી ન થજો; અને તેનો બદલો દેવાનો મને વખત પણ ન આવજો. એમ કહી તેના વિનયાદિ ઉત્તમ ગુણનાં અને સુહૃદયતાનાં બહુ વખાણ કર્યાં, પછી મુનિમ પોતાને સ્થળે જઈ સુઈ રહ્યો.

વાચક ! આ દ્દષ્ટાંત અત્ર સમાપ્ત થાય છે. દ્દષ્ટાંતની મતલબ એવી છે કે, આ ઉત્તમ જન્મ મેળવી ઉપકાર કરવો, કૃતઘ્નતા સામું ન જોતાં કૃતજ્ઞતા જરૂર બતાવવી. સદ્ધર્મનું સેવન કરવું, સત્ય, શીલ, અને સંતોષથી જીવનસૂત્ર અમૂલ્ય બનાવવું; એજ માનવજીંદગીને મેળવવાનું સાર્થક છે. બાકી તો સર્વ આળપંપાળ અને અસાર છે. તેને માટે કહ્યુ છે કેઃ—

શાર્દુલવિક્રીડીત છંદ.

રે ! ઓ મંદ મતિ અલ્યા મદભર્યા, જો તું વિચારી ત્વરા,
પામી ઉત્તમ દેહ નેહ પ્રભુથી, કીધો નહિ તેં જરા;
જોતાં જીવ જશે ઘડી પલકમાં, ત્યાં કોણ બેલી થશે ?
સારાં કૃત્યો કર્યા હશે અવનિમાં, તો જીવ સ્વર્ગે જશે.

માટે સુકૃત્યો, સત્કર્મો કરી આ મનુષ્ય જન્મ સફલ કરવો, એજ જીવ્યું, જાણ્યું, ભણ્યું, ગણ્યું ને રળ્યું, કર્યું સાર્થક છે. (૫૬–૫૭)

---

(૫૮)

क्षुधा समं नास्ति महच्चकृच्छ्रं ।
चिंतासमं नास्ति महाश्चरोगः ॥
कामः समोनास्ति महांश्चवह्निः ।
कोपः समोनास्ति महांश्चशत्रुः ॥५८॥

અર્થ:—આ જગતમાં ક્ષુધા સમાન એકે મહાદુઃખ નથી, ચિંતા સમાન એકે મહારોગ નથી, કામ સમાન એકે મહાતીક્ષ્ણ અગ્નિ નથી અને ક્રોધ સમાન એકે મોટો કટ્ટો દુશ્મન નથી. (૫૮)

ભાવાર્થ:—આ જગતમા ક્ષુધા જેવુ બીજુ કોઇ મોટું દુઃખ નથી. કારણ કે કહ્યુ છે કેઃ—

કુંડળીયો.

રોટી તુજે બી રંગ હે, પાવે સબ સંસાર,
જ્ઞાની તો જ્ઞાન કરે, જબ લગ પહોંચે આહાર;
જબ લગ પહોંચે આહાર, પાર પરાંગત બુઝે,

અન્નદેવ બિન બાત, ઓર કછુ નવ સૂઝે;
કથે સુકવિયા કહાન, સબ દેવનમેં મોટી,
પાવે સબ સંસાર, રંગ હે તુજે બી રોટી. ૧

વળી ચિંતા સમાન મોટો બીજો કોઈ રોગ નથી, કેમકે ચિંતાથી શરીર લેવાઈ, સુકાઈ જાય છે. કહ્યુ છે કેઃ—

દુહો-ચિંતાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ઓર જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન. ૧

ચોપાઈ-ન સુવે ચાકર ન સુવે ચોર, ન સુવે ઘન ગાજતે મોર,
ન સુવે જેને ચિંતા ઘણી; ન સુવે બે બાયડીનો ધણી;
સુખે સુવે એક અવધુત, સુખે સુવે રાજાનો પુત,
સુખે સુવે જેને ચિંતા નહિં, સુખે સુવે ગુફામાં સિંહ. ૨

વળી પણ કહ્યું છે કેઃ—ચિંતાવાળો મનુષ્ય તો સદા દુઃખીજ સમજવો, તે બિચારો કોઈ દહાડો નિરાંતે બેસવા પણ પામે નહિ. ચિંતા અનેક પ્રકારની છે, તે સર્વ ચિંતા દુઃખરૂપજ છે. તેમજ વળી કામદેવ સમાન બીજો કોઈ મોટો પ્રચંડ અગ્નિ નથી તેણે કરી હમેશાં કામીનું પોતાનું ચિત્ત ભ્રમિત થયાજ કરે છે, તથા જે તે ઉપર ખોટીજ નજર કર્યા કરે છે. તેને માટે પણ કહ્યું છે કેઃ—

કવિત.

કાયાહુતે કામ જાય, ગાંઠહુતે દામ જાય,
ભુમિહુતે નામ જાય, રૂપ જાય અંગતે;
ઉત્તમ સુકર્મ જાય, ગુરૂજનકી શર્મ જાય,
સુકૃત કમાણી જાય, નિજ મતિ ભંગતે.
પંચનકી પ્રીત જાય, શુદ્ધ સબે રીત જાય,
આંપકી પ્રતીત જાય, મદન ઉગમતે;
સુરપુરકો વાસ જાય, ભૂમિકો નિવાસ જાય,
માર ખાય બોત, પરનારી કે પ્રસંગતે. ૩

કુંડળીયો

રંડી મિત્ર ન કીજીએ, અક્કલ ભ્રષ્ટ હો જાય,
ભક્તિ ગુમાવે ઈષ્ટકી, જીવિત નરકું ખાય;

જીવિત નરકું ખાય; જહાં લગે હોય અસંગા,
વાં તક નરકા નેહ, પલંગ પર કરે પ્રસંગા;
કથે સુકવિયા કહાન, રહો સંતોષે મંડી,
અફલ ભ્રષ્ટ હો જાય, મિત્ર નહિ કરના રંડી. ૧

તેમજ ક્રોધ સમાન પણ જગતમા બીજો કોઇ શત્રુ નથી. કારણકે ક્રોધે કરીને આત્માના તમામ ઉજ્જવળ ગુણોનો વિનાશ થાય છે. પોતાનું શરીર પણ સુકવી નાખે છે વળી ક્રોધે કરી ક્રોડપૂર્વનું ચારિત્ર પણ નિષ્ફળ થઈ જાય છે માટેજ ક્રોધને આત્માનો કટ્ટો શત્રુ કહેલો છે. તેટલા માટે ઉત્તમ પુરૂષે તો સર્વદા ક્રોધ રૂપી વિકાળ શત્રુને દૂર કરવોજ ઘટે છે. હવે ક્ષુધારાક્ષસી કેવી ભુંડી છે, તેના ઉપર સતી ગાધારીનું દષ્ટાંત કહે છે.

## (૬૩) સો કૌરવોની માતા ભૂખી ને દુઃખી સતી ગાંધારીની વાત.

પાણીપતના મેદાનમાં ધૃતરાષ્ટ્રના પુત્ર સો કૌરવો ને પાંડવો વચ્ચે મોટું યુદ્ધ થયુ અને તેમાં ધર્માભિનંદી, સત્યપ્રેમી પાંચે પાંડવોનો વિજય અને અધર્માભિનંદી પાપપુંજ કૌરવોનો પરાજય થયો. ખરેખર, દુનિઆમાં આખરે તો સત્યજ તરી આવે છે. કૌરવો તે યુદ્ધમાં હાર્યા, અને એકી સાથે સો કૌરવો મરાયા–સર્વનો નાશ થયો તે સાંભળીને તેની માતા ગાંધારીને બહુ લાગી આવ્યું, તે એકદમ છાતી માથું કુટતી રોતીરોતી ત્યાં રણભૂમિમાં એકલી આવી, અને બીજા સર્વ માણસોને દૂર કરી દઇ પોતે સો પુત્રોનાં મુડદાં પાસે બેસી દીર્ઘ સ્વરે ઘણું રોવા–કલ્પાત કરવા લાગી. પુત્રસ્નેહ વિશેષ સાંભરતો ગયો તેમતેમ તે વધારે રોતી છાતી માથું કુટતી અનેક પ્રકારે કરૂણ શબ્દોથી વિલાપ કરવા લાગી. વનમા વૃક્ષોને પણ રોવું આવી જાય, એવો દયામણો દેખાવ તેના રૂદનમાં જણાઇ આવતો હતો. એમ કરતાં સાંજ પડી, પછી ક્ષુધા ઘણી લાગી, પણ ગામ તો છેટું હતુ ભૂખ કકડીને લાગી તો પણ ધીમેધીમે રૂદન કરવાનું તો ચાલુંજ રહ્યું. આવા કરૂણાજનક રૂદનથી-ત્યા રહેલ વનદેવતાને વિચાર થયો, કે આ સતી ગાધારીબાઇ અત્યારે જે પુત્રસ્નેહના અતિરેકથી ઘણીજ રડે છે, તે સાચુ છે કે કેવળ સ્વાર્થજ છે ? ઘણુ કરી સંસારી મનુષ્યો સ્વાર્થીજ હોય છે, માટે લાવ; આજ તેની પરીક્ષા કરૂં ! પછી તે વનદેવતાએ તે મુડદાંથી થોડેક દૂર અકાળે એક ઘટાદાર ને પાકેલી કેરીઓવાળો મોટો આંબો બનાવ્યો. ગાધારી રોઇરોઇને થાકી, એટલે પોતાની મેળેજ રોતી બંધ પડી.

અરેરે! હવે તો મારાથી ક્ષુધા નથી ખમાતી, બધાં દુઃખો વેઠાય-ખમાય પણ ભૂખનું દુઃખ તો તોબા-અનહદ છે! કહ્યું છે કેઃ—

છપ્પો:—જગત અન્ન આધાર, અન્ન દૈવત એ મોટું,
અન્ન વિણ રહે ન જીવિત, અન્ન વિણ સર્વે ખોટું;
દેવ મનુજ નરનાર, જીવે સહુ અન્નને ભેરે,
અન્ન વિનાનું સર્વ, અતિ અંધારૂં ઘોરે. ૧

પુત્ર મુવા તેની પાછળ હું ગમે તેટલુ રડીશ પણ કાંઈ હવે જીવતા થવાના નથી તો લાવ! આટલામાં કાંઇ ફળ ફુલ મળે તો શરીરને જરા ભાડું તો આપુ—એવી આશાથી ચોતરફ નજર નાંખી, તપાસ કરવા લાગી તો પાછળજ નજીકમાં પાકેલી કેરીઓવાળો આંબો દેખાયો, આંબો જોઈ મનમાં ઘણીજ ખુશી થઇ, કે વાહ વાહ! કેવો સરસ મનોહર મોટો આંબો ઝુકી રહ્યો છે.? પછી એકદમ ઉઠી કેરી લેવા આંબા નીચે આવીને હાથ લંબાવી લેવા લાગી, તો દેવમાયાએ કરી અડધો હાથ આંબો ઉંચો રહ્યો, લેવા ઘણી મથી પણ પહોંચાયુજ નહિ, ત્યારે આસપાસ નજર કરી કોઈ જોનાર કહેનાર ન જણાયાથી સો મુડદામાંથી એક મુડદું ખેંચી લાવી આંબા તળે મુકયું, અને તેની છાતી ઉપર પગ મુકી કેરી લેવા ચડી પણ તે તો પાછો દેવમાયાથી અડધો હાથ ઉંચો જ રહ્યો. વનદેવતા તો તેની સામું અદૃશ્યપણે જોઈજ રહ્યો! ગાંધારી બીજું મુડદુ ખેંચી લાવી ઉપર ચડી તો પાછો પણ જરા ઉંચો રહ્યો. આમ કેરીઓ ખાવાની લાલચમાં લેવાયલી અને ભૂખના દુઃખમા દબાયલી ગાંધારીએ નીડર બની સોએ પુત્રનાં મુડદાં ખેંચી લાવીને આંબા તળે ઉપરાઉપરી ખડકયાં, અને તે સર્વની છાતી ઉપર પગ મુકી ઉપર ચડી, જેવી કેરીઓ લેવા હાથ લંબાવે છે, તેવામાં દેવમાયાવીને આંબો જ ન મળે! તે તો ક્યારનોએ ગાંધારીનું પારખું લઈ અદૃશ્ય થઇ ગયો હતો. ગાંધારીએ ઉચું જોયુ તો કાઈ જ ન મળે! તેથી પોતાના મનમાં તેને ઘણોજ અફસોસ થયો. પોતે જાણે ખુલ્લા મેદાનમા નાના સરખા ડુંગરા ઉપર ઉભેલી હોય એમ જણાયુ.

અરે! આ શું? આંબો ક્યાં? જરૂર આ તો દેવમાયાએ જ મને ઠગી! પછી ઝંખવાણી પડી હેઠી ઉતરી. વનદેવતાએ તો નિશ્ચય કર્યો કે, ખરેખર આ અસાર સંસાર સ્વાર્થમય જ છે, ગાધારી તેના સ્વાર્થનેજ રોતી હતી, અને તેથીજ છાતી ઉપર પગ મુકી કેરીઓ ખાવા તૈયાર થઈ; માટે આ

સ્વાર્થી સંસારને આવા જ કારણે સર્વજ્ઞ મહાજનોએ ધિક્કારેલો હશે. જ્યાં સ્વાર્થ છે ત્યાં કુડકપટ, છળ પણ અવશ્ય હોય છે. અને કપટી મનુષ્યો તો ખરેખર ધિક્કારને પાત્ર જ ગણાય છે. સ્વાર્થના સંબંધમાં કવીશ્વર દલપતરામે કહ્યું છે કે:—

ઇંદ્રિવિજય છંદ.

સ્વારથ કારણ સ્નેહ સજે, પરમારથમાં ન પડે પગ દેવા,
વ્યર્થ વખાણ લખાણ કરે વળી, લાખ પ્રકાર કરી જર લેવા;
તે કહીયે કપટી જનના ગુણ, જે ગુણ ગારૂડીના ગુણ જેવા;
હંસ સુણો દલપત કહે, કપટીજન અન્ય કહું વળી કેવા.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, ક્ષુધામાં અંધ બનેલા જીવ સર્વ ભાન ભૂલી જાય છે, ભૂખના દારૂણ દુઃખથી વ્યાકુલ થઇ ભક્ષાભક્ષનો વિવેક વિસરી જાય છે, ન બોલવાનું બોલે છે, ન ખાવાનું ખાય છે, ને ન કરવાનું કરે છે. એ પ્રમાણે ચારેને માટે સમજવુ. (૫૮)

---

(૫૯)

नाथेत्विमंजनमनाथमनाथ नाथ ! ।
कान्तार भ्रष्ट शशशावक सन्निभंच ।
संसारत्रस्त सुभयंह्यभयं विधाय ।
त्वत्सांन्निधौ परमसौख्यनिधे ! निधेहि ॥५९॥

અર્થ—હે અનાથના નાથ પ્રભુ ! હું અનાથ છુ, માટે હે સુખનિધે ! વગડામાં પોતાના ટોળામાંથી વિખુટા પડેલા સસલાના બચ્ચા જેવો અને ત્રણ પ્રકારનાં સંતાપ (આધિ, વ્યાધિ ઉપાધિ; જન્મ જરા ને મરણ વગેરે) થી અત્યંત ત્રસ્ત-ભય પામેલો, એવો આ દુઃખીજન આપનેજ શરણે છે. માટે મને અભય કરી આપની સમીપમાં રાખો. અર્થાત્ આપનું પવિત્ર પદ મોક્ષ આપો એજ હું માગું છું. ૫૯

ભાવાર્થ—હે વિશ્વાધાર ! ખરેખર તમેજ આ જગતમાં ખરા આધારભૂત છો, શરણભૂત છો, દુનિયાના દરેક શરણ નાશવંત છે, જરા સુખ દેખાડી પાછા મહાદુઃખમાં ધકેલી મુકનાર છે, એક આપનું જ શરણ સદા વિજયવંત

છે. હે પ્રભુ! હુ નિર્ભાગી આપના પરમ પવિત્ર શરણને તજી, ઉન્માર્ગે આથડું છું, ભ્રમણામાં ભટકું છું, નિર્મળ સુમધુર ગંગાજળ મુકી ખારા સમુદ્રનું જળ વિલાસપૂર્વક વાપરૂ છું, સુગંધમય કેસર-કસ્તુરી તજી નાહક કચરામાં કચરાઉં છું, સુવર્ણ તજી ધૂળ ધમુ છુ; આવી મારી અજ્ઞતા, મૂઢતા અને મોહદશાની મુગ્ધતા છે. અહાહા! આ તે મારી કેવી મોટી ભૂલ? 'ભવોદ્ધારકને તજી ભવભુડાડકને ભજું છું.' સુખમય સદ્દગતિના શણગારો તજી હેતે દુઃખમય દુર્ગતિનાં દુકુલો પહેરૂં છું. ખરેખર મારામાં મોટી ખામી એજ છે કે આપને સાચા તારક માનવા છતાં આપના શુભાશ્રયને તજી અસત્યને વળગી રહ્યો છુ, પણ હે જગત્રયાધાર પ્રભો! હવે હું રંક આપને શરણે આવ્યો છુ, સર્વ ખામીઓને ખારા સમુદ્રમાં વામી દઉં છું; આપ ઉદ્ધારક છો તો હે ઉદ્ધાર-તારક! મારો ઉદ્ધાર કૃપાળુ થઈ કેમ નહિં કરો! આપે ઘણાએ મહાન પાપીજનોને-આપના અવગુણ ગાનારાઓને પણ પરમ પદ આપ્યું છે, નિષ્પાપી બનાવ્યા છે. ગોશાલો, ગૌતમ, ચંદનબાળા, ચંડકોશિકનાગ, ને શુલપાણી જક્ષ વગેરે અનેકને તમે ઉદ્ધાર્યા, તાર્યા ને ભવ-ભ્રમણથી વાર્યા છે; માટે અનન્ય પ્રેમભક્તિથી આપના પવિત્ર શરણોમાં આવેલો હું અધમ અનાથ આપના પવિત્ર શરણને યાચુ છું.

પ્રભુના શરણથી મનુષ્યો કે દેવો કેવા સુખી થાય છે? અને આપત્તિ સાગર કેવી રીતે તરે છે? તેના ઉપર પાતાળવાસી ચમરેંદ્રનું દષ્ટાંત વાંચો.

## (૬૪) સુબુદ્ધિ ચમરેંદ્ર પ્રભુશરણથી બચ્યો તે વિષે વાત.

એક વખતે પાતાલવાસી ભુવનપતિ જાતિના દેવમાં ચમરેંદ્ર નામનો એક દેવોનો ઇંદ્ર મોટી સભા ભરી સુંદર સિંહાસન ઉપર બેઠો હતો, સભા-સદોમાં પોતાના અનુચરરૂપે અનેક દેવોની હાજરી હતી. સામાનિક દેવો ઈંદ્રના સિંહાસનની ડાબીજમણી બાજુમાં નિજ આસન રોકી બેઠા હતા, અને રાજ્ય સંબંધી વિવિધ ચર્ચા ચાલી રહેલી હતી. તે વખતે ચમરેન્દ્ર મહારાજાએ સ્વાભાવિક અવધિ જ્ઞાનથી ઉંચું જેયું, તો ઘણે જ દૂર પોતાનાથી ઉંચે એક પુરૂષના પગ લટકતા હતા. આ અસહ્ય અવિનય તેનાથી ખમી શકાયો નહિ તેથી તપીને પોતાના પ્રકૃતિમંડળ સામું જોઈ રોષપૂર્વક બોલ્યો કેઃ—અરે! આ દુષ્ટ કોણ અધમાધમ મારા ઉપર પગ લટકાવી રહ્યો છે? એ દુષ્ટ કોણ છે? તેને ટાંટીઓ પકડીને હેઠો પછાડો. આ સાંભળી અનુભવી દેવો બોલ્યાઃ—મહારાજ! એ તેનો પરંપરાનો

રિવાજ છે, તે પહેલા દેવલોકનો ઇંદ્રિ નામે શક્રેંદ્ર છે, ઉર્ધ્વલોકવાસી છે, શક્રેંદ્ર આપણાથી પુન્યમાં, આયુષ્યમાં, અધિકારમાં અને સર્વપ્રકારે સુખમાં અધિક છે, તેનો અસલનો હોદ્દો છે, ને આપ હજી નવા તેથી આપને આશ્ચર્ય લાગતું હશે! પણ સહુસહુના રિવાજ પ્રમાણે વ્યાજબી બન્યે જાય છે. આ સાંભળી ઉલટો વધારે ક્રોપાયમાન થઇ ચમરેન્દ્રદેવ બોલ્યોઃ—અરે! તમે લોકો સર્વ બાયલા છો, એ દુષ્ટનો આવો દુઃસહ્ય અવિનય હુ તો સહન કરી શકવાનો નહિ. શું એના પગ મારા માથા ઉપર? અરર! ધિક્કાર ધિક્કાર! જ્યાં સુધી આવા દુષ્ટ પુરૂષોનો પરાજય મારાથી ન થાય, ત્યાં સુધી મારૂં જીવવું દિવસે નિશાપતિ (ચંદ્ર)ની જેમ વૃથા છે. તમો બધા બિકણ, બાયલાઓ શું કરવાના હતા? લાવો ખંજર અને વજ્ર. હું એ હરામખોરને હમણાં ટાંટીઓ ઝાલી હેઠો પછાડું છું કે નહિ, એમ કહી વજ્ર લઈ એકદમ ઉઠયો. ઘણા દેવોએ અટકાવ્યો, બહુ વાર્યો પણ જેમ નવુ પાણીનું પૂર, નવા તાવને દવા, અને નવો કજીઓ અટકાવવો વૃથા છે, તેમ આને પણ અટકાવવાનો સર્વ પ્રયત્ન વૃથા જણાયો. વજ્ર લઇ એકદમ ઉપર આવ્યો, અને શત્રુનો પરાજય કરવા એકદમ ઉંચે ચડવા માંડયું, ત્યાં વળી વિચાર થયો કે, કોઇ સમર્થ પુરૂષનું શરણું લઇને જાઉં તો ઠીક પડે, કારણ કે મારે મોટા સાથે બાથ ભીડવી છે, વખતે હારૂં તો તેને શરણે રહેવા તો થાય. મોટા સાથે વેરવિરોધ નહિ કરવા વિષે ગંગ કવિએ પણ કહ્યુ છે કેઃ—

સવૈયો—બાળસે ખ્યાલ બડેસે વિરોધ, અગોચર નારસે ના હસીએ,
અન્નસે લાજ અગન્નસે જોર, અજાનસે નીરમાં ના ધસીએ;
બેલકુ નાથ ઘોડેકુ લગામસે, હસ્તીકુ અંકુસસે કસીએ,
કવિગંગ કહે સુન શાહ અકબ્બર કૂરસે દૂર સદા બસીએ.

પછી કોઇ સમર્થનુ શરણું લેવા ભૂલોકમાં તપાસવા માંડયું. તેવામાં ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીરપ્રભુ એક વૃક્ષતળે કાયોત્સર્ગ ધ્યાને ઉભેલા જોયા. વાહવાહ! શરણું આથી બીજું કોનું ઉંચુ છે? ચાલને તેનું જ શરણું લેતો જાઊં. એમ કહી પાસે આવી બોલ્યો હે પ્રભુ! હું શત્રુનો પરાજય કરવા માટે ઉર્ધ્વલોકમા જાઉં છું, કદાચ કોઇ વિઘ્ન નડે તો મને આપનું શરણુ હજો. એમ કહીને તે ઊંચો ચાલ્યો ગયો. અને પછી લક્ષ જોજન પ્રમાણુવાળું મહાભયંકર જબરૂ દૈત્યનું વિકાળરૂપ ધારણ કરી એકદમ

શક્રેન્દ્રની મહાસભામાં દાખલ થયો. તે વખતે શક્રેન્દ્ર મહારાજા મોટી દબ દબાભરી સભામાં સિંહાસન ઉપર બિરાજ્યા હતા, ત્યાં સાત પ્રકારની ગણિકાઓ સુંદર નાટારંભ કરતી હતી, ચોરાસી હજાર સામાનિક દેવો તથા અંગરક્ષકો સૌ સૌના સ્થાને બેઠા હતા ત્યાં તો આ જોરાવર દૈત્યે એકદમ સભામા પ્રવેશ કરી સિહાસન સુધી પોતાનો હાથ લંબાવી મારવા વજ્ર ઉગામ્યુ તેથી શક્રેન્દ્ર એકદમ ચોંકી ભયભ્રાંત થઈ ગયા. સભામાં મોટો ખળભળાટ થયો, દેવો ગભરાઈ નાશભાગ કરવા લાગ્યા. ઈંદ્ર મહારાજા તો વિચારવા લાગ્યા કેઃ—અરે ! અચાનક આ શું ? અરે ! કોણે તોફાન કર્યું ? આ કોણ છે ? પછી અવધિ જ્ઞાનથી જોઈને બોલ્યાઃ–ઓહો ! આતો પેલો દુષ્ટ ચમરો ! પાતાળમાંથી હરણીયું સિંહને જીતવા આવ્યું છે ! પછી એકદમ પોતાનું તેજોમય વજ્ર ઉપાડી કહ્યું કેઃ—જા, એ દુષ્ટનો શીઘ્ર પરાજય કર ! એટલું કહીને તે વજ્ર છોડયું, વજ્ર દેખી ચમરેન્દ્ર મહાભય પામ્યો કે આ તેજસ્વી વજ્ર જરૂર મારો પ્રાણ લેશે. પછી પોતાનો બચાવ કરતો વિકરાળ દૈત્યરૂપને સંકેલતો ત્યાંથી એકદમ પાછો ફર્યો. આગળ પોતે અને પાછળ વજ્ર એ પ્રમાણે દોડતો દોડતો ચમરેન્દ્ર મહાવીરપ્રભુને શરણે આવ્યો, અને ઝીણુ કુંથવાનું રૂપ લઈ શ્રીમહાવીરપ્રભુના પગના તળીઆમા સંતાઈ બેઠો. વજ્ર એકદમ ત્યાં આવી પગથી ચાર હાથ છેટે ફરતા આંટા મારવા માંડયું. ઈંદ્રના તે વજ્રમાં ગુણ એવો હતો, કે જ્યાં સુધી પોતાના ધણીનો શત્રુ પરાજય ન પામે ત્યાં સુધી તે કદીપણ પાછું ફરેજ નહિ. તેથી તે શત્રુની આસપાસ ફરતું રહ્યું, પણ પ્રભુના પ્રતાપથી પાસે આવી શકયુ નહિ. શ્રી શક્રેન્દ્ર મહારાજાએ વિચાર કર્યો કે, વજ્ર હજી જય મેળવી કેમ પાછુ આવ્યું નહિ ! રખેને તે કોઈનું શરણ લેઈ આવ્યો હોય ! પછી શક્રેન્દ્રે જ્ઞાનદષ્ટિથી જોયું તો શ્રી મહાવીરપ્રભુને શરણે પગના તળીઆમાં તેને સંતાએલો જોયો. અરે ! ગજબ થયો, આણે તો મહા સમર્થ ધણી શ્રી મહાવીર પ્રભુનું જબરૂં શરણ લીધું છે; રખે મારૂં વજ્ર હમણાં શ્રી વીરપ્રભુની અસાતના કરી દેશે, પછી સત્વર પ્રચંડ ગતિએ ત્યાં ઇંદ્ર ધસી આવ્યો ને શિઘ્ર વજ્ર હાથમાં લીધું અને કહ્યું કેઃ–હે ચમરેંદ્ર ! બહાર નીકલ, હવે તો તું મારો ભય જરા ન રાખીશ, તેં જ્યારે પ્રભુનું શરણ લીધું છે ત્યારે તો તું મારો ભાઈ થયો, માટે હવે તને અભય છે. પછી ચમરેન્દ્રે બહાર નીકળી ઈંદ્ર મહારાજની પાસે પોતાના અવિનયની અને થયેલા અપરાધની માફી માગી. ઇન્દ્રે કહ્યુંઃ ભાઇ ! તું આ સમર્થ પુરૂષના શરણના પ્રતાપથીજ બચ્યો છે, નહિ

તો અત્યારે ક્યારને વિપત્તિસમુદ્રમા ડુબ્યો હોત. ખરી રીતે તને બચાવનાર તો વીરપ્રભુજ છે, માટે તેમની ભક્તિ તથા વિનય કરજે, અને તારા મનના અભિમાનને દૂર કરજે, કારણકે જો ! અભિમાન કેવુ અહિતકર છે ? શ્લોક—

मर्दय मान मतंगजदर्पं, विनयशरीर विनाशनसर्पम् ॥
क्षिण्णोदर्पाद्दशवदनोऽपि, यस्य न तुल्योभुवने कोऽपि ॥

અર્થાત્—અભિમાન રૂપી હાથીને તજી દેજે, તે અભિમાન કેવું છે તો કે વિનયરૂપી શરીરનો નાશ કરવામાં ભયંકર સર્પ સમાન છે, ત્રણ ખંડમાં મહાનસમર્થ છતાં દશાનન રાવણ એક અભિમાનથી મરાયો. માટે કોઈએ અભિમાન ન રાખતાં પોતાના પુણ્ય પ્રમાણે મળેલ વૈભવમાં સંતોષ રાખી આત્મહિત કરવું ઘટે છે. ગર્વ તો કદી નજ કરવો એટલું કહી મળી—ભેટી બંને સ્વસ્થાને ગયા. વળી પણ કહ્યું છે કેઃ—દુહો

કંચન તજવો સહેલ છે, સહેલ ત્રિયાકો નેહ;
પણ માન બડાઈ ઔર ઈર્ષ્યા, મુશ્કેલ તજવો તેહ. ૧

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, હે પ્રભુ ! આપનું શરણ સર્વને સુખદાયી છે, તેથી જે પુરૂષો અનન્યભાવે આપનું ભજનકીર્તન કરે છે તે અવશ્ય નિર્ભય પદને પામે છે. માટે હે અનાથના નાથ ! હું અનાથ દુઃખી આપને શરણે આવેલો છું તેથી મને આ ભયંકર ભવસાગરથી તારી નિર્ભય કરો અને આપનુ ઉત્તમ અને પવિત્ર પરમપદ અર્પો. (૫૯)

(૬૦)

मार्गाभिर्वंतिचत्वारो । भवेऽत्रभवनाशका ॥
परनिंदा परित्यागो । दया दानं च दीनता ॥६०॥

અર્થ—આ લોકમાં ભવ રૂપી સાગરનો અંત-પાર આણવાને ચાર માર્ગો કહ્યા છે. (૧) પરનિંદાનો પરિત્યાગ (૨) દયા રાખવી (૩) દાન દેવું (૪) અને દીનતા એટલે ગરીબી ધરવી (૬૦)

ભાવાર્થ—દુનિયામા મનુષ્યો દુઃખથી મુક્ત થવા માટે ભિન્નભિન્ન પ્રકારે અનેક ફાંફાં મારે છે, પણ શ્રીમહાવીરપરમાત્માએ તો કહ્યું છે કે, આ ચાર સન્માર્ગથીજ અનંત જીવો તર્યા છે-તરે છે, અને તરશે તેમાં પહેલો

રામ નળ પાંડવ તણી, વાતો બહુ વખણાય. ૯૬

પરનિંદા પરિત્યાગ, એટલે પારકા અવર્ણવાદ બોલવા નહિ. મુમુક્ષુ જનો તો માને છે કે પારકામાં હજારો અવગુણો ભલે હોય પણ તે અવગુણ પોતાને કોઈ જાતની હરકત કરતા નથી. છતા કોઈ વખતે હિતબુદ્ધિથી વિવેકપૂર્વક સામા અવગુણીને ખામી દર્શાવવામાં આવે, અને તેને અંગે કદાચ બે કટુ વાક્યો પણ ઉચ્ચારવાં પડે તો તેનું નામ પરનિંદા નથી. પણ કેટલાંક અજ્ઞાની જનો તો કાંઈક નવરાશ મળે એટલે જેતું તેનું પીછુ પકડે-પાનું ઉકેલે અને હદ વિનાની ખોદણી કર્યા જ કરે, તેમાં પોતેજ મહાભારે કર્મી થાય છે. માટે ઉત્તમ ગુણી વિવેકીજનોએ તો તેવી પરનિંદાનો સર્વથા ત્યાગજ કરવો ઘટે છે.

વળી સંસારક્ષય કરનાર બીજો ઉત્તમ ગુણ દયા છે. દયા એટલે પ્રાણીનો બચાવ. દયા પાળનારો માણસ અવશ્ય પોતે સુખી થાય છે. પરની દયામાંજ પોતાની દયા વ્યાપી રહેલી છે. જે દુષ્ટ મનુષ્યો હૃદયમાં નિર્દય બની પ્રાણીઓને સતાપે છે, તેમની હિંસા કરે છે, તે ઘોર નરકમાં વારંવાર ભટકે છે.

દુહા—હિંસા દુઃખની વેલડી, હિંસા દુઃખની ખાણ;
અનંતજીવ નરકે ગયા, હિંસા તણાં ફળ જાણ. ૧
જીવદયા પાળી નહિ, પાળી નહિ છકાય;
સુના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય. ૨

અર્થાત્—જેમ સુના ઘરમાં આવેલો પ્રાહુણો કાંઇપણ લાભ મેળવ્યા વગર જેવો આવ્યો તેવોજ વિલે મુખ પાછો ચાલ્યો જાય છે, તેમ જીવદયા નહિ પાળનારો અને પ્રાણીઓની હિંસા કરવાવાળો મનુષ્ય પણ નર્કમાં મહાપાપનાં પોટલા બાંધી જેવો આવ્યો તેવોજ ઉલટો કુકર્મથી ભારે થઇ જમપુરીમાં ઝખ મારી ચાલ્યો જાય છે. માટે आत्मवत् सर्व भूतेषु જેવો પોતાનો આત્મા તેવોજ સર્વનો આત્મા છે, એમ માની જે જીવો સર્વ જીવની દયા પાળશે, તે આ ભવે તથા પરભવે મહાસુખ અને સદ્ગતિ પામશે.

દુહા—દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ;
અનંત જીવ મુગતે ગયા, દયા તણાં ફળ જાણ. ૧
જીવદયા પાળી સહી, પાળી છે છકાય;
વસતા ઘરનો પ્રાહુણો, મીઠાં ભોજન ખાય. ૨

અર્થાત—જીવદયા છે એજ સુખની વેલડી તથા ખાણ છે, એક સસલાના જીવની દયા પાળનાર, પશુ હાથી (મેઘકુમાર) ઉત્તમ નર થયો, તથા

પારેવાની દયા પાળનાર સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ ભગવાન થયા; એમ દયાનો ગુણ અવર્ણનીય છે, માટે ઉત્તમ જનોએ અવશ્ય દયા પાળવી. વળી આ ભવસાગરનો ક્ષય કરનાર ત્રીજો ગુણ દાન છે. સુપાત્ર પુરૂષોને દાન દેવાથી અઢળક પુણ્ય પ્રાપ્ત થાય છે. દાન ઘણી જાતનાં છે, સુજ્ઞ પુરૂષો ભાવથી દયાપૂર્વક દાન આપે છે તે દાન ભલેને સ્વલ્પ હોય, પણ તેનો લાભ મહાન છે. રેવતી નામની બાઈએ જરાક બીજોરાપાક ભગવાન શ્રીમહાવીર સ્વામીને માટે, સિંહા અણુગાર નામના મહાત્માને વહોરાવ્યો, તેમાંથી તેણે તીર્થંકર ગોત્રની ઉપાર્જના કરી લીધી માટે સમજો કે દાનનો મહિમા અપૂર્વ છે. કહ્યું છે કેઃ—

दानेन प्राप्यते लक्ष्मी । शीलेन सुख संपदा ॥
तपसा क्षीयते कर्म । भावना भवनाशिनी ॥

અર્થાત્—દાનથી લક્ષ્મી, ધન પ્રાપ્ત થાય છે, દાનથી સર્વ ઉત્તમ સુખો આવી મળે છે. જેમ મહાતપસ્વી એક સાધુને વગડામાં અઠમને પારણે દાન દેવાથી દાતાને પોતાની પાસે રાખેલા કાંકરાના રત્નો થઈ ગયાં. માટે ઉત્તમ પુરૂષે સદા પ્રેમપૂર્વક યથાશક્તિ દાન કરવું જ જોઈએ, કે જેથી તેને પ્રતાપે મહાન સુખ આવી મળે.

વળી સંસારક્ષય કરવામાં ચોથો ગુણ દીનતા છે. દીનતા એટલે ગરીબાઈ, એ એક મહાન ગુણ છે. ગરીબાઈ, નમ્રતાના ગુણવાળા સર્વ સાથે હળીમળી ચાલે છે, આ સંસારમાં શું સાથે લઈ જવું છે ? ભલાઈજ સાથે આવશે.

દુહો—તુલસી આ સંસારમાં, સબે બટાઉ લોગ;
સબસે હીલમીલ ચાલીએ, નદીનાવ સંજોગ. ૧
નદી કિનારે સંઘ ખડા, સબ ઠાર્યો સંસાર;
કોઇ ચાલ્યા કોઇ ચાલશે, કોઇ બચકા બાંધી તૈયાર. ૨

આપણે સંસારી સર્વ મુસાફરોજ છીએ, તે મુસાફરી બંગલામાં અમુક દિવસને માટે નિવાસ કરવા સારૂ આવેલા છીએ, તે અરસામાં કાંઈ નમ્રતા, ભલમનસાઈથી સર્વ સાથે હળીમળી વર્તીશું તો મહાલાભ છે. દીનતા દાખવનાર જન સર્વને પ્રિય પણ થઈ પડે છે. કંઈક કારણ આવી પડ્યું હોય તો નમ્રતા બતાવી નમી પડનારને માર્ગ આપે, પણ ઉદ્ધતાઈ દાખવી સામાને તરછોડી નાખે નહિ. જે જનોમાં દીનતા (ગરીબાઈ) છે તે અવશ્ય ઉંચપદને મેળવે છે. વળી તુલસીદાસજીએ તો ત્યાં સુધી કહ્યું છે કેઃ—

જો રાખે સંભાવના, તો સર્વ સુખ થાય. ૯૮

દુહો—સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન,
ઊનકુ ન મીલે ભગવાન તો, તુલસીદાસ જમાન. ૧

અહાહા ! આવા ગુણી પુરૂષોને જો ભગવાન ન મળે, તો તુલસીદાસે જામીનગીરી માથે લીધી છે ને ! પણ ન મળે કેમ ? આવા ગુણો પ્રાપ્ત કરવા છતાં પ્રભુ શા માટે ન મળે ? અર્થાત્ દીનતા—નમ્રતાવાળો માણસ અવશ્ય મહાન સુખશાન્તિ પામે છે. માટે દરેકે ઉદ્ધતાઇ તજી નમ્રતાગુણ ધારણ કરવો એજ આવશ્યકીય છે. હવે સામામાં અવગુણો જોવા છતાં પણ તેના ઉપર કોપાયમાન થતો નથી, તેની નિંદા કરતો નથી પણ તેને નમ્રતાથી દયાપૂર્વક બે હિતવાકયો કહી શીખામણ આપે છે, તેના ઉપર શ્રેણિક રાજાનું દષ્ટાંત કહે છે.

## (૬૫) પરમભકત અને શાન્તગુણી ધર્મનિષ્ઠ શ્રેણિક રાજાની કથા.

એકવાર ઇંદ્રસભામાં ઇંદ્રમહારાજે શ્રીમહાવીરપ્રભુના પરમભક્ત શ્રીશ્રેણિક-રાજાનાં વખાણ કર્યાં કેઃ—આ રાજાની એવી તો દઢ શ્રદ્ધા છે કે ગમે તેટલો સામામાં અવગુણ જુવે, પણ કદી તેને નિંદે નહિ ને વિવેકથી હિતોપદેશ આપીને સમજે તો સમજાવે, પણ તેનું અવળું કૃત્ય જોઈ પોતે સમકીતથી—ધર્મથી ભ્રષ્ટ ન થાય; આવો તે રાજામાં મહાન ગુણ છે. આ સાંભળી એક દેવ તેની પરીક્ષા કરવા ત્યાં આવ્યો, તે દેવે સાધુનો વેશ લીધો, પાંચસેં સાધુઓ આચાર્ય સહિત દેવરૂપે ત્યાં આવી એક વાડીમા ઉતર્યાં. ત્યાં શ્રેણિક-રાજા વાંદવા ગયા, તે નિર્મળ ઉપદેશ સાંભળી બહુ ખુશી થયાં પછી વાદી રાજા તે બગીચામાં આવેલ પોતાના હવામહેલમા જઇ અગાશીમાં આમ તેમ ફરવા લાગ્યા.

તેવામાં હેઠે દેવકૃત સાધુના ઉતારામાં શોરબકોર થવા લાગ્યો કે;—ભાઇઓ ! રાજા ગયો તો જલદી કરો, દારૂ લાવો. હવે આપણા આચાર્ય મહારાજને માટે બહુ ઉંચો દારૂ લાવજો. પેલા મટનમાર્કેટમાં માંસ લેવા ગયેલા આવ્યા કે નહિ ? આજ તો મોટી પુનમની પાખી છે, માટે સારૂ અને ઊંચું માંસ ખૂબ ખાવું છે. અરે ! નાયકાઓ કયાં ગઈ ? હવે તેની સાથે વૈભવ માણીએ. કેટલાક સાધુ વળી જુગટે રમવા બેસી ગયા. આ અજબ ગજબનો બનાવ જોઇ રાજા તો વિસ્મય પામ્યો, અરે ! આ બિચારા અજ્ઞાનપણાને લીધે કાંઇ પણ સમજતા નથી, ને આ ઉત્તમ સાધુપણું અને ઉત્તમ મનુષ્યપણું આવાં કુકૃત્યો કરી વ્યર્થ ગુમાવે છે ! માટે ચાલ, તેમને

એ બોલમાં સમજે તો કંઈક સમજાવુ, પછી સાધુસભામા આવીને પૂછયુ:– અરે ભાઈઓ ! અજ્ઞપણાથી આ શું આદરો છો ? અમૂલ્ય સાધુપણાને કાળું કેમ કરો છો ? આ સાંભળી સાધુઓ બોલ્યા:–અરે રાજા ! તને શું માલુમ પડે ? તું તો ભોળા દિલનો છે. શ્રીમહાવીર–ગૌતમ વગેરે સર્વ સાધુ આવાંજ કામ કરે છે તમારી નજરે સારાસારા થઈને વરતે, પુંજીપુ જીને ચાલે એટલે તમને શી ખબર પડે ? પણ અમે તો બધુંયે જાણીએ. રાજા બોલ્યો:– અરે અજ્ઞાનીઓ ! તમે જેવાં કામ કરો છો, તેવાજ બીજાને પણ ગણો છો, એ સર્વ સાધુ તો પરમપવિત્ર મોતીની માળા છે, તમો સાધુ-પણામાં આવાં કર્મ કરો છો, તો કયે ભવે છુટશો ? માટે કાંઈક સમજો ! નહિ તો તમો જાણો ને તમારાં કર્મ જાણે–એમ કહી રાજાજી ત્યાથી ચાલતા થયા

ગામ ભણી આવતા વળી રસ્તામાં એક તલાવની અંદર એક સાધુને જોયો, તે સાધુને મોઢે મુહપતિ અને હાથમાં રજોહરણ હતો અને બીજા હાથમાં જાળ લઇ તે પાણીમાં માછલાં પકડતો હતો ઘણાંને ત્યાંજ મારી મારી ઝોળીમાં ભરતો હતો. આ સર્વ રાજાએ જોયાથી મનમાં તેની ઘણી દયા ખાતા બે બોલ હિતના કહેવા ઉભા રહ્યા. અરે ભાઇ ! આ શું કરે છે તુ ? સાધુ થઇ જાગમાં માછલાં પકડે છે ? અરે ! જરા તો વિચાર કર, શા માટે સાધુપણામા આવા કઠોર કર્મ કરે છે ? સાધુ કહે:–આ માછલા વેચીશ ને ચોમાસા માટે હુ તેની કાંબળી લઇશ. વળી આ કામ હું એકલો કરૂં છું, તેમ પણ ન સમજતા; ગૌતમ વગેરે સર્વ સાધુઓ પણ ગુપ્તપણે તો આમજ વર્તે છે. એ તો ભોગ લાગ્યા મારા કે હું આજે તમારી નજરે પડયો ! આ સાંભળી રાજા કહે:–અરે સાધુ ! તું એક આવાં કામ કરીને સર્વને તારા જેવા કેમ ગણે છે ? એ તો સર્વ મોતીની માળા છે, ઉત્તમ છે, માટે ભાઈ ! આવાં પાપનાં કામ કરતો અટક પરલોકમાં તારે કરેલાં કર્મનો બદલો દેવો પડશે. ચાલ મારા દરબારમા, તારે કામળી જોઇએ તો હું આપુ. પણ આવાં નિર્દય કર્મ ન કરીશ એમ કેહી ચાલતા થયા, પણ તેની નિંદા ન કરી કે તેના પ્રત્યે દ્વેષ પણ ન કર્યો.

પછી ગામમાં આવ્યા તો ચૌટા વચ્ચે એક સાધવીજીને જોયા, તેના શારીરિક દેખાવ ઉપરથી તેને નવમો માસ જતો જણાતો હતો. ઉદરમાં પૂર્ણ ગર્ભ હતો. તે બાઇ હાટેહાટે સુવાવડનો સામાન લેવા ફરતી હતી, પછવાડે

છોકરા હુરેહુરે કરતા હતા, બજારના માણસો દાંત ભીસી ગાળો આપતા હતા. કેટલાક મશ્કરી પણ કરતા હતા. અરે બુડીમર ! ભુંડી, સાધવી થઈ આવું કર્મ કરતાં જરાપણ લજવાણી નહિ ? ધિક્કાર છે તારા સાધવીપણાને ! આ પ્રમાણે લોકો તેને ફિટકાર દેતા હતા. આવી ધમાલ વચ્ચે શ્રેણિક રાજાની ગાડી આવી એટલે લોકો એકદમ ખસી ગયા. પછી રાજાએ સાધવીને જોઈ કહ્યું:-અરે સાધવી ! તું આમ કેમ બજારમાં ફરે છે ? સાધવી કહે-રાજાજી ! મારાથી ભૂલ થઇ ગઈ, પેટમાં ગર્ભ રહ્યો છે, પૂર્ણ માસ થયા છે, પ્રસુતિ સમયે સામગ્રી જોઇશે, તેથી આ બજારમાં માગવા નીકળી છું. રાજા કહેઃ અરે ! તું સાધવી થઈ જૈનધર્મ પામીને આવું બદકામ કરતાં જરાયે વિચાર ન કર્યો ? સાધવી કહે:-મહારાજ, હું એકલી આવી ભૂલ કરતી નથી, ચંદનબાળા વગેરે સર્વ સાધવીઓ પણ આમજ કરે છે. છાની રીતે કરવાથી તેની તમને શી ખબર પડે ? હુંજ અભાગણી કે આપની નજરે આજે પડી ગઇ. ત્યારે રાજા બોલ્યાઃ-અરે બાઇ ! એ તો સર્વ મોતીની માળા છે, ઉત્તમ છે, તું આવાં કાળાં કામ કરીને બધાંને તારા જેવા ગણવા કેમ તૈયાર થઇ ? ચાલ મારા દરબારમાં, હું તને જે જોઇશે તે આપીશ; આમ નાહક ધર્મની હેલના કરવા બજારમાં ન ફર. શાંતપણે શિખામણ દઈ રાજા દરબારમાં ગયાં. વળી પાછા લોકો હાંસી કરે છે કે જુઓ ભાઈ ! રાજાનો ધર્મ આવો છે ! આ લક્ષણવતી સાધવી-ગર્ભિણી બાઇ તો રાજાના ધર્મની સાધવી છે.

અત્યાર સુધી કરેલું આ કૌતુક પેલા પરીક્ષા લેવાને કાજે આવેલા દેવનુંજ હતું, અંતે પણ રાજાની શ્રદ્ધા ન બદલાણી, તેમ તેણે નિંદા પણ ન કરી, ફક્ત હિત ખાતર ઘટિત ઉપદેશ વચનો કહ્યાં. આથી દેવ ખુશી થઈ ત્યાં પ્રગટ થયો અને મુક્ત કંઠે રાજાનાં વખાણ કરી લોકોમાં જૈન ધર્મની થતી મશ્કરી અટકાવી સંતોષ પામીને દેવ સ્વસ્થાને ગયો. આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, ઉત્તમ જનો કદી પરના અવગુણ નજરે જોવાં છતાંપિ તેની નિંદા કરતા નથી, પણ તેના ઉપર દયા લાવીને ધીરેથી નમ્રતાપૂર્વક તેને હિતબોધનુંજ દાન કરે છે. (૬૦)

---

(૬૧)

महता मिह भुवि भवति ।
दोषस्तथाऽपि गीयते लघुनाम् ॥

श्वश्र्वां दोष सतानि ।
तथाऽपि लांके नीयते वधूनाम् ॥ ६१ ॥

**અર્થ**—આ લોકમાં ઘણું કરીને એવો નિયમ વરતે છે કે, મોટા જનોમાં દોષ હોય, તો પણ નાનાનો લેવાય છે, જેમકે સાસુમાં ભલે વાંક હોય, તો પણ પ્રાયે કરીને બિચારી વહુનોજ વાંક કઢાય છે, અને તેને ઠપકો દેવામાં આવે છે. (૬૧)

**ભાવાર્થ**—દુનિયામાં નાનાને કહેવું એ ઘણું સહેલું છે, માટે સર્વ જનો ઘણું કરીને નાનાને કહેવા વિશેષ ધારે છે; એટલું તો ખરૂંજ છે કે દુનિયામાં ગરીબજ માર્યો જાય છે લોકો બકરી ઇદ બહુ કરે છે પણ કદાપિ વાંઘ ઇદ કોઇ કરતુ જણાતુ નથી. તેમ નાનામાં કાઇ ભૂલભરેલુ કાર્ય જોવામાં આવે, એટલે તેને હજારો લોકો કહેવા લાગશે, ઠપકો આપશે, પણ મોટાને તો ભાગ્યેજ કહેશે દાખલા તરીકે સાસુમા સેકડો દોષ હોય પણ તેને કંઇ ન કહેતા દુનિયામાં લોકો બિચારી વહુનો જ વાક કાઢશે તે વિષે કહ્યુ છે કેઃ—

**દોહરો:**—મોટાને કહેવાય નહિ, નાનાને કહેવાય;
સાસુમાં સો વાંક પણ, વહુનો વાંક કઢાય, ૧૦૯

જગતની રીત આવી વિપરીત છે, પણ ન્યાયવંત પુરૂષોનું એ કર્તવ્ય નથી, અને નબળો સબળાને ગુણ કરે તે આટાલુણમાં જાય એમ થાય છે તે પણ ખોટુ જ છે. બિચારા રંક ગરીબ–નાના પોતાનું બળ બતાવી શકતા નથી, તેમ તેમની રાવ ફરિયાદ પણ કોઇ સાંભળતું નથી; તેથી તેને મુગે મોઢે સર્વ સંકટ સહન કરવું પડે છે હવે તેના ઉપર દમયંતીનું દૃષ્ટાંત કહે છે.

**(૬૬) દુર્દૈવથી સતી દમયંતી પર ચોરીનું આળ આવ્યાની વાત**

એક વખતે જ્યારે નળરાજાએ વગડામાં દમયતી દેવીને નિરાધાર તજી દીધી, ને પોતે એકલો જતો રહ્યો, ત્યારે સતી દમયતી જગલમા ભટકતી દુઃખી થતી ઘણે વખતે પોતાની માશીના રાજ્યમાં દાખલ થઇ, પોતાનું રૂપસૌંદર્ય શિયળવતના રક્ષણાર્થે છુપાવી ભીખારણની પેઠે શહેરમાં ફરી, તેને રાણીએ જોઇ અને દયા લાવી તેને પોતાની પાસે રાખવા ખુશી થઇ; પણ પોતાની ઓળખાણ દમયંતીએ અનવસર જાણીને આપી નહિ. કારણ કેઃ—

દોહો—દિવસ ફરે તેવે સમે, વહાલાં વેરી થાય,
રક્ષણ કોણ કરે જીહાં, વાડ વેલાને ખાય. ૧

માટે સમય વિના સગપણનો સંબંધ જણાવવો અયોગ્ય જાણી દાસીની પેઠે સતીદમયંતી માશીના ઘરમાં રહી ઘરની બીજી દાસીઓ પણ આને ગરીબ જાણી સર્વ કામકાજ તેની પાસેજ કરાવે, અને આ બિચારી ચાકરડીની આકક જે કહે તે સર્વ કર્યા કરે. એક વખતે એવુ બન્યું કે, રાણી પોતાનો નવસરો હાર ટોડલા ઉપર મુકીને સ્નાન કરવા બેઠી, સ્નાન કરી ઉઠયા પછી જોવામાં હાર લેવા જાય છે ત્યાં તો હાર ન મળે ! તેથી સર્વને પૂછી જોયુ તેમ આ નવી દાસીને પણ પૂછયું. પણ કોઇ તરફથી હારનો પત્તો લાગ્યો નહિ, ત્યારે રાણીએ નવી દાસીની ઉધડી લીધી કે અરે રાંડ ! કાળા કામની કરનારી, લાવ મારો હાર બીજું કોણ લઈ જાય ? ઘરમાં કોણ બીજું કરે છે ? માટે એ તો તુ જ હાર લઇ ગઇ. આ બધાં તો મારાં જુનાં માણસો છે, તે કદી પણ લે નહિ. "રાંડને કેડે બેસાડી તો હગી બગાડયું" દુ:ખી રખડતી અને અનાથ જાણી આશરો આપ્યો, તો તેંજ આવુ કાળું કર્યું ? હાર લીધો છે, મને તારા ઉપર જ શક આવે છે. વળી તું ઘણીવાર મારી પાસે આવે છે, તેથી તેંજ નજરમાં ઘાલ્યો હશે; લાવ હાર, નહિ તો બાઈશ પ્રહાર—વગેરે સતી ઉપર ઘણાં કઠોર વાકયોનો વરસાદ વરસાવ્યો. તેની સાથે પેલી બીજી દાસીઓ પણ દાંત પીસી ગાળો દેવા લાગી. તેથી આ બિચારી તો સ્તબ્ધ થઇ ગઈ. ચોભીલી બની મુગે મોઢે સર્વ સહન કરવાનો વખત આવ્યાથી ગમ ખાઇ ચુપ રહી. હજી કાંઇ કર્મ પોતાને ભોગવવા બાકી હશે, તેથી જ રાણીએ નાહતી વખતે ટોલ્ડા ઉપર મુકેલો હાર આપો આપ કળીયુગના પ્રભાવે અદૃશ્ય થઈ ગયો હતો. આ સર્વ દુ:ખ–વાદળું બિચારી ગરીબડી નવી દાસીના માથા ઉપર અચાનક તૂટી પડ્યુ. ચોતરફથી ફિટકાર અને તિરસ્કાર થવા માંડયો. દમયંતીના દુ:ખનો તો પારજ ન રહ્યો !

રાગ મારૂ

હો હરિ સત્ય તણા સંઘાતી, હરિ હું કંઇએ નથી સમાતી,
હરિ મ્હારે કોણ જન્મના કરતુ, પ્રભુ ચોરીથી બીજું શું નરતું;
હરિ હું શા માટે દુ:ખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સામું,
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો,
હરિ હું નથી દુ:ખની ધીર, તમો છો વિપત સમેના વીર,

દિવસ ગયે રાત્રી પડે, રાત્રી પછી દિન હોય  ૧૦૩

હરિ ત્હમે મન અપરાધ ન લાવો, હરિ ત્હમે અનાથબંધુ કહાવો;
હરિ હું વિણ અપરાધે હણાઈ, હરિ હું ચોરટીમાં ગણાઇ,
હરિ હું કેની ને કોણ તણી. હરિ જુઓ હું રાંકડી ભણી.
હરિ હું તારી સેવા ચુકી, તો નળે વનમાં મુકી,
હરિ મે સંત ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે;
હરિ મ્હેં ગુરૂ ન પૂજ્યા પ્રેમે, તો શું રોતી મુકી નળે,
હરિ દોહલે ઉદર ભરવું, હરિ સુજને ઘટે છે મરવું.
હરિ હું ભરથારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી,
હરિ મ્હેં કોણ પાતક કીધાં, હરિ મ્હેં સાધુને મેણાં દીધા;
હરિ મ્હેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળ પત્ય,
મ્હારા કોટિક છે અવગુણ, પણ તમે તો છો રે નિપુણ.
અપરાધ સર્વ વિસારો, ચડો વિઠલા વહારે મારી,
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મહારા હું તજીશ;
એવું કહીને આંખે ભર્યું જળ, અમો અબલા તણું શું બળ,
એવું મનમાં ધરિયું ધ્યાન, સતીની વહારે ચડયા ભગવાન.
અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી,
કહે માસીને કરી ક્રોધ, બાઈ કરો હારની શોધ;
સાખી સુરજ પ્રભુ કહેવાય, જો મ્હેં કીધો અન્યાય,
બાઈ હાર ત્હમારો જડજો, લેનારો ફાટી પડજો.
એવું કહેતામાં કલજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટો,
માંહે પડયો થકો નિસર્યો હાર, સતીને તૂઠયા વિશ્વાધાર;
અંતરિક્ષથી અકસ્માત, વરસ્યો હાર તણો વરસાદ,
એક એકપે અદકા મોતી, રાજમાત ટગટગ જોતી.
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે,
બાઇ તું છે મોટી સાધ, મ્હારો ક્ષમા કરો અપરાધ;
ઇંદુમતી થઈ ઓશિયાળી, મુખડું ન દેખાડે વાળી.

આખરે તેના સત્યને પ્રભાવે હાર અદ્‌ભુત રીતે મળી આવ્યો, ને સર્વ દુઃખ વાદળું વેરાઇ ગયુ. અને સર્વ વાતે સારૂં થયું—કલંક ટળી ગયું.

આ દૃષ્ટાંતની મતલબ એવી છે, કે નાનાને—ગરીબને ઘણું કરી સર્વ ચોકો ઠપકો આપે છે, ભલે નાનામાં વાક હોય અગર ન હોય. ઘણે ભાગે

પારો તાપ અધિક સહે, તેમ તેમ ઉંચો જાય. ૧૦૪

મોટાના પ્રમાણમા નાનાનો દોષ ઘણોજ થોડો હોય, તો પણ બાપડો નાનોજ કુટાય છે. કહેવત છે કે—"મોટા જે કરે તે છાજે, ઉપર ભેરી ભુંગળ વાજે; નાનો ગુણ કરે તે જાય, ઉપરથી ગડદા પાટું ખાય" એટલે નાનોજ માર્યો જાય છે, કદાચ મોટાને લોકો કહેશે; તો પણ ઘણુજ થોડું. સાસુ વહુના કજીઆમાં સાસુના સેંકડો દોષ જોતા સાંભળતા છતા, લોકો તો વહુનેજ બે વાતો સંભળાવી ઠપકો દેશે; ત્યારે સાસુને તો સાધારણ ને તે પણ ખોટું ન લાગે તેવા રૂપમા રીતસર કહેશે. (૬૧)

---

(૬૨)

द्युम्नाय धावंति नराश्च केचित् ।
केचिद्द्युम्नाय नरा नरेश ! ॥
नित्यं यतंतेऽत्र कदाऽपि केऽपि ।
धर्मायनोऽनेक सुखप्रदाय ॥६२॥

**અર્થ—આ દુનિયામાં કેટલાએક મનુષ્યો તો કાયમ ધનને માટે સતત પ્રયાસ કરી રહેલા છે, અને કેટલાએક મનુષ્યો તો સ્ત્રી સુખને માટે વિષયવાસના ને ભોગ-લાલસા તૃપ્ત કરવાને સતત પ્રયાસ કરી રહેલા છે; પરંતુ કોઈપણ મનુષ્ય અનેક સુખને આપનારા એવા ધર્મને માટે યત્ન કરતું નથી. એજ આ જગતમાં સૌથી વિચિત્ર વાત છે. ખરેખર મોહ મહિમાજ એવો છે. (૬૨)**

ભાવાર્થ—આ સંસાર કે જેને સર્વજ્ઞ મહાપુરૂષોએ અસાર અને અપાર કહેલો છે, ને મોહનો મહિમા એવો તો વિચિત્ર છે કે, પ્રાણીઓ સદા ખોટના ધંધામાંજ ઉતરે છે. કંચન અને કામિની કે જે વિનાશકારી, વિકારી, નાશવંત અને સ્વલ્પ સુખદાયી છે, છતાં તેમાજ મૂઢ મનુષ્યો પોતાનું અમુલ્ય માનુષ્યત્વ નિષ્ફળ ગુમાવે છે. મનુષ્યની ચક્ષુ ઉપર મોહની એવી તો આંધી રહેલી છે કે તે સત્યને તજી અસત્યનેજ વળગે છે, કંચન તજી કથીરમા મન દોડાવે છે, નિર્મળ મિષ્ટ ગંગાજળ મૂકી મોરીનું-ખાળનું ગંદુ મેલુ પાણી પીવા મથે છે. વૈરાગ્યને વરજી વિષયમાં વિશેષ મસ્ત બને છે, જરા ચક્ષુ ખોલી જોતાં પણ નથી કે, આ અમૂલ્ય મનુષ્યજન્મ મેળવી હવે મારે અહીં શું શું કરવાનું છે? શું શું હરવાનું છે? શું શું સંગ્રહવાનું

છે? તથા શાથી ડરવાનું છે? કયે પથે વિચરવાનું છે? કયે ઠામે ઠરવાનું છે? કેવી રીતે તરવાનું છે? શું શું હૃદયકોશમાં ભરવાનું છે? કેવે મરણે મરવાનું છે? કેવળ આ આત્મા જાણે સદાને માટે અતૃપ્ત હોય નહિ, તેમ જ્યાં ત્યાં અવતીર્યાં મારી અવળા પંથોમાં પડે છે, અજ્ઞાનમાં અથડાય છે-કુટાય છે, સુખ શાન્તિ મેળવવા માટે જ્યા ત્યાં ફોકટના ફાંફા મારે છે, પણ જ્ઞાનીઓએ તો સુખ'સંતોષીને જ કહેલુ છે, બાકી તો દુઃખ વગર બીજું હોયજ નહિ. રાજા દુઃખી, રંક દુઃખી. જોગી, ભોગી ને રોગી સર્વ દુઃખી, કોઇને કાંઈ તો કોઇને કાંઈ દુઃખ તો હોયજ, એમ દરેક પ્રાણી દુઃખીજ છે, એક તરફનુ સુખ હોય તો બીજી તરફનું મહાનદુઃખ હૃદયમાં સાલતુજ હોય દાખલા તરીકે એક ભીખારણ ત્રણચાર છોકરાંને સાથે લઈ ગામમાં જ્યા ત્યાં માગતી ફરતી હતી એક છોકરૂં કેડમા છે, એકને આંગળીએ વળગાડયું છે, ત્રીજું વળી રોતું રોતુ પછવાડે દોડયુ આવે છે "મા મને ભૂખ લાગી છે, ખાવા દે" આવા દીનવચનો સાભળી ઉત્તરમાં મા બોલે છે કેઃ-"રોયા, તને કોગળીયું કેમ ન આવ્યું? કેમ કોઇને મરકીયે થતી નથી? હું તે કેટલાંની વેઠ કરૂં? મારી પાસે ખાવાનું તો કઈ નથી, જા ગામમાં માગી ખા" આ પ્રમાણે તે ગાળો આપતી ગામમાં ફરતી ફરતી રાણીજીના મહેલ પાસે આવી, ને દીન શબ્દોથી કરગરી ખાવાનું માગ્યુ. રાણી આ ભીખારણના ત્રણ ચાર છોકરાંને જોઇ મનમાં અફસોસ ધરવા લાગી કે, અરેરે! હું અભાગણી, કર્મચંડાળ વાંઝણીજ રહી, ધન્ય છે આને કે પુત્રપનોતી તો ગણાય છે. આખી જીદગીમાં મારે એક સંતાન પણ નહિ, ધિક્કાર છે મને! એમ શોચ કરતી તેજ વખતે આખમાથી ચોધારા આંસુ પાડવા લાગી, અને પેલી ભીખારણ પણ ભુખી હોવાથી એકદમ રોવા લાગી. વાહ! કર્મગતિ વાહ! અરે આતો રાણી રોઇ ને ભીખારણ પણ રોઈ, તેં તો ભારે કરી રે!!! બન્નેને તેં તો ખૂબ રોવરાવ્યા, આ બેમા સુખીયું કોણ? ને દુઃખીયું કોણ? તેનો નિશ્ચય કરવાનું હે વાંચનાર! હુ તનેજ સોંપુ છું, માટે તું પોતેજ તેનો વિચાર કરી લે રાગ ભેરવી ગઝલ.

નહિ જગતમાં સુખીયો મળે, દુઃખી સર્વ આ સંસારમાં,
રાજા દુઃખી રૈયત દુઃખી, સૌ જન દુઃખી જગદ્વારમાં;
બાળક દુઃખી યુવક દુઃખી, વૃદ્ધો દુઃખી નરનારમાં,

નિર્ધન અને ધનવાન સર્વે દગ્ધ દુઃખ અંગારમાં.

દુઃખનું મૂળ મન છે

મન સઉ દુઃખનું મૂળ જો જો, મન સઉ દુઃખનું મૂળઃ-ટેક
અન્યતણે શિર ટપકો દેવો, એજ નિયમ પ્રતિકૂળઃ જોજો મન. ૧
કહે કો સ્ત્રીસુત, ગૃહધન, દુઃખ દે, પણ તે સઘળું ધૂળ, જોજો મન. ૨
સૂક્ષ્મ શરીર, કારણ, મહાકારણ, કે દુઃખ નવ દે સ્થૂળ, જોજો મન ૩
કહે કો તો મિથ્યા શાણા થઇ, દુઃખનું કારણ ભૂલે જોજો મન. ૪
વળિ કો ગ્રહ દુઃખ દે છે કહીને, મિથ્યા મારે ફુલ. જોજો મન. ૫
કહે કો શત્રુથી દુઃખ પામ્યા, એનું ન મળે મૂલ. જોજો મન ૬
વ્યર્થ કલ્પના કરી વિધ વિધ ને, ઊડ જાવું જેમ તુલ. જોજો મન. ૭
નૃસિંહ મન માર્યા વિણ સાચે, શમે ન ભવદુઃખશુલ. જોજો મન. ૮

પ્રિય અને ઇષ્ટ પ્રાણી પદાર્થોની પ્રાપ્તિથી સુખ સમજી તેમાંના કોઇનો વિયોગ કે વિનાશ થતાં દુઃખ માની કલ્પાત અને બળાપો કરવો, એ પણ મૂર્ખતા અને અજ્ઞાનતાજ છે; સુવિચારી સુજ્ઞ પુરુષોએ તો, નિજ સંસ્કારે પ્રાણીપદાર્થ આવી મળે, ઋણ લઈ દઇને ગંતવ્ય માર્ગે જાય જો" એ શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સદ્દગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યનો પ્રબોધ હૃદયમા ઠસાવી મન વાળી શોચ સંતાપ કલેશ કે ખેદ ન કરતાં પૂર્વકર્માનુસાર આવી મળેલ સ્ત્રી, પુત્ર, ધનાદિ લેણા દેણી પ્રમાણે આપી લઇ તેમને રસ્તે પડી ગયા, તે કોટિ ઉપાયે પાછા મળવાં નથી; તો મિથ્યા શોક કરી નાહક દુઃખી શીદને થવુ—એમ માની, સદા આત્માનંદમા મગ્ન રહેવું ઘટે છે.

સંસારની આવી દુઃખમય વિચિત્રતા હોવા છતાં પ્રાણીઓ સુખને માટે દોડાદોડ ઘણી કરે છે, કેટલાક તો પૈસાને માટે અનેક પ્રયત્નો ને પ્રપંચો કરે છે તો કેટલાક સ્ત્રીને માટે મરી ફીટે છે. પૈસાને માટે પરદેશ વેઠે છે, મહાપ્રયાસો અને પાપો પણ બહુ બહુ કર્યા કરે છે, સગાંસંબંધીમાં શત્રુતા કરે છે, અને અનીતિ કરતાં તો પાછું વાળી જોતા પણ નથી; પૈસાને માટે ઘાતકી કામો કરવા કોઈ ભલામણ કરે તો તે પણ નિડર બની બેધાશક કરે છે. કોઈ હિતસ્વી આવા મનસ્વીને પાપથી ડરવાનું સુચવે, તો "હું તો જમને પણ જવાબ દઉ તેવો છું," આવુ મહાન સામર્થ્ય તે પ્રગટ કરે છે. અહાહા ! કેવુ અંધપણુ ? કેવી અજ્ઞાનતા ? ! કેવી જડતા અને મૂઢતા અને શઠતા ? ! આ સર્વ લોભરાક્ષસનો અનિવાર્ય પ્રભાવ છે. એક પદ્માવતીનાં વચનની ખાતર, તેના કોડ પૂર્ણ કરવાની ખાતર, હાર ને હાથીને

સ્વપ્નામાં ફૂરે હસે, જાગ્રત થઈ શરમાય. ૧૦૭

માટે પોતાના સગા બાંધવો સાથે પણ કોણિક રાજા લડાઈ કરવા તૈયાર થયો હતો. મામાની પણ શરમ તજી દીધી ને એક કરોડ ને એંસી લાખ મનુષ્યો નાહક લડાઈમાં મરાયાં; આખરે તો કાંઈ ન રહ્યું હાથહાથી ગયાં ને કરેલાં કર્મ વળગી રહ્યાં ! ભાઈઓમાં મહાન વિરોધ થયો અહાહા ! લોભરાક્ષસનો કેવો પ્રભાવ ? જીવને તૃષ્ણા અપાર છે, તે તૃષ્ણાને પૂર્ણ કરવાના પ્રયત્નો પણ અપાર છે. મનુષ્યો લોભને લીધે જગ પાછું વાળી જોતાં નથી કે આ પાપનો બદલો મારે અવશ્ય દેવો પડશે. એટલું તો ખરૂં જ છે, કે જેટલો પ્રયાસ દિલ દઈને સ્ત્રીપુત્ર કે પૈસાને માટે કરાય છે, તેટલો પ્રયાસ પવિત્ર ધર્મને માટે લોક કરતા નથી. ધર્મથી અનેક સુખ મળે છે છતાં તેમાં આસ્થા હોતી નથી અને લોભને લીધે રાતદહાડો પૈસાની ઝંખનામાંજ મચ્યો રહે છે. પૈસા અને સ્ત્રી સુખ મળ્યું એટલે જાણે સર્વ ઈષ્ટ અભિષ્ટ સિદ્ધિ સંપ્રાપ્ત થઈ, જાણે હવે આ સુખનો તો કોઈ કાળે નાશજ નથી થવાનો એમ માને છે. પણ આ જગત ઉપર અનેક મોટા ચક્રવર્તી છત્રપતિ રાજા થઈ ગયા-ઉગી અસ્ત પણ પામી ગયા ! કહ્યું છે કેઃ-મનહરછંદ.

જેમ કોઈ ભોળો ભાળો ભુતનો આભાસ ભાળે.
તેવોજ આભાસ રૂડા જગતનો જાણીએ;
દેખાય છે ત્યાં સુધી દેખાશે પછી દૂર થાશે,
ગયું તે જરૂર ફરી જોયું નથી કોઈએ
સાંઝે સાંઝે ખીલે ને સવારે તો મુકાઈ જાય,
ક્યાં ક્યાં રોજનાં સંભારી ફુલ ગોઈએ;
દાખે દલપતરામ, સુણો રૂડા રાજ હંસ,
ખોટા એવા ખલકમાં વખત ન ખાઈએ.

આ પ્રમાણે જગતનો સ્વભાવ છે, છતાં મંદ મુગ્ધ પ્રાણી લોભમાંજ અંધ બની વગર વિચાર્યાં ખોટા કામો કરી પાછળ પસ્તાવું પડે છે. હવે તેના ઉપર એક સંગદેવતાનું-મહા નાગરાજનું દૃષ્ટાંત કહે છે.

## (૬૯) ભાવિક બ્રાહ્મણને રોજ સોનામહોર દેનાર નાગ

કોઈ એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને [illegible] હતો. એકવાર [illegible] તેને [illegible] કે આ મારા કુળદેવ દેવ હશે. તેને [illegible] તેના [illegible] તેણે નાગને પોતાના દેવ માન્યા, પછી તેણે એક [illegible]

નાગે પીધું. અને પોતાના રાફડામાંથી એક સોનામહોર લાવીને ત્યાં મુકી, સોનામહોર જોઇને તો બ્રાહ્મણ ઘણો ખુશી થઇ ગયો. બીજે દિવસે પણ બ્રાહ્મણને એવો જ લાભ મળ્યો, તેથી સોનામહોરની આશાએ પાછા સવારમાં રાફડા પાસે જઈ નાગદેવને દૂધ ધર્યું, તે તેણે બહાર નીકળી પીધું અને સોનામહોર મુકીને અંદર ગયો. પછી તો ઘણાજ પ્રેમપૂર્વક આ પ્રમાણે રોજ સોનામહોર બ્રાહ્મણને મળવા લાગી, તેથી તે નાગની ભક્તિ સારી કરતો હતો.

બાર વર્ષ પછી એક વખત એવું બન્યું કે પોતાને પરગામ કોઈ કામ પ્રસંગે જવાની જરૂર પડી. તેથી પેલા બ્રાહ્મણે ખેડુતે પોતાના છોકરાને ભલામણ કરી કે ભાઇ ! આપણા ક્ષેત્રમાં પ્રગટ થયેલા નાગબાપાની સારી ભક્તિ કરજે, સવારમાં રોજ દૂધ ધરજે, એટલે દૂધ પી એક સોનામહોર આપશે; હુ થોડા રોજમાં પાછો આવીશ આ પ્રમાણે ભલામણ કરી તે ગામ ગયો, પછવાડે છોકરાએ બે ત્રણ દિવસ તો એ ક્રમ ચલાવ્યો, પણ એકદા વિચાર થયો કે આ નાગના રાફડામાં સોનામહોરો ખૂબ ભરી હશે. અને આતો રોજ એકેકજ મૂકે છે ! વળી રોજ ઉઠીને આ દૂધ પાવાની કડાકુટ કરવી મને તો ગમતી નથી–માટે આ નાગદેવને મારી નાખી રાફડામાંની સર્વ સોનામહોરો સામટી લઇ લઉં ! કે જેથી રોજ ઉઠીને આવી માથાકુટ કરવી તો મટી જાય, અને સોનામહોરો સર્વ એકી વખતે હાથ આવી જાય. વિવેકી વાંચનાર ! વિચારો કે લોભ રાક્ષસે કેવો ભૂલ ભરેલો દુષ્ટ વિચાર પ્રકટ કરાવ્યો ? અરે ! "**લોભને થોભ નથી.**" રોજ હર્ષપૂર્વક અર્પણ કરાતી એક સોનામહોરથી ન ધરાયો ને લોભ કરી સર્પનો વિનાશ કરી સર્વ સોનામહોર લેવા દોડયો. વાહ ! આશા દેવી વાહ ! તમારી તો વાતજ ઓર છે ! ભૂલવણીમાં ભૂલવાડી માર ખવડાવનાર તમે જ છો, તમારો પરાજય કરનાર તો આખું જગત જ જીત્યો સમજવો, પણ તમને જીતવું એતો બહુ મુશીબત છે. તેના સંબધમાં કહ્યું છે કેઃ—

**છપ્પો—કામ ક્રોધ ને લોભ માયા નવ મંડે,**
**અહંકાર અભિમાન છલ છેકજ છંડે;**
**પરધન ને પરનાર તજે પરનિંદા પ્રીતે,**
**સત્ય સાથ સંબંધ રજોગુણ રાખે રીતે;**
**દે દાનમાન સન્માન, શુભ પરમાર્થ પ્રીતે કરે,**
**જે નરમાં ગુણ એટલા, તેના ઇકોતેર ઉદ્ધરે.**

હવે પ્રસ્તુત વિષય ઉપર આવીએ, આપણા દૃષ્ટાંતના નાયક પેલા છોકરાએ દૃઢ નિશ્ચય કરી સવારના પ્રહરમાં એક હાથમાં લાકડાનો નાનો ડંડીકો ગુપ્તપણે સંતાડયો, અને બીજા હાથમાં દુધનો વાડકો લઈ ક્ષેત્ર આવ્યો. હમેશના નિયમ મુજબ વાટકો રાફડાના મુખે મુકયો, અને ત્યાં બેઠો. મનનો આશય હમેશના કરતાં આજ જુદોજ હતો. સર્પ દુધ પી પાછો ફરે કે તરતજ પછવાડેથી ઘા કરી મારી નાંખવો અને સર્વે સોનામહોરો લઇ લેવી–એવા દુષ્ટ વિચારો મનમાં ઘોળાતા હતા. નાગદેવ બહાર નીકળ્યા, જરાવાર દૃષ્ટિ માંડી છોકરા સામું જોયું અને દુધ પીવા લાગ્યો. જેવો દુધ પીને પાછો ફરે છે તેવોજ પછવાડેથી ઘા થયો. જરા વાગ્યું તો ખરૂં. પણ ચતુર સર્પ ચેતી ગયો અને એકદમ કોપાયમાન થઇ પેલાં છોકરાને જોરથી ડશ કરીને ઝટ રાફડામાં ચાલ્યો ગયો. છોકરો તુર્તજ અચેત થઇ જમીન ઉપર ચત્તોપાટ પડયો, અને થોડીવારેજ મરણ પામ્યો. તેના સંબધીઓને ખબર પડતાં સંકલ્પ વિકલ્પ અને કલ્પાંત કરતાં છોકરાના શબને બાળી આવ્યા.

ત્રીજે દિવસે તેનો પિતા ઘેર આવ્યો. તેણે સાંભળ્યું કે છોકરાને કુળરક્ષક સર્પ કરડયો, તેથી તે મરણ પામ્યો. માટે એ ક્ષેત્રદેવ કુળરક્ષક નહિ, પણ કુળભક્ષક સમજવો. પુત્ર મરણની માઠી વાત સાંભળી તેને અફસોસ તો અપાર થયો, કુળરક્ષકેજ કુળનું ભક્ષણ કર્યું માટે જરૂર આમાં કાંઇ ભેદ—કારણ હોવુજ જોઇએ. પછી બીજે દિવસે પોતાના નિયમ મુજબ દુધ લઈ જઇને તેણે રાફડા પાસે મૂક્યું, પણ અંદરથી સર્પ આવ્યો નહિ, તેથી તો તેને વિશેષ વહેમ પડયો. પછી હાથ જોડી નમ્રભાવે ઘણી અરજ કરી.–હે દેવ ! એકવાર તો કૃપા કરી આ દાસને દર્શન આપો, અને આ દુધ પી જઈ કૃતાર્થ કરો. પણ સર્પ તો બહાર નીકળ્યોજ નહિ, તેથી આણે પણ ટેક લીધી કે જ્યાં સુધી નાગનાં દર્શન ન થાય, ત્યાંસુધી અહીંથી મારે ઉઠવાનોજ નિયમ છે. આ પ્રમાણે કરતાં બ્રાહ્મણને સાત લાંઘણો થઇ ત્યારે સાતમે દિવસે સર્પ રાફડામાંથી બોલ્યો કેઃ—

દુહોઃ—તુજ મન સાલે બેટડો, મુજ મન સાલે ઘા,
ભાવ વિનાના દૂધમાં, નહી લા કે હા,

હે બ્રાહ્મણ ! તું લાંઘણો કરીને મરી જઇશ, તો પણ હવે હું તારૂં દુધ પીવાનો નથી. એ દુધ નથી પણ ઝેર છે, માટે હવે ભાવ વિનાની

ભક્તિ કરીશ નહિ; હવે તારો અને મારો સ્નેહસંબંધ તુટયો, એમ કહી રાફડામાં ચાલ્યો ગયો બ્રાહ્મણ પોતાના પુત્રની પાપબુદ્ધિને ધિક્કારતો અને ઘણો પસ્તાવો કરતો નિરાશ થઈ પોતાને ઘેર ગયો. ભુજંગી વૃત્ત.

અતિ લોભથી સર્વ વિનાશ થાય, અતિ લોભથી પ્રાણ ને કીર્તિ જાય;
અતિ લોભથી ખૂબ ખત્તા ખવાય, અતિ લોભથી ઝેર ને વેર થાય
સુણો બંધુઓ ! વિનતી એક મારી, તજો લોભને દુઃખ જાણી અપારી;
નહિ સુખ સંતોષ તુલ્યે લગારી, જુઓને જરા ચિત્તમાંહિ વિચારી.

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે મનુષ્યો લોભને લીધે પાછું વાળી જોતા નથી જરા પણ વિચારતા નથી, તેથી તેમને પાછળથી ઘણુ પસ્તાવું પડે છે. માટે સારગ્રાહી વિવેકી પુરૂષે તો સંસારના નાશવંત પદાર્થમાં અત્યંત આસક્તિ ન પામતાં અનંત સુખને આપનાર એવા પવિત્ર ધર્મને સેવવો એજ ઉત્તમ છે

(૯૮) અતિ લોભથી સમુળગુ નાશ થાય છે તે ઉપર એક કુતરાની કથા.

કોઈ એક શેઠ પોતાના ઓરડાની બહાર ઓશરીમાં થાળીમાં ઉનો રોટલો લઈ જમવા બેઠો હતો. રોટલામાં ઘી લેવા માટે ઘીનું કહલુ લેવાને તે ઓરડામાં ગયો, તેવામાં ખડકીનું કમાડ ઉઘાડું રહી જવાથી કાળીયો કુતરો ઓચિંતો એકદમ છલંગ મારી ઓશરી ઉપર આવી ભણામાં રહેલો તે આખો રોટલો મોઢામાં ઉપાડી લઇ દોડયો, જેવો તે કુતરો રોટલો મોમાં લઇને ચાલ્યો કે તરતજ ઘીનું કહલું લઇ બહાર આવતા શેઠે ભાળ્યો તેથી ક્રોધાયમાન થઇ ખુણામાંથી મોટી લાકડી ઉપાડીને પાછળ મારવા માટે ને રોટલો પડાવવા માટે દોડયો. પણ ત્યાં તો પેલો કુતરો રોટલો લઇ ખડકી બહાર સત્વર નીકળીજ ગયો ને આગળ નાઠો. શેઠ લાકડી લઇ ખડકી સુધી તો બહાર આવ્યા પણ પછી શરમ આવવાથી ખડકી બહાર ન જતાં ત્યાં જ ઉભા રહ્યા અને કુતરા પ્રત્યે બોલ્યા કેઃ—જા કુતરા ! પુન્ય થયું; ખાજે રોટલો. વાહરે શેઠ ! ભારે કરી ! જયારે કશી વાતે ચાલ્યું જ નહિ, ત્યારે તેં પુન્ય કર્યું, તેં તો તારી બહાદુરી કરી જોઇ, ડાંગ લઇ બહાર નીકળ્યો પણ કાંઇ ઉપાય ન રહ્યો એટલે પછી પુન્ય કર્યું પણ તેં આ તો કાંઇ પુન્ય કર્યું નથી. તે તો તેની સત્તાથી જ રોટલો લઇ ગયો હતો, છતાં તું લાકડી લઇને પાછળ ન દોડયો હોત ને પહેલેથી એમ બોલ્યો હોત કે થયું, હવે ભલે તે બિચારો ખાય, તોજ કદાચ પુન્ય થયું મનાય ખરૂં !

પછી તે કુતરો મોંમાં રોટલો રાખી આગળ દોડ્યો, તેવામાં તેને શેરીઓમાંથી બીજા પોતાના નાતીલા, જાતીલા, પિત્રાઈભાઈઓ આવી વાંસે દોડી હાઉહાઉ કરતા કનડવા લાગ્યા. પેલો કૂતરો મુંઝાયો. પેલા પાસેથી તો રોટલો ઉપાડ્યો પણ અહીંયા બચશે કે નહિ. તે ભય પામ્યો તો પણ આશાએ આશાએ એકદમ દોડી કોઈને ન ગણકારતા ગામ બહાર નીકળી ગયો. ગામને પાદર નદી હતી ને સામે કાંઠે એક મોટું વડલાનું ઝાડ હતું. તે નદી ઉતરી ત્યાં જઈ ઝાડ તળે બેસીને આ આખો રોટલો ખાઉં, તેમ વિચારીને નદીમાં પડયો. વેનમાં આવતા કેડ લગણુ પાણી થવા માંડ્યું તેથી તરવા માંડ્યું. જ્યાં પાણી ભણી તે કૂતરો નજર કરવા લાગ્યો તો તેમાં રોટલા સહિત તે પાણીમાં પોતાનું પ્રતિબિંબ દેખાયું. આ જોઈ તે કૂતરાને અવળો ભાસ થયો કે જરૂર આ બીજો રોટલો પાણીમાં પડેલ જણાય છે. તેથી લાવને તે પણ રોટલો જોડે લઈ લઉં, તો નિરાંતે બે રોટલા ખવાશે તેવો લોભ થયો. અને પોતાનું મોઢું કાઢી પાણીમાંનો રોટલો જેવો તે લેવા ગયો ત્યા તો મોઢું ઉઘડી જવાથી પોતાનો રોટલો પણ પાણીમાં પડી તળીયે બેઠો. આથી તો તે કૂતરો બહુજ ગભરાયો કે અરેરે ! ! આ તો મારો રોટલો પણ ગયો. હવે પાણીને તળીયેથી શી રીતે લેવાય, પાણી ઉંડુ છે, બિચારો પછી મોટે સ્વરે ઊ ..ઊ કરવા લાગ્યો, રોવા લાગ્યો ને પછી પસ્તાવો તથા અફસોસ કરતો કરતો કાંઠે આવ્યો. સાર એ છે કેઃ—જો તે અતિ લોભ કરવા ગયો તો મુળગું પણ ગુમાવી બેઠો. માટે કોઈ માણસે આ જગતમાં અતિ લોભ કદી કરવો જ નહિ. (૬૨)

---

(૬૩)

यदीच्छसे भव्य ! निरोग भावं ।
समाचरत्वं जिनराज वैद्यम् ॥
जन्म जरा मृत्यु महागदानां ।
समूलमुन्मूलायितुं सशक्तः ॥ ६३ ॥

અર્થ—હે ભવ્ય ! જો તું ભાવથી નિરોગીપણાને ઇચ્છે છે, તો શ્રી જિનરાજભગવાન રૂપી વૈદ્યનું જ ખરેખર સેવન કર, કારણ કે તે જિનરાજ વૈદ્ય ભવરોગોને દૂર કરવામાં ખરેખર મહા સમર્થ છે, માટે તેનુંજ શરણ અંગિકાર કર. (૬૩)

એક બીજાને ઓળખી, પસ્તાયા પ્રભાત. ૧૧૨

ભાવાર્થ—આ જગતમાં રોગ બે પ્રકારના છે. એક અભ્યંતર અને બીજો બાહ્ય. બાહ્ય રોગો ઘણી જાતના છે, તેમાં મુખ્ય સોળ જાતના રોગ શાસ્ત્રે વર્ણવ્યા છે. એવા રોગો જ્યારે પૂર્વકૃત કુકર્મના યોગે ઉદયમાં આવે છે, ત્યારે પ્રાણીઓ બહુ પીડાય છે. આંખમાંથી દડદડ આંસુ પડવાનો વખત આવે છે. આ શરીર રોગથીજ ભરેલું છે. આ શરીરમાં સાડીત્રણ કરોડ રોમરાય છે. તેમાં એકેકી રોમરાયે પોણા બબ્બે રોગ છે. આ સર્વ રોગો બાહ્ય કહેવાય છે અને તે ઉદયમાં ન આવે ત્યાં સુધી સારા છે. દુનિયામાં એવો કોઈ પણ માણસ ભાગ્યેજ હશે કે જેના શરીરમાં એક પણ રોગ ન હોય, કોઈને કાંઈ રોગ તો કોઈને કાંઈ રોગ; એમ સર્વ મનુષ્યો રોગથી ઘેરાએલાજ છે. આ સર્વ રોગો બાહ્ય કહેવાય છે.

હવે અભ્યતર રોગો વિષે કહે છે. જન્મ, જરા અને મરણ; તથા આધિ, વ્યાધિ અને ઉપાધિ એ અભ્યંતર રોગો છે. આ રોગો આજકાલના નથી, પણ અનંતકાળ થયાં આ આત્માની પાછળ લાગુ પડી રહેલા છે. અહાહા! જન્મ એ રોગ શું ઓછો ભયંકર છે? ખરેખર, જન્મ થતી વખતે આ આત્માને અનંત કોટી વેદના ભોગવવી પડે છે. નવ માસ માના ઉદરમાં રહે છે, ત્યા પણ વેદનાનો પારજ નહિ. એક નરકના દુઃખની નિશાની ને વાનકી કહીએ, તો પણ ચાલે; આવી ગૂઢ વેદના ગર્ભવાસનો જીવ સવા નવ માસ સુધી ગર્ભમાં ભોગવે છે. પછી સદ્ભાગ્યના ઉદય હોય તો જન્મ થાય, નહિ તો ગર્ભમાને ગર્ભમાંજ મરણ પામે છે; તેથી લોકો તેને કસુવાવડ થઈ કહે છે. આવી સ્થિતિ જન્મ સમયની મહાદુઃખમય છે, માટે એ અભ્યંતર મહારોગ છે.

હવે અભ્યતર બીજો મહારોગ જરા છે. જરા એટલે જીર્ણ થવું-ઘસાઈ જવું, દુનિયાનો એવો કોઈ પણ પદાર્થ નહિ હોય, કે તે સદા એકજ સ્થિતિમાં રહે પાણીછટ ઊંડા પાયા નાખેલાં કેવળ પાષાણમય મકાનો પણ કાળે કરી પોતાની સુંદરતા ખોઈ ખંડેર બની જઈ અસુદરતાનો ભાવ ભજવે છે, એમ દરેક વસ્તુ ઉપર કાળ લાગુ પડેલો છે મહાપુરુષો જેને "પુદ્દગળ" એવા નામથી સર્વદા ઓળખાવે છે. જ્યારે જન્મ ધારણ કરાય છે ત્યારે તેની પાછળ જરા લાગુ પડે છે. જન્મે ત્યારથી દિવસે દિવસે આયુષ્ય ક્ષીણ-ઓછું થતું જાય છે, જે ઓછું થયું તે તો ગયુંજ. મનુષ્યો વર્ષગાંઠને દિવસે આનંદોત્સવ માને છે, ગાનતાનમાં અને ખાનપાનમાં ગુલતાન થઈ ખુશાલીમાં વખત ગુજારે છે. તે વિષે કહ્યું છે કેઃ—

ઘરની કુળની દેશની, જ્યારે પડતી હોય;
લડે પરસ્પર દેખીને, કરે પ્રતીત ન કોય. ૧૧૩

દુહો:—વર્ષગાંઠના દિવસમાં, ખાયપીએ હરખાય;
પણ મૂરખ સમજે નહિ, દિવસ ગાંઠનો જાય.

જેમ કોઈ ગુનેગારને ફાંસીની સજા કરી તેની એક માસની મુદત રાખી છે; હવે તેમાં જે દિવસ ઓછો થાય છે, તે તેને કાળજુ કાપવા બરાબર લાગે છે. તે ઇચ્છા મુજબ જોઇતાં સુખનાં સર્વ સાધનો જોઇ આનંદ ન પામતાં ઉલટો મહાખેદ પામે છે, તેમ આ જરા તો આયુષ્યને જીર્ણ કરે છે, વળી વૃદ્ધાવસ્થામાં શરીરની સર્વ શક્તિ ઓછી થાય છે, તેથી જીવ બહુ પીડાય છે; માટે ઘડપણ એ પણ એક અભ્યંતર મોટો રોગ છે મરણ એ ત્રીજો અભ્યંતર રોગ છે. અહાહા ! મરણનું દુઃખ શું ઓછુ છે ? ! ના, ના, એ તો ગજબ રોગ છે, એનું નામ સાંભળતાં જ પ્રાણી ભડકે છે. મરણ સમાન તો કોઈ રોગજ નથી. " सर्वेषां जीवनं प्रियम् " સર્વને જીવવુ ગમે છે, અને મરણ તો અળખામણુંજ લાગે છે; કોડીઆમાં તેલ ખુટયુ, એટલે દીવાને ઓલવાઈ ગયા વિના છુટકો જ નહિ, આઉખું તુટ્યું, તે કદાપિ સંધાઇ શકતું નથી. મરણ વખતે જીવને અથાગ વેદના થાય છે. કેટલાક તો આશાને લીધે હાયવોય કરે છે, કેટલાકને સન્નિપાત થઇ જાય છે. એ બધા વેદનાના જ પ્રકારો છે. ભગવાને જન્મ કરતાં મરણનું અનંતગણું દુઃખ કહેલું છે, કોઈ ભાગ્યશાળી સુમરણે મરી શકે છે, બાકી તો સર્વ દુનિયા અકામ દુઃખ મરણેજ મરી રહેલી છે. આ ત્રણ દુઃખો અભ્યંતર છે. જેમ બાહ્ય રોગો દૂર કરવા માટે લોકો વૈદ્યની ગરજ રાખે છે, તેમ હે ભવ્ય પ્રાણીઓ ! આ ત્રણ મહા રોગ દૂર કરવા હોય, તો શ્રી જિનરાજરૂપી મહાવૈદ્યને શરણે જાઓ, કારણ કે અભ્યંતર રોગોના તે ખાસ દાક્તર છે, પણ તે દાક્તરની દવા કરવામાં ફી ભારે-બહુ બેસે છે. હૃદયની સદ્‌ભાવનાથી ભક્તિરૂપી ફી તું આપીશ તોજ તે દાક્તરની દવા સુખ કરશે અને તારા રોગને હરશે. માટે પવિત્ર ધર્મનો આશ્રય લઇ રોગથી દૂર થા, એ જ લાભનો હેતુ અને ભવસાગર તરવાનો સેતુ છે. હવે તેના ઉપર મહા વૈરાગી શ્રી થાવચ્ચા મુનિનું દૃષ્ટાંત કહે છે.

## (૬૯) સાચા સ્વાર્થી-આત્મહિતસાધક થાવચ્ચા મુનિ.

દ્વારકાનગરીમાં એક વખતે ફરતા ફરતા બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાન પધાર્યા. તેમને વાંદવાને શ્રીકૃષ્ણમહારાજ વગેરે સર્વ ભાવિકમંડળ

ગયુ. તેની સાથે એક ગાથાપતિનો ગૃહસ્થ પુત્ર થાવચ્ચા નામે હતો, તે પણ ભગવાનનું આગમન સાંભળીને ત્યાં આવ્યો હતો. શ્રી નેમિનાથ પ્રભુએ દેશના સંભળાવી. સઉને સમયને અનુકૂળ મહા ઉત્તમ ઉપદેશ આપ્યો, કેઃ- -હે ભવ્યજનો !

"આ લોકમાં મોહરૂપ એક મોટી કડાઈ છે, સૂર્ય રૂપી અગ્નિ તેના નીચે સળગાવેલો છે, અને તેમાં રાતદિવસ રૂપી લાકડાં બળ્યા કરે છે, તથા કાળરૂપી રસોઈયો તે કડાઈમાં આસઋતુ રૂપી કડછો હલાવીને પ્રાણી માત્ર રૂપી અન્નને રાંધી નાંખે છે. આ એક મોટી આશ્ચર્યની વાત છે. આવી રીતે હમેશાં પ્રાણીઓ યમાલયમાં ચાલ્યાં જાય છે. છતાં મોહમુગ્ધ લોકો કાંઈ પણ ચેતતા નથી.

**સવૈયો—રાખ થશે રણમાં બળીને બધી, કંચન સરખી શુભ કાયા,**
**જાણ જશે જુવતીજરજોબન, છે ઘડી ચારની વાદળ છાયા;**
**મંદિર માળ મંજુસ મનોહર, મેલી જવી જગમાં બધી માયા,**
**પ્રિય સુણો દલપત કહે, શુભ કામ કર્યું નર તેજ કમાયા. ૧**

આવો અપૂર્વ ઉપદેશ સાંભળી સર્વ શ્રોતા ખુશી થયા. થાવચ્ચાકુમારના ચિત્તમા તો કંઇ જુદીજ અસર થઈ, તેના હૃદયમાં સંસારત્યાગ વૃત્તિનો વૈરાગ્યભાવ સ્ફુર્યો પરમકૃપાળુ પ્રભો ! આપનો ઉપદેશ મને ખૂબ રૂચ્યો છે, જિંદગીપર્યંત આપના ચરણમાં હુ અર્પણ થઈ કૃતાર્થ થવા જીજ્ઞાસા ધરાવું છું, હવે માતાની રજા લઈ હમણાજ આપની સમક્ષ આવી સંયમજીવનમાં પ્રવેશ કરીશ અને દુઃખવિનાશિની એવી ભગવતી દીક્ષા લઈશ–એમ કહી તે ઘેર આવ્યો. આજનો રંગ તો ઓરજ હતો. મુખ પર વૈરાગ્યનો રંગ ઝળકી રહ્યો હતો. માતા પાસે આવીને સંયમજીવનમા પ્રવેશ કરી જીવતર વિતાવવાની અનુમતિ માગી. માતા તે સાંભળી એકદમ જમીન ઉપર ઢળી પડી પછી સાવધાન થતાં પુત્રને પ્રતિષેધ કરવા લાગી, પણ પરિણામ છેવટે થાવચ્ચા પુત્રે સહર્ષ પોતાના લાભમાંજ ઉતાર્યું–માતાનુ જોર કાંઇ ચાલ્યુંજ નહિ. વૈરાગ્યનો વેગ કોણ અટકાવી શકે ? જેના હૃદયમાં વૈરાગ્ય સ્ફુરાયમાન થાય છે, તેને દુનિયામાં કોઈ પણ પદાર્થ ઉપર પ્રીતિ લાગતી નથી. જ્ઞાનમાંજ તેનું પોતાનું હૃદય રમી રહેલું હોય છે; અને તેને કોઇ બળાત્કારે

અટકાવવા ધારે, તો કદી તે રોકયો રહેતો નથી; અને આખરે ગમે તેમ કરી પોતાની ઇષ્ટ સિદ્ધિ–દીક્ષા ગ્રહણ કરે છે ત્યારેજ તેને નિરાંત વળે છે. થાવચ્ચા પુત્ર પોતાની માતાને એકજ ખોટનો પુત્ર હતો, તેથી એકદમ રજા મળી શકે તેમ હતું નહિ. પરસ્પર વિવાદ ઘણો થયો. માતા તરફથી કસોટી પુષ્કળ લેવાણી, પણ પુત્રના અનન્ય વૈરાગ્ય આગળ કાંઈ ચાલ્યું નહિ, ત્યારે આખરે ના છુટકે સજળ નેત્રે પુત્ર! भद्रं ते कुरु ॥ અર્થાત્–હે પુત્ર! તું તારું કલ્યાણ કર એવી અનુમતી આપીને પોતાના ઘરમાં પુષ્કળ દ્રવ્ય હોવાથી મોટા ઠાઠમાઠ સાથે દીક્ષા આપવાનો નિશ્ચય કર્યો. મોટો ઠાઠમાઠ કરવામાં રાજ્યના સામાનની પણ જરૂર પડે છે, તેથી મહારાજા શ્રીકૃષ્ણ નરેશને મળી રાજ્યના સામાનની માગણી કરી, ત્યારે શ્રીકૃષ્ણમહારાજે આદરમાનથી પૂછ્યું કે, હે વૃદ્ધમાતા! તમારે એવો મોટો સમારંભ શા માટે કરવો પડે છે? આ સાંભળી વૃદ્ધ માતાની ચક્ષુમાં આંસુ આવ્યાં. હે છત્રપતિ! મારો એકનો એક પુત્ર મારા વંશને તાળું દેવા તૈયાર થયેલ છે, શ્રી નેમપ્રભુનો સદુપદેશ સાંભળી દીક્ષા લેવા ઉજમાળ બનેલ છે. અત્યારે તો એજ મોટો માંગલ્ય મહોત્સવ. તેને માટે છેલ્લીવાર મારે આપના સામાનની જરૂર પડી છે. રાજાએ આશ્ચર્ય પામી કહ્યું કે હે માતા! એવા ઉમંગી ભાવમુનિને મારે મળવું છે, અને દીક્ષા લેવાનું કારણ પૂછવું છે. થાવચ્ચા પુત્ર અને રાજા બંને મળ્યા; રાજા તેમને જોઇ અત્યંત હર્ષિત થયો અહાહા! વૈરાગ્ય રંગની ઉમંગી પ્રદીપશીખા આના મુખ કમળ ઉપર કેવી ઝળકી રહી છે ધન્ય! એની પવિત્ર દશાને! પછી પુત્રને પાસે બેસાડી મહારાજાએ કહ્યું:–ધન્ય છે ભાઇ! તને દીક્ષા લેવા ઉજમાળ થયેલો જોઈ હું અતિ હર્ષિત થયો છું, પણ હવે પૂછવાનું એટલું જ છે કે દુનિયામા પ્રાયે કરી દુઃખી મનુષ્યો વૈરાગ્યના ઘરમાં વિશેષ પ્રવેશ કરે છે, તો તારે આ સંસારમાં શું દુઃખ છે? લક્ષ્મી પણ ઘરમા ઘણી છે, માતા તરફનો પૂર્ણ સંતોષ છે, કોઇ પ્રકારે રળવા વગેરેની ચિંતા નથી કે જેથી તુ દીક્ષા લે છે. ભાઈ! દુઃખ હોય તો મને કહે, હું તારું દુઃખ સત્વર દૂર કરીશ, પણ તું તારી માતાને ન રોવરાવ, દુઃખી ન કર! અને સંસારમાં કલ્યાણ થાય તેવો સુલભ રસ્તો લે.

આ સાંભળીને થાવચ્ચા પુત્ર જરા મનમાં હસ્યો, અને પછી શાતવદને બોલ્યો:–અહો મહારાજા! ઘણી ખુશીની વાત છે કે આપ સરખા દુઃખભંજન મહારાજા મારું દુઃખદલન કરવા દિલસોજી બતાવો છો, પણ હે મહારાજ!

હું તો બહુ દુઃખી છું, મારી પછવાડે ત્રણ રોગો લાગુ પડ્યા છે, તે મને સદા મહા પીડા કરે છે. આપ મહાસમર્થ મહારાજાના રાજ્યમાં એવા ઉસ્તાદ ડાક્તરો, વૈદ્યો કે હકીમો હોય તો ભલે આ મારો રોગ મટાડી મારા પર ઉપકાર કરશો એવી હું આશા રાખું છું, તે ત્રણ રોગોનાં નામ નીચેની ગાથામાં છેઃ—

गाथा—जन्म दुःखं जरा दुःखं । रोगाय मरणाणिय ॥
अहो दुःखो हु संसारो । जत्थ किसंति जंतुणो ॥

અર્થાત્—આ જગતમાં જન્મનું દુઃખ, જરાનું દુઃખ, આધિવ્યાધિ અને ઉપાધિનું દુઃખ, તથા મરણનું દુઃખ છે. આ રોગો મને ઘણું દુઃખ આપે છે. એ રોગો આજ કાલના નથી પણ અનાદિ કાળ થયા મારી કેડે પડ્યા છે, હજી સુધી મને એવો કોઈ કુશલ વૈદ્ય મળ્યો નથી, કે જે મને અકસીર દવા આપી મારો રોગ મટાડે. પણ હવે આપશ્રીએજ મારો રોગ મટાડવા બીડું ઝડપ્યું છે તેથી મારે હવે નેમનાથ પ્રભુ પાસે જવાની કાંઈ જરૂર નથી, તેમ દીક્ષા લેવાની પણ જરૂર નથી. એવો કોણ મૂઢ અને મૂર્ખ માણસ હોય, કે ઘેર બેઠાં મળતી લક્ષ્મીને તજી નાહક પરદેશમાં રખડવા જાય!

આ સાંભળી આશ્ચર્યચકિત થયેલા શ્રીકૃષ્ણ બોલ્યા કેઃ—ભાઈ બસ કરો, એ શક્તિ તો મુજમાં નથી જ. તમારો ભવરોગ મેં જાણ્યો, ખરેખર તમારો વૈરાગ્ય અપૂર્વ છે. એ ભવરોગ મટાડવાને બીજો કોઈ આ દુનિયામાં સમર્થ નથી. તો હું રંક શું મટાડી શકું? એ રોગ દૂર કરવાને માટે તો શ્રીજીનેશ્વરવૈદ્યનું શરણ જ શ્રેયસ્કર છે, એ પવિત્ર પ્રભુ પાસેજ એની અકસીર દવા છે. માટે સુખેથી તમારો ભાવ પૂર્ણ કરો; મેં લીધેલી કસોટીમાં તો હું પોતે જ હાર્યો છું. પછી થાવચ્ચાકુમારે માતા, પુત્ર, મિત્ર, કલત્ર વગેરે સર્વ છતી ઋદ્ધિસિદ્ધિ તજીને શ્રીનેમનાથપ્રભુ પાસે દીક્ષા લઈ આત્મકાર્ય સિદ્ધ કર્યું. આ દૃષ્ટાંતની મતલબ એ છે કે સંસારમાં જન્મ, જરા ને મરણ એજ મહારોગો છે, તેને દૂર કરવા સપ્રેમ પ્રભુને ભજવા તેનું ત્રિતાપહર શરણ ગ્રહણ કરવુ કે જેથી આ અપાર ભયંકર ભવ સાગરનો જલદીથી અંત આણી શકાય.

## (૭૦) પ્રભુના ખોટા બહાનાથી પણ બચનાર મચ્છીમારની કથા

અકબર બાદશાહે હિંદુ પ્રજાની લાગણી રાખવા માટે રાજ્યધાની દિલ્હી

શહેરના બહારના ભાગમાં એક મોટું તળાવ હતું. તેમાં માછલાં કોઈએ ન મારવા માટે ગામમાં ઢંઢેરો પીટાવ્યો હતો, અને કોઈ પણ માછલાં મારશે તો તેને બાદશાહ સખત ગુન્હેગાર ગણીને તેને ઇચ્છા મુજબ દેહાંતદંડની શિક્ષા કરશે, એવો સખત હુકમ ફરમાવ્યો હતો. તેથી તે માછલાં નિર્ભયપણે જીવી આનંદ કરતા હતા. એવે વખતે કોઇ મચ્છીમાર સવારમાં ત્યાં થઇને તે રસ્તે ચાલ્યો જતો હતો. તેણે આ માછલા રમતાં જોયા. અને તેને જાળ નાખી પકડવાની ઇચ્છા થઇ આવી. જો કે તે બાદશાહનો હુકમ જાણતો હતો છતાં પોતાના સ્વાર્થની ખાતર તેણે ગણકાર્યું જ નહિ. તેણે વિચાર્યું કે બાદશાહ ક્યાં જોવા આવે તેમ છે! વળી કોઈ માણસ પણ આટલામાં નથી. તો તેટલા વખતમાં છાની રીતે માછલાં કાઢી લઉં. અહાહા! જગતમાં સ્વાર્થીને બીક કે શરમ નથીજ. પછી ત્યાં જાળ નાખીને મચ્છીમારે માછલાં પકડવા માંડયાં. જ્યાં માછલાંઓ થોડાઘણાં કાઢયા ને બીજા કાઢે છે ત્યાં કર્મયોગે અકબર બાદશાહનીજ સ્વારી છેટેથી તે રસ્તેથી આવતી જણાઈ. સ્વારી આવતી ભાળીને મચ્છીમાર ભય પામ્યો કે હાયહાય! ગજબ થયો! જેનો ભય હતો તે જ આગળ આવીને ઊભો રહ્યો. અરેરે, બાદશાહ પોતેજ આવે છે. હાય! હવે હું શું કરુ ! આ ભાળશે કે તરતજ નક્કી મને મારી નાખશે. આજે મરી ગયો. હવે બચવાનો ઉપાય નથી જ. ત્યાં તેને સાંભરી આવ્યું કે બાદશાહ હિંદુઓના સાધુને માન આપે છે તો તેનુંજ બાનું લઇને બેસી જાઉં. એમ વિચારી તે જ વખતે તત્કાળ બુદ્ધિ વાપરી પોતાની જાળને દીવાસળી વતી સળગાવી નાખી ને તે રાખનું કપાળમાં ત્રિપુંડ કર્યું. ગળામાં, ખભે તથા આખે શરીરે રાખ ચોળી દીધી અને લંગોટી વાળી આસન વાળી સૂર્ય સામે બેસી ગયો. એક દોરી હતી તેને ગાંઠો વાળી માળા બનાવી રામ રામ રામ એમ બોલતો ભજન કરવા લાગ્યો. તેવામા બાદશાહ ત્યાં આવ્યો. છેટેથી કોઈ સાધુની આકૃતિ ભાળી પાસે આવ્યો અને ઘોડેથી હેઠો ઉતરી પગે લાગ્યો. પછી થોડીવાર સ્તુતિ કરી, નમન કરી બાદશાહ ચાલ્યો ગયો. પણ પેલા મચ્છીમારે તો આંખ ઉઘાડીજ નહિ. મનમાં તેને ભયનો પાર નહોતો. બાદશાહ ગયા પછી નિરાંત વળી. પછી આંખ ઉઘાડી બોલ્યો કે હાશ ઠીક થયું, આ બાનાથીજ બચ્યો.

**દોહરો.** જુઠા બાના મેલીયા, અકબર નમીયા આય;
સાચે દિલે જો પ્રભુ ભજું, તો બેડા પાર હો જાય.

અર્થાત્—મેં પ્રભુનામનું ખોટું બાનું લીધું તેમાં પણ અકબર જેવો મહાન બાદશાહ નમી ગયો તો સાચા દિલથી પ્રભુને જો ભજું તો ખરેખર મારો બેડો પારજ થઈ જાય ને હું તરીજ જાઉં. પછી મનમાં લાગી આવ્યું ને ઇશ્વર ભક્તિ ઉપર શ્રદ્ધા થઇ તેથી પાપનો આ ધંધો તજી વૈરાગ્ય પામી સંસાર તજીને તે જ વખતે ત્યાંથી ચાલી નીકળ્યો. (૬૩)

---

(૬૪)

संसारसिंधूत्तरणाय तूर्णं ।
प्रदर्शितं सप्तमिदं जिनेन ॥
निजात्मनिंदा गुरुभक्ति क्षांति
दानं दया दीनता ब्रह्मचर्यम् ॥ ६४ ॥

**અર્થ—હે ઉત્તમ પ્રાણી! જો તું આ સંસારરૂપ સિન્ધુનો પાર પામવા ઇચ્છા રાખતો હોય, તો સર્વજ્ઞ શ્રી જીનેશ્વર પ્રભુએ કહેલા નીચેના સાત પ્રકારોનું પ્રેમપૂર્વક તું સદા સેવન કર!**

**(૧) ગુરૂનો વિનય (૨) ક્રોધને દૂર કરવો તે (૩) પોતાના આત્માની નિંદામાં પ્રિયપણું (૪) કપટથી રહિત હૃદય કરવું (૫) નિર્માનીપણું (૬) બ્રહ્મચર્ય અને (૭) દાન, એ સાત ચિત્તમાં ધારણ કર. (૬૪)**

ભાવાર્થ—મોક્ષ સાધનમાં પહેલાં ગુરુના વિનયની જરૂર છે. કારણકે સદ્‌ગુરૂના સમાગમથી જ અનાદિ કાળની અજ્ઞાન નિંદ્રા દૂર થાય છે, અને તે ભવાટવીમાં ભટકતા અલ્પજ્ઞ જીવને એક ભોમીઆ રૂપ થાય છે. ભોમીઆ વિના જંગલના રસ્તાઓ—અટવીઓ આપણે ભાગ્યેજ ઓળખી શકીએ છીએ. આ જીવ એક ભવાટવીમાં ભટકે છે, તે અટવીમાં ચોરાશી લાખ રસ્તાઓ છે, તેમાં મોક્ષનો રસ્તો તો સર્વથી ન્યારો છે, તે તેના જાણભેદુ વિના ભાગ્યેજ જાણી શકાય છે. શ્રીસદ્‌ગુરુ તે રસ્તાના ભોમીઆ છે, તેથી તે મુમુક્ષુ પ્રાણીને રસ્તો બતાવી મહદુપકાર કરે છે. માટે હમેશાં સદ્‌ગુરુનો વિનય કરવો, મોક્ષ સાધન માટે બીજો ગુણ અક્રોધ છે, અક્રોધ એટલે ક્ષમા—ખામોસ—સમતા—સહનશીલતા એટલે જેમાં ક્ષમાગુણ રહેલો છે તે માણસ ઉત્તમ છે. ક્રોધ છે તે મહાચાંડાલ છે, ભવોભવમાં આત્માને ભવભ્રમણમાં ભટકાવનાર છે. ક્રોધી માણસના હૃદયમાંથી, બોલના અને ચક્ષુમાંથી લજ્જા

એ બે દેવીઓ પલાયન થઈ જાય છે, તેથી જેમ સ્ત્રીથી રહિત ગૃહસ્થીનું ઘર શૂન્યવત ગણાય છે, તેમ આ બે દેવીઓથી રહિત બનેલ હૃદય અને ચક્ષુઓ પણ શૂન્ય જાણવાં. તેથી ક્રોધીને હાથે જ્યારે ત્યારે અકાર્યો-દોષો બહુ થઈ બેસે છે, અને તેનાં માઠાં પરિણામ પશ્ચાત્તાપ કરી રડી રડીને ભોગવવા પડે છે. અચંકારી ભટ્ટા ક્રોધથીજ મહા દુઃખી થઈ હતી, વળી ક્રોધથી ગતિ પણ બગડી જાય છે. માટે મુક્તિમહિલાભિલાષી વિવેકી મનુષ્યોએ તો દુઃખદાયક અને દુર્ગુણના ભંડારરૂપ એવા ક્રોધને સર્વદા તજી દેવો.

મોક્ષસાધનનો ત્રીજો પ્રકાર આત્મનિંદા છે. આત્મનિંદા એટલે પરદૃષ્ટિનો ત્યાગ કરી સ્વદૃષ્ટિમાં સ્થિતિ કરવી. પારકી ભૂલોમાં નહિ ગુંચવાઈ પડતાં પોતાનીજ ભૂલો સામું જોવું, તથા તેને સુધારવા સર્વ પ્રયત્ન કરવા. આત્મા અનેક ભૂલોથી ભરપૂર છે, છતાંપિ અનાદિ કાળથી એવો ઢાળો છે કે પરાયા દોષ કાઢી સામાનીજ નિંદા કરવી. પણ ઉત્તમ પુરુષોનું એ લક્ષણ નથી ઉત્તમ પુરુષો તો સદા વિચારે છે કે, હે આત્મા! તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? ક્યા જવાનું છે? તારા માતાપિતા કોણ છે? એટલું તો અવશ્ય યાદ રાખજે, કે તું આ મનુષ્યભવની પેઢી ઉપર લાભ લેવાને આવ્યો છે, પણ તું તો લાભને બદલે ખોટનો ધંધો આદરી બેઠો છે; તો ભુંડા! તારું પરભવમાં શું થશે? તે તો કેવળ મિથ્યા મોહમાયામાં પડી આ અમૂલ્ય માનવજીવન ગુમાવી ખત્તા ખાધા છે. તું ગમે તેટલાં અકાર્યો ભલે કર પણ તેનો બદલો તારે અવશ્ય આપવોજ પડશે, માટે પારકી પંચાત કરવી મુકી તું તારું સંભાળજે.

હવે મોક્ષસાધનનો ચોથો ગુણ હૃદયની નિષ્કપટતા છે. જેનું હૃદય શુદ્ધ તેનું સર્વે શુદ્ધ, પણ હૃદયના-મનના મેલા મનુષ્યોનું સર્વે મેલુ મનાય છે. આપણાં સર્વ શુભાશુભ કર્તવ્યોનો આધાર મોટે ભાગે હૃદયની શુદ્ધિ ઉપરજ રહેલો છે. કર્તવ્યમા ઉજ્જવળતા દેખાડતો હોય, પણ કુડકપટથી ભરેલો હોય તો તે કદી જોઈએ તેવી સિદ્ધિને પામતો નથી. ભદ્રિક મનુષ્યો ઉપર સર્વ કોઈ વિશ્વાસ રાખે છે, પ્રપંચી પાખંડી મનુષ્યો પોતાનો સ્વાર્થ સાધવા માટે અનેક પ્રકારે કપટ કરી યુક્તિપ્રયુક્તિઓ રચે છે, ને લોકોને ઠગે છે, પણ તેમા ખરેખર તે પોતાના આત્માનેજ ઠગે છે, કારણકે કપટથી દુર્ગતિમા અવતરે છે અને મહાદુઃખ પામે છે. માટે હમેશા નિષ્કપટતા ધારણ કરવી આત્મવંચક ન થવુ .

વળી સંસાર તરવાનો પાંચમો પ્રકાર નિર્માનીપણું છે. નમ્રતા એ એક જગતને વશ કરવાનો મહાન સિદ્ધ મંત્ર છે. "જે નમે તે પ્રભુને ગમે." અભિમાની—અક્કડ મનુષ્યો ગમે તેટલાં દુઃખી થાય તો પણ પોતાની તંગડી નીચે મેલતા નથી. તે વિષે કહ્યું છે કેઃ—ઉપજાતિવૃત.

**ખત્તા મળે તો પણ ખેલ ખેલે, મિથ્યાભિમાની મમતા ન મેલે,**
**કાઢે કદિ ઉત્તર ફેરી કુંચી, પડયા મિયાં તો પણ ટાંગ ઊંચી;**
**ડરે દિલે દૂરથી દેડકાથી, વાણી વદે જે વડુ વાઘલાથી;**
**કરે ખરેખાત વિચાર ખોટા; મિથ્યાભિમાની નર મૂર્ખ મોટા.**

ખરેખર અભિમાની આંધળોજ છે. અભિમાનને લીધે રાવણની પેઠે વગર વિચાર્યાં કામ કરી પાછળ પૂર્ણ પસ્તાવામાં પડે છે, માટે અભિમાનનો ત્યાગ કરવો. સરલ સ્વભાવી બનવાથી અનેક સદ્દગુણો શોભી ઊઠે છે. તથા દરેક ધર્મક્રિયા નિર્માનીપણે કરવાથી મહાન ફળ આપે છે. સંસારસાગર તરવાનો છઠ્ઠો ગુણ બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્ય એટલે શીલવ્રત—બ્રહ્મચર્યવ્રતથી દેવ, દાનવ અને માનવ સર્વે આવી નમે છે, બ્રહ્મચર્યથી મહા ભારે લાભ થાય છે. દરેક મનુષ્યે દૃષ્ટિમાં અમી—અમૃત રાખવું જોઈએ, વ્યભિચારી મનુષ્યો વિષય રસમાં પડી જીંદગી વ્યર્થ ગુમાવે છે શિયળ સમાન એકે મહાન સદ્દગુણ નથી, એ સદ્દગુણ સર્વ સદ્દગુણમાં શિરોમણી છે. શ્રી સીતાજી, સુભદ્રાજી, દ્રૌપદીજી, ચંદનબાળા, દમયંતી, સુદર્શન શેઠ વગેરે શિયળથીજ પોતાના નામો અમર કરી ગયા છે. મહાન સંકટ પડવા છતાં પોતાની પવિત્ર ટેક તજી નથી. ધન્ય છે, એવાં માનવરત્નોને! માટે વિવેકી પુરુષોએ હમેશાં પોતાની મનોવૃત્તિને શુદ્ધ કરી સદ્દગુણભંડાર અને ગુણાગાર એવું બ્રહ્મચર્યવ્રત સપ્રેમ ધારણ કરવું. (૬)

હવે સંસારસાગર તરવાનો સાતમો પ્રકાર સુપાત્ર દાન છે. ભાવથી સુપાત્રને દાન દેવું, કે જેથી ક્રૂર કર્મનો ક્ષય થાય છે. ઉંચ ગોત્રમાં જન્મ થાય છે, દક્ષાગી સુખવાળુ કુળ પામે છે, અને પછી પવિત્ર ધર્મનું આરાધન કરી અજરામરત્વ પ્રાપ્ત કરે છે. જુઓ રેવતી નામે ગાથાપતિનીએ શ્રીમહાવીરપ્રભુના રોગનિવારણ માટે કોલાપાકનું દાન દીધું, કે જે દાન દેવાની ઉત્કૃષ્ટ ભાવનાથી તીર્થંકરગોત્રની ઉપાર્જના કરી. તેમજ ધનાસાર્થવાહે સાધુ મહાત્માને ઘ્રતનુ દાન દેવાથી તીર્થંકરગોત્રની ઉપાર્જના કરી, શ્રી આદિજીનેશ્વર થયા. વળી શંખરાજા ને યશોમતી રાણીએ પ્રમોદ ભાવનાથી

તૃષાતુર એક સાધુ મહાત્માને દ્રાક્ષોદકનું દાન દીધુ, કે જેથી દશમે ભવે નેમનાથભગવાન તથા રાજેમતી સતી થયાં. એવું અનેક ગુણોથી ભરપુર દાન દેવું, કે જેથી સદ્‌ગતિને પાત્ર થવાય અને પવિત્ર પદ પામી શકાય. (૭)

ઉપર કહેલાં સર્વોત્તમ સાત પ્રકારોને સપ્રેમ ગ્રહણ કરવાથી અપાર એવો સંસારનો સહજ ક્ષય થઇ જાય છે. માટે મુક્તિમહિલાભિલાષી મહાજનોએ સદૈવ ઉપરોક્ત સાત પ્રકારોનું સેવન કરવું, કે જેથી પુણ્યોદયે મળેલા આ મહામોંઘા અને દુર્લભ માનવ જીવનની સફળતા થાય, અને જન્મ, જરા, મરણ તથા આધિવ્યાધિ ને ઉપાધિ રૂપ એવા દુઃખમય સંસારસાગરનો સત્વર અંત આવે; અને અક્ષય મોક્ષલક્ષ્મી સુગમતાથી પ્રાપ્ત થાય. હવે તેના ઉપર એક નવપરિણીત, સંસ્કારી ને ભદ્રિક વણિક પુત્રનું દૃષ્ટાંત કહે છે.

## (૭૧) ગુરુ કરતાં ચેલો ચડયો–વિનયી વણિક પુત્રની વાત.

કોઈ એક સાધુ મહાત્મા પોતાના મુનિમંડળ (સંપ્રદાય) થી છુટા પડી એકલા વિચરતા હતા. તે સાધુ એકલા પડી જવાનું કારણ એ હતું કે તેમનામાં ક્રોધ બહુ હતો. વાતવાતમાં જેની તેની સાથે ક્રોધ કરી કજીઓ કરી બેસે, તેથીજ એકલા વિચરતા હતા. "એકલું હાંડલું કોની સાથે ખખડે" બાકીના સદ્‌ગુણો તેમનામાં સારા હતા. શ્રી આચારંગ સૂત્રમાં કહ્યું છે કેઃ–કાંતો આઠગુણનો ધણી એકલો વિચરે, અગર આઠ અવગુણનો ધણી સાધુ એકલો વિચરે. પ્રસંગવશાત્ તેનાં નામ કહે છે. તેમા આઠ ગુણનો ધણી એકલો વિચરે તે વિષે કહે છેઃ–(૧) શુદ્ધ શ્રદ્ધાવંત, (૨) સત્યવાદી, (૩) બહુ બુદ્ધિવાળો, (૫) સામર્થ્યવાળો, (૫) ક્ષમાવંત, (૬) બહુસૂત્રી, (૭) લજ્જાવંત, અને (૮) બાળ પરાક્રમી. હવે આઠ અવગુણનો ધણી એકલો વિચરે તે વિષે કહે છેઃ—(૧) શ્રદ્ધાભ્રષ્ટ, (૨) અસત્યવાદી, (૩) હીણબુદ્ધિ, (૪) કાયર, (૫) બહુ ક્રોધી, (૬) અલ્પસૂત્રી, (૭) લજ્જારહિત, (૮) આહારનો અતિશય લોલુપી; એ આઠ અવગુણનો ધણી એકલો વિચરે છે. આ પ્રમાણે શ્રીસર્વજ્ઞ ભગવાને ઠાણાંગ સૂત્રમાં કહ્યું છે; તથા શ્રીઆચારંગ સૂત્રમાં શ્રીભગવાને પણ કહેલું છે, આ સાધુ પણ આવાજ ક્રોધના અવગુણથી એકલા વિચરતા હતા. ઘણું કરી ગામમાંથી ભીક્ષા લઇ આવી ગામ બહાર કોઈ ઝાડ તળે આહાર કરી ત્યાં બેસી રહેતા હતા.

એક વખત એવું બન્યું કે કોઈ ગામ બહાર નજીકના ઝાડ નીચે

એકાંતમાં બેસી તેણે ધ્યાન ધર્યું હતું, તેવામાં સાંજના સમયે રમતું રમતું દશબાર બાળકોનું એક મંડળ ત્યાં આવ્યું, અને આસપાસ રમવા લાગ્યું. રમતાંરમતાં પેલા સાધુને જોયા, તેથી તે મંડળમાં એક પંદરેક વર્ષનો નવપરિણીત છોકરો હતો તે એજ દિવસે હજી પરણીને ઘેર આવ્યો હતો. મિંઢળ પણ હાથથી છુટયાં ન હતાં, તે છોકરો સ્વભાવનો ઘણોજ ભદ્રિક હતો. સાધુસંતના દર્શન ઉપર તેને ઘણી પ્રીતિ હતી. ગમે તે પંથના ગુણીયલ સંતનો સમાગમ કરી લાભ મેળવવો એવો તે નિષ્પક્ષપાતી અને સરલ વૃત્તિનો હતો. તે આ સાધુના દર્શનાર્થે તે તરફ ચાલ્યો. પાસે જઇ સવિનય વંદન કર્યું. તેવામાં એ જોઈ બીજા છોકરાઓ પણ ત્યાં દોડી આવ્યા અને તેની મશ્કરી કરવા લાગ્યા. અલ્યા મોતીયા ! તું તો ધર્મનો ઢીંગલો થઈ ગયોને ! મહારાજનો ચેલો થઇ જા. હયો મહારાજ ! આ અમે તમને વહોરાવીએ છીએ, તેને દીક્ષા દઈ દો, તેનો ભાવ સારો છે. એમ કહી તે છોકરાને સાધુ ઉપર ધક્કો માર્યો. સાધુ પહેલીવાર તો કાંઇ બોલ્યા નહિ, પણ ધ્યાનમાંજ રહ્યા, વળી બીજી વાર ધક્કો માર્યો. તો પણ માંડમાંડ સહન કર્યું, પાછો ત્રીજીવાર પણ ઉપરના શબ્દ સંભળાવી ધક્કો માર્યો હવે સાધુ એકદમ કોપાયમાન થયા, તેથી તે નવપરિણીત છોકરાને એકદમ પકડયો, અને તેજ વખતે ક્રોધપૂર્વક બે પગ વચ્ચે તેનું માથું દાબી "આવ તને દીક્ષા દઇ દઉ" એમ કહી મુખથી અનેક ગાળો આપતાં મસ્તકનો લોચ કરવા માંડયો. મજબૂત પકડેલો હોવાથી છુટાય તેમ તો ન હતું. વળી ક્રોધરૂપી ભૂત પિંડમાં પેસે છે ત્યારે નવું બળ વધે છે. આ ન્યાયે તેણે લોચ કરવામાં સઘળો ક્રોધ ઉતાર્યો, આ જોઈ બીજા છોકરા તો ભયભીત થઈ એકદમ ભાગીજ ગયા. અત્રે લોચ પણ પૂર્ણ થઈ ગયો. છોકરે વિચાર્યું કે બસ સારું ભાવિપ્રબળ આવુંજ હશે, મહારાજે મને દીક્ષા આપી ચેલો કર્યો, ખેર જે બન્યુ તે ખરું ! હવે તો મારે એમનો ચેલોજ થવું અને આ ગુરુની ભક્તિજ કરવી. સંસાર અસાર છે, કોઇ કોઇનું સગું નથી, સ્ત્રી કોની ? માતા કોની ? પુત્ર મિત્ર કોના ? અંતે સર્વ વિકારી, વિનાશી ને સ્વાર્થી છે, એકજ ભવના સંબધી છે, રળેલી લક્ષ્મી તથા સ્ત્રી માટે મેળવેલો પાપ —પટારોજ સાથે આવશે. માટે હવે તો આ ગુરુ ને હું ચેલો

પછી હાથ જોડી કહ્યુ કેઃ—હે ગુરુ ! હવે તો હું આપનો ચેલો થયો, આપે મને દીક્ષા આપી તે બહુજ સારુ કર્યું, મારો આ ભવસાગરથી આપે ઉદ્ધાર કર્યો. પણ વિનતિ સાથે કહેવાનું હવે એટલુંજ છે કે પેલા છોકરાઓ

ગામમાં જઈ મારાં માતાપિતાને આ ખબર આપશે, ને ખબર પડતાંજ તે સત્વર દોડી આવશે ને આપને પૂર્ણ પરિસહ ઉપજશે; અને મારું સંયમ લુંટાશે. માટે આપ આ દાસની વિનંતિ ધ્યાનમાં લઇ હવે અત્રેથી આપણે અન્યત્ર ઉપડી જઇએ તો ઠીક નહિ તો પછી મંગળમાં અમંગળ થવાની ભીતિ મને તો રહે છે. સાધુનો કોપ હજી ઉપશાંતપણાને પામ્યો ન હતો, તેથી આ વાક્ય તેના ક્રોધાગ્નિમાં ઘી હોમાવા જેવું થયું, એકદમ ક્રોધપૂર્વક, બોલ્યાઃ—અલ્યા કર્મ ચંડાળ ! પાપી, અધર્મી ! હું છાનોમાનો બેઠો હતો, તેવામાં તેં મને ઉપાધિ કરી, હવે તારા પાપમાં મારે અત્યારે રાત્રિએ વિહાર કરવો પડશે. ચાલ ઉઠ ! પણ હું ઘણો વૃદ્ધ છું. તેથી રાત્રિમાં ચાલી નહિ શકું, તેમ પૂરું દેખતોયે નથી. આ સાંભળી તે છોકરો બોલ્યોઃ— કૃપાળુ ગુરુ ! કંઈ ચિંતા નહિ કરતા, આ પોઠીઓ તૈયાર છે હું આપને મારી પીઠ ઉપર બેસાડું છું. આપને કોઇ પ્રકારે ઈજા નહિ થવા દઉં; પણ અત્યારે આપણે અહીં નહિ રહેવામાં જ લાભ છે, માટે ઝટ બેસો મારી પીઠ ઉપર. પછી ક્રોધપૂર્વક તેને ખપોલે બેઠા અને તેજ વખતે પ્રયાણ કર્યું. એ વૃદ્ધ સાધુ મહાક્રોધી હતા ત્યારે બાળ અને નવદીક્ષિત સાધુ મહા સમતાવાન હતો. સુધરવાની રીત તો એવીજ છે, એક ઠંડુ અને બીજું ગરમ હોય તો બન્ને નભે છે; ઘણું કરી સંબધ તૂટતો નથી. તે વિષે કહ્યું છે કેઃ—

દુહાઃ-વાતકો વિચાર કીજે, તંત લીજે તાણી;
આગલો અગન થાય તો, આપણે થઇએ પાણી.
તાણત તાણત તૂટ જાત, લોહા સાંકળ જાણ;
એક તાણે એક છુટ દે, તૂટે ન કાચા તાર.

પછી સમતાના સાગર લઘુમુનિએ ગુરુજીને ખંધોલે બેસાડી ચાલવા માંડયું. અંધારી રાતનો સમય હોવાથી કોઇ ઉંચીનીચી જમીન ઉપર પગ પડવાથી ગુરુને માઠું લાગતું હતું, તેથી મહાક્રોધ પૂર્વક ગાળો આપતા હતા, તેના માથા ઉપર રજોહરણની ડાંડીઓ મારતા ને કહેતા કે કમબખ્ત ! મને તેં નકામો હેરાન કર્યો, બરાબર કેમ ચાલતો નથી ? માથે હરકત થાય છે-વગેરે ઘણા કઠોર શબ્દો સંભળાવતા હતા. ત્યારે શાંત સ્વભાવી ક્ષમામૂર્તિ શિષ્ય એવું ચિંતવતો હતો, કે ખરૂં જ છે, મેં પાપીએજ આપને અશાંતિ ઉપજાવી છે, મારા સમો ચંડાલ મહાપાપી કોઇ નથી-વગેરે પોતાની આત્મનિંદામાં વખત ગાળતો. પણ જરાયે ! ગુરુપ્રત્યે આક્રોશ ન કર્યો. એમ આત્મનિંદા કરતાં શુભ ભાવના ભાવતા ભાવતાં રસ્તામાં તે લઘુમુનિએ

સર્વજ્ઞત્વ–કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. હવે તે દુનિયામાં સર્વ વસ્તુ હસ્તાંજળીવત્ દેખવા લાગ્યો, તેથી હવે સારે રસ્તે ચાલવા માંડયું. સીધાં પગલાં પડતાં જોઇ ગુરુ બોલ્યા, હવે કેવો સીધો સટ ચાલ્યો. માટે "માર સાર ને જીવે કાતાર" ચૌદમુ રત્ન દેખાડયા વિના તું સીધો ચાલે તેમ નથી. શિષ્ય બોલ્યોઃ–કૃપાળુ ગુરુ ! હું સીધો સીધો ચાલું છું, તે સર્વ આપનીજ કૃપા છે. ગુરૂ કહે–શું કાંઈ જ્ઞાન ઉત્પન્ન થયું છે ? શિષ્ય કહે, તે પણ આપની જ કૃપા. ગુરુ કહે કયું જ્ઞાન–ત્રીજું, ચોથું કે પાંચમુ ? શિષ્ય કહે, આપની કૃપાથી પાંચમુ. આ સાંભળી ગુરૂ કહેઃ–અરર ! કેવળી ભગવાન ! મેં આપની અસાતના કરી ? મને પાપીને હેઠો ઉતારો, મેં આપને બહુ દુઃખ દીધુ; હે પ્રભુ ! મને ક્ષમા કરજો. પછી હેઠા ઉતરી કેવળી ભગવાનને વંદન કર્યું ને પોતાના અપરાધની માફી માગી.

આ દષ્ટાંતની મતલબ એ છે કે જેનામાં ઉપરોક્ત ગુણો છે, તે અવશ્ય આત્મકલ્યાણ કરી ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. જેમ ઉપરના દષ્ટાંતમાં બાળ શિષ્ય સાતે ગુણથી યુક્ત હતો, તો તેણે સંસારસાગરનો અંત સહજમાં આણ્યો. (૬૪)

---

(૬૫)

अष्टानां क्रूर कर्मणां ध्रुव महो माहं जयं दुर्जयं ।
पंचानां च महा वृत्तां गुण जुषां शीलंजयं दुर्जयम् ॥
पंचेन्द्रिप्रकरेषुतेषु नियतं जिह्वाजयं दुर्जयं ।
योगेषु त्रितयेषु चावनिपते ! चित्तंजयं दुर्जयम् ॥६५॥

**અર્થ—અહો, આ જગતમાં ખરેખર આઠ કર્મમાં મોહનીય-કર્મ જીતવું ઘણું કઠણ છે, તથા ઉત્તમ એવાં પાંચ મહા વ્રતોમાં ચોથું શીલવ્રત પાળવું મહા કઠણ છે, તથા પાંચ ઇંદ્રિયોના સમૂહમાં ખરેખર રસેન્દ્રિય–રસના જીતવી બહુ મુશ્કેલ છે, તથા હે મહારાજ ! ત્રણ યોગમાં એક મનને જીતવું મહા કઠણ છે. (૬૫)**

**ભાવાર્થ**—આ સંસારમાં જીવોને ઘણાંજ ક્રૂર એવાં આઠ કર્મને વિષે મોહનીયકર્મ જીતવું તે ખરેખર ઘણુંજ દુર્જય છે. તે આઠ કર્મો કયા છે ? તેનાં નામ કહે છે. (૧) જ્ઞાનાવરણીયકર્મ (૨) દર્શનાવરણીયકર્મ (૩)

 જમને આપું હાંચડી, આપું લાખ સવાય; 
વળી આપું મુદ્રિકા, મારા સ્વામીને કોણ લઇ જાય. ૧૨૬

વેદનીયકર્મ (૪) મોહનીયકર્મ (૫) આયુષ્યકર્મ (૬) નામકર્મ (૭) ગોત્રકર્મ (૮) અંતરાયકર્મ; એવાં આઠ કર્મોમાં મોહનીયકર્મ પ્રધાનભૂત છે. તેની ૨૮ પ્રકૃતિ છે, તે ૨૮ સ્થાનનાં ક્રમારોહથી અનુક્રમે ક્ષય થાય છે. છેવટે અગીયારમા ગુણસ્થાન સુધી ચડવા છતાં સંજ્વલના લોભરૂપી મોહનીયકર્મનો સમુદય થવાથી ત્યાંથી સત્વર પતન થાય છે. અને ચતુર્ગતિમાં પરિભ્રમણ કરે છે. હવે પ્રસંગોપાત આઠ કર્મનો સ્વભાવ તથા તેના ગુણ કહે છે. પહેલું જ્ઞાનાવરણીયકર્મ તે આંખના પાટા સમાન છે, અને તેણે અનંત જ્ઞાન ગુણ રોક્યો છે. બીજું દર્શનાવરણીયકર્મ તે રાજાના પોળીયા સમાન છે, અને તેણે અનતદર્શનગુણ રોક્યો છે. ત્રીજું વેદનીયકર્મ તે મધ તથા અફીણે ખરડેલા ખડ્ગ સમાન છે. અને તેણે અનંત અવ્યાબાધ આત્મિક સુખ રોક્યુ છે. ચોથું મોહનીયકર્મ, તે મદિરા પાન સમાન છે અને તેણે અનંત ક્ષાયક સમકિત ગુણ રોક્યો છે, પાંચમુ આયુષ્યકર્મ તે હેડ સમાન છે અને તેણે અક્ષય સ્થિતિ ગુણ રોક્યો છે. છઠ્ઠું નામકર્મ તે ચિતારા સમાન છે, અને તેણે અમૂર્ત્ત ગુણ રોક્યો છે, સાતમુ ગોત્રકર્મ તે કુંભારના ચાકડા સમાન છે, અને તેણે અગુરૂ લઘુ ગુણ રોક્યો છે. આઠમુ અંતરાયકર્મ તે રાજાના ભંડારી સમાન છે અને અનંત આત્મિક શક્તિ ગુણ રોક્યો છે. એ આઠેમાં મોહનીયકર્મ મોટું છે, માટે આઠ કર્મોમા મોહનીયકર્મને જીતવું અતિ કઠિન છે; તથા અનેક ગુણોવડે કરીને યુક્ત એવાં પાચ મહાવ્રતોમાથી ચોથું શિયળવ્રત સાધવુ-પાળવુ તે પણ કઠિન છે. એટલે યથાર્થપણે શીયળવ્રત પાળવુ તે દુર્જય છે. તે વિષે કહ્યું છે કેઃ—

કવિત—ચલબો ગગનપંથ, મલબો મિહિર લોક,
દલબો રિપુકો દલ, રામ તનબી હોત હે;
ધરબો ધરાકો ભાર, તરબો દધિકો ખાર,
હરબો હરાકો હરી, કરબો આધિન હે;
ખાયબો હલાહલકું, લાયબો ફનીશમની,
પાયબો ખગે સંજોગે, બને કોઉ દિન હે;
રહેબો અહાર બીન, કહેબો ભવિષ્ય હોત,
સબહી સહેલ પન, કામ દલબો કઠિન હે.

માટે સર્વ કરતાં એ શીયળવ્રત પાળવું તે ઘણુંજ કઠણ છે, તેમજ પાંચ ઇંદ્રિયોના સમૂહમાં જીભને જીતવી, તે પણ ખરેખર દુર્જય છે. એટલે જેવું મળે

તેવું ભોજન રાગદ્વેષ રહિત નિર્મમત્વભાવે ઉપયોગમા લઈ સંતોષ માનવો તે તો કઠિનતર છે. કારણ કે ખારાં ખાટાં, કડવાં, કસાએલાં, મીઠાં વગેરે મિષ્ટ ઇષ્ટ ભોજનો આ જીવને ઘણાંજ વહાલાં લાગે છે, પણ પરિણામે તે ઘણા દુઃખદાયી છે. ક્ષમાતર્ય શ્રીધર્મરૂચી નામના અણગારને માસખમણને પારણે નાગેશ્વરી બ્રાહ્મણીને ઘેરથી કડવા તુબડાના શાકની જોગવાઇ મળવા છતાં તેમાં સતોષ માની નિર્મમત્વ ભાવે તે આરોગી ગયાં. ધન્ય છે તે મહાત્માને! કે જેણે દુર્જય એવી રસનાઇંદ્રિયનો વિજય કર્યો. તથા બીજે પ્રકારે પણ રસનાઇંદ્રિયનું દુર્જયપણું બતાવે છે આચારંગસૂત્રમાં શ્રીચરમજીનરાજે ચાર પ્રકારની ભાષા કહેલી છે. જેમકે-(૧) સત્યભાષા (૨) અસત્યભાષા (૩) મિશ્રભાષા (૪) વ્યવહાર ભાષા; એવી ચાર ભાષામાંથી સત્યભાષા અને વ્યવહારભાષા એ બે ભાષા આદરવા જોગ છે, અને બાકીની બે ભાષા છાંડવા જોગ છે. માટે સત્ય તથા વ્યવહારભાષા વિવેકપૂર્વક બોલવાથી પણ રસનાઇંદ્રિયનો વિજય કર્યો કહેવાય છે. કારણ કે ઘણાં અજ્ઞાની મનુષ્યો જુઠું બોલવામાં, ઠઠ્ઠા મશ્કરી કરવામાં તથા કર્કશ, કઠોર, મર્મભેદી, પરને પીડાકારી ભાષા બોલીને નકામા કર્મ બાંધે છે. માટે સુજનોએ વિવેકપૂર્વક વિચારીને સુભાષા બોલી રસનાઇંદ્રિયને નિયમિત કરી મિતભાષી થવું. તેને માટે કહ્યું છે કેઃ—

છપ્પો—વશ રાખજે તારી જીભડી, અનર્થો દંડ,
કાજ ન સિજે આપણું, તું શીદને મંડે;
જેથી લાગે લેપ, તેથી અળગો રહેજે,
ધરમ ધ્યાનની વાતમાં, તું વળગ્યો રહેજે;
પોતાથી પળતું નથી, પારકાતું તું કયાં કહે ?
પ્રકાશસિંહ વાણી વદે, કે તારાં કર્યાં જીવ તું સહે.

દુહો—જીભ સક્કર જર્મે દુધ હેં, જીભ પરાઇ સગા;
એક જીભ સજન હસમિલે, એક જીભ ઉઠે અગા.

માટે વિચારીને નિષ્પાપ ભાષા બોલવામાં ઉપયોગની બહુ જરૂર પડે છે, કારણ કે આં જીવનો સ્વભાવ એવો છે કે વાતવાતમાં જૂઠું બોલે છે, મશ્કરી ઠઠ્ઠા કરે છે, અને કર્કશ વાણી વદે છે, કઠોર વચનો બોલે છે, નઠારાં અનર્થ દંડના વાક્યો ઉચારી કર્મ બાંધે છે અને નામ ધરાવે છે ધર્મીનું ! મુખે મુહપતી બાંધે, પ્રતિક્રમણ કરે, ઉપવાસ કરે, પોષધવ્રત, સામાયકવ્રતો વગેરે ક્રિયાઓ કરે, પણ વ્યાપાર વગેરે વ્યવહારિક કાર્યોમા કુડકપટ કરતા તો

 સમજ મન પ્રાણીયા, વિચારીને કર વેંત; 
અંતે અવિચળ ધર્મ છે, ચેત ચેત નર ચેત. ૧૨૮

જરાયે પાછું વાળી જોતાજ નથી, સ્વાર્થને માટે હિંસા કરતાં ડરતાં નથી. માટે જ ભગવાને કહ્યું છે કેઃ—જેણે રસેનેન્દ્રિય જીતી તેણે પાંચે ઇંદ્રિયો જીતી સમજવી. પણ તે રસનેંદ્રિયને જીતવી ઘણીજ દુર્લભ કહેલી છે.

વળી મન, વચન અને કાયા, એવાં ત્રણ જોગોમાથી મનને જીતવું તે ઘણુંજ દુર્લભ છે. કારણ કે મનની અશુભ ચિંતવનાથી કનિષ્ઠ કર્મો બંધાય છે. તંદુલ નામના મચ્છે એક કાચી બે ઘડીમાં સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું. તે એમ કે સહસ્ર યોજન પ્રમાણવાળા સ્વયંભુરમણ નામના મહાસાગરમાં તંદુલ નામનો એક મોટો મચ્છ રહે છે, તેની આંખની પાંપણ ઉપર એક તંદુલ નામનો ઝીણો મચ્છ આવીને બેઠો, તે વખતે પેલો મોટો મત્સ્ય પોતાનું મુખ પહોળું કરીને તેમાં પાણી ગ્રહણ કરી પાછો થોડીવારે તે તમામ પાણી કાઢી નાંખતો હતો, તેમાં નાનાં માછલાંઓ પુષ્કળ આવતાં હતા, અને પાછાં બહાર ચાલ્યાં જતાં હતા. આ પ્રકારની વારંવાર રમુજીક્રિયામા મશગુલ બનેલા મત્સ્યની પાંપણમાં બેઠેલો પેલો તંદુલ મચ્છ આવી ક્રિયા જોઇ મનમાં એમ ચિંતવવા લાગ્યો કેઃ—આ કેવું અઘટિત કામ કરે છે, કેમકે આવી રીતે ચાહીને પાણી દ્વારા આના મુખમાં નાના મત્સ્યો આવે છે, તે પાછા નિકળી જતી વખતે તે પોતાનું મોઢું બંધ કરી બધા મત્સ્યોને પેટમા રાખી એકલા પાણીનેજ બહાર કાઢી નાખતો હોય, તો કેવુ સારૂ ! જો મારો દેહ આના જેવો જબરો હોત તો એકે મત્સ્યને હું જવા દઉં નહિ, અને બધા મત્સ્યોને ખાઇ જાઉં, આવી કનિષ્ટ ચિંતવનાથી અંતર્મુહુર્તમાજ આયુષ્ય પૂર્ણ કરી સાતમી નરકમાં તેત્રીસ સાગરોપમને આવખે ઉત્પન્ન થઇ તે મહાદુઃખનો ભોગી બન્યો. વળી પણ બીજા દાખલાઓ તે વિષે ઘણા છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિએ પણ માનસિક પરિણામના યોગે ઉંચી, નીચી ગતિનું બંધન ઉપાર્જન કર્યું, અને છેવટે શુભ પરિણામથી વિમુક્ત બની વૈદેહી થયા. વળી ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—**मनः एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥** મતલબ કે બંધ અને મોક્ષનું કારણ માત્ર મનજ છે, તેટલા માટેજ ત્રણ જોગમા મન જોગને જીતવું એટલે મનને વશ રાખી શુભ વર્તનમાં વર્તાવવુ એજ કહણુ છે. તેને માટે કહ્યું છે કેઃ—

મનહર છંદ.

શરીર સુંદર રથ, ઇંદ્રિયો છે અશ્વરૂપ,
મન સારથીથી ખુબ, ખુબ દોડયો જાય છે;

મન જેમ લઇ જાય, તેમ તેના ઘોડા જાય,
મહારાજ જીવમાંહે બેઠા મલકાય છે;
કામકાજ કરવામાં મનને આધીન બધાં,
મન તારનાર ને, બુડાડનાર થાય છે;
કેશવ કહું શું એજ, મન વશ્ય રાખવાથી,
ભારે ભવસાગર તો, પાર ઉતરાય છે.
દુહો—ઘાતકી ઘાટ ઘડે ઘણા, ખાટકી કરતાં છેક;
તેમાં નહિં ડર કે દયા, પાપી પ્રાણી એક.

**(૭૨) અષાઢભૂતિ મોદકથી ફસ્યા, ને નાટક કરતાં ખસ્યા.**

એક ગુરૂને ચાર શિષ્યો હતા, તેમાં મોટા શિષ્યનું નામ અષાઢભૂતિમુનિ હતું. એક વખતે તે પાંચેનું મંડળ ફરતુંફરતુ એક મોટા શહેરમાં આવી ઉપાશ્રયમાં ઉતર્યું. ગોચરીનો ટાઇમ થયે ચારે શિષ્યો ભિન્નભિન્ન સ્થળે ભિક્ષા લેવા નીકળ્યા, તેમાં અષાઢભૂતિમુનિ ફરતા ફરતા એક નાટકીયાને ત્યાં જઇ ચડ્યા, તે વખતે તેના ઘરમાં બે કુમારિકાઓ સિવાય બીજું કોઇ માણસ ન હતું; મહાત્માને પધારતા જોઇ બને ઉભી થઈ અને સાધુ ભણી મિષ્ટ વાણીથી તેમનો સત્કાર કર્યો, અને ભાવસહિત પૌષ્ટિક પદાર્થોથી પકવેલા પાકનો એક લાડુ વહોરાવ્યો. સાધુએ લાડુ વહોરી નીચે આવીને વિચાર કર્યો કે, અહાહા! આ પાકનો લાડુ બહુ સરસ છે, તેજસ્વી મસાલાથી ભરપુર છે, પણ એકજ વહોરાવ્યો અને અમો તો પાંચ છીએ, માટે ચોથા ભાગે પણ નહિ આવે! ઠીક મારી પાસે રૂપપરાવર્તિની લબ્ધિ છે, માટે ચાલ, બીજા સાધુનું રૂપ કરી બીજો મોદક લઈ આવું એમ ધારી બીજા સાધુનું રૂપ લઇ બીજો મોદક લઇ આવ્યા, તેમ વળી વિશેષ લોભ વધ્યો. જહા લામો તહા લોમો, લામે લોમો પવડ્ઢઇ ॥ અર્થાત્ "લાભે લોભ ઘણેરો વધે, લોભે લાજ મરજાદ ઘટે."

પછી તો ઘણો લોભ લાગવાથી પાંચ વખત રૂપપરાવર્તન કરી પાંચ મોદક લીધા, અને ખુશી થતા સ્વસ્થાનકે ગયા.

આ રૂપપરાવર્ત્તનનો અજબ ખેલ પેલી બે કુમારિકાના પિતાએ સામેના મકાનમાં બેઠેલો હતો ત્યાંથી સર્વે જોયો ને આશ્ચર્યકિત થઈ પોતાની પુત્રી પાસે આવી કહ્યું:—પુત્રીઓ! આજ કેટલા સાધુ ભિક્ષા લેવા આવ્યા હતા? ઉત્તર મળ્યો કે પાંચ. ત્યારે પિતા કહે:—બ્હેનો! તે સાધુ પાચ નહોતા,

પણ એકજ હતો, પણ અમુક વસ્તુની આશાએ તેણે પાંચ રૂપ લીધાં હતાં. તો તમોને કહેવાનું એટલુંજ કે તે પુરૂષ જેવો તેવો નથી, પણ મહા સત્તા-વાળો અને ચમત્કારી છે, માટે હરકોઈ પ્રકારે તેને વશ્ય કરી તેને તમારો પતિ બનાવો; તેના તરફથી તમને પૂર્ણ સુખ મળશે. પ્રાયે કરી કાલ પણ અત્રે આવશે ખરો ! માટે તેને પહેલેથીજ પાંચ લાડુ વહોરાવજો. અને બનતા પ્રયાસે ધીમે ધીમે સ્વાધીન કરજો-એવી મારી ભલામણ છે. હવે ઈષ્ટમિષ્ટ અને સ્વાદિષ્ટ મોદકનો લોભ લાગવાથી બીજે દિવસે પણ અષાઢ-ભૂતિમુનિ ત્યાંજ ગયા, ત્યારે બન્ને બાળાઓ ઉભી થઈ મોહક હાવભાવ કરી સપ્રેમે પાંચ લાડુ વહોરાવ્યા; વાતો નિમિત્તે વિશેષ ખોટી કર્યા અને સરાગ-વાળાં વિષયવચનોથી હૃદય લલચાવવા લાગી અને કહ્યું-મહારાજ ! કૃપા રાખજો, અમો આપની દાસી છીએ, અમે આપને શરણે છીએ, અમને ખરો આધાર આપનો છે, આપ બીજે ક્યાય ન જતા અત્રેજ પધારજો, આપને જે જોઈશે તે વહોરાવીશું; આ ઘર પણ આપનુંજ છે એમ ચોક્કસ સમજજો. એમ કહી લળીલળી વિવિધ લટકાંમટકા કરતી પગે લાગવા માંડી અને શૃંગારમય હાવભાવ દર્શાવતી કટાક્ષ કરવા લાગી.

પછી સાધુ પણ લલચાયા થકા ત્યાં દરરોજ જવા લાગ્યા રોજ એકજ ઘરની ભિક્ષા લેવાથી પરિણામ કેવું ખરાબ આવે છે, તે આ દૃષ્ટાંત પરથી સ્પષ્ટ જણાશે. એવાજ હેતુથી સર્વજ્ઞ પુરૂષોએ સાધુને ભિક્ષાચરી નિમિત્તના દોષમાં કહ્યું છે કેઃ—સાધુએ કાયમ એકજ ઘરની ભિક્ષા ગ્રહણ કરવી નહિ, એકજ ઘેર રોજ જવું નહિં. આવો સર્વજ્ઞનો અનુપમ મહાન સિદ્ધાંતતત્વ જે વિષયના લાલચુ અને ભોગના ભિખારી સાધુ ઉથાપે છે, તે પરિણામે ભ્રષ્ટ થઈ મહાન કષ્ટને વેઠે છે, અને તેમને ઊંડા સંકટમા ઉતરવું પડે છે; અને પછી પસ્તાવાનો પારજ રહેતો નથી આપણા દૃષ્ટાતના નાયક અષાઢભૂતિ સાધુના સંબધમા પણ એમજ બનવા પામ્યુ. આખરે તે બન્ને કુમારિકાઓએ તેને મોહમા પાડયો અને સયમથી ભ્રષ્ટ કર્યો. તે એવી રીતે કે એકદા તે સાધુને ઘણાજ ખોટી કર્યા, અને મોહક વચનોથી સ્વા-ધીન કરી લઈ ભેખ ઉતારી અત્રેજ કાયમ રહેવું, એમ કબુલાવ્યુ. ઉત્તરમાં અશાઢભૂતિ મુનિએ કહ્યું કેઃ-ભદ્રે ! અહીં આવું તો ખરો, મારૂ પણ તમારા પ્રત્યે ચિત્ત ચોંટયુ છે, પણ મારા ગુરૂને કહીને પછી આવું, એમ કહી ગુરૂની રજા લેવાને ચાલ્યા. અહાહા ! વિષયવિકાર કેવો કપરો છે, ભલભલાને ભુલાવે છે, નારીના નયનમાથી નિકળતા કટાક્ષ બાણથી કોણ ચળ્યુ નથી ?

રાજ્ય મળે કોઇક દિવસ, કોઇ દિવસ વનવાસ. ૧૩૧

### ભૈરવી ગજલ.

નારી તણાં નયનો નિહાળી, સર્વ ઘેલા થાય છે;
વિદ્વાન કે ગુણવાન હો, ધનવાન પણ લોભાય છે. ૧
રે રંક રાય અમીર નિર્ધન, નિત્ય તેને ચ્હાય છે;
શૂરવીર દેતા શીર રણમાં, દોષ તેના થાય છે. ૨
વકીલ ને બેરીસ્ટરો, બાહોશ બહુ કહેવાય છે;
પણ પ્રેમદાની પાસ, હાજી હાજી કે'તા જાય છે. ૩
અધિકારી થઇ ઇન્સાફ દે, ને મૂછ પર લીંબુ ટકે;
એવા રસિક તે રાંકડા થઇ, નારી ત્રાસે ટળવળે. ૪

પછી તે ગુરૂ પાસે ગયા, આજની સુરખી મુખ ઉપર કંઇ જુદીજ હતી, વૈરાગ્યરંગને બદલે વિષયરંગ મુખ ઉપર છવાઇ રહ્યો હતો. આજ ઘણો વખત લાગવાથી ગુરૂએ ધીરજથી પૂછયું:–કે અહો શિષ્ય! આજ બહુ મોડું કેમ થયુ વારૂ? એટલું શાંતિપૂર્વક કહેવામાં આવ્યું. તે સાંભળી એકદમ ગર્જના કરી આક્રોશપૂર્વક અષાઢભૂતિ બોલ્યો:–તમારે ઠીક છે, પાટમાં પડ્યા પડ્યા મજા કરવી, પણ ગૌચરી પાણીમાં મારે કેટલી મહેનત પડે છે! વળી ઉપરથી પાછો તમારો ઠપકો સાંભળવો પડે, એ તે કેમ ખમાય? લ્યો, હવે છેવટે જે બન્યું છે તે સાફ કહી દઉ છું. આજે તો બે નટીઓ અને મળી હતી, હવે મ રે તેમની પાસે તેમના આગ્રહથી રહેવું છે; તમારી રજા લેવા સારૂ અહીં આવ્યો છું. આ સાંભળીને ગુરૂ ઘણો ખેદ પામ્યા, અને તેને ઉપદેશ તરીકે કહ્યુ કે:–

છપ્પો—નારી નાગણ જાણીએ, દેખત કરે હેરાન,
બાણ ચલાવે નેનકા, ત્રોડે શુદ્ધ અરૂ સાન;
નારીના વિશ્વાસથી, રાજપાટ સુખસાજ,
સર્વ તજી રણ પોઢીયા, રંક અને મહારાજ;
નારી એસી ડાકિની, તીન લોકકું ખાય,
જીતે ખાવે કાલજા, મુવા નર્ક લે જાય. ૧

દુહો—સ્ત્રી તાતા અંગાર સમ, ઘી ઘટ સમ નર ધાર,
એ બેના મેળાપથી, થાય અનર્થ અપાર. ૧

એમ ગુરૂએ બહુબહુ પ્રકારે સમજાવ્યો પણ સમજ્યો નહિ. પછી ગુરૂએ કહ્યું, જેવી તારી ઇચ્છા, પણ એટલું તો યાદ રાખજે, કે તું પૂછવા

આવ્યો તેના બદલામાં હુ તને એક હિતવાક્ય કહું છું, તે એ કે તે બન્ને નારી અભક્ષની ભોગી છે, માટે જ્યાં સુધી તેના ઘરમાં અખાજ ન ભાળે ત્યાં સુધી રહેજે, અને અત્યારે પણ તે અખાજ તજે, તોજ તેમનું કહ્યું માનજે. ઉત્તરમાં 'બહુ સારૂં ! જરૂર એમજ કરીશ, તે નહિ તજે તો હમણાજ પાછો આવીશ: જેવી આજ્ઞા'–એમ કહી ત્યાં ગયો. સ્ત્રીઓ પાસે આવીને સ્પર્શ કરવા લાગી, ત્યારે કહ્યું કે:–છેટે રહેજો ! મારા ગુરૂની શરત તમારાથી પળી શકે, તોજ હું તમારા ઘરમાં રહુ; પછી તેણે તે શરત કહી સંભળાવી, તેથી તો બન્ને જણી ઘણું અચરજ પામી ને નહિ પાળી શકવાનો ભાવ પ્રગટ કર્યો. પછી સાધુ પાછા જવા લાગ્યા, ત્યારે અશક્ય પરિહરે (નછુટકે) લાચારીથી તે પ્રતિજ્ઞા કબુલ કરી. તે જ વખતે તે બન્ને વસ્તુનો નિકાલ કરાવ્યો, પછી ભેખ ઉતારી ત્યા રહ્યા અને નાના પ્રકારના ઉપભોગો (વૈભવવિલાસનાં સુખો) ભોગવવા લાગ્યો. આખો દિવસ ઘરમાંજ પડયો રહે, તે જરા વાર પણ બહાર ન નીકળે તેથી તો તે બન્નેને કંટાળો આવવા લાગ્યો, તેમણે તે બન્ને વસ્તુ (મદ્યમાંસ)નો ત્યાગ મનથી કર્યો ન હતો, લાગ મળે તો તેનો જોગ મેળવી વાપરવા ઉત્કંઠાજ હતી, પણ તેવો લાગ ન મળવાથી તે પુરૂષ ઉપર મનથી પૂર્ણ કંટાળવા લાગી; એમ બાર વર્ષ સુધી ચાલ્યું. એકવાર એવુ બન્યું કે પરદેશથી નાટકીઆઓ તે રાજ્યમાં ખેલ કરવા આવ્યા, તેથી આ નાટકીઆને પણ રાજ્ય તરફથી આમંત્રણ (તેડું) આવ્યું, તેથી આ ચમત્કારી નર અશાઢભૂતિને સાથે લેઈ સહુ રાજ્યદરબારમાં ગયા. અહીં પાછળથી બન્ને નટીઓને લાગ સારો મળ્યાથી તેમણે દારૂ માંસ વગેરે પુષ્કળ મંગાવી હદ ઉપરાન્ત વાપર્યાં તેથી સત્વર બેભાન થઈ, જાણે ગાંડી થઇ ન હોય–ઉન્મત્ત બની ગઇ હોય એમ કુત્સિત કુચેષ્ટાઓ–ચાળા કરવા લાગી, લુગડાં કાઢી નાખ્યાં, ઘણે વર્ષે અભક્ષ પેટમાં જવાથી તે ટકયું નહિ, અને ઉલટી થઇ ગઇ, તેમાંજ તે બે જણી બેભાન થઇ આળોટવા લાગી.

તેવામાં અષાઢભૂતિ ત્યાં આવ્યો, આ વિચિત્રતા ને વિપરીતતા જોઈ તરતજ ગુરૂનું વચન તેને યાદ આવ્યું, તેથી તેના કૃત્યને ફીટકાર આપી તેણે પોતાનો ભેખ પહેરવા માંડયો. પછી પુત્રીના પિતાને આ વાતની ખબર પડવાથી તેણે એકદમ ત્યાં આવી પ્રહાર કરી કેફ ઉતાર્યો. બન્ને સચેતન બનીને અષાઢભૂતિ પ્રત્યે પોતાના અપરાધની ક્ષમા માગતી આજીજી કરવા

લાગી, પણ તે પોતાની ટેકથી ચળ્યો નહિ, ત્યારે છેવટે વિનતિ કરી કે નાથ! આપ ચાલ્યા જશો તો હવે અમારી જીવનદોરી શું? અમે હવે બીજો પતિ તો કરવાની નથી. ત્યારે ઉત્તર મળ્યો કેઃ–રાજાને મેં નાટક બતાવ્યું છે, તેના બદલામાં મને એક વચન આપ્યુ છે, તો હું ત્યાં જઈ કહુ છું કે તે તમને પાળશે. એમ કહી રાજા પાસે જઈ પોતાની બે સ્ત્રીને પાળવાનું કહ્યું, રાજાએ તે વાતની હા કહી. વળી રાજાએ વિશેષમાં કહ્યું કેઃ–મને તથા આ પાંચસે પરદેશી નાટકીઆને તમો એક નવું નાટક બતાવો. રાજાના અતિ આગ્રહથી તેણે પહેલા ચક્રવર્તી શ્રી ભરત મહારાજાનુ છેવટની અનિત્ય ભાવના વાળું નાટક શરૂ કર્યું, તે નાટક કરતાં ભરતરાજાની જેવી દશા વૈરાગ્યમય હતી, તેવીજ ત્યાં ખડી કરી છેવટે પોતે શ્રી ભરતરાજાની પેઠે અનિત્ય ભાવના ભાવતાં ત્યાંજ એ અષાઢભૂતિને કૈવલ્ય જ્ઞાન પ્રગટ થયું. તે જ વખતે ઉપદેશ કરી પેલા પાંચસો નાટકકારોને બુઝાવ્યા ને દીક્ષા આપી, પછી પાંચસે સાધુ સહિત શ્રી અશાઢભુતિ કેવળી ગુરૂને આવી મળ્યા.

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે ઉપર શ્લોકમાં બતાવેલા ચાર પ્રકારો સધાવા મહાદુર્લભ છે. તે મનને પતિત કરે છે; પણ આખરે અમુક ટેક ઉપર ટકી રહે, તો અષાઢભુતિની જેમ અંતે પાછા ઠેકાણે આવી તરી જાય. (૬૫)

---

(૬૬)

वाणीह नूनं नवनीत तुल्या ।
चित्तं तु हलाहल मेवयस्य ॥
महोरगस्येव नरस्य तस्य ।
संगःसुदुरापतरि वर्जनीयः ॥ ६६ ॥

**અર્થ—આ જગતમાં જેની વાણી ખરેખર માખણ જેવી (સુકોમળ) છે પણ ચિત્ત તો હળાહળ વિષ–ઝેર તુલ્યજ છે; એવા નરનો સંગ મોટા સર્પની જેમ દૂરથી જ તજી દેવો. (૬૬)**

ભાવાર્થ—આ લોકમાં જે માણસની વાણી नवनीत तुल्या કહેતાં માખણના જેવી અતિશય કોમળ હોય છે, પણ ચિત્ત તો ખરેખર હળાહળ (વિષ) જેવું હોય છે, તેવા દુર્જન–ખળ માણસોનો સંગ હળાહળ વિષથી

ભરેલા મોટા વિષધર-સર્પની માફક ઘણે છેટેથીજ જલદી છોડી દેવો; મતલબ કે એવા કપટી માણસોનો સજ્જન પુરૂષોએ સંગ કરવો નહિ. તેમજ તેવાનો વિશ્વાસ પણ કદી કરવો નહિ. તેને વિષે કહ્યું છે કેઃ—

લાવણી.

ઉન ઘર કબુ ન જાઇએજી, જીસ્કે પેટમેં પાપ;
મિલતા સાથે મિલતા રહીએ, જો કોઈ હોવે નેમી;
કુડકપટકે સંગ ન જાઇએ, દગેબાજ ઓર વેમી. ઉન. ૧
મન મેલા તન ઉજ્જવલ કહીએ, બગલા જૈસા ભેખ;
તીસસે તો કઉવા ભલા હે, બાહિર ભિતર એક. ઉન. ૨
માતપિતાકે કહેનેમે નહિ, ગુરૂકે નહિ બચનમે;
પરત્રિયાકો નેહ લગાયો, રાજી નહિ ભજનમે. ઉન. ૩
ગંગા નાયો જમના નાયો, નાયો પુષ્કર કાશી;
દયાધરમકો બીજ ન જાણ્યો, પડી મોહકી ફાંસી. ઉન. ૪
મિત્ર પાસે મિત્ર આવે, કર કર નજર ભરેલી;
મુખપર બાતાં કરે મીઠીયાં, માંહિ કાતિ ઝેરી. ઉન. ૫
કુડકપટી લપટી વો ધુતારા, માનસ ઉનકી કેસે મીત;
સતગુરૂ કહે સુનો નરનારી, મત કરજો પરતીત. ઉન, ૬

માટે એવા પટામણા ધૂર્તજનોનો દૂરથી જ પરિહાર કરવો.

मुखं पद्मदलाकारं । वाचा चंदन शीतला ।
हृदयं क्रूर संयुक्तं । त्रिविधंधूर्त लक्षणम् ॥

એવા ધૂર્તજનો મિષ્ટ વચનોથી મુગ્ધ કરી જનોને ઠગી સ્વાર્થ સાધવામાંજ સદા તત્પર રહે છે, ધૂર્તજનોને દૂરથીજ ક્રૂર સર્પની માફક છોડી દેવા જોઇએ, હવે તેના ઉપર એક બાવાજીના ધૂર્ત ચેલાનું દ્દષ્ટાંત કહે છે.

## (૭૩) લોભે લક્ષણ અને સાન ભૂલેલા બાવાની વાત

કોઇ એક ગામમાં એક બાવાજી મઠ બાંધીને રહેતા હતા. તેમનામાં લોભ દશા વિશેષ હતી; તેથી ગામમાંથી તે લોટ વગેરે માગી લાવી પોતાને જોઈતું વાપરી બાકીનું વેચી નાંખી તેના પૈસા ભેગા કરતો. એમ કરતાં તેની પાસે એક વિત્તમાત્રા (પૈસાની પોટકી) થઇ, તે તેને પૂર્ણ પ્રેમથી સાચવતો. તે પોટકી ઉપર તેને બહુ મોહ (પ્રેમ) હતો, તેને લીધે તે કોઇના

ઉપર વિશ્વાસ કરતો નહિ, મઠમાં કોઈને ટકવા ન દેતો, તેમ પોતે નિરાંતે ઉંઘતો પણ નહિ. કહેવત છે કે "લોભીઆ આગળ ધૂતારા ભૂખે ન મરે" તેમ આ બાવાજીને પણ થયું. આ પોટકીની એક ધૂર્તને ખબર પડી તેણે ગમે તેવા પ્રયાસે તે પોટકી પડાવી લેવાનો નિશ્ચય કર્યો. ઘણું કરી સાધુ બાવાઓ ચેલા મુંડવાના લોભીઆ બહુ હોય છે, માટે કપટથી તેનો ચેલો થઈ કામ સિદ્ધ કરવાનું વિચારી બાવાજી પાસે આવી ૐ નમઃ શિવાય કહી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. અને કપટ ભરી નમ્ર વાણીથી બોલ્યો કેઃ કૃપાળુ ગુરૂવર્ય ! त्रायस्व त्रायस्व તારો, તારો, असारोऽयं संसारः । गिरिनदीवेगोपमं यौवनम् ।। મહારાજ, આ સંસાર તો અસાર છે, પર્વતની નદીના વેગ જેવું યૌવન છે, હું બહુ દુઃખી છું, માટે મને કૃપા કરીને આપનો ચેલો કરો, અને આપની ચરણ સેવામાં સદાને માટે રાખો-એવી આ ગરીબ સેવકની બાપજીને અરજી છે. બાવાજી તો ચેલાજીનું નામ સાંભળીને ચિત્તમાં લલચાયા અને કહ્યું કેઃ-તને ચેલો તો કરૂં, પણ રાત્રે તારે મઠની બહાર સૂવું પડશે; હુ કોઈને મઠમાં સૂવા દેતો નથી. તે વાતની હા કહીને તે બાવાજી પાસે રહ્યો, ઘણો વિનય અને ભક્તિ કરે, અડધે વચને સદા ગુરૂસેવામા ખડો ને ખડો રહે, તેથી કાળે કરી તેના ઉપર જરા વિશ્વાસ આવવા લાગ્યો, પણ પેલી વિત્તમાત્રા તો પાસેજ રાખતો ચેલો ઘણોયે લાગ ગોતે પણ ફાવે નહિ. એક વખત બાવાજીને કોઈ પાસેના ગામમાં યજમાન તરફથી ખીર ખાંડ જમવાનું 'નોતરૂં' આવ્યું, તેથી ચેલાને સાથે લઈ બાવાજી ચાલ્યા રસ્તે જતાં ગુરૂને જંગલ જવાની હાજત થઈ, ત્યાં કંઈ વિત્તમાત્રા લેઈ જવાય નહિ, તેથી એક ઝાડ તળે ઝોળી મુકી ચેલાને કહ્યું, એ ઝોળીકુ મત અડના, દૂર બેઠકર સંભાળના; અબ મેં જંગલ જાકર આતા હું. ઘણા વખતથી સારી ભક્તિ કરતો હોવાથી હવે તેના ઉપર સારો વિશ્વાસ બેઠો હતો, તેથી આ પ્રમાણે ભલામણ કરી બાવાજી જંગલ જવા ગયા. આથી પેલા ચેલાજી (ધૂર્ત) ને લાગ સારો મળ્યો તેથી તે તો મળેલા અવસરનો લાભ લેઈ બાવાજી અદશ્ય થતાંજ વિત્તમાત્રા લઈ ચાલતો થયો.

હવે બાવાજી ઝાડે ફરવા બેઠા છે ત્યાં એક કૌતુક જોયું. તેમનાથી દૂર બે ઘેટાં સામસામાં માથાં ભટકાવતાં હતાં, તે વધારે જોરમાં આવવા જરા જુદા પડી પાછા જોરથી માથાં ભટકાવતા, તેથી લોહીનાં ટીપાં પડતાં,

તે ટીપાં પેલા બે ઘેટા જુદા પડે તેટલામાં ત્યાં ઉભેલો એક શિયાળ સત્વર આવી ચાટતો હતો. આ જોઇને બાવાજીને હસવું આવ્યું અને બોલ્યા કેઃ-અલ્યા મૂર્ખ ! તેનો તું વિશ્વાસ કરે છે, પણ હમણાં ઓચિંતો મારો જઇશ આમ બોલે છે તેવામાં તો જંબુક ઘેટાંની ટક્કરનાં ઝપાટામાં આવી ગયો ને મરાયો. આ બાબતનો આશ્ચર્ય ને ખેદ કરતાં બાવાજીને પોતાની ઝોળી સાંભરી, તેથી સત્વર શુદ્ધ થઇ ઝાડ પાસે જઇ જુએ છે તો ત્યાં કોઇ ન મળે. ઝોળી તપાસી તો તે ખાલી દીઠી. હાયહાય ! હું મરાયો, ઠગાયો, પછી એકદમ મૂર્છા આવી, સાવધાન થતાં ઘણો રોયો, પછી રોતો કકળતો વિલાપ કરતો, ત્યાંથી આગળ ચાલ્યો અને ધારેલ ગામે આવી પહોંચ્યો. ગામમાં જતાં જેને ઘેર જવું છે, તે કોળી પટેલ યજમાન સામોજ મળ્યો; પધારો પધારો બાવાજી ! એમ આદરમાન આપી ઘેર લઇ ગયો, ખાટલા ઉપર બેસાડીને સ્રીને કહ્યું કેઃ—બાવાજીની સરભરા કરજે, હમણાં હુ જઇને આવું છું એમ કહી તે બહાર ગયો. હવે તે પટેલની સ્રી પુંશ્ચલી (છીનાળ-દુરાચરણી) હતી, તેણે આ સંધ્યા સમયે કોઇ જાર પુરૂષને મળવાનો સંકેત કર્યો હતો તેથી બાવાજીની જેવી તેવી સરભરા કરી, સારાં સારા લુગડાં પહેરી બની ઠની ઝટ બહાર આવી અને મહારાજને કહ્યુ કેઃ-મહારાજ ! હું હમણા આવું છું, તમે અહીં રહેજો, એમ કહી તેણી એકદમ ચાલી. ત્યાં ભોગ-જોગે તેનો ધણી પટેલ સામો મળ્યો. તેણે છેટેથી તેને ભાળી, સ્રીએ પણ તેને દીઠો, તેથી એકદમ ભયભીત થઈ જઈ પાછી ફરી ઘેર આવીને સર્વ લુગડા ઉતારી બેઠી ત્યાં પેલો પટેલ એકદમ આવી ડાંગ લઈ સામો થયો ને કહે રાંડ ! બનીઠનીને ક્યાં જતી હતી ? તું દુરાચારિણી છે, હું તને ઓળખું છુ એમ કહી ખૂબ મારી, પછી ઘરના થાંભલા સાથે દોરડાવતી મજબુત બાંધી અને પછી તે પોતે સુઇ ગયો. થોડીવારે જારપુરૂષ તરફથી ગુપ્તપણે એક દુતી આવી. તેણે બંધાએલી બાઇને ધીમેથી કહ્યું કે:-અલી ! કેમ હજી નથી આવી ? ત્યાં તો વાટ જોઇને બેઠા છે. ત્યારે તેણે કહ્યુ કે, મારાથી તો આજ નહિ અવાય. આવતી હતી ત્યાં તો રસ્તામાં આ પાપ સામુ મળ્યું, તેને ખબર પડવાથી મને તો ખૂબ મારી ને થાંભલા સાથે મજબુત બાંધી છે, તે કેમ છુટું ? ત્યારે દુતી કહે, હુ તને છોડું, તું જા. હુ તારા બદલે થોડીવાર બંધાઉં છુ પણ વહેલી આવજે. વચમાં આ પાપ જાગશે તો વળી મારા ભોગ મળશે. પછી એ પ્રમાણે બંધનનું ઉલટપાલટ કરી પટેલની સ્રી જાર પાસે ગઈ. થોડી વારે પેલો કોળી જાગ્યો. હજી તેનો ક્રોધ શમેલો નહિ

હોવાથી તે એકદમ ઘણી ગાળો દેવા લાગ્યોઃ-બોલ રાંડ દુષ્ટા ! હવે કોઇ દિવસ જઇશ ? ન જાય તો છોડું. એમ કહેવા છતાં પેલો મને ઓળખી જશે, એવા હેતુથી દુતી કંઇ બોલ્યા સિવાય મૌન રહી. એથી તો આનો ક્રોધાગ્નિ વધ્યો, રાંડ હજી તો બોલતી પણ નથી. એમ બોલી ક્રોધપૂર્વક ઉઠી છરો લઇ સત્વર તેનું નાક કાપી નાખ્યું. લે રાંડ ! લેતી જા, આવું કર્યા વિના તને સાન વળવાની નહિ. પછી પાંચ પચીશ ગાળો ચોપડી વળી પાછો સુઇ ગયો, એટલે થોડીવારે પેલી છીનાળ કોલણે આવીને પુછયું કેઃ- કેમ બેન, ખુશીમાં કે ! પેલો પાપ ઉઠયો નથી ને ? તે સાંભળી દુતી બોલીઃ કાંઇ પૂછ મા બેન ! વધારે કાંઇ નથી પણ અભાગીઆએ ઉઠીને મારૂં નાક કાપી નાખ્યું છે, બાકી તો સર્વ વાતે કુશળતા છે. ખેર, બેન થયું તે ખરૂં ! હવે મારે પણ મારા પતિ પાસે સવારમાં કાંઇ સ્ત્રીચરિત્ર કરવું પડશે, નહિ તો મારા ભોગ મળશે. એમ કહી છુટી થઇ ઘેર ગઇ અને પેલી પુશ્વલી પાછી બંધાણી. અહો ! સ્ત્રી ચરિત્ર અગમ્ય છે !

कुलपतनं जनगर्हां । बंधनअपि जीवितव्य संदेहः ॥
अंगिकरोति कुलटा । प्रमदा परपुरुषसंसक्ता ॥

અર્થાત્—કુળનું પતન, મનુષ્યનિંદા, ગાઢ બંધન, જીવતરમાં પણ શંકા વગેરે અસહ્ય કષ્ટો, આફતો પણ પરપુરૂષમાં આસક્ત બનેલી કુલટા અંગીકાર કરે છે. દુતી ઘેર જઇ સોડ તાણી સુતી, તેનો પતિ પ્રાતઃકાળમાં વહેલો ઉઠી કોઇની હજામત કરવા ગયો, પછી હજામત કરી થોડીવારે ઘેર આવી બીજું કાંઇક કામ હોવાથી બહારથીજ અસ્ત્રો વગેરે ઘરમાં ફેંક્યા. ઘરમાં સ્ત્રી સોડ તાણી સુતી હતી, તેણે વિચાર્યું કે માથેનું આળ ઉતારવાનો આ લાગ સારો છે. અત્યારે કરેલું સ્ત્રીચરિત્ર ફાવશે. પછી પતિના સાંભળતાં એકદમ બુમ પાડીને બોલીઃ અરર ! ભુંડું કર્યું ! હું સુતી હતી, ત્યાં અસ્ત્રો નાખ્યો, તેથી મારૂં નાક કપાઇ ગયુ, હવે હુ શું કરૂ ? દોડજોરે લોકો ! મારૂં આણે તો નાક કાપી નાખ્યુ રે ! પછી તો પેલીએ કોરટમાં જઇ ફરિયાદ કરી. ત્યાં હજામ ઉપર કેસ ચલાવતાં આખરે તેના ઉપર ગુનો સાબિત થયો, અને બિચારા નિરપરાધીને ફાંસીનો હુકમ મળ્યો.

દુહો-નારી વિષની વેલડી, નારી નર્કની ખાણ;
જ્ઞાની પુરૂષ ચાહે નહિ, ગોથાં ખાય અજાણ. ૧

ધિક્કાર પડો આવી કુલટાને ! બિચારા બીનગુનેગારને દુઃખી કર્યો.

પ્રિય વાંચનાર ! હવે ચાલ, જરા પેલી દુષ્ટા પટલાણીની પણ ખબર લઈએ ! અહીં પેલો પોતાની સ્ત્રીનું નાક કાપી સુઈ ગયો હતો, પણ તે સ્થાને તો નાપિકા (ગાંયજી)નું નાક કપાયેલું હોવાથી અને પટેલની સ્ત્રી સ્વકાર્ય સાધ્યા પછી પુનઃ બ ધાણી હોવાથી તેણીએ પોતાના પતિને કષ્ટ પાડવા કાજે સતી-પણાનું પાખંડ કરી સ્ત્રીચરિત્ર ચલાવ્યું, પેલો પટેલ જાગીને પાછો ગાલીપ્રદાન દેવા લાગ્યો, ત્યારે આ સાંભળી પેલી સ્ત્રી સતીત્વ જાહેર કરવા ધ્રુસકી ઉઠી કે હવે બસ કર, બહુ ના બક ! હું તો કોઇ વાતમાં જાણુતીજ નથી, હું તો સતી છું, શુદ્ધ છું, પરપુરૂષનો મારે સર્વથા નીમ છે, હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું, કે હે પ્રભો ! મારામાં સત્ય હોય, મારા શિયળમાં લગાર ચુક ન પડી હોય તો મારા પતિએ કાપેલું મારૂં નાક પાછું સાજું થઈ જજો; નહિતો મને બાળી ભસ્મ કરજો. આટલું કહી પોતાના પતિને કહ્યું, લે જો મારામાં સત્ય હતું તો મારૂં નાક સાજું થઇ ગયું—એમ કહી મોઢું બતાવ્યું, આ જોઈ કોળી તો આશ્ચર્ય પામ્યો, જરૂર આનું રાતે નાક કાપ્યું હતું, પણ સત્યને પ્રભાવે સાજું થયું. માટે જરૂર આ સતી છે, એને જો પજવીશ તો મને શાપ દેશે; પછી તો બે હાથ જોડી તેની સ્તુતિ કરી અપરાધની માફી માગવા લાગ્યો. બહાર બેઠેલા બાવાજીએ રાત્રિનું સર્વ ચરિત્ર જોયું હતું, તેથી તે તો આવુ જોઇ આશ્ચર્યચકિત બની જઇ સવારમાં ત્યાંથી ચાલતો થયો; ને પેલા નાપિકને ફાંસીનો હુકમ થયાનું સાંભળી લાગલોજ કોર્ટમાં ગયો. અને એક શ્લોક બોલી ન્યાયાધીશ સાહેબને સર્વ વાતે વાકેફ કર્યો.

બે ઘેટાં લડતાં હતાં તેમાંથી લોહી ચાટી જવાની લાલચથી શિયાળ મરાયો, ચેલાને ભરોસે રહી મેં—અષાઢભૂતિ બાવાએ મારૂં ધન ગુમાવ્યું અને કુટ્ટણીનું કામ કરતાં એ દૂતી ગાયજીએ નાક કપાવ્યું; એ ત્રણેને પોતાના કરેલા દોષ નડ્યા છેઃ—એમ કહી મૂળથી બનેલી સર્વવાત કોર્ટમાં કહી સંભળાવી; આથી કરીને હજામ નિર્દોષ ઠરી છુટયો અને સતી થવા જતી બે કુલટાઓ ફજેત થઇ. આ વાતનો સાર એ છે કે મીઠું મીઠું બોલી કામ કાઢી લેનાર કપટી, ઢોગી ને પાખંડી માણસોથી ચેતતા રહેવું; નહિ તો પછી લોભમાં પડેલા બાવાજીની પેઠે છેતરાઇ દુઃખી થવાય છે. (૬૬)

---

(૬૭)

इदं शरीरं खलु शारदाभ्रं । पानीयवेगोपमयौवनश्रीः ॥
रामारमाचैभव सांध्यराग-स्तद्धर्ममाधेहि जन ! त्वमत्र ॥ ६७ ॥

અર્થ:—આ શરીર ખરેખર શરદ ઋતુનાં વાદળાં જેવું છે, પાણીના વેગ સમાન યૌવનની શોભા છે, અને સ્રી, લક્ષ્મી વગેરે વૈભવ સુખો સંધ્યાના રાગ સમાન છે; માટે હે મનુષ્ય! તું આ લોકમાં ઉત્તમ એવા ધર્મનું હમેશાં આરાધન કરજે. (૬૭)

ભાવાર્થ:—આ લોકમાં હે ભવ્યજનો ! આ શરીર ખરેખર શરદ ઋતુનાં વાદળાં જેવું અસ્થિર છે, કારણકે જ્યારે શરીરમાં અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે, ત્યારે મહા કદર્થના ભોગવવી પડે છે, નજદીકનાં સગાંસબંધીઓ પણ તે વ્યાધિથી મુક્ત કરવાને શક્તિમાન થઇ શકતાં નથી. તેને માટે કહ્યું છે કેઃ—

ઉપજાતિ વૃત.

શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય, તે કોઈ અન્યે લઈ ના શકાય;
એ ભોગવે એક સ્વાત્મ પોતે, એકત્વ એથી નય સુજ્ઞ ગોતે.

વળી પણ આ શરીર કાંઇ અત્તર વગેરે સુગંધી ચીજોથી ભરેલું નથી, પણ મૂત્ર, પૂરીષ, શ્લેશ્મ વગેરે દુર્ગન્ધી ચીજોથી ભરપુર છે, તે વિષે કહ્યું છે કેઃ—

શિખરિણીછંદ-સુગંધી ચીજો કે કનકરસથી આ નથી ઘડયું.
મળે ને મુત્રે ને રૂધિર રસ માંસે થકી ભર્યું;
મઢયો ચર્મે તેથી નજર કરતાં માત્ર નરવો,
નથી એવો મારે હે પ્રભુ હવે દેહ ધરવો.

તથા યૌવન રૂપી લક્ષ્મી પણ पानीयवेगोपमं કહેતાં પાણીના પુર જેવુ સત્વર વહી જનારૂ છે, એટલે તેનો પણ સ્વલ્પકાળમાં નાશ થઇ જાય છે, જોબનીયું ઝલકતાં પ્રાણીઓ મદાન્ધ બની જાય છે, નહિ કરવાનાં અઘટિત કાર્યો પણ તે જોબન મદમાતી અવસ્થામાં કરતાં પાછા હઠતા નથી.

કવિત—સોળકે ઝકોમળે તો ઝીલતાહે જીંદગાની,
વિશ્વપે ન દિશ સૂઝે શિશ મગજ પાની હે;
પચીસા અતીસા તીસા માનકી વધારે ટેક
રસનાએ રટન એક આનુની જયું માની હે;

ખાના ન ભાવે આવે નહિ નિંદ નેનુંમે,
કિયુ નહિ આરામ એક કામકી નીશાની મે;
કહે કવિ દાસ તુમ પાસ ખાસ બોલત હું,
"જુવાની ન જાનો તે તો જીંદગી દિવાની હે." ૧

વળી પણ ખરાબખસ્ત કરનારી યુવાનીની મસ્તીથી ચેતીને ચાલજોરે સઉ ભાઈ!

હરિગીત- અલમસ્ત મસ્ત યુવાનીથી સૌ ભાઈ ચેતી ચાલજો,
એ સર્પિણી ડંખે નહિ મારે જરા સંભાળજો;
દિવાની એ યુવાનીને દુશ્મન ગણી શંકર ડરે,
ફટ ફટ યુવાની આંધળી તું વિષયને વ્હાલો કરે.
સુગુરૂ અતિ સદ્‌ભાવથી આપે શિખામણ ચિત્તને,
પણ તું નહિ ટકવા દીએ ઇચ્છેજ તારી જીતને;
ડર કોઈનો રાખે નહિ મૃત્યુ ભલે માથે ફરે,
ફટ ફટ યુવાની આંધળી તું વિષયને વ્હાલો કરે.

યૌવન પણ પાપમાં પડનાર છકેલ તથા ક્ષણભંગુર છે; તથા (रामा रमा वैभवः) કહેતાં લક્ષ્મી અને મનમોહિની સુંદરીઓના વિલાસ વૈભવ સુખો ખરેખરા સંધ્યાના રંગ સમાન છે. એટલે કે સંધ્યાકાળે અનેક પ્રકારનાં રંગબેરંગી વાદળાંઓ થાય છે તે વખતનો દેખાવ ઘણો વિચિત્ર ને રમણીય લાગે છે. અને ઈંદ્રધનુષની શોભા પણ ઘણીજ મનોરંજક જણાય છે તે શોભા તથા અભ્રપટળની રંગબેરંગી લીલાઓ-શોભાઓ ઝાઝી વાર ટકી શકતી નથી, ટુંક સમયમાંજ તે સર્વ દેખાવ જોતજોતામાંજ વિલાઈ જાય છે, તે વિષે કહ્યું છે કેઃ—

ઉપજાતિ વૃત

વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જળના તરંગ;
પુરંદરી ચાપ અનંગરંગ, શું રાચીએ ત્યાં ક્ષણનો પ્રસંગ. ૧

એવાં ક્ષણભંગુર કનક ને કાંતાનાં વૈભવસુખો નશ્વર છે, છતાં પણ મોહમાં મુગ્ધ બનેલા પામર પ્રાણીઓ તેઓને માટે ઘણાં વક્રકર્મો કરે છે, અનીતિઓ આદરે છે, કુડકપટો-દગાફટકા કરે છે, અનાર્ય દેશોમાં ઘણે દૂર જાય છે, અને મહાઘોર અકૃત્ય કર્મો કરે છે, અને તે લક્ષ્મી યા સ્ત્રીનો નાશ થઇ જાય છે, તે વખતે મહા ભારે પશ્ચાતાપ કરે છે. તે વિષે કહ્યું છે. કેઃ—

લલિતછંદ

રમણીરંગમાં અંગ ઉલસ્યું, વિષયસુખમાં ચિત્તડું વસ્યું,
શિયળભંગનો દોષ ના ગણ્યો, અરર હાયરે ! બાવરો બન્યો. ૧
કપટકુડનાં કર્મ તો કર્યાં, ધન રળીરળી ભોંયમાં ભર્યાં;
કર વિચાર તે કોણ કાઢશે ? સમજ પ્રાણીયા શી ગતિ થશે. ૨
ગરીબ પ્રાણીના પ્રાણ મેં હર્યાં, ત્રસ સ્થાવરો જીવ ના ગણ્યા;
થરર ધ્રૂજતા મોતથી ડરી, અરર એહની ઘાત મેં કરી. ૩
ધન હીરાકણિ મોતી ને મણિ, અબુધ અર્થનો હું થયો ધણી;
અધિક આશતો અંતરે ઘણી, અરર લોભને ના શકયો હણી. ૪

આવા પ્રકારની અસ્થિરતા જાણી તે ઉપરથી મમત્વભાવના પડ અને થર ઉતારવા, તથા પવિત્ર એવા ધર્મનું સુખે આરાધન કરવું, કે જેથી કરી આ જન્મ, જરા ને મરણરૂપી સંસારસમુદ્રનો અંત આવે, અને અક્ષય મોક્ષલક્ષ્મીનો લાભ થાય. હવે તેના ઉપર મુબઈમાં શેવ કુલવડી વગેરે ચવાણું વેચનાર એક ગરીબ વણિકનું સદ્દભાગ્યે શ્રીમન્ત થયાનું દૃષ્ટાંત કહે છે:—

## (૭૪) ભાગ્યોદયે દુ:ખી અને દરિદ્રી વાણીઓ શ્રીમંત થયો.

કોઈ એક ગામડાનો ગરીબ વાણીઓ રળવા માટે મુબઈ ગયો. ત્યાં કોઇ ધધામાં ફાવ્યો નહિ, નશીબ બે ડગલાં આગળનુ આગળ ! બિચારો કોઈ ધંધામાં ફાવ્યો નહિ, ત્યારે તે મનમાં ઘણો મુઝાયો. વગર મુડીનો ધધો કરવો પણ શું ? મુબઈ જેવા શહેરમાં તો પૈસાનો પગલે પગલે ખપ પડે, ગમે તેવો ધંધો કરે પણ તેમા થોડો ઘણો પૈસો તો અવસ્ય જોઈએ; તેમાં વળી વણિકજાતિ તો વેપાર રોજગાર ઉપરજ જીવનારી છે. કદાચ નોકરી કરે પણ અજાણ્યાને નોકરી રાખે પણ કોણ ? કાંઇ મુડી પાસે હોય તો વેપાર કરવાનું પગમાં જોર આવે. બિચારો આ વણિક કોઈ પ્રકારે ન ફાવ્યો, ત્યારે મુઝાઈ ને પોતાના ગામનો કોઇ એક બીજો માણુસ ત્યા ચાર પાંચ વર્ષની રળવા આવેલો હતો, તે જરા ઠીક સ્થિતિમાં આવ્યો હતો અને વળી તે પોતાનો પ્રિય ને ઈષ્ટ મિત્ર હતો, તેથી તેને ઘેર ગયો. તેણે તેને માન આપી બોલાવ્યો, ગરીબસ્થિતિમાં પણ જે સન્મિત્ર મિત્રતા તજતો નથી; તેજ ખરો દાનો મિત્ર જાણવો. સુખના સમયમાં તો સઘળા મિત્ર થાય, બધાયે ખમાખમા કરી બોલાવે. કહેવત છે કે:—" જ્યાં ગળપણ હોય, ત્યાં ન હોય ત્યાંથી માખીઓ આવી બણબણે. " જે ઘેર હમેશાં વ્હાના

તપેલાં મુકાતાં હોય તે ઘેર તો ઘણા બેસવા-મળવા જાય; પણ બિચારા ગરીબની-અનાથની કોણ સંભાળ લે? કોણ આશ્રય આપે? દુનિયા સ્વાર્થનીજ સગી છે, વિષમ સ્થિતિમાં આશ્રય આપી સંતોષ આપનાર તો બહુ વિરલાજ છે. ગરીબ દશાના માણસને તો આવો, બેસો, ખુશીમાં છો? એવા કોમળ -આશાવાળા શબ્દો શાતા પમાડી આધારભૂત બની ઘણોજ સંતોષ પમાડે છે.

આ વણિકને તેના મિત્ર તરફથી જરા મિઠાશવાળા શબ્દોમાં આવકાર મળ્યાથી તેના મનને કાંઇક ધીરજ આવી. પછી વણિકે કહ્યુ :—ભાઈ! આ શહેરમાં હુ આવ્યો તો છું, પણ કોઈ ધંધો સુઝતો નથી, નોકરી પણ મને અજાણ્યાને કોણ આપે? અજાણ્યાનો વિશ્વાસ પણ કોને આવે? માટે મનમાં મુઝવણ ઘણી રહે છે. આ વાત સાંભળી પેલા મિત્રે તેને આશ્વાસન આપી કહ્યું કે:—તમે મુંઝાશો નહિ. ખુશીથી મારે ત્યાં બેચાર દહાડા જમો, તેટલામાં તમને કાંઇક અનુકૂળ પડતું સાધન મળી આવશે, અથવા તો હું શોધી આપીશ. એમ કહીને જમાડયો. પછી બીજે દિવસે તેણે કહ્યું કે ભાઇ! એક માર્ગ મને સુઝયો છે, તે એ કે તમને ફુલવડી (લોટનાં ઝીણાં ભજીયાં) બનાવતાં આવડે છે? વણિકે કહ્યું કે હાં. તો હવે હું તમને હાલ એક રૂપીયો આપું છુ, તમે ચણાની દાળનો લોટ, તેલ, મરચું વગેરે થોડો સામાન લાવી તેની આપણે ઘેર ફુલવડી બનાવો અને પછી સાંજે ચોપાટીપર વેચવા જશો, તો જરૂર બધુ ખપી જશે, તેમાં પ્રતિદિન લાભ પણ સારો મળશે; કારણકે આ શહેર ખાઉકડ વિશેષ છે, હરતાં ફરતાં પૈસો ખરચી નાંખે છે, માટે તમારો માલ સહજમા ખપી જશે.

મિત્રની આ હિતકર સલાહ સાભળી વણિક તે પ્રમાણે કરવાને તૈયાર થયો. જમવાનુ તો ત્રીજે દિવસથી વિશીમાં રાખ્યું, સુવાનું પણ કોઇ એક શેઠના ઓટલા ઉપર રાખ્યુ. ફક્ત તેને ઘેર ફુલવડી બનાવી વેચવી ને તેના વધારાના પૈસા રોજ તેમને સાચવવા સોંપવા; તેણે એમ માન્યું કે થોડા સહવાસથી અન્યોઅન્ય મિઠાસ સારી રહે છે. એક નીતિવાક્ય છે કે:—अतिपरिचयादवज्ञा । અર્થાત્ અતિ સહવાસથી-પરિચયથી પ્રીતિમાં ઘટાડો થાય છે, અને તેથી અવજ્ઞા પણ થાય ખરી, તેથી ચતુર વણિકે આ રીતિ રાખી અને આટલો આધાર આપવાને માટે, ઠેકાણે પાડવા કાજે તેનો ઉપકાર માન્યો.

ચણાના લોટની ફુલવડી બનાવીને પછી તો રોજ વેચવા લાગ્યો, તેમાં તે ફાવ્યો અને મીઠી વાણીથી લોકોને ભાવી પણ ગયો અને તેમાં

પેદાશ પણ સારી થવા લાગી. અહો ! કર્મની ગાત વિચિત્ર છે, જીવને દાણોપાણી ક્યાં દૂર ઘસડી લઇ જાય છે ! આ વણિકને પણ તેમ થયુ, તે પરદેશમાં સુખી થયો. દિવસે વેચી જે કાંઇ ઉપજે તેનો સંગ્રહ કરે, અને એક જાણિતા શાહુકાર માણસની દુકાને વ્યાજે મુકી દે અને રાત્રે એક શેઠના માળાને ઓટલે પોલીસની રજા મેળવી સુખે સુઇ રહે આ પ્રમાણે વખત ગુજારે, એમ કરતાં મુડી પણ પાસે ઠીક થઇ. પછી એકદા એવું બન્યું કે રાતના દશ વાગે તે વાણીઓ શેઠના માળાના ઓટલા ઉપર સુતો હતો, તે વખતે તે જ માળાના શેઠની ઘોડાગાડી આવી. અંદર શેઠ બેઠેલા હતા તે હેઠા ઉતર્યા, તેમણે આ વાણીઆને ઓટલે સુતેલો જોયો, તેથી તે એકદમ આક્રોશપૂર્વક બોલ્યોઃ—અરે ! આ કોણ સુતો છે ? આવા હરામખોરોનો વિશ્વાસ કરવો નહિ, ઉઠ અલ્યા ! કેમ અહીં પડયો છે ! પેલો બિચારો વાણીઓ થરથર કંપતો નમ્રતા પૂર્વક બોલ્યોઃ—શેઠ સાહેબ ! હું ગામડાનો ગરીબ વાણીઓ છુ, અને પોલીસની રજા લઈ આપને ઓટલે રાતે પડયો રહું છું; હું હરામી બદમાસ નથી. આથી તો ઉલટા શેઠ વધારે કોપ્યા, કેમકે તેના મગજમાં લક્ષ્મીનો કેફ બહુજ હતો તેથી ક્રોધપૂર્વક બોલ્યાઃ—અલ્યા ! કેમ તુ કાંઈ અમારો શેઠબેઠ થઈ ગયો છે ? બસ ઝટ ઉઠ ! અહીં સુવાની અમારી રજા નથી, તને ગમે ત્યાં પડયો રહે, ત્યારે પોલીસે કહ્યું કેઃ—શેઠ સાહેબ ! માણસ સારો છે. પણ તેનું યે માન્યુ નહિ, અને ક્રોધ કરી પોતાના માણસો પાસે ધક્કો મરાવી હેઠો ઉતાર્યો. ગરીબ વાણીઓ અફસોસ ધરતો તથા શેઠની તુંડાઇને-શેઠાઇને ધિક્કારતો ઓટલા નીચે આવી રસ્તા વચ્ચે ઉભો રહી શેઠને કહે છે કેઃ—શેઠજી ! મને આ ઓટલા પર સુવા નથી દેતા, પણ કદાચ મારો ભાગ્યોદય તમારા પોઢવાના છત્રપલંગમા થશે તો ત્યાંથી કાંઈ ધક્કો મારશો ખરા કે ? આ સાભળી શેઠ મહા ક્રોધ-પૂર્વક આક્રોશ કરીને બોલ્યોઃ-જા, જા સાળા લુચ્ચા ! લવારો શું કરે છે ! ચાલ્યો જા, તારે રસ્તે ! પછી વણિક બીજે સ્થાને જઈ સુતો.

### કરમની વિચિત્રતા ઉપર ગાયન.

અરેરે કરમ તુંને નથી શરમ, મોટા મોટા ને બનાવ્યા નરમ. ૧
ઇન્દ્ર ચંદ્ર સમ તુંને આધીન, રખડાવે જેમ જલથીરે મીન. ૨
બનાવી નરમ મુકાવે ધરમ, કદઇની ઉતારી તેરે સરમ. ૩
જડ કહેવાયંતું ચેતનને દમે, સુખ દુઃખ આપે તુને જે ગમે. ૪

લીલાને સુકું કરે, પાપ રૂપ આ પેટ. ૧૪૪

કૃષ્ણ સમા રાજ દશરથ તન, સીતા દમયંતી રઝળાવી વન. ૫
પાંચ પાંડવોને દ્રૌપદીને સહન, કૌરવ દુર્યોધન થયારે મરણ. ૬
જીતે તને હોય જે પુરા ધૈર્યવાન, તીર્થંકર કેવલી કે સાધ સમાન. ૭
ધન્યવાદ ઘણા જે જીતે તુંને, દાસ વલભ સદા ચરણે નમે. ૮

કર્મની ગતિ ન્યારી છે, નસીબ પલમાં ચહાય સો કરે ! રાજાને રંક અને રંકનો રાય સહજમાં કરી ક્ષણમાં હસાવે અને ક્ષણમાં રોવરાવે છે; આ દૃષ્ટાંતમાં પણ તેમજ બન્યું. નસીબજોગે પેલો માળાવાળો શેઠ સટ્ટામાં ખત્તા ખાધાથી–ખોટ ગયાથી નબળો પડતો ગયો, તેમ પેલો ગરીબ વાણીઓ ફુલવડીમાં ફાવતો ગયો. પૈસો ગાંઠે થતાંજ થોડો થોડો વચમાં બીજો પણ વેપાર કરવા લાગ્યો, તેમાં પણ સદ્‌ભાગ્યે સવળા પાસા પડતા ગયા તેથી તે થોડા વખતમાં સારો શ્રીમંત જેવો જણાવા લાગ્યો. પણ તે મનમાં માનતો હતો કે આ સર્વ ઉપકાર મારા સ્વદેશી મિત્રનોજ છે, તેણે મને પ્રથમ એક રૂપીયાનો આધાર આપી આ ધંધે ચડાવ્યો, માટે હું તેનો ઉપકાર જેટલો માનું તેટલો ઓછોજ છે. દુઃખમાં જે સહાય–આધાર આપે છે, તેજ આ જગતમાં ખરો ખાનદાન ને ઉત્તમ પુરૂષ છે. હવે દૈવયોગે પેલો માળાવાળો શેઠ ખોટની ચોટથી એકદમ ભાંગ્યો–એક વખત સટ્ટામાં તેને ઘણી ભારે ખોટ ગઇ, તેથી ખોટનાં નાણાં વસુલ આપવા માળો હરાજ થવાનો વખત આવ્યો. બજારના ઘણા લોકો એકઠા થયા, પેલા શેઠનો માળો હરાજ થતો સાંભળી પેલો ફુલવડીવાળો વાણીઓ પણ ત્યાં આવી ઉભો, અને ગમે તે ખરચે પણ સર્વ ઘરવખરી તથા ફરનીચર સહિત આખો માળો લેવા નિશ્ચય કર્યો. હરરાજી ઘણો વખત ચાલી, છેવટે ફુલવડીવાળા વાણીઆએ શેઠને કહ્યું કેઃ–શેઠજી ! આ માળાનું સર્વ સરસામાન ફરનીચર સહિત જે ઘટે તે મૂલ્ય લો, પણ આમાંથી આપે રોકડ નાણા સિવાય બીજું કશું લેવું નહિ.” એ વાતની શેઠે હા કહી. એટલે પંચે કિંમત ઠરાવી, તે પ્રમાણે નાણાં આપી, માળો સ્વાધીન કર્યો અને કાયદેસર, ખતપત્ર પણ કરાવી લીધું.

પછી પેલા શેઠીઆને કહ્યું:–કે કાં શેઠજી ! મને ઓળખ્યો કે ? હું પેલો તમારા માળાના ઓટલા ઉપર સુતો હતો, અને તમે મને તે દહાડે રાતના દશ વાગે ધક્કો મારી કાઢયો હતો–તે, ઓળખ્યો કે સાહેબ ! મેં તે વખતે પણ કહ્યું હતું કે મારૂં ભાગ્ય તમારા છત્રપલંગમાં સુવાનું થશે

તો ત્યાંથી કાંઈ કાઢશો ? આ વચન સાંભરે છે કે ? માટે શેઠ સાહેબ ! લક્ષ્મીનો ભરોશો નથી; ઘડીકમાં આવે છે ને પળમાં જાય છે; વિજળીના જેવોજ તેનો સ્વભાવ છે માટે તેનો ગર્વ ન કરવો. તે વિષે કહ્યું છે કેઃ-

શાર્દૂલવિક્રીડિત.

જો થાતા ઘડી એકમાં અવદશા વરસાદ કેરા ફરા,
જાણો એજ રીતે જરૂર જગના છે ખેલ ખોટા નર્યા;
સાચા ધર્મ અધર્મ કર્મ સઘળાં ટાળ્યાં નહિં તે ટળે,
ચેતે જે દલપત્ત ચિત્ત નહિં, તો તે ખોટ ખાશે ખરે.

માટે આ દુનિઆમાં ગરીબાઈ રાખી ભલાઈ મેળવવી તેજ સાર્થક છે, બાકી તો સર્વ માયાવી ને ક્ષણભંગુર છે એટલું કહી શેઠના કાન ઉઘાડયા. વળી ત્યાં ઉભેલા સર્વ જનસમૂહને નીચેની મનોવેધક કવિતા ગાઈ સંભળાવી.

( શ્રીમંતો પ્રત્યે અનાથ પ્રાણીઓની અરજી )

અરે ઓ સુખીઆ લોકો, દુઃખીને ના ભુલી જાશો;
દુખીને ના ભુલી જાશો, દુઃખીને ના ભુલી જાશો.
મનુષની પદવી પામીને, ન રંકોને ભુલી જાશો;
અરે ઓ સુખીઆ લોકો, દુઃખીને ના ભુલી જાશો.
કર્યાં સત્કર્મ જે પૂર્વે, સુફળ તેનું સ્વીકારીને;
હવે સુખમાં થઈ શોખીન, દુઃખીને ના ભુલી જાશો.
થયા શ્રીમંત કે રાજા, પ્રભુની તે દયા જાણો;
પ્રભુ આજ્ઞા ઉથાપીને, દુઃખીને ના ભુલી જાશો.
અવિદ્યાથી દુઃખી લાખો, અનંતા ભુખથી ભટકે;
પીડાતા સેંકડો દર્દે, દુઃખીને ના ભુલી જાશો.
ખીલેલું પુષ્પ ખરવાનું, જે આવ્યું તે જવાનું છે;
કર્યું હાથેજ તે સાથે, દુઃખીને ના ભુલી જાશો.
ઉદય ને અસ્ત છે સહુનો, કરે અભિમાન મુર્ખાઓ;
છે ભરતીઓટ લક્ષ્મીની, દુઃખીને ના ભુલી જાશો.
તમે છો શ્રેષ્ઠ રંકોથી, પ્રભુ છે સર્વથી મોટો;
નહી કદીએ ભૂલે તમને, દુઃખીને ના ભુલી જાશો.
દુઃખીને જો ભુલી જાશો, પ્રભુ તમને ભુલી જાશે;
ગજબ થાશે તો દુનિયામાં, દુઃખીને ના ભુલી જાશો.

**વિનયમુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;**
**દુઃખી પોકાર સુણાવે, દયાળુ દિલ દયા લાવે.**

બંધુઓ ! આ કવિતા વિવેકી જનોને ખાસ મનન કરવા જેવી છે. મનુષ્યોની સ્થિતિ કોઇ ઓરતરેહની જ હોય છે. આપ મહાશયોની સમક્ષ ઉભેલો આ માણસ પણ તેવીજ સ્થિતિમાં એક વખત હતો. આજથી ચાર-પાંચ વર્ષ પહેલાંનો મારો સમયકાળ કેવો હતો, તે મનેજ કહેવા દો ! માત્ર દોરીલોટો લઇ માંડ માંડ આ શહેર ભેળો થયો હતો, નિરાધારપણાથી મારૂં મન ઘણું જ મુંઝાતું હતું, ભલું થજો આ મારા પરોપકારી માયાળુ મિત્રનું, કે તેણે મને આધાર આપ્યો, બેત્રણ દિવસ ઘેર રાખી જમાડયો, તથારોકડો એક રૂપીઆનો આધાર આપી ધંધે ચડાવ્યો ગૃહસ્થો ! એક રૂપીઓ તો મુંબઇ જેવા મોજીલા શહેરમાં તમારે હિસાબમાં પણ નહિ હોય, પણ ગરીબ, અનાથ, નિરાધાર માણસને તો તમારે મન નજીવો એક રૂપીઓ મોટામાં મોટું મદદગાર નાણું થઇ પડે છે. મને પણ આવી ઉંચ સ્થિતિએ આવવાનુ મુખ્ય કારણ કહું તો મારા વહાલા, દાના ને ડાહ્યા દોસ્તે આપેલો એક રૂપીઓજ છે. એ માટે ફરી ફરીને પણ કહેવું પડે છે કે એ મિત્રનો ઉપકાર મારાથી કદી પણ નહિ ભૂલાય તેવો છે. માટે આપણે લક્ષ્મીના મદમાં અંધ નહિ થઇ જતા નિરાધાર અનાથને કાંઇક આશ્રય આપી રસ્તે ચડાવવા જોઇએ. એજ લક્ષ્મી પામવાનું પ્રમાણ ને સાર્થક છે. આ બધું સાંભળી માળાના મૂળ ધણી શેઠ તો પોતાની તુંડાઇ, છક, મદ, ફુંપદ અને ભૂલ માટે ઘણું પસ્તાઇ મુંગામુંગા ચાલતાજ થયા.

આ દષ્ટાંતની મતલબ એ છે કે તન, ધન, જોબન વગેરે દુનિઆમાં મોહક લાગતી સર્વ વસ્તુઓ નશ્વર છે, જોતજોતામાં તેનો નાશ થઇ જાય છે, માટે સમજુ–શાણાએ તેનો વિશ્વાસ કર્યો જેવું નથી, તેથી વિવેકી ઉત્તમ પુરૂષોએ તેમાં અતિ આસક્તિ નહિ પામતાં કાંઇ આત્મહિત કરવું તેજ સર્વોત્તમ છે (૬૭)

(૬૮)

गच्छ गच्छ पथ मच्छ जिनोक्तं । यच्छ यच्छ शुभदान मजस्रम् ॥
पृच्छ पृच्छ गुरवे निज भद्रं । शैव शर्मवर वांछसि चेत्त्वम् ॥६८॥

અર્થ:—હે પ્રાણી ! તું શિવગતિનાં ઉત્તમ સુખ મેળવવા ચાહતો હોય, તો સર્વજ્ઞ શ્રીજીનેશ્વરે કહેલા પવિત્ર પંથે ચાલ, તથા હંમેશા શક્તિ મુજબ શુભ ભાવનાથી સુપાત્રને દાન દે, સદ્‌ગુરૂનું સેવન કરી તેમને તારા કલ્યાણનો માર્ગ પુછ; એજ ઉત્તમ વાત છે. (૬૮)

ભાવાર્થ:—આપણે સર્વ આ અગાધ ભવસાગરમાં પડ્યા છીએ જો કે સુખ છે તો સર્વ કોઇને પ્રિયતર; દુનિયાનો કોઈ પણ જીવ સ્વપ્ને પણ દુઃખને ઇચ્છતો જ નથી, પણ આપણાં અવળાં કૃત્યો હોવાથી સુખ લેવા જતા દુઃખના ડુંગરા તળે દબાઈ-કચરાઇ જવું પડે છે. માટે જ આ શ્લોકમાં મુમુક્ષુ જનોને કહેવામાં આવ્યું છે કે, હે જીવ ! તું ઉત્તમ સુખને ઇચ્છિતો હોય, તો આ સારી વાત અંગિકાર કર, કારણકે દુનિઆનાં સર્વ સુખો તો આ જીવે ભવોભવને વિષે અનંતઅનંતિવાર ભોગવ્યાં છે, પણ તે સર્વ સુખોથી તારૂં કંઇ આત્મહિત થયુ નથી, વળી તે સર્વ સાંસારિક સુખો અમુક સ્થિતિનાં હોવાથી નશ્વર ( નાશવંત ) છે. વળી તે સુખો ભોગવવામાં નુકશાન બહુ છે, ત્યારે લાભ સ્વલ્પતર-જુજ છે. પરિણામે તે ભયંકર ને દુઃખદાયી હોવાથી વિવેકીને તો અગ્રાહ્ય છે. માટે હે પ્રાણી ! શાશ્વત ઉત્તમ શિવસુખ સાધવા માટે તો આ મનુષ્યજન્મ જ બહુ કામનો છે. એ મનુષ્ય-જન્મ રૂપી અમૂલ્ય રત્નને વિષય, કષાય, પ્રમાદ રૂપી કચરાપટીમાં રખેને ફેંકી દેતો ! ભલા ભાઈ, આ અવસરજ ખરેખર ચેતવાનો છે. તે વિષે કહ્યું છે કે:—

" હે પ્રાણી ! જેણે જન્માદિ દુઃખો ટાળ્યાં છે, એવા પ્રભુને ભાવે ભજ, વિષયમાંથી મનની પ્રીતિને તજ ! પુત્ર, મિત્ર, કલત્ર, ધન, ધામ, વૈભવ વગેરે સર્વ ચંચળ જાણી તજી દઇ આત્મવિદ્ (આત્માને ઓળખાવનાર શ્રી સદ્‌ગુરૂ) નું સાચું શરણ લે, ગુરુના મુખની નિર્મળ શસ્ત્રોની રહસ્ય વાતો સાંભળ, સાંભળીને હૃદયમાં રહેલા મોહ રૂપી મેલને ધોઈ નાખ: આ આખું જગત જુઠ્ઠું છે-એમ ચોકસ જાણ. અહંતા અને મમતાની આ જુઠી ભ્રમ જાળને તૃણવત્ તજી દે, ઉદાર મતિવાલા મુમુક્ષુ આત્મબંધુ ! એક પ્રભુજ સત્ય છે, એમ ચોકસ માની તેના પદને મેળવવા સદા યત્ન કર. તારા

આત્મકલ્યાણને સુરસ્તો સદ્‌ગુરૂને પુછ. જરા મોહ મમત્વમાંથી મોકળો થઈશ, તો જ સદ્‌ગુરૂનાં હિત વચનો ચિત્તમાં ચોંટશે. સદ્‌ગુરૂનાં વચનામૃતો જો કે મિષ્ટાન્ન તુલ્ય છે, અને સંસારની માયાજાળ, મોહમમતા અને નાનાપ્રકારનાં સુખો એ બધું ભીખારણના ટાઢા ટુકડા તુલ્ય છે. પણ આ અજ્ઞાની જીવને ધર્મરૂપી તથા સદ્‌ગુરૂનાં વચનામૃતો રૂપી મિષ્ટાન્ન પસંદ આવતું નથી, તેને તો ભીખારણના ટુકડાજ ખાવા ગમે છે.

## (૭૫) રઢીયાળી રૂપાળી ભીખારણ કદી રાણી થઈ શકે ?

દાખલા તરીકે જેમ કોઈ એક રાજા જંગલમાં શિકાર કરવા ગયો હતો, ત્યાં જંગલમાં આમતેમ ભટકતી કોઈ એક અતિ રૂપાળી ભીખારણને જોઈ તેના ઉપર તે મોહ પામ્યો. ભિખારણ ઘણી દુઃખી–વિકળ હતી, તેને કહ્યું કે તું આમ જ્યાં ત્યાં શીહને ભટકે છે ? ચાલ ! મારા દરબારમાં. હુ તને રાણી બનાવી મહાસુખી કરૂં ! ભિખારણ એ સાંભળી ઘણી ખુશી થઈને રાજાની સાથે વાહનમાં બેસી ગામમાં આવી. રાજાએ તેને રહેવા માટે એક સુંદર મહેલ આપ્યો. કહેવત છે કે **'રાજાને ગમી રાણી, તો છાણા વીણતી આણી.'** પછી બીજી રાણીની પેંઠે તેને પણ જીવાઈ બાંધી આપી, કેટલાક નોકરો ચાકરો તેની તહેનાતમાં મુકયા, રસોઈ માટે રસોઇયો પણ આપ્યો, રખડતી રઝળતી ભિખારણ તો ખમાખમા થવા લાગી. ફકત રસોઈ તૈયાર થયે જમવા જેટલું જ કામ રાજાએ તેને માટે બાકી રાખ્યું હતું. રાજા તેને મહેલે રોજ આવતો, નવી પ્રાપ્ત વસ્તુ ઉપર દરેકને મોહ બહુ હોય છે. રાજાની મહેરબાની અને પ્રીતિ તેના ઉપર ઘણી હતી, તેથી સર્વ વાતે તેના સુખનો તો પારજ નહતો. આ પ્રકારની સાહેબી અને મહા અતુલ્ય વૈભવનાં સુખ પ્રાપ્ત છતાં રાણીને મનમાં ચેન ન પડે, મજા ન આવે, ખાવા માટે વિવિધ સ્વાદીષ્ટ ભોજનો મળવા છતાં શરીર પુષ્ટ થવાને બદલે ઉલટું દિન પ્રતિદિન દુબળુ થતું ગયું. બિચારીને સોનાની થાળીમાં સાત વાનીનાં ભોજનો મળતાં છતાં તે અરૂચીકર થયાં, કેમકે એને તો ભીખીને ટુકડા માગી ખાવાનો મહાવરો હતો, તેથી ભર્યે ભાણે જમવું રૂચેજ નહીં. ટુકડા ખાઇને પેટ ભરેલું હોવાથી આવાં ઉત્તમ ભોજનોથી તેનું પેટ ભરાતું નહતું. જેમ ઓખરીયું ઢોર હોય, તે જ્યારે ઓખર કરે ત્યારે જ તેને ઠીક પડે, એ વિના તેને મજા ન પડે. આ રાણી બનેલી ભિખારણને પણ તેમજ થયું, તેનો અંતર રોગ ન પરખાય તેવો હોવાથી

વૈદ્ય ડાકતર કે હકીમથી તે દૂર થાય તેમ નહતું, તે રોગ તો સુચતુર મર્મજ્ઞ કે રાણીને પોતાને હાથેજ જવાનો સંભવ, તેનું કારણ કે તેનો ઇલાજ તેનો ભેદ જાણનાર વગર થઈજ ન શકે ! પછી તે ભિખારણમાંથી બનેલી રાણી રાતે સઉના સુઇ ગયા કેડે ઉઠી રસોડામાંથી વધેલા રોટલા લઈ આવી, તેના ઝીણાઝીણા ટુકડા કરી જાળીયામાં ને ગોખલામાં મુક્યા, પછી તેની પાસે જઈ બોલી કે:- **"હેજો માતા લક્ષ્મી, તમારૂં કલ્યાણ થાશે, એકના ઇકોતેર થાશે"** વગેરે માગનારના જેવા દીન વચનો બોલી તેમાંથી -ટુકડો લઈ ખાધો-વળી બીજા ગોખલા પાસે જઇ એમ બોલી ટુકડો લઇ ખાધો- એમ સર્વ ટુકડા લઇ ખાધા, ત્યારે આવી ક્રિયાથી તેનું પેટ ભરાણું અને મજા પણ આવી ને પરમ શાંતિ મળી. એક વખત આ ક્રિયા રાજાના જોવામાં આવી ગયાથી તેની નીચતા અને તુચ્છતાને માટે ફિટકારી ધિક્કારી તેને કાઢી મેલી.

પ્રિય વાચક બંધુઓ ! આપણો આ જીવાત્મા પણ પેલી ભિખારણના જેવોજ તુચ્છ છે-એમ સમજજો. આ જીવને મોક્ષના સાધનો રૂપી મિષ્ટાન્ન મળવા છતાંપિ તેમાં પ્રીતિ ન ધરાવતાં પેલા ટુકડામાંજ દિલ દોડે છે, ને રાત દહાડો રમારામામાં મનડું રમ્યાજ કરે છે, અનેક કુકર્મો કરી જન્મમરણના ફેરા વધારી દે છે. પણ અજ્ઞાનમાં અંધ બનેલો આ પામર પ્રાણી એટલું પણ સમજતો નથી, કે અહીં તો અનેક પ્રકારનાં કુડકપટો કરી, દગાફટકા કરી પ્રાણીઓને પ્રપંચ જાળમાં નાખ્યા, મદાંધ બની અનેક અકાર્યો કર્યાં, પણ પરલોકમાં મારૂં શું થશે ? અવશ્ય મારે તે સર્વ કર્મનો બદલો પરલોકમાં દેવોજ પડશે. ત્યાં કાંઇ પોપાબાઇનું રાજ્ય નથી, કે ત્યાં ટકે શેર ખાજાં વેચાય. વેદાન્તી જ્ઞાની કવિ શ્રીસુન્દરદાસે કહ્યુ છે કેઃ—

કવિત—કરત પ્રપંચ ઇન પંચેન્દ્રિકે વશ પડયો,
પરદારા સેવત હે કરત બુરાઇકો;
પરધન હરે પરજીવકી તું ઘાત કરે,
મદ્યમાંસ ખાય લવલેશ ન ભલાઇકો;
હોયગા હિસાબ તબ, સુખ નહિ આવે કબ,
સુંદર કહત લેખા લેત રાઇરાઇકો;
ઇહાં તો કિયો વિલાસ; યમકો ન આયો ત્રાસ,
ઉવાં તો નહિ હે કુછ રાજ પોપાબાઇકો.

## (૭૬) પોપાબાઈના રાજ્યની પોલ–એક અધમ અન્યાય.

પોપાબાઇના રાજ્યમાં પ્રેમચંદ ને મોતીચંદ નામે બે વણિક રહેતા હતા. એક વાર રૂપીયાના ચાર માણા લેખે મોતીચંદના મગ પ્રેમચંદે લેવાનું સાટું કર્યું. બે ચાર દીવસે પ્રેમચંદ મગ લેવા આવ્યો. તે વખતે દૈવયોગે મગનો ભાવ મોંઘો એટલે રૂપીયાના બે માણા થઇ ગયો હતો; તેથી મોતીચંદને ચારમાણા લેખે મગ ભરી દેવા કેમ પાલવે ? તેથી તેણે ના પાડી તો પણ પ્રેમચંદે સાટુ ચોક્સ થઇ જવાથી ભરી દેવાજ પડશે. માટે કહ્યું કે અલ્યા મોતીચંદભાઇ ! ચારમાણા લેખે મગ ભરીજ દે. તારે દેવા પડશે. હવે વચને નહિજ ફરાય, માટે ભરીજ દે. ત્યારે મોતીચંદે તે ભરી દેવા હા પાડી ને મગ કાઢી ભરવા માંડયા, પણ તેણે ઊંધેમાણે મગ ભરવા માંડયા. તેથી પ્રેમચંદે કહ્યુ કે અલ્યા, ઊંધેમાણે કેમ મગ ભરે છે, ત્યારે મોતીચંદ બોલ્યો કે આપણે ક્યાં ઊંધા ચત્તાનો ઠરાવ છે ? ચારમાણા દેવાનો ઠરાવ છે તો મને ઊંધેમાણે પાલવે છે. માટે ખુશી હોય તો લે. આ સાંભળી પેલો રીસ કરી ચાલ્યો ગયો ને પોપાબાઈ પાસે જઇ તેણે ફરીયાદ કહી બતાવી, તેથી પોપાબાઇએ તે મોતીચંદ વાણીયાને પોતાની પાસે તેડાવ્યો ને કહ્યું કે અલ્યા વાણીયા ! આને મગ દેને ! તે કહે. મારેય તે માણે ચાર માણા દેવા મોંઘા પડે છે. બા, તેથી ઊંધેમાણે ભરી દઉં છું તો તે લેતોજ નથી. ત્યારે પોપાબાઈ કહે– અલ્યા પ્રેમચંદ ત્યારે ઊંધેમાણે લે, તેમા શું થઇ ગયું. તે કહે બા પણ ઊંધે માણે મારે શું આવે ? તે તો હરગીજ મને પાલવેજ નહિ. ત્યારે મોતીચંદને પોપાબાઇ કહે–અલ્યા, ત્યારે દે એનેય તે માણે દે મગ. તે કહે– બા મારેય તે માણે પાલવેજ નહિ. હું ગરીબ વાણીયો મારેજ જાઉં ને ? ત્યારે પોપાબાઇ કહે અલ્યા વાણીયા ! ત્યારે ઊંધેમાણે લે, લઇ લેને તેમાં શું થઇ ગયું ! પોપાબાઇ તો આમ બંને બાજુ ઢોલકી વગાડવા લાગ્યા. પણ બે માંથી એકે વાણીયો માન્યો નહિ, ત્યારે પોપાબાઇ પછી બોલ્યા કે અલ્યા સાંભળો વેપારી, તમે બંને હઠાગ્રહી છો, કોઈનું કોઈ માનતા નથી. ત્યારે હું વચલો ન્યાય ઉતારૂં તે સાંભળો, પછી બંને ભણી જોઇ પોપાબાઇ બોલ્યા કે તમારે એકે વાત પાલવતી નથી ત્યારે, આડેમાણેથી ભરી લે વાણીયા, તે સાંભળી પ્રેમચંદ હસતો કહે અરે ! મા વળી આડેમાણે તો કંઇજ આવે નહિ, ત્યારે પોપાબાઈ કહે, અલ્યા મોતીચંદ ! તું તો બડો હઠવાદી છે. મારો

કહેલો ન્યાય પણ માનતો નથીજ. જા ભરીલે આડેમાણે. ત્યારે મોતીચંદ કહે, બા હાલો ખુશીથી આડેમાણે હુ ભરી આપું. લો, ઉલટા ચારને બદલે ૧૦ માણા ભરી દઉં. તે સાંભળી પોપાબાઇ પ્રેમચંદ વાણીયાને કહેવા લાગ્યા કે લે, લે, વાણીયા, તારૂં તો કામ થઈ ગયું. લે દસમાણા તને ભરી દે છે. પછી કાંઇ છે? પણ પ્રેમચંદ વાણીયો કહે પણ આડેમાણે આવે શુ! બાસાહેબ! સોમાણા આપો તોય મારે આડેમાણે તો જોતા નથી. પછી તો પોપાબાઈ ને ઘણીજ રીસ ચડવાથી બને વાણીયાને ત્યાંથી કાઢી મુકયા. અને કહ્યુ–ત્યારે તમે તમારી ખુશી પડે તેમ કરો.- પણ અલ્યા મોતીચંદ, મારો ન્યાય આ માને ને આડેમાણે તે મગ લે તોજ તેને ભરી દેજે, નહિ તો દઈશ નહિ. તે મારો અદલ ઇન્સાફ પણ પાપી માનતો નથી, એમ કહી બંનેને કાઢી મુક્યા. પછી પ્રેમચંદ જતા રસ્તામાં વિચારવા લાગ્યો કે ખરેખર પોપાબાઇની પોલ તો ભારે ભાઈ! આના કરતાં તો ઊંધે માણે ભરી લીધા હોત તોય સારૂં થાત. પછી પસ્તાઈ ચાલ્યો ગયો.

માટે હે આત્મબંધુ! આ મહામોંઘા મૂલની જીંદગી–નરભવ સફળ કરવા માટે ઉપર કહેલાં સર્વોત્તમ સાધનોનું સપ્રેમે સેવન કરજે, તારા હૃદયને વૈરાગ્યથી ભરપુર ભરજે, અકૃત્ય કાર્યોથી ડરજે, સન્માર્ગમાં વિચરજે, સદા ધૈર્ય ધરી સદ્ધર્મનું ધ્યાન ધરજે; અને છેવટ સુમરણે મરજે, કે જેથી બીજા જન્મમરણોના ફેરા કરવા ન પડે. આવા આવા જ્ઞાન ફટકા વિના કદી પણ હૃદયની જાગ્રતિ થતી નથી, જેથી કરી હમેશના જ્ઞાનફટકાથી હૃદયને વૈરાગ્યમય રાખવું, તો કોઇ વખત પણ સુખી થવાનો વારો આવે. હવે તેના ઉપર એક રાજાને જ્ઞાનફટકો લગાવનાર એક માળીનું દષ્ટાંત કહે છે.

## (૭૭) પુષ્પશય્યાની પીડા! માળીના જ્ઞાન ફટકાની ચોટ!

એક માળી હમેશાં એક રાજાની પુષ્પશય્યા (ફુલની સેજ) પાથરતો હતો, તેમાં પુષ્પની એવી તો ખુબીદાર સરસ ગુંથણી કરવામાં આવતી હતી, કે પાંખડીનો ભાગ ઉપર અને વૃન્ત (ડીંટડી) નો ભાગ નીચો ગોઠવાય. રાજા તરફથી સખ્તાઇ હતી, કે આખી શય્યામાં એક પણ ડીંટીઉં ઉપર ન આવવું જોઇએ; નહિ તો માળીની ખબર લેવાશે. આ પ્રમાણે નિત્ય પથારી કરવી પડે. કાલની પથારી આજ કામ ન આવે. એમ કરતાં એક વખતે પુષ્પશય્યા ગુંથી રહ્યા બાદ માળીને વિચાર થયો કે આ પુષ્પશય્યા હું રોજ મહારાજાને વાસ્તે ગુંથું છું તો ખરો, પણ મારી આ કૃતિનો મેં તો

કદી લાભ લીધોજ નહિં. આ તો રાંધનારને ધુમાડો એવું થયું. આ ફુલની શય્યામાં સુવાથી કેવી મજા આવતી હશે ? ! રાજાજીને આવવાને હજી વાર છે, તો લાવ તેટલામાં હું જરાવાર લેટી જાઉં-એમ વિચારીને તે પુષ્પશય્યામાં સુતો કે થોડી વારમાં નિદ્રા આવી ગઇ અને પુષ્પશય્યા પણ ચુ થાઈ ગઈ. પુણ્ય વિના વૈભવ શોભતો નથી. પાડાને નાગરવેલનાં પાન ચવરાવવામાં શો લાભ ? તેમ આ માળી પુષ્પપથારીમાં સુતો તો ખરો, પણ તે હતભાગી બીલકુલ શોભતો નથી. થોડી વારે ઉઠીશ એમ વિચારી સુતો હતો, પણ નિદ્રા વેરણે તો છેક ભાન ભુલાવી દીધું. કહ્યું છે કેઃ—

દુહો—ચંદા વેરી વાદળાં, જળ વેરી સેવાળ;
માણસ વેરી નિદ્રડી, ને મન વેરી જંજાળ.

રાતના નવ વાગ્યા એટલે મહારાજા કચેરી બરખાસ્ત કરી મહેલે આવી પુષ્પશય્યામાં સુવા જાય છે, ત્યાં જોતાં તો કોઈ માંદળામાં ભેંસ પડી હોય તેમ પથારીમાં પેલા માળીને પડેલો જોયો. જોતાં વેંતજ કોપાયમાન થઈ જઈ પાંચ પચીશ ગાળો ચોપડી દીધી, અને ઘણો આક્રોશ કરી પોતાની પાસે મીણ પાએલો ચાબુક હતો તેના ત્રણ ફટકા જોર બંધ લગાવી દીધા. પેલો બાપડો માળી એકદમ સંભ્રમથી બેબાકળો થઈ ઊઠયો, ને આંખો ચોળતો છત્રપલંગથી હેઠો ઉતરી એક બાજુ ઉભો રહ્યો. મહારાજે કહ્યું:— હરામખોર ! કમબખ્ત ! મારી પથારીમાં તું કેમ સુતો ! મારૂં સુવાનું સુખ તેં બગાડયું, માટે તને તો એજ શિક્ષા ઘટે. પેલો માળી પોતાની ભૂલ માટે મનમાં ઘણો પસ્તાયો કે મેં ન કરવાનું કીધાથીજ આ માર ખાવો પડયો, પણ તેને રાજાને બે વિનયવચનો કહેવાનો વિચાર થયો, અને આ પ્રસંગ જોઈ મર્મમાં જ્ઞાનફટકો મારવાનો વિચાર કર્યો. પછી તેણે તે વખતે ખુબ હસવા માંડયું, ત્યારે રાજાએ વિસ્મય પામી કહ્યું:—અલ્યા મૂઢ ! તને તારા ગુના માટે માર્યો છતાં તું હસે છે કેમ ? અત્યારે તો તને હૃદયમાં શોક થવો જોઇએ. તે સાંભળી પ્રસંગ મળ્યો જાણી માળી રાજા પ્રત્યે બોલ્યો કેઃ—સાહેબ ! બીજું તો કાંઇ નહિ, પણ મને આપની બહુ દયા આવે છે, તે એમ કે મેં ન કરવાનું કીધું, કોઇ દિવસ આ શય્યામાં શયન ન કર્યું, પણ આજે વિચાર થઇ આવ્યો, જેથી બે ઘડી સુતો, તેટલામાં તો યમરાજા (કર્મદેવ) તરફથી સત્વર ત્રણ ફટકાનો હુકમ આવ્યો. તો જે પુરૂષ આ પુષ્પની પથારીમાં સદા સુતો હશે, તેને તો કેટલાયે ફટકાનો માર ખાવો

ડાઘ પડે જો લુગડે, પહેરનાર શરમાય. ૧૫૩

પડશે ! અને તે આપ સરખાનાં કોમળ શરીર કેમ સહન કરશે ! આ વિચાર આવવાથી મને સખેદાશ્ચર્ય થવાથી હસવું આવ્યું—તે માફ કરજો સાહેબજી ! એટલું બોલી તે મૌન રહ્યો. આ. સાંભળી રાજા ઘણું આશ્ચર્ય પામ્યો અને વિચાર્યું કે:—હા, એ તો ખરૂં જ કે બે ઘડી સુવાથી ત્રણ ફટકા ખાવા પડયા, તો કાયમ સુનાર એવો જે હુ તેને તો શું યે થશે ! અરેરે, આ વૈભવ સુખો નિડરપણે ભોગવવાથી કોણ જાણે મારે તો કેવોયે માર ખાવો પડશે ? ખરે, આ સંસારનાં સુખો અસાર છે—એવો માળીનાં કટાક્ષ વચન ઉપરથી સવળો અર્થ રાજાએ લીધો અને તુરતજ વૈરાગ્ય પામી સંયમ ગ્રહણ કર્યું.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, આવાં અસાર અને નાશવંત સાંસારિક સુખો–વિષયવિકારોમાં લુબ્ધ થઇ વિવેકીએ તેમાજ મચ્યા પચ્યા ન રહેવું પણ ઉપર બતાવ્યા પ્રમાણે હમેશાં કાંઈ પણ આત્મહિત કરવુ, માથે ડર રાખવો, જ્ઞાની પુરૂષોના જ્ઞાનફટકાથી ચેતી, ચમકી મનની મમતાને મટાડવી, દીવાનખાનાની દિવાલે ઉત્તમ ધર્મ નીતિનાં વાકયો લખવાં, અગર ચોડવાં, અને હમેશાં પ્રાતઃકાળે ઉઠી એકવાર તે વાંચી જવાં તેથી મન કુણું રહેશે, અકાર્યો કરતાં અટકશે: શ્રીભરતમહારાજા (પહેલા ચક્રવર્તી) જેવા મહાન વૈભવી પુરૂષ પણ નિત્ય નાહીધોઇ વસ્ત્રાલંકાર પહેરી રાજસભામાં જતા હતા, ત્યારે પોતે રાખેલા શાણા માણસોનાં નીતિ વાકયો સાંભળતા તથા ધર્મબોધનાં કટુ વાકયો પણ સાંભળતા, પછી રાજસભામાં જતા. મતલબ કે આવા મહાન વૈભવ સુખોમાં મશગુલ બની જઈ મન ઉદ્ધત ન થઈ જાય, પણ નમ્રતાથી મન કુણું રહે માટેજ તેવા હિતસ્વી ઉત્તમ રાજાઓ આ પ્રમાણે ખાસ પોતાને માટેજ ઉપદેશકો રાખતા. જન્મ ધરી જો પ્રભુ ન ભજ્યા, તો પછી આ મનુષ્યત્વ શા કામનું છે ? તે વિષે કહ્યું છે કે:—

કવિત.

સજ્જન સન્માન વિના, તીરહુ કમાન વિના,
ગાનેકુ કંઠ બિના, જાન બિના વર હે,
રાજા એક દલ બિના, ઘોડો એક છલ બિના,
બરછી એક ફુલ બિના, જલ બિના સર હે;
નારી એક રૂપ બિના, સેવા એક ધુપ બિના,
કવિતો કવિતાય બિના, દીપક બિન ઘર હે,

 કોણ વડાની વાતમાં, સુણે ગરીબનો સાદ; 
ભુંગળ ભેરી અવાજમાં, ક્યાં નંનુડી નાદ. ૧૫૪

કહે કવિ નંદભાટ, વિચારો અપનેહી ઠાઠ.
રામ નામ બિના જીભ, અરૂ દાનબિના કર હે.

માટે હમેશાં આ સર્વોત્તમ અને અમુલ્ય માનવજીવન સફળ કરવા માટે શ્રી વિતરાગ પ્રણિત સન્માર્ગનું સ્નેહે સેવન કરવુ કે જેથી આ આત્મા પરમ શાંતિ પામી ઉચ્ચ મોક્ષપદને પામે. (૬૮)

---

(૬૯)

गुरोराशिर्मनुष्याणां । मोक्षसोपानमादिमम् ॥
मूलाद्‌ागतंतोयंहो ! फलचैव विवर्धते ॥६९॥

અર્થ—શ્રી સદ્‌ગુરૂની શુભ આશીશ મેળવવી એ મોક્ષ-મહેલમાં જવાનું પહેલું પગથીઉં છે, જેમ ખરેખર મુળમાંથી આવેલું પાણી વૃક્ષને ફળ ઉત્પન્ન કરે છે, પણ ઉપર પાણી રેડવામાં આવે, તો તે કંઈ ફળની વૃદ્ધિ કરી શકતું નથી. (૬૯)

ભાવાર્થ—શિવસુખના અભિલાષી મુમુક્ષુજનોને ગુરૂજનોની આશીષ એજ મોક્ષ પુરીમાં જવાનું પહેલું પગથીઉ છે. આ બાબત દાખલો આપે છે કે, વૃક્ષના મૂળમાંથી આવેલું પાણીજ ઝાડની પુષ્ટિ અને ફળની વૃદ્ધિ કરે છે, પણ અદ્ધરથી રેડેલું-ઉપરથી પડેલું પાણી તેમ કરતું નથી. તેમજ મોક્ષ-ચ્છુ પ્રાણી મોક્ષની પ્રાપ્તિ માટે ભલેને અનેક પ્રકારની ક્રિયાઓ કરે, પણ ગુરૂજનોના આશિર્વાદ રુપી મિષ્ટ પ્રસાદથી વંચિત રહેલો હોય, તો તે અક્ષય મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરી શકતો નથી. તે વિષે મણિરત્નમાલાના આરંભમાં કહ્યું છે કે:—

अपार संसारसमुद्र मध्ये । निमज्जतो मे शरणं किमस्ति: ।
गुरू: कृपा: कृपया वदेतद्विश्वेशपादांबुज दीर्घनौका ॥

અર્થાત્—સદ્‌ગુરૂનું શરણુ એજ સુખનું નિદાન જાણવું. શ્રી સદ્‌ગુરૂને શિષ્યે જ્યારે સવિનય પૂછયું કે, હે કૃપાલુ ગુરૂ ! આ ભયંકર સંસારસાગરમાં હું બુડું છું, તો કોને શરણે જાઉં, કે જેથી તેમાં ન બુડું. ઉત્તરમાં ગુરૂએ કહ્યું કે:—હે શિષ્ય ! સંસાર તરવાની ઇચ્છા હોય, તો સદ્‌ગુણી અને કૃપાનિધાન જ્ઞાની સદ્‌ગુરૂને શરણે તું જા ! કારણકે કહ્યું છે :—

દુહા—ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર;
જે ગુરૂ અક્ષર ભેટીઆ, તે ન પડયા સંસાર. ૧
વિઘ્નહરણ મંગળકરણ, સુખદાતા ગુરૂરાય;
ભાવ ધરીને ભેટતાં, દુઃખદરીદ્રય દૂર જાય. ૨

કવિત—પારસ પલકમાંહિ, લોહકુ સુધાર લેત,
પારસ સ્પર્શે તે છિનમાંહિ, હેમ હોઈએ;
આક ઢાક વૃક્ષનકું, ચંદન સુધાર લેત,
આપકે સમાન કેત શીત ખુશબોઇ હે;
જૈસે ભૃંગ કીટકકું, સુધારે ફિરાન અંગ,
ભૃંગ સંગ ભૃંગ હોય, કીટ જાતિ ખોઈ હે;
કેહત હે બ્રહ્માનંદ, કાય મન વાણી કરી,
તતકાળ શિષ્યકું સુધારે, ગુરૂ સોહિ હે.

માટે મુમુક્ષુએ હમેશાં સદ્‌ગુરૂને શરણે રહેવું. ગુરૂ જો કે આપણને મોક્ષ આપી દેતા નથી, પણ આપણને તે મોક્ષમહેલમાં પહોંચાડવા માટે માર્ગદર્શક ભોમિયા હોઇ સરલ ને નિર્ભય રસ્તો બતાવી દે છે–એ ઉપકાર કંઈ ઓછો ન કહેવાય. જેમ વગડામાં ભૂલો પડેલો કોઈ વટેમાર્ગુ ઇષ્ટ સ્થાન પ્રાપ્ત કરવા માટે આમતેમ જ્યાં ત્યાં ભટકે છે, તાપ તૃષા ને થાક પણ સખત અસહ્ય–સહન ન થઈ શકે તેવાં લાગ્યાં છે, તૃષાથી પ્રાણ પીડાય છે, ગળું સુકાઈ જવાથી મોઢે બોલી પણ શકાતું નથી, આંખમાંથી ચોધારાં આંસુ ચાલ્યાં જાય છે. આ પ્રકારની દયાજનક સ્થિતિવાળા પેલા ભૂલા પડેલા અને ભમતા વટેમાર્ગુને એ જંગલના પરિચિત–ભોમિયા કોઈ એક ભરવાડે જોયો, તે બિચારાને દુઃખી જોઇ તેને બહુજ દયા આવી, તેથી કરૂણા કરી પાસે જઈ તેને જવાનું હતું, તે ગામનો રસ્તો બતાવ્યો. તે રસ્તે ચાલી જતાં એ વટેમાર્ગુ ઝટ ગામ ભેગો થઈ ગયો, અહાહા ! તેને એ વખતે કેવો આનંદ થયો હશે ? રસ્તો બતાવનાર એ ભલા ભરવાડનો તે કેવો ઉપકાર માનતો હશે ? તેમ આ જીવ સંસાર–અટવીમાં સુખનાં સાધનો માટે જ્યાં ત્યાં અથડાય છે–ફાંફાં મારતો ભટકે છે, મોહમમત્વના ઉન્માર્ગમાં પડી જઇ હેરાન થાય છે, તેથી દયાળુ સદ્‌ગુરૂ તેને તે કુમાર્ગથી રોકવા માટે અનેક દાખલા દલીલો આપી સમજાવી પાછો વાળે છે, અને સન્માર્ગે દોરે છે–ચઢાવે છે; માટે સદ્‌ગુરૂ પરમોપકારી છે. પરદેશી જેવા

મહાન પાપી રાજાને પણ સદ્‌ગુરૂ શ્રી કેશીસ્વામીએ આવી પ્રથમ તો પોતે અપમાન સહીને પણ અનેક દષ્ટાંતોથી તેના મનનો ભ્રમ ભાંગી નાંખ્યો. અને તેનો હિંસકપણાનો સ્વભાવ તદ્દન છેદી નાંખ્યો; ને તેને પરમ સદ્ધર્મી બનાવ્યો, આત્માનો ઉદ્ધાર કરી હૃદયની ઉદ્ધતાઈ ધોઈ નાખી. વાહવાહ! ધન્ય છે એવા કેશી ગુરૂને! અને ધન્ય છે તે આત્મોદ્ધારક પરદેશી નૃપને! કે જેણે ધર્મ પામ્યા પછી ફક્ત ઓગણચાળીશ દિવસમાં જ આત્મકલ્યાણ કરી લીધું. હવે તેના ઉપર કોઇ એક મોહમુગ્ધ પુરૂષનું દષ્ટાંત આપે છે.

## (૭૮) મોહમુગ્ધ પુરૂષને સ્વાનુભવથી સાન આવી!

કોઇએક નગરમાં એક સંત મહાત્મા ફરતાફરતા ગયા. તેમનો ધર્મબોધ સાંભળવા માટે સર્વ મુમુક્ષુજનો ગયા; ધર્મબોધ સાંભળી સર્વ સ્વસ્થાને ગયા; પછી ભિક્ષા લેવા જતા એક સ્વધર્મી જંજાળી પુરૂષ મળ્યો, તેને સંતે કહ્યું કેઃ– ભાઇ કેમ ધર્મસ્થાને ન આવ્યાં? જંજાળી બોલ્યો કેઃ–મહારાજ! હું તો બહુજ કામમાં છું, પણ હવે વખત મળશે તો એકાદ ફેરો તમારી પાસે આવી જઇશ. એમ કહી તે ઘેર ગયો. સંત ભિક્ષા લઈ સ્વસ્થાને ગયા. પછી રાત્રે પેલો ઉપાધિવાળો પુરૂષ મહારાજનું મન સાચવવા આવીને બેઠો, તેને મહાત્માએ ઉપદેશ આપ્યો કેઃ–ભાઈ! સંસારમાં ધર્મનુ શરણ સત્ય છે, પુણ્યરૂપી ભાતું જ સંગે આવશે, માટે સ્ત્રીપુત્રાદિકમાં અતિ આસક્તિ–મોહમમતા ન રાખવી જોઇએ. જંજાળી કહેઃ–મહારાજ! મમતા કેમ ન હોય? સ્ત્રી પુત્ર હોઇને તો આ બધું છે! આપને ઠીક છે, કે "આગળ હાથ પાછળ હાથ ને રક્ષા કરે ગોરખનાથ" અહિં તો બિચારાં બાયડી છોકરાં મારા ઉપરજ આધાર રાખી બેઠાં હોય, તેમને તમે કહો છો કે ખોટાં છે, તો પછી તમારા આવા મોટા ગોટા મને કેમ પાલવે? સંત કહેઃ-તને સ્ત્રી બહુજ વહાલી છે? તે તારે આધારેજ જીવે છે? ઉત્તર દીધોઃ–હા જ તો, હું નહોઉં તો એ બિચારીનાં શાયે હાલ થાય! મારે માટે તો તે પ્રાણ પાથરે છે, ક્ષણ માત્ર પણ મારો વિયોગ ન ખમી શકે, એને મન હું ને મારે મન એ એવી પરસ્પર અમો બન્નેની સુદૃઢ પ્રેમગ્રંથી તોડાવા ઉભા થયા તે કેમ બને? મહારાજ! સ્ત્રી પુરૂષનો પ્રેમ એ અગમ્ય છે પરંતુ તેનો મહિમા તમો સાધુજનો શું સમજો? આ પ્રમાણે જંજાળીનું મહાસક્તિવાળુ વિચિત્ર ભાષણ સાંભળી સંત બોલ્યાઃ– ભાઈ! તું હજી ઝેરને ઓળખતો નથી, માટેજ તેં ઝેરને ગોળ માન્યો છે, પણ ઝેરનું તને આપોઆપ ભાન થશે, ત્યારેજ તું હારી સર્વે રીતે ઠેકાણે

આવીશ, ને ત્યારે બધુંયે તજી દઈશ. પણ હાલ તો તને એટલુંજ કહું છું કે, તને જો તારી સ્ત્રી ઉપર બહુજ પ્રેમ–હેત–મોહ હોય, અને તે તને પૂર્ણ ચહાતી હોય, તો પણ તુ તેની એકવાર ખાતરી તો કર ! તે એવી રીતે કે થોડા દિવસ તું માંદગીનો દેખાવ દે, છેવટે ખાટલાવશ થઈ અંતકાળનો દેખાવ આપ, અને પછી જો ! તારી સ્ત્રી તરફથી તને શું શું જણાય છે, તે બરાબર ધ્યાન રાખજે, પણ ખૂબ સાવચેતીથી રહેજે, પસ્તાવુ ન પડે ! આ વાત તેના લક્ષમાં કાંઇક આવી અને મહારાજના વચનની ખાતરી કરવાનો વિચાર તેને થયો, પછી તે પગે લાગી ઘેર ગયો, અને તેજ દિવસે માંદા પડી જવાની નિશાની ઘરમાં જાહેર કરી કેઃ—પ્રિયતમા ! આજે તો શરીર ઠીક નથી, કાંઇ ચેન પડતું નથી, પેટમાં દુઃખે છે, મારે ખાવુ નથી–એમ કહી ભાણાપરથી ઊઠી ગયો. દિવસે દિવસે મંદવાડ વિશેષ જણાવતો ગયો, ખોરાકપાણી પણ ઘણો કમતી કરી નાખ્યો, એટલે ઢોગ–દેખાવ પણ સત્ય માનતો, એમ કરતાં તે ખાટલા વશ થયો. ત્યારે સ્ત્રીએ ઘણો વિલોપાત કરવા માંડયો, પાસે આવી દયાજનક શબ્દો બોલતી આંખમાંથી આંસુ પાડવા લાગી. આ સર્વ પ્રકાર પેલો સખ્સ ઝીણી નજરે જોતો હતો, પણ હજી ગુરૂના કહ્યા મુજબ અંતસમય જોવાનો રહ્યો હતો. ત્રીજે દિવસે અંતસમય પણ જણાઇ ગયો, ત્રીજે દિવસે સવારમાંજ આણે તો દેખાવ બદલ્યો. આંખો ચડાવી દીધી, શ્વાસની ધમણ ચલાવી, અને હવે બે ઘડીમાંજ પ્રાણમુક્ત બનશે, એવું સ્ત્રીને જણાયું. ત્યારે સ્ત્રીએ વિચાર્યું કે થઈ રહ્યુ. હવે આ બચે તેમ લાગતું તો નથી અને થોડા વખતમાંજ નક્કી રામ રમી જશે, અને મારો ચાંદલો ચોટલો ને ચુડલો ઉતરશે ને હું વિધવા થઇશ.

પછી રાચરચીલું જણસભાવ સર્વ પેટીમાં મુકી દીધું. વાસણ કુસણ વગેરે કાંઇપણ બહાર રાખ્યું નહિ, કારણકે આજ તો કતલનો દિવસ છે. લોકો હમણાં ભરાશે એટલે છાતી કુટવી પડશે, એ વખતે કોઇ ભેગાં થયેલામાંથી સામાન ન લઇ જાય, માટે પહેલેથીજ ચેતી તજવીજ રાખવીજ ઠીક છે. બીજું તો ઠીક, પણ આ ધબી જશે તો આજે બે વાગ્યે પણ ખાવાનું મળવાનું નથી, અને મને તો ભૂખ ઘણી લાગી છે. તે તો પથારી કરી સુતા, પણ આપણાથી કાંઇ એવું બને તેમ છે ! માટે લાવ જરા ટાઢું શીળું હોય, તો શીરાવી લઉં, એટલે રોવાકુટવાની પણ આય આવે. પેલો ખાટલામાં પડેલો પુરૂષ આ સર્વ લીલા ત્રાંસી નજરે જોયા કરતો હતો,

તન બળ ધન બળ બુદ્ધિ બળ, સર્વને ન એક સાથ. ૧૫૯
પાંખો છે જે પ્રાણીને, તો તેને નહિ હાથ. ૧૫૮

તેણે વિચાર્યું કે—અત્યારે મારી પાસે બેસવાને બદલે રાંડ પોતાના સ્વાર્થનીજ સાધના કર્યા કરે છે. ઠીક છે જોઉં, હવે આગળ શું બને છે ? તો પણ ચેતતા રહેવાનું ગુરૂએ કહ્યું છે તે ભૂલવું નહિ. પેલી તો એકદમ રસોડામાં ગઇ, તપાસ્યું તો શીરાવા લાયક કાંઇજ મળે નહિ. પણ ચુલા ઉપર સાંજનો રાંધેલો ઢુમરો હતો, વળી કપાટમાં જોયું તો એક નાની સરખી દોણીમાંથી થોડું દહીં પણ નીકળ્યું; કંઇ ફિકર નહિ, શીરાવાનું તો સારૂં છે, પણ હવે ખાવું શેમાં ? ઠામ તો એક પણ બહાર ન મળે. ત્યાં ઘર વચ્ચે એક ખાંડણીઓ હતો, તેમાં ખાવાનું નક્કી કરી ઘરનાં કમાડ બંધ કરી ખાંડણીઆમાં ઢુમરો ને દહીં મેળી શીરાવા માંડ્યુ, હાસ ! હવે નિરાંત થઇ, ભૂખે તે ભલા કેમ રોવાય કુટાય ? પછી તે કામમાંથી સત્વર ફારેગ થઇ, અને પતિનો શ્વાસ વધ્યો જાણી પાસે આવી બેઠી ને અંગ ઉપરનાં સર્વ ઘરેણાંગાઠાં ઉતારવા લાગી. સર્વ ઉતારી લીધા બાદ મોઢું ખુલ્લું હોવાથી તેમા એક સુવર્ણ મેખ જડેલો દાંત જોઇ આટલું પણ બાકી રાખવું ન જોઇએ, નહિ તો અવગત થાય પણ તે શી રીતે કાઢવી ? સોનીને બોલાવ્યો તો અત્યારે કેમ પાલવે ? છેવટે વિચારાતે સુઝી આવ્યું કે કોશ વગર એમને એમ નહિ નીકળે, અને હવે આ ક્યાં જીવવાના છે કે વાગવાની ચિંતા રાખું–એમ ધારી ખુણામાથી કોશ લાવી, તે આણે ઝીણી નજરે જોઇ લીધું. હવે આ શું કરે છે ? તેની પણ તપાસ રાખવાની જરૂર છે. સુવર્ણ મેખ રહેવા દેવી તે પણ પાલવ્યુ નહિ, અને નિર્દય બની મારામાં પ્રાણ હોવા છતાં દાંત પાડવા તૈયાર થઇ ગઇ છે ! તેવામાં તો કોશ લઇને તેણી આવીને ખાટલા ઉપર બેઠી–અને મોઢું ખોલી દાંત ઉપર કોશ મારવા ઉગામી; ત્યાં પેલે વિચાર્યું કેઃ—બસ ! હદ આવી ગઇ હવે ! નહિ બોલું તો આ રાડ હમણાં મારી દેશે. વાહ ! ગુરૂ વાહ ! ધન્ય છે તમારી અગમ ચેતીને ! પછી ધીમે સાદે જરા આંખ ખોલી બોલ્યો કેઃ–શું કરે છે ? આ કોશ હાથમાં કેમ લીધી છે ? પેલી શરમાઇજ ગઇ ને કોશ હેઠે મુકી વચન ફેરવ્યુંઃ–કાંઇ નહિ સ્વામીનાથ ! એ તો હું આપને જરા જોતી હતી, કે હવે કેમ છે ? તે બોલ્યોઃ–તારે પ્રતાપે હવે તો મજા છે, ઉગર્યો છું તે મોટી મહેરબાની થઇ ! એમ કહી બોલ્યો કેઃ—

દોહરો—સત્યવતી તું નાર, તને સત્ય ચડ્યું અપાર;
દહિ ને ઢુમરો સિરાવ, જીવતાના દાંત ન પાડ.

આ સાંભળી પેલી તો શરમાઇજ ગઇ. પેલાને પછી ધીમે ધીમે સારૂં થયું, એટલે ગુરૂ પાસે આવી સાષ્ટાંગ પ્રણામ કરી બનેલી સર્વ હકીકત કહી બોલ્યો કેઃ-મહારાજ! સ્ત્રીઓ અબળા નથી, પણ ખરેખર પ્રબળા જ છે. તે વિષે કહ્યું છે કેઃ—

नूनं हि ते कविवरा विपरीतबोधा ।
ये नित्य माहुरबला इति कामिनिनाम् ॥
याभिर्विलोल तर तारक दृष्टिपातैः ।
शक्रादयोऽपि विजितास्त्वबलाः कथंताः ॥

અર્થાત્—સ્ત્રીઓને અબળા કહેનાર કવિયોએ ખરે ખોટું કીધું છે, કારણ કે જે ઇન્દ્રાદિકોને પણ જીતે છે, તે અબળા કેની રીતે ? માટે સાહેબ સંસાર જુઠો છે.

ગુરૂ સ્તુતિ-ગઝલ.

મનોવૃત્તિ અમારી આ, ભટકતી મોહ અંધારે;
સમર્પી જ્ઞાન બિંદુને, ગુરૂજી! તારજો મારા. ૧

તમે સદ્‌ગુણના દરીઆ, અમે તો દોષના ભરીઆ;
ઉગારી દોષ સાગરથી, ગુરૂજી! તારજો મારા. ૨

તમે ઉપકારની વૃત્તિ, ધરિ છે દિલમાં પ્રેમે;
કરી ઉપકાર દુનીયામાં; ગુરૂજી! તારજો મારા. ૩

હૃદયમાં તિવ્ર જીજ્ઞાસા, ભલું કરવા બધાની છે;
અમોને સન્મતિ આપી, ગુરૂજી તારજો મારા. ૪

અમારા દોષને તજવા, કરીને કાંઇ કૃપા દ્રષ્ટિ;
ઉતારી ભવસાગરથી, ગુરૂજી! તારજો મારા. ૫

સુગુણી છો ગુરૂરાયા, અમો તમ શિષ્ય કહેવાયા,
નથી છુટતી ગુરૂમાયા, ગુરૂજી! તારજો મારા. ૬

સદા ગુરૂ પ્રેમની દષ્ટિ, કરો અમપર અમીદષ્ટિ;
કાપો ત્રિકાળની કષ્ટી, ગુરૂજી! તારજો મારા. ૭

શશી સન્મુખ પેખીને, ચકોરી નેત્ર આનંદે;
પરમ ઉપકારી સૌ જગનાં, ગુરૂજી! તારજો મારા. ૮

આ સંસાર ભ્રાન્તિમાં નાંખનાર–ફસાવનાર ભ્રમ જાળ છે; મોહને લીધે ભલે વિપરીત ભાસે, પણ સત્ય નથી—એમ કહી ગુરૂ પાસે દીક્ષા લીધી, અને ગુરૂની પરમ ભક્તિ કરી તેમની શુભાશીષ લીધી, ને પછી પરમપદ પામ્યો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે ગુરૂની શુભાશીષ વિના પ્રાણી સદ્‌ગતિને પાત્ર કદાપિ બનતો નથી. ગુરૂ ગમે તેવા પ્રયાસે પણ આપણને હિતબોધ આપી સન્માર્ગમાં પ્રવર્તાવે છે; અને આખરે મહાસુખદાયી પરમશાંતિપ્રદ મોક્ષ અપાવે છે. માટે દરેક વિવેકી જનોએ શાંત સ્વભાવી શ્રી સદ્‌ગુરૂનું શરણ ગ્રહણ કરવું; કે જેથી આ મહાભયંકર ભવાટવીનો સહેજે અંત લાવી પાર ઉતરી પ્રભુ શરણે મોક્ષમાં જવાય (૬૯)

---

(૭૦)

अपगत मलेहि मनसि! स्फटिकमणा चिव गुरुपदेशगुणा: ॥
प्रविशंत्यत्र सुखेन । विभावरी करगभस्तयो नूनम् ॥ ७० ॥

અર્થઃ—જેના મનનો મેલ નાશ પામેલો છે. અર્થાત્ જેનું હૃદય કુડકપટાદિકથી રહિત અતિ નિર્મળ છે, તેવાજ પુરૂષના હૃદયમાં સદ્‌ગુરૂનાં ઉપદેશ વચનો પ્રવેશ કરે છે અને ઠરે છે. મેલ રહિત નિર્મળ એવા સ્ફાટિક મણીને વિષે ચંદ્રનાં કિરણો ખરેખર સત્વર પેશી ચળકાટ કરે છે, તેમ ગુરૂનો ઉપદેશ પણ નિર્મળ મનમાં સુખ પૂર્વક પ્રવેશી આત્મહિત કરે છે. (૭૦)

ભાવાર્થ—આ લોકમાં ખરેખર નિર્મળ ચિત્તને વિષે એટલે જેનાં હૃદયો નિષ્પાપી, નિષ્કપટી, અને સ્વાભાવિક રીતે શાંત, દાંત, ક્ષમાવાન અને સુશીલ આદિ ગુણોવાળાં હોય છે, તેઓના હૃદયને વિષે ગુરૂજનોના નિર્મળ ઉપદેશ રૂપી આદેશો અને હિતબોધક વચનામૃતો સુખપૂર્વક એટલે સ્વલ્પ પ્રયાસે—સહેજે પ્રવેશ કરી શકે છે. અત્રે ઉદાહરણ આપે છે કે રજથી રહિત એવા નિર્મળ સ્ફાટિક મણીને વિષે ચંદ્રનાં કિરણો સુખપૂર્વક સત્વર પ્રવેશ કરે છે તેથી તાત્પર્ય એ નીકળે છે, કે મૂર્ખ માણસને અને કપટી પ્રપંચી હરામી માણસને ગમે તેવા સદુપદેશ નિત્ય દઇએ, પણ તે જેમ સછિદ્ર ઘટમાં નાંખેલું જળ વહી જાય છે તેમ તે નિરર્થક થાય છે. તે વિષે કહ્યું છે કેઃ—

હાથી અજ્ઞાને રહે, માવત આગળ દીન. ૧૬૧

મનહર છંદ–કહિ કહિ થાકે ગુરૂ કહેલું ન કાન ધરે,
કોણ બોધ કરે શિષ્ય હોય ન કહ્યાગરો ?
ભરી ભરી રાખીએ ને જરી જરી જાય જળ,
કોણ ભરે પાણી એવી કાણી જાણી ગાગરો ?
ખોદી ખોદી ખાતર નાખીને ખુબ ખેડે તોય,
અન્ન ન ઉછેરી આપે લવણના અગરો;
દાખે દલપતરામ ઠાલી માથાકુટ કરી,
કોણ કરે એવો ઉંઘ વેચીને ઉજાગરો ?

उपदेशोहि मूर्खाणां । प्रकोपाय न शांतये ।
पयःपान भुजंगानां । केवलं विषवर्धनम् ॥

અર્થાત્—જેનાં હૃદયો અવગુણોથી ખરડાઇ મલીન થયાં છે, તેવા માણસો સર્પને કરાવેલા પયપાનની માફક ઉપદેશ રૂપી સુધાને પણ ઝેર જેવું બનાવી દે છે. તે વિષે કહ્યું છે કેઃ—શિખરિણી.

गुणा यंते दोषा सुजन वदने दुर्जन मुखे ।
गुणा दोषा यंते किमिति जगतां विस्मयप्रदम् ॥
यथा जीमूतोऽयं लवणजलधेर्वारिमधुरं ।
फणी पीत्वाक्षीरं वमति गरलं दुःसहतरम् ॥

અર્થાત્—સજ્જનના મુખમાં દોષ હોય, તોપણ ગુણરૂપ બને છે. અને દુર્જનના મુખમાં ગુણો હોય તો પણ તે દોષ રૂપેજ બને છે. આ બાબતમાં આશ્ચર્યકારક શું છે ? કારણ કે જેમ વરસાદ સમુદ્રમાંથી ખારૂં જળ ખેંચે છે, છતાંપિ તે સર્વને મધુર મીઠું જળ આપે છે. અને સર્પ મીઠા જળ તથા દુધનું પાન કરે છે, છતાપિ મહા દારૂણ દુઃખ રૂપ એવા ઝેરનું જ વમન કરે છે. એટલું તો નિશ્ચયજ છે, કે ગુણ વિનાનું માનુષત્વ શોભતુ નથી; અરે પશુમાં પણ ગુણ હોય, તોજ તે માનનીય ગણાય છે. મનહર છંદ

દુધ દે ન પ્રસવે ન એવી જેહ ગાય અહો,
મળી તોય ઠીક છે, ન મળી તોય ઠીક છે;
મટી ન મજુરી જેમાં, દિનરાત એવી મોજ–
માણી તોય ઠીક છે, ન માણી તોય ઠીક છે;
કવિતાની કિંમત મળે ન ત્યાં કવિતા જો,
લખાણી તોય ઠીક ન લખાણી તોય ઠીક છે;

**પામી રૂડા દેહ ન કમાયો ગુણ તો આ દેહ,**
**પામ્યો તોય ઠીક છે, ન પામ્યો તોય ઠીક છે.**

એટલું તો ખરૂંજ છે, કે વ્યાપારી રીતે તો જ્યાં કાંઈ લાભ મળે ત્યાં વ્યાપાર કરવો જોઈએ, નહિતો ખોટને વ્યાપાર કરી પાછળથી પસ્તાવું પડે. એક વાતે વિચારીએ, તો મેઘવૃષ્ટિની પેઠે મહાત્માની સર્વત્ર પ્રવૃત્તિ અને કૃપાદૃષ્ટિ હોય છે, પણ ક્ષારભૂમિમાં થએલી મેઘવૃષ્ટિ કિંચિતમાત્ર પણ ફળ સૃષ્ટિને આપતી નથી; તેમ દુર્જન અને મોહમુગ્ધ પામર તથા મૂર્ખની હૃદય-ભૂમિમાં પડેલી સંત વાણી રૂપી અમૃતવૃષ્ટિ જરાપણ ફળ આપતી નથી. તો પણ પરોપકારાર્થે પ્રયાસ કરવા નીકળી પડેલા મહાત્માઓને તો તેમાં કાંઈ નુકસાન નથી, તેને પોતાને તો લાભજ છે. સૂર્યોદય થવાથી ઉલુક (ઘુવડ) ને અંધારૂં થાય, તો તેમાં સૂર્યનો શો દોષ અને સૂર્યને શી હાનિ? વર્ષા ઋતુમાં જવાસો બળે તેમાં વરસાદનો શું વાંક? કાંઈજ નહિ. તે વિષે કહ્યુ છે કેઃ—

पत्रं नैव यदि करीरविटपे दोषो वसंतस्य किं ?
नोलूकोप्यवलोक्यते यदि दिवा सूर्यस्य किं दूषणम् ?
धारा नैव पतंति चातकमुखे मेघस्य किं दूषणम् ?
यत्कर्म विधिना ललाट लिखितं तन्मार्जितुंकः क्षमः ॥

અર્થાત—વસંતઋતુમાં સર્વને ફલફુલ પત્રાદિ આવે છે, પણ એક કેરડાને પત્ર (પાન) ન આવે, તેમા વસંતનો શો દોષ? મેઘવૃષ્ટિ સર્વને સુખકારી છે, પણ જવાસો તો વરસાદ આવતાંજ બળી જાય છે, તેમા મેઘનો શો દોષ? માટે તો જાતિ સ્વભાવાનુસાર જેના ભાગ્યમા જે વસ્તુ હોય તેજ વસ્તુ તેને ગુણકારી થઈ ઈષ્ટ ફળ આપે છે તેમ સંતનો હિતોપદેશ કોઈને ઈષ્ટ ન થાય, તો તેમા ઉપદેશકનો શો દોષ? સતપુરૂષો તો એટલા માટે જ સર્વના ભલાને ખાતર જ્ઞાનોપદેશ સંભળાવે છે, પણ મલિન હૃદયમાં તે લાભદાયી થતો નથી. દાખલા તરીકે જેમ ઉત્તરાધ્યયનમાં શ્રી ચિત્તનામના મહાત્મા પોતાના પૂર્વના ભ્રાતા કે જે આ ભવમા ચક્રવર્તીપણાને પામેલા છે, એવા બ્રહ્મદત્ત રાજાને ઉપદેશ દેવા આવ્યા અને ઉપદેશ તો આપ્યો, પણ તે ઉપદેશ સામું ન જોતાં ઉલટો તેનો સાધુવેશ જોઈ ખેદ ઉપજ્યો, અને સાધુવેશ તજી ગૃહસ્થના વેશમાં આવી સંસારી સુખો-કામભોગ ભોગવવાનું આમંત્રણ કર્યું. રાજાએ ચિત્તઋષિ પ્રત્યે કહ્યું કેઃ—

મરદ આદરે તેહને, લશ્કરનું નહિ કામ; 
જુઓ કહિયે એકલે કર્યો, ગરવ નવ ઠામ. ૧૬૩

બ્રહ્મદત્ત ચક્રવર્તીએ ચિત્ત રૂષિ પ્રત્યે કહેલાં વચનો.

(ગઝલ કવ્વાલી.)

અતિ ઉદ્વેગ કરનારૂં, દિસે ચારિત્ર આ તારૂં;
તજી દે આ દુખીયારૂં, કહ્યું તું માની લે મારૂં. ૧
ઉઘાડે મસ્તકે ફરવું, ઉઘાડે પાયથી ચરવું;
કઠીન કષ્ટો કરી મરવું, સદા પાપો થકી ડરવું. ૨
નકામું દેહને દમવું, જમણ તો તુચ્છરે જમવું;
ભિક્ષુક જેમ ભૂમિમાં ભમવું, અસહ્દુઃખને ખરે ખમવું. ૩
ઘરોઘર માગવી ભીક્ષા, ધરી ઉર શાસ્ત્રની શિક્ષા;
દુઃખમાં પણ ધરવી તિતિક્ષા, તજીદે દુઃખ મય દિક્ષા. ૪
મળ્યો શુભ દેહ આ આવો, વૃથા દુઃખમાં શું ગુમાવો,
લહો સંસારનો લ્હાવો, નહીં સુંદર તન તાવો. ૫
પરણાવું સુંદરી સારી; વસો મુજ મહેલમાં ભારી;
ભોગોને ભોગવો ભારી, લહો મુજ શીખ આ ધારી. ૬
સુણી વેણ ભૂપના એવા, ચલાવે ચિત્તને તેવા;
વિનયમુનિ ધરીને પ્રીત, ઉત્તર આપે છે રૂષિ ચિત્ત. ૭

(બ્રહ્મદત્ત ચક્રવર્તી પ્રત્યે ચિત્ત રૂષિનો ઉત્તર.)

(ગઝલ કવ્વાલી.)

કરમ એ બોલ બોલાવે, નહીં લજ્જા દીલે લાવે;
અહાહા ! શી મતી તારી, ગતિ છે કર્મની ન્યારી. ૧
કરી તેં કેફની કાફી, ચડાવી સ્નેહની સાફી;
થશે કેમ પાપની માફી ? ભખ્યા અભક્ષ બહુ ભાખી. ૨
સુણી ના સંતની વાણી, હૃદય સદ ભાવમાં આણી;
કદર ના જન્મની જાણી, જીવન પર ફેરવ્યું પાણી. ૩
પ્રવર આ મોક્ષનો રસ્તો, કર્યો તેં તેહને ખસ્તો;
ઉઘાડયો દોષનો રસ્તો, ગણ્યો પંથ પાપનો સસ્તો. ૪
ચપળા એ ચિત્તની ચેલી, રહ્યો રંગ રાગમાં રેલી;
મતી થઈ મોહમાં મેલી, દશા ભૂલી ગયો પેલી. ૫
વિષય છે વિષની વેલી, કરે શું તેહમાં કેલી ?
અરે અમૃતને મેલી, પીએ શું ઝેરની પ્યાલી. ૬

હીરો હલે ન લોહથી, પણ દવામાં બળી જાય. ૧૬૪

મળી આ મોહની મસ્તી, કરી તેં તેહને સસ્તી;
કરી ના તનથી ખસ્તી, બન્યો મસ્તાન જયું હસ્તિ. ૭
પ્રપંચી પ્રેમની પાસે, પડયો તું ભ્રાત! શી આશે;
ખતા તેમાં ખરે ખાશે, ફજેતી લોકમાં થાશે. ૮
અરે ઓ જીવડાભાઈ! નથી સંસારમાં કાંઇ;
પ્રભુના ગુણને ગાઈ, કરી લે આ સફળ કાંઈ. ૯
સુપંથે સુખ સૌ થાવે, સ્નેહે શું સંત સમજાવે;
વિનયમુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે. ૧૦

પદ બીજું (ગઝલ કવ્વાલી)

વળી સુણ ભ્રાતરે વ્હાલા! ઠગા મા ઠાઠમાં ઠાલા;
તજી દે ચિત્તના ચાળા, હૃદયના ખોલને તાળા. ૧
વિષયની વાસના ઉંડી, ભુલાવે ભાન તે ભુંડી;
લલચાવે લોભમાં લુંડી, ચલાવે ચિત્ત ચામુંડી. ૨
ગણ્યા તેં ભોગને પ્યારા, નથી તે આખરે સારા;
ગતિ તે દુષ્ટ દેનારા, કહ્યું તું માનને મારા. ૩
હતું મારે ઘણું સુખ, નહોતી કોઈની ભૂખ;
તજ્યું જો એ ગણી દુઃખ, સિદ્ધોનું સાધવા સુખ. ૪
હતી રંભા સમી નારી, સકળ સદ્દગુણ ભંડારી;
હૃદયને સુખ દેનારી; હતી મુજ પ્રાણથી પ્યારી. ૫
હતી લક્ષ્મી ઘણી મારે, હતા રહેવા ભુવન મારે;
હતું સુખ સર્વ સંસારે, થતું તે જેહ મનધારે. ૬
દીધો સંસાર મેં છોડી, મતિ સન્માર્ગમાં જોડી;
શીખી લે શીખ તું થોડી, ધરી લે ધર્મની મુડી. ૭
આવ્યો છું કાજરે તારે, છતાં કાંઈ ઉર ના ધારે;
નથી કાંઇ સાર સંસારે, નવિ ના ધર્મ કો તારે. ૮
વિવિધ સદ્દબોધ સમજાવે, અબુધને જ્ઞાન ના થાવે;
વિનયમુનિ વદે ભાવે, રૂષિ ત્યાંથી પછી જાવે; ૯

ભાઇ! મારે ઘેર પણ લક્ષ્મી, માત, તાત, ભાઇબ્હેન, સ્ત્રી વગેરે અનન્ય આનંદદાયક વૈભવો ને સુખો હતા, પણ તે સર્વ સુખો ક્ષણભંગુર જાણી જોગ લઈ તને બોધ દેવા કાજે આવ્યો છું; પણ ભોગાસક્ત ચિત્તમાં

નખ છેદાય નેરણીયે, કંઠ કદી ન કપાય. १६५

તને ઉપદેશ લાગ્યો નહિ. મતલબ કે નિર્મળ મનમાં જ ઉપદેશ વચનો અસર કરે છે, પણ મૂર્ખના હૃદયમાં આપેલી શિખામણ ચોંટતી નથી-તેની અસર થતી જ નથી. હવે તેના ઉપર એક ગઢવીના છોકરાનું દૃષ્ટાંત કહે છે.

## (७७) કહ્યાગરા પણ મૂર્ખ અબુદ્ધ પુત્રની વાત.

કોઈ એક ગામડાનો ગઢવી ચોરે બેસી ડાયરામાં વાતો કરતો હતો. તે ગઢવી વાતો કરવામાં બહુ કુશળ હતો, તેમાં વળી કસુંબાના ઘોબા ઉપર ઘોબાની લહેર ચાલતી હોય, ત્યાં તો પછી કહેવું જ શું ? ! ગઢવી સ્થિતિનો ગરીબ હોવાથી ઘરમાં રોજ ઘેંસ રાબ જમી દિવસ ગુજારતો હતો. એક વખતે ચોરે ઘણો વખત થઈ ગયો, તેથી ગઢવીની સ્ત્રીએ પોતાના નાના છોકરાને કહ્યુ કેઃ-જા તારા બાપને કહે કે રાબ ઠરી જશે, માટે જલદી ઘેર ચાલો. આ સાંભળી છોકરો એકદમ દોડયો, અને પોતાના બાપને ભાળી છેટેથી જ રાડો પાડવા લાગ્યોઃ-બાપા ! ચાલો ઘેર ઝટ, રાબ થઈ છે તે ઠરી જશે. આથી તો ગઢવી શરમાઇ ગયો. (મનમાં) આ લોકો મારી મશ્કરી કરશે, કે ગઢવી રાબડીથી દિન ગુજારતો હશે ? પછી ત્યાંથી ઉઠયો ને ઘર ભણી ચાલ્યો-રસ્તામાં છોકરાને ઠપકો આપ્યો કેઃ-મૂર્ખ ! તું કાંઇ સમજતો નથી, છેટેથી રાડો ન પડાય. છોકરો કહે, મારી માએ કહ્યું માટે બોલ્યો. ત્યારે ગઢવીએ છોકરાને શિખામણ આપી કેઃ-જો હવે કાંઈ કામ સારૂં તારી મા મોકલે, તો પણ રાડો ન પાડતાં મને ઇસારાથી પાસે બોલાવી કાનમાં વાત કરવી; બહુ સારૂં બાપા હવેથી એમ કરીશ. ઘણે વખતે એવું બન્યું કે એકવાર તેના ઘરમાં લાય લાગી, સર્વ બળવા લાગ્યુ; એટલે છોકરાની માએ કહ્યુ કેઃ-અલ્યા છોકરા, દોડ ઝટ ! તારા બાપને ચોરેથી તેડી આવ. છોકરો ચાલ્યો ને ધીમેધીમે ચોરા પાસે પહોંચ્યો. બાપે આગળ આપેલી શિખામણ મુજબ છોકરે છેટેથી આંગળી વતી ઇસારો કરીને પાસે બોલાવવા માંડયો; બાપે જાણ્યું કે જમવાનું થયું હશે તેથી તેડવા આવ્યો હશે. તો હમણાં આ વાત પૂરી કરીને જાઉં છું-એમ ઘણો ખોટી થઈ વાત પૂર્ણ થએ ગઢવી છોકરા પાસે આવ્યો. ત્યારે છોકરે કાનમાં ધીમેથી કહ્યુ કેઃ—"ઘરમાં લાય લાગી છે, ઝટ ચાલો !" આ સાંભળી ગઢવી એકદમ ગભરાઈ બોલ્યોઃ—અલ્યા મૂર્ખા ! એમ છે ત્યારે બોલતો શું નથી ક્યારનો ! છોકરો કહે તમે મને તે દહાડે કાનમાં કહેવાનું કહ્યુ છે, તો તાણીને કેમ કહેવાય ? માટે ન કહ્યું. ગઢવી ગાળો દેતો એકદમ દોડી ઘેર

આવ્યો, જોયું તો સર્વ બળી ખાખ થઈ ગયુ હતું. આથી ગઢવીએ ઘણો કલ્પાંત કર્યો. પછી છોકરાને કહ્યું-મૂર્ખ, તું કાંઈ પણ સમજતો નથી ! તારામાં વિચારશક્તિ અને અક્કલ તો બીલકુલ નથી, તું તો એક ગદ્ધાપુછજ પકડે છે, પણ હવે પછી યાદ રાખજે કે કદાચ કહીં લાય લાગે, કે ધુમાડો નીકળતો ભાળે તો તરતજ તેમા ખોબો ભરી ધૂળ નાખવી. બહુ સારૂં બાપા ! હવે એમ કરીશ.

પછી એક વખત ટાઢની મોસમ (શિયાળો) ના પોશ માસમાં ગઢવી એટલે દાતણ કરવા બેઠા હતા, છોકરો પણ પાસે બેઠો હતો. ટાઢની કમકમાટી પણ ઘણી સખત હતી. તેવામાં ગઢવીને એક મોટું બગાસું આવ્યું, એટલે ટાઢને લીધે મોઢામાંથી ધુમાડા નીકળતા છોકરે જોયા. છોકરો બીન્યો કે હાય હાય ! જરૂર મારો બાપ સળગી જશે, માટે લાવ તેને ઓલવું. મારા બાપાએ પણ તે દહાડે કહ્યું: છે કે જ્યાં ધુમાડો નીકળતો ભાળે, ત્યાં તરતજ ધુળ નાંખવી. પછી ઉઠી ધૂળનો ખોબો ભરી એકદમ ગઢવીના મોઢામાં નાંખ્યો. ગઢવીએ થુથુ કરી મુકયુ ને એકદમ ગાળો ભાંડવા લાગ્યો. અક્કલના બારદાન મૂર્ખ ! આ તેં શું કર્યું ? ! છોકરો કહેઃ-બાપા ! તમે સળગી જાત, માટે મેં તમને ઓલવ્યા. બાપે કહ્યું મૂર્ખ ! તું કાંઈજ સમજતો નથી. તારામાં બુદ્ધિના વાખા છે, માટે હવે તને શિખામણ આપવી વ્યર્થ છે. સર્પને દુધ પાવાથી શો લાભ ? પછી ગઢવીએ તેના ઉપર કંટાળી એ ગમાર મુર્ખાને કાંઈ પણ શિખામણ આપવી બંધ કરી.

આ દષ્ટાંતની મતલબ એ છે કે જેનાં હૃદયો કોઈ લાયકાતવાળાં સંસ્કારી હોય છે, તેઓને શિખામણના બે બોલ કહેવામાં આવે, તો તે કાને ધરે ખરા ! હૃદય એક જાતના અરિસા તુલ્ય છે, અરીસો જેટલો ચોખો હોય, તેટલો તેમાં સારો પ્રકાશ પડે છે; તેમ જેનું હૃદય જેટલું વધારે નિખાલસ-શુદ્ધ હોય, નિર્મળ હોય તેટલી ઉપદેશની અસર તેને અધિક થાય. માટે દરેક વિવેકી સુજનોએ હૃદય-દર્પણ સરલ ને નિખાલસ બનાવવું કે જેથી સદ્દગુરૂનાં ઉપદેશ-વચનો સ્વલ્પ પ્રયાસે સુખપૂર્વક ચિત્તમાં પ્રવેશ કરી અતુલ્ય ગુણ કરે અને જન્માદિ સર્વ રોગો હરે.

### ચોપાઇ.

ચંચળ ચપળ મન જાણો મરકટ, નવા નવા ઉઠાવે તરકટ;
મન જીતવો અતિ છે દુરઘટ, મસ્તરામે દેખ્યો પરગટ. ૧

મન રહ્યું માયામે મોહી, મનકું જીતી શકે નહિ કોઇ;
ત્યાગી પુરૂષ મન કીધો મર્દન, મસ્તરામ કહે મારૂં ગરદન. ૨
અનુભવની ધગધગતી ગોળી, અવિદ્યાની સળગી ત્યાં હોળી;
રહી નહિ કોઈ ઝંડાઝોળી, મસ્તરામે રાખજ ચોળી. ૩
સંત પુરૂષને જુગતી રચાઇ, શરણાગતને લીધો બચાઈ;
પકડી ન શકે કાળ કસાઇ, મસ્તરામ કહે ભજન સખાઇ. ૪
થઈને બેઠા હરીનો દાસ, ફીર કરે જગતની આશ;
તેની બુદ્ધિ થઈ ગઈ નાશ, મસ્તરામના વચન ખલ્લાસ. ૫

---

(૭૧)

भूयांसि भूक्तानि सुखानि स्वर्गे-
ऽमुनात्मना भूरि भवेषु भव्य ! ॥
तथापि तृष्णा तनिमा न जाता ।
तदेव चित्रं खलु जीवलोके ॥ ७१ ॥

અર્થ:-હે ભવ્યપ્રાણી ! આ આત્માએ સ્વર્ગને વિષે અનંતવાર જન્મ ધરી સ્વર્ગનાં ઘણાં સુખો ભોગવ્યાં, તો પણ હજી મનની તૃષ્ણા જરા પણ ઓછી થતી નથી. તેજ માત્ર આ જીવલોકમાં ખરેખર મોટું આશ્ચર્ય છે. (૭૧)

ભાવાર્થ:—આ લોકમાં આ આત્માએ સ્વર્ગીય સુખો પણ ઘણીવાર ભોગવ્યાં છે, તથા આ મનુષ્યાવતારમાં પણ ઘણીવાર સ્વર્ગ તુલ્ય સુખો જુગલીયાપણે, મોટા રાજેન્દ્રપણે, શ્રેષ્ઠપણે, મનુષ્યભવને વિષે અમાનુષી વિદ્યાધરપણે સુખો ભોગવ્યાં; તો પણ તે સુખોમાં આ જીવાત્માની તૃષ્ણા કિંચિન્માત્ર પણ ઓછી થતી નથી—હજી સુધી વિષયો ઉપરનો ભોગાસક્તિભાવ નષ્ટ થતો નથી. તેજ ખરેખર આ લોકમાં મોટામાં મોટું આશ્ચર્ય છે. અરે ! આ સાંસારિક ભોગ ભોગવતાં ભોગવતાં તો પામર પ્રાણીઓ પોતેજ ભોગથી ભોગવાઇ જાય છે. રાજર્ષિપ્રવર યોગી શ્રી ભર્તૃહરિ મહારાજાએ ઠીક કહ્યું છે કેઃ—

भोगान भुक्ता वयमेव भुक्ता । तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव याता । तृष्णा न जीर्णा वयमेव जीर्णा ॥

અર્થાત્—ભોગો તો ભોગવ્યા નહિ પણ અમે જ (કાળથી) ભોગવાઇ

ગયા, તપ તો તપાયું નહિ, પણ અમે જ દુઃખથી તપીતપાઇ ગયા. કાળ તો ન ગયો, પણ અમેજ કાળે કરી ઘરડા બુઢ્ઢા થઈ ગયા; અને તૃષ્ણા તો કંઈ જીર્ણ ન થઈ પણ અમેજ જીર્ણ-વૃદ્ધ થઈ ગયા. તેને માટે વિદ્વદ્વર્ય મહાજનોએ કડવાં પણ પરિણામે રોગીષ્ટ અને કટુ ઔષધની માફક મિષ્ટ ઇષ્ટ અને આત્મહિતકર વચનો બહુ બહુ પ્રકારે કહેલાં છે. તે સર્વને ધ્યાન દઇ મનનપૂર્વક એકવાર વાંચી વિચારી આત્મારામને સમજાવશો, તો જરૂર ઘણો લાભ થશે. તે એવી રીતે કે.-હે આત્મન્! તું તારા વ્યગ્ર અને ચંચળ ચિત્તને સ્થિર કરી કોમળ હૃદયથી ચિંતવન કર, કે તું કેવો ભાગ્યશાળી અને પુણ્યવાન છે? કેમકે આ અવનીમાં અનેક જાતિ અનેક કુળ તથા અનેક વર્ણ રહેલા છે, પણ તને તો ઉત્તમ એવો મનુષ્યાવતાર પ્રાપ્ત થયેલો છે. અરે! મનુષ્યાવતાર તો ઘણાને મળેલો છે, કોળી, વાઘરી, ઢેડ, ચંડાળ, મુસલમાન વગેરે અનાર્યો તે પણ મનુષ્ય જ કહેવાય છે, પણ તે બિચારાં અજ્ઞાનતાને લીધે મનુષ્યપણું એ શું છે અને તેને પામી શું કરવું જોઇએ -તેનો તેઓને લેશ માત્ર પણ વિચાર સ્ફુરતો નથી, અને અહર્નિશ ક્રૂર કર્મો કરવામાંજ નિમગ્ન રહે છે, પ્રાયે કરી તેઓનું જીવન મોહમાંજ મુગ્ધ હોય છે, પ્રાણીહિંસામાં જ આનંદ માનનારા છે, અધર્મમા અને પાપમાંજ મચ્યા ને મશગુલ છે, ધર્મગુરૂઓને મનુષ્ય માંસની ભેટ કરવી, તેતો જેની ધર્મબુદ્ધિ છે, જેનો આહાર સાધુજનોએ નિંદ્યો છે તેવાં બિચારાં અનાથ અને ગરીબ તૃણભક્ષી પશુપક્ષીઓના શિકાર કરે છે, તેને મારવા માટે મૃગયા રમવામાં જેણે એક જાતનો આનંદ અને ક્રીડા માનેલી છે, મદિરાપાન કરવું જેને એક જાતનો મહોત્સવ છે, પશુઓના રૂધિરવડે જેઓ દેવાર્ચન કરે છે, માંસ વડે જેઓ બલિકર્મ કરે છે, એવાં એવાં ક્રૂર કર્મો કરવામાં આનંદ માની આ મહાપુણ્યથી સંપ્રાપ્ત થએલ માનવજીવન પશુપક્ષીવત્ વૃથા ગાળે છે. તે વિષે કહ્યું છે કેઃ—

### શિખરિણિ વૃત.

દયા હીણા દુષ્ટો, કતલ તલવારે વળી કરે,
પછી પાપી પુરા, ઉદર નિજનાં એ થકી ભરે;
ન જાણે તે જાતે, ભવજલધિ આ કેમ તરવો?
નથી એવો મારે, નરહરિ હવે દેહ ધરવો. ૧

એમને એમજ પાપમાં રચીપચી જીંદગી પુરી કરે છે, તેથી પરંપરાએ

દુઃખના દરીઆમાજ ડુબી રહેવા વિના છુટકો થતોજ નથી. માટે હે અલ્પ જીંદગીધારક–અલ્પાયુષી જનો ! આ મનુષ્યપણાનો ખરો લાભ લેવા તક ચુકશો ના, ગોવાળના હાથમાં આવેલા હીરાની કિંમત કંકર તુલ્ય થઈ તેમ તમે થવા ન દેતા, કેમકે હીરાની કિંમત અમૂલ્ય હોય, તો પણ ઝવેરી વિના તેની ખરી પરીક્ષા બીજું કોણ કરી શકે ? તે વિષે કહ્યું છે કેઃ—

કવિત—ગુણી જનકી રસના અરૂ, વાસના ફુલનહુકી,
બોલે બિન બોવે બિન, કહો કૈસે જાનીએ;
સોદા તો સોદાગરકા, મિજલસ તો મલુકનકી,
ગુની ઓર ગમાર એ તો બોલેમે પીછાનીએ;
મોતી સબ એક રંગ, એક રંગ ઝવેરીકા,
મિલેલા ઝવેરી તબ, કિંમત કર જાનીએ;
કહત કવિ બલબીર, સુનહો અકબર શાહ !
પ્રબિનકી પ્રબેતાઓ તો પ્રબેનમે પિછાનીએ. ૧

મતલબ કે આ કોહિનૂર હીરા તુલ્ય અમુલ્ય માનવ જીંદગીની કિંમત ઝવેરીરૂપી સાચા સંતજનો–ગુણીજનોજ કરી શકે છે. માટે આ પવિત્ર આત્માને વિષયગારા–કર્દમમાં નાંખીને દુર્ગતિગામી કરશો નહિ. દુનિયામાં સાંસારિક સુખો મેળવવાં તે કાંઇ મુશ્કેલ વાત નથી, એ તો અનંતવાર આ જીવ પામેલો છે. વર્તમાનકાળે પણ પુણ્યોદય પ્રમાણે પામ્યો છે, અને ભવિષ્ય કાળે કર્મના શુભાશુભ વિપાક પ્રમાણે પામશે જ. પણ ભૂતકાળમાં કાદપિ નહિ પામેલા એવા સમ્યકત્વ ગુણ અપૂર્વ કરણ ગુણસ્થાન વગેરે આત્મિક વસ્તુઓને મેળવવાના પ્રયત્ન જીવે હવે તો કરવા જોઇએ, પણ એ પ્રયત્ન તૃષ્ણાનું પરિબળ ઘટયા વિના સફળ થઈ શકતા નથી. મહામાયા મોહિની તૃષ્ણા જીતનારાને ધન્ય છે ! તે વિષે કહ્યુ છે કેઃ—

ते धन्याः पुण्य भाजस्ते । तैस्तीर्णः क्लेशसागरः ॥
जगत् संमोहजननी । यैराशाशी विषी जिता ॥

અર્થાત્—જગતને મોહ પમાડનારી એવી તૃષ્ણારૂપી નાગણને જેણે જીતી તેજ આ અવનિમાં ધન્ય છે, પણ તે જીતવીજ ઘણી મુશ્કેલ છે. વૃદ્ધાવસ્થા થઈ, શરીર સાવ ગળી ગયું; પણ મમતા તો મતવાલીજ રહી–છોડતીજ નથી ! તે વિષે શ્રી શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

अंगं गलितं पलितं मुंडं, दशन विहिनं जातं तुंडम् ॥
वृद्धोयाति ग्रहित्वा दंडं, तदपि न मुंचत्याशा पिंडम् ॥

અર્થાત્—અહો તૃષ્ણાનું પ્રાબલ્ય ! વૃદ્ધ, યુવાન અને બાળક એ ત્રણ વયમાં આશાદેવી દબાવે છે. લાભ થતો જાય છે, તેમ તેમ લોભ તો બેહદ વધતોજ જાય છે. વળી પણ કહ્યુ છે કેઃ—મનહર છંદ.

હતી દીનતાઇ ત્યારે તાકી પટેલાઇ અને,
મળી પટેલાઇ ત્યારે, તાકી છે શેઠાઈને,
સાંપડી શેઠાઇ ત્યારે, તાકી મંત્રીતાઈ અને,
મળી મંત્રીતાઈ ત્યારે, તાકી નૃપતાઇને;
મળી નૃપતાઇ ત્યારે તાકી દેવતાઇ અને
દીઠી દેવતાઈ ત્યારે, તાકી શંકરાઇને;
અહો રાયચંદ માનો, માનો શંકરાઈ મળી,
વધે તૃષનાય પણ, જાય ન મરાઇને.
કરોચલી પડી દાઢી ડાચા તણો દાટ વળ્યો,
કાળી કેશ પટી વિષે, શ્વેતતા છવાઈ ગઈ;
સુંઘવું સાંભળવું ને દેખવું તે માંડી વાળ્યું,
તેમ દાંત આવળીકા, ખરી કે ખવાઈ ગઈ;
વળી કેડ વાંકી હાડ ગયા, અંગ ગયો, રંગ ગયો,
ઉઠવાની આય જતાં, લાકડી લેવાઈ ગઇ,
અહો રાયચંદ એમ, જુવાની હરાઇ પણ,
મનથી ન તોય રાંડ, મમતા મરાઈ ગઇ.

આવું આ તૃષ્ણા રાક્ષસીમાં જબરૂં જોર રહેલું છે. તે મોક્ષપુરીમાં જનારને ખરેખર એક મોતી ભારે અર્ગલા રૂપ છે. અગીયારમા ગુણસ્થાન સુધી ચડેલા યોગીંદ્રને પણ તે દુષ્ટા પકડી પછાડે છે. કપિલ કેવળી–એ માસા સુવર્ણને માટે મોટી તૃષ્ણાદેવીએ મનને દોડાવી મુકયું; તે આખરે સંતોષ રૂપી મહાયોદ્ધાએ દુષ્ટા તૃષ્ણા રાક્ષસીને વિદારી નાખી, ત્યાર પછી કૈવલ્યપદને પ્રાપ્ત થયા. આ જીવનો અનાદિ સ્વભાવજ એવો છે. રાગ ચોપાઇઃ—

તૃષ્ણા તરૂણી નવ ઓલાય, લાભે લોભ ઘણેરો થાય;
સત્ય વચન ન રહે મનમાંય, ક્ષણક્ષણ કરમ અધિક બંધાય.
મહિયળ ડુંગર મેરૂ સમાન, તેથી અધિક આરોગ્યાં ધાન,

**સાગર સલીલ અધિક જે-માન, મેં પીધાં માતાનાં થાન.
મેં માનવ ભવ લીધો પુરાણે, સુખ ભોગવીયાં જે મન માને;
રંગ રમાડયા છાનેમાને, તોહિ પ્રાણી ન તૃપ્તિ પામે.**

કપિલકેવળી સંતોષ રુપી મહાયોદ્ધાવડે તૃષ્ણા રાક્ષસીને હણી મોક્ષગામી થયા, તે મહાપુરૂષનો વિશેષ અધિકાર ઉત્તરાધ્યયનના અષ્ટમ અધ્યયનથી જાણી લેવો. છેવટ તાત્પર્ય એ નીકળે છે કે દુષ્ટા તૃષ્ણા રાક્ષસીને વશ ન થતાં સંતોષ રાખી ધર્મ ધ્યાન કરવું, કે જેથી આ અસહ્ય દુઃખોથી ભરપુર એવા સંસાર મહાસાગરથી મુક્ત થઈ અનંત સુખદાયી એવી અક્ષય મોક્ષ-લક્ષ્મીની ભેટ લેઈ અજરામરત્વ પામી શકાય.

માટે અતિ લોભનો ત્યાગ કરી, સંતોષનો સ્વીકાર કરી, પવિત્ર એવા ધર્મનું આરાધન કરવું કે જેથી અમોલી માનવજીંદગી સફળ થાય. હવે તેના ઉપર કપિલ કેવળનું દૃષ્ટાંત કહે છે.

## (૭૮) અભણ કપિલની હાડમારી ને મુંઝવણની વાત.

કપિલ નામનો એક બ્રાહ્મણ હતો. તેનો પિતા એક મોટા રાજાનું કારભારૂં કરતો હોવાથી તે સુખ સાહેબીમાં ઉછર્યો હતો. આવી સુખસાહેબી સદા કાયમ રહેશે, એમ ધારી તે ભાઈ લગાર પણ ભણ્યા નહિ, પણ અહીં તો ઉલટું જ બન્યું. તેનો પિતા થોડા વખતમાં ગુજરી ગયો, એટલે કાર-ભારીનું પદ તો આ છોકરો અભણ હોવાને લીધે બીજાને સોંપવામાં આવ્યું. એક વખતે તે નવો કારભારી ઠાઠમાઠથી વાહનમાં બેસી દરબારમાં જતો હતો, તે પેલા જુના કારભારીની સ્ત્રીએ જોતાં તેની ચક્ષુમાં આંસુ આવી ગયાં. અહો ! મારે ઘેર પણ એક વખત આવો જ ઠાઠ હતો, ઘરમાં ખમાખમા કહેવાતી હતી, પણ આ અભણ છોકરાએ તે સુખ ટાળ્યું, જો તે ભણ્યો હોત, તો કારભારૂં બીજાને ન જાત; આ પ્રકારે રૂદન કરે છે, ત્યાં કપિલ આવ્યો. તેણે માતાને રોતી જોઈ પુછયું:-માતા કેમ રૂવો છો ? માતાએ-રૂદનનું કારણ કહ્યું:-ભાઈ તું ન ભણ્યો તેનુ જ આ ફળ ! કપિલે તે ખરૂં માન્યુ, તેના મનમાં ધા વાગ્યો કે, બસ ભણીને પાછું કારભારૂં તો લેવું,-માતાને રાજી કરવી, હજી કયાં વખત નથી ? વિદ્યારત્ન ધારીએ ત્યારે મેળવી શકાય છે. પછી માતાને કહ્યું-માતા, તમે રૂદન ન કરો, તમારા વચનથી હું કાશીએ જઈ વિદ્યા ભણી આવું, અને કારભારૂં

પાછું લઉં પણ મને ત્યાં કોણ ભણાવશે ? માએ કહ્યું:-ત્યાં એક આચાર્ય છે, તે તારા પિતાના પ્રિય મિત્ર છે, તે જાતે તને સારી રીતે ભણાવશે, તું ઓળખાણ પાડજે. પછી બહુ સારૂં-એમ કહી તે બીજેજ દિવસે કાશી ભણી ઉપડી ગયો. ઘણે વખતે તે કાશીએ પહોંચ્યો. વિદ્યાચાર્યને મળ્યો, પોતાની ઓળખાણ આપી તથા વિદ્યાસંપાદનની જીજ્ઞાસા જણાવી. આચાર્યે પોતાના મિત્રનો પુત્ર જાણી ઘણીજ ખુશી બતાવી; તું છે તે મારા મિત્ર તુલ્યજ છે, મારે મિત્રનું કાંઈ હિત તો અવશ્ય કરવું જોઇએ; ભાઈ! તું સુખી થઇશ તેમાં મને પણ લાભજ છે. મિત્રનું કાર્ય કરવું તે મારી ફરજ છે, મિત્ર એ કહેવાય કે જે "પાપથી બચાવે, હિતમાર્ગમાં જોડે, તેની ગુપ્ત વાતને છુપાવે, ગુણને પ્રસિદ્ધ કરે, દુઃખ વખતે સહાય કરે પણ તજે નહિ, અને સમય આવે ધન, વિદ્યા વગેરે આપી સુખી કરે." એ પ્રકારનાં સારા મિત્રનાં લક્ષણ છે, પછી તે ત્યાં રહ્યો ને અભ્યાસ શરૂ કર્યો, સવારમાં તો ઉદરનિર્વાહનિમિત્તે ભિક્ષાટન કરે, લોટ માગી લાવી રસોઇ કરે, જમે, તેમાંજ અડધો દિવસ ચાલ્યો જાય. પછી બાકીના વખતમાં વિદ્યાધ્યયન કરે, પણ પાઠ જોઇએ તેવો થાય નહિ એકદા વિચારમાં પડ્યો કે જીવને કર્મ ક્યાંનાં ક્યાં ઘસડી લેઇ જાય છે ? દુનિઆમાં આપણું કંઇ જોર ચાલતું નથી, અન્નજલની વાત બળવાન છે. તે વિષે કહ્યું છે કે:—

કુંડળીઓ

દાણા પાણી જીવકું, લબડ ધકેલે જાય,
ઐટા બંધવ બાપકી, કારી લગે ન કાંય;
કારી લગે ન કાંઈ, લાભ બિન લોભ દિખાવે,
અપના ચલે ન જોર, આખર લેખાં લે જાવે;
કથે શું કવિયા કાન, બાત હે આદ પુરાણી,
લબડ ધકેલે જાય, અવલ હે દાનાપાની.

નાની અવસ્થામાં હું ભણ્યો હોત, તો મારે પરદેશમાં રખડવું ન પડત, ઠીક જે બન્યું તે ખરૂં ! પણ હવે પાઠ પૂરો થતો નથી, તેનું કેમ કરવું ? પછી એક વખત આચાર્યજીએ પુછ્યું:-અલ્યા કપિલ ! પાઠ બરાબર કેમ થતો નથી ? તેણે કારણ જણાવ્યું કે:-ગુરૂજી ! આ પ્રમાણે મારો અડધો દિવસ તો પેટની વેઠમાંજ રોકાય છે, માટે થોડો વખત મળવાથી મારાથી પાઠ થતો નથી. આ કારણ આચાર્યજીને ખરૂં જણાયું તેથી તેને દયા આવી.

કોઈ વિદ્યોત્તેજક ગૃહસ્થને ભલામણ કરી, કે એકજ ઘેરથી તેને રોજ પાકું સીધું મળી રહે, ઘેરઘેર ભટકવું ન પડે, કપિલને પણ સૂચના કરી દીધી; તેથી એ એક ઉપાધિ તો તેને ઓછી થઇ. સીધું લઈ આવી રાંધીને જમે. પણ કેટલાક ટાઇમ જતાં વળી પાછો પાઠ અટકવા માંડયો, તેનું કારણ કે સીધું લાવી નાહીધોઇ રાંધી જમે, તેમાં પણ સહેજે ૧૦–૧૧ તો વાગી જાય; વળી પરિશ્રમને લીધે જરા સુત્રાતું પણ મન થાય. વળી એકદમ વિદ્યાધ્યયનમાં ચુક પડવા માંડી, તેથી આચાર્યે પુછયું:–ભાઇ! હવે તો ઉપાધિ ઓછી છે પણ પાઠ કેમ થતો નથી? ત્યારે કપિલે નમ્રતાથી કારણ જણાવી વખતનો હિસાબ પાછો ગણી બતાવ્યો, તે કેટલેક અંશે આચાર્યને ખરૂં ભાસ્યું, માટે તેટલી ઉપાધિ પણ ઓછી થઇને સવારમાંથીજ વિદ્યાધ્યયન કરે તેવી સગવડ કરી આપવાનો વિચાર કર્યો. કારણકે વિદ્યાધ્યયનનો ખરો વખત પ્રાતઃકાળનોજ છે, માટે વિદ્યાર્થીએ સવારનો ચિન્તામણિ તુલ્ય સમય ઉપાધિમાં ન ગાળવો જોઇએ. પછી આચાર્યજીએ એક એવી સગડવડ કરી આપી, કે એક નિરાધાર વિધવા બાઈ હતી, તેને રસોઈ રાંધી આપવાની ભલામણ કરી આપી, અને પેલા શેઠને બમણું સીધું આપવાનું કહ્યું. આચાર્યની ઉપકારવૃત્તિને ધન્ય છે!

હવે તો બાઈ પણ કપિલની ઓરડીએ રહેવા લાગી, તેને રોજ રાંધી આપે અને જમાડે. આમ કરતાં તો વખત જતાં એકાંતને લીધે બન્ને વચ્ચે સ્નેહ સંબધની સાંકળ જોડાઇ–એક પીડા મટાડતાં તો બીજું લફરૂં જાગ્યુ, અને બકરી કાઢતાં ઉંટ પેઠું! અહાહા! એકાંત કેવી બુરી ચીજ છે! ભલાભલાઓને પણ ભુલવણીમાં ભુલવાડી ભટકાવે છે, કપિલને પણ ખરેખર એમજ થયું એક ઉપાધિ ઓછી કરવા સાધન શોધાયુ, ત્યાં તો વળી ઉપાધિના વમળમાંજ સપડાયો. તે વિષે કેશવકૃતિમાં કહ્યું છે કેઃ–

ઝુલણાછંદ.

દુબળી ગાયને હોય ઝાઝી બગા, દુઃખતા અંગપર ઠેસ વાગે,
ભૂત ભાગી ગયું હોય નહિ ત્યાં વળી, ઉલટું અગમાં પલિત જાગે.
એક પર એક છે આધિઓવ્યાધિઓ, બંધનો એવડાં કેમ છુટે?
સાવ નિઃસાર આ હાય સંસારમાં, સાંધીએ એક ત્યાં તેર તૂટે. ૧

એમ કરતાં તો કાળે કરી તે સ્ત્રીને ગર્ભ રહ્યો, ત્યારે તેણે કપિલને કહ્યું:–જુઓ, આપણુને માડ પેટ પૂરતું રોજ ખાવા મળે છે, અને હવે તો

પ્રસુતી સમયમાં ખર્ચ જોઇશે, તેમાં કાંઇ ચાલે તેમ નથી, માટે જરા ઉદ્યમ કરજો કે પછી પાછળથી પસ્તાવું ન પડે. મેં સાંભળ્યું છે કે, આ ગામનો રાજા બહુ ધર્માત્મા છે. તે સવારમાં રોજ એક સોનામહોરનું દાન કરે છે અને તે દાન જે બ્રાહ્મણ પહેલો જાય છે તેને જ મળે છે, માટે હવે ચેતતા રહેજો, કપિલ કહેઃ—બહુ સારૂં ! ત્યારે તો સવારમાં વહેલો ઉઠીનેજ જઇશ, તું મને વહેલો ઉઠાડજે, પછી બન્ને જણાં સુઇ ગયાં. સવારમાં વહેલો ઉઠી તે દરબારમાં ગયો, રાજાજીને શુભાશીષ દઇ ઉભો રહ્યો. રાજા જાગ્યો, અને તેને હમેશના નિયમ મુજબ એક સોનામહોરનું દાન આપ્યું, તે લેઇ હરખાતો હરખાતો ઘેર આવ્યો ને સોનામહોર પેલી સ્ત્રીને આપી. વળી બીજે દિવસે પણ સોનામહોર લેવાનો લોભ વધ્યાથી આખો દિવસ એનાએજ વિચારો ચાલ્યા, તેથી બિચારો વિદ્યા ભણવાનું તો નામ પણ ભૂલી ગયો; પોતાનો દેશ, માતા વગેરેને પણ ભૂલી ગયો. એમ કરતાં રાત પડી, રાત્રે નિદ્રા પણ ન આવી, રાતના બાર વાગે ઉઠયો, ચંદ્રના તેજથી પ્રાતઃકાળ થયો જાણી સત્વર ઉઠયો ને દરબાર ભણી ચાલ્યો, રસ્તામાં પોલીસે અટકાવી પુછયું કે ક્યાં જાય છે ? ઉત્તરમાં "મારે કામે" એટલુંજ કહ્યું. પણ મારી ગુપ્ત વાત બીજું કોઇ સાંભળી મારી પહેલાં જઇ પહોંચે નહિ, એ હેતુથી તેણે ખુલ્લો ભેદ બહાર પાડયો નહિ, તેથી સિપાઇને વહેમ પડયાથી તેણે તેને ચોર જાણી કબજે કર્યો અને માર મારી ઓરડીમાં પૂરી દીધો અને સવાર થતાં રાજા સમક્ષ ખડો કીધો. રાજાએ પુછયું કે તું કોણ છે ? અને આ સિપાઇને હાથે કેમ પકડાયો ? કપિલ કહેઃ—સાહેબ ! હું આપની પાસે સર્વ વાત સાચેસાચી કહીશ, પછી આપ મારો કે ઉગારો. સાહેબ, હું ગરીબ બ્રાહ્મણ છું. મારી સ્ત્રીને પ્રસુતિ સમય નજીક આવતો જાણી આપની પાસે દક્ષિણા લેવા આવતો હતો; કાલે પણ મને આપે દક્ષિણા આવી હતી, તેથી લોભને લીધે આજે પણ આવતો હતો. દક્ષિણાની લેહેમા રાત્રીની ખબર રહી નહિ, તેથી વહેલો ઉઠી ચાલ્યો, અને રસ્તામાં પોલીસે મને અટકાવ્યો, ને પૂછયું તેના ઉત્તરમાં ચોખ્ખું કહીશ, તો કોઇ સાંભળશે ને મારી પહેલાં જઇ કોઇ લઇ આવશે, એ હેતુથી "મારે કામે" એટલુંજ મોઘમ કહ્યું. આથી પોલીસને વહેમ આવ્યો, અને મને માર મારી કેદમા પૂર્યો, તે અત્યારે મને આપની પાસે લાવ્યા છે. હે દયાળુ મહારાજા ! આ મેં સાચી વાત કહી છે, હવે આપશ્રી ચાહો તેમ કરો. રાજાને આ કથન ખરૂ લાગ્યું, ગરીબ બ્રાહ્મણની બહુ દયા આવી તેથી કહ્યુંઃ—હે

ગરીબ બ્રાહ્મણ ! તમે સાચું બોલ્યા તેથી તમારા ઉપર હું તુષ્ટમાન થઇ કહું છું કેઃ—તમોને ખુશી પડે તેટલું ધન માગી લ્યો, આજે જેટલું માગશો તેટલું હું આપીશ. આ સાંભળી બ્રાહ્મણ તો હર્ષઘેલોજ બની ગયો. પા કલાક સુધી તો કાંઇપણ બોલી શક્યોજ નહિ. રાજાએ કહ્યું કેઃ—મુંઝાશો નહિ, જાઓ પેલી આપણી વાડીમાં બેસી તમે આલોચ (વિચાર) કરી આવો; પછી ઇચ્છા થાય તે સુખે માગજો. બહુ સારૂં "આપનું અખંડ કલ્યાણ" કહી વાડીમાં જઇ એકાંતે તે વિચાર કરવા બેઠો.

આહાહા ! કેવો આનંદ ! આજનો દિવસ બહુ સારો ઉગ્યો, ઠીક ત્યારે હવે શું માગું વારૂ ? બે મહોર માગું, નાના, બેએ તે શું પૂરૂં થાય ? પચીસ માગું, અરે તેથી પણ શું સરે ? એટલું તો સુવાવડમાંજ ખપી જાય, તો સો માગું, તેમાં પણ મન ન ઠર્યું; એતો છોકરાનું નામ પાડવા વગેરે સંસ્કારાદિની ક્રિયામાંજ ખપી જાય. એમ વિચાર કરતા બસો પાચસો હજાર વગેરે મહોર સુધી ચડતો ગયો. એ તો મોટી તૃષ્ણા નદીના પૂરમાં પડી વેગથી તણાયો, જેમ ધારે તેમ લોભ વધતોજ જાય. ખરેખર તૃષ્ણા છેજ એવી ! તે વિષે કહ્યું છે કેઃ—

"હજારની ઇચ્છા પૂરી થતાં કોટી કરવાની ધારણા ધારે, ક્રોડ મળતાં રાજાપણું ઇચ્છે, રાજાપણું મળતાં ચક્રવર્તીપણું ઇચ્છે, ચક્રવર્તીપણું મળતાં દેવપણું, ને દેવપણું મળતાં ઇંદ્રપદ માગે; એમ તૃષ્ણા ઉંચીને ઉંચીજ ઉડે છે પણ નિવર્તતી નથી. આપણા દૃષ્ટાંતનાયક કપિલને પણ એમજ થયું, તે ખૂબ ચડયો, તેણે મનઅશ્વને ઘણે દૂર સુધી દોડાવ્યો. છેવટ પ્રધાનપદ માગવાની અને આખરે રાજાને ઉઠાડી મેલી રાજ્ય લેવાને પણ લલચાયો, બેસવાની ડાળ કાપવા સુધી પણ અટકયો નહિ. તે વિષે સુદરદાસ કવિએ ખરૂંજ કહ્યું છે કેઃ—

### સવૈયો.

જો દસ વીસ પચાસ ભયે શત હોઈ હજાર તું લાખ મગૈગી,
કોટી અરબ ખરબ અસંખ્યય ધરાપતિ હોનકી ચાહ જગૈગી,
સ્વર્ગપાતાલકું રાજ કરો તૃશ્ના અધિકી અતિ આગ લગૈગી,
સુંદર એક સંતોષ બિના શઠ તેરી તો ભૂખ કબુ ન ભગૈગી,

પણ ભવિષ્યમાં તેનો મહાન ઉદય થવાનો હોવાથી છેવટે તેને મનમાં

એક સુવિચાર સુઝયો. બસ બહુ થયું, કપિલ બહુ થયું, હદ આવી રહી! ખરેખર તારા જેવો નીચ અને કૃતઘ્ની કોણ હોય? શું તારે રાજ્ય જોઈએ છીએ? અરે ભિખારી લોટમાગું! તારે ને રાજ્યને શું લાગેવળગે? પ્રથમ તું એટલું તો વિચાર કે તું આ દેશમાં શા કાજે આવેલો છે? "આવ્યો રળવા ને બેઠો દળવા" લાભલેવા આવ્યો અને તું તો ખોટમાં ઉતર્યો. તારે ઝાઝી સોનામહોરોને શું કરવી છે? પાંચસેં ઘણી થશે, ના, ના, એટલી એ નહિ, બસ સોથી ચાલશે, અરે એટલી પણ તારે શું કરવી છે? માટે પચીસ માગું, ના, ના. તેટલી પણ નહિ, શું મીઠા ઝાડનાં કાંઈ મૂળ લેવાય? માટે બસ! આપણે તો બે માગી લ્યો, વધારે શું કરવી છે? ના, ના. બે મહોર પણ મારે નથી જોઈતી. હે કપિલ! તું લોભમાં બહુ ઉંચે ચડયો હતો. માટે હવે તો તને કાંઈ દેવુ જ નથી. શ્રી ભગવંતનું વચન છે કેઃ—

ગાથા.

जहा लाहो तहा लोहो । लाहे लोहो पवढइ ॥
दो मासं कयंकज्जं । कोडीए वि न निठ्ठई ॥

અર્થાત્—લાભ વધે છે તેમ લોભ પણ વધે જાય છે, બે માસા સુવર્ણ ઈચ્છનારો કરોડ-કોટીથી પણ અટકયો નહિ; માટે ધિક્કાર છે મને! અરે હું તો અહીં આવી કેવળ અનીતિ ભર્યા કુકૃત્યમા જ ફસાઈ ગયો. આમાં મારૂં હિત શું થવાનું? હે આત્મા! આ પ્રપંચી સંસારમાં જન્મી કાંઈ આત્મકલ્યાણ કરજે, સંસારમાં કોઈ કોઈનું નથી. આત્મા એકલો આવ્યો છે અને તે ઠાલી હાથે એકલોજ જશે; અરે! આ સંસાર અસાર છે. તે આ પ્રકારે જેવો પહેલાં તૃષ્ણા નદીમાં વેગથી તણાયો હતો, તેવોજ પાછો ફરી વૈરાગ્યરૂપી મહાસાગરમાં ઝુકી પડયો ને અનિત્ય ભાવના ભાવવા લાગ્યો. છેવટે નિજાત્મસ્વરૂપ વિચારતાં બે ઘડીમાંજ તેને ત્યાં કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું; તેથી આ લોકની સર્વ વસ્તુઓને હસ્તાંજળીવત દેખવાની દુરબીન તારકશક્તિ તેને પ્રગટી, દેવોએ તેનો કેવળ મહોત્સવ કર્યો. પ્રથમ સાધુવેશ ધારણ કરાવ્યો પછી વિધિ વંદન કરી દેવો સર્વે સ્વસ્થાને ગયા. હવે સર્વજ્ઞ પ્રભુશ્રી કપિલમુનિ રાજા પાસે આવ્યા. રાજા બોલ્યા કેઃ-મહારાજ! આ શું? આવો વેશ વળી કયાંથી લાવ્યા.?! અને તમે વાડીમાં એકાતે ગયા હતા, તો આલોચના કરી આવ્યા કે? શ્રી કપિલ કેવળી પ્રભુ બોલ્યાઃ-હા મહારાજ! આ લોચ (મસ્તકનો લોચ) કરી આવ્યો. પછી રાજાને તે

સ્થાને ઉપદેશ કર્યો અને તૃષ્ણા રાક્ષસીનું સ્વરૂપ વર્ણવ્યું. હે રાજા! તૃષ્ણા છે તે ખરેખર વેશ્યા તુલ્ય છે, દુષ્ટ પ્રાણીઓને મોહપાશમાં નાંખી ભવભ્રમણ કરાવે છે. તે વિષે કહ્યુ છે કેઃ-

अहो तृष्णा वेशा सकल जनता मोहनकरी ।
विदग्धा मुग्धानां हरति विवशानां शमधनम् ॥
विपद्दिक्षा दक्षा सहतरलतारैः प्रणयिनां ।
कटाक्षै कूटाक्षैः कपट कुटिलै काम कितवः ॥

અર્થાત્—અહાહા! તૃષ્ણા રૂપી વેશ્યા કેવી ઠગારી છે! સર્વ જીવને તે મોહમાં નાંખી લલચાવે છે, મહાન પંડિતોના પણ ગર્વ રૂપી ધનને હરે છે, વિપત્તિ રૂપી દીક્ષા દેવામાં કુશળ છે, લાંબાલાંબા વિચારો કરાવનારી, મહાકુટીલ અને કપટ ભર્યાં નમ્ર કામકટાક્ષો કરી સર્વને વશ કરનારી, એવી આ આશા તૃષ્ણા વેશ્યા છે. તેણેજ આપણને અનંત જન્મ કરાવી ભવભ્રમણમાં ભટકાવ્યા છે, માટે તેવી તૃષ્ણારૂપી વેશ્યાનો વિવેકી આત્મહિતસ્વી જનોએ તો કદાપિ વિશ્વાસ ન કરવો એજ સર્વ શાસ્ત્રનો સાર ને તત્વ છે. વગેરે નિર્મળ હિતબોધ શ્રી કપિલ કેવળી ભગવાને આપીને ધર્મી બનાવ્યા, ઉન્માર્ગે જતાં અટકાવ્યા, સન્માર્ગે જવા સમજાવ્યા, સન્માર્ગ સન્મુખ કરી મહાભારે ઉપકાર કર્યો. પછી ત્યાંથી વિહાર કરી ઘણો કાળ ભૂમંડળમાં વિચારી ઘણા ભવ્યોને તારી મોક્ષે ગયા.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, આ જીવાત્માએ અનંતવાર સ્વર્ગીય સુખો ભોગવ્યાં તો પણ હજી તૃપ્તિ પામતો નથી, તૃષ્ણાને ઓછી કરી લોલુપતા તજતો નથી, મોહ મમત્વમાં મસ્ત બની આ અમૂલ્ય માનવજીવન એળે ગુમાવે છે, માટે આ મોંઘો મનુષ્ય જન્મ ધરી કાંઇ પણ આત્મહિત કરવું, પણ તોફાની તૃષ્ણા નદીમાં અતિ વેગથી તણાઈ તો નજ જવું, પણ બનતા સુધી સદ્ધર્મે ચાલી જન્મ સફળ કરવો (૭૧)

---

(૭૨)

सुदुर्लभं प्राप्य मुनित्व मार्गं ।
मुंचंति मूढाः सुखदं सदाये ॥
ते यांति घोरं नरकं नरा हि ।
यथा प्रपेदे किल कुंडरीकः ॥ ७२ ॥

કમાન ઉશ્કેરે તદા, તીરે દૂર જવાય. ૧૭૮

**અર્થ:**—આ જગતમાં ઉત્તમ પ્રકારનાં સુખને આપનાર એવા મુનિમાર્ગને અંગીકાર કરીને જે મૂઢ જીવો તેને તજી દે છે, તે ખરેખર મરીને નરકગતિમાં જાય છે. જેમ કુંડરીક નામે રાજાએ મુનિ માર્ગને પ્રથમ ઉમંગે અંગીકાર કરી પાછળથી તે તજી દીધો અને તેની નિંદા કરી, તો તે અઢી દિવસમાંજ મરીને નરકગતિને પામ્યો. (૭૨)

**ભાવાર્થ**—આ લોકમાં જે દુર્ભાગી પુરૂષોને અત્યંત દુર્લભ એવો, તથા સ્વર્ગ અને અપવર્ગ આદિનાં મહાનસુખોને આપનારાવાળો એવો મુનિ-માર્ગ, તે મહાભાગ્યના ઉદયે મેળવીને પણ તેને પાછો તજી દેઇ સંસારમાં ગોથાં ખાવા જાય છે, અને વિષય સુખ ભોગવે છે; તે ખરેખર ઘોર કહેતાં ભયંકર એવી નરકગતિમાં જાય છે. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—સંયમ એ એક અમૂલ્ય વસ્તુ છે. અને મનુષ્યોના મહાન ભાગ્યોદય વિના તે મળતું જ નથી. તે વિષે:—

ગાથા.

लभंति विमलाभोए, लभंति सुर संपया ॥
लभंति पुत्त मित्तं च, एगोधम्मो न लभइ ॥

**અર્થાત્**—લક્ષ્મી, સ્વર્ગલોકના વૈભવો, પુત્ર, મિત્ર અને કલત્રો, ધન, ધાન્ય અને ધરા જે કહીએ તે સર્વ સંપત્તિઓ તો આ જીવને કોઇ કાળે મળેલી છે, પણ મોક્ષમાર્ગરૂપી પવિત્ર જૈનધર્મ મળ્યો નથી, અને કદાચ મળ્યો તો કોઇ કઠિન કર્મના ઉદયે તેના ઉપર અરૂચી થવાથી તેને પ્રેમપૂર્વક પાળવાને બદલે તજી દે છે, તે પુરૂષ ખરેખર મરીને ઘોર નરકમાં પડી સંસારમાં પરિભ્રમણ કર્યા જ કરે છે. તેના ઉપર સિદ્ધાંતસાગરમાં દૃષ્ટાંતો કહેલા છે, તેમાથી અત્રે કુંડરીક રાજાનો એકજ દાખલો અમે આપીએ છીએ. કુંડરીક એક હજાર વર્ષ સુધી શુદ્ધ સંયમ પાળી આત્માનંદમાં મગ્ન રહ્યા, પણ પછી થોડા કાળને માટે કાંઠે આવેલ વહાણુ ડુબ્યાની માફક તેણે સંયમમાર્ગ તજી દીધો ને સાતમી નર્કે ગયો. તેનું દૃષ્ટાંતઃ—

### (૭૯) યોગભ્રષ્ટ કુંડરીક ને સંયમાનુરાગી પુંડરીક.

મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી વિજયને વિષે સ્વર્ગપુરી સમાન પુંડરગિણી નામે નગરી હતી. તેમાં મહાપદ્મ નામે રાજા ન્યાયમાર્ગે રાજ્ય કરતો હતો. તેને પદ્માવતી નામે શીળવંતી રાણી હતી. આ દંપતીને અનુક્રમે

વળી ગાંઠ વિવેકથી,' એ સાચા વિષે એક. ૧૭૯

પુંડરીક અને કુંડરીક એ બે પુત્રો થયા. એકદા નલીની વનના ઉદ્યાનને વિષે કોઈ સાધુ પધાર્યા, તે સાભળી મહાપદ્મ રાજા પોતાના બન્ને પુત્રોને સાથે લઈને વંદન કરવા ગયો. મુનિએ ધર્મોપદેશ આપ્યો કેઃ–આધિ, વ્યાધિ ને ઉપાધિથી ભરેલા આ અસાર સંસારમાં એક ક્ષણવાર પણ સુખ નથી એમ જાણતાં છતાં પણ મોહમુગ્ધ બનેલો જીવ જીનપ્રણિતધર્મને આરાધતો નથી, તો પછી પરલોકમાં તેનું શું થશે ? તે વિચાર તો તેને જરા આવતોજ નથી ! આ મળેલાં સુખ ક્ષણિક અને વિનશ્વર છે, માટે પરભવના ભાતારૂપ પવિત્ર ધર્મ જરૂર આચરવો જોઈએ. એવો પવિત્ર ધર્મોપદેશ સાંભળીને વૈરાગ્ય . પામીને મહાપદ્મ રાજાએ પુંડરીકને રાજ્ય સોંપી સંયમ ગ્રહણ કર્યો. પછી પુંડરીક પોતાના ભાઈ કુંડરીક સહિત રાજ્ય કરવા લાગ્યો. પછી એકદા પુંડરીક કહેવા લાગ્યો કેઃ–હે ભાઈ કુંડરીક ! મને બહુ સમય થયા સંસાર ઉપરથી ચિત્ત ઉઠી જઈ વૈરાગ્ય થયો છે, માટે તુ રાજ્ય અંગીકાર કર ! હું તો હવે ચારિત્ર અંગીકાર કરીશ. નાના ભાઈએ ઉત્તર આપ્યો કેઃ–હે મોટા ભાઈ ! તું એમ કેમ કહે છે ? સત્પુરૂષો હોય છે તે તો પોતાના વહાલાને સુખ આપે છે, પણ તું તો ઉલટો મને સંસારરૂપી સમુદ્રમાં નાખવાને ઈચ્છે છે. એમ કેમ ? વળી જીનેશ્વર ભગવાન કહે છે કેઃ–રાજ્ય તો નરકાદિક ગતિને આપનારૂં છે. પુંડરીકે કહ્યું કેઃ–મને વિષયના ભોગવિલાસ બીલકુલ રૂચતા નથી, કારણ કે આ મત્સરી અને વિષયી પાપરૂપ જે પાંચ ઇંદ્રિયો છે તેજ માણસોને સંસારસાગરમાં નાખે છે. ત્યારે કુંડરીકે કહ્યુંઃ—ભાઈ, તું કહે છે તે બધું ખરૂં છે, પણ રાજાનો મોટો પુત્ર હોય તેણે જ રાજ્ય અંગિકાર કરવું જોઈએ, માટે હવે તું લેશ માત્ર પણ પ્રત્યુત્તર આપીશ નહિ–એમ પુંડરીકને બોલતો બંધ કરી કુંડરીકે દિક્ષા લીધી. પુંડરીક પ્રજાનું પાલન કરતો થકો મન વિના સંસારસુખ ભોગવતો રહ્યો અને નાનો ભાઈ કુંડરીક નાના પ્રકારના અભિગ્રહ તપ પ્રમુખ કરતો સંયમ પાળવા લાગ્યો. હવે એકદા એવુ બન્યું કે કુંડરીક પોતાના ગુરૂ સહિત પુંડરગીણી નગરીમાં પધાર્યા. તે વખતે પુંડરીક રાજા પોતાના બંધુ મુનિને વંદન કરવા રાજકીય સમસ્ત સામગ્રી તથા અંતઃપુર સાથે ત્યાં આવી પ્રેમપૂર્વક વાદી નમસ્કાર કરી હર્ષાશ્રુ સહિત રાજા બોલ્યોઃ—અહો મુનિરાજ ! ધન્ય છે આપને ! હુ અભાગી જીવ તો આ વિષય ભોગ રૂપી ગારામા ખુંચી જઈ મહા વક્ર કર્મોને આધિન પડેલો છું; એ પ્રકારે સ્તુતિ કરી બેઠો તે વખતે તે કુંડરીક મુનિનુ મન તો પોતાના બંધુ રાજાની મહર્દ્ધિક રાજ્ય સંપત્તિ તથા અનેક પ્રકારના

વૈભવસુખો જોઈ મોહ પામી ચળાયમાન થયું. અને વિચાર્યું કેઃ—અહો ! ખરૂ સુખ તો મારો આ ભાઈ ભોગવે છે, અને મારે તો સંયમ માર્ગમાં ઘણાં આકરાં દુઃખો ભોગવવાં પડે છે. અહો હુ કેવો મૂઢ ! કે મને રાજ્ય આપતાં છતાં પણ મેં તે ન લીધુ; કંઇ નહિ, હવે તો વખત મળે ભાઈ પાસેથી રાજ્ય મેળવી સર્વ સુખ ભોગવું. પછી થોડા દિવસમાં ગુરૂએ વિહાર કર્યો. તેમની સાથે કુંડરીકે પણ વિહાર કર્યો. પણ થોડેક દૂર જતાં બીજે દિવસે ગુરૂને રસ્તામાં મુકી પાછો પોતાને ગામ આવ્યો. વનપાલકના કહેવા થકી પુંડરીકને ખબર પડયા—કે મારા બંધુ કુંડરિકમુનિ તો પાછા એકલા આવ્યા છે, ગુરૂને એકલા મુકી તે પાછા શા વાસ્તે આવ્યા હશે ? એમ તેને મનમાં શંકા થઈ. અને પછી તેને વંદન કરવા ત્યાં આવ્યો. તે વખતે કુંડરિકમુનિ વિચારસાગરમાં ડુબી ગએલા હતા, અને મન સાથે નિશ્ચય કરતા હતા કેઃ—અહો ! મેં વૃથા રાજ્ય સુખ ખોયું, હવે આવું અસહ્ય કષ્ટ મારે સહેવું પડે છે, આવા કષ્ટથી સ્વર્ગસુખ મળે છે, તેની કોને ખબર છે ? આ રાજ્ય તો પ્રત્યક્ષ સુખ આપનારૂ છે. મેં મૂઢે વિનાકારણે આ કાયાએ કલેશ વોહોરી લીધો છે, આવી તિવ્ર તપશ્ચર્યા કરવી; ઇંદ્રિઓને દમવી, અને પરિષહો ખમવા, એ સર્વ કષ્ટ કેવળ કાયાને વેદના—પીડાનોજ હેતુ છે—એમ વિચાર કરતાં રાજ્યવૈભવ અને સુખનો લોભી કુંડરીક હૃદય સાથે ગડભાંગ કરતો હતો, તેવામાં પુંડરીકે આવી હસ્ત જોડી વિધિ વંદન કરી તાત્કાલિક તે મુનિને પધારવાનું કારણ પુછયું. તે સાંભળી સંયમમાર્ગમાં પરાંગમુખ વૃત્તિ છે જેની, એવો કુંડરીક બોલ્યોઃ—હજારો અસહ્ય દુઃખોથી પૂર્ણ એવી આ કપરી દિક્ષા મારાથી પળાતી નથી, આ મુનિમાર્ગ તો કઠણમાં કઠણ છે. માટે મારું મન તો રાજ્યસુખો ભોગવવા અભિલાષી બનેલું છે અને તેથીજ હુ ગુરૂથી જુદો પડી અહી આવ્યો છું. તે સાભળી પુંડરિક વિસ્મય પામી મનમાં કોપ કરી ખેદપૂર્વક બોલ્યોઃ—

"ભાઈ કુંડરીક ! આ તને શું વિપરીત થયું ? ઠંડા પાણીમાંથી અગ્નિ ક્યાંથી ઉત્પન્ન થયો, અથવા તો આ તમારી આકૃતિ ઉપરથી અને તમે ગુરૂને તજી એકાકીપણે અત્રે પાછા આવ્યા ત્યારથીજ તમારૂં મન તો મારા જાણવામાં આવી ગયું છે. તો પણ હે બંધુ કુંડરીક ! હુ તને એટલું પૂછું છું કેઃ—આ જે તમે આરંભ્યું છે તે શું કાંઇ ગુરૂજનોએ ઉપદેશેલું ? કે કોઈ ધર્મશાસ્ત્રમાં કહેલુ છે ? કે ધર્મને મેળવવાનો આ કોઈ નવો ઉપચાર

શોધી કાઢ્યો છે, અથવા આ કોઇ અઘોર તપશ્ચર્યાનો પ્રકાર છે, અથવા સ્વર્ગગમનનો આ પણુ એક માર્ગ છે, અથવા વ્રતનું કોઈ રહસ્ય છે કે મોક્ષપ્રાપ્તિનો કોઈ ઇલાજ છે, કે અન્ય કોઇ નિયમનો પ્રકાર છે. છે શું તે કંઇ કહીશ ? તું બોલ્યો કે, મારે હવે આ વિકટ માર્ગ તજી રાજ્ય-સુખ ભોગવવું છે, તે શું તારા જેવા કુલીન માણુસોએ મનથી પણુ ચિંતવવું યોગ્ય છે ? કદાપિ નહિજ. તો તે મુખથી વદવાને અને તે મેળવવાને યોગ્ય તો હોયજ કેમ ? અજ્ઞાની જનની પેઠે આ દુષ્ટ કામવિકારે ઉપહાસ્ય કરાતા આ તારા આત્માને કેમ તું નથી જાણુતો ? ખરેખર મૂઢ માણુસ હોય તેજ આમ કામદેવથી ખેંચાય છે, જે વિષયસુખોનો, વરિષ્ટ સાધુ જનો તો હમેશાં તિરસ્કાર કરે છે, એવા ક્ષણિક વિષયસુખોમાં આશા જ શી કરવી ? વળી જે પ્રથમ વિષયોને તજી, ફરીને પાછા તે વિષયો મેળવવાની અભિલાષા ધરાવે છે, તે મૂઢ નરો ખરેખર ધર્મબુદ્ધિથી વિષયને સેવે છે. વળી ફુલની માળા ધારી ખડ્ગનું આલિંગન કરે છે, સુગંધી ધુમ્રરેખાની આશાએ મોટા સર્પને પકડે છે, રત્નની આશાએ બળતા અંગારા હાથમાં લે છે, મૂઢ દુર્ગતિના સાધન રૂપ વિષયોને મનમાં સુખબુદ્ધિથી આરોપે છે. તેવા અજ્ઞાની મૂઢાત્મા એ બધું કરે છે, પણુ તું તો ઘણું જ્ઞાન ભણી વિષયોના પરિણામોને જાણુવા છતાં પણુ રાત્રીમાં પતંગીયાના ક્ષણિક પ્રકાશની પેઠે જ્ઞાનભારને વહન કરે છે. કારણુ કે પ્રબલ કર્મ મલથી કલુષિત બનેલી આ તારી ઇંદ્રિયોને ઉન્માર્ગમાં પડતી અટકાવતો કેમ નથી, અથવા તારા નિરંકુશિત્ મનને કબજામાં કેમ રાખતો નથી ? અરે મુનિ! જરા તો વિચાર કર !

### વિષયાસક્ત મનને ઠપકો. ધન્યાશ્રી ગઝલ

વિચાર કર વ્હાલા ! હૃદયમાં વિચાર કર વ્હાલા ! એ ટેક
ઠાઠમાઠમાં શું રે ઠગાયો, મેલ વૃથા ચાળા;
અમૃતરસને તજી પીએ શું, ઝેર તણા પ્યાલા.
ગુણી થવાને ગુણવંતોની, ગણુને ગુણમાળા;
સંત પુરૂષનો સંગ કરીને, ખોલ હૃદય તાળા.
ચણોઠીમાં શું લલચાયો, પકડ પરવાળા;
ભોગ સકળને જાણુ ખરે તું, ભય તણા ભાલા.
ચેતન પ્યારા હંસ બનીને, કામ ન કર કાળાં;
ક્ષણુભંગુર આ સર્વ જગત છે, ગયા વૃદ્ધ બાળા.

અજ્ઞપણામાં શું અથડાયો, ઘાટ ન ઘડ ઠાલા;
પ્રેમ તણો આ પંથ વિકટ છે, વિષય વિષ જવાળા
સંભાળી લે તું ઘર તારૂં, તજ જગત જાળા;
વિનયમુનિ નિજ મંદિર આવો, ટળશે દુઃખ ડાળાં.

આ દુષ્ટ અનંગ તે કોણ ? ધૈર્યનું અવલંબન કર, વિચારં અને આ દુષ્ટ મન્મથ—કામદેવને ધિક્કાર અને જલદી ગુરૂ પાસે જઇ શુદ્ધ થા. ખરેખર હવે આ કર્તવ્ય યોગ્ય નથી, તજેલા વિષયોને ફરીથી ગ્રહણ કરવાની અને ઓકેલું ચાટી જવાની ઈચ્છા કરવી તે શું મહાજનોનો માર્ગ છે ? સાધુઓ તો ધૈર્યધનવાળા સમર્થ હોય છે, માટે અંતરમાં ભરાઇ બેઠેલી અસાધુતાનો ત્યાગ કર, અરે શુદ્ધ સાધુ થઈ વિષયવિકારથી વ્યાકુળ બનેલા તારા આત્માને વારી રાખતો કેમ નથી ? ક્યાં ગયું તારૂં ધૈર્ય ? ક્યાં ગયું ઇંદ્રિયવિજયનું તારૂં તે ઝનુન ? ક્યાં ગયો તે દિક્ષા સમયનો પ્રબળ વૈરાગ્ય ? ક્યાં ગયો તારો તે મનોનિગ્રહ ? ક્યાં ગઇ તે પ્રશાંતિ, ક્યાં ગયું તે બ્રહ્મચર્ય ? ક્યાં ગઇ તે સર્વ. વિષયોમાં ઘૃણા ને અરૂચિ ? ક્યાં ગયો તે ગુરૂનો જ્ઞાનોપદેશ, ક્યાં ગયાં તે હિતબોધક શાસ્ત્ર—વચનો, ક્યાં ગયા તે વૈરાગ્યના ઉગ્ર વિચારો, ક્યાં ગયું તે ઉપભોગમાં શત્રુપણું, ક્યાં ગયું તે યૌવનને વશ કરનારૂં શાસન ? ખરેખર તારી પ્રજ્ઞા નિષ્ફળ ગઇ, ધર્મશાસ્ત્રનો તારો અભ્યાસ પણ વૃથા ગયો, સર્વ સંસ્કારો નિરર્થક થયા, ગુરૂજનનો ધર્મોપદેશ પણ નિરૂપયોગી થયો, વિવેક સર્વ ભ્રષ્ટ થયો, તારી વૈરાગ્યદશા નિષ્પ્રયોજન થઇ, જ્ઞાન સર્વ ગળી ગયું—નકામું થયું. અરેરે ! તમારા જેવા કુલીન પુરૂષ પણ રાગની અભિલાષાથી કલુષિત થાય છે, પ્રમાદથી પરાભૂત થાય છે, આ બવા શું બેઠું ? !

અરે ! તું જરા વિચાર તો કર કે તારૂં કુલ કોણ, તું કોનો પુત્ર, પિતાજીએ સંયમમાર્ગ અંગિકાર કરી આત્મકલ્યાણ કરી કેવું જીવન સાફલ્ય કર્યું ? તું તે પવિત્ર પિતાનો સુયોગ્ય પુત્ર થઇ પવિત્ર પદથી નાહક ભ્રષ્ટ થાય છે તે તને મોટું લાંછન નહિ, તો બીજું શુ ? વળી હું તને રાજ્યલોભથી આ બધું કહેતો નથી. પણ ઉન્નતિમાર્ગથી પતિત થએલા તારા આત્માના હિતને માટે, આત્માના ઉદ્ધારને માટે આ સર્વ મેં કહેલું છે.” એ પ્રકારનો ઉપાલંભ સાથે અનેક પ્રકારનાં હિતવચનોથી પુનઃ પુનઃ કહેવાયું છતાં પણ સંયમમાર્ગથી જેનું મન ભ્રષ્ટ થએલું છે, એવો કુંડરીક વિષય-

ભોગનો ભિખારી થઈ નિર્લજ્જ થઈ પુંડરીક પ્રત્યે બોલ્યો કે:–બંધુ પુંડરીક! બહુ કહેવાથી શું તું સર્વથી સ્વચ્છ છે? તું રાજ્યગાદી ભોગવતો હોવાથી સંતોષ માને છે. परोपदेशे कुशला दृश्यते बहुधा नराः। અર્થાત્ પારકાને ઉપદેશ દેવામાં તો સર્વ કોઈ કુશળ હોય છે. ઉપર કહેલાં વચનો જો કે સર્વથા ખરાં છે, પણ તે કોને માટે? કે જેને ઇંદ્રિયો આધીન છે–જીતી છે અથવા જેનું મન શુદ્ધ છે, જે જુએ છે તથા સાંભળે છે, અથવા સાંભળીને અવધારે છે–આ શુભ છે કે અશુભ, એ પ્રમાણે પૃથક કરવાનો જેને વિવેક છે, તે ખરેખર ઉપદેશને લાયક છે. પણ મારે તો આ બધું દૂર ગયેલું છે, જ્ઞાન ધૈર્ય સંયમપ્રીતિ વગેરે સર્વ સદ્ગુણો ખરેખર અવષ્ટંભને પામેલા છે. કારણ કે દિક્ષા એ દુઃખની ભરેલી ગહન ગુહા છે, કલ્યાણની આશંકા વાળી છે, સહસ્ર વર્ષ હું તેમાં વસ્યો પણ તેનું ફળ તો મેં કાંઈ જોયું નહિ, તો પરલોકની આશા બાંધવી એ તો "હવામાં કિલ્લા બાંધવા બરાબર છે," હું તને કાલે ઘણો ગોળ આપીશ એમ કહી નાના બાળકના હાથમાં રહેલાં ગોળને છીનવી લેવાના ઉપાયભૂત આ ધર્મશાસ્ત્રનાં વચનો છે, મારે માટે હવે આ ઉપદેશનો કાળ નથી. વિશેષ શું કહું? હવે વિષય-સુખાભિલાષામાં પડેલા આ મારા મનને કોટી પ્રયત્નો વડે પણ હું અટ-કાવવા સમર્થ નથી. આવાં અઘટિત વચનો સાંભળી વિચારસાગરમાં નિમગ્ન થયેલો પુંડરીક ઊંડો નિસાસો નાંખી મન સાથે બોલ્યો:–અરે! આતો ઘણી ભૂમિ ઉલ્લંઘી ગયો–હાડ ગયો. ઉન્માદમાં પડેલા આ આત્માને હવે કોઈ રીતે અટકાવવાને હું સમર્થ નથી, ખરેખર, આને તો સર્વ ગુરૂપદેશ નિષ્ફળ થયો. ખરેખર ગુરૂજનોનો પવિત્ર જ્ઞાનોપદેશ સ્ફાટિકમણિમાં ચંદ્રકીરણની પેઠે નિર્મળ મનવાળા મનુષ્યોને વિશેજ સુખપૂર્વક પ્રવેશ કરી શકે છે, બીજાને ગુરૂવચનો નિર્મળ હોય, તો પણ કરણ કોટીમાં પડેલા જળબિંદુની પેઠે મહાન શલ્ય ઉત્પન્ન કરે છે. હવે જેને ઘણાં વર્ષથી વૈરાગ્ય તો હતોજ, તેમાં વળી આ સાધુના વિચિત્ર પ્રકારથી વિશેષ વધારો થયો છે તેથી દિક્ષાનુરાગથી આકર્ષા-યેલો એવો પુંડરીક બોલ્યો કે:–બંધુ! તું ભ્રષ્ટ થયો એટલે ધર્મને પણ ભ્રષ્ટ કેમ માને છે? શું એક ક્ષેત્રમાં કર્મયોગે પાક થોડો થયો, તેથી સર્વ ક્ષેત્રમાં એમ કેમ બને? શું ઘુવડ પક્ષીઓ સૂર્યને ન દેખે, તેથી સૂર્ય નથી એવું કયો મૂઢ માણસ માને? તે વિષે કહ્યું છે કે:—

पत्रं नैव यदि करीर विटपे दोषो वसंतस्य किं?
नोलूकोप्यवलोक्यते यदि दिवा सूर्यस्य किं दूषणम्? ॥

સર્વ જને સુણીને કર્યો, મન નિશ્ચય મજબુત;
રાજબીજ જે હોય તે, રાજ્ય યોગ્ય રજપુત. ૧૮૪



અર્થાત્—વસંત ઋતુમાં સર્વ વનસ્પતિને પાંદડા આવે પણ કેવડાના વૃક્ષને પાન ન આવે, તેમા વસંતનો શો દોષ ? દિવસાંધ એવાં ઘુવડપક્ષીઓ સૂર્યને ન દેખે તેમાં સૂર્યનો શો દોષ ? ચાતકના મુખમાં વરસાદની ધારા ન પડે તેમાં વરસાદનો શો દોષ ? ખરેખર લલાટપટલમાં લખેલું પોતાનું પૂર્વ કૃત કર્મ તેનો નાશ કરવાને કોણ સમર્થ છે ? તારા કોઈ પૂર્વના કનિષ્ટ કર્મના ઉદયથી પવિત્ર સંયમમાર્ગમાં તને અરૂચી થઈ, તેથી શું તે માર્ગને અપવિત્ર માની તું તેની અવગણના કરે છે ? ખરે તેજ તારા દુર્ગતિગમનનું પ્રારંભિક ચિન્હ છે, માટે હે મૂર્ખશિરોમણિ ! તારે જો આ રાજ્ય જોઈતું હોય, તો તું ઝટ આ સાધુનો વેશ ઉતાર, હું તેજ સાધુના વેશને અંગિકાર કરી દિક્ષા ધારણ કરીશ. એમ કહ્યું કે તુરતજ કુંડરીકે સાધુનો વેશ ઉતારી પુંડરીકનો રાજકીય વેશ ધારણ કર્યો, અને કુંડરીકનો સાધુનો વેશ ઘણા આદર સહિત પુંડરીકે ધારણ કર્યો અને અભિગ્રહ કર્યો કે:-જ્યાં સુધી ગુરૂનાં પવિત્ર દર્શન ન થાય ત્યાં સુધી મારે સર્વથા આહારપાણીનો ત્યાગ છે, અને પછી મોટા મંડળ વચ્ચે બોલ્યોઃ–ભાઈઓ ! કુંડરીક પોતાના પૂર્વકર્મના પ્રાબલ્યથી સંયમમાર્ગથી ભ્રષ્ટ થયો, તેથી એમ ન સમજશો કે ધર્મમાં કાંઈ નથી, ધર્મ તો એક મહા અમૂલ્ય વસ્તુ છે, ધર્મથીજ તરવાનું છે, જેમ સમુદ્રમાં ડુબતા પ્રાણીને બેટનો આધાર છે, તેમ આ મહા ભયંકર ભવસાગરમાં ડુબતા પ્રાણીને ધર્મનોજ આધાર છે, માટે ધર્મનું શરણું ભાવે કરી ગ્રહણ કરજો; એટલું બોલી પુંડરીકે તરતજ ગુરૂના દર્શન માટે ત્યાંથી વિહાર કર્યો.

ત્રણ અહોરાત્રી સુધી તેમને ગુરૂદર્શન થયાં નહિ, ચોથે દિવસે ગુરૂનો રસ્તામાં ભેટો થયો તેમને હર્ષપૂર્વક વિધિ વંદન કરી સુખશાંતિ વગેરે કુશળ સમાચાર પૂછ્યા, બાદ પોતાના લઘુ ભ્રાતા સંબંધી સર્વ હકીકત નિવેદન કરી અને બદલામાં હું પોતેજ આજથી ગુરૂ ચરણમા અર્પણ થાઉં છુ, એમ નમ્રતાપૂર્વક નિવેદન કરી તેજ સમયે ગુરૂ દિક્ષા અંગિકાર કરી પોતાનો અભિગ્રહ જાહેર કર્યો. પછી ગુરૂની આજ્ઞા લેઈ ગામમાં પારણા માટે ગૌચરીએ પધાર્યો. સ્વપ્નમાં પણ નહિ ભોગવેલી એવી રૂક્ષ ભિક્ષાનો જોગ થયો, તે હર્ષપૂર્વક લઈ સ્વસ્થાને આવી ગુરૂને બતાવી હર્ષપૂર્વક તેનું પારણું કર્યું. પણ કોઈવાર નહિ ખાધેલું તેવું રૂક્ષ ભોજન લેવામાં આવેલું હોવાથી તરતજ ઉદરમાં જબરી વિસુચિકા (ચુંક) ઉત્પન્ન થઇ. મહાઅસહ્ય પીડામાં

તેમનું શરીર સપડાયું, અને ટુંક સમયમાંજ તે મહાત્મા શ્રી પુંડરીકનો પવિત્રાત્મા પોતાનાં સમસ્ત પાપોને ગુરૂ સમક્ષ આળોવી પડિક્મી નિંદી નિઃશલ્ય થઈ તથા સર્વ જીવોને જીગરથી ખમાવી સમાધિ પરિણામે કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં જઈ તેત્રીસ સાગરોપમ આયુષ્યની સ્થિતિવાળા ઉત્કૃષ્ટ દેવપણે ઉત્પન્ન થયા. હવે આણી તરફ રાજ્યનો લોભી તથા વિષય-ભોગનો ભિખારી કુંડરીક રાજકીય સુંદર પોષાક ધારણ કરી વાજતેગાજતે નગરમાં પ્રવેશ કરી રાજગાદી ઉપર બેઠો. પણ ઘણાં વર્ષથી ભોગવાળું શરીર હોવાથી તેનો દેખાવ પ્રાતઃકાળના ચંદ્ર બિંબની માફક નિસ્તેજ અશોભનીક જણાતો હતો, તેથી અમાત્ય વગેરે સર્વે કારભારીમંડળ તથા બીજા રાજકીય પુરૂષો તેને હૃદયથી ધિક્કારતા હતા. રાજા રાજગાદી ઉપર બેઠો, કે તરતજ તેજ દિવસે માસમદિરા વગેરે અભક્ષ તથા કેફી વસ્તુનું ખાનપાન શરૂ કર્યું, તથા જનાનખાનામાં જઈ પોતાની સ્ત્રીઓ પ્રત્યે વિષય-ભોગની ઇચ્છા કરી પણ જ્યારથી તેણે પોતે દિક્ષા લીધી હતી ત્યારથીજ રાણીઓએ તો બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું હતું. તેથી રાજાની તે કનિષ્ટ પ્રાર્થનાને તેઓએ ન સ્વીકારતાં ઉલટું સંયમથી ભ્રષ્ટ થએલી તેની દુષ્ટ પ્રકૃતિને ધિક્કાર આપીને કહ્યું કેઃ–હે રાજા! તમે આ બહુ ખોટું કર્યું છે, ખરેખર મહાગજેન્દ્રની અંબાડી ઉપરથી ઉતરી ગધેડે ચડતાં આ તમારા પાપી દેહનો આ દુનિયામાંથી વિલય કેમ ન કર્યો ? તમને કોણે બળાત્કારે ભોગદશા ધારણ કરવાની ફરજ પાડી હતી ? શું ક્ષત્રીય વીરપુત્રોનું આવુંજ ખમીર–લોહી ? શું સાચા માતાપિતાના પુત્રોની આવીજ સાબિતી ? શું તમારા જેવાં ટારડાં ખચ્ચરો ધણીનો માલ આમજ રસ્તામાં રખડાવી દેતા હશે કે ? ગુરૂદેવને છેતર્યા, તેમાં હે રાજા ! ખરેખર તમો પોતેજ છેતરાયા છો, ખરા ક્ષત્રીપુત્રો તો પ્રાણાંતે પણ પોતાની સત્ય ટેકને તજતાજ નથી. કોઈ પણ કાર્યમાં પડવું નહિ, ને પડવું તો કદી પાછા ફરવું નહિ, કરવું તો ડરવું નહિ અને ડરવું, તો કરવું નહિ; તે વિષે કહ્યું છે કેઃ—

કવિત—આગુસે ધસીએ ના, ધસીએ તો ખસીએ ના,
શુર કે સમીપ જાકે, મારીયે કે મરીએ;
બુદ્ધિ બિના બોલીએ ના, બોલીએ તો ડાલીએ ના,
બોલ એસો બોલીએ કે, બોલીએ સોહિ કીજીએ;
અજાણ પ્રીત જોડીએ ના, જોડીએ તો તોડીએ ના,

પુર બહાર મળી સૌ પ્રજા, અંતર થકી ઉદાસ. ૧૮૬

જોડ એસી જોડીએ કે, જરીયાનમે જડીયે;
કહે કવિ કહાનદાસ, સુનોજી, બિહારીલાલ,
ઓખલેમે શીર ડાલ, નહિ મોસલેસે ડરીયે.

એ પ્રમાણે સ્ત્રીમંડળથી ધિક્કારાયલો કુંડરીક લજવાઈ વિલે મુખે પાછો ફર્યો, પછી તો તે પરસ્ત્રી સાથે વિષયભોગમાં લપટાયો. માંસમદિરા વગેરે અપથ્ય ભોજનોમાં લુબ્ધ બની ભિખારીની માફક એ રાજા બેદરકારીથી વસ્તુ લેવા લાગ્યો, તેથી થોડાક વખતમાં તેના શરીરમાં ભયંકર વિસુચિકા (શૂળ) ઉત્પન્ન થઈ આવી અને સાથે બીજા પણ મહારોગો ઉત્પન્ન થયા. મહારોગથી પીડાતો અને વિષયભોગની તૃષ્ણા અને લાલસામાં હાયવોય કરતો, દુષ્ટ રીતે કૃષ્ણલેશ્યામાંજ ત્રીજે દિવસે મરણ પામી તે સાતમી નરકના અપૈઠાણુ નામના નરકાવાસમાં તેત્રીસ સાગરોપમની આયુષ્ય વાળી ઉત્કૃષ્ટ સ્થિતિએ ઉત્પન્ન થઈ મહા અસહ્ય દુઃખનો ભોગી બન્યો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, કર્મની ગતિ વિચિત્ર છે. હે ભવ્યો! વિચારો કંઈક વિચારો ! આ દૃષ્ટાંતમાંથી તો આપણને બહુજ શીખવાનું મળી આવે તેમ છે. કર્મની ગતિ કેવી ગહન છે ? અહો ! હજાર વર્ષનું ચારિત્ર પાળનારો કુંડરીક પવિત્ર પંથથી ભ્રષ્ટ થઈ ફક્ત અઢી દહાડા માટેજ વિષયના રંગભોગમાં રંગાણો તથા દુર્ગતિગામી થયો. ત્યારે તેની સાથેજ બીજો એ દાખલો પણ લ્યો, કે જે હજાર વર્ષ સુધી વિષયભોગમાં રંગાણા છતાં માત્ર અઢી દહાડામાંજ રાજાનું પદ ધિક્કારી મુનિમહારાજાનું (સંયમ) પદ ધારણ કરી, પવિત્ર ભાવનાથી, હૃદયને ભરપુર ભરી સ્વર્ગગામી થયો. માટે શાણા પુરુષોએ ઉત્તમ માર્ગ મેળવી તેને તજી દેવો ન જોઈએ. (૭૩)

---

(૭૩)

अभव्यानां जनानां च । निवृत्तिर्न कदाचन ॥
असम्यक्त्वं जिनैर्नोक्तं । न भूतो न भविष्यति ॥

અર્થ—આ લોકમાં અભવ્ય જીવોને કદાપિ મોક્ષપદ મળતું નથી, કારણ કે તેને સમ્યકત્વ આવતું નથી. અને સમ્યકત્વ વિના સિદ્ધપદ કોઈને પ્રાપ્ત થયું નથી અને ભવિષ્યમાં કોઈને થશે પણ નહિ. (૭૩)

પાળનાર નિશ્ચય કરી, વળતી થાઓ વિદાય. ૧૮૭

ભાવાર્થ—જગતમાં અભવ્ય પ્રાણીઓને કોઇ કાળે ( નિવૃત્તિ ) કહેતાં મોક્ષનગરી મળવાની નથી. કેમકે સર્વજ્ઞ જીનેશ્વર ભગવાને કહ્યું છે કેઃ—સમકીત વિના કોઈપણ મોક્ષનગરીમાં ગયું નથી, ને જશે નહી. વળી અભવ્ય શબ્દ જ સાફ સુચવે છે કે યોગ્ય નહિ. યોગ્યતા વિના સમકીત ફળની પ્રાપ્તિ થતી નથી. જ્યારે સમકીતજ નથી ત્યારે સર્વ ક્રિયા સેનાપતિ વિનાના સૈન્યની માફક શોભતીજ નથી અભવ્ય પ્રાણીઓ ગમે તેટલી ક્રિયાઓ ભલે કરે, ઘોર તપશ્ચર્યા આદરે પણ તેને મોક્ષગતિના મૂળ પાયારૂપ એવું સમકીત નહિ હોવાથી તે અક્ષય મોક્ષલક્ષ્મી મેળવી શકતોજ નથી. પણ સ્વર્ગલોકમાં તે ક્રિયાકાંડને પ્રભાવે જવું હોય તો ત્યાં જાય છે, અભવિ જીવો કોઇ જૈનદર્શનની ઉત્તમ કરણી કરીને નવગ્રૈવેયક સુધી જાય છે, પણ ત્યાંથી નીકળી જન્મમરણનાં સંસૃતિ ચક્રમાં પડી રખડે છે, પણ તે કદી જન્મમરણના ભ્રમણથી રહિત બની નિવૃતિ સ્થાન પામી શકતા નથી; એવું શ્રી જીનેશ્વર ભગવાને સર્વજ્ઞપણાથી સિદ્ધ કર્યું છે. અહિં કોઈ શંકા કરે કે, દુનિયાના અનંત જીવોમાંનો તે પણ એક જીવ છે તો અભવ્યોને મુક્તિપદ કેમ ન મળે ? તો શ્રી જીનેશ્વર ભગવાને તેના ખુલાસામાં કહ્યું છે કેઃ–તેમનામાં આત્મસ્વરૂપ પ્રગટાવવાનાં આંતરતત્વ સાધનો ખીલતાં નથી, મુખ્યત્વે કરી દયા તેમનામાં હોતી નથી, તેનો બાહ્યભાવ ઉપલક ભલે સારો હોય પણ અંતર દયાથી–આર્દ્રતાથી તદન હીન–કોરૂં હોય છે. અમુક સાંસારિક સુખ મેળવવા માટે તે ક્રિયા તો ઘણી આદરે છે, પણ તે ક્રિયા કદી તેને આત્મતત્વ પ્રગટાવવામાં સાધનભૂત નીવડતી નથી. આ લોકમાં ત્રણ પ્રકારના જીવો છે, ભવી, અભવી. નોભવી, નોઅભવી; ભવિ એટલે જેણે એવું સિદ્ધ કરેલું છે કેઃ—તે સર્વ સિદ્ધ ભગવંતો કદાપિ પોતાનું સ્થાન છોડી આ જીવલોકના જન્મમરણના સંસૃતિ ચક્રમાં ફરી પડશેજ નહિ, કારણ કે તેને જન્મ મરણ કરવાનાં અનન્ય કારણરૂપ રાગદ્વેષ રૂપી બે બીજો તે તો બળી ભસ્મીભૂત થએલાં છે. અને જે ભવી નથી તેમ અભવી પણ નથી, બન્નેથી વિરક્ત છે તેથી તેને નોભવી–નોઅભવી એવા નામથી ઓળખાવ્યો છે. હવે અત્રે કહેવાનું તાત્પર્ય એ છે કે એ ત્રણમાંના અભવિ જીવો તો મોક્ષે જવાનાજ નહિ, મુખ્યત્વે કરી તેનું હૃદય દયાથી રહિત છે, ફક્ત ઉપલક ક્રિયાઓમાંજ તેનો વૈરાગ્ય જણાય છે. શ્રી અભયકુમારે ભુડસરો આચાર્યને દયાથી રહિત જોવાથી તેનું અભવીપણું ઓળખી કાઢયું હતું. તેનું દષ્ટાંતઃ–

## (૮૦) અભયકુમારે તર્ક ને યુક્તિથી અભવીને ઓળખ્યો.

રાજગ્રહીનગરીમાં શ્રેણિક નામે ધર્માત્મા રાજા હતો. તેને એકદા રાતે ચરમ વિભાગમાં એવું સ્વપ્નું આવ્યુ કે હજાર હસ્તીના ઉપરી ભુંડસુરને સ્વપ્નમાં જોયો. પછી તે તુર્ત જાગી આશ્ચર્ય સહિત વિવિધ વિચારવમળમાં પડયો, આખરે સવારે પોતાના બુદ્ધિનિધાન અભયકુમારને પુછયું કેઃ—અહો પુત્ર ! આજરાત્રે આવું એક આશ્ચર્યજનક સ્વપ્ન મેં જોયું, તેમાં મને કાંઇ સમજ પડતી નથી, પ્રાયે કરી સ્વપ્નનું ફળ મિથ્યા તો ન હોય. આ સાંભળી અભયકુમારે પુછયુંઃ—પૂજ્ય પિતાજી ! સ્વપ્ન રાત્રીના કયા સમયે આવ્યુ હતું ? ઉત્તર મળ્યોઃ—રાત્રિના અંતિમ સમયમા. ત્યારે તો જરૂર આજેજ એક પહોર દિવસ ગયા પહેલાજ તેનું ફળ મળશે; કારણકે રાત્રીના પહેલા પહોરમા આવેલા સ્વપ્નનું ફલ એક વરસે મળે, બીજા પહોરનું હોય તો છ માસે ફળ મળે, ત્રીજા પહોરમાં આવેલ સ્વપ્નનું ફળ ત્રણ મહિને મળે, અને ચોથા પહોરમાં આવેલા સ્વપ્નનું ફળ એક માસમાં મળે, રાત્રિના છેલ્લી બે ઘડીમા દેખે તો દશ દિવસે મળે, અને સૂર્યોદય વખતે દેખે તો તુરત ફળ મળે. આ સાંભળી શ્રેણિકરાજા ઘણો આનંદ પામ્યા, પણ શું ફળ મળશે ? તેના અનેક તર્કો કરતા રાજસભામા જઈ રાજ્યાસન ઉપર બીરાજ્યા. હવે તેવામાં અંગારમર્દન નામના એક આચાર્ય કે જેમને પાંચસો તો શિષ્યો હતા, તે આચાર્ય ક્રિયાકાંડ તો ઘણો કરતા હતા, પણ હૃદય તો સાવ કોરૂંજ હતું, કારણ કે તેનો જીવ અભવી હતો. શિષ્યો બહુ સારા હતા, બાહ્ય અને અંતરંગ ભાવે ઉત્તમ ક્રિયાઓના કરનારા હતા. તે આચાર્ય તેજ સવારમા પાંચસો શિષ્ય સગાતે રાજગ્રહી નગરીમા પધાર્યાના ખબર મળ્યા બહાર વનપાલકે તેમને ઉતારાની વ્યવસ્થા કરી આપી ગામમાથી શ્રેણિકરાજા, અભયકુમાર તથા શ્રાવકશ્રાવિકા વગેરે તેમને વંદન કરવા ગયા પણ અભયકુમાર તો ચાર બુદ્ધિનો નિધાન, મહાવિચક્ષણ અને ચતુર હતો, તેથી તેણે તો ચક્ષુ ઉપરથીજ હૃદય પારખી લીધું, કે જરૂર આ આચાર્ય અભવી હોવા જોઇએ એવી તેને પોતાને ખાત્રી થઈ તેથી તે આચાર્યને વંદન નહિ કરતા, પાંચસો શિષ્યોને વંદન કરી રાજમાને ગયો. આથી અચંબો પામી શ્રેણીકરાજાએ અભયકુમારને પુછ્યુંઃ—તે આચાર્યને કેમ ન વાંદ્યા ? ઉત્તરમા બુદ્ધિનિધાન કુંવરે જવાબ દીધો કે—પિતાજી ! તેમનામાં વંદન કરવા યોગ્ય ગુણો નથી, તે અભવિ છે, સર્વ શિષ્યો

ઉપલક—બાહ્યજ આડંબર, ડોળ કરે છે! રાજા કહે, તેની ખાતરી શી? ઉત્તર આપ્યો:–તેનું હૃદય દયાહિન છે, તેની ખાતરી કરવી હોય તો પિતાજી આપણે રાત્રે ત્યાં જઈ તપાસીશું. પછી અભયકુમારે સાંજે અંધારૂં થતાંજ તે સ્થાનકની આસપાસ પોતાના માણસો પાસે ગુપ્તપણે કોલસાની ભુકી તેલવાળી કરી ત્યાં પથરાવી દીધી; થોડીવારે અભયકુમાર શ્રી શ્રેણિકરાજાને તેડીને ત્યાં જઈ ગુપ્તસ્થાને સંતાઈ બેઠા.

પ્રતિક્રમણ આદિ સર્વ ક્રિયા થઈ રહ્યા બાદ આચાર્યે મોટો તડુકો કરી એક શિષ્યને હુકમ કર્યો કે, અલ્યા! જા બહાર જઈને આકાશમાં જો. રાત્રી કેટલી ગઈ છે? આ સાંભળતાં એક શિષ્ય સત્વર ઉઠયો, જેવો બહાર ચોકમાં યત્નાપૂર્વક પગ મૂકે છે તેવામાં તો પગ તળે કચડ કચડ શબ્દ થયો, તે કચડાટીના શબ્દ સાથે પગ ચીકાસવાળો જણાયાથી મુનિ ભયભીત થઈ અચકાયા. પગ ઉંચો કરી તપાસ્યું તો જીવજંતુ કચરાયાનો વ્હેમ આવ્યો. અરે! આ સ્થળે તો ઘણીજ જીવોત્પત્તિ થઈ જણાય છે, પછી આગળ ન જતાં સત્વર પાછા ફરી મકાનમાં પ્રવેશ કર્યો અને સ્વસ્થાને આવી જીવોની વિરાધના થવાથી પશ્ચાત્તાપપૂર્વક પાપની માફી માગતાં ઈર્યાવહિ, પડિકમવા લાગ્યો. ઘણીવાર થયાં છતાં જોવા ગએલા શિષ્ય તરફથી સમાચાર ન આવ્યાથી આચાર્ય એકદમ કોપાયમાન થઈ બોલ્યા કે:–અરે, હજી કેમ એ જોઈને આવ્યો નહિ? તે સાંભળી તે શિષ્ય બોલ્યો:–સાહેબ! ત્યાં જીવોત્પત્તિ બહુ થઈ જણાય છે, મારે પગે જીવો કચરાયાથી હું ઈર્યાવહિ પડિકમું છું. ત્યારે આચાર્ય ક્રોધપૂર્વક બીજા શિષ્ય પ્રત્યે બોલ્યા:–અલ્યા તું જા, એતો દયાની પુંછડી થઈ ગયો છે, એમ કહી બીજાને મોકલ્યો. તે શિષ્ય પણ તેવીજ રીતે બહાર આવી પગ મુકી ચાલવા લાગ્યો, તો તેને પણ તેજ પ્રમાણે કચડાટીનો શબ્દ સંભળાયાથી તે પણ પાપથી બીને આગળ ન જતાં પશ્ચાત્તાપપૂર્વક પાછો ફરી, ઈર્યાવહિ કરવા લાગ્યો. આ પ્રમાણે બધા જઈ આવીને પાપભીરૂ થઈ પાછા ફરી સ્વસ્થાને આવી પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આથી તો ગુરૂ એકદમ ધુંવાપુંવા કરવા લાગ્યા, ઘણા આક્રોશ ભર્યા શબ્દ સંભળાવવા લાગ્યા. અરે મૂઢો! તમે દયા દયા શું કરી રહ્યા છો? એ તો જગતના જીવડાં છે, જન્મતાં મરતાં આવ્યાંજ છે, એવાં તે કેટલાંની દયા પાળીએ? કાંઈ દયા પાળવાથીજ મોક્ષે જવાતું નથી, ગુરૂની આજ્ઞામાંજ મોક્ષ છે. એમ પાપ ગણીએ, તો જગતમાં ક્યાંઈ

પગ પણ મુકાય તેમ નથી; એ તો કરતા હોઈએ તે કરીએ, અને પુણ્યપાપ ન ગણીએ. હું જાણું ! તમે તમારે સર્વે દયા ધર્મ પાળ્યા કરો ! ! ઠીક ત્યારે હવે, એમ કહી હાથમાં રજોહરણ લઈ ધસમસી સત્વર બહાર નીકળ્યા, ધબધબ પગ મુકતાં પગ તળે થતી કચરડાટીને બિલકુલ નહિ ગણકારતાં ચોક વચ્ચે આવી ઉભા અને રાત્રીનું માપ જોઈ નિડરપણે એકદમ પાછા ફરી બોલ્યા કેઃ–લ્યો અજ્ઞાનીઓ ! કહો શું થઇ ગયું ? પાપબાપ કાંઇ વળગ્યું ? આમ દયા દયા કરીનેજ નાહકના ભડકી મરો છો. પેલા શિષ્યોને તો આચાર્યને નિડરપણે જીવ કચરતા જતી વખતેજ હૃદયમા ત્રાસ ઉપજ્યો હતો, ચિત્તમાં થરરાટી–અરેરાટી ઉપજી હતી. અરેરે ! આ બિચારા અનાથ જીવો વિના અપરાધે માર્યા જાય છે, પણ શું કરે ? ગુરુને પોતાના ઉપકારી ધારી કાંઈ પણ બોલ્યા વિના ચુપ રહ્યા. કર્યાં કર્મ સહુને ભોગવવાનાં છે, કરશે તે ભરશે–ભોગવશે, જેને વાગશે તેને લોહી નીકળશે. એમ ધારી મૌનધારી રહ્યા; અને ગુરૂએ બેધડક ઉચ્ચારેલાં વચનો નાછુટકે સાંભળી રહ્યા, પણ કોઇએ કાંઈ કહ્યુ કે કર્યું નહિ અને ચુપચાપ પશ્ચાત્તાપ કરી રહ્યા.

આ સઘળો બનાવ બહાર ગુપ્તપણે સંતાએલા શ્રી અભયકુમાર અને શ્રેણીક મહારાજાએ નજરે જોયો. અભયકુમાર રાજાપ્રત્યે બોલ્યો કેઃ–જોયું પિતાજી ! આચાર્યજી મહારાજ કેવા ગુણનિધાન છે ? મેં તમને પહેલેથી જ કહ્યું હતું કે તે દયા રહિત છે, જેને જીવ વિનાશનો લેશમાત્ર પણ ત્રાસ નથી, તો એજ લક્ષણથી અને આ અનુભવથી એનું અભવીપણું સાફ જણાય છે, આતો ફક્ત ખોટો દેખાવ આપ્યો છે, પણ આવીજ રીતે સાચા જીવો પડી રહેલા હોય, તેને કચરતાંયે લેશમાત્ર આ મૂર્તિ ડરે તેમ નથી પરલોકથી શકે તેમ નથી. જેને પરલોકનો ડર જ નથી તેને શું કહેવું ?

### શાર્દુલવિક્રીડિત વૃત્ત

કામ ક્રોધ તણા અતિ પ્રબળથી ને લોભ મોહે થકી;
જે દુષ્ટો મદ મત્સરે કુમતીમાં સર્વસ્વ માને નકી;
અંધા જે અઘકાં દુરાચરણ ને પાપો થકી ના ડરે;
કો' તેવા નર વિશ્વમાં અવતરી સંસારને શું તરે ?

અને આ પાંચસો શિષ્યો મહાન ઉત્તમ છે, નિર્મલ મોતીની માળાઓ છે. માટે કર્મક્ષય કરી મુક્તિગામી બનશે. તેમના હૃદયમાં કેવો ત્રાસ વરતી

રહ્યો છે ? કેવા આત્મપશ્ચાત્તાપ તે બાપડા કરી રહેલા છે! પછી બન્ને ઘેર ગયા. સવારમાં અભયકુમારે ત્યાં આવી ભુંડસરી આચાર્યને નહિ નમતા પાંચસો શિષ્યોને વિધિવંદન કર્યું અને ખુલ્લા દીલે નમ્રતાપૂર્વક સર્વના સાંભળતાં બોલ્યો કેઃ-હે વિશ્વવંદ્ય ગુણવંત મુનિઓ ! હું તમને ખરેખર કહું છું કે તમારા આ ભુંડસુરી આચાર્ય ગુણરહિત હોવાથી ગુરૂપણાને લાયક નથી, માટે આચાર્યરૂપ આ તમારા ગુરૂને સત્વર તજી દઈ અન્યત્ર વિચરો ! અને આત્મકલ્યાણ સાધો ! આ નીચના સંગથી તમારી કદી ઉન્નતિ નહિ થતાં તમારે અવનતિમાં ઉતરવું પડશે. તે વિષે કહ્યું છે કેઃ—

છપ્પો

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે,
કરે નીચનો સંગ, સકળ સદ્ગુણ ગુમાવે;
કરે નીચનો સંગ, નીંચની ભાષા ભાખે,
કરે નીચનો સંગ, નીચની રીતિ રાખે;
વળી નીચ કામ નીચાં કરે, નીચ કહેવાય ન ઉંચ જન,
શામળ કહે સંગત નીચની, કોઈ ન કરશો કોઈ દિન.

માટે અવશ્ય આ ગુણરહિત ગુરૂને તજી દો, પછી તે પાંચસો શિષ્યો તેને તજી દેઇ અન્યત્ર વિચરવા લાગ્યા. છેવટે ઉત્તમ જપતપ કરી અપ્રતિહત કેવલ્યજ્ઞાન પ્રાપ્ત કરી અક્ષય શ્રી મોક્ષલક્ષ્મીને વર્યા. ને સકળ કાર્ય સિદ્ધ ર્ક્યાં.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે જે અભવિ જીવો છે, તે કદી પણ પરમ ગતિને પામી શકતા નથી, કેમકે તેના અંતરમા દયાનો વાસ હોતો નથી, જીવહિંસાથી તેને ત્રાસ ઉપજતો નથી. માટે તે કદી મોક્ષગામી બનતા નથી. (૭૩)

---

(૭૪)

अनेकेषां चिकुराणां । मत्ययं यदि स्पृह्यते ॥
गुणोपेतस्यह्यादे हि । सद्गुरा शरणं सदा ॥७४॥

અર્થઃ—જગતવાસી હે ભવ્ય જીવ ! જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે સંસારનાં અસંખ્ય દુઃખોનો નાશ

જુલમી જુલમ કરે ઘણો, મુજે ન કાંઇ ઉપાય; 
કરીએ કાગારોળ તો, ક્વચિત ફાયદો થાય. ૧૯૨

કરવા ચાહાય છે; તો ક્ષમા, દયા, શીળ, સંતોષ આદિ સદ્‌ગુણોથી યુક્ત એવા શ્રીસદ્‌ગુરૂનું સદા શરણ અંગિકાર કરજે. (૭૫)

ભાવાર્થ—હે ભવ્ય પ્રાણી ! આ સંસારનાં અનેક પ્રકારનાં દુઃખોનો નાશ કરવાને ઇચ્છતો હોય, તો ભાવે કરી સદ્‌ગુરુને શરણે જા ! સદ્‌ગુરૂ કેવા છે? તો કહે गुणोपेतस्य કહેતાં અનેક પ્રકારનાં ગુણોથી યુક્ત છે, કારણ કે ગુરૂ એ શબ્દ જ કોઇ મહાન ગંભીર અર્થસૂચક છે. ગુરુતા જેનામાં હોય તેજ ગુરૂ, અને તેનું શરણું જ સુખકારી છે. જોઈશું તો આ દુનિયાનો સામાન્ય નિયમ જ એવો છે કે હમેશાં પ્રાણીઓ મોટાનો આશ્રય લે છે. ભિખારી કંઈ ભિખારીને ઘેર માગવા જતો નથી, પણ ગૃહસ્થને ઘેર જ માગવા જાય છે, કારણ કે ભિખારીને ત્યાં હોય શું કે તેને આપે ? ગુરૂ ઉદારતા, દયા, ક્ષમા, આર્જવ, ગાંભીર્ય, સત્ય, શીયળ, સંતોષ, સમતા વગેરે અનેક શુભ ગુણોથી શ્રીમંત-સંપન્ન છે, અને આપણે પામર જીવો મહા-પાપમાં રચેલા પચેલા હોવાથી કંગાલ રાંક-સાધનહીન ભિખારી જેવા છીએ. ખરેખર સદ્‌ગુરૂના શરણ વિના જ આ જીવાત્મા આ અપાર ભવસમુદ્રમાં પરિભ્રમણ કરી ખરાબીના ખડકો સાથે અથડાઇ રહેલો હોઇ સદ્‌ગુરૂ એક ચેતાવનારી દીવાદાંડી રૂપ છે.

દુહો—ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર;
જે ગુરૂ અક્ષર ભેટીઆ, તે ન પડયા સંસાર.

ભાવાર્થ—ગુરૂ એ દીવા સમાન છે, એટલે દીવો જેમ અંધારામાં પડેલી વસ્તુને શોધી આપે છે, તેમ સદ્‌ગુરૂ એ આપણા અજ્ઞાન રૂપી અંધકારને દૂર કરી આપણને સદ્‌ગુણી બનાવે છે.

વળી ગુરૂ એ દેવતા સમાન છે, દેવતા તુષ્ઠમાન થયા હોય તો મનવાં-છિત પદાર્થ આપે છે, તેમ સદ્‌ગુરૂ પણ સદ્‌ભાવનાથી સેવાયલા હોય, તો—અતુલ્ય સુખકારી મોટાં ફળ આપે છે. જેના હૃદયમાં "ગુરૂ" એ બે અક્ષ-રોએ વાસ કરેલો છે, તે કદી પણ સંસાર સાગરમાં ડુબતા નથી. માટે હે મુમુક્ષ બંધુઓ ! જરૂર યાદ રાખજો કે આ દુઃખના દરિયામાંથી આપણને સદ્‌ગુરૂ વિના કોઈ તારનાર નથી, તેમજ સદ્‌ગુરૂ વિના કોઇ પવિત્ર માર્ગ બતાવનાર પણ નથી. આપણે સંસાર રૂપી મહા વિકટ અટવીમાં ભૂલા પડેલા છીએ અને સુખની આશાએ આમ તેમ જયાં ત્યાંજ ભટકયા કરીએ છીએ. સદ્‌ગુરૂ આપણને પવિત્ર મોક્ષમાર્ગ બતાવે છે, તો પછી એમનો મહાન

ઉપકાર કેમ ન માનવો જોઇએ ? જેમ કોઈ કરોડ રૂપિઆનો દેવાદાર હોય, અને તે દેવાના મહાદુઃખથી દબાયેલો હોય, તેના ઉપર દયા લાવી કોઈ પરમાર્થી પુરૂષે તે સર્વ દેવામાંથી તેને મુક્ત કરી તેનું દેવું પોતે ચુકાવી દીધું હોય, તો તે દેવાથી અને લેણદારોના ત્રાસથી મુક્ત થનાર પુરૂષને કેવો હર્ષ થાય ? અહાહા ! તે હર્ષ તો અવર્ણનીય જ છે. કારણ કે મુંગાએ ચાખેલો સાકરનો સ્વાદ અને પ્રસુતી સમયનું સ્ત્રીનું દુઃખ અન્ય શું જાણી શકે ? તો સદ્ગુરૂ આપણને કોટી કર્મના દેવામાંથી મુક્ત કરે, તો પછી તેમના જેવા પરમોદાર અને મહદુપકારી બીજા કયા સમજવા ? પણ બંધુઓ ! યાદ રાખજો કે પવિત્ર ચારિત્રવાળા સદ્ગુણી સદ્ગુરૂઓ તો જવલ્લેજ મળે છે. વસ્તુ વસ્તુમા પણ ફેર છે, દુધ દહીંમાં પણ ફેર છે, તેમ ગુરૂ ગુરૂમાં પણ ફેર છે. તે વિષે કહ્યું છે કેઃ—

દુહો—ગુરૂ ગુરૂ નામ ધરાવે, ગુરૂને ઢાંઢાં ને ઢોર;
એના એ વળાવા, ને એના એ ચોર.

દોહરા-સત્યધર્મ સમજે નહિ હે, ઉલટા ઉપદેશ;
ધર્મ મર્મ સમજ્યા વિના, અંતરમાં વહે કલેશ.
સ્ત્રી વિષય અતિ ઘણો, ત્યાગ વૈરાગ્ય નવ લેશ;
મન ચંચળ જેનું સદા, લજવે સાધુવેશ.
કપટી કાળા કાગડા, કુગુરૂ કર્મચંડાળ;
સંગ કદી કરવો નહિ, ભવ તસ અરહા આળ.

પ્રજ્ઞાપ્રકાશમાં પણ કહ્યું છે કેઃ—

"કાષ્ટ કાષ્ટમાં ફેર છે, જેમકે રાયણ, બાવળ, સીસમ, સાગ, લીંબડા, આંબા વગેરે; દુધ દુધમાં ફેર છે, એટલે ગાય, ભેંસ, બકરી, ઘેટી, ગધેડીનું તથા હાથીયાથોર અને આકડા વગેરે દુધની ઘણી જાતો છે; પાણી પાણીમાં પણ ફેર હોય છે, તેમજ ગુરૂ ગુરૂમાં પણ ફેર છે." જે ગુરૂ પોતે તરેલા હોય મોહપાશ-માયાજાળમાંથી છુટેલા હોય, તેજ સામાને સદ્બોધ આપી તેને મોહપાશથી છોડાવી શકે છે. જે હોડી છિદ્ર વિનાની હોય તેજ હોડીમાં બેસવાથી સમુદ્ર કાંઠો મેળવી શકાય છે, પણ છિદ્રવાળી-કાણી હોડીમાં બેસવાથી તો મહાસાગરમાં જ અધવચ્ચ ડુબી જવાનો વખત આવે છે.

મનહર છંદ-હોડી તુટી હોય તોય, તેમાં લે ઉતારૂઓને,
એ તે હોડીમાં ઉંડા, ઉતારવા કે તારવા;

વૈદક ભણ્યા વિનાનો, વૈદ્ય બની વૈદું કરે,
એ તે એનું શરીર, સમારવા કે મારવા;
કામ મળે કથા કહે, કહે જીતો કામક્રોધ,
પોતે અગ્નિ ભરેલો, ઉભારવા કે ભારવા;
હાંખે દલપત શસ્ત્ર વિના, જે સંગ્રામ સજે,
એ તે શત્રુસૈન્યને હરાવવા કે હારવા.

એટલા માટે સદ્દગુણથી શોભતા સમતાસાગર જ્ઞાની સદ્દગુરૂને શરણે ગયા વિના આ અધોગતિમાં અથડાતા આત્માનો ઉદ્ધાર થવાનો સંભવ જરાયે નથી એ નિઃસંશય જાણવું.

દીક્ષા લીધાથી કંઈ ગુરૂ થઈ જવાતું નથી, તેમજ ઘણાં પુસ્તકો વાંચવાથી કે ભણવાથી પણ ગુરૂ થઈ જવાતુ નથી. દશ ગુણોએ કરી યુક્ત હોય તેજ ગુરૂ, તેજ જ્ઞાની, તેજ સંત, તેજ સાધુ અને તેજ મુનિ. જો સદ્દગુણી ન હોય, તો તે મુનિ નહિ, પણ ખુની છે, માયાના પટંતરે રમનારા તે ચૌટાના ચોર છે. તે વિષે કહ્યું છે કેઃ—

દુહા—મન ભિતરનો ઓર, ને વરતે બાહીર ઓર;
કહેણીરહેણી સમ નહિ, એતો ચૌટા ચોર.
નાટકીઆની પેઠે જ્યાં, ધર્મ તણો ઉપદેશ;
અંતર દૃષ્ટિ જ્યાં નહિ, તેનો મિથ્યા વેશ.
અહો વિષમ કળિકાળમાં, વિરલા શુભ ગુરૂ જોય;
બાકી કુટયો રાફડો, સર્પ તણો અવલોય.
દેશ ગચ્છ મમતા ગ્રહી, વળી કદાગ્રહ ચિત્ત;
મતમતાંતરમાં પડયા, દુર્ગતિ નારી મિત્ત.
વિષય ભીખ ભોગી નહિ, બ્રહ્મચારી ગુણવંત;
કપટવૃત્તિ ત્યાગી સદા, નમું સદ્દગુરૂ મહંત.
ભટકી ગુરૂ ગુરૂ વંદીઆ, શિર પટકયું સોવાર;
જ્યાં ત્યાં માથું નામીયું, લહ્યો ન કિંચિત સાર.

વળી વિદ્યાભ્યાસ કરી પંડિત અને વિદ્વાન બન્યા, છટાદાર ઉમદા ઉપદેશ તથા ભભકાદાર ભાષણો આપી વ્યાખ્યાનો કરી હજારો માણસોના મનરંજીત કર્યા, તેથી કાંઈ એ ઉત્તમ પ્રકારના સાધુ છે—એમ તો માની ન જ

ભેસાય! કારણ કે વિદ્યા મેળવવી એ એક જાતનો અભ્યાસ છે. હમેશના અભ્યાસે કરીને ઘણાં અસાધ્ય કાર્યો પણ સાધી શકાય છે. એમ તો વિલાયતમાં પણ ઘણા પ્રખરપંડિતો અને ધુરંધર વિદ્વાનો છે, હજારો માણસોમાં તેઓ છટાદાર અને જુસ્સાદાર નીતિના ઉપદેશો તથા સારાં ચિત્તાકર્ષક ભાષણો આપી મોટી મોટી સભાઓ ગજાવી જન મનરંજન કરી હદ કરે છે. પણ તેઓ પોતાના વિષયમાં તો ન્યારા છે, તેઓનો ધંધો ઘણો કનિષ્ટ છે, તેઓમાંના કેટલાક ચોરોનો ધંધો પણ કરે છે, લોકોને વિશ્વાસ આપી મોહ પમાડી ઠગે પણ છે. ખરેખર વિદ્વાન છતાંપિ દુરાચાર આચરે અને ખોટાં કામો કરે છે, સોનેરીટોળીને નામે ત્રાસ વર્તાવવામાં તેવા લોકો પ્રખ્યાતિ પામેલા છે, ગુપ્ત રીતે મહા દુરાચારી અને હરામી–બદમાશના સરદાર છે. પણ જાહેર રીતે તો તેઓ સદાચારી ને સભ્યશિરોમણિ ગણાય છે. ઠાગાઠામ નીતિના પાર્ટ ભજવે છે, તેવા દુરાચારમા અને લોક-વંચનામા પડેલાની વિદ્વત્તા શા કામની? તે વિષે એક અનુભવી મહાનુભાવ વિદ્વાને ખુલ્લા શબ્દોમાં કહ્યું છે કેઃ–"દુરાચારી વિદ્વાન કરતા ગમાર–મૂર્ખ –અભણ સદાચારી સારો." આજકાલ ભણેલા ભામટા અને ભીખારીઓ વધતાજ જાય છે. વૈર, વિરોધ, વ્યસન, વ્યભિચાર, છળ, કપટ, દગાફટકા, લુંટ, ચોરી, ધાડ, ખુન, અત્યાચાર, લુચ્ચાઈ, ઢોંગધતિંગ, ફંદફિતુર વગેરે પાપો, અનાચારો, દુષ્કર્મો અને રાજપ્રજા ઉભયને સંતાપકારી, ફોજદારી ગુનાહો કરનારા એજ્યુકેટેડ–લર્નેડ વિદ્વાનો ઘણેખરે ભાગે હોય છે; અને તેથીજ આવા ચારિત્રબળ વગરના ભણતરથી ભારે ભરનારમા આસુરી વૃત્તિ તરી આવવાને કારણેજ સુખ-શાન્તિનો યથાર્થ અનુભવ અને ઉપભોગ મળી શકતા નથી. પ્રિયતમ વાચક બંધુઓ! નિશ્ચય માનો કે જેનામાં દશ સદ્ગુણ હોય, તેજ જ્ઞાની અને વિદ્વાન છે. તે દશ ગુણનાં નામ નીચે કહે છેઃ—

अक्रोध वैराग्य जितेंद्रियत्वं । क्षमा दया सर्वजनप्रियत्वम् ॥
अलोभ दाता भयशोकहर्ता । ज्ञान प्रबोधे दश लक्षणानि ॥

અર્થ–જે ક્રોધી ન હોય, વૈરાગ્વાળો હોય, જીતેંદ્રિય હોય, ક્ષમાશીલ હોય, દયાળુ હોય તથા સર્વ સજ્જનોમાં પ્રિય હોય, લોભી ન હોય, દાતા હોય એટલે સર્વ જીવોને અભયદાન દેનારો હોય અને પ્રાણીઓના ભય ને શોકને હરનારો હોય, તેમ ખરો જ્ઞાન–પ્રબોધક ગુણી હોય, તેવાજ સદ્ગુરૂને શરણે જવાથી મુમુક્ષુ પ્રાણી અક્ષય મોક્ષપદ મેળવી શકે છે. ઉપરોક્ત દશ

ગુણો એવા તો અર્થસૂચક, ગંભીર, હિતકારી તથા જગદુપકારક છે, કે તેમાંથી એકેક ગુણનો અર્થ સવિસ્તર લખવામાં આવે તો મોટાં પુસ્તકોનાં પુસ્તકો ભરાય તો પણ પાર ન આવે તેથી અત્રે સ્થળસંકોચને લીધે નામ માત્રજ લખીને પતાવ્યું છે. સંસારસાગર તરવાની આશા રાખનાર હે મુમુક્ષુ બંધુઓ ! જ્યાં ત્યાં કુગુરૂના ફંદમાં ન ફસાતાં સત્યની પરીક્ષા કરવી અને સદ્ગુરૂનેજ શરણે જવું. વળી હાલના જમાનામાં સાચા કરતાં ખોટું વિશેષ ચળકે છે. વિદેશી અદ્દભુત આશ્ચર્યકારી કારીગરીવાળા પીતળના અને ગિલેટના દાગીના એવા તો ભભકાદાર, અને મનમોહક અને તેજસ્વી આપે છે કે તેની આગળ તદ્દન કુંદનના સાચા સોનાના દાગીના ઓળખી કાઢતાં પણ મહેનત પડે ! અરે, વખતે તેમાં ઘણા ખરા તો છેતરાઇ પણ જાય છે. માટે દંભી કુગુરૂનો ઉપદેશ ભલે સારો હોય, પણ ઉપદેશક પોતે દુર્ગુણી અને દુરાચારી હોય તો તેવાનો સંગ ભૂલેચુકે કરતાજ નહિ, કારણકે મહાજનોનો હિતોપદેશ છે કેઃ—" ઘણીજ ભૂખ લાગવા છતાં ઝેરવાળું ભોજન ખાવા કરતાં તો તેવું ભોજન ન ખાવું અને ભૂખ્યા રહેવું ને હેરાન થવું તેજ વધારે સારૂં છે.

ચોપાઇ—મઠધારી દેખ્યા મઠવાળા, વસ્ત્રો તો પહેરે રૂપાળા;
ધન હરવાની ફેરે માળા, ત્યાગ તણા કાઢયા દીવાળા. ૧
ભોંય પથારી ઓઢણ અંબર, ત્યાગ પાળવો પેલે નંબર;
જાય મોક્ષમાં બાંધી કમર, મસ્તરામ મિટે તબ તમર. ૨
સાધે સંયમ આણે ઢોંગી, શોધે વૈદ શરીરે રોગી;
ઉપર સાધુ મનમાં ભોગી, મસ્તરામ તો હરદમ જોગી. ૩
ત્યાગી તો છે આપોઆપ, ત્યાગી જપે કીસીકા જાપ;
લક્ષ ચોરાસી હો ગઈ સાફ, મસ્તરામ કહે ગયો સંતાપ. ૪
ભગવા પહેરે રાતાચોળ, ત્યાગ વૈરાગ્ય દેખાડે ડોળ;
મનગાવે માયાના ઢોલ, મસ્તરામ કહે માયા લાગેમીઠાગોળ ૫
એક હતી ગોંસાઇની ચેલી, દરશન કરવા જાય હવેલી;
આગળધરે રૂપીયાની થેલી, મસ્તરામ કહે દેખ અલબેલી. ૬
બ્રહ્માસ્મિ મુખથી કહે છે, માયાને કહે ખોટી;
કાયા છુટે માયા ન છુટે, છુટી જાય લંગોટી. ૭
નારી આવે શિશ નમાવે, જાવે ચરણ પલોટી;
મસ્તરામ મહારાજ કહે, માયા સૌથી મોટી. ૮

તેમજ ઘણી તૃષા લાગવા છતાં સમુદ્રનું ખારૂં પાણી પીવું અથવા દુષિત પાણી પીવું તેના કરતાં તો તેવું પાણી ન પીતાં તરશ વેઠવી એજ વધારે ઉત્તમ છે. કારણ કે તે પાણી પીવાથી તથા તેવું ભોજન ખાવાથી તો તુરતજ પ્રાણ ચાલ્યો જશે, પણ તે નહિ વાપરવાથી તો થોડો વખત પણ નભી શકાશે. અને તેવામાં ભાગ્યવશાત્ સારા અન્નપાણીની જોગવાઇ પણ થઈ રહેશે. માટે કુગુરૂનાં ઉપલક ડોળ, ઠીમાક અને ભભકાથી નહિ ભરમાતાં સાચા સન્ત સદ્દગુરૂના શોધક બની તારક–ઉદ્ધારક સદ્દગુરૂને શરણે જવું, કે જેથી આ અનંત સંસારનો સહેલાઇથી પાર પામી શકાય. મહા પાપી એવો પરદેશી રાજા કે જેના હાથ હમેશ લોહીએજ ખરડાયલા રહેતા હતા, પણ પવિત્ર, શાંતમૂર્તિ, શ્રી કેશીગુરૂનો ભેટો થઈ જવાથી તેમનો પવિત્ર ઉપદેશ સાંભળી સત્યનો શોધક તે રાજા કોઇને પણ નહિ નમતો, છતાપિ પોતાનું શિરકમળ સદ્દગુરૂના ચરણારવિન્દમાં નમાવી એક આજ્ઞાધારક ગુરૂભક્ત, નમ્ર શિષ્ય અને ઉપાસક બન્યો. આખરે તે શુદ્ધ ધર્મનો જીજ્ઞાસુ બની છઠ્ઠછઠ્ઠનાં પારણાં કરી માત્ર ઓગણચાળીશ દિવસમાજ આત્માનુ સાર્થક કરી પ્રથમ સ્વર્ગે જઇ એકાવતારી થયો. તેનો સવિસ્તર અહેવાલ રાયપસેણી-સૂત્રમાં શ્રીવીરપ્રભુએ વર્ણવ્યો છે, તેમાંથી જીજ્ઞાસુએ જાણી લેવો. શાંતિ પામે અને પમાડે તેજ સન્ત અને તેવા સાચા સન્તનું ચરણજ ભવનો અંત કરનાર છે. એવું સમજી સદ્દગુરૂની ઓળખાણ થવા સારૂ નીચેનું પદ્ય વાંચોઃ—

શાંતિ પમાડે તેને સંત કહીએ;
હાંરે એના દાસના દાસ થઇ રહીએરે.
લીધો વળાવો ને, ચોર જ્યારે લુંટે;
ત્યારે તેની સંઘાતે, શીદ જઇએ રે. શાંતિ૦ ૧

વિદ્યાનું મૂળ જ્યારે, પુરૂં ન જાણ્યું;
ત્યારે પંડ્યાનો માર શીદ ખાઇએ રે. શાંતિ૦ ૨

કલ્પવૃક્ષ સેવ્યું ને, દારિદ્ર ઊભું;
ત્યારે તેની છાયામાં, શીદ વસીએ રે. શાંતિ૦ ૩

રાજાની નોકરી ને, ભૂખ નવ ભાંગી;
ત્યારે તેની નોકરી, શીદ કરીએ રે. શાંતિ૦ ૪

ગોળી ખાધી ને, રોગ જ્યારે ઊભો;
ત્યારે તેવી ગોળી, શીદ ખાઇએ રે. શાંતિ૦ ૫
કર્યાં ગુરૂ ને ભૂલ નવ ભાંગી;
ત્યારે તેના ચેલા શીદ થઇએ રે. શાંતિ૦ ૬
નામ અનામ મારા, ગુરૂએ બતાવ્યું;
એતો રાખ્યું છે, મારે હૈયે રે. શાંતિ૦ ૭
સર્વની માંહિ ને સર્વથી મોટા;
એવા ગુરૂને નિત્ય નિત્ય ચાહીએ રે. શાંતિ૦ ૮

હવે તેના ઉપર અર્જુનમાળીનું દૃષ્ટાંત કહે છે:—

## (૮૧) અર્જુનમાળી અને ધર્મનિષ્ઠ સુદર્શન શેઠની વાત

રાજગ્રહીનગરીમાં અર્જુન નામનો માળી રહેતો; તે તથા તેની સ્ત્રી બંને હંમેશાં બહારના બાગમાં આવેલા એક યક્ષની પુજા કરતાં હતાં તેથી તે તો અંગત પૂજારી ગણાતો હતો. એક વખતે તે પૂજા કરતો હતો, તેવામા ગામમાંથી મહાવ્યભિચારી અને દુર્વ્યસની છ ગોઠિલ પુરૂષો ત્યાં આવ્યા. તેમણે આ માળીની સ્ત્રીને જોઇ દાનત બગાડી અને એકદમ અર્જુનમાળીને ઝાડ સાથે સજ્જડ બાંધી તેના દેખતાં જ દુષ્ટો તેની સ્ત્રી સાથે બળાત્કારે અન્યાયથી વર્તવા લાગ્યા. અહાહા ! આવા નીચ કામી પુરૂષોના હૃદયમાં ડર કે દયા કંઇ હોતાં જ નથી, તે તો પોતાનાં નીચ કર્મો કરવામાં જ મશગુલ રહે છે. આવા નિર્દય ક્રૂર જનોને કહેવામાં આવતાં હિતવાક્યો પણ અહિતકારી નિવડે છે, માટે વિવેકીએ તો તેવા દુષ્ટ જનોને તો દુરથીજ તજી દેવા ઘટે છે. તે વિષે કવીશ્વર શ્રી દલપતરામે કહ્યું છે કે:—

ઇંદ્રવિજય છંદ

ક્રૂર થકી ડરી દૂર રહી જન ક્રૂર તણું કરીએ મુખ કાળું,
જો કરીએ કદિ શિશ સમર્પણ, ક્રૂર કદાપિ ન થાય કૃપાળુ;
રક્ષકનો પણ ભક્ષ કરે, ભયકારી જનાવર થાય ભુખાળું,
હંસ સુણો દલપત કહે, કશું ક્રૂરને વાયક વીનતીવાળું. ૧

અર્જુન માળીએ પોતાની સમક્ષ થતો અન્યાય અટકાવવા ઘણુંએ

શ્રદ્ધા સહિત વિવેકથી, સત્ય કાર્ય કરનાર. ૧૯૯

પ્રયત્નો કર્યા, પણ પોતે બધાયથી સર્વ રીતે નિષ્ફળ ગયો. પછી મહાકોપાયમાન થઇ યક્ષને કહેવા લાગ્યો:–હે દુષ્ટ યક્ષ દેવ ! તારી ઘણા કાળથી હું અનન્યભાવે સેવા કરૂં છું, તો તને પણ મારી જરા દયા નથી આવતી, ખરી વિપત્તિ વખતે પણ તુ સહાય નથી કરતો, તો પછી તું શા કામનો ? તારી સેવા કરી તે ન કર્યા બરાબર છે. આ પ્રમાણે દુઃખથી કાયર થઇ મહા અસહ્ય વચનો બોલવાથી યક્ષદેવને એકદમ શૂરાતન આવ્યુ અને તે અર્જુનમાળીના તનમાં પેઠો, એટલે તો તુરતજ જાણે મહાબળવાન યોદ્ધો હોય એવું તેનું મહા વિકરાળ સ્વરૂપ જણાયું. તેણે પ્રથમ પોતાના બંધન સત્વર તોડી નાંખ્યા, અને પછી જક્ષની મૂર્તિ પાસે એક મોટી ગદા પડી હતી તે ઉઠાવીને એકદમ ધસી જઇ તે છએ પુરૂષને તથા સાતમી પોતાની સ્ત્રીને તેણે નિર્દયપણે મારી નાંખ્યા. પછી તો તેનામાં ખુનસ ભરાણું, જક્ષ પણ તેના શરીરમાંથી નીકળ્યો નહિ, તેથી અર્જુનમાળીએ પરાધીનપણે બીજે દિવસે પણ એજ પ્રમાણે રસ્તે ચાલતા છ પુરૂષોને તથા એક સ્ત્રીને મારી નાંખ્યાં. પછી તો તે પ્રમાણે રોજનો ધંધો ચાલુ થયો. દરરોજ છ પુરૂષને તથાં એક સ્ત્રીને મારવા લાગ્યો. જે કોઈ વટેમાર્ગુ નીકળે ત્યાં શિઘ્ર દોડી જઈ તેને મારી નાખે, એમ ગમે તેમ કરી સાત માણસની રોજ ઘાત કરે. આ બનાવથી તો ગામમાં કાળો કેર વરતાયો. રાજાએ તે માળીને પકડવા ઘણા પ્રયત્ન કર્યા, પણ જક્ષ પેઠેલો હોવાથી કોઇ પણ રીતે એ પકડાયો નહિ. ત્યારે રાજાએ કાયર થઇને તે રસ્તો જ બંધ કરાવ્યો, અને માણસને જતા આવતા અટકાવ્યા. આ પ્રમાણે છ માસ સુધી કેર વરતાયો.

પછી એકદા ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીરપ્રભુ ફરતા ફરતા ત્યાં પધાર્યા, બહારના વિશાળ સુંદર ઉદ્યાનમાં ઉતારો કર્યો. તેની ગામના ભાવિક ભવ્યોને ખબર પડી છતાંપિ પ્રાણ જવાના મહાભયને કારણે ગામ બહાર ન નીકળતાં ઘેર બેઠાંજ મહાવીર પ્રભુને વિધિ વંદન કર્યું. અહાહા ! મરણનો ભય સર્વને કેવો ત્રાસ પમાડે છે ! શુભ કાર્યમાં કેવો અંતરાય પાડે છે ? આ પ્રમાણે ભયને લીધે અને મહારાજાના સખત હુકમને લીધે કોઈ પણ તે રસ્તેથી નીકળી વાંદવાની હિંમત ધરાવી શક્યું નહિ. પણ એક દઢ સમકિતધારી સત્ય ટેકવંત સુદર્શન નામનો એક શ્રાવક રહેતો હતો, તેણે મરણથી નહિ ડરતાં પ્રત્યક્ષપણે પ્રભુને વાંદવાનો દઢ નિશ્ચય કર્યો. પોતાના માતાપિતા વગેરે સબંધીવર્ગે તેને ઘણો અટકાવ્યો, પણ આણે તો પોતાનો ટેક તજ્યો નહિ. પ્રભુને વાંદવા જતા ભલે અર્જુનમાળી મારો પ્રાણ લે,

શુભ કાર્ય કરતાં મરણ થાય તો તેમાં શી હાનિ છે ! પ્રાયે કરીને તો મંગળ કાર્ય શ્રદ્ધાપૂર્વક કરતાં વિઘ્ન સર્વ વિનાશજ પામે છે તેમાં જરા પણ સંશય નથી અને કદાચ આયુષ્યની દોરી ટુંકી હોય ને તે બાને મરણ થાય; તો પણ તે મહાપુરૂષોને મંગળીક રૂપજ છે. આ પ્રકારના અડગ નિશ્ચય અને મનોબળથી કોઇના ડરાવનારાં વચનોથી હિંમત નહિ હારતાં તે તો ગામ બહાર નીકળ્યો, હજારો નાગરિક જનો આ બનાવ જોવા ગઢ ઉપર ચડી ઉભા હતા. સુદર્શન તો મનમાં મહાપ્રભાવી શ્રીનવકાર મંત્રને સ્મરતો એકાગ્રતાથી શ્રી મહાવીર પ્રભુનું ધ્યાન ધરતો નિડરપણે આગળ ચાલ્યો, તેવામાં અર્જુનમાળીની નજર તેના ઉપર ગઈ. એટલે શિઘ્ર તે ગદા ઉપાડી તેના ભણી મારવા સારૂ દોડયો. "પાછો ફર પાછો ફર" એવા ગઢ ઉપરથી પોકારો થઇ રહ્યા. સુદર્શને આ ભયકારી પ્રાણાંત ઉપસર્ગ જાણી આગળ ન ચાલતાં ત્યાંજ બેસી અનશનવ્રત આદરી સર્વ જીવને ખમતખામણાં કર્યાં ને તે બોલ્યો કે:—આ ઉપસર્ગમાંથી છુટું તો આહાર-પાણીની છુટ, નહિ તો સર્વના પચ્ચખાણ—એમ કહી શુભ ધ્યાનમાં ચડયો. પેલો માળી મારવા તો આવ્યો, પણ દૃઢ શ્રદ્ધાવંત સુદર્શનના ધર્મ-પ્રતાપે ગદા ઉપાડવા છતાં તે પ્રહાર કરી શક્યોજ નહિ - જક્ષ આ સાક્ષાત ધર્મમય પ્રતાપી દિવ્ય મૂર્તિને જોઈ ડર્યો અને તુરતજ માળીના પંડમાંથી નીકળી ચાલ્યો ગયો; એટલે અર્જુનમાળી બેશુદ્ધ બની જમીન ઉપર પડી ગયો. છ માસનો ભૂખ્યો હોવાથી જાણે મુડદું પડયું હોય એવો જણાતો હતો, અત્યાર સુધી તે પર સત્તાથી ઝુઝતો હતો પણ હવે તો યક્ષ નીકળી જવાથી તેની સર્વ સત્તા તો જતી રહી હતી.

આ પ્રાણાંત ઉપસર્ગ ધર્મપ્રભાવે શાંત થયો જાણી સુદર્શન શેઠે ધ્યાન પાર્યું. તેણે આ અર્જુનમાળી સામું જોયું તો તેની દયાજનક સ્થિતિ જણાઈ. પછી દયાળુ શેઠે દયા લાવી પાસે જઈ પુછયું:—ભાઈ અર્જુન ! કેમ છે ? અર્જુનમાળી મોદાની જેમ ઘણોજ ધીમેથી બોલ્યો, કોણ એ ? સુદર્શન કહે:—ભાઇ ! હું વીરપ્રભુનાં પવિત્ર દર્શન કરવાં જાઉં છું. તારામાં જક્ષદેવ ભરાયો હતો, તે તારી પાસે રોજ સાત માણસની ઘાત કરાવતો હતો, અત્યારે ધર્મપ્રતાપે તે નીકળી ગયો છે. અર્જુન કહે:—હા થયું છે તો તેમ, છ માસ પહેલાં મારી સ્ત્રી ઉપર કોઈ છ દુષ્ટો અત્યાચાર ગુજારતા હતા, તેથી મેં તેને આક્રોશ પૂર્વક સ્મર્યો હતો તેથી તેણે મને પરાધીન કરી મારી પાસે

ઘાતો કરાવી, નહિ તો આ જબરો ને ભારે લોહમુદ્દગર હું સ્વાધીનપણે ઉપાડી શકું ! અરેરે ! મેં અધમાધમે બહુ પાપ બાંધ્યાં, કંઇકની હત્યાઓ કરી નાખી. હે કૃપાળુ શેઠ ! તમે વીરપ્રભુ પાસે જાઓ છો, તો મને પણ જરા એ પવિત્ર દાદાના દર્શન કરાવશો, કે આ પાપી દેહનો કાંઇક ઉદ્ધાર થાય. જો કે મને ભૂખ ઘણીજ કકડીને લાગી છે, પણ હવે તો પ્રભુદર્શન કર્યાં પછીજ ખાઇશ. સુદર્શન કહે:–બહુ સારૂં ભાઇ ! તારી મરજી હોય તો ભલે ચાલ, પ્રભુ પાસે તને લઇ જાઉં, આવા વિષમ સમયમાં પાપોદ્ધાર કરવાની મતિ–યુક્તિ તો તને સારી સુઝી આવી, એમ કહી સુદર્શન શેઠ તેને ધીમે ધીમે સમોસરણમાં લેઇ ગયા અને વીરપ્રભુના દર્શન કરાવ્યા.

પ્રભુને જોતાંજ તેની તો ક્ષુધા તથા તૃષા સર્વ નાશી ગઇ, અને ઘણા હર્ષે પ્રભુને વંદન કરી બન્ને જણા યથાયોગ્ય સ્થાને બેઠા. વીરપ્રભુએ રૂડા ગ્રાહક જાણી તેમને ધર્મદેશના દીધી, તેમાં અર્જુનમાળીને ઘણીજ પ્રીતિ ઉપજી તેથી તે વિનવવા લાગ્યો કે, ઓ દયાળુ દાદા ! આ પાપી, ઘાતકી જીવડાએ નાહક કંઇકના પ્રાણ લીધા છે, છ માસ સુધી નિર્દયપણે સાત સાત મનુષ્યોની ઘાત રોજ કરી છે, માટે દયાળુ દાદા, મને બચાવો, બચાવો ! પાપીઓનો આપે ઉદ્ધાર કર્યો છે, ભવભ્રમણમાં ભટકતા અટકાવ્યા છે. મારે હવે આપનુંજ સાચું શરણ છે. મે દુનિયામા અનેક સંઘાતે વેર બાંધ્યાં છે, માટે મને આપ સિવાય બીજું કોઇ દુઃખથી મુક્ત કરવા સમર્થ નથી. હે બળતાના બેલી ! અબાંધવના બાંધવ ! હું સંસારના સંતાપોથી સળગી રહેલો છું, આપ સિવાય મારે કોઇ બાંધવ નથી, માટે મને આપના ચરણના શરણમા સદાને માટે રાખો, અને દુઃખથી મુક્ત કરો એજ મારી ઇચ્છા, યાચના ને નમ્ર પ્રાર્થના છે. પછી શ્રી વીરપ્રભુએ દુઃખદારિદ્રવિદારિણી દિક્ષાનું ગુપ્ત રહસ્ય સમજાવ્યું, અને આખરે ખરા અંતઃકરણપૂર્વક તેણે તે સર્વ માન્ય કરી, દિક્ષાવ્રત અગિકાર કર્યું. દિક્ષા લીધા પછી પણ તે પોતાનાં પાપ પ્રગટ કરતો પ્રભુ પ્રત્યે બોલ્યો કે:–

કવ્વાલી ( ગજલ )

પધારી પાપની ત્યાગી, પ્રભુજી આજ જાગું છું;
 ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું. ૧
પ્રવૃત્તિમાતનો પ્રેર્યો, જગતના ધનમાં ઘેર્યો;
 સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું. ૨

વિષયના ગીતડાં ગાતો, બન્યો મદ મસ્ત મદમાતો;
પડી છે દેવની લાતો, હવે તો હારી ભાગું છું. ૩
વિસારી કર્મના ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા, પડીને પાય માગું છું. ૪
હણ્યો બુરા વિચારોએ, ગ્રહાયો ષડ વિકારોએ;
જગતના વજ્ર તારોએ, જડાયો આજ જાગું છું. ૫
બન્યો પાપી નઠારો હું, થયો જગમાં અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી પાય લાગું છું. ૬
ભલો બુરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પુરો તમારો હું, ઉગારો એજ માગું છું. ૭
અરે ધિક્કાર છે મુને, બન્યો પાપી બન્યો પાપી;
અરે હું નીચ શું માગું ? બન્યો પાપી બન્યો પાપી. ૮
છતાં માગું પિતા માગું, સજા માગું ક્ષમા માગું;
પ્રભુ પાપો સહુ કાપો, અભયપદ મુજને આપો. ૯

હે કૃપાળુ ગુરૂ ! આપે મારા ઉપર અનહદ ઉપકાર કરી મારી અજ્ઞાનતા અને મોહનિદ્રા ઉડાડી આંખ ઉઘાડી. ભલું થજો આ મહાશ્રદ્ધાવંત દયાળુ સુદર્શનશેઠનું ! કે જેને પ્રતાપે હું આપના પવિત્ર દર્શનનો લાભ મેળવી શક્યો. અહો શું એ શેઠની અડગ શ્રદ્ધા ! મારી પૂર્ણ ભીતિ છતાંપિ આપનાં દર્શનનો લાભ લેવા નિર્ભય નિઃશંક થઈ તૈયાર થયા. કૃપાળુગુરૂ, હવે આપની આજ્ઞા હોય તો જીવનપર્યંત છઠ તપ આચરૂં. ઉત્તરમાં પ્રભુએ કહ્યું:–જેમ સુખ ઉપજે તેમ ભલે કરો. પછી છઠ કરી છઠને પારણે ગુરૂની આજ્ઞા મેળવી નગરમાં ભિક્ષા લેવા જવાને તૈયાર થયા. પ્રભુએ કહ્યુ:–મુનિ ! તમને પરિષહ બહુ પડશે, આહારને બદલે બધેથી માર મળશે. મુનિ કહે:– કૃપાળુ ! હું પરિષહ સહન કરીશ, મેં કર્મ કર્યાં છે તેનો બદલો મળે તો તેમાં નવાઈ પણ શી ? આપનુંજ વચન છે કે:–कडाणकम्माण न मोक्ख अत्थि ॥ એમ કહી શાંત ભાવે ગામમા આવ્યા. તેવામાં તો ગામના લોકો તેને ઓળખી બોલ્યા કે:—અરે ! આ પાપીએ તો મારા બાપને મારી નાંખ્યો, કોઈ કહે એ દુષ્ટે મારા દીકરાને મારી નાખ્યો, કોઈ કહે મારા કાકા મામાને એમ કહી સઉ તેને મારવા લાગ્યા ને આક્રોશપૂર્વક ગાળોનો વરસાદ વરસાવા લાગ્યા. કોઈ કોઇ આહારની આશા જણાવી એકાંતમા લેઇ જઈ મારે; એમ મુનિએ ઘણો પરિસહ સહ્યો. શુભ ભાવનાથી મનને કહેતા હતા કે:–

આત્મા ! જોજે સંભાળજે હો ! ક્રોધ કરતો નહિ, તારા જેવું તે કરતા નથી, તે દુષ્ટે તો લોકોના પ્રાણ લીધા છે, અને આ સર્વે તો મહાદયાળુ છે; આમ સમતા ભાવે સર્વ દુઃખ સહન કર્યું. આ પ્રમાણે છ માસ સંજમ પાળી સમતાભાવ રાખી સર્વ જીવને ખમાવી સમાધિ પરિણામે ચડયા. છેવટે કેવળજ્ઞાન પામી આયુષ્ય ક્ષય કરી સિદ્ધ ગતિને વર્યાં, આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, સદ્‌ગુરૂનું શરણ લેવાથી ગમે તેવો પાપી પ્રાણી પણ અર્જુનમાળીની માફક કર્મ ખપાવી મોક્ષે જાય છે. તે વિષે કહ્યું છે કેઃ—

માલિનીવૃત.

સ્વપર સમય જાણે, ધર્મ વાણી વખાણે,
પરમગુરૂ લહ્યાથી, તત્વ નિઃશંક જાણે;
ભવિયકજ વિકાસે, ભાનુ જ્યું તેજ ભાસે,
એહજ ગુરૂ ભજો, જે શુદ્ધમાર્ગ પ્રકાશે.
મદન મદ નિવારી, ચારૂ ચારિત્ર ધારી,
નરકગતિ નિવારી, મોક્ષમાર્ગાધિકારી;
નૃસુર નયનહારી, સ્વર્ગમાર્ગાવતારી,
જયતિ જગતિ વંદો, ભાવથી એ મુણિંદો.

આવા અનેક પ્રકારના સદ્‌ગુણોથી શોભાયમાન શ્રી સદ્‌ગુરૂનું સદ્‌ભાવથી શરણુ ગ્રહણ કરવું, કે જેથી અપાર સંસારસાગર સ્હેજે તરાય. (૭૪)

---

(૭૫)

मुनिकस्य परोधर्मः । प्राणिनां परिरक्षणम् ॥
सर्वेषांचजीवाशानां जिनेंद्रो दुमाषित मिदम् ॥ ७५ ॥

અર્થ—આ જગતમાં મુનિઓનો ઉત્કૃષ્ટ ધર્મ દુનિઆના દરેક પ્રાણીઓનું રક્ષણ કરવું તે છે. દુનિયાનાં પ્રાણીમાત્ર કેવાં છે, તો કહે છે હમેશાં જેને જીવવાનીજ આશા રહેલી છે એવા તે છે, માટે તેઓને કદિપણ મુનિજનો હણતા નથી; પોતાના પ્રાણ સાટે પણ તેઓનું રક્ષણ કરે છે. એવું સર્વજ્ઞ જીનેંદ્રદેવનું કથન છે. (૭૫)

ભાવાર્થ—આ લોકમાં સર્વ પ્રકારનાં પાપનાં કામોમાં જેણે મૌનપણું ધારણ કરેલું છે, એવા મુનિ મહાત્માઓનો પ્રથમ ઉત્તમ ધર્મ કયો ?

તો કહે. સર્વ પ્રકારના પ્રાણીઓનું પરિરક્ષણ કરવું એજ તેઓનો પ્રથમ ધર્મ છે. જગતના જીવો કેવા છે તો કહે–જીવતર જેને ઘણુંજ વહાલુ છે અને મરણ જેને અળખામણું છે. એ તો સિદ્ધાંત છે કે આધિ, વ્યાધિ ને ઉપાધિથી પીડાએલો અને મરણપથારીએ પડેલો હોય તો પણ તે મનથી મરવું તો નહિ ઇચ્છે, એંસી વરસનો ડોસો પણ કહેશે કે હજી હું પાચ વર્ષ કાઢીશ -મારે જીવવુ છે. શ્રી વીરગુરૂએ સિદ્ધાંતમાં કહ્યું છે કેઃ—

ગાથા.

सव्वेजीवा वि इच्छंति, जीविओ न मरिजीओ ।
तम्हा पाण वहं घोरं । निग्रंथावजयंतिणम् ॥

અર્થ—સર્વ જીવો જીવતા રહેવાને ઇચ્છે છે, પણ કોઈ મરવાને ઇચ્છતું નથી. એવાં જીવવાની ઇચ્છાવાળાં પ્રાણીઓનો જે લોકો પોતાના સ્વાર્થને માટે વધ કરે છે, તે ઘોર કર્મ બાંધે છે; તેનો બદલો અવશ્ય પરલોકમાં ભોગવવો પડે છે. ખરેખર નિર્દય મનના જે ક્રૂર–કરપીણ મનુષ્યોને જીવહિંસા કરતાં જરા પણ ડર લાગતો નથી અને મદ્ય માંસસેવનથી ઉન્મત્ત બનેલાઓ પશુની માફક ઇચ્છા મુજબ પાપ કર્મો કરે છે, તેઓનું પરલોકમાં શું થશે ? અવશ્ય તેમની માઠી ગતિ થશે.

શીખરિણીવૃત–દયાહીણા દુષ્ટો, કતલ તલવારે વળી કરે,
પછી પાપી પુરા, ઉદર નિજનાં એ થકી ભરે;
ન જાણે તે જાતે, ભવજલધી આ કેમ તરવો?
નથી એવો મારે, હે પ્રભુ ! હવે દેહ ધરવો.　૧

બિચારા તે ગરીબ જીવનો વકીલ પણ કોણ થાય ? તે બાપડાને મારતાં કોણ બચાવે ? બિચારા અનાથ જીવો પૂર્વે પાપના ઉદયથી મૂઢપણું પામેલા નિરાધારપણે અસહ્ય મરણાંત કષ્ટો ભોગવે છે. સર્વ પ્રકારનાં આશ્રવોથી મુક્ત થયેલા મુનિમહાત્માઓ સિવાય આ જગતમાં તેનો કોઈ બેલી નથી. જ્ઞાની મહાત્માઓ તો પોતાના વહાલા પ્રાણની પણ જરાયે પરવા નહિ કરતાં સામા જીવોને બચાવે છે. તે પર મેતાર્ય મુનિનું દૃષ્ટાંત કહે છે.

## (૮૨) પ્રાણાંત કષ્ટે દયાધર્મ પાળનાર મેતાર્યમુનિની વાત.

રાજગ્રહી નગરીમાં એક ચાંડાળને ત્યાં મેતાર્યની ઉત્પત્તિ થઇ હતી. પૂર્વભવે સ્વજાતિનું મિથ્યાભિમાન કરવાથી આવું કનિષ્ટ પરિણામ આવ્યું

હતું. અહો જાતિમદ વગેરે આઠ મદો મનુષ્યોને કેવી હલકી સ્થિતિમાં ઉતારી મુકે છે ! મેતાર્યની કનિષ્ટ કર્મોદયથી માતંગ કુળે ઉત્પત્તિ તો થઇ, પણ શુભકર્મોદયથી એક સહાયકારક મિત્ર દેવના પ્રતાપે દીક્ષા ધારણ કરીને મુનિ બન્યા. હવે એકદા એ મેતાર્ય મહામુનિએ કુકડાના પ્રાણ બચાવવા માટે આહાહા ! કેવો મરણાંત પરિષહ સહન કર્યો ? દુષ્ટ સોનીએ પોતાના સ્વાર્થ માટે મુનિને દુઃખ દેતાં પાછું વાળી જોયું પણ નહિ, પ્રથમ તો સોનીએ પ્રેમપૂર્વક વહોરાવેલો આહાર લઈ મહાત્મા યત્નાપૂર્વક રસ્તે પડયા. પણ કુકડે ચોખા જાણી ખાધેલા સોનાના જવલાને સોનીએ નહિ જોયાથી, તરતજ મહાત્મા ઉપર વહેમ પડવાથી સાધુને પાછા વાળ્યા અને ધમકી આપી પુછયું કેઃ—અહીંથી જવલા કયાં ગયા ? તમારા સિવાય બીજું કોઈ અહીં આવ્યું નથી, માટે મારા જવલા આપો. શાંત સ્વભાવી મુનિમહાત્મા સર્વ જાણતા તો હતા કે જવલા કુકડો ચરી ગયો છે, પણ સોનીને કહીશ, તો જરૂર તે કુકડાનો ઘાત કરશે અને હું મહાઘાતકી બનીશ. તો પણ મધ્યસ્થ ભાવનાથી ઉત્તરમાં મહાત્મા બોલ્યાઃ—

ચોપાઈ.

મુનિ વદે છે સમતાથી તામ, નહિ એ ભાઇ અમારાં કામ;
પંચમહાવ્રતના ધરનારા, રજા વિના નહિ કાંઈ લેનારા. ૧
એવો છે મુનિમાર્ગ હમારો, પ્રાણ થકી પણ છે મુજ પ્યારો;
સોની કહે પણ સાચું ન જાણું, આવ્યું નથી કોઈ અત્ર અજાણ્યું. ૨
કર્કશ વચનો સોની સુણાવે, તો પણ તપસી કોપ ન લાવે;
સીધું પ્રસાદના તમે લેનારા, રૂષિજી આપો જવલા અમારા. ૩
જવલા લઇને કયાં પધારો, કયાંય નથી ઠરવાનો આરો;
ક્રોધ કરી કહે, લાવો નહિ તો, વાત જણાશે હમણાં તે તો. ૪

એમ અનેક પ્રકારના કઠોર-વચનો સોનીએ તે મહાત્મા પ્રત્યે કહ્યાં. વાહ ! પરિગ્રહ વાહ ! તને ધન્ય છે ! કે જે સોની એક ક્ષણ પહેલાં બે હાથ જોડી નમ્ર બની સદ્ભાવથી આહાર વહોરાવવા ઉમંગી બન્યો હતો તેજ સોની અત્યારે એક નિર્દોષ પવિત્ર મહાત્માને દેહાંત શિક્ષા દેવા તૈયાર થઈ ગયો. હૃદયચક્ર બદલાઇ શરીરમાં ક્રોધરૂપી રાક્ષસે પ્રવેશ કર્યો. એ બધો

હે પરિગ્રહ ! તારોજ પ્રભાવ છે. તું પાપી સમતાવાડી ભાંગી નાખે છે, ક્રોધરૂપી રાક્ષસને પુષ્ટ કરે છે. મોટી મોટી લડાઈઓ તું જ કરાવે છે, હૃદયમાં મલિન ભાવ ઉત્પન્ન કરાવે છે; વગેરે અનેક દોષનો ભંડાર છે. કરૂણાસાગર મહાત્માએ અનેક પ્રકારે શાંત વચનોથી સમજાવ્યો, તો પણ સોનીએ તો કંઈ નહિ માનતાં મહાક્રોધાવેશમાં આવી એક આળુ ચર્મ મંગાવી તેમાં તે નિર્દોષી શાંત ધર્મમૂર્તિ મહાત્માને બેસાડી વાધરીથી ગાઢ બંધને બાંધી તડકે મૂકી દીધા. શાંત મહાત્મા અસહ્ય પરિષહ—સાગરમાં આવી પડવા છતા મુખેથી એમ ન બોલ્યા કે, જવલા કુકૂંટ ચરી ગયો છે, વાહ ! દયામૂર્તિ મહાત્મા વાહ ! ધન્ય છે તમારા જીવનને ! ધન્ય છે તમારી ક્ષમાને ! ધન્ય છે તમારા જ્ઞાનને ! જ્યારે દુનિઆના મોહમુગ્ધ પ્રાણીઓ કોટી ગમે હિંસાકારી ઉપાયો આદરીને પણ પોતાના પ્રાણ બચાવવા માટે અનેક પ્રયત્નો કરે છે, ત્યારે તમારા જેવા કૃપામૂર્તિ મહાત્મા અન્યના પ્રાણ બચાવવા માટે પોતાના પ્રિય પ્રાણનું બલિદાન આપવા પણ ચુકતા નથી. આખરે તે મેતાર્યમુનિએ તે સોનીનો લેશ પણ દોષ નહિ કાઢતાં ક્ષમાપૂર્વક તે મરણાંત પરિષહ સહન કર્યો, અને મોક્ષસાનિધ્ય અનિત્ય ભાવનામાં પ્રવેશ કર્યો કે—હે વહાલા જીવન ! જોજે હો, આ અનાયાસે મળેલો અમૂલ્ય સમય ક્રોધકષાયને આધિન થઈ રખેને નિષ્ફળ કરતો ! સુખ-દુ:ખ, શાતાઅશાતા, હર્ષશોક એ પૂર્વોપાર્જિત પુણ્ય પાપના ઉદય મુજબ પ્રાપ્ત થાય છે. તે વિષે કહ્યું છે કેઃ—

अवश्यमेव भुक्तव्यं । कृतकर्म शुभाशुभम् ॥
कृतकर्म क्षयो नास्ति । कोटीकल्प शतैरपि ॥

પૂર્વકાળે કરેલાં કર્મનો બદલો અવશ્ય દેવો પડે છે. કર્મની અકળ ગતિ છે. હે આત્મા, તું તો શુદ્ધ છે, તારે ને આ દેહને કાંઈ સંબંધ નથી. ભાડુતી ઓરડીમાં આવી તેને બાપીકી માની લેતો ના. અવશ્ય એક વખતે તે ખાલી કરવી પડશે જ. તો તે શીદને શણગારવી ! તેના ઉપર મોહભાવ શો ધરવો ? તારી ક્ષમમાતાને ભૂલી જતો ના. ક્ષમા, ક્ષમા એ અંતર્ શત્રુને પીલવાની ધાણી છે. ક્ષમાને વરેલા મહાત્મા સંકટના સમયમાં આત્માનો આનંદ વીસરતા નથી, તો તું પણ એક અનુભવીની ગજલ ગાઈ, થતી શારીરિક મહાવેદનાને વિસરી જઈ આનંદસાગરમાં ડુબકી માર અને પવિત્ર થા !

નવ ગજના તે રાજ્યને, નમસ્કાર સદાય. ૨૦૭

ગઝલ-સદા આનંદમાં રહેવું, પડે તે સૌ સુખે સહેવું.
ગણી લેવું ઉરે એવું, હશે મારૂં વિધિ તેવું. ૧
પ્રભુને ઉરમાં ધારો, ટળે સૌ કર્મ વિકારો;
નથી એના વિના આરો, વૃથા શું શોકને ધારો. ૨
થશે શું શોક કીધાથી, જશે શું દુ:ખ તેનાથી;
થશે શુભ ધ્યાનની હાની, વદે શ્રી વીર સુજ્ઞાની. ૩
હતો શો વાંક સીતાનો,મળ્યો વનવાસ વસવાનો;
વિધિનો લેખ ઉર લાવી, ખમ્યા સૌ કષ્ટ સમભાવી. ૪
બન્યા રઘુરાય વનવાસી, ધરી ઉરમાં ન ઉદાસી;
વિચાર્યું ઉરમાં એવું હશે મારૂં વિધિ તેવું. ૫
સતી શ્રીદ્રૌપદીદેવી વિપત્તિ શીર પડી કેવી ?
ખેંચાણાં ચીર સભામાંહી, સહ્યાં સૌ કષ્ટને ત્યાંહિ. ૬
કરમને કો લગે નાહિ, મિટે ભાવિ નહિ ક્યાંહિ;
કરમને શર્મ છે નાહિ, કરમને છે કૃપા નાહિં. ૭
સમે જે સાંપડે જેવું, વધાવી મગનમાં રહેવું;
આનંદે સૌ સહી લેવું, ન બહાનું કોઈનું દેવું. ૮
સુખદુ:ખ પુણ્યપાપોના, ફળો છે એ વિપાકોના;
મળ્યો શુભ દેહ આ આવો, વૃથા શોકે શું ગુમાવો ? ૯
નહિ રોવું નહિ જોવું, અફળ આંસુ નહિ લોવું;
રૂદનથી શું થશે સુખ, રૂદનથી શું જશે દુ:ખ ? ૧૦
સકળને સુખ છે વાહ્લું, સકળને દુ:ખ છે ભાલું;
છતાં દુ:ખને સહી લેવું, ઉદે આવે કરમ જેવું. ૧૧
પ્રભુના ગુણને ગાવો, સદા સદ્દભાવના ભાવો;
શરણે સદ્દગુરૂને જાવો, જીવન સન્માર્ગમાં લાવો. ૧૨
જપો જીનરાજના જાપો, મીટે સૌ જન્મનાં પાપો;
અભય સુખ સર્વને આપો, સુખદ આ માર્ગને થાપો.૧૩
કદિ સુખી કદિ દુ:ખી, કદિ સુખી કદિ ભુખી;
જગતનો ઠાઠ છે એવો, ફરતા ચક્રના જેવો. ૧૪
નહિ શોકાગ્નિ ઉર લાવો, સદા સંતોષમાં આવો;
વદે મુનિ વિનય ભાવે, સંતોષી સુખ સદા પાવે. ૧૫

આખરે અનિત્ય ભાવના ભાવતાં થોડાજ કાળમાં અપ્રતિહત કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેજ વખતે અક્ષય મોક્ષલક્ષ્મીવાળું પરમપદ પ્રાપ્ત કર્યું. અલ્પ સમય પછી તે સ્થાનમાં કોઈ કઠીઆરો લાકડાં વેચવા આવ્યો અને તેણે ત્યાં આંગણામાં લાકડાનો ભારો નાખ્યો, તેના ધબકારાથી ત્યાં ફરતો તે કુર્કટ બીન્યો, અને ભયને લીધે ચરક કરી ગયો, તેમાં પેલા સર્વ જવલા નીકળ્યા. જવલા જોઈ સોની ચમકયો, હાય! ગજબ થયો! મેં દુષ્ટે નિરપરાધી પવિત્ર મહાત્માની ઘાત કરી, મારા જેવો કર્મચંડાળ બીજો કોણ હોય? મેં સાહસ કામ કરતાં જરા પણ ડર ન આણ્યો. આ મહાત્માનો વૃત્તાંત રાજા જાણશે તો મારા બુરા હાલ થશે. કારણ કે રાજાના આ જામાતા છે. માટે હું તો જરૂર મરાયો. હવે મારે કોઈ શરણ નથી. હું હવે જ્યાં જોઉં છું ત્યા ભય, ભય અને ભયજ ભાળું છું, અશરણના શરણ અને બળતાના બેલી હે મહાત્મા! તમારા વિના મારે કોઈનો આધાર નથી. એવી રીતે સોની તે મહાત્માના શબની પાસે ખૂબ રોયો, પસ્તાયો, અને ખરા જીગરથી ઘણી આત્મનિંદા કરી. છેવટે સોની પોતે મહાત્માનો વેશ ધારણ કરી વનમાં ગયો, ઘણી ઘોર તપસ્યા કરી કર્મને બાળી-પ્રજાળી આત્માને પાપથી નિર્મળ કર્યો અને સકળ કર્મને ખપાવી અવ્યાબાધ મોક્ષસુખનો ભોગી બન્યો વહાલા મુમુક્ષુબંધુઓ! કાંઈક સમજો! જોઈ તે મહાત્માની અપૂર્વ દયા! જોયું તેમનું અદ્ભુત ગાંભીર્ય! અહાહા! સ્વપ્રાણને જતાં કરીને પણ પર પ્રાણ બચાવનાર તે મહાત્માને કોટીકોટી ધન્યવાદ છે! તેમજ મેઘરથ નામના મહારાજાએ એક પારેવાને બચાવવાની ખાતર પોતાનો પ્રિય દેહ અર્પણ કર્યો અને આખરે તે દયાના પ્રભાવે સોળમા શાંતિનાથ તીર્થંકર થયા, અને એકજ જન્મમા છ મહાન પદવી પામ્યા. અહાહા! દયાનો કેવો અદ્ભુત પ્રભાવ? વાહરે કેવું ઉત્તમ ફળ? એવી દયા આવા મહાત્માઓ મુખ્યત્વે કરીને પ્રાણ સાથેજ પાળે છે. જો દયા નહિ, તો ધર્મ, દાન પણ કામનાં નહિ. ખરેખર ભક્ત કવિ શ્રી છોટમે કહ્યુ છે કેઃ—

ધોળ

સત્ય નહિં તે, ધર્મજ શાનો? દયા વિના શું દાન જોને;
મન વશ નહિ તે, તપ પણ શાનું? શીલ વિના શું સ્નાન જોને. ૧

દયા વિનાના ધર્મથી મોક્ષફળની આશા રાખનાર પથ્થરની હોડીમાં બેસી મહાસાગર તરી સામે કિનારે જવાની મિથ્યા આશા રાખે છે. દયા

એ મોક્ષમાર્ગનું પહેલું પગલું છે. "नास्ति दयाया परो धर्म"। દયાથી ઉત્તમ એકે ધર્મ નથી.' માટે પવિત્ર આત્માઓએ દયાધર્મને સપ્રેમે અંગીકાર કરી આ અમૂલ્ય માનવજીવન સરળ કરવું. (૭૫)

---

(૭૬)

इंद्रियग्राम मनश्चंचलं च । नयेयुरेनोऽध्वनि ये मनुष्याः ।
व्रजेयुरेते नरकं भयाढ्यं । मित्यच्छ धीर प्रभुराचचक्षे ॥ ७६ ॥

**અર્થ—જે મનુષ્યો આ જગતમાં પાંચ ઇંદ્રિયો અને અતિ ચંચળ એવું મન તેને પાપના રસ્તામાં દોરે છે,—લેઇ જાય છે, તે ખરેખર ભયના ભંડારરૂપ નરકગતિ વિષે જઇ ઉપજે છે. એમ પવિત્ર શ્રી વીર ભગવાન સર્વને કહેતા હતા. (૭૬)**

**ભાવાર્થ**—આ લોકને વિષે જે પ્રાણીઓ શબ્દ, રૂપ, રસ, ગંધ ને સ્પર્શ એ પાંચ ઇંદ્રિયોના સમૂહને તથા ચડાળ એવા, મનને પાપ માર્ગમાં દોરે, તો જરૂર તે પ્રાણીઓ કેવળ દુઃખના સ્થાન નરકને વિષે જાય. એ પ્રમાણે પવિત્ર શ્રી વીરભગવાને કહેલું છે. માટે હે અજ્ઞાની આત્મા ! તારા પાંચ ઇંદ્રિયો રૂપી તોફાની ઘોડાને તથા તનરૂપી સારથીને આધિન થઈ મોહ-મનોરથો પર ચડી તારા નિર્મળ આત્માને મહાદુઃખથી ભરેલી ભવાટવીમાં પરિભ્રમણ કરાવતો ના. કારણ કે ખરેખર તે દુર્ગતિના આગાર છે. માટે તેનાથી વિરક્ત રહી આત્મસાધન કરવું તેજ માનવ જીંદગી પામવાનું સાર્થક ગણાય છે અને આ માનવદેહથીજ મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ થઈ શકે છે, બીજી કોઈ જીવયોનિ કે ગતિથી મોક્ષનગરની પ્રાપ્તિ થતી નથી. મનુષ્યભવ તો પુણ્યે કરી આ જીવાત્માને અનંતવાર મળ્યો, પણ એ દુર્લભ એવો મનુષ્યભવ પામીને આત્માનું હિત સાધન કરવાને બદલે જન્મ-મરણની વૃદ્ધિ થાય તેવાં જ અકાર્યો અને કુટિલકર્મો કરી મનુષ્યજન્મ એળે ગુમાવી દીધો, પાંચ ઈંદ્રિયોના વિષયસુખમાં પડી જઈ ચંચળ મનને વશ કરવાને બદલે તેનેજ વશ આ આત્મા પડી જીતી બાજી હારી ગયો. આત્મા મહાબળવાન અને અનંત ઋદ્ધિનો ધણી છતાં ચોરટી પાંચ ઈંદ્રિયો અને મર્કટ જેવા મનને આધિન થઈ પરવશ પડયો, મનની ઇચ્છાનુસાર વર્તવા લાગ્યો. મનને પ્રિય લાગે તેવા મનોહર શબ્દ સાંભળવા, રૂચે તેવા સુગંધી પદાર્થો સુંઘવા, આનંદ મળે તેવાં આઠ પ્રકારનાં સ્પર્શ સુખ ભોગવવાં,

રમણિય સુંદરીઓના વિષયસુખમાંજ મનને આસક્ત રાખવું, ચિત્તહર ચતુરાંઓની લટકમટક ને હાવભાવ જોઈ નેત્રાનન્દ ભોગવવો; એવા એવા અનેક પ્રકારનાં સંસારનાં સુખોમાં ઇંદ્રિયોને-મનને મહાલવા-ખેલવા દેઇ આત્મા-અનંત શક્તિમાન છતાં વાદળાંથી ઢંકાયેલા સૂર્યની પેઠે બળ પ્રકાશ કરી શકતો નથી. અહો ! આ તો મહદાશ્ચર્યની વાત છે, કે રાજા ઉઠીને ભિખારીને આધિન થાય ! મોટા ગજેન્દ્રને ભેદનારો કેસરી સિંહ ઉઠીને શિયાળની તાબેદારી ભોગવે ! ખરેખર આ જીવ અજ્ઞાનથી ભ્રમમાં પડીને આત્માનું શુદ્ધ સ્વરૂપ ભૂલી ગયો છે, તેથી સિંહ જેવો થઇને બકરાના ટોળામા ભળી જઇ બકરી જેવો ગરીબ થઇને ભરવાડની તાબેદારી ઉઠાવવા લાગ્યો છે. આનું મૂળ વિચારીએ તો એ સિંહ અમુક પ્રકારે ડરેલો-ભડકેલો છે, તેથી તે પોતાની સત્તા અને તેજ પ્રગટ નહિ કરતાં બકરાંના ટોળામા બકરાને નામે પોતાને ઓળખવા લાગ્યો છે. હવે એ સિંહ બકરાના ટોળામાં કેવી રીતે આવ્યો ? વળી આવ્યો છતાં પોતાની સત્તા કેમ ન ચલાવી શક્યો ? તથા તે ટોળામા પોતે પોતાના બળથી કેમ છુટો ન થઇ શક્યો ? અને છેવટ તેને કોણે આવી ટોળામાંથી મુક્ત કર્યો ? તે નીચેના દ્દષ્ટાંતથી બરોબર સમજાશે. "કશાથી ડરો તે પહેલાં આ નીચેની વણઝારાની વાત જરૂર યાદ કરો !"

## (૮૩) ભયભીત થઈ પરવશ પડી ભાર વહેનારો સિંહ.

એક વિકટ વનમાં જુદીજુદી જાતનાં જાનવરો વસતાં હતાં. તે બધાંનો રાજા સિંહ તથા તેની રાણી સિંહણ જંગલમાંના બધાં પ્રાણી કરતાં જોરાવર ગણાતાં હોવાથી તેઓ બાદશાહી સત્તા ભોગવતા હતાં. એકદા ઉનાળાના બરા બપોરે આ સિંહ ઘણો તરસ્યો થયો, તેથી સિંહણને કહીને નદી તરફ નીકળી પડયો. જ્યારે તે નીકળ્યો ત્યારે તો સૂર્યનો તાપ કરડો-ઘણો-પ્રખર બહુ જોરમાં હતો, પરંતુ રસ્તામાં મળતા ઘોડા હાથી વગેરેની સલામ તથા ગાય, ભેંસ, બકરા, ઘેટા વગેરેના પ્રણામ તથા કુતરા, બિલાડી, ઉંદર, કીડી, વગેરેના સાષ્ટાંગ દંડવત, સ્વિકારતા સ્વિકારતા વનરાજને જવાનું હોવાથી તે નદી કિનારે પહોંચ્યો ત્યારે તો સૂર્ય મોટી થાળી જેવો બની પ્રકાશિત રંગના વાદળોમાં સંતાકુકડી રમવા લાગ્યો હતો. એજ વખતે પાસેના ગામડામાંથી એક ડોશી પાણી ભરવા આવી હતી. સંધ્યા સમય નજીક આવવાથી તે બિચારી ડોશીથી બરોબર દેખી પણ શકાતું ન હતું તેથી એક બે વાર તો

પડી જતી રહી ગઈ. છેક અંધારૂં થઇ જવાની બીકથી ડોશી પાણી ભરીને જરા ઉતાવળા પગે ચાલવા ગઈ, પણ ઘડપણને લીધે પગમાં જોર નહિ હોવાથી તે પડી ગઈ ને બેડું ફૂટી ગયું. બાપડીને જરા પગમાં વાગ્યું પણ હશે, તો પણ વધારે અંધારૂં થઈ જશે તો વળી વધારે હેરાન થવું પડશે–એવા ડરથી તે બિચારી ઉઠીને ઝટ લઇ રસ્તે પડી. જતા જતાં બોલી કેઃ–"રાતની ફોજ સામટી ચડી આવે છે માટે જલદી નહિ નાસું તો મારી જઇશ, સિંહ કરતા યે એનું બળ ઘણું છે માટે એનાથી તો તોબા !" પાણી પીને ફરતાં સિંહે આ શબ્દો સાંભળ્યા, અને તે વિચારવા લાગ્યો કેઃ—"મારા કરતાં પણ જોરાવર દુશ્મનની ફોજ અહીં આવે છે—એવું ડોશી કહે છે તે શું ખરૂં હશે? મારા કરતાં જોરાવર? હોય તો નહિ, પણ ઘરડાં માણસ અનુભવી હોય છે, માટે એમનુ કહેવું ખોટું હોવું ન જોઇએ; ડોશીનું ઘર નજીકમાં હશે તેથી તે તો રાતની ફોજ આવી પહોંચ્યા પહેલાં ઘર ભેગી થઇ જશે, પણ મારૂં રહેઠાણ તો અહીંથી ઘણે દૂર છે, ત્યાં પહોચતા પહેલાં કદાચ રાતની ફોજ રસ્તામાં મળે તો મારા તો સોએ વરસ પુરા કરે એમાં કાંઈ શક નહિ ! અહીં ઝાડી પણ ઠીક છે. લાવ તેના પાછળજ સંતાઇ રહું, તે ફોજ ઉપડ્યા પછી જ નીકળવું સહીસલામત છે. આ તરફ વનરાજા ઝાડીમાં સંતાઈ ગયો ત્યારે આખા જગતનો રાજા સૂર્ય પણ વાદળમા પૂરેપૂરો સંતાયો. એટલે ધરતીએ અંધારપછેડો ઓઢયો, અત્યારે અંકુશરહિત બનેલી વનરાજની વસ્તીનો કોલાહલ તે અંધારપછેડાને છાજે તેવોજ હતો. એવામાં એક વણજારો ખચ્ચરો ઉપર અનાજ લાધીને વેચવા સારૂં પોતાના માણસો સહિત નજીકના ગામમા આવતો હતો, તે ગામના દરવાજા બંધ થઈ જવાથી અહીં નદીકિનારે ઉતર્યો. પોઠો બધી નીચે ઉતારી એટલે ખચ્ચરો આડાં અવળા ભટકવા લાગ્યાં તથા વણજારાનાં માણસો લાકડાં સળગાવીને તાપવા લાગ્યાં. કોઈ રાગડા તાણવા લાગ્યા, ખચ્ચરો ખુંખારવા લાગ્યા. એમ ચોતરફની ભારે ગડબડ તથા અંધારા વચ્ચે રહી રહીને ઝબકતા ભડકા જોઇને તો સંતાયલો સિંહ ખરેખર આ સર્વ રાતની ફોજનું ધાંધલ છે–એમ કલ્પીને ડરવા લાગ્યો; તે મનમાં બોલી પણ ગયો કેઃ—ખરેખર આજ મારૂં આવી બન્યુ છે, ડોશીનું કહેવું યથાર્થ છે; આમાંથી બચું તો હું કેવો ભાગ્યશાળી ?

હવે પ્રાતઃકાળ થવાને ઘણી વાર હતી, એટલામાં તો પેલા વણઝારાએ

પોતાના બધા માણુસોને જગાડ્યા, નજીક આવેલું લાભનું સ્થળ જોઈ તે ધીરજ, ઉંઘ અને હરકોઇ પ્રકારનો (રાતની ફોજનો) ડર પણ ખોઇ બેઠો હતો, આમતેમ ભટકતાં ખચ્ચરોને એકઠાં કરી બધાં ઉપર ગુણો લાધી, પણ એક ખચ્ચર બીજાઓથી જુદું પડી નદીએ ગયેલું તે મગરનો ભોગ થઇ પડેલું તેની કોઇને ખબર પડી નહિ. તેની શોધમાં ફરતાં વણજારાએ ઝાડીમાં જરા ખડખડાટ સાંભળ્યો, તદ્દન અંધારૂં હોવા છતાં પણ રાતની ફોજથી પણ નિડર બનેલા વણજારાએ ઝાડીમાં જવાની હિંમત ધરી. પોતાની નજીક આવતાં પગલાંનો અવાજ સાંભળી સિંહ તો ગભરાઈ ધ્રુજવા લાગ્યો, જે કાળ ચોઘડીએ પોતે સિંહણથી જુદો પડયો હતો, તે ચોઘડીયાને ગાળો દેવા લાગ્યો, દૈવપર અભિશાપ વરસાવવા લાગ્યો, અને ભવિષ્યના નફાની ધુન-કેફથી નિડર અને નિઃસંશય બનેલા વણજારાએ તેનો કાન પકડી બીજા ખચ્ચરો પાસે લાવી તેના ઉપર ભારે પોઠ લાધી, ત્યારે તે રાંક જેવો થઇ કાંઇ કરી શકયો નહિ; પછી વણજારાએ તથા તેના કાફલાએ ત્યાંથી કુચ કરી. સેંકડો પોઠીયા વચ્ચે આ નવો કુળવાન પોઠીઓ પણ રાંક થઇ બીજા પોઠીયાની પેઠે નીચું ઘાલી મુંગોમુંગો પોઠ ઉંચકીને પોઠીયાનાં પગલાં ભરતાં શીખવા લાગ્યો.

હવે સિંહણે વિચાર્યું કે પાણી પીને આવતાં સિંહને આટલી બધી વાર લાગતી નથી, માટે નક્કી તેને માથે કાંઇ પણ ભારે આફત આવી પડી હોવી જોઇએ; એમ વિચારી સિંહની શોધમાં તે પતિવ્રતા વનરાણી નીકળી પડી, પતિભક્તિ તથા શૌર્યને માટે સિંહણની જાત સુપ્રસિદ્ધ છે. નદી કિનારે જોતાં કોઇ જગાએ સિંહ તો દેખાયો નહિ, પણ પ્રેમાળ મનવાળી સિંહણ પ્રિયતમ સ્નેહીનાં પગલાં તુરત ઓળખી શકી. એ પગલે પગલે જતાં કેટલેક દૂર ગયા પછી એક મોટી વણજાર-ફોજ જતી જોઇ, તેની વચ્ચે પોતાના પતિને સઘળા પશુના ને આખા વનના રાજાને પીઠ ઉપર બોજા સહિત ચુપકીથી ચાલતાં જોયો. પોતાની આંખથી વધારે ને વધારે નિહાળીને જોવા લાગી. છેવટે સખેદાશ્ચર્ય અને ક્રોધથી તે બોલી:—

"મારે તે મારી આંખને માનવી કે મારા પતિનો સ્વભાવ જાણનારા મારા મનને ? ! જે નિર્ભય, નિડર, પ્રબળ પશુપતિ, આ સિંહણનો શૂરો સ્વામી તેનેજ આ તુચ્છ જીવો વચ્ચે મુંગે મુખે ગુલામી ? !" સિંહે માથું ઊંચું કર્યો વિનાજ ધીમે સાદે સિંહને ઉત્તર વાળ્યો કે:—"તારા શક્તિ

વિનાના ક્રોધથી હવે કાંઇ વળે તેમ નથી, આપણા બેથી પણ હજારો ગણી જબરી એવી આ રાતની ફોજ હમણાં તૂટી પડશે; માટે તને જીવવું વહાલું ન હોય, તો પણ આપણા બચ્ચાની ખાતર તું રસ્તે પડ !" પતિ ઉપર ગુજારાયલા અન્યાય, પતિની ભ્રમણા અને પોતાના કુદરતી સ્વભાવથી ઉશ્કેરાયલી સિંહણ તો આ શબ્દો ઉપર કાંઇ પણ ધ્યાન નહિ આપતાં એકદમ મોટી ગર્જના કરી કાફલા ઉપર તૂટી પડી. ચારે બાજુની જમીન બધી ધ્રુજી ઉઠી, ઝાડ કંપવા લાગ્યા, પ્રાણી માત્ર ત્રાસ પામ્યાં, પોઠીયા સર્વ જીવ લઇને નાઠા. એક બે બિચારા ત્યાંજ જીવીયાઓ વવરોવિયા (પ્રાણરહિત) થઇ ગયા. વણજારાના માણસમાંના કેટલાએકે બીકથી પ્રાણ છોડયા, કેટલાએક દોડતા પોઠીયા તળે દબાઇ મરણ પામ્યા અને વણજારો પોતે તથા તેના મૂઠીભર બીજા માણસો સહીસલામત નાસી છૂટયા. પછી સિંહણે બીજી ફાળ ભરી તે ક્રોધની નહિ પણ પ્રેમની હતી, તે પોતાના પતિને પ્રેમે વળગી પડી. પણ શરમાઇ ગએલો સિંહ તો ઉંચું જોઇ શકયોજ નહિ, ત્યારે સિંહણે તેને સ્નેહથી બોલાવી શરમ દૂર કરાવતાં કહ્યું કેઃ–સ્વામીનાથ ! આપ સર્વ પશુઓના પતિ–પ્રભુ કહેવાઓ છો, છતાંપિ આ કમજોર ખચ્ચરો–પોઠીયાથી ડર્યા એ શું ? કદી એક તલભાર બોજો તો ઉપાડયો નથી, એવા મહાન ને શૂરવીર છતાં આવી ભારે પોઠ ઉંચકી એ શુ ? તમારી અગ્નિ જેવી આંખો અને દબદબાવાળો દેખાવ મનુષ્ય પ્રાણીને પણ દૂરથીજ થથરાવી–મુતરાવી નાખવાને બસ છે ! તો પછી આજ બકરી જેવા રાંક કેમ બન્યા ? કહો ન કહો પણ આ વાતમાં કાંઇ ઉંડો ભેદ છે ખરો ! પછી સિંહે બધી વાત કહી સંભળાવી એટલે પાછી સિંહણ બોલીઃ–આપનો જાતિસ્વભાવ ભૂલાવનાર એક ડર જ છે, એ હું હવે સમજી; ડર ખરેખર સૌથી જોરાવર છે એ નિઃસંશય છે. પણ વનરાજ સિંહને ડર શો ? મહારાજાને બીક શેની ? સિંહણના સુત અને સિંહણના પતિને ભય શો ? હવે પછી કશાથી ડરો તે પહેલાં "વણજારાની આ વાત યાદ કરજો." આ સિંહસિંહણ પછી ઘણો વખત ભેગાં રહી સુખી થયાં.

પ્રિય વાંચનાર ! એવા તો કેટલાયે સિહ ડરતા–ભાગતા ફરે છે તે તું જાણે છે ? તું પોતે પણ એ બીકણુ સિંહ છે, હું પણ તેવોજ છું, બીકણ છું. મારી ને તારી આસપાસના ઘણાખરા મનુષ્યો પણ તેવાજ છે. મારી આ વાતમાં સિંહ બીન્યાનું વાંચી તુ તેની મશ્કરી કરે, અગર એ અસં-

ભવિત વાત લખનારની અજ્ઞાનતા ઉપર હસે, તે પહેલાં મારે તને કહેવુંજ જોઈએ કે તે સિંહની બીક તો દૂર થઇ અને સિંહણની સહાયથી નિડર નિઃશંક એવા તેના જાતિસ્વભાવ પર તે પાછો વળ્યો પણ ખરો! પરંતુ ગરીબ બિચારા તમારા મારા આત્મા પોતાના નિડર—નિશ્ચયી—નિઃશંક જાતિસ્વભાવ પર ક્યારે આવશે? તે તો એક કેવલજ્ઞાની પ્રભુજ જાણે. તમારી અને મારી શોધમાં આપણી સિંહણો ( સુમતિ ) ક્યારે નીકળી પડશે? આપણાં પગલાં ક્યારે શોધી કાઢશે? આપણા ઉપર ત્રાસ કરતા વધારે સત્તાના લાલચુ, ઘાતકી અને વગર જોરે જોરાવર ગણાતા, મનાતા વણઝારાને (વિકારને) ક્યારે હફાવશે? અને આપણને આપણી તથા આપણા શત્રુની શક્તિની સરખામણી કરી બતાવી આપણા જાતિસ્વભાવો પર ક્યારે લાવશે? તેની તને કે મને કલ્પના પણ નથી. મનુષ્યસ્વભાવ ( જેને સિંહની ઉપમા આપી છે ) નિર્ભય, નિઃશંક, નિશ્ચયી અને પવિત્ર છે, દુષ્ટ વિકારોએ આપણને ડરાવી મારી આપણા ઉપર પ્રવૃત્તિની પોઠો લાદી છે;

બીજાઓને તેનાથી ડરતાં તથા તેના ડરની વાતો કરતાં જોઇ આપણે એકવાર ડરી જઇ શંકિત બની વીલેમુખે ધ્રુજતે શરીરે તે પોઠ—બોજો ઉંચકીએ છીએ; ઉંચું માથું પણ કરી શકતા નથી—એવા નિર્બળ, બીકણ, વીર્યહીન—કાપુરૂષ—બાયલા થઈ ગયા છીએ. એ વિકારોની તાબેદારીની બેડીનો સહવાસ પડી જવાથી શુદ્ધ અને ઉચ્ચ વિચારો કલ્પનામાં પણ આવી શકતા નથી; એ દુષ્ટ વિકારોથી ડરી જવાથી "ના" કહેવાની હિંમત આવવી પણ ઘણી મુશ્કેલ છે. મોટાં લાંબાં ચોડાં છટાદાર ભાષણો આપવામાં આગવો છતાં એક ટુંકો ને ટચ "ના" શબ્દ યોગ્ય વખતે કહેવો ઘણું મુશ્કેલ લાગે છે, તે પણ મનુષ્યસ્વભાવને તે શક્તિ વારસામાં મળેલી હોવા છતાં! મનુષ્ય અદ્ભુત કાર્યો કરી શકે છે, ધારે તો ક્ષણમાં ત્રિલોકમાં ફરી વળે છે, ટુંકમાં તેં કે મેં સાંભળ્યા પણ ન હોય, એવા અપૂર્વ ચમત્કારો કરવાની મનુષ્યમાં શક્તિ છે, પરંતુ તે અગાધ શક્તિ આપણા શત્રુના ડરથી આપણે પોતેજ હાથે કરી ખોઇ બેઠા છીએ અને પછી આપણા ડર અને લાચારીનો લાભ લઈ તે શત્રુઓએ આપણને છેક ગુલામજ બનાવી સ્વાધીન—કબજે કરી દીધા છે. આ બોલ જેવા કેટલાક પ્રાસંગિક બોલ સમયે સિંહણના શબ્દો જેટલું મારા બોલનું જોર નહિ હોવાથી આપણે તો કાયમ પોઠીયા ને વિકારોના વેઠીયાજ બન્યા રહીએ છીએ. આપણા સિંહરૂપી મનુષ્યને બહુ દૂર પડેલી સુમતિ—સિંહણો શોધી કાઢે અને આપણો ભ્રમ ને ડર દૂર કરાવી આપણા

જાતિસ્વભાવે આપણને પાછા લાવે—એજ શ્રી પંચપરમેષ્ઠી પ્રત્યે પાર્થના છે. હવે પછી કશાથી ડરો તે પહેલાં સિંહ—વનરાજા અને વણજારાની આ વાત જરૂર યાદ કરજો! (૭૬)

---

(૭૭)

रे रे बांधव ! पश्यपश्य पुरतः कासारतीरे बकं ।
संधत्तं ध्रुव मत्र ध्यानमघहं साक्षाद् ऋषेसंन्निभम् ॥
श्रुत्वैका शफरी स्वनंतद्वदद्‌ वाक्यं मम श्रूयतां ।
रे पान्थ ! प्रशमेनतेन मुनिना सर्वं विनष्टं कुलम् ॥७७॥

અર્થ:—હે ભાઈ લક્ષ્મણ જો તો ખરો! કે સરોવર કાંઠે ઉભેલો બગલો ખરેખર ઋષિમહાત્માઓના જેવું એકાગ્ર ચિત્તવાળું અને અચળ ધ્યાન ધરી કેવો તપ કરે છે! આ પ્રમાણે નિખાલસપણે રામ બોલ્યા. રામનું વચન સાંભળી ખૂણામાં સંતાયલી એક માછલી બોલી—હે વટેમાર્ગુ મહાપુરૂષ! તે કપટી મુનિએ તો મારા સમસ્ત પરિવારનો વિનાશ કરી નાંખેલો છે. (૭૭)

ભાવાર્થ—કૈકયીના વચનથી વનવાસી થયેલા શ્રી રામચંદ્રજી તથા તેના પ્રેમપાશથી બંધાયલા ભ્રાતા લક્ષ્મણ તથા કુલાંગના સતી સીતા તે ત્રણે જણે વનમાં જતા એક સ્વચ્છ નિર્મળ જળથી પૂર્ણ પંપા નામે સરોવર જોયું. તે તળાવને કાંઠે એક બગલો પોતાના શરીરને અચળ કરી ભક્તની પેઠે શાન્ત ઉભો રહેલો જોઈ રામચંદ્રે આશ્ચર્ય પામી લક્ષ્મણ પ્રત્યે કહ્યું કે:—

હે બાંધવ! આ બગલાને તો જો! કેવું ઋષિઓના જેવું અવિચળ તથા નિર્મળ ધ્યાન ધરે છે! સરલ હૃદયી રામચંદ્રજીનું આ વચન સાંભળી સરોવરના એક ખુણામાંથી એક માછલી પાણી ઉપર આવીને મનુષ્યવાણીથી બોલી કે:—હે પવિત્ર હૃદયના પથિક! તમે મારૂં કહેવું સાંભળો! પેલા પાણીમાં અચળ ધ્યાન ધરી ઉભા રહેલા કપટી બગ મુનિવરે તો મારા સર્વ કુળનો નાશ કર્યો છે, હવે હું એકલી રહેલી છું તેણે મને પણ પકડવાનો આવો ઢોંગ કરી પ્રયત્ન આદર્યો છે. સહવાસી અને અનુભવી માછલીની આ વાત સાંભળી તેઓ ત્રણે જણાં આશ્ચર્ય પામી ત્યાંથી ચાલતાં થયાં.

બગભગતની આ વાત ઉપરથી સાર એ લેવાનો છે, કે કપટી માણસોની

તુજમાં દર્શન છે અરે, બાહ્ય નહિ મહારાજ. ૨૧૬

વર્તણુક ઉપરથી ઘણી સારી જોવામાં આવે છે, મોઢેથી વાણી પણ મીઠી-મધુરી બોલે છે તથા ધર્મને વિષે પણ ઘણો આગળ પડતો ભાગ લેઈ યશોધન મેળવે છે. આવા ઉપલક સ્વભાવથી ભદ્રિક જનોને વિશ્વાસ પમાડી તેઓને છેતરવા માટે હૃદયમાં જબરી કાતી રાખે છે અને ગુપ્ત રાખેલી એ કપટ કાતી–છરી એવી તો તિક્ષ્ણ હોય છે, કે પોતાના સ્વાર્થ માટે સામાના પ્રાણાંત દુઃખ સુધી પણ વિરામ પામતી નથી. આવા કપટી મનુષ્યોની કાયા વડે કરેલી ધર્મ ક્રિયાઓ નિષ્ફળ થઈ કલેશરૂપ થઈ પડે છે. માટે મોક્ષેચ્છુ સુજનોએ તો આવો કપટી, કુટીલ સ્વભાવ દૂર કરી સર્વ જીવજંતુઓ સાથે ભ્રાતૃભાવ રાખી નિર્મળ નિષ્પાપવૃત્તિથી મનવચન કાયાએ કરી વિધિપૂર્વક ધર્મક્રિયાઓ કરવી, અને જે કરવી તે પવિત્ર મનથી, અને ઉલ્લાસ ભાવથી કરવી. ખરેખર સર્વ ધાર્મિક ક્રિયાઓ નિષ્કપટભાવે કરવાથી ફળીભુત થાય છે, તેવી મલીન મનોભાવે કરવાથી સફલ થતી નથી, અને તેથી કોઈ સિદ્ધિ પણ થતી નથી; પણ ઉલટું જગતમા હાંસીને પાત્ર થવાય છે, ધર્મધૂર્તના નામે ઓળખાઇ તેનો વિશ્વાસ પણ કોઇ કરતું નથી. એટલું તો અવશ્ય યાદ રાખવું, કે દુનિયાના કેટલાએક ભોળા લોકો ધર્મને બહાને ઠગાય છે–છેતરાય છે, તેટલા બીજા કશાથી ફસાતા–છેતરાતા નથી. માટે જ કેટલાએક ધૂર્ત લોકો ધર્મને બહાને લોકોને થાપ દેઇ, ભરમાવી–ઠગી પોતાનો સ્વાર્થ સહેલાઈથી સાધી લેવામાં ફાવી જાય છે આમ ફાવી જવામાં મુખ્યત્વે કરીને ત્રણ કારણો છે. નમ્રતા, વચનપટુતા–વાચાલતા અને ગભીરતા; તેઓ એવી તો અધિનતા ને નમ્રતા બતાવે છે કે ગમે તેવો ચતુર પુરૂષ પણ તેની ચાલાકીથી ચળી જઇ ગળી જાય છે.

દુહો–નમન નમનમે ફેર હે, અતિ નમે નાદાન;
દગલબાજ દોઢા નમે, ચિત્તા ચોર કમાન.

અર્થાત્—ચિત્તાને કોઈ જાનવરનો શિકાર કરવો હોય ત્યારે તે એવો તો જમીન પર પડી જાય છે, કે પૃથ્વીને પગે લાગતો હોય ! પણ પ્રિય પાઠક ! ખરે એમ નથી, પણ બિચારા અનાથ પ્રાણીના પ્રાણ હરવા માટે વિશ્વાસ બેસાડવાનો આ તો એક પ્રપંચ ભરેલો ઉપાય છે. તેમજ ચોરલોકો પણ ધનહરણ કરવા પારકા ઘરમાં પેસતી - વખતે એવા તો વાંકા વળી ધીમેધીમે ચાલે છે, કે જાણે તે ઘરધણીને મસ્તક નમાવતો હોય ! પણ તેમ ન હોતાં આ પણ વિશ્વાસ બેસાડવા મહેનત લઈ ગુપ્ત રીતે ઘરધણીનું ધન

હરવાની યુક્તિ, કપટકળા ને પ્રપંચ બતાવે છે. વળી કોઇ ધનુષપર કામઠી ચડાવે છે ત્યારે તે પણ વાંકી વળે છે; તે શત્રુદળ ભેદવાને માટે જ જાણો. બિચારા ભોળા અજ્ઞજનોને વચનચાતુર્યથી વિશ્વાસ પમાડી છેતરવા તેમાં કાંઇ ડહાપણ, હોશિયારી કે ચતુરાઇ ન કહેવાય. એ તો વંચના અને લુચ્ચાઇ જ છે. તે વિષે કહ્યું છે કેઃ—

विश्वासे प्रतिपन्नानां । वंचने का विदग्धता ।
अंकमारुह्यसुप्तानां । हंतं किं नाम पौरुषम् ॥
मित्रद्रोही कृतघ्नश्च । यश्च विश्वासघातकाः ॥
ते नरा नरकंयांति । यावच्चंद्रदिवाकरौ ॥

અર્થાત્—વેપારાદિક વહેવારોમાં સામાને વિશ્વાસ બેસાડી બિચારાને છેતરવા અને પ્રપંચથી તેઓના ગળા કાપવાં તે તો ખોળામાં સુવાડી માથું વાઢ્યા જેવું અપકૃત્ય છે વળી મિત્રનો દ્રોહ કરનાર, કૃતઘ્નો (એટલે કર્યા ગુણની કદર ન કરનાર) અને વિશ્વાસઘાત કરનાર એટલા માણસો મરીને નરકે જાય છે; ચંદ્રસૂર્ય રહે—તપે ત્યા સુધી તેઓ નરકગતિનાં મહાભયંકર દુઃખો ભોગવે છે. વળી ઘણા માણસ અનીતિથી પોતાના કાર્યની સિદ્ધિ કરવામાં ડહાપણ માને છે, પણ તે ડહાપણ વિષયુક્ત દુધપાક ·જેવું હોઇ કંઇજ કામનું નહિ. આજકાલ તો એવો અનીતિક્રમ વધી ગએલો જણાય છે, કે જ્યાં જોઇએ ત્યાં છળ પ્રપંચ ઢોંગ ધતિંગ. બોલવાનું કાંઈ, દેખાડવાનું કાંઇ અને કરવાનું ચાલવાનું કાંઇક ઓરજ ! કપટી માણસો ઉપરથી તો એવો ડોળ બતાવે છે કે-અહો ! આ તો મોટો ધર્માત્મા છે ! તેમજ ધર્મધ્યાન પણ ઘણું જ કરે છે. આ તો ઉપરકી અચ્છી બની પરંતુ તેનું ભીતરહૃદય તો મહાકપટથી ભરેલુ છે, મોઢે મીઠું મીઠું બોલે તો છે, પણ લપન છપન કરી બિચારા ગરીબોને રહેંસતી વખતે, એકના ત્રણ ચાર ગણા કરી માતબર થવાના મનોરથ કરતી વખતે, મન જરા પણ પાછું વળતું નથી, નરકયાતના અને દુઃખોનો લેશ માત્ર ભય રાખતુ નથી;

**ચાબકો—સાંભળો ધર્મ ધુતાની વાત, મોઢે દયાને મનમાં ઘાત.એ ટેક.**

**વાણી સુણી શેઠ શિશ ડોલાવે ને જેમ ગળી જાય ખીર,**
**બહાર સાવજનો સ્વભાવ લાવી, કર્મ કરે શુરવીર. સાં૦ ૧**
**શ્રાવક સવા વેંત બોમતી બાંધીને, કરે સામયક ધીર;**
**પાપ કરતાં કાંઇ શંકા ન હાંટે, વાઢે ગરીબના શીર. સાં૦ ૨**

સાસુજી સુણવાં ચાલ્યા ઉપાશરે, વ્યાખ્યાન રૂડી પેર,
ઘેરે વહુને દુઃખ ઉપજાવી, કરે એ કાળો કેર. સાં૦ ૩
નાઇ ધોઇ નિત્ય હવેલી દોડે, દર્શન કરવા કાજ,
કુડ કપટના કૃત્ય કરે અંતર, નહિ દયા દિલ દાઝ; સાં૦ ૪
મુસલમાન થઇ મસીદે બે ટંક, નીમાજ પઢવા જાય.
નિજ ઘરે તો માંસ મદિરા, અખાજ હોંસથી ખાય. સાં૦ ૫
કળિયુગે હિંદુ નામ ધરાવી, રાય ચલાવે રાજ;
દયા નીતિનો તો દાટજ વાળ્યો, હિંસા કરે મહારાજ. સાં૦ ૬
પુંજી પુંજી ચાલેને મીઠું મીઠું બોલે નિત્ય કરે ધર્મની વાત,
બગભગત થઇ બેઠા જગત ઠગ, ધર્મ ઢોંગી સાક્ષાત સાં૦ ૭
વિશ્વાસઘાતીનું કામ કરે ને, દયાનો વાળે દાટ. સાં૦
ધર્મ ક્રિયા બહુ વિધિ કરે, પણ ઘડાય અવળા ઘાટ. સાં૦ ૮
એક દમડીનું ગોપીચંદન લઈ, નામ ધરાવે વેરાગી,
ટીલાં ટપકાં કરી દામ ઉઘરાવે, જાણજો તે બે રાગી. સાં૦ ૯
દગા કપટથી દેવગુરૂ છેતરો, ને કરો કુડાં ભલે કાજ.
વિનયમુનિ કહે નથી તિહાં કાંઇ, પોપા બાઇનું રાજ. સાં૦ ૧૦

ખરેખર ધર્મના બહાનાથી તો ચાર બુદ્ધિનો નિધાન શ્રી અભયકુમાર જેવો મહાસમર્થ પુરૂષ પણ વેશ્યાઓની કપટભરી ધર્મક્રિયાઓથી છેતરાઇ ગયો, અને ખાસ ચંડપ્રદ્યોતનના રાજ્ય તરફથી એક ગુણિકા પોતાના રાજ્યમાં આવીને પરમશ્રાવિકા બનેલી હોવાથી ધર્મધુરંધર અભયકુમાર સરલ ભાવે તે કપટી શ્રાવિકાનો વિશ્વાસ રાખી આખરે તે કપટી શ્રાવિકાના હાથે ચંડ-પ્રદ્યોતનરાજાના કેદખાનામાં જઈ પડ્યો. અહાહા ! કેવું આશ્ચર્ય ? ધર્મને બહાને લોક કેવા ઠગાય છે ? અનુભવી જ્ઞાતા પુરૂષે ઠીક કહ્યું છે કેઃ—

ગીત.

असती भवति सलज्जा क्षारं । नीरं च शीतलं भवति ॥
दंभी भवति विवेकी । धूर्तजना भवति प्रियवक्ता ॥

અર્થાત્—કુલટા સ્ત્રી બહુ લાજ કાઢી ચાલે છે, ખારૂં પાણી બહુ ઠંડુ હોય છે, દંભી માણસ બહુ વિવેક બતાવે છે અને ઠગ માણસ પ્રિયવક્તા એટલે સારૂં લાગે તેવું બહુ મીઠું મીઠું બોલનારો હોય છે. પણ તે દંભી-ઓના મન તો વિપરિત કામજ કરે છે; અનીતિના કાર્યો કરતાં જરા પણ

આંચકો ખાતાં નથી. ભોળા ભલા ભરોસે રહેલા ભદ્રિક માણસોને છેતરી પોતાના મનોરથ સફળ થયા માને છે. પણ તેવા મીઠડા–મીઠાબોલા કાંઇ ઉત્તમ ગણી ન શકાય, તે વિષે કહ્યું છે કેઃ—

કવિત

નીતિકો પઢકે નીતિકો ઉપદેશ કરે, પોતે નીતિ છાંડકે અનીતિકુ ગ્રહીહે;
અતિ અક્કલ આપકી ઠાનત અક્કલ છાંડ, બે અક્કલ બાત લહીરે;
સત્સંગકુ છાંડ, કુસંગકુ ઠાનત, સુસંગકુ છાંડ, કુસંગ ગ્રહીહે;
કવી ગંગ કહે ઉનકો મુખ દેખત, દોષ લગે તજીએ જ્યું અહીહે. ૧

માટે એવા ધર્મધુર્ત્ત ઠગ માણસનો સંગ કદી ન કરવો, તેવાની સાથે જોઈ વિચારીને પ્રસંગ પાડવો, તેઓના વાણી માધુર્યમાં મોહી ન જવું, વસ્તુના રૂપ અને ઉપલક ગુણ જોવા કરતાં તેનાં આંતર ગુણનો વિશેષ તપાસ કરવો, કે પાછળથી પસ્તાવું ન પડે અને પોતાની ખરાબી ન થાય. કહેવત છે કેઃ—સોનું જોઇએ ઘસી, માણસ જોઇએ વસી. સોનું પરીક્ષા માટે ઘસાય છે, તેમ માણસની પરીક્ષા પણ ચાર પ્રકારે થાય છે.

यथाचतुर्भि कनकं परीक्ष्यते । निघर्षणच्छेदन ताप ताडनैः ॥
तथा चतुर्भि मनुषःपरीक्ष्यते । ज्ञानेन शीलेन गुणेन कर्मणा ॥

અર્થાત્—સોનાની પરીક્ષા ઘસવાથી, છેદવાથી, તાવવાથી અને ટીપવાથી એમ ચાર પ્રકારે થાય છે, તેમ માણસની પરીક્ષા જ્ઞાન, શીલ એટલે સુસ્વભાવ ગુણ અને કર્મો એ ચાર પ્રકારો વડે માણસ પરખાય છે. પ્રપંચી માણુસોનો ઉપરનો દેખાવ ભલે ઘણો સારો જોવામાં આવે, પણ અંદરખાનેથી તેઓ ઘણાજ ખરાબ અને તદ્દન જુદાજ હોય છે; માટે મીઠી વાણીથી ભરમાવું નહિ. ટહુકા કરી મોર ઘણું મધુરૂં બોલે છે, પણ વિંછી ને સર્પ આખા ને આખા ગળી જાય છે. તેમ દુનિયામાં ધુતારા, ઠગારા, ધર્મધ્વજી ભકતો ઘણા હોય છે, તેઓ છળ પ્રપંચથી લોકોને વિશ્વાસ આપી ઠગો દઈ ઠગી–છેતરી જાય છે, અને એવા અનીતિમાર્ગે વળી પોતાની જીંદગી વૃથા ગાળે છે–નિર્વાહ ચલાવે છે. બિચારા ભોળા લોકોને છેતરે છે, તેમાં તો તે પોતાના આત્માનેજ છેતરે છે—પોતેજ છેતરાય છે એમ નક્કી સમજવું. કારણ કે તેવાં પ્રપંચો, ઠગાઈ લુચ્ચાઇ, કુકર્મોથી અવશ્ય તેને નરકમાં જવું પડે છે, અને ત્યાં આત્માને ઘણાકાળ સુધી ઘણાં રૌદ્ર

દુઃખો ભોગવવાં પડે છે. પણ લોભમા અંધ બનેલા કામી પ્રપંચી લોકોને પરલોકનો ડર જરાયે હોતો નથી, તેઓ તો નિડરપણે ધર્મને બહાને અને નામે ધમધોકાર અનીતિભર્યાં છળભેદ અને અનેક પ્રપંચો રચે છે, અને પાપ કરતાં પાછું વાળી જોતા નથી. મુંબઈમાં ટ્રામ્વે ઘોડાથી ચાલતી હતી, ત્યારે ખરા ઉનાળાના બપોરે ટ્રામગાડી ખેંચતા ઘોડાની થતી દયાજનક દુર્દશા જોઈ વ્યાજખાઉ કાળાંધોળાં કરતા મારવાડીઓના પ્રસંગમા આવેલા એક સંસ્કારી પુરૂષથી બોલી જવાયુ કેઃ-"પાપ કરતાં પાછું ન જોયુ, પુણ્ય કર્યાં છે થોડાં; મરે મુલક મારવાડનાં તે, થાય મુબઈનાં ઘોડાં." તે બિચારા અધર્માત્માઓનું પરલોકમાં શુ થશે ? અવશ્ય તેઓને કૃતકર્મનું દુષ્ટ ફળ તો મળ્યા વિના રહેતું જ નથી. તેના ઉપર એક ધર્મિષ્ઠ પણ મનના મેલા મહાપ્રપચી વણિકનું દૃષ્ટાંત નીચે કવિતામાં લખ્યુ છે. તેને વાંચી વિચારી એવાં પ્રપંચી કામોથી સદા દૂર રહી નિષ્કપટભાવે શુદ્ધ ધર્મ ક્રિયાઓ કરી મનુષ્યજન્મનું સાફલ્ય કરવું

## (૮૪) ધર્મી અને ઢોંગી લુચ્ચા લક્ષ્મીચંદ્રની વાત

દોહરો—લક્ષ્મીપુરી નગરીમાં, લક્ષ્મીચંદ છે શેઠ;
લક્ષ્મી ઘરમાં લક્ષધા, પણ પોકેલો બહુ હેઠ.

**ભાવાર્થ:**—લક્ષ્મીપુરી નામના નગરમાં કોઈ લક્ષ્મીચદ્ર નામે શેઠ વસતો હતો. પૂર્વના પુણ્યોગે તેના ઘરમા લક્ષ્મી તો ઘણી હતી, તેમ છતાં પણ તે શેઠને લક્ષ્મીની ઝંખના ઘણી થતી હતી, તેથી રાતદહાડો તે લક્ષ્મીનાજ વિચારો ને લલુતા કર્યાં કરતો હતો.

દોહરો—ચાકર નોકર રાખી ઘણા, કરે ઘીનો વેપાર;
શાખ મેળવી લોકમાં, રળવા કાજ અપાર.

પોતાને ઘેર ઘણા નોકરોચાકરો રાખી તે વણિક ઘીનો વેપાર કરતો હતો, અને ધન રળવાની આશાએ લોકમાં શાખ (આબરૂ) મેળવી હતી. એટલે ધન કમાવાની તિવ્ર આશાએ દુકાને આવતા બધા સાથે મીઠાશ અને લઝ્ઝાશથી વર્તતો હતો, પણ પેટમા તો મોટી કાતી-ગુપ્તી રાખતો હતો. તેનો સ્વભાવ તદ્દન સ્વાર્થી-મતલબીઓ હતો, સ્વાર્થ સરવા સમયે તે પાપપુણ્યને તો ગણતોજ નહિ.

દોહરો—ઉપાશ્રયે જાતો વળી, સુણતો શાસ્ત્રવચન;
સાંજસવાર સામાયકો, કરતો એ પ્રતિદિન.

શિક્ષા સતાવીશ આ, સુણો સકળ નરનાર;
શુભ પંથે વિચર સદા, કરો સફલ અવતાર. ૨૨૧

પોષો આઠમ પાખીનો, કરતો રાખી ધીર;
રાત્રીભોજ ત્યાગીયું, પીતો ઊનું નીર.
ત્યાગ કીધો કંદમુળનો, લીલોત્રીનો પણ નેમ;
શ્રાવક નામ ધરાવીયું, પણ પૈસા ઉપર પ્રેમ.

પોતાનો સ્વાર્થ સરવા સારૂ તથા સાખ સારી પાડવા માટે કેટલાએક વ્રત નિયમો પણ તે પાળતો હતો. સવારના પહોરમાં વહેલો ઉઠીને રોજ ઉપાશ્રયે જતો હતો, અને બે સામાયકો કરી બેસતો તથા શ્રી ભગવતપ્રણીત શાસ્ત્રનાં વચનો સાંભળતો હતો. મુનિમહારાજનું વ્યાખ્યાન (વખાણ) સાંભળવા તો તે પાટના પાયા પાસે આવીનેજ બેસતો હતો. વળી આઠમ, પાખીનો પોષો, તથા પ્રતિક્રમણ પણ કરતો હતો, રાત્રીભોજનનો તો સદા પ્રતિબંધ હતો, એટલે તે રાતે કદી ભોજન કરતો ન હતો, વળી હમેશાં ઉનું પાણી ઠારીને પીતો હતો, કંદમુળનો તો જીવતા સુધી તેને ત્યાગજ હતો, તો પણ માંદેસાજે તથા દાળ, શાક વગેરેમાં જરાક આવી જાય, તો હરકત નહિ—એટલી છુટ રાખી હતી. લીલોતરીમાં પણ કેટલીક જાતની બંધી હતી, અને અમુક પાંચ સાતની છુટ રાખી હતી. આ પ્રમાણે તે ધર્મક્રિયાઓ કરતો અને હું ઉંચો શ્રાવક છું એવા પ્રકારની લોકોમાં ખ્યાતિ કરાવતો હતો. આવા પ્રકારનો ધર્મ પ્રત્યેની ઉચ્ચ વર્તણુકનો આડંબર છતાંપિ વસુ-જેને વહાલા છે એવા તે વણિક શેઠને પૈસા ઉપર પ્રીતિ ઘણી હતી. ધન મેળવવા માટે તે સદા મરી પડતો, અને તે વખતે ધર્મનિષ્ઠા ભુલી તદ્દન સ્વાર્થી બની જઈ તે સ્વાર્થસાધુ થઈ જતો હતો. પ્રિયતમ પાઠકો ! શેઠે લોક પ્રતીતિ માટે ધારણ કરેલી ધર્મક્રિયા તો જોઈ ! હવે તેની દુકાનમાં ચાલતા વેપારનો પ્રકાર પણ જોઈ લઈએ ! આપણે જાણીએ તો છીએ, કે તે શેઠને પૈસા ઉપર પૂર્ણ પ્રીતિ હતી ને "પૈસો મારો પરમેશ્વર ને બાયડી મારી ગુરૂ, છૈયાં છોકરાં શાલિગ્રામ તો સેવા કોની કરૂં ! !" એવી વાસના અહોનિશ તેને રહ્યા કરતી હતી. તેથી આ ધર્મધ્વજી પણ ધનલોભી શેઠે દુકાનમાં પણ તેને અનુરૂપ સાધન સાહિત્યો રાખી પોતાની મુરાદ બર આવે તેવો કુડકપટ અને બેદભરમવાળો કુડો, ભુંડો ને કપટકળા—કુશલતા પ્રદર્શક વહીવટ રાખ્યો હતો.

દોહરા—કુડાં રાખી કાટલાં, કુડાં કરતો કામ;
ઓછું દે અધિકું લહે, ખરો ઠગારો નામ.

ગરીબનાં શીર કાપતાં, દયા ન આણે મન;
સુક્ષ્મ જીવ હણાય તો ધરરર ધ્રુજાવે તન. ૭

તે ધનલોભી વાણીયો પોતાની દુકાનમાં કુડાં કાટલાં રાખતો, એટલે માલ દેવાનાં તોલા જુદાં, અને માલ લેવાનાં તોલાં જુદાં રાખતો હતો. પૈસાની પ્રાપ્તિ માટે તે ધર્મધુર્ત્ત વણીક લેવા આપવાના ખોટા કાટલાં રાખી કુડકપટ કરતા જરા પણ ડરતો, ડગતો કે અચકાતો નહિ. કોર્ટમાં ખોટી સાક્ષી પ્રતિજ્ઞા ઉપર પૂરવામાં પણ તૈયાર ! સામાનું ભલેને ગમે તે થાઓ, મરો કે જીવો, તરો કે ડુબો પણ આપણને તો બસ પૈસા મળે એટલે પરમાનંદ ! "કન્યા મરો કે વર મરો પણ ગોરનું તરભાણું ભરો." આવી તેની દુષ્ટ ધારણા અને પાપી વાન્છના હતી. વળી દુકાને બેસતી વખતે તો તે ભડનો દીકરો થઈનેજ બેસતો, ગરીબનાં શિર કાપતાં જરા પણ દયા આણતો કે કિંચિત ડરતો નહિ. ઓછું દેવામાં જરા પણ પરભવની પરવા કે બીક રાખતો નહિ, અને ધર્મસ્થાનકમા તો સુક્ષ્મ–ઝીણો કોઈ જીવજંતુ હણાઈ ગયો હોય, તો તે દયામણું મોઢું કરી તનમાં ધ્રુજી જતો હતો. આવી તો તે ધનલોલુપ વણિકની સ્વાર્થપરાયણતા હતી. પણ બિચારા મોહમુગ્ધ તથા પૈસાના પ્રેમીને–અરે જરથી જેર થયેલાને ક્યાંથી જ્ઞાન હોય, કે આગળ આ જીવની શી ગતિ થશે ! તે વિષે

છપ્પો—અદત્તા દાન નવ લીજીએ, ચોરી નવ કીજે,
વસ્તુ પરાઈ હાથ પડે, તો પાછી દીજે;
કુડાં તોલાં ત્રાજવાં, વળી માપજ મોટું,
મીઠું બોલે મુખ થકી, પણ ચાલે ખોટું;
એવી માયા કેળવી–ને મલકાણો મનમાં ઘણું,
પ્રકાશસિંહ વાણી વદે, આગળ રાજ નથી બાઈ પોપાતણું. ૧

મતલબ કે અહીં તો આવી ધનને માટે ધુર્ત્તકળા કેળવી દુષ્ટ ક્રિયાઓ કરો છો, પણ ભાઈ ! પરભવમાં કાંઈ પોપાબાઈનું રાજ્ય નથી ! અવશ્ય દુષ્ટ ક્રિયાઓનો બદલો દેવો પડે છે–કર્યાં કર્મ તો ભોગવવાંજ પડે છે. એટલું તો જરૂર યાદ રાખવું, કે આપણે ખરૂં શ્રાવકપણું અને ધર્મનિષ્ઠા તો દુકાનમાં બેસી વેપારધંધા અને વહેવારવહીવટ વગેરેમાં બતાવવાનાં છે. ખોટી સાક્ષીઓ પુરતાં પણ ધર્મને ધોકો ન દેવાય એ લક્ષમા રાખવાનું છે, કેવળ ધર્મના સ્થાનકોમાં જ ધર્મનિષ્ઠા જણાવાય, અને વ્યાપાર, નોકરી,

જુગાર મત ખેલો કદિ, ન પડો નારી પાશ. ૨૨૩

ધંધા વગેરે વ્યાવહારિક ક્રિયાઓમાં સ્વાર્થલંપટ બની કેવળ અધર્મ કૃત્યો કરાય, તો-તે ધર્મનિષ્ઠાને યોગ્ય પગલું ભર્યું ન'જ લેખાય, માટે વિવેકી જનોએ તો ધર્મસ્થાનમાં ધર્મનિષ્ઠપણું રાખવા કરતાં પણ વિશેષ કાળજીથી વ્યવહારમાં નીતિધર્મથી વર્તવા સાથે ધર્મનિષ્ઠતાની સજ્જડ છાપ બેસાડવી જોઇએ. પણ એ ધર્મધૂર્ત વંચક વણિકના જેવા ધનલોલુપીને તો ધર્મ અને વ્યવહાર ઉભય સ્થાનમાં ધર્મનિષ્ઠા રહેતી નથી અને તેથી જ તે સ્વાર્થાંધ બની અધમ અને કુડાં કૃત્યો કરે છે-કુડકપટો આચરે છે. પેલા ધર્મધૂર્ત ધનલોભી વણીકે પણ અતિ સ્વાર્થાન્ધ બની એક એવું ખોટું કૃત્ય કર્યું છે, કે તે એ ધર્મધુત્તા-ધર્મઠગ બગભગતની દાંભિકતા અને લાડ લડાવેલી લુચ્ચાઇનું જાણે એક પ્રદર્શન !

દોહરો—પાખી દિન પ્રભાતમાં, આવ્યો તેને હાટ;
શીર મુકી ઘી દેવડી, ભોળો નામે ભાટ.

એક દિવસે તે વાણીયાની દુકાને કોઇ ભોળો નામનો ભાટ ઘીની દેવડી લેઇ વેચવા આવ્યો. તે વખતે તે મોટી પાખીનો દિવસ હોવાથી શેઠ હમેશના નિયમ મુજબ પોષો ( અપવાસ કરી અહોરાત્રી સુધી ઉપાશ્રયમાં જ રહી આત્માને ધર્મધ્યાનમાં નિમગ્ન રાખવો તે પોષો કહેવાય છે. ) કરવા ઉપાશ્રયે જવા માટે તૈયારી કરતો હતો.

દોહરો—ભોળો જાતે ભોળીયો, રળ્યો નહિ પૈ એક;
ખાધા સાટે નોકરી, કરે ધરાવી ટેક.

તે બિચારો ભાટ જાતે બહુ ભલો અને યથાનામ ભોળો પણ હતો. તેમજ ઘણો ગરીબ હતો. ગામડામાં કોઇની ખાધા સાટે-પેટની ખોરાકી માટે નોકરી કરતો હતો. શેઠ તરફથી તેને કંઇ બીજો લાભ મળતો નહિ, તેથી તે બિચારો પેટ ભરવા દીનપણે ત્યાં રહેતો અને દુધ ઘી વગેરે શહેરમાં ઉંચકી લાવી વેચી જતો હતો. ગરીબ દીનદશા એવી ઓશીયાળી, દુઃખદ અને દયામણી છે.

દોહરો—પોષો કરવો મુકીને, શેઠે જોખી દેઘ;
ઘટાડયું અઢી શેર ઘી, કુડે તોલે છેક.

જોકે શેઠ આજ પાખી (પુનમ) નો મોટો દિવસ હોવાથી પોષો કરવા માટે ઉપાશ્રયે જવાની તૈયારીમાં હતા, પણ તેવામાં આ ઘરાગ આવ્યું,

તેથી પોષે જરા મોડો કરીશું, પણ આવો વિશ્વાસુ ઘરાક ફરીને નહિ મળે માટે તે કામ પતાવીને પછી ઉપાશ્રયે જઇશ—એમ વિચારી હેઠો બેસી ઘી જોખવા માંડ્યું. લોભી મનુષ્યોની ધર્મ પ્રત્યે પણ આવી ચંચળતા અને બેદરકારીજ હોય છે, લોભીયાને તો સ્વાર્થની વાત હાથમા આવવી જોઇએ, ધરમકરમની કાંઈ શરમ કે ગરજ નથી, અને ધર્મધ્યાન કરતો હોય, તો પણ તેની અંતર વૃત્તિ તો ધનલાલસામાં જ રમી રહેલી હોય. ધિક્કાર હો આવી સ્વાર્થી વૃત્તિને! પેલો વાણીયો પણ તેવોજ લોભી, સ્વાર્થી અને વિશ્વાસઘાતી મહાપાપી હતો. બિચારા ભોળા ભાટને તે પાપીએ દગોજ દીધો. નીતિશાસ્ત્ર તો પોકારીપોકારીને કહે છે, તેમાં ખોટું શું છે વારૂં ?!

વણિક વિષે દોહરા

સિંહ ધીરે ધીપા ધીરે, ધીરે મણિધર કાળા;
પણ ન ધીરીશ વણીક પુત્ર, પારણે પોઢેલ બાળા. ૧
તુલસી કબુ ન કીજીએ, વણિકપુત્ર વિશ્વાસ;
ધન હરે ધીરજ રખે, રખે દાસકો દાસ. ૨
ખીજાયો કરડે કુતરો, ભુખ્યો કરડે વાઘ;
વિશ્વાસે કરડે વાણીઓ, ચંપાયો કરડે નાગ. ૩

મતલબ કે વણિકજાતિમાં માયાકપટ વિશેષ હોય છે, તેથી તે સ્વાર્થમાંજ અંધ બની સામાને છેતરવામાં, વિશ્વાસઘાત કરવામાં, જરા પણ અચકાતો નથી. તેમાં આ વાણીઆએ તો બિચારા ભરોસે રહેલા ભલા ભોળા ભાટને દગો દઈ માર્યો. ગરીબનું શિર કાપ્યું. આ દુષ્ટકાર્ય કરતા તેને જરાપણ ડર કે દયા ન આવ્યા.

દોહરો—ભોળો રોવા લાગીઓ, થઇ ગયો નિર્માલ્ય;
કહે શેઠને એટલું, અરે મારા શા હાલ. ૧૧

ઘી ઓછું થયું સાભળી બિચારા ભાટના તો હોશ જ ઉડી ગયા, પેટમાં જબરી ફાળ પડી અને બાપડો રોવા લાગ્યો; કારણકે તે ઘી તેના અન્નદાતા શેઠનું હતું, તે પોતાના શેઠનું ઘી શહેરમાં લાવી હરવખત વેચતો હતો, અને ઉપજેલાં નાણું લઇ જઈ શેઠને આપતો હતો. ખોટે કાટલે બતાવેલી ખોટમાં ગયેલાં નાણાં ભરવા પોતે સમર્થ ન હતો. તેથી બિચારો ભાટ તો આભો બની જઈ અળગળો થઈ ગયો અને દીનતાપૂર્વક

શેઠને કહ્યું કેઃ—શેઠજી ! હું ગરીબ માણસ છું, પારકી નોકરી કરી પેટ ભરૂં છું. મારૂં ઘી બરાબર છે, છતાં કુડે કાટલે ઓછું થયું જણાય છે, માટે મહેરબાની કરી ભલા થઇ મારું ઘી મજરે આપો, અને તે ઘીના પુરા પૈસા આપો, નહિ તો મને મારો શેઠ વઢશે, મારશે, ખાવા નહિ આપે અને બહુ હેરાન કરશે, અને મારી પાસે ખુટતા પૈસા માગશે; વળી મારી પાસે તો ફુટી બદામ પણ નથી, તો મારી શી વલે થશે રે બાપલીયા !

દોહરો—શેઠે શ્રવણ કર્યું નહિ, કરી સામાયક બેય;
નોકરને કહે આપજે, આ રૂપીયા લેહ. ૧૨

આ પ્રમાણે તે ભોળો ભાટ શેઠને ઘણું કરગર્યો પણ સ્વાર્થાન્ધ શેઠે તે પર જરાએ લક્ષ ન આપ્યું અને એકદમ ચાલતો થયો. ઉપાશ્રયે આવી એ સામાયક બાંધી બેસી ગયા. શેઠે ફરમાવ્યા મુજબ નોકરે રૂપીયા દેવા માંડયા પણ તે ભાટે ઓછા જાણીને લીધા નહિ. શેઠના મનમાં તો હતું કે આખરે કંટાળી ઓછાં નાણાં લઇ ચાલ્યો જશે, પણ તે ભાટે તો નાણાં ઓછાં લીધાં નહિ.

દોહરો—ભોળે દામ લીધા નહિ, ગયો શેઠની પાસ,
સુણો શેઠજી વીનતી, કરું છું થઇને દાસ. ૧૩

તે ભોળા ભાટે નોકર પાસેથી ઓછાં નાણાં લીધા નહિ, અને શેઠની પાસે ઉપાશ્રયે ગયો. જોયું તો શેઠજી તો ધર્મનું ખાતું લઈ બગભગત થઇ બેઠા છે. ભાટે મનમા વિચાર્યું કેઃ—વાહરે વાણીયા વાહ ! ધર્મ કરવામાં પણ તું બહુ હુશિયાર દેખાય છે, અને કુડકપટનાં કામ કરવામાં પણ કોંઈ ઓછો ઉતરે તેવો-કાચો તો નથી, ધિક્કાર પડો તારી ધર્મધુર્તતા પર ! પછી અંદર આવી શેઠને નમ્રતાપૂર્વક વીનતી કરીને કહ્યું કેઃ—

રાગ-ઓખાહરણની દેશીનો.

શેઠ હું છું ભાટનો તન, તે વાત તમે ધરજો મન;
આજ તારી થઇ છે પાખી, શેઠે એક અઢીશેરી રાખી. ૧

હે શેઠજી ! હું ભાટનો પુત્ર છું, ઘણો ગરીબ છું; આ વાત તમારા ધ્યાનમાં રાખજો. વળી આજે તો તમારી મોટી પાખી છે, માટે તમે આવ્યા છો તો ધર્મધ્યાન કરવા, પણ અમ ગરીબોનાં હૃદયો બાળી-કકળાવી ગમે તેટલું ધર્મ કરવામાં આવે, તે કશા કામનું નથી. ધુળ ઉપર લીંપણુ જાણવું,

હું તમારે વિશ્વાસે રહ્યો, તો તમે જ મને છેતર્યો-ઠગ્યો, આ તો ભરોસાની ભેંસે પાડો જણ્યો ! માટે મહેરબાની કરી મને અઢીશેર ઘીના પૈસા મજરે આપો મારા શેઠ ! નહિ તો મારા રંકના શાયે ભુંડા હાલ થશે ! !

## ચોપાઈ

કરૂં વાત બધે એ પ્રસિદ્ધ; તમે વસ્ત્ર મારાં હરી લીધ;
ભાટ વાત સુણી શેઠ ચમકયા, લાજ થવાથી એમજ વધ્યા. ૨

હે શેઠ ! તમે આવા ધર્મી થઇને કુડકપટ કરો છો, પણ યાદ રાખજો કે આ ઠગાઇની વાત બધે જાહેર કરી તમને ફજેત કરીશ; તમે આજે મારાં બધાં વસ્ત્ર હરી લીધા જેવું કર્યું છે. શું તમારા ધર્મમાં આવાં કપટો કરવાનું કહ્યું છે ! મને છેતરી સલકાતા નહિ, એ તો તમે તમારા આત્માનેજ છેતર્યો છે સમજજો. તમારો વાણીયાનો કદાપિ વિશ્વાસ કરવો નહિ. તે વિષે કહ્યું છે કેઃ—

મંદાક્રાંતાવૃત—વિશ્વાધીશે ફિકર તજી છે કાગ ને વાણીયાની,
શા માટે કે ઠગજ ઠગના, એવી બેની નિશાની;
આપત્તકાળે પણ નવ ચુકે પેટનો સ્વાર્થ પોતે,
વિશ્વાસીનું સકળ પળમાં, ખાઈ જાય જોતજોતે;

મતલબ કે કાગડા અને વાણીઆનો સ્વભાવ સરખો છે એમ કવિનું કહેવું છે, અને તે તમારા સ્વભાવ પ્રમાણે ખરૂં પણ છે. મારી ઘીની અઢીશેરી આપો, નહિ તો આજ તમને અને તમારા ધર્મને ફજેત કરૂં છું. હું ભાટ છું, મને તમે ઓળખતા હશો. સામાને ફજેત કરવો કે તેની શોભા વધારવી તે તો અમારૂ ભાટનુંજ કામ ! ' શાંડ ભાંડ ને માતો સાંડ, અખા એથી બિએ સૌ સંસાર ' આ પ્રમાણે ભાટના બોલ સાભળીને શેઠ તો ચમક્યા. મનમાં જરા લાજ જવાનો ભય પણ ઉપજ્યો, પોતાની પોલ ખુલ્લી થશે-પોગળ ઉઘડી જશે-એ વસમી વાતથી ગભરાઈ શેઠ શાણા થઇ બોલ્યા કેઃ—

ચોપાઇ—ભોળા બેસ મારી થઈ ભુલ, ફરી ગણીએ કાટલાં કુલ;
એમ કહી સામાયક પાળી, જોઈ કાટલાં અઢીશેરી આલી,

બેસ બેસ ! ધીરો થા ! આપણે ફરી બધાં કાટલા ગણી તેની તપાસ કરીએ, ભોળા ! હવે બહુ બોલીશ નહિં, થોડી વાર બેસ, આપણે દુકાને

જઈએ છીએ; એમ કહી તરત સામાયક પાળી લુગડાં પહેરી દુકાને આવ્યો. વાહરે વાણિયા વાહ ! તારી સામાયકને પણ ધન્ય છે. ઘડીકમાંજ સામાયક થઈ ગઈ !

વહાલા વાચક ! તું પણ જરૂર યાદ રાખજે, કે આવી સામાયક કે આવા પોષા પડિકમણા ને ઉપવાસો કરવાથી કશો લાભ થતો નથી. પણ તને મનમાં કદાચ એમ થતું હશે, કે દુકાને ગમે તેટલાં કુડકપટો કરી અધમ ધંધા આદરી લોકોને છેતરી, લુંટી, ધુતી જરા વાર ધર્મસ્થાનકમાં જઈ સામાયક વગેરે જરા અષ્ટંપષ્ટં કરી આવીએ, તથા મિચ્છામિ દુક્કડં લઈ આવીએ, તેથી આપણાં સર્વ પાપો ધોવાઈ જાય છે, અથવા તો દેરાસરમાં જઈ પૈસાની ફૂલની માળા લઈ ચઢાવી, એકાદ પીળો ચાંદલો કરી કે કીર્ટસન લાઈટ કરી પ્રભુને રીઝવી દીધા કે સર્વ પાપ ધોવાઈ જાય, અથવા હવેલી કે મંદિરમાં જઈ ઠાકોરનાં દર્શન કરીને ચરણામૃત લેઈ આવ્યા, એટલે સર્વ પાપ ધોવાઈ પાવન થયા ! આવી માન્યતા ભૂલભરેલી, ને ખોટી ને મોટી ભ્રમણા છે. હા તે સામાયક વગેરેમાં ઉચ્ચતા રહી છે, ખરી. પણ તેની સાથે ઉચ્ચ વર્તન અને સદાચાર રાખવાં જોઈએ, વ્યવહાર ચોખ્ખો-સારો રાખવો જોઈએ. તો ઉપરથી સર્વ ધાર્મિક ક્રિયાઓ સુવર્ણમાં હીરો જડવા માફક તથા દૂધમાં સાકર નાખવા પેઠે શોભી નીકળે છે. પણ તેમ ન થતાં સદા સર્વદા અનીતિનો વ્યવહાર ચલાવાય, કુડકપટ કરાય, પરસ્ત્રી વગેરેના સંગ અને લોલુપતાથી જીવતર કલંકીત કરાય, સદા પાપમાં પટકાયાજ કરાય, પ્રાણઘાતક ખોટી સાક્ષીઓ પુરાય, ખોટાં ખત પણ કરતાં ન ડરાય, કન્યાવિક્રયનો કાળો કેર કરતાં પાછું વાળી ન જોવાય, ગરીબોનાં ગળાં કાપતાં જરા ડર કે દયા ન રખાય, સામાની આજીવિકા તોડતાં ને પેટ પર પગ દેતાં જરા ન અચકાય, ઈર્ષાને લીધે સામાની દુકાન જેવી બીજી સામી દુકાન માંડી સામાનો વેપાર તોડી પાડતાં રજ પાછું ન હઠાય, વ્યાજ ગણી નાણાં દોઢાં બમણાં કરી લપનછપન કરી રંકને હેરાન કરતાં બીક ન રખાય; વગેરે આવાં આવાં અનેક પ્રકારનાં દુનિયાદારીથી વિરૂદ્ધ, લોકોને તદ્દન નુકશાન કરનારાં કાર્યો કરતાં જરા વિચાર ન કરાય, પછી ધર્મસ્થાનક (હવેલી, મંદિર, મસીદ દેરાસર, ઉપાશ્રય વગેરે ગમે તે) માં જઈ નાના પ્રકારની ધર્મક્રિયાઓ હરહમેશ ભલે કરાય; પણ તે સર્વ ઉપલક ધર્મક્રિયા છે અને ભક્તિ તો શોભવાને બદલે નિંદાય છે. ઝેર નાંખેલા મોદક જેવી વૃથા અને અનર્થકર છે; પરિણામે સ્વ પરને નુકશાનકારક હોઈ જગતમાં હાંસી કરાવ-

નારી નીવડે છે, અને દુધપાકના તાવડામા મીઠું નાખ્યા બરાબર વિફળ જઈ હાનિકર નિવડે છે.

પેલા શેઠ પણ તેવાજ નર હતા. લોકોમાં તેની ખ્યાતિ–આબરૂ ઓછી હોઇ જ્યાં ત્યાં તેની મોટે ભાગે હાસી થતી હતી. નાણું મળવાનુ ટાણું ગુમાવતા નહિ, પણ નામ–કીર્તિ ગુમાવી બદનામ થયા હતા. સામાયકને પણ ન ગણકારતાં લુગડા પહેરી દુકાને આવ્યો. અને મજરે નહિ આપું, તો જરૂર આ ભાટ મને બધે ફજેત કરશે અને તેથી મારા વ્યાપારમાં મોટી ખલેલ આવશે અને હરકત પહોચશે, એવા હેતુથી દુકાને આવી કાટલાં આડાં અવળાં તપાસી ભાટને અઢીશેરી મજરે આપી, એટલે જે અઢીશેર ઘી ઓળવ્યુ હતું ને પૈસા ઓછા આપ્યા હતા તે હવે પૂરતા ચુકવી આપ્યા.

ચોપાઈ.

વળી ભોજન ભાવતું દીધું, ઉપર એક આપ્યું સિધું;
ભોળો દામ લઇ ત્યાંથી ભાગ્યો, ફરી મોતી કે હાથ ન લાગ્યો. ૪.

વળી પોતાનું ગામમા ક્યાઇ વાંકુ ન બોલે, તે સારૂં શેઠે કહ્યું કે:– ભોળા ! રોટલા ખાવાનો વખત થવા આવ્યો છે, માટે રોટલા જમીને જ ઘેર જા ! એમ કહી ઘેર તેડી જઈ આદરથી જમાડયો; અને તદુપરાંત થોડુંક ભાતું પણ સાથે બંધાવ્યુ. ભાટ મનમાં વિચાર કરે છે, કે વાહ વાણીયા વાહ ! શી તારી અક્કલ ને કળા ! તારા જેવી અક્કલબાજ, ફેનેહબાજ જાત જગતમાં બીજી ભગ્યેજ હશે ! ખરેખર તે જાત કપટકળામાં મહાનિપુણ, પારંગત અને કુશળ હોય છે. પોતાના સ્વાર્થમાંજ સર્વ સમાયલું સમજી–સર્વસ્વ માની પ્રપંચ આદરે છે. કહેવત છે કે:"સાતવારે સોની, ત્રણવારે કંસારો, વારેવાર વાણીઓ ને એકીવારે કોળી." આવા પ્રપંચી વણિકોને ચૌટાના ચોર એટલે ધોળા દહાડાના લુટારાઓ કહેલા છે:—

દોહરો–બમણા ત્રમણા દામ લે, કર્મ કરે કઠોર;
ઓછું દે અધિક લહે, એ ચૌટાનો ચોર. ૧

## (૮૫) દેવી પાસેથી એકજ વેણમાં માગી લેનાર બુદ્ધિવાન એક વાણીયાની કથા.

ખરેખર આ જગતમાં વણીક જાતિ મહાચતુર છે, કળા અને બુદ્ધિનો તે ભંડારજ છે. પોતાની બુદ્ધિ અને કૌશલ્યતા વડે ગમે તેવી આંટીઘુંટી

હોય તો પણ ઉકેલી માર્ગ કરી શકે છે. તેની કળાને કોઇ ન જ પહોંચી શકે. દાખલા તરીકે એક જન્મઅંધ વાણીયા ઉપર કોઈ પ્રસંગથી કોઇ એક દેવી પ્રસન્ન થઈ તેથી તે જન્મઅંધ વાણીયાને એક વરદાન માગવાનું કહ્યું કે હે વાણીયા ! હું તારી ભક્તિથી તારા ઉપર પ્રસન્ન થઈ છું, તેથી કહું છું કે મારી પાસે માગ ! જે માગે તે તને આપું પણ એકજ વેણુમાં માગજે, બીજીવાર માગીશ તો નહિજ આપું; ત્યારે વાણીયો હર્ષઘેલો થઇને વિચારવા લાગ્યો કે અહાહા ! શું માગું ! મારે તો આંખો પણ જોવે છે, ધન પણ જોવે છે, સ્ત્રી, દીકરા, ઘરબાર, મહેલ, હાટ, હવેલી બધું જોવે છે અને દેવી તો એકજ વેણુમાં માગવાનું કહે છે. તો હવે શું કરવુ. પછી બુદ્ધિ પહોંચાડી એકજ વેણુમાં ઉપરના બધાય બોલ માગી લીધા તે પછી હાથ જોડી બોલ્યો કે, **"સાત માળની હવેલીમાં રત્નજડીત સોનાના હીંડાળાખાટ ઉપર હિંચકતો હિંચકતો હું મારા વચેટ દીકરાના વચેટ દીકરાની વહુને સોનાની ગોળીમાં રૂપાની રવૈ વડે છાશ તાણુતી હું ભાળું તે આપો."** દેવી તો આ સાભળીને તખ્તજ થઈ ગઈ, વાહરે વાણીયા વાહ ! શી તારી કળા ને બુદ્ધિ છે ! તેં તો એકજ વેણુમાં બધાંય વાનાં માંગી લીધાં. ઠીક તથાસ્તુ. જાઓ બધાંય મળશે. એમ કહી વણીક કળાની તારીફ કરતી દેવી પોતાને સ્થાને ગઈ ને વાણીયો સુખી થયો.

**સવૈયા—દેશપતિ જબ રીઝતહે તબ, દેવત ગામ એચાર વિશાળી,**
**ગામપતિ જબ રીઝતહે તબ, દેવત ક્ષેત્ર બે ચાર ઉલાળી;**
**ખેતપતિ જબ રીઝતહે તબ, દેવત ધાન્યકી પાલી બે પાલી,**
**વાણીયા ભાઈ જબ રીઝતહે તબ, કાઢત દાંતને દેવત તાલી.૧**

મતલબ કે રાતે ચોરી કરનારા ચોર કહેવાય છે, તેમ આ ચૌટામાં ખુલ્લે બજારે બેસી પ્રપંચી વ્યાપાર કરનારા વેપારીઓને પણ દિવસના ચોર જાણુવા. આ વેવલા વાણીયાએ ખરેખર મારે માથે કરવામાં તો જરા પણ ખામી રાખી નથી અને અત્યારે આ પ્રકારે મારી સરભરા કરે છે. તેમાં પણ તેનો કાંઈ ઉંડો હેતુ તો હશેજ, નહિ, તો આ વાણીયો આમ ફોગટનો ખરપાય-ઘસાય તેમ તો નથી, મહા ચતુર વિચક્ષણુ જાત છે. પછી ભાટ પૂરા દામ મેળવી ત્યાંથી ચાલતો થયો. મોતી કવિ કહે છે કે તે ફરીને પાછો દેખાયોજ નહિ. હાથજ ન લાગ્યો. ખરૂં જ છે કે જે માણુસ એકવાર

છેતરાયો, ત્યાં તે માણસ ફરીને શાનો આવે ? કિન્તુ ન જ આવે. મતલબ કે અનીતિ આચરનારાનો વ્યવહાર ઝાઝો ટકતોજ નથી. તેનું પોગળ ખુલ્લું થતામાં ધૂળજતના કાંકરા થાય છે, પછી કોઈ તેની મીઠી વાણીમા ભોળવાતું કે વિશ્વાસ કરતું નથી, ભરમાઈ જતું નથી.

ધર્મજીજ્ઞાસુજનોએ વિશુદ્ધ વ્યવહાર ચલાવવો. ખરૂં ધર્માનુરાગીપણું ઘેર, દુકાને વગેરે સ્થળે થતાં વ્યવહારીક કાર્યોથીજ જણાઈ આવે છે, નહિ તો પછી કેદારકંકણ પહેરી આવેલી બિલાડી જેવું જ થાય અને આ લોક પરલોકમાં એમ ઉભય પ્રકારે ભ્રષ્ટ થઇ દુર્ગતિના ભાગી થવું પડે અને પછી અપાર દુઃખ સહેવું પડે. માટે મુક્તિસુખના અભિલાષી મનુષ્યોએ તો આવા કુડકપટના ધંધાઓનો સર્વથા ત્યાગ કરી તથા બગભગત જેવી કપટવૃત્તિ તજી દઇ નિષ્કપટભાવે પવિત્ર ધર્મક્રિયાઓ કરી મનુષ્યજન્મનું સાર્થક કરવું—એજ આ દુર્લભ મનુષ્યજન્મ પામવાનું પરમફળ છે. (૭૭)

---

(૭૮)

**विना ज्ञानं शिवस्थानं । कथ्यते किल केनचित् ।**
**असिद्धं तज्जिनेन्द्रोक्त । न भूतो न भविष्यति ॥**

**અર્થ—જ્ઞાન વિના પણ મુક્તિ મળે છે, એમ કેટલાએક લોકો કહે છે. પણ ખરેખર તે અશુદ્ધ છે. સર્વજ્ઞ જીનેશ્વરપ્રભુનું કહેલું એવું નથી; માટે જ્ઞાન વિના કદાપિ મુક્તિ હોયજ નહિ. (૭૮)**

ભાવાર્થ—આ લોકમાં કેટલાક અજ્ઞાન લોકોનું માનવું એવું છે કે પવિત્ર મોક્ષપદ પ્રાપ્ત કરવા માટે બહુધા જ્ઞાનની જરૂર નથી. પવિત્ર ક્રિયાઓ અને કાયક્લેશ-કષ્ટો કરવાથી પણ પરિણામે નિર્વાણપદની પ્રાપ્તિ થાય છે. કારણકે બહુ જ્ઞાન થવાથી હૃદય વેહેમીલું થાય છે. અનેક પ્રકારની શંકા ઉત્પન્ન થાય છે અને શંકા ઉત્પન્ન થઇ એટલે તો પછી **संशयात्मा विनश्यति** એ ગીતાવચન મુજબ સંશયશંકાનું સમાધાન ન થાય અને મનમાં સંશય રાખ્યા કરે, તો છેવટે તેનો આત્મા નાશ પામે છે, એટલે સદાચારીથી—મોક્ષ-પંથથી ભ્રષ્ટ થાય છે. વળી શ્રીમહાવીરપ્રભુએ કહ્યું છે કેઃ—ગાથા

**आरंभे नत्थी दया । महिलासंगए बंभ नासइ ॥**
**शंकाए समत्त नासइ । पवज्जा अथ गहणं च ॥**

અર્થાત્—આરંભ સમારંભથી દયાનો નાશ થાય છે. સ્ત્રીના સંગથી બ્રહ્મચર્યનો નાશ થાય છે, શંકા થવાથી સમકીતનો નાશ થાય છે અને દ્રવ્યનો સંગ્રહ થવાથી પ્રવજ્યા–સંયમનો નાશ થાય છે; તો જ્ઞાન ન ભણતાં અજ્ઞાન રહેવું વધારે શ્રેષ્ઠ છે. વળી બહુ જ્ઞાન ભણવાથી ઘણાને મત્સર્ય–અભિમાન આવી જાય છે અને એમ માને છે કે મારા જેવો કોઈ પંડિત નથી, મને લોકો માને છે ને પૂજે છે પછી કોઈ વખત તો–એ વિદ્યાના મદને લીધે મહા અનર્થ પણ કરી બેસે છે અભિમાન આવ્યું એટલે પછી ધીમે ધીમે સર્વ સદ્ગુણો વિનાશ પામ્યા સમજવા. વળી એવા વિદ્યાના મદમાં તણાઈ જઇ છકેલા પંડિતોને કોઈ વખત શાસ્ત્રવચનમાં શંકા પડે, તો અન્ય કોઇને નમ્રતાપૂર્વક પૂછતા પણ નથી.

## (૮૬) ઘમંડી પંડિતોનું હૃદયશલ્ય શ્રી વીરપ્રભુએ કાઢયું.

પૂર્વે શ્રીમહાવીર પ્રભુના સમયમાં ઇન્દ્રભૂતિ, વાયુભૂતિ ને અગ્નિભૂતિ વગેરે અગ્યાર બ્રાહ્મણો હતા. તે એવા તો મહા વિદ્વાન ને સમર્થ હતા, કે તેમના જેવા તે કોમમાં તે સમયે આખા ભારતવર્ષમાં ભાગ્યેજ બીજા હશે. તેઓની અપાર વિદ્વતાને લીધે સમસ્ત વિશ્વમાં પૂર્ણ ખ્યાતિ ફેલાઇ ગઈ હતી, તેથી તે દરેકની પાસે વિદ્યા જીજ્ઞાસુ વિદ્યાર્થીઓ પણ પુષ્કળ ભણતા હતા. અગીઆરેના થઈ ચુમાલીસસો છાત્રો હતા, એવા તે સર્વે મહાન ધુરંધર પંડિત હતા; પરના ઘણા ગુંચવાડા ભર્યા સંશયો સત્વર છેદવામાં મહા સમર્થ હતા. તેઓ આવા સુવિખ્યાત છતાં તેમનામાં એક જબરજસ્ત ઊંટીઉં ભરાઇ બેઠું હતું. તે ઊટીઉં બીજું કોઈ નહિ પણ અજ્ઞાનરૂપ અભિમાન જ હતું. તે એમ કે તે દરેકને પોતાના હૃદયમાં એક એક શંકા હતી, તે શંકાનું સમાધાન એક બીજાને પરસ્પરમાં પૂછે; તો સત્વર તે શંકાનું સમાધાન સહજ થઇ શકે તેમ હતું, પણ હાય અફસોસ ! કે હું મારી શંકા બીજાને કેમ પૂછું ! એમ પૂછતાં તો તે મને હસે, પોતાનાથી હલકો ગણે, માટે નજ પુછવું એજ ઉત્તમ છે. એમ ધારી તેઓએ પોતાની શંકાનું સમાધાન કોઇને ન પૂછ્યું તે નજ પૂછ્યું. એવું તેઓના હૃદયમાં અભિમાનનું ભરપુર જોર હતું, કહો કે બકરી કાઢતાં ઊંટ પેઠું હતું.

જોયું ! હે જ્ઞાનથી મુક્તિ માનનારાઓ, જોયું ! આ તે કેવો જ્ઞાનથી જીવન સફળ કરવાનો–અજ્ઞાનથીજ મુક્તિમહિલા મેળવવાનો ઉત્તમ પ્રકાર ! ભાઇ ! ધર્યું રહ્યું એવુ જ્ઞાન ! અભિમાનવર્ધક એવા જ્ઞાનની તો અમારે

લેશ પણ પરવા નથી. અમે તો અમારે અજ્ઞાનજ રહીશું. ભણીએ–પંડિતમાં ખપીએ, ત્યારેજ એવું થાય ને વારૂં ! એ તો ભલું. થાઓ શ્રીમહાવીર ભગવાનનું, કે તે પ્રભુએ તે સર્વનું અભિમાન રૂપી ઝેર ઉતાર્યું, નહિ તો જ્ઞાનનો ઘમંડ ધરાવનારા પંડિતો નહિ પણ અભિમાન–અહંકારનાં જ પુતળાઓ ! તે સર્વજ્ઞ શ્રીમહાવીર પ્રભુનું પણ છત્ર છીનવી લઇ ટાંટીયો ઝાલી સિંહાસનપરથી હેઠા ઉતારવા તૈયાર થતા હતા. અહાહા ! શો ગજબ ! કે પ્રભુના ચોત્રીશ અતિશયો તથા સાક્ષાત અનન્ય મહાન ચમત્કારો નજરે જોવા છતાંપિ તેમનું અભિમાન ન ઉતર્યું. પણ પ્રભુશ્રીએ તેમના હૃદયનો સંદેહરૂપી કાંટો ઉખેડી નાખ્યો, ત્યારેજ તેઓ સમજ્યા અને શત્રુ મટી શિષ્ય થયા અને પોતાનો અવશેષ જીવનકાળ પોતાના ૪૪૦૦ શિષ્યો–વિદ્યાર્થીઓ સહિત શ્રીમહાવીર ભગવાનના ચરણકમળમા અર્પણ કર્યો અને શ્રી ગૌતમસ્વામી, શ્રી સુધર્માસ્વામી વગેરે અગીયાર ગણધરોના નામથી તેઓ પ્રખ્યાત થયા. તે વિષે કહ્યુ છે કેઃ–ભુજંગીછંદ.

પ્રભુ ચુમાળીસે ચેલા કિયા, એકજ દિનમાં મહાવ્રત દીયા;
ગૌતમ સરીખા હુવા વજીર, મનવંછીત પૂરણ મહાવીર.
સમોસરણમાં સુણ્યો અધિકાર, અમૃતવાણી રૂપ દિદાર;
દીઠે હરખે હૈડું હીર, મનવંછીત પૂરણ મહાવીર.
તુમ નામે ભવસાગર તરે, તુમ નામે સહુ કારજ સરે;
સિદ્ધિ વૃદ્ધિ પામે હીર ચીર, મનવંછીત પૂરણ મહાવીર.
ચિંતામણિ સમ જીનવર જાપ, કોડ ભવોનાં કાપે પાપ;
રોગશોગ નાસે પર પીડ, મનવંછીત પૂરણ મહાવીર.

વ્હાલા વાચનાર ! ધન્ય છે શ્રી મહાવીરપ્રભુને ! કે અભિમાનના એ પૂતળાઓનું અભિમાન પ્રત્યક્ષ પ્રમાણથી દૂર કરી દીધું. નહિ તો તેઓએ તો અભિમાનના ઘમંડમા જીવન જંપલાવ્યુ હતું. શ્રીમહાવીરપ્રભુના પ્રબળ પ્રતાપથી જ તેઓનું જીવનસૂત્ર સુધર્યું અને છેવટે સન્માર્ગમાં પરિપાક વૃત્તિ સ્થિર કરી અક્ષય મોક્ષલક્ષ્મી વર્યા–મોક્ષપુર પાટણે પધાર્યા.

### સદ્ગુરૂ વિષે—રાગ ભેરવી રામાયણનો.

ગુરૂ સમ દાતા નહિ મેરે ભાઈ, જીન મુક્તિપદ દિયો બતાઇ.
ગુરૂ બિન જ્ઞાન હૃદય નહિ આવે, ગુરૂ બિન કસ્તુરી મૃગકુ ભુલાવે.
ગુરૂ બિન ગજ છાંયાસે લડીયા, ગુરૂ બિન કેસરી કુપમે પડીયા.

ગુરૂ બિન મરકટ ફેરહી થાગા, ગુરૂ બિન કુડ કપટ કર કાગા.
ગુરૂ બિન શ્વાન કરે બહુ પેખા, મંદિર એક કાચકા દેખા.
જ્યાં દેખે ત્યાં અપની છાયા, ભસત ભસત યું જન્મ ગુમાયા.
કહેત કબીરા સુનો મેરે ભાઈ, ગુરૂ બિન મુક્તિ કબહુ ન હોઈ.
સાખી—ગુરૂ મિલ્યા તો સબ મિલ્યા, નહિ તો મિલ્યા ન કોઈ,
માત પિતા સુત બાંધવા, સો તો ભવભવ હોય.

મતલબ કે જ્ઞાન ભણીએ ત્યારે એવી શંકા પ્રશંકાઓ થાયને ? અને અભિમાન રૂપી ઊંટીઉં પણ તેથીજ ભરાવાનો વખત આવે ને ? માટે બસ આપણે તો અજ્ઞાનપણે રહેવામાં શ્રેષ્ઠતા માનીએ છીએ. જ્ઞાન વિના પણ મુક્તિ મળશેજ, શા માટે ન મળે ? અમે મુક્તિના જીજ્ઞાસુ છીએ. અજાણ-પણે જ રહી પ્રભુ પાસે મુક્તિ માગીશું, એટલે મળશેજ. અજાણતા કોઈ ગુન્હો કરે છે તો સરકાર પણ તેને માફી કરી છોડી મુકે છે, પણ જાણતાં છતા ગુન્હો કરે છે, તેને તો ડબલ દંડે છે. તેમ અમો પણ અજાણપણેજ રહી સ્વાર્થસિદ્ધિ પ્રાપ્ત કરીશું, પણ બિલાડું કાઢતાં ઊંટીઉં પેસાડવારૂપ જ્ઞાન તો અમારે નથીજ ભણવું. આ પ્રમાણે કેટલાક જનો માને છે, પણ તે કેવળ અયોગ્યજ છે. શ્રી સર્વજ્ઞ પ્રભુનું તેવું કથન નથીજ. ભણી અભિમાન ન આણવું એ તો સત્યજ છે, પણ જ્ઞાન ભણવુંજ નહિ અને અજ્ઞાનપણેજ મુક્તિ મેળવવાની આશા પૂર્ણ કરવા બેસી રહેવુ, તે તો દિલ્હી જવા માટે નીકળી ઉત્તરને બદલે દક્ષિણનો રસ્તો લીધા જેવુ જ છે.

અહાહા ! શા જ્ઞાનના અપૂર્વ ગુણો, શી જ્ઞાનની અપૂર્વ ખૂબીઓ અને શા જ્ઞાનના ચિત્તાકર્ષક ચમત્કારો ! અજ્ઞાનના અંધારામાં આથડતા એવા નરપશુઓને ક્યાંથી ખબર પડે ? આ ચોક્કસ છે કે આ જીવાત્માએ અનંતકાળ અજ્ઞતાથીજ ગુમાવ્યો છે, ખરેખર જ્ઞાન વિનાનું જીવન તે રજનીકાન્ત (ચંદ્રમા) વિનાની રાત જેવુ છે, ખરેખર જ્ઞાન તો ભાગ્યવાન ભભકતો ભાનુ છે, તે હૃદયાકાશમાં અપૂર્વ પ્રકાશ આપી મનુષ્યોનાં જીવન શ્રેષ્ઠતર બનાવે છે. જ્ઞાન વગરનો આત્મા કદાપિ ઉચ્ચકોટી પર આવી શકતોજ નથી, તે વિષે કહ્યું છે કેઃ—

કવિત—ચંદ બિના રૈની, મૃગનૈની દગ કાજલ બિન,
કવિતા બિન કની, જ્યું નગીના બિન સુના હૈ;
દાતાજન દાન બિના, જોગીજન જ્ઞાન બિના,
માન બિના મોના જ્યું, પાન બિના ચુના હૈ;

**સલીલ બિન સરવર જયું, રાવત બિન નરવર જયું;**
**કેશુ બિન ગિરિવર જયું, પેશુ બિન પુના હે;**
**ત્રીકમ પ્રકાશ કરે, અંબ ખાસ દીપક બિન,**
**અફીન બિન રજપુત જયું અન્ન બિન અલૌના હે.**

મતલબ કે જ્ઞાન વિના સર્વ વૃથાજ સમજવું. જ્ઞાનથી સત્યાસત્યનું ભાન થાય છે, હેયોપાદેયનું-કર્તવ્યાકર્તવ્યમાં પૃથક્કરણ કરવાનું સામર્થ્ય વધે છે. જ્ઞાની પુરૂષો સત્યના જ પક્ષપાતી હોય છે, પણ કેવળ મતાગ્રહી હોતા નથી. તેઓ જ્ઞાનપ્રભાવે સત્ય વસ્તુનું સ્વરૂપ ઓળખી અસત્યનો પરિહાર કરે છે. પણ અજ્ઞાનીઓને તો તેમાંનું કશું હોતું નથી. તેઓએ તો વહોરાની પેઠે નાડું પકડયું તે પકડયું જ. પછી ગમે તેમ થાય, તોપણ તે નાડું મુકવાના નહિ. શેનું છોડે ! સત્ય સમજાય ત્યારે અજ્ઞાન તજાય ને ? !

## (૮૭) નાડું ઝાલી રાખનાર અક્કલબાજ મુલ્લાજીની વાત.

એક વખત એક મુલ્લાજી પરગામ જતા હતા, બે ત્રણેક ગાઉ ગયા તેવામાં એક ગાડાવાળો મળ્યો. તેથી થોડાક પૈસા આપવા ઠરાવીને ગાડા ઉપર બેસવાનું નક્કી કર્યું. ગાડામાં ઘાસનું ભરોઠું ભરેલું હતું, તેથી બેસાડાય તેવું ન હોવાથી પ્રથમ તો ગાડાવાળાએ ના કહી. પણ પૈસાની લાલચે મુલ્લાને ઘાસના ભરોટા ઉપર ચડી બેસવાનું કહ્યું. પછી મુલ્લાજી તો ઉપર ચડી બેઠા, ગાડું ચાલતું થયું. બે ચાર ગાઉને આશરે ગયા, એટલે ઢાળવાળી નીચાણની જગ્યા આવી. તેથી ગાડાવાળાએ મુલ્લાજીને કહ્યું, કે મુલ્લાજી ! ઓ મુલ્લાજી ! સાંભળો છો કે ? ઢાળ આવે છે માટે, જરા સંભાળીને બેસજો, બરાબર નાડું મજબુત પકડજો, કે જેથી પડી ન જવાય ! મુલ્લાજીએ કહ્યું:—સારૂ ! નાડું પકડું છું. તું તારે ગાડું ચલાવ ! પછી ગાડું ચલાવ્યું. મુલ્લાજી અક્કલના ઓથમીર હતા, તેથી તે તો ઉંધુંજ સમજ્યા, એટલે ગાડાવાળાએ જ્યારે ઘાસના ભરોટાનું નાડું પકડવાનું કહ્યું, ત્યારે મુલ્લાએ પોતાના સુથણાનું-ચોરણાનું નાડું પકડયું. વળી ઢાળ નજીક આવ્યો, ત્યારે પાછું ગાડાવાળાએ ચેતાવ્યું:—મુલ્લાજી ! નાડું મજબુત પકડજો ! ઉત્તર મળ્યો, સારૂ, પકડું છું મજબુત, ચલાવ ગાડું, પછી ગાડું ચલાવ્યું. ઢાળ આવ્યો એટલે ગાડું એકદમ દોડયુ અને મુલ્લાજી તો એકદમ ફલાંગ કરતાં પાછળ ઉઠી પડયા. તેથી ગાડાવાળાને બૂમો પાડવા લાગ્યા કે અલ્યા ગાડાવાળા ! હું પડો ! હું પડો ! ગાડું ઉભું રાખ, પછી ગાડું તો ઢાળ હોવાથી વચમાં ઉભું ન રહેતાં નીચાણમાં જઈ ઉભું રહ્યું. પછી પેલા

મુલ્લાજીને પડી ગયેલા જાણી ગાડાવાળો ત્યાં આવ્યો અને કહ્યું કે, મુલ્લાજી, કેમ પડી ગયા ? નાડું પકડ્યું નહિ કે ? મેં તમને પહેલાંથીજ કહ્યુ હતું કે નાડું મજબુત પકડજો, છતાં કેમ ન પકડયું ? તે સાંભળી મુલ્લાજી આક્રોશથી બોલ્યા કેઃ-સારા ! હજી તો આ નાડું પકડું છે, ભારતો નથી કે શું ? આંધરોબાંધરો છે કે શું ? એમ કહી પોતે ઝાલેલું નાડું બતાવ્યું. તે જોઈ પેલો ગાડાવાળો હાંસી કરતો બોલ્યો કેઃ-અરે એ નાડું ક્યાં પકડયુ ! પેલા ભરોટાને બાંધેલું નાડું પકડવાનું હતું. ત્યારે મુલ્લાજીએ કહ્યુ કેઃ-સારા ! ત્યારે એમ કાં કહ્યું નહિ ? હું સમજ્યો આ નાડું, તેથી તો મેં આ પકડું. ત્યારે ગાડાવાળાએ તેની મુર્ખાઇ ઉપર હાંસી મશ્કરી કરી બે ચાર કટાક્ષો કરી મુલ્લાને ગાડામાં બેસાડી તેને ગામ પહોંચાડયો.

મતલબ કે અજ્ઞાની મનુષ્યો મુલ્લાંની પેઠે અર્થનો અનર્થજ કરી બેસે છે, માટે જ્ઞાન તો જરૂર મેળવવુ જ, જ્ઞાનથી ઘણાને અગણિત ફાયદા થાય છે. વીર ભગવાને પણ કહ્યું છે કેઃ---अनाणि किं करिस्सइ ? અર્થાત્ અજ્ઞાની નર શું કરી શકવાનો છે ? અજ્ઞાની અને આંધળો બન્ને સરખાજ જાણવા, તેઓ ભૂલા પડતાં અવળા પંથમાં અટવાઈ મરતાં વાર લગાડશે નહિ. હા, જ્ઞાન ભણી-વિદ્યા મેળવી અભિમાન ન કરવુ, એ તો સત્યજ છે પણ અભિમાન વધે છે માટે જ્ઞાન ન ભણવું અને અજ્ઞાનપણે મુક્તિ મેળવવાની પ્રબળ આકાંક્ષા રાખવી-તે કેવળ વૃથા ભ્રમજ છે. ज्ञान क्रियाभ्यांमोक्ष અર્થાત્ જ્ઞાન અને ક્રિયા એમ બન્ને પ્રકારે મોક્ષગતિ પ્રાપ્ત થાય છે. એકલું જ્ઞાન પણ નકામુ, અને એકલી ક્રિયા પણ નકામી સમજવી, લુલાને અને આંધળાને વગડામાંથી નગરમાં જવું છે, તો બંન્નેને પરસ્પર સહાયતાથી ઈષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થશે, એક લુલો પણ ગામ ભેળો નહિ થઈ શકે અને એકલો આંધળો પણ ગામમાં નહિ જઇ શકે. જ્ઞાનમાં અથાગ ગુણો છે, માટે અવશ્યે જ્ઞાન તો મેળવવુ જ. અંધારામાં ખોવાયલી વસ્તુ શોધવા માટે દીવાની ખાસ જરૂર પડે છે, દીવો ન હોય તો અથડાવું પડે, અને તેમ છતાં વસ્તુ હાથ ન આવે " नाणेणयमुणिहोइ " અર્થાત્ જ્ઞાનથી મુનિ થવાય છે, પણ કેવળ વિવિધ વસ્ત્રથી-ઢીંગથી મુનિપણું ગણાતું નથી અને તેવું જ્ઞાનવાળુંજ મુનિજીવન શ્રેષ્ઠતર લેખાય છે. કહ્યું છે કે " જ્ઞાની પુરૂષ સર્વદા અભિનંદનીય છે. તેઓ તો કહે છે કેઃ-હે લક્ષ્મી ! અમારા પરથી મમતા તજીને તું અન્યને ભજ અર્થાત્ બીજાની પાસે જા ! અમોને હવે ભોગમાં લેશ પણ રૂચી

નથી, તારે ને અમારે હવે કાંઈ પણ સંબંધ નથી. અમે તો હવે જ્ઞાનલક્ષ્મી મેળવીને મોક્ષલક્ષ્મી ભોગવીશું. કાષ્ટના પાત્રમાજ નિત્ય ભિક્ષાથી માગી લાવેલું અન્ન નિર્મોહી થઇ નિર્મમત્વભાવે જમીશું, એવી અમે વૃત્તિ ધારણ કરી છે. અહાહા ! કેવો સરસ વિચાર ! કેવુ ઉત્તમ વાતાવરણ ? જે લક્ષ્મીને માટે આખી દુનિયા મરી ફીટે છે, જેને સદા મેળવવા ઝંખે છે તેને આવા જ્ઞાની પુરૂષો કહે છે કે, તારો અમારે ખપ નથી. આથી જ્ઞાનની ઉત્તમતા બીજા કયા પ્રકારે સિદ્ધ થઇ શકે ? આવી ઉત્તમ ભાવનાવાળા જ્ઞાનીઓનો સમાગમ કરી જરૂર જ્ઞાન મેળવવું જોઇએ, વળી તેઓ આ સંસારના સંબંધમાં શી ભાવના ભાવે છે ? તે વિષે કહ્યુ છે કેઃ—

ગરબી—( ઓધવજી સંદેશો કહેજો શામનેઃ–એ રાગ. )

એવોરે દીવસ ક્યારે આવશે ?
ભુલી જઇશું આ સઘળો સંસાર જો,
વિષયો વિષ્ટા તુલ્યજ મુજને લાગશે,
અંધ બને છે જેમાં નર ને નારજો;
મોહ માન ને માયા મમતા ત્યાગીને,
સફળ કરૂં હું ઉત્તમ આ અવતારજો. એવોરે૦

આવા આવા ઉત્તમ વિચારો સત્પુરૂષોને સદાય થયા કરે છે, તે સઘળો જ્ઞાનનો પ્રભાવ છે. મહાન પુરૂષોને પગલે પગલે ચાલી તેમના વિચારોનું આપણે અનુકરણ કરવું જરૂરનું છે અજ્ઞાનીઓને આવા સદ્‌વિચારોનું વાતાવરણ સ્વપ્ને પણ ક્યાથી સાંપડે ? એવા અજ્ઞાનીઓના જીવન તો પ્રાયે કરી–મોહ માયામાંજ મસ્ત બનીને અજ્ઞાનમાં જ વીતી જાય છે કલેશ, કુસંપ, કામ, ક્રોધ આદિ કુમાર્ગમાંજ કુટાય છે. અજ્ઞાનીઓને તો કંકુડોશીની પેઠે એકબીજામાં વેરવિરોધ વધારવા, કજીયાકલેશ કરાવવા અને નારદવેડા કરી જ્યાં ત્યા લંકા લગાડવા, આડું અવળું ભગાવી હૈયાહોળી સળગાવવામાં જ મજા પડે છે. અરે હોસીલા–ખંતિલા થઇ તેમાજ તત્પર રહી આનંદથી મશગુલ રહે છે.

## (૮૮) કલહપ્રિય કંકુકાકીની કુટિલતા ને કુબુદ્ધિની કથા.

કોઇ એક મોટા શહેરમાં કંકુબાઈ કરીને એક ડોશી રહેતી. તે પૂર્ણ વૃદ્ધાવસ્થાએ પહોંચી હતી–લગભગ સાઠ સીતેર વર્ષની વયે આવી પુગી હતી. તેની ઉત્પત્તિ તો જૈનકુળમાં થઇ હતી, પણ તેના કર્તવ્યને અને જૈનધર્મને હજારો ગાઉનું અંતર હતું. જૈનધર્મમા સઘળે સ્થળે શાંતિનુંજ સામ્રાજ્ય

સ્થાપવાનો ખાસ ઉદ્દેશ છે, ત્યારે આ આપણું કંકુ કાકીને જ્યાં ત્યાં ઉંબાડીયા મુકવા, હૃદયો સળગાવવાં, ક્લેશ કંકાસ કજીયા કરાવી પૂર્ણ અશાંતિ ઉપજાવવી, ને હૃદયમાં અત્યંત આનંદ પામવો–હર્ષિત થવું એજ ધંધો હતો. કહો ભાઈઓ ! આવા કર્તવ્યને અને જૈનધર્મને શું લાગે વળગે ? શું જૈનકુળમાંજ જન્મ્યા એટલેથીજ જૈન થઈ ગયા ? ના ના, તેમ કદિ સ્વપ્ને પણ સમજતા નહિ. તે વિષે કહ્યું છે કેઃ—

દોહરો—શ્રાવક કીધે શું થયું ? શ્રાવક તે નિરધાર;
શ્રદ્ધા સહિત વિવેકથી, સત્ય કાર્ય કરનાર.

## —ઃશ્રાવિકા બેનોને શીખામણઃ—

(રાગઃ—આવોને નંદલાલ રમવા આવોને)

શ્રાવિકા ધરાયે જો નામ, કરીયે કામ વિચારી.
મળે અમર સુખ ધામ, રાખો શીખ આ ધારી. ટેક.
ભલે જવાય નહિ ધર્મ સ્થાને, કષ્ટ વિના સેજે જાશો વિમાને;
પરહરો પરની નિંદાને, ઘરની કીર્તિ વધારી. શ્રાવિકા.
સાસુ સસરા પતિની સેવા કરવી, નણદી સાથે સંપીને પ્રીતિ ધરવી;
મીઠી વાણી મુખ ભરવી, પ્રેમે પતિવ્રત પાળી. શ્રાવિકા૦ ૨
સુંવાળી સાવરણીએ ઘર વાળી, વહેલા ઉઠી પેલા પાણીને ગાળી;
સંખારો રાખો સંભાળી, સ્હેજે તરશો સુનારી. શ્રાવિકા૦ ૩
છાંયામાં છાણા ને જતનાથી પુંજો, ધાન્ય ધનેડા ધરી ધ્યાન જોજો;
વિવેક રાખી વર્તો જો, સ્હેજે તરશો સુનારી. શ્રાવિકા૦ ૪
એઠાંના ઠામ ઉઘાડાં ન રાખો, ઘી તેલમાં તો મરે જીવ લાખો;
આળસ અંગ ન રાખો, દયા લાભ વિચારી. શ્રાવિકા૦ ૫
સંતાનોને શુભ ધર્મ સમજાવો, દાન દયા દિલ ખુબ ઠસાવો;
જન્મ આવો ન હરાવો, વાવો વૃત્તિ રસાળી. શ્રાવિકા૦ ૬
ડાહ્યાં છતાં કેમ દેદો, કુટાવો, ઝાઝા જવેરા વળી વવરાવો;
જાગ્રણ શાને જગાવો, બાળા બગડે બિચારી. શ્રાવિકા૦ ૭
શું થયું ધર્મના સ્થાને ચડયાથી, હોંકારા હોંશેથી જીજી કીધાથી;
વલ્લભ વાતો વધાથી, કયાંથી મુક્તિ થનારી. શ્રાવિકા૦ ૮

જૈનધર્મના પવિત્ર કાનુનો–ફરમાનો અમલમાં મુકવાથી જૈનત્વ સાર્થકતાવાળુ ગણી શકાય છે. પણ આ ડોશીમાં તેવા સદ્‍ગુણોનો અંશ પણ ન

એમ ન સમજે એહનો, નિશ્ચે થાય વિનાશ. ૨૩૮

હતો, તેનો જાતિ સ્વભાવ તો કોઈ ઓરજ તરેહનો હતો, તેને નારદવેડા કરવા બહુ ગમતા હતા. એક બીજાના મનમાં આડું અવળું ઇષ્ટપિષ્ટ ભરાવી જયાં ત્યાં લંકા લગાડતી હતી અને અન્યોઅન્યમાં લડાવી મારી કજીયા કરાવતી હતી. પછી તે કજીઓ જોઈ તથા લડાઇના હુંકારા ટુંકારા ને ગાળાગાળી સાંભળીને કાખલીઓ કુટતી, દાંત કાઢતી તથા અત્યંત આનંદ પામતી હતી. આમ આખા દિવસમાં બે ચાર સ્થળે જઇ લંકા લગાવે, અને આડુંઅવળું ભરાવી લડાઈ કરાવે, ત્યારે તેને જંપ વળે અને સંતોષ થાય. એક બીજાને કુયુક્તિઓ બતાવી, લંકા લગાડી લડાવી મારવામાંજ પોતાનું જીવન સફળ માનતી હતી, એ ધંધામાં તે પૂરી પાવરધી થયેલી હતી. જે દહાડે આવો એક પણ કલેશ ઉભો ન થયો હોય, ત્યાં સુધી તે બિચારી કંકુ ડોશીને ખાવાનું પણ ભાવે નહિ, એવો તેનો કલહપ્રિય જીવનક્રમ બંધાયો હતો. અફીણીયાને અફીણ વિના ચાલે નહિ, તેમ આ ડોશીને પણ સાઠીઝાંખરાં લગાવી લડાવી મારી, મજા-જોઈ મોજ માન્યા વગર ચેન ન પડે !—ગોઠે નહિ !

વળી તેને કુટવાનું પણ બહુજ ગમતું હતું. કયાંક મરણ થયું હોય, તો તુરત કુટવા માટે કંકુ ડોશી દોડી જતી હતી. પૂર જોસથી કુટતી હતી, અને સામાને ન કૂટે તો પરાણે પણ કુટાવતી હતી. કુટવા વખતે એવા તો રાજીયા પરાજીયા ગાય, કે સામાને કુટવાનું જોર આવે. પોતાને ચાર છોકરા, વહુઓ વગેરે બહોળું કુટુંબ હતું, પણ તેમાંનુ અત્યારે એક પણ રહ્યું નહોતું; સર્વ પરિવાર મરી ખુટયો હતો, ફક્ત એકાકીપણે ડોશીમા જ અડીખમ ધડીમ જેવાં જીવતાં જાગતા બેઠાં હતાં, તેથી મુવેલાં સર્વને સંભારી સંભારી રોતી-રોવરાવતી અને કુટતી કુટાવતી હતી. આ કુટણકળાની કુશલતા માટે પણ તેને ગામની બાઈડીઓ તરફથી ઘણું માન મળતું હતું, તેને તેવા પ્રસંગોમાં પીરસણું પણ મળતું હતું. આ પ્રકારે તે ડોશીમા રડાવવા, લડાવવા ને કુટાવવાની કળામાં એક્કા હોઇ પૂર્ણ કળાએ પહોંચ્યાં હતાં. કહો કે તે કળાના પ્રોફેસર થયાં હતાં ! એક વખતે તે ગામમાં કોઇ એક જૈનના મોટા સાધુપુરૂષ પધાર્યા, ગામના ઘણા લોકો તેમને વંદન કરવા, દર્શન કરવા તથા વ્યાખ્યાન (વખાણ) સાંભળવા માટે ગયા; હવે જે મહોલ્લામાં આ કંકુડોશી રહેતાં હતાં તે મહોલ્લાનાં કેટલાંક બૈરાં પણ વાંદવા જવા નીકળ્યા, તે વખતે ડોશીમાને મળ્યાં. અને આ નવા સાધુની વિમળ વાણી સાંભળી, આનો

પાપકારી અધમ ધંધો મટે તો સારૂ, એવી સદ્દભાવનાથી ત્યાં આવી ડોશીમાને કહ્યું કેઃ-કંકુ કાકી ! આજ તો કોઈ નવા ઉત્તમ સાધુ પુરૂષ પધાર્યા છે, માટે ચાલો તેમનાં દર્શન કરવા તથા વખાણ સાંભળવા જઈએ,' કે જેથી કાયાનું કાંઇક કલ્યાણ થાય ! આ સાંભળી કંકુ ડોશીનું ત્યાં જવા માટે જરાએ મન તો ન હતું, પણ સર્વ બાઈઓનું મન જાળવવા માટે તે તેમની સાથે ચાલી. પછી સર્વ બાઇઓ સહિત કંકુડોશી પણ અપાસરે આવ્યાં. ગુરૂને સર્વ બાઇઓએ સપ્રેમ વંદન કર્યું અને પછી વ્યાખ્યાન સાભળવા માટે બેઠી ડોશીમાને પણ બેસાડયાં. વ્યાખ્યાન પુરૂં થયું એટલે ડોશીનુ કાંઈક કલ્યાણ થવાની આશાથી મહોલ્લાવાળી બે ચાર બાઈઓએ મહારાજને કહ્યું-

ગુરૂ મહારાજ ! આ ડોશીમાને કાંઇક રૂડો બોધ આપી સમજાવો તો સારૂં ! તેનામાં એક બીજાને કજીયા કરાવી લડાવી મારવાની બહુ બુરી ટેવ છે, તે માટે તેમને કાંઇક બાધા આપો તો સારૂ, કે જેથી તેનું કાંઈક સુધરે, નહિ તો મહારાજ તેનું સાવ બગડી જશે. આ સઘળી હકીકત સાંભળી મુનિ મહારાજને પણ હૃદયમા ઘણુ લાગી આવ્યુ. પછી કકુ ડોશીને કહ્યુ કેઃ- ડોશીમા ! આ શુ ? તમારી આ ટેવ તો સારી નથી, હવે તો કાંઠે બેઠાં છો, માટે કાંઈક સમજો અને સુધરો તો સારૂં !

દોહરો—બોત ગઈ ને થોડી રહી, થોડીમે બી જાવે;
ઈસ કારણકે કારણે, કયા મૂરખ જન્મ ગમાવે. ૧

ખરેખર આવી કુટેવથી—આવા કુકર્મથી ઘણું માઠું પરિણામ આવે છે. એક તમારી મજાહને માટે સામાને લડાવી મારવા એ તે કેમ સારૂં કહેવાય વારૂ ? માટે કાંઇક સમજો, નહિ તો તમારે કાંઇ રત્નપ્રભામા જવું છે કે શું ? આ સાંભળી ડોશી એકદમ બોલીઃ-અરે મહારાજ ! અમે તો પાપી જીવડા પલ્લાના પ્રાણી કહેવાઇએ, અમારા નશીબમા રત્નપ્રભા કયાંથી હોય ? રત્નપ્રભા તો આપ સરીખા સંતપુરૂષોને મળે. મહારાજ ! રત્નપ્રભા તો આપનેજ મળશે. મને પાપીને તે કયાથી મળે ?

નરકની ગતિમા સાત સ્થાનોમાં પહેલી નરકગતિનું નામ રત્નપ્રભા છે, તેમાં જવાનું મહારાજે કહ્યુ ત્યારે કકુકાકી તો ઊંધુંજ સમજ્યાં, કે રત્નપ્રભા તે કોઈ જાતની ઉત્તમ દેવગતિનું સ્થાન હશે, માટે એવુ ઉત્તમ સ્થાન આપણને કયાંથી હોય ? એમ ધારી કકુડોશીએ તો સાધુમહારાજને જ પહેલી

નરકમાં જવાનું કહ્યું કે રત્નપ્રભા તો આપને હોય, અમને પાપીને તે ક્યાંથી હોય ? આથી ત્યાં બેઠેલ બાઈઓભાઈઓમાં ભારે હસાહસ થઈ ગઈ ને સાધુ પણ હસ્યા. પછી સાધુએ સર્વ હકીકત અને રત્નપ્રભાનો અર્થ કહી બતાવી સમજાવ્યું કે આવી દુઃખમય ગતિમાં તમારૂં આ કર્ત્તવ્ય, તમારી આ કુટેવ તમને ઘસડી જશે, પછી ત્યાં પસ્તાવાનો પાર નહિ રહે.

વળી તમારો કુટવાનો ધંધો પણ અતિ અહિતકારી જ છે, જુવો ! શ્રીવીર ભગવાને સૂત્રમાં અશાતા વેદનીય કર્મ બાંધવાનાં કહેલાં છ કારણોનાં નામ સાંભળોઃ- (૧) પરને દુઃખ દેવાથી પોતાને જ દુઃખ ભોગવવું પડે છે, (૨) પરને ઝુરાવવાથી પોતાને જ ઝુરવું પડે છે, (૩) શોચ કરાવવાથી પોતાને જ શોચવું પડે છે, (૪) પારકાને કુટાવવાથી પોતાને જ કુટવું પડે છે, (૫) પરને પીટવાથી પોતાને જ પીટાવું પડે છે, (૬) પારકાને પરિતાપ ઉપજાવવાથી પોતાને જ પરિતાપ ઉપજે છે, માટે ડોશીમા ! સમજો ! અને હવેથી આવાં માઠાં કામ ન કરવા માટે અત્યારે બાધા લો !

આ સર્વ વાત સાંભળી ડોશીએ મનમાં વિચાર્યું કેઃ-હાય હાય ! આજ તો પુરી સપડાણી, ભોગ લાગ્યા કે આજ અપાસરે આવી ! ન આવી હોત તો સારૂં હતું; ક્યાંથી આ બાઈઓ આવી ચઢી અને મને પરાણે અહીં તેડી લાવી ! પછી તેને મહારાજે બાધા લેવાનું કહ્યું ત્યારે તો મન ઘણું કચવાણું ! બાઈઓ પણ સર્વ વળગી પડી, કે હા ડોશીમા ! હવે તો તેની બાધા લ્યો, કે કોઈને કલેશ કજીઆ હવે કરાવવા નહિ, ને કુટવા જવું નહિ. મહારાજને પણ સર્વ બાઈઓએ કહ્યું કેઃ-આપો મહારાજ બાધા ! તે વિના તે અટકશે નહિ, અને કંકુકાકીની પડેલી કુટેવ જશે નહિ ત્યારે તો બેધડક ડોશીમાએ કહ્યું કેઃ-મહારાજ ! મારાથી તેવી બાધા તો પળે નહિ, તેવી ટેવ છે તે એકદમ તો મારાથી બંધ ન કરાય, તે વિના તો મને ઠીક પડે નહિ પછી છેવટે બાઈઓએ અને સાધુજીએ ખુબ સમજાવી ત્યારે અંતે એટલી વાતે હા ભણી કેઃ-મહારાજ ! સર્વથા તો બાધા ન પળે પણ તમે બહુ કહો છો, તો તમારૂં વચન પાળવા ખાતર એવી બાધા લઉં, કે દિવસમાં એક વાર કરતાં ઝાઝી વખત કજીયો ન કરાવવો. ફક્ત એક વખતની છુટ, બાકીની બાધા લઉં પણ સર્વથા તો ન જ પળે, એ વિના તો મને ખાવાનું પણ ન ભાવે !

પછી બાઈઓએ કહ્યું કે ઠીક એટલું તો એટલું, જેવી ઇચ્છા ! પછી

મહારાજે તે પ્રમાણે દિવસમાં એક વખતની છુટી રાખી બાકીની બંધી કરાવી. વળી કુટવાની બાધા માટે ઘણું ઘણું કહ્યું પણ તેની બાધા તો એ પહોંચેલ બુદ્ધીએ નજ લીધી તે નજ લીધી.

પછી બાધા લેઈ કંકુડોશી ઘેર આવ્યાં. મનમાં કહેવા લાગ્યાં કે મારા ક્યાં ભોગ લાગ્યા, જે આજ આ રાંડો આવી મને ભોળવીને લેઇ ગઈ. ખેર ! થયું તે ખરૂં, પણ એક વખતની છુટ રાખી છે તે સારૂં કર્યું છે, પણ વારૂ, આજ કલેશ ક્યાંથી ઉભો કરવો ? આ દશ તો વાગ્યા, શેરીમાં તો મારૂં કોઈ માનતા જ નથી. વિશ્વાસ જ કરતા નથી. એમ વિચારમાં ને વિચારમાં ઘણો વખત વહી ગયો, તે ચિંતામાં વિચારીને ખાવું પણ ભાવ્યું નહિ છેવટે બે ત્રણ વાગે એક મુદ્દો ગોતી કાઢયો, હા હા ! સાંભર્યું ! પેલા પોળને નાકે રહેતા કરમચંદ શેઠના ઘરમાં થોડા દિવસ થયાં બે નવાં બ્રાહ્મણ બ્રાહ્મણી રહેવા આવ્યાં છે, તેમના ઉપરજ આજ મારી કળા અજમાવું, ને મનની મોજ પુરી કરૂં ! તેઓ નવા સવાં ને મારાં સ્વભાવથી તદ્દન અજાણ્યાં છે, તેથી મારૂં કહ્યું માનશે જ અને આજના દિવસનું આપણું કામ સફળ થશે.

એમ વિચારી કંકુડોશી હાથમાં લાકડી લેઈ ઠણુકઠણુક કરતાં ધીમે ધીમે ચાલી પેલા નવા બ્રાહ્મણને ઘેર ગયા, તે વખતે બાઈ એકલીજ ઘેર હતી, તેનો પતિ દુકાને નોકરી પર ગયો હતો. ડોશીમાં ઘરમાં પેઠા તે વખતે બ્રાહ્મણી ઘરના કામકાજથી પરવારી કોઇ જ્ઞાનનું પુસ્તક વાંચતી બેઠી હતી, તેનો સ્વભાવ ઘણો સારો હતો. તે ધર્મપ્રેમી અને ગુણી હતી, વૃત્તિ વૈરાગી હતી, કેટલીક અન્ય સ્ત્રીઓની જેમ તેને બહાર ભટકવાની, જેની તેની સાથે બેસી ગામગપાટા હાંકવા અને કુથલી કરવાની ટેવ ન હતી, ઘરના કામથી પરવારતાં પોતે ભલી ને જ્ઞાન ગ્રંથ ભલો ! બીજા કાથાકબલા, ને નિંદાકુથલી કરવામાં તે સમજતી જ નહિ. આવી તે સુશીલા અને ડાહીબાઈ હતી.

કંકુડોશી ઘરમાં આવી 'ચંદનગૌરી બેઠા છો કે ?' કહેતીક તેની પાસે ગઇ. ચંદનગૌરી બોલી—આવો કંકુકાકી ! ખુશીમાં છો ને ? આવો આવો બેસો, ઘણે દિવસે આવ્યાં વારૂ ! ડોશીમાએ કહ્યું કેઃ-હા, આજ એવો વિચાર થઇ આવ્યો કે ભલા ચંદનગૌરીને મળી આવું, એમ ધારી અહીં આવી છું; ભલા હું તો આવી, પણ તમે તો કોઈ દહાડો આવતાંએ નથી, આવાં એકલપેટા કેમ થયાં ? એકલું વનમાં ઝાડે ન હશો ! આવીએ, જઇએ,

અમારૂં તો તમારે ઘણું કામ હોય. "**સો જોશી ને એક ડોશી**" **ખબર છે ને?!** ચંદનગૌરી બોલી કેઃ-કંકુકાકી ! મને બહાર બહુ જવા આવવાનું પસંદ નથી. પણ હવેથી કામ પડશે તો જરૂર આવીશ, તમારા જેવાં વૃદ્ધનો સમાગમ ક્યાંથી ? પછી ડોશીએ કહ્યું—ચંદનગૌરી ! વારૂ, એ તો ઠીક ! ભલા તમે ક્યાંથી આવો છો ? ઉત્તરમાં કહ્યું કેઃ— ચંદ્રાવતી રહીએ છીએ, અને મારા પતિને અત્રેની નોકરી મળી. ડોશીએ કહ્યું કેઃ— ભલા, તમે બ્રાહ્મણ છો ? ઉત્તરમાં કહ્યું કેઃ-હા. ડોશીએ વળી પુછ્યુઃ—ભલા, આ તમારા ધરવાળા છે તે કેની નાત વારૂ ? ચંદનગૌરી કહે.—હ્યો ! આમ કેમ બોલો છો કંકુકાકી ?! એ પણ બ્રાહ્મણ છે. ડોશી કહેઃ—ના, ના, હું તો અમથી પુછું છું, પણ ચંદનગૌરી ! મને તો લાગે છે કે તે બ્રાહ્મણ નથી. -ચંદનગૌરી કહેઃ-હ્યો એમ તે હોય ! તમે તો ગાંડા થયાં લાગો છો ! નહિ ત્યારે કોણ હશે વારૂ ?

અરે ચંદન ! બાપડી, તને તે શી ખબર પડે ? તે તો ખારવો છે, અમે ઘરડી ડોશી કહેવાઇએ માટે બધુ જાણીએ. અમને વરસ થયાં હશેઃ તેટલા તમને મહિના પણ ભાગ્યે જ થયા હશે. અરે બાઇ ! ખરે તું ઠગાણી છે. એ ખારવો છે—એમ ચોકસ માનજે ! ચંદનગૌરી કહેઃ-મા, પણ તમે આ બોલો છો શુ ? એ વાત મનાયજ કેમ ? તેનુ પ્રમાણ શું ? કંકુડોશી કહેઃ-હા, હા ! તને ખાતરી આપું તો પછી સાચું માનીશને ? જો સાંભળ ! તેઓ રાતે ઘરમા ઉંઘી જાય, ત્યારે તું તેનો વાંસો ચાટી જોજે ! ખારો લાગે તો જાણજે કે તે નક્કી ખારવો છે; લે આ ખાતરી ! ચંદનગૌરીને ડોશીનાં આ વચનોથી કાંઈક વિશ્વાસ આવ્યો, પોતાના ધણી પ્રત્યે મન વહેમીલુ-શંકિત થઇ ગયુ, બાપડીને સંસારનો બીજો અનુભવ નહિ હતો, અને વળી આ ડોશીમા જુના અનુભવી છે તે જૂઠું શા સારૂ બોલે ? હાય હાય ! શું મારો ધણી ખારવો હશે ? ગજબ થયો, હું વટલાણી પણ આજ રાત્રે તે વાતની ખાત્રી તો કરવી જ—એમ મનમાં શોચી તે ઘણો અફસોસ કરવા લાગી. લો ચંદનગૌરી આવજો, એમ કહી આટલો પલીતો મુકી કંકુડોશી તો ત્યાથી ચાલ્યાં ને ઘર બહાર આવી વિચાર કર્યો.-ઠીક તાલ ગોઠવ્યો છે, પણ ભલા હવે તેના ધણીના હૃદયમા પણ કાંઈક શલ્ય ઘુસાડી મમરો મુકી આવુ, તો પછી તાલ ઠીક આવશે ! એમ ધારી કોઈકને પુછી પુછી તે તેની દુકાને ગઈ, તે વખતે તે એકલો જ દુકાને બેઠો હતો, તેથી

ડોશીને ઠીક ફાવ્યું ! પાસે આવી બોલી કેઃ-ભાઈ ગવરીશંકર ! ખુશીમાં છે કે ? ગવરી શંકર બોલ્યોઃ-અહો ! કંકુકાકી ! તમે અહીં ક્યાંથી ! ડોશી કહેઃ-આટલામાં ક્યાંક જતી હતી તો વચમાં તારી ખબર પુછતી જઉં, એમ ધારી આવી છું. ખુશીમાં છો ભાઈ ! હા ડોશીમા ! હું ખુશીમાં છુ. ડોશી કહેઃ-ખુશીમા છો તો ઠીક ! પણ વારૂ ! આવો તું દુબળો કેમ થઈ ગયો છે ? કાંઈ ઘરમાં ખાવાપીવા આપે છે કે નહિ ? ગવરીશંકર કહેઃ-એવું તે હોય મા ! ઘરમાં સ્ત્રી તો બહુ સારી છે, એ તો ચિંતાને લીધે એમ હોય વખતે ! પણ મને તો ઘણું સારૂં છે. ત્યારે કંકુડોશી બોલ્યાંઃ-પણ ના, ના, મને તો તારી બહુ દયા આવે છે, જોને આ તારૂં શરીર કેવુ સુકાય છે ! ઠીક લ્યો, પણ ભાઈ તમે કયી જ્ઞાતિએ છો ? ગવરીશંકર કહેઃ-મા, અમે બ્રાહ્મણ છીએ. ઠીક ત્યારે, આ તમારી ઘરવાળી કેવી જ્ઞાતિ ? લ્યો આમ કેમ બોલો છો ડોશીમા ? હું બ્રાહ્મણ છું અને તે પણ બ્રાહ્મણી જ છે, વળી બીજું શું હોઈ શકે ? કંકુડોશી કહે -અરે ભાઇ ! તને શી ખબર પડે ? એ બ્રાહ્મણી નથી, એ તો ડાકણ છે. તારૂ શરીર જોઇને જ મને તો વહેમ ને દયા આવે છે. તને થોડા દિવસમાં તો તે તદ્દન સુકવી જ નાખશે, અમને ઘરડાંને બધી ખબર હોય, અમે જમાનાનાં ખાધેલાં બધું જાણીએ ! "સો જોશી ને એક ડોશી" ખબર છે ને ભાઈ ? આ તારૂ દિલ તપાસી હુ તો તારા ભલાને માટે કહું છું. ગવરીશંકર કહેઃ-પણ મા ! આ તમે બોલો છો શું ? એવું તે હોય કદી ? મારી સ્ત્રી તો ઘણી ગુણીયલ છે, એ ઘરરખુ કહ્યાગરી વહુ તો મને પરમસંતોષ આપે છે, છતાં તમે આમ કહો છો તો તેનું પ્રમાણ શું ? ડોશી કહેઃ-હા હા ! ગુણી, ભાળી એ તો ! આમને આમજ તને ભોળવીને વશ કરી લીધો છે, ભાઇ ! અમે ઘરડાં માણસ ખોટું ન કહીએ. વળી તેમાં તું ખાત્રી માગે છે, પણ જોને પ્રત્યક્ષ પ્રમાણ ! આ તારૂં શરીર જ કહી આપે છે ને ? આવ્યો ત્યારે કેવો રાતી રાયણ જેવો હતો, અને અત્યારે તો સાવ ફીક્કો ફચ પડી ગયો છે. આટલું છે છતાંપિ તારે બીજી ખાત્રી જોઈતી હોય, તો સાંભળ, કાન દઇને કહુ છું તે ! તું સુઇ જાય છે, ત્યારે રોજ એ અભાગણી તારો વાસો ચાટે છે. કહે વારૂ ! આથી તે બીજી કેવી ડાકણ સમજવી ? કરજે ખાત્રી આજ રાત્રેજ, એટલે ઝટ ખબર પડશે કે ગુણી છે કે ડાકણી છે ? ગવરીશંકરને આથી ઘણો વહેમ પડ્યો, શું આ ખરૂં હશે ? આ ડોશીમા શું કહે છે ! પણ

શાહુકાર તો ત્યાં ડરે, જહાં જુલમનું જોર. ૨૪૪

આજ રાત્રે ખાત્રી તો કરવી જ, મારો રોજ વાસો ચાટે છે, તેની આ ડોશીમાને ક્યાંથી ખબર પડી હશે ! મારૂં શરીર તો હમણાં સુકાતું જાય છે એ તો ખરૂં જ છે, કોણ જાણે ભાઈ ! વખતે એમ પણ હોય ખરૂં ! સ્ત્રીનો શો ભરોસો ! સ્ત્રી કોની સગી થઈ છે ? તે તો જીવાડે ખરી ને વખતે લાગ આવે તો મારે પણ ખરી ! માટે આજ રાત્રે મારે આની ખાત્રી તો અવશ્યમેવ કરવીજ.

હેં કંકુ કાકી ! વારૂ, આ બાબતની તમને શી ખબર ? ડોશી કહેઃ–ભાઇ ! અમે બધું જાણીએ ! પાતાળમાંથી પણ પાણી ગોતી લાવીએ, એવાં અમે છીએ. અમને વર્ષ થયા હશે, તેટલા તમને મહિના પણ નહિ થયા હોય ! મને તો તારી દયા આવી, તેથી મારે આટલું કહેવું પડયું છે, ગમે ત્યાંથી પણ વાત ગોતી લાવીએ, તેવાં અમે ચતુર છીએ. ઠીક પણ આજ રાત્રે ખાત્રી કરી જોજે હોકે, ભુલતો ના ! તું ઉંઘી ગયા પછી તે આજે પણ તારો વાસો ચાટશે, માટે ચેતતો રહેજે ભાઇ !

ગવરીશંકર કહેઃ–સારૂં ડોશીમા ! આજ રાત્રે જરૂર ખાત્રી કરીશ. પછી ડોશીમા તો આટલી બત્તી લગાવીને ત્યાંથી ચાલતાં થયાં, ચાલતાં ચાલતાં મનમાં બોલ્યાઃ–વાહવાહ ! તાલ તો ઠીક લગાવ્યો છે ! હવે રાત્રે બને વચ્ચે લડાઇ થાય, તોફાન જાગે. ને ધમાધમ થાય, તો બહુ મજા આવે ! મજા આવશે જ, મેં તાલ બરાબર મેળવ્યો છે. એમ હરખાતાં હરખાતા ઘેર ગયાં.

હવે આણીકોર સ્ત્રીપુરૂષ બન્નેનાં મન ખાટાં થઈ ગયાં હતાં, અન્યો-અન્ય કેવો ઉચ્ચ પ્રેમ હતો, પૂર્ણ સંતોષ હતો, તેને સ્થળે અત્યંત અભાવ, ઉદ્વેગ ને દ્વેષ ઉત્પન્ન કરાવ્યો. ગવરીશંકર સાંઝે ઘેર તો આવ્યો, પણ સ્ત્રી ઉપર જરા પણ પ્રેમ નહિ, સ્ત્રીને નજરે ભાળી ત્યાં તો હાય હાય ! આ ડાકણ હશે ? સ્ત્રીએ પુરૂષને ભાળ્યો ત્યાં તેને પણ મનમાં વિષાદ ઉત્પન્ન થયો. હાય હાય ! આ ખારવો હશે તો જરૂર હું વટલાણી–ઠગાણી ! એમ અન્યોઅન્ય બન્નેના હૃદયમાં પૂર્ણ દ્વેષનો અને ઇર્ષાનો જ પ્રવાહ ચાલતો હતો. બન્નેના મન પૂર્ણ રીતે ભાગી ગયાં હતાં. આજ રાત્રે તેની ખાત્રી જરૂર કરવી અને કંકુડોશીનું વચન સાચું હોય, તો અવશ્ય કાંઇ ઉપાય કરવો જ, એમ પરસ્પર બનેએ નક્કી કર્યું હતું.

બધું ભાંગ્યું સંધાય, પણ મન, મોતી ને કાચ ભાંગ્યું ન સંધાય. વાહરે વાહ ! કંકુડોશી ! તમે તો ભારે કરી ! ધન્ય છે તમારી કાવતરાબાજ કુટિલતાને ! ! તે નિર્દોષ અને પ્રેમી દંપતીના હૃદયમાં દ્વેષનો ભડકો સળગાવ્યો અને હળીમળી રહેલા જોડાનાં મનને તો તમે છિન્નભિન્ન કરી નાંખ્યાં ! આ વિષે કહ્યું છે કેઃ—

(રાગ સલુણાનો.)

કેસર ભાંગ્યું રે ગુણ કરે, ભાંગ્યા પાન સુરંગ. સલુણા.
પણ હોય ભાંગ્યારે નહિ મળે, એક મોતી બીજું મન સલુણા.
મોતી ભાંગ્યું રે વિંધતાં, મન ભાગ્યું કુવેણ. સલુણા.
મોતી મુલે અંગાવશું, મન મુલે ન વેચાય. સલુણા.
મન ભાંગ્યું ચિત્તડું ચળ્યું, આદર કરે રે અજાણ. સલુણા.
ફળ તૂટ્યું તરૂવર થકી, ફરી વળગે ન ડાળ સલુણા.
સુમતી સદા રે દિલમાં ધરો, છોડો સદા કુમતીનો સંગ સલુણા.

અર્થાત્—કેસરનો તથા નાગરવેલનાં પાનને ભાંગવાથી તો ગુણ કરે છે એક રસ થઇ મળી જાય છે. પણ મોતી અને મન કદી ભાંગ્યા પછી મળતાં નથી—સાંધ્યાં સંધાતાં નથી. મોતી ભાંગ્યું તો મૂલ્ય ખરચીને બીજું સંગાવાય છે, પણ મન ભાંગ્યું તે મુલ્ય ખરચ્યે પણ મળતું નથી; જેમ ડાળોથી તુટ્યા પછી ફળ ડાળે ન લાગે, તેમ મન પણ મળે નહિ, માટે શાણા થઇ કુબુદ્ધિવંતનો સંગ તજી સુબુદ્ધિવંત ગુણવંતા જ્ઞાનીનો સંગ કરવો.

હવે ગવરીશંકર ઉચક મને વાળુ કરવા બેઠો, સ્ત્રીએ પણ ઉચક મને જ પીરસ્યું. વાળું કરી રહ્યા પછી ઝટ ખાતરી કરવાની ઇચ્છાથી ગવરીશંકરે કહ્યું કેઃ—આજ તો ઠીક નથી, માટે વહેલો સુઇ જાઉં છુ. ચંદનગવરીએ ઉચક મને કહ્યુઃ—જેવી ઇચ્છા ! પછી ગવરીશંકર પગના અંગુઠાથી તે મસ્તક સુધી સર્વ અંગ ઢાંકીને સુતો. આજ તો બરોબર ખાત્રી કરવાની હતી, તેથી જરાએ ઊંઘ તો આવેજ શાની ? પણ થોડીવારે જાણીને નસકોરાં બોલાવવા માંડયાં. ચંદનગૌરીને પણ આજ રાત્રે ખાત્રી કરવાની પૂર્ણ પીપાસા હતી, તેથી તે પણ ખોટું સુઈ ગઇ. પણે કંકુકાકી પણ વાટ જોઇને જ બેઠાં હતાં કે હજી કેમ સળગ્યું નહિ ? સળગે તો સારૂં ! બત્તી તો બરાબર મુકી છે તેથી કજીઓ જાગ્યા વગર તો નહિજ રહે. એવા વિચારમાંજ હરખાતાં વા ખાતાં બેઠાં હતાં. વાહરે કંકુકાકી વાહ ! હવે રાત્રીના દસ

વાગ્યાનો સમય થવા આવ્યો. તે વખતે પુરૂષને ઊંઘી ગયો ધારી મનમાં ચટપટી થતી હોવાથી ચંદનગૌરી ખાટલામાંથી બેઠી થઇ તપાસ કરવાને પોતાના પતિના છત્રપલંગ પાસે ગુપ્તપણે આવી ઉભી. પછી પોતાના પતિને ખાસ ઊંઘી ગયેલા જાણી, પોતાને પડેલા વ્હેમની ખાત્રી કરવા ધીમેથી પાસે આવી હિંમતપૂર્વક–પુરૂષે ઓઢેલું વાંસા તરફનું લુગડું જાળવીને ઊંચું કર્યું, અને ગાય પોતાના વાછરડાને ચાટે તેમ લાંબે લબરકે, ગવરીશંકરનો વાંસો ચાટવા લાગી. ઉનાળાનો ગ્રીષ્મ ઋતુનો વખત હોવાથી અને ઓઢીને સુતેલો તેથી તે વાંસામાં પસીનો (પરસેવો) ઘણો વળેલો હતો તે ખારો લાગ્યો. વાંસો ચાટે છે ત્યાં તો એકદમ પુરૂષ તાડુકીને બોલી ઉઠયો કેઃ– અરે શું કરે છે રાંડ ડાકણ ? આઘી ખસ ! ત્યા સ્ત્રી પણ તાડુકીને બોલી કેઃ–અરે મારા રોયા ખારવા ! પીટયા તેં તો મને વટલાવી, મારો દેહ અભડાવ્યો, આવી ખબર હોત તો હું તને પરણત જ નહિ. પુરૂષ કહેઃ— તારૂં ભુંડું થાય ડાકણ ! તેં તો મારો પ્રાણ લીધો, મને મારી નાખવો છે તે હુ જાણું છું. રાંડ ડાકણ બહાર નીકળ મારા ઘરમાંથી ! તારૂં મારે કંઇ કામ નથી. વગેરે અનેક પ્રકારનાં ઘણા અસભ્ય ને કઠોર શબ્દો અન્યોઅન્ય બોલવા લાગ્યાં. શોરબકોર ઘણો વધી ગયો, લડાઇ ખુબ જામી. કંકુકાકી તો આથી ઘણા ખુશી થયાં. વાહ વાહ ! ભડકો તો ખુબ નીકળ્યો ! ઘરમાં રહી તે કાખલીઓ કુટવા લાગી, ખુબ હસવા લાગી, રાજી થવા લાગી, તેને તો જાણે આજે સોનાનો સૂર્ય કેમ ઉગ્યો ન હોયં ! તેવો આનંદ પામવા લાગી. કજીઓ ઘણો જામ્યો, અન્યોઅન્ય બોલાચાલી ઘણી વધી પડી, એકબીજાને પૂર્ણ જોસથી ગાળો ભાંડવા લાગ્યાં, કઠોર વાકયોનો વરસાદ વરસાવવા લાગ્યાં. આ શોરબકોર સાંભળી આસપાસના મહોલ્લાના લોકો જાગી ઉઠયાં અને તેમને શાંત કરવા માટે એકદમ ત્યાં ભેગા થઇ ગયા. ઘણા મઠારે, પણ કોઇ કોઇનું કાંઇ સાંભળેજ નહિ ! મહોલ્લાના બેચાર સમજુ માણસોએ કહ્યું કેઃ—અરે પણ તમને આજ આ થયું છે શું ? તમારા બંનેનો સ્વભાવ તો ઘણો સારો છે, આખા મહોલ્લામાં ઘણો વખણાય છે, છતાં કેમ અત્યારે આમ નફટ નિર્લજ થઇ લડવા માંડયું છે ? ગવરીશંકર કહેઃ–અરે આ રાંડ તો ડાકણ છે ! રોજ મારો વાંસો ચાટે છે, મને મારી નાખવો છે, બસ એ હવે મારા ઘરમાં જ નહિ, રાંડ મારો જીવ લેશે, માટે તે ગમે ત્યાં જાય પણ મારે હવે તે ન જોઇએ ! એ તો ભલું થાઓ, પેલાં બિચારાં કંકુકાકીનું, કે તેમણે મને આજ ચેતાવ્યો, નહિ

તો મને છ મહિનામાં તો આ રાંડ ઠેકાણે પહોંચાડત, માટે બસ હવે એ રાંડ મારા ઘરમાં નહિ. ચંદનગૌરી કહેઃ—અરે એ તો ખારવો છે! પીટયાએ મારો ભવ બગાડયો. હું શુદ્ધ બ્રાહ્મણી છું, છતાં એ રોયે તો મને વટલાવી. હાય હાય! હવે મારૂં શું થશે? બસ હવે હું એની સાથે રહેવાનીજ નથી. ગમે તે થાય પણ મારે તે હવે ન જોઇએ. હું તેના વિના મારા દિવસ ગુજારીશ. વિધવાપણું સ્વીકારીશ ને જીંદગી ગાળીશ, પણ એ રોયા ખારવાને તો હવે ભેળો નહિ રાખું, અથવા હું તેના ભેગી નહિજ રહું; મારે તો આ પાપનું પ્રાયશ્ચિત લેવું પડશે સારૂં થજો, એ તો પેલા કંકુકાકીનું કે બિચારાંએ આવી આજે મને ચેતાવી, નહિ તો કોણ જાણે શુંએ થાત!

મહોલ્લાના ભલા માણસોએ કંકુકાકીનું નામ સાંભળીને કહ્યું:-અરે એ રાંડ કંકુડીનું તે ક્યાં માન્યું તમે! એણે જ આ કજીઓ કરાવ્યો હશે! એ રાંડ ડોશીને તો એજ ધંધો છે, કોઈ ખારવો એ નથી, ને કોઈ ડાકણ એ નથી! તમને નકામુ ભૂત ભરાવ્યું છે. એ અભાગણીનો અવતારજ આમને આમ એળે ગયો છે, ભુંડીનો અવતાર પણ તેમાંજ પૂરો થશે. તેનું કહ્યું માન્યા જેવુ છે જ નહિ, અમે તો કોઇ કદી તેનો વિશ્વાસ કરતાજ નથી, તમે અજાણ્યાં છો તેમ ધારીને જ તે રાંડે તમને ભલાં માણસોને ભૂત ભરાવી ભંભેરી કજીઓ કરાવ્યો છે. માટે જાઓ, સુઈ જાઓ, સુઇ જાઓ નિરાંતે! ખારવો કે ડાકણ કોઈ નથી. મનમાંથી શલ્ય અને વહેમ કાઢી નાખો! એ તો એ રાંડ ડોશીનો સ્વભાવજ એવો પડ્યો છે, માટે તમને તેણે નકામાં લડાવી માર્યાં છે. એમ બન્ને દંપતીને ખૂબ સમજાવી મનનો ઉભરો શાન્ત કર્યો અને ઉત્તાપો શમાવી ઠેકાણે પાડયાંઃ—

### દોહરો

બંદા બહોત ન તાણીએ, બહુ તાણે તુટ જાય;
ઉપાય કરી કદિ સાંધીએ, પણ વચમાં ગાંઠ પડી જાય ૧

પછી બધા લોકો ડોશી પાસે આવી તેને બહુ ઠપકો દેવા લાગ્યા, કે-અરે કંકુકાકી! આ તે તમે શું કર્યું? બિચારા પેલાં નિર્દોષ બ્રાહ્મણ બ્રાહ્મણીને લડાવી માર્યાં! ત્યારે ડોશીએ હેં હેં હેં કરી દાંત કાઢી કહ્યું કે.-એકવારની તો મહારાજ પાસેથી મેં છુટ રાખી છે, હવે વધુ નહિં કરૂં.

પછી લોકો પણ તેના નીચ સ્વભાવને ધિક્કારતા ગાળો દેતા સૌ સૌને સ્થાને ગયા, અને પેલાં દંપતીને ફરી સમજાવી પંચવાળા ઘેર જઈ સુઈ ગયા.

વ્હાલા વાંચનાર ! જોયું ? કંકુકાકીની કરામત, હિકમત અને પરાક્રમની વાત અહીં થઈ પુરી ! પણ તેમાંથી શીખવા, સમજવા, ગ્રહણ કરવા અને બોધ લેવાનું તો ઘણુંયે રહી જાય છે ! આ દૃષ્ટાંતમાંથી સાર એ નીકળે છે કેઃ—કેવળ અજ્ઞાનપણાનું પ્રાધાન્યજ આ બધાનું મૂળ છે. કંકુકાકીનો નઠારો સ્વભાવ તેના અજ્ઞાનપણાને જ આભારી હતો. કંકુકાકી તો ક્યારનાએ પરલોક પહોંચી ગયાં છે, પણ તેમનો કલહપ્રિય સ્વભાવ તો અત્રેજ મુકી ગયાં છે. એ ડોશીના જેવો સ્વભાવ આપણો હોય તો આપણે પણ કંકુકાકીના જેવા જ ગણાઈએ. આપણે પણ અજ્ઞાનપણાને લીધે એવાં અને એથી પણ વિશેષ ભયંકર કાર્યો કરતાં પાછા હઠતા નથી આ આત્માએ અજ્ઞાનપણાને લીધે અનેક માઠાં કર્મ સંચ્યા છે, કર્ત્તવ્યના ઉંડા ખાડામાં—ધરામાં તે કુદી પડ્યો છે. તે વિષે કહ્યું છે કેઃ—

મનહર છંદ.

સારી વાત ન્યારી કરી, ધારી તે નઠારી હૈયે,
ઉક્તિ ઉચ્ચારી શણગારીને ગરવની;
ધરમ ન ધાર્યો કીધાં કરમ પરમ ક્રૂર,
ભરમમાં ભૂલ્યો, તજી શરમ સરવની,
હોડે દ્રવ્ય દશ, મળે, વીશ તો ચાળીશ ચાહે,
ઇચ્છા અહોનીશ છે ખરવ નીખરવની;
દીનની ન દાદ સુણે સ્વાદ જાણી વાદ વદે,
યાદ ભૂલ્યો મોતની પથારીના પરવની. ૧

દોહરો—પપાને પરખ્યો નહિ, દહો કીધો દૂર;
લલે લે લાગી રહી, નનો કીયો હજૂર. ૧

મતલબ કે આવા આવાં અનેક અઘટિત અકાર્યો અજ્ઞાનપણાને લીધે થાય છે, માટે જેમ બને તેમ વિવેકપૂર્વક જ્ઞાન મેળવવું, સદ્ગુરૂનો સુબોધ સાંભળી સુબુદ્ધિ ધારણ કરવી અને સમજીને વિવેકપૂર્વક સત્ક્રિયા કરવી; પણ અજ્ઞાની રહી કંકુકાકીના જેવો સ્વભાવ ધારણ ન કરવો. કેટલાક પ્રાણીઓ ઘણી વાર ક્રિયા કરે છે, ખરા, પણ અણસમજણથી અવળી ક્રિયા કરે છે, તેથી ઈષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થવાને બદલે હેરાનજ થવું પડે છે. જેમ કોઈ

સુર્ય તરફનું ચંદ્રનું, ઊંચું સીંગ જણાય. ૨૪૯

માણુસ અનાજ પકવવાને માટે ખાર ભૂમિમાં બી વાવે, પછી તેના ઉપર હમેશાં પાણીનું સિંચન કરે, વળી ઘણી ક્રિયા કરે, ઉદ્યમ કરે તેમાં ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત ન જ થાય. મુંબઈની ટીકીટ લઇને દિલ્હીની ગાડીએ બેસતાં મુંબઈ ક્યાંથી આવે ? તેમ અણસમજણથી અવળી ક્રિયા કરનાર પણ ઇષ્ટ સિદ્ધિ કદી ન મેળવી શકે,

## (૮૯) કોયલા ઉજળા કરવા સાબુથી ધોનાર ત્રિકમલાલ પટેલ.

કોઈ એક ગામનો પટેલ હતો; તે ત્યાંના રાજાનો માનીતો હતો તથા નાતમાં પણ તે મોટો માણુસ ગણાતો હતો. એક વખત રાજાને કોઈ કામ પડવાથી તેને તેડવા માણુસ મોકલ્યું, તેથી પટેલ ભાઈ તો ફુલાયા કે વાહ વાહ ! દરબાર મને બોલાવે છે, માટે આજે તો ખૂબ ઠઠારો કરી સારાં સારાં અને ભારે ભભકાબંધ વસ્ત્રો પહેરી દરબારમાં જવું છે.

એમ ધારી પટેલ ભાઈ તો સારાં સારાં ઉજળાં ધસ્ત્રીબંધ કડકડતાં લુગડાં પહેરી દરબાર ભણી ચાલ્યા. પોતાના વસ્ત્રને ક્યાંઇ ડાઘ ના પડે, તે માટે પૂરી કાળજી રાખતા હતા. એમ સંભાળીને ચાલતાં છતાં કોણ જાણે ક્યાંથીએ દરબારમાં પેસતાં કેડીયા ( અંગરખા ) ની ચાળે કોલસાનો કોઇ કાળો ડાઘ પડી ગયો, તે તેણે નજરે દીઠો. અરરર ! એ ડાઘ ક્યાંથી પડયો ? હવે મારે દરબારમા જવું છે ને ! કરવું શું ? પણ એ ડાઘ પડયો ક્યાંથી ? એમ પટેલભાઇ તો મનમાં ઘણા શરમાયા–લજવાયા, પણ દરબારમાં ગયા અને ત્યાં જે કાંઈ કામ હતું, તે થોડા વખતમાં કરી રજા માંગી ત્યાંથી ઊઠી ઘેર જવા નીકળ્યા. પોતાના શ્વેત વસ્ત્રને કાળો ડાઘ પડયો, તે ખાતે તેને મનમાં ઘણો કંટાળો ઉપજતો હતો. રખેને દરબારશ્રી કાંઇક ડાઘ ભાળશે ને મારી મશ્કરી કરશે કે ઠપકો દેશે ! તે માટે પૂર્ણ લજવાતો હતો. તેથી ઝટ કામથી પરવારી બહાર નીકળ્યા પછી નિશ્ચય કર્યો કેઃ–મારૂં વસ્ત્ર કોઈ કોલસાથી ડાઘવાળું થઇ ગયું, માટે બસ આખા ગામમાંથી કોલસા માત્ર ભેળા કરી તેને સાબુથી ધોઈ નાખી ધોળા બનાવી દેવા ! એમ મન સાથે દૃઢ નિશ્ચય કરી પટેલ ઘેર આવ્યા અને પોતાના માણસો પાસે આખા ગામના કોલસા બહાર નદીને કંઠે એકઠા કરાવ્યા, તો એક નાનો સરખો કોલસાનો ડુંગર થયો.

પછી ત્રીકમ પટેલે તે બધાને સાબુથી ધોઈ સાફ ધોળા કરવા માટે ૫૦ પચાસ મણ તો સાબુ મંગાવ્યો; બધા કોલસાને પ્રથમ પાણીથી પલા–

ળીને પછી તેના ઉપર આજ્ઞાનુસાર માણસો સાબુ ઘસવા લાગ્યા અને પાણીમાં પાછા ધોવા લાગ્યા. પણ જેમ જેમ કોલસાને સાબુ દઈ ધોતા ગયા તેમ તેમ તેમાંથી કાળું પાણી પુષ્કળ નીકળતું ગયું એમ શ્રમ, સમય તથા ખર્ચ સર્વ પાણીમાં ગયા. પછી ત્રીકમ પટેલે બીજો પણ ઘણો સાબુ મંગાવ્યો, ખુબ ધોયા, સાબુથી ઘણા ઘસ્યા; પુષ્કળ પરિશ્રમ લીધો પણ કેમે કર્યા કાળા કોયલા ધોળા થાયજ નહિ.

સાબુથી કોયલા ધોવાતા જાય, તેમ તેમ અંદરથી કાળો રંગ નીકળતો જાય. આથી તો ત્રીકમ પટેલ ખૂબ ખીજવાયા—કંટાળ્યા અને પોતાના માણસોને ઠપકો દેવા લાગ્યા. બસ કોલસા કેમ ધોળા થતા નથી !' પછી તો પોતાના મનમાં પણ ત્રીકમ પટેલ બહુ મુઝાયા. લોકો પણ આ અક્કલ-હીનનો અખતરો જોઈ આશ્ચર્ય પામવા લાગ્યા. પણ ગામનો મોટો માણસ અને માનીતો પટેલ હોવાથી કોઈ તેને વિશેષ કહી શકે નહિ: વળી દરબારનો પણ તે ખાસ માનીતો હતો. કોયલા ધોવાની આ ક્રિયા ધમકાર બંધ-તડામાર ચાલી રહી હતી, પણ તે ક્રિયા અવળી હોવાથી તેમાં ઇષ્ટ સિદ્ધિ થતી ન હોતી. તેવામાં તે રસ્તે થઇ બીજા ગામનો કોઈ ડાહ્યો પટેલ નીકળ્યો; તેણે આ સઘળું અડબંગપણું જોઈ આશ્ચર્યચકિત થઈ ત્રીકમ પટેલને રામ રામ કહ્યા, ત્યારે શિષ્ટાચાર પ્રમાણે ત્રીકમ પટેલે પણ સામા રામ રામ કર્યા. પછી પેલા ડાહ્યા પટેલે પૂછ્યુ:—ત્રીકમ પટેલ ! આ શું કરો છો ? ત્રીકમ પટેલ કહે:—"ભાઇ ! આ કોયલાની કાળાપ ધોઈ નાખું છું. એક વખત હું દરબારમાં સારા લુગડાં પહેરી જતો હતો, તેવામાં કોણ જાણે ક્યાંથીયે મારા વસ્ત્ર ઉપર કોયલાનો કાળો ડાઘ લાગી ગયો. મે તે દિવસથી નક્કી કર્યું છે, કે બસ ! ગામમાં કાળા કોયલાજ ન જોઇએ. તેથી તમામ કોલસા ભેગા કરી તેને ધોઇ સફેદ બનાવી દેવા માંડ્યા છે. કારણ કે ગામના ઘણા લોકોનાં આ કોયલા લુગડાં બગાડતા હશે, માટે ધોઇજ નાંખવા એમ ધારી આ ક્રિયા કરવા માડી છે. પુષ્કળ મહેનત લઇએ છીએ, સાબુ પણ ઘણો બગાડ્યો. પણ સાળા હજી સફેત થતા નથી ! મને તો તેણે કવરાવી દીધો, હવે શો ઉપાય લેવો ભાઇ ? કાળા મટાડી સફેદ કરવા એ તો ચોક્કસ છે, મને તેની કાળપ માટે ઘણો ખેદ ઉપજે છે, કારણ કે મારા સફેદ વસ્ત્રને ડાઘ લગાડ્યો. તેમ તે કંઇકના લુગડાં બગાડતા હશે."

આ સર્વ વાત સાંભળીને પેલા ડાહ્યા પટેલે કહ્યું કે:—અરે ભાઇ ત્રીકમ

પટેલ ! તમે તો આ બધી નકામી અવળી ક્રિયા કરો છો, કોયલા તે વળી સાબુએ ધોવાથી કંઇ ધોળા થતા હશે ! ખરેખર તમારૂં નામ ત્રીકમ પટેલ છે, તે યથાર્થજ છે. કારણકે ત્રિ=ત્રણ, ક્રમ=કમતી–ઓછા. એટલે ત્રણ અક્ષર તો જેમાં મળેજ નહિ અ, ક, ને લ–અકલ એ ત્રણ અક્ષરની તમારામાં ખામી હોવાથી તમે ત્રીકમ કહેવાઓ છો. આવો એક કવિએ ઉત્પ્રેક્ષાથી અર્થ કરેલો છે, તે ખરેખર તમને ઘટે છે, કારણ કે તમે આ કોયલા કે જે તદ્દન કાળા છે તેને સફેદ કરવાની જે નિરર્થક ક્રિયા આરંભી છે, તે તદ્દન નકામી–અવળીજ છે આ ક્રિયાથી તો કદાપિ કાળે તમારો મનોરથ ફળીભુત થવાનો નથી એ પણ તમે તમારા મનમાં ચોક્કસ માનજો.

ત્રીકમ પટેલ ! તમારે આ કોયલાને સફેદ કરવાજ છે ? તો લાવો હું આ સર્વને થોડાજ વખતમાં સફેદ પુણી જેવા બનાવી આપું. ત્યારે ત્રીકમ પટેલે ઘણા આશ્ચર્યથી કહ્યું કેઃ–અહો ! તમે સફેદ બનાવી આપો ત્યારે તો તમારો પાડ માનું ભાઇ ! પણ વારૂ શી રીતે કરશો ? મેં તો બહુએ મહેનત કરી છે, માટે હવે તમે કેવી રીતે સફેદ કરો છો તે જોઉં તો ખરો ! કરો જોઇએ. પછી તે ડાહ્યા માણસે કહ્યું કેઃ—ભલે જુઓ ! હવે હું સફેદ કરવાની ક્રિયા કરૂં છું તે બધું તમે લક્ષપૂર્વક જુઓ !

પછી પેલા ડાહ્યા પટેલે તુરતજ તે ભીના કોયલાને જમીનપર છુટા પાથરી તડકામાં સુકવીને રાત પડતાંજ તે સઘળામાં અગ્નિ લગાડી દીધો, એટલે સવાર થતાં તો તે સઘળાની બળીને સફેદ પુણી જેવી રાખ થઈ ગઈ. આ જોઇ આપણા મિથ્યા શ્રમ કરનાર પટેલભાઈ તો ઘણાજ પ્રસન્ન થયા, અને મનોવૃત્તિનો સદુપયોગ કરનાર તે બુદ્ધિમાન ડાહ્યા પટેલને નમી પડી તેના ઘણાં ઘણાં વખાણ કર્યાં

આ દષ્ટાંતની મતલબ એ છે, કે જ્ઞાન વિના સાચા–ખરા ખોટાનું ભાન થતું નથી, અને અજ્ઞાનતામાં કરાતી સર્વ કષ્ટ ક્રિયા જોઇએ તેવી ફળીભુત થતી નથી. પેલા ભલા પટેલે કોયલાની કાળાશ કાઢવા ઘણીજ આકરી કષ્ટ ક્રિયા આરંભી હતી, પણ તે સર્વ અજ્ઞાનપણાની હોવાથી નિરર્થક ગઇ. પણ તેનો જાણભેદુ સુચતુર પેલો ડાહ્યો પટેલ મળ્યો, ત્યારે તેણે અક્કલ દોડાવી એવી તો સહેલી યુક્તિ વાપરી કે સ્વલ્પ સમયમાં સહેજે ધારેલી ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થઇ; એટલા માટે જ્ઞાનની તો બલિહારીજ છે. જ્ઞાન વિના મનુષ્યો અંધ મનુષ્યોની માફક જયા ત્યા ભટકાય છે, કુપથે

ચઢી જાય છે, જકડના છકમા જકડાઈ છકડો ખાય છે, અનીતિમાં અટવાય જાય છે. તો જે જે ક્રિયાઓ કરવી, તે સર્વ સમજી વિચારી વિવેક બુદ્ધિપૂર્વક કરવી. વિવેક વિના અજ્ઞાનપણે કષ્ટ ક્રિયા કરવાથી કાંઈ આત્મસિદ્ધિ પ્રાપ્ત થતી નથી. (૭૮)

---

(૭૯)

हे वत्स ! गच्छ मुनिमार्गमनुग्रहाण ।
नूनं तथैव प्रतिपालयतं यथार्थम् ॥
भद्रं करोतु सुखभाग भव मोक्षलक्ष्मी ।
मात्वं पिवहापरमातृ पयस्क मत्र ॥ ७९ ॥

અર્થ—હે પુત્ર ! તારે દીક્ષા લેવાની ઇચ્છા હોય, તો ભલે જા અંગીકાર કર પણ એટલું યાદ રાખજે કે તે મુનિમાર્ગ ગ્રહણ કરી પૂર્ણ ભાવે તેનું પાલન કરજે. અને આશિર્વચનમાં તને કહું છું કેઃ-" તું તારૂં કલ્યાણ કર, સુખી થા, તારી મોક્ષલક્ષ્મી-પ્રાપ્તિની કામના સફળ થાઓ ! અને કોઈ પણ જન્મમાં બીજી માતાનું દુધ ફરીને તારે પીવાનો વખત ન આવો ! અને તારા જન્મ મરણનો નાશ થાઓ. તેવી રૂડી ક્રિયા કરી અક્ષય સુખ પ્રાપ્ત કર. " (૭૯)

ભાવાર્થ—આ કોઈ દીક્ષા ધારણ કરનાર કુમાર પ્રત્યે કહેલાં માતા-પિતાનાં આશિર્વાદનાં વચનો છે, કે હે વત્સ ! કહેતાં હે વ્હાલા પુત્ર ! તારો જો પ્રવજ્યા અંગિકાર કરવાનો પ્રબળ આગ્રહ અને તીવ્રેચ્છા છે, તો ભલે ભાઈ, સુખેથી ઉત્તમ મુનિમાર્ગને ગ્રહણ કર ! પણ સાથેજ તને વિશેષ ભાર દઈને ભલામણ કરૂં છું, કે જેવા ઉત્કૃષ્ટ ભાવથી તેને ગ્રહણ કરે છે, તેવાજ ઉત્કૃષ્ટ ભાવથી તેનું યથાર્થ રીતે પ્રતિપાલન કરજે, વળી હે મુક્તિમહિલાભિલાષી કુમાર ! તારૂં કલ્યાણ થાઓ, અક્ષયસુખ—મોક્ષલક્ષ્મીના સુખનો તુ ભોગી થા, અને અપર માતાઓનું દુધ હવે ફરી કોઈ પણ જન્મમાં ન પી—અર્થાત્ તારા જન્મમરણના ફેરા ટળી જાઓ; એવી મારા અંતરની તને આશિષ છે. તારા હૃદયમાં મલિન વિચારો પ્રવેશ કરી શકે નહિ, એટલા માટેજ હું તને ફરી ફરીને ટોકીને કહું છું, કે ભાવપૂર્વક તેનું પાલન કરવું જોઈએ. કારણ કે આ લોકમાં પ્રાયે કરી લોકો આરંભમા શૂરા હોય છે, પણ આદિ

મધ્ય ને અંત સુધી તેને નિર્વિઘ્ને પાર પાડવું તો ઘણુંજ મુશ્કેલ છે. તે વિષે ભર્તૃહરિ નીતિ શતકમાં ૨૫૯ કહે છે કેઃ—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचाः। प्रारभ्य विघ्नविहिता विरमंति मध्याः।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्य मानाः। प्रारभ्य चोत्तमजना न परित्यजंति॥

અર્થાત્—કેટલાક નરો તો વિઘ્ન આવવાના ભયથી કાર્યનો આરંભજ કરતા નથી તેવાંને નીચ પુરૂષો સમજવા, અને કેટલાક લોકો કાર્યનો આરંભ કરીને તેમાં કોઇ વિઘ્ન આવી પડતાં તુરતજ નિરાશ ઉત્સાહભંગ અને કાયર થઇ તેને છોડી દે છે, તેવા માણસોને સામાન્ય સમજવા; અને કેટલાએક સુજ્ઞ તો ફરીફરીને અનેક પ્રકારના વિકટ વિઘ્નોથી હણાયા છતાં, એટલે કે અનેક પ્રકારની અડચણો આવી પડવા છતાં, પણ આરંભેલું ઉચ્ચ કાર્ય તજતાજ નથી, તેવાને ઉત્તમ પુરૂષ જાણવા. હૃદયના વિચારો ધર્મશાળાના મનુષ્યો જેવા છે, ધર્મશાળામાં મનુષ્યો આવે છે ને જાય છે. તેમ હૃદયરૂપી ધર્મશાળામાં ઉત્પન્ન થતા વિચારો પણ કાયમ રહી શકતા નથી ક્ષણેક્ષણે વિચારોનું ભ્રમણચક્ર પરિવર્તન પામ્યાજ કરે છે. તેને તત્વવેત્તા સર્વજ્ઞ મહાજનોએ લેશ્યા, સ્વભાવ, પરિણામ વગેરે અનેક નામથી ઓળખાવેલ છે. એવાજ હેતુથી દીક્ષાના સમયમાં સાતમા ગુણસ્થાનનો અધિકારી ગણેલો છે, પણ દીક્ષા કાર્ય થઇ રહ્યા બાદ છઠે ગુણ સ્થાને નિવાસ કરે છે; માટે મનના કનિષ્ટ વિચારોને આધિન નહીં થતાં, તેઓને પોતાને કબજે કરવા, ચિત્તવૃત્તિનો નિરોધ થયા વિના ધારેલા કાર્યમાં યશ લાભ મેળવી શકાતો નથી. જીજ્ઞાસુ બંધુઓ! એટલું તો અવશ્ય યાદ રાખજો, કે મન માતંગ મોટા મોટા મહાત્માઓને પણ દુર્વશ્ય છે, છતાં તે વૈરાગ્ય અને અભ્યાસરૂપી અંકુશથી વશ થાય છે. તેને છેક છુટું મેલી દેતાં ઇષ્ટ પદાર્થો મળવાથી તે ઉન્મત ગજેંદ્રની માફક નિરંકુશ બની સંસારરૂપી મહાવિકટ જંગલમાં ધસડી જાય છે. વળી જે મહાત્માઓનાં જીવનચરિત્રો નિષ્કલંકી હોય છે, તેઓજ આ દુનિઆમાં સ્વપરજનોને લાભ આપી શકે છે, તેમનું દરેક બોધવચન એવું તો સામાના હૃદયમાં સચોટ પ્રવેશ કરે છે, કે ટુંક સમયમાં તે મહાન તત્વવેત્તા બને છે, પણ હૃદય વિષયવિકારથી કલુષિત બનેલાં હોવા છતાં ઉપરથી લોકોને બતાવવા વૈરાગ્ય રંગ પ્રદર્શિત કરતા હોય, તેવાં સાધુઓના જ્ઞાનોપદેશ કાંઇ પણ અસર કર્યા વિના વિદ્યુત્પ્રભાની જેમ સત્વર નાશ પામે છે. એવાજ હેતુથી ઉપર દીક્ષાના જીજ્ઞાસુ પુત્ર પ્રત્યે માતાએ પુનઃ પુનઃ કહ્યું છે કેઃ—

વહાલા પુત્ર ! જો કે દીક્ષા ઉત્તમ કાર્ય છે, પણ દીક્ષા લેવા માત્રથીજ સર્વ કાર્યની સિદ્ધિ થઈ ગઈ માની બેસવાનું નથી. દીક્ષા લીધા પછી તો એક જોખમ ભરેલી નવી જીંદગીમાં આ જીવાત્મા પ્રવેશ કરે છે. દીક્ષા લીધા પહેલાં જે જીવનરૂપી વહાણુ ભયંકર ભવસાગરને તળીએ ડુબી બેઠેલું હતુ, તે દીક્ષા લેતાં સાગરની સપાટી ઉપર પાણીમાં તરતુ થયું એમ સમજો. પણ હજુ ભરદરીઆમાં હજારો પ્રકારનાં મોજાં અને તોફાની પવનના ઝપાટા સપાટા વચ્ચે જોખમમાં રહેલું છે. કારણ કે, એમ સમુદ્ર ઉપર તરતાં હજારો વહાણો છિન્નભિન્ન થઇ ગએલાનાં વૃત્તાંતો સિદ્ધાંતસાગરમાં મહાજનોએ વર્ણવેલાં છે. આર્દ્રકુમાર, નંદિષેણ, જમાલી, કુંડરીક, અરણિક મુનિ વગેરે મહાસમર્થ પુરૂષોનાં પણ દીક્ષા લીધા પછી સંયમરૂપી વહાણુ એક વખત અટવાઈ પડેલ છે, અને તેમાથી સદ્દભાગ્યોદયે હળુ કર્મી અને ચર્મશરીરી કેટલાંક વહાણો પાછા ટટાર થઇ નિરાબાધ મોક્ષબંદરે પહોંચ્યા છે. માટે હે વહાલા પુત્ર ! દીક્ષા લઈને બહુ સંભાળવાનું છે, કષાયરૂપી અજરાયલ મગરમચ્છો તેને ભાંગી ન નાખે, કુસંગ રૂપી તોફાની મોજાંઓ તેને તોડી ન પાડે-ડુબાડી ન દે, અવિદ્યારૂપી વિજળીનો પાત તેના ઉપર પડી અકસ્માત થવા ન પામે, વિષયરૂપી મહા ભારે ખડકો તેને તોડી ન પાડે, માયા રૂપી મહારાક્ષસી લલચાવી તેનો નાશ ન કરે. સ્ત્રી રૂપી રંગીબેરંગી માછલીઓ મુખ્ય આધારભુત તારા વહાણુના પંખાને ભાંગી ન નાખે, કુગુરૂરૂપી ખલાસીઓ તે વહાણુને વિકટમાર્ગમાં ઘસડી ન જાય, કંચન અને કામિની રૂપ તરંગો ને વમળમાં તારૂં વહાણુ સપડાઇ જોખમમા ન ઉતરે, કારણ કે તે વમળો દેખાય છે તો સારા રળીયામણા ને મનોહર ! પણ તેમાં સપડાઇ ગયા પછી ખરાબી ને હાનિનો પાર રહેતો નથી. તે વિષે કહ્યું છે કેઃ—

"આ દુનિયામાં આ ભયંકર ભવસાગર તરતાં, અને મોક્ષબંદરે પહોંચતાં પહેલાં કનક અને કાંતા નામના બે મોટા વમળો વચમાં નાખેલાં છે. મોક્ષાભિલાષી સુભાગી પ્રાણી તેમાં આસક્ત થઇ લોભાય નહિ, તો દુનિયામા બે પગપાળો પોતે સાક્ષાત્ ભગવાન છે-એમ ચોક્કસ જાણવું. પણ તેમાંથી બચવું એજ ભારે મુશ્કેલીનું કામ છે, મહાત્મા કબીરજીએ તો કહ્યું છે કેઃ—

દુહો—એક કનક દુજી કામની, જગમેં દો તલવાર;
જાતા થા પ્રભુ મિલનકું, બિચમે ખાયા માર. ૧

માટે ચેતીને ચાલવું કે ફરીને અન્ય માતાઓના દુધ પીવાં ન પડે. અર્થાત્ ફરી ફરી જન્મમરણના ભ્રમણ ચક્રે ચઢવું ન પડે. સત્કાર્યો કરી મુનિમાર્ગને યથાર્થ શુદ્ધતાથી પાળી વહેલો વહેલો મોક્ષપુરી બંદરે જા, એ મારા હૃદયની શુભાશિષ તને ફળો.

## (૯૦) સુભાગી સંસ્કારી બાળ અતિમુક્તકુમારની વાત.

એકદા સર્વજ્ઞ પ્રભુશ્રી મહાવીર વિહાર કરતા કરતા પોલાસપુર નગરે પધાર્યા. ગૌતમ સ્વામી છઠ્ઠને પારણે પ્રભુની અનુમતિ મેળવી તે નગરમાં ભિક્ષાર્થે નીકળ્યા. ફરતા ફરતા રાજદરબારના મહેલ પાસે આવ્યા. તેટલામાં અતિમુક્ત નામનો રાજકુમાર કેટલાક બાળકો સાથે ત્યા રમતો હતો, મુનિને જોયાથી સત્વર રમત પડતી મુકી તે શ્રીગૌતમ ગુરૂને સનમ્ર થઈ વંદન કરવા લાગ્યો, કાલાવાલા ને અતિ મધુર વાકયોથી ગૌતમ સ્વામીને પરમ આહલાદ પમાડવા લાગ્યો. પ્રથમ તો શ્રીગૌતમસ્વામીનું કનકકાંતિથી દેદીપ્યમાન શરીર સૌંદર્ય જોઈ આશ્ચર્યચકિત થઇ તે બોલ્યો કે:–મહારાજ! આપના પગ દાઝતા નથી? આપને માથે તડકો લાગતો નથી? આપ આવા વિષમ તડકામા શા માટે ફરો છો? આ પ્રકારનાં બાળકના કોમળ વાક્યો સાંભળી ગૌતમસ્વામી મનમા બહુજ ખુશી થયા, સ્વલ્પ સ્મિત હાસ્ય કરતા કહ્યું:–ભાઇ! હું ભિક્ષાને માટે નગરમાં ફરૂં છું, કહે તું કોનો પુત્ર છે? ઉત્તર દીધો કે:–મારી માતાનું નામ શ્રીદેવી, અને પિતાનું નામ વિજયરાજા છે, આ શહેરના રાજાનો હું પુત્ર–કુમાર છું. અહો કૃપાળુ ભગવાન! ભિક્ષા જ જોઇતી હોય તો કૃપા કરી મારે ઘરેજ પધારોને, બીજે નાહક ફરવાની આપે શા માટે તકલીફ લેવી જોઇએ! આપને જોઇશે તે ભિક્ષા હું આપીશ. એમ કહી કુમાર દરબારમાં લઇ ગયો! અને માતાને હર્ષભેર કહેવા લાગ્યો:–માજી! આપણે ઘેર ગુરૂ મહારાજ પધારે છે, તેમને જોઇએ તે આપો. તે તો બીજે જતા હતા. પણ હું તેમને અહીં આગ્રહ કરી તેડી લાવ્યો છું એમ કહી સર્વ જોઈતી ભિક્ષા સોત્કંઠે વહોરાવી. કેટલીક ચીજો લેવાની મુનિ ના પાડતા, તો તે વખતે કુમાર વચ્ચે બોલી જતો, કે મા! તેજ વસ્તુ મહારાજને વહોરાય, મારે તે નથી ખાવી, હું તારી પાસે નહિ માગું. મહારાજ! વહોરો, હુ કજીયો નહિ કરૂં. આવા બાળકના કર્ણપ્રિય મધુર બોલોથી મુનિ બહુજ હરખાતા અને તેના લાવણ્યમય ચાતુર્ય ગુણ ઉપરે ફીદાફીદા થઈ જતા.

પછી આહાર વહોરી ગૌતમસ્વામી પાછા વળ્યા ત્યારે 'મા! હુ થોડેક

દૂર મહારાજને વોળાવી હમણા પાછો આવું છું, એમ કહી તેમની સાથે કુમાર ગયો. થોડેક ગયો એટલે તે બોલ્યોઃ મહારાજ ! ભિક્ષા લઈને આમ ક્યાં જશો ? મારે ઘેર જ જમી લીધું હોત, તો સારૂં હતું, ચાલોને હજી સારો ઓરડો કાઢી આપું તેમા આપ જમજો. ગૌતમસ્વામી બોલ્યાઃ–ભાઈ ! અમારાથી ગૃહસ્થીને ત્યાં બેસી ન જમાય. બહારના ઉદ્યાનમાં અમારા ગુરૂ મહાવીર ભગવાન બિરાજેલા છે, તેમને ભિક્ષા બતાવી ત્યાં જમીશું. કુંવર કહેઃ–ઠીક ત્યારે, તમારા હાથમાં આ ઝોળી છે તે મને આપોને ! આપને ભાર બહુ લાગતો હશે. તો થોડીવાર હું ઉપાડું, આપને તેટલો તો વિસામો મળશે. ભાઈ ! અમારો ઝોળીનો ભાર કોઈના હાથમાં ન દેવાય, એ તો અમારા જેવા થાય તેજ અમારો ભાર ઉપાડી શકે. ત્યારે કુંવર કહેઃ– પણ હું તમારી ઝોળીમાંથી જરાયે પણ ખાઈશ નહિ, માટે મને આપોને ! ત્યારે ગૌતમસ્વામી કહેઃ–એમ ન દેવાય, એ તો અમારા જેવો થાય તેને જ દેવાય. કુંવર કહેઃ—હું તમારા જેવો થઈશ, તો હવે તે આપો. ગૌતમગુરૂ કહેઃ—ભાઈ ! તમારા માતાપિતાની રજા સિવાય અમારા જેવા તમને કેમ કરાય ? માતાએ તો તમને જરા વળાવાજ સાથે મોકલ્યા છે; માટે રજા વિના તેમ કેમ થાય ? એમ કરતાં કરતાં સમોસરણ આવ્યુ. શ્રી મહાવીર પ્રભુએ જાણ્યું કે આજ એક ગ્રાહક મોક્ષપુરીનો અમુલ્ય માલ ખરીદ કરી શકે તેવો આવે છે, તો તેને માલ બતાવું; એમ ધારી યોગ્ય ઉપદેશ કર્યો. ઉપદેશ સાંભળી જમીનમાં પડેલા પાણીની માફક તરત મન ગળી ગયુ, અજ્ઞાનમય મોહનિદ્રામાંથી હૃદય જાગ્યુ અને દિક્ષા લેવાની ભાવના જાગી. પ્રભુ ! આપનો નિખાલસ અને નિડર પવિત્ર ઉપદેશ મારા અંતઃકરણમાં સજડ ચોટ્યો છે, મને રૂચ્યો છે. આપના અનન્ય સુખદાયક શરણમાં યાવજ્જીવન વસવા અર્થાત્ દુઃખવિદારિણી દીક્ષા લેવા મન ઉશ્કેરાયું છે; માટે માતાની રજા મેળવી સત્વર હમણા જ હું આવુ છું. પ્રભુ કહે–" यथा सुखं " "બહુ સારૂં આપની પરમ કૃપા !" એમ કહી વૈરાગ્યથી જેનું હૃદય ઉલ્લસિત થયું છે એવો આઠ વર્ષની વયનો બાળક શ્રી અતિમુક્તકુમાર હર્ષિત વદને ઝટ ઘેર આવ્યો અને માતા પાસે દીક્ષા લેવા અનુમતિ માગી. માતા શ્રીદેવીને તો આ સાંભળી વજ્ર બાણ વાગ્યું હોય એમ થયુ અને તેઓ એકદમ મૂર્છા ખાઈ જમીન પર પડી ગયાં, પછી સાવધ થતાં વલોપાત કરતાં પુત્ર પ્રત્યે બોલ્યાઃ–અરે પુત્ર ! આ તું શું બોલે છે ? તને વળાવવા મોકલતા તુ વળી આ શું લઈ આવ્યો ? લઘુવયમાં તું શું સમજે ? સંસારનાં સુખો તો નજરે દીઠાયે નથી,

દીસે દીવાકર દીપતો, સજ્યા વગર શણગાર. ૨૫૭

અને યોગીરાજનું મહા જોખમ માથે ઉઠાવવા તૈયાર થયો છે ! વાહરે વાહ ! આ તે તારી કેવી ગાંડાઇ ગણાય ? આ સાંભળી કુંવર બોલ્યો:–માતાજી ! હું ગાંડાઇ કરતો નથી, પણ મને અનંત કાળ થયાં જન્મ, જરા અને મરણનાં ત્રિવિધ દુઃખો અત્યંત પીડે છે, તેથી બચવા માટે જ આ માર્ગ હું અંગિકાર કરૂં છું. તમો મારાં તે ત્રણ દુઃખો મટાડો, તો હું અહીં રહું, પછી મારે સંયમ લેવાની જરૂર નથી. વળી તમો કહો છો કે તું શું જાણીને જોગ લે છે ? તો તેના ઉત્તરમાં તો જણાવવાનું કે હું ક્યાંથી આવ્યો ને ક્યાં જઇશ ? તે જાણતો નથી, પણ જન્મ ધરી ક્યાંઇક જઇશ તો ખરો, અવશ્ય એકવાર મરવાનું તો છે જ, ત્યારે આ મારી કાયા–નગરી ઓચિંતી લુંટાઈ તો જશે તો તે પહેલાં કાંઇક આત્મહિત સાધી લઉં, તો શું ખોટું ? વળી તમો કહેશો કે તું મોટી વયે ઇચ્છિત કરજે, પણ કાળ કાંઈ વય સામુ જોતો નથી, એ તો તેનો અવધિ આવતાં તુરતજ પકડે છે; માટે કાળ ઉપર ભરોસો નહિ રાખતાં હૃદય જાગ્રત થાય તેજ વખતે આત્મહિત સાધવું તે જ શ્રેયસ્કર છે. માટે કૃપા કરી મને વિશેષ ખોટી ન કરતાં મારાં ઉત્તમ કાર્યમાં આપના અનુમોદન સાથે શુભાશિષ પૂર્વક અનુમતિ આપશો એવી મને આશા છે. આ સાંભળી માતા તો સ્તબ્ધજ બની ગઇ, તેની જ્ઞાનશક્તિ માટે તે અતિ આશ્ચર્ય પામી. અનેક સંવાદો ચલાવ્યા બાદ છેવટે માતાએ અનુમતિ આપી જે જે જણાવ્યું, તેનો ભાવ ઉપરના શ્લોકમાં જણાવ્યા જેવો જ છે. હે પ્રિય પુત્ર ! તારી એવી જ અનન્ય આકાંક્ષા વર્તે છે, તો ભલે ભાઇ ઇષ્ટ કર, ખરેખર મુનિમાર્ગ અતિ દુષ્કર છે, તો તે યથાર્થ પાળજે, વિષયગારામાં ખુચી જતો ના; ક્રોધાદિક રાક્ષસોથી પકડાતો ના, અપર માતાનું દુધ પીવું ન પડે એવી ઉત્તમ ક્રિયાઓ કરી જન્મ્યા અને જીવ્યાનું તું સાર્થક કરજે, તારી સર્વ શુભ મનોકામના સફળ થાઓ ! તેમજ આ સંસારસાગર તરી જા ને અક્ષય મોક્ષલક્ષ્મી શિઘ્ર મળો ! એજ મારી સદાને માટે તને શુભાશિષ છે.

આમ કહી મોટા સમારોહ સાથે મહાવીર પ્રભુ પાસે લેઇ ગયા અને કુંવરે સાનંદ દીક્ષા અંગીકાર કરી, પછી એકવાર પોતાને જ્ઞાનનો અભ્યાસ કરાવનાર સ્થવીર ગુરૂ સાથે સ્થંડિલે ગયા. અતિમુક્ત મુનિ એક સ્થાને બેઠા છે. ત્યાં પાણીની નીક ચાલતી હોવાથી કેટલાંક છોકરા પાણીની આસપાસ પાળ બાંધી રમત–ક્રીડા કરે છે. આ જોઇ આપણા બાળમુનિને પણ રમ-

વાનું મન થઈ ગયું, તેથી તેમણે પણ પાણી આડી પાળ બાંધી તેમાં પોતાની પાતરી તરવા મુકી, સામસામા હડસેલાં મારવા લાગ્યા; રમત બહુ સારી લાગી. આહા ! મારૂં નાવ ( વહાણુ ) કેવુ તરે છે ? આ પ્રમાણે બાળવયનો ખ્યાલ મુનિપણામાં ખડો થઇ ગયો. કર્મની ગતિ અતિ ગહન અને વિચિત્ર છે, તે સહેજવારમા મનુષ્યનો વિવેક વિણસી નાખે છે.

મુનિ આ પ્રકારે સહર્ષ રમત હતા, તેવામાં સ્થવીર ગુરૂ આવ્યા, તેઓ આ જોઈ બહુ ખેદ પામ્યા અને મનથી કહેવા લાગ્યા કેઃ-પ્રભુ પણ આવા છોકરાને મુંડે છે, અરે ! આણે કેટલી વિરાધના કરી ! માટે ચાલ મહાવીરપ્રભુને બધું કહુ, એમ વિચારી બોલાવ્યા વિનાજ રીસ સહિત સત્વર ચાલ્યા. અતિમુક્ત મુનિને આ ખબર પડતા જ ઝોળીમાં પાતળી મુકી તે એકદમ દોડયા, અને " મત્થએણ વંદામિ " કહી સાથે ચાલવા લાગ્યા. સ્થવીર સાધુએ જઇ પ્રભુને પુછ્યુંઃ-પ્રભુ ! આના ભવ કેટલા છે ? આણે આજે પાણીમાં આવી રમત કરી કેટલાય જીવોની વિરાધના કીધી ! પ્રભુ બોલ્યાઃ-સ્થવીરમુનિ ! તે બહુ હળુકર્મી છે, કર્મના ચાળાને લીધે તેણે વિરાધના કરી છે તે ખરૂં, પણ આજ સાંઝે જ તેને આલોચન કરતાં કેવળજ્ઞાન ઉપજશે; અને સર્વ કર્મ ખપાવી મોક્ષે જશે, આ સાંભળી સ્થવીરે પોતાની ભુલની ક્ષમા માગી, બાળ મુનિનાં વખાણુ કરતાં તેને પણ ખમાવ્યો. પછી તે અતિમુક્તમુનિ સર્વ જીવોને ખમાવી આલોવી પડિક્કમી, નિંદી, નિસલ્ય થઇ સર્વજ્ઞ થયા-કેવળજ્ઞાન ઉપજ્યું અને આયુષ્ય ક્ષય થયે મોક્ષે પધાર્યા-અજર અમર થયા, અને અક્ષય મોક્ષલક્ષ્મી પામ્યા.

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે દીક્ષા લેતી વખતે મનુષ્યોને આજ્ઞા અને અનુમતિ મળવામાં મુશ્કેલીઓ નડે છે. પણ પોતાનામાં સત્ત્વ અને સત્ય હોય, તો માતાપિતા વગેરેની આજ્ઞા મેળવી ઇચ્છિત કાર્ય સાધે છે, અને સુદઢ ભવિ જાણી તેને આજ્ઞા સાથે આશિષ આપી ઉત્તમ ક્રિયા કરવા માટે સહર્ષ ભલામણુ કરે છે, ફરી ગર્ભમાં આવવું અને માતાનું દુધ પીવું ન પડે, તેને માટે હૃદયને ઉશ્કેરે છે. વિવેકી જનોએ સદા સત્કાર્યમાં પ્રવેશી સોત્કંઠે તે કાર્ય સફળ કરવું તેજ સર્વોત્તમ છે, અમૂલ્ય માનવજીવનનું અંતિમ ધ્યેય પણ તેજ છે, એજ માર્ગ સર્વાર્થ સાધકને મોક્ષસિદ્ધિપ્રદ છે. (૭૯)

---

(૮૦)

धिग् धिग् धिगेव प्रतिबोधयति मृदंगो ।
वीणा तदा कथयतीति नरेश ? कंकम् ! ॥
श्रोतुं स्थितंजनकदंबममुं ममुंच ।
बाहूप्रसार्यवदति त्विह नायकेति ॥ ८० ॥

અર્થ—આ મૃદંગ વાગે છે તે ધિક્કાર હો ! ધિક્કાર હો ! કહે છે. ત્યારે વીણા-સારંગી પુછે છે કે:-કોને કોને ? ત્યારે નાયકા રંડી પોતાના બે હાથ પહોળા કરીને આ...આ...એવા આલાપ કરતી કહે છે કે:-સાંભળવાને ભેગા થયેલા આ જનમંડળને ! આ પ્રકારે મૃદંગ, વીણા અને નાયકા એ ત્રણે મીજલસને અપૂર્વ ઉપદેશ આપે છે.

ભાવાર્થ—એક રાજા એક સમયે મોટી કચેરી ભરીને મોટા કનક-સિંહાસન ઉપર બેઠેલો છે. કેટલીક બાબતોની વિવિધ ચર્ચાઓ થઇ રહ્યા બાદ સભાજનમનરંજનાર્થે એક નાયકા ત્યાં આવી અને અનેક પ્રકારનાં કર્ણપ્રિય મનોહર ગાયનોના આલાપથી નાટારંભ કરવા લાગી. તે વખતે તબલચી ગવૈયો પણ મૃદંગ વગાડી ગાયનની મધુરતામાં ઓર ઉમેરો કરી રહેલ છે. તે વખતે કુતુહળથી રાજાએ આશ્ચર્ય પામી પાસે બેઠેલા એક શિઘ્ર કવિવરને પૂછ્યું કે:-હે કવિરાજ ! આ મૃદંગ-તબલો શુ કહે છે ? તે સમજાવો. કારણકે તેમાંથી "ધિગ્ ધિગ્" એ પ્રકારનો અવ્યક્ત ધ્વનિ નિકળે છે, તો તેનો વાચ્યાર્થ શો થતો હશે ? તે સાંભળી કવિરાજ ક્ષણમાત્ર અંતઃકરણમા ઉંડા ઉતરી ઉત્પાત બુદ્ધિથી ઉત્તર આપતાં રાજા પ્રત્યે બોલ્યા કે:—હે ક્ષિતિપતિ મહારાજ ! સાંભળો. આ મૃદંગમાંથી નિકળતો ધિગ્ ધિગ્ શબ્દ પ્રબોધે છે અને કહે છે કે "ધિક્કાર છે ધિક્કાર છે." ત્યારે વળી રાજાએ વિશેષ ઉત્સુકતાથી આશ્ચર્ય પામી પુછ્યુ:-મૃદંગ આ પ્રમાણે ઉપદેશ આપે છે, તો વળી આ વીણા શું કહે છે ? તે પણ સાથે સાથે કહો. ત્યારે કવિએ કહ્યુ કે:-તે વીણા "કમ્‌કમ્ ?" એ પ્રકારના બે શબ્દથી મૃદંગને પુછે છે કે હે મૃદંગ ! તું ધિક્કારે તો છે પણ કોને કોને ? એ પ્રમાણે આ સારંગી નરઘાં-તબલાને પૂછે છે. ત્યારે વળી રાજાએ જીજ્ઞાસાથી પુછ્યુ કે:-એમ છે તો મધુર ગાયન કરી રહેલી આ નાયકા પોતાના બે હાથ લાંબા પહોળા કરી શું કહે છે ? તે કહો ! ત્યારે ચતુરચુડામણિ કવિએ કહ્યુ કે:—

સાહેબ ! આ નાયકા પોતાના બે હાથ પહોળા કરી આ આ......એ પ્રકારના વિસ્તૃત આલાપથી વિણાએ 'કોને કોને' પુછેલા પ્રશ્નનો ઉત્તર આપે છે, કે આ આ......એટલે આ સભામંડપમાં સાંભળવા માટે બેઠેલા જનસમુહને; એ પ્રમાણે પોતાના બે બાહુ વીસ્તારીને બતાવી નાયકા બોલે છે. આ પ્રકારના વિચિત્ર ઉક્તિવાળા અર્થસૂચક સ્પષ્ટીકરણથી રાજા વગેરે સર્વ સભામંડળ અત્યંત હર્ષિત થયું. આ અનુકુળ પ્રસંગ જોઈને કવિએ કહ્યું કેઃ–હે ક્ષિતિપતિ મહારાજ ! કેટલાક જનો મહા મોંઘા અને મુશ્કેલીએ મળેલા આ પવિત્ર માનવજન્મને મોહમય નાટકચેટક વગેરેમાં નિરર્થક વિતાડી પોતાનો અમૂલ્ય કાળ વૃથા ગુમાવે છે, ને આત્મહિત સાધવામાં પછાત રહી જાય છે. સત્ય કર્તવ્ય કરવાનું ચુકી જાય છે, અને અસત્ય કર્તવ્યના ફંદોમાં ફસાઈ જાય છે. માયાનો એવો તો અટપટો અદ્દ્ભુત દેખાવ છે, કે આ સંસારસાગર તરવામા તે એક પડદારૂપ આડી પડે છે. તે વિષે જ્ઞાનીએ કહ્યું છે કેઃ—

"ઉત્તમ કાર્ય કરવામાં તે એક વંધ્યા સ્ત્રી સમાન છે, સત્યરૂપી સૂર્યનો અસ્ત કરવામાં સંધ્યા સમાન છે, દુર્ગતિ રૂપી યુવતીની એક માળા સમાને છે, અને મોહરૂપી મોટા માતંગોને બાધવાને માટે મોટી ગજશાળા સમાન છે, સમતારૂપી કમળોને બાળવામાં હિમ સમાન છે, અપયશ રૂપી નગરીની મોટી રાજધાની સમાન છે, હજારો દુઃખોને ઉત્પન્ન કરવામાં સહાયભુત છે. તો એવી માયાને તો દૂરથીજ છોડી દેવી જોઈએ, તેનો અતિ વિશ્વાસ તો નજ કરવો જોઈએ; કેમકે તે માયામોહિની ડાકિની છે. વળી આ સંસારમાં માયિક મોહક પદાર્થો આંખ, કાન વગેરે પાંચ ઈંદ્રિયોને અત્યંત પ્રિય લાગે છે અને તેમાં પણ મન લોભાય છે, પણ આખરે તો તે સર્વ નશ્વર અને ક્ષણભંગુર છે. મોહમુગ્ધ મનુષ્યોને તો તે અતિ રમણીય અને પ્રિયતમ લાગે છે, અને તેથા અહોનિશ મન પણ તેમાંજ તલ્લીન રહે છે. પણ આખરે તે સર્વ મોહમાયાજાળ છોડી જેવા આવ્યા તેવા ખાલી હાથે–ઉઘાડી મુઠીએ કંઈપણ આત્મહિતસાધક ધન રળ્યા વિનાજ પરલોકગામી થવું પડે છે. એ તો અવશ્ય જાણો, માનો અને જગતમા જુઓ છો તેથા સમજો, કે આ સર્વ મોહમાયા જાળ ખરેખર એક વખતે છોડવી તો પડશેજ. તે વિષે ગુર્જર કવિ કુંલકમળાકર શ્રી દલપતરામે કહ્યું છે કેઃ–મનહરછંદ.

મોજ ભલે માણો જ્યાં, સુધી લખાણો દાણોપાણી,

મોટા માટે મોભમાં, ઘણા ખીલા ઘોંચાય. ૨૬૧

દાણોપાણી ખૂટે નક્કી, જવાનું છે તે જાણો છો;
તત્વ તણો તાણોવાણો, તૂટશે અજાણ્યો જ્યારે,
રાખે કીયો રાણો એવું, અંતરમાં આણો છો;
તાકે છે સિંચાણો પક્ષી, જાળમાં ઝલાણો તોય,
લોભમાં લેવાણો એવી, વ્યવસ્થા વખાણો છો;
કોટે બાંધ્યો પાણો, એ ઉખાણો ખરે જાણો ખુદ,
શોધો શાણો સંત, ખાલી તંતરીદ તાણો છો.

માટે આ મળેલા ક્ષણભંગુર સાંસારિક વૈભવો અને સુખોમાં અત્યંત આસક્તિ નહિ પામતાં દયા, દાન, દીનતા વગેરે પરોપકારો અને સત્કાર્યો કરી આ મહા પુણ્યોદયે મળેલા માનવ જીવનનું આપણે સાર્થક કરવું ઘટે છે. હે ક્ષિતિપતિ મહારાજા ! આ સંબંધી કોઇ પુસ્તકમાં એક દૃષ્ટાંત મારા વાંચવામાં આવ્યું છે, આપ કૃપા કરી તે સાંભળવાની જીજ્ઞાસા જણાવો તો કહું. રાજાએ કહ્યું:—કવિરાજ ભલે કહો ! હું સાંભળવા ખુશી છું.

## (૯૧) મનમોજી ને તરંગી રાજાના મિથ્યા મનોરથની વાત.

ત્યારે કવિએ કહ્યું:—કોઈ એક નગરનો રાજા છીછરો, અવિચારી, ઉદ્ધત અને ઘણો જક્કી હતો. ખાવુંપીવું અને મોજમજાહ માણવી તથા વિવિધ પ્રકારનાં નાટકચેટકના આનંદ માટે ભારે ખર્ચ કરી તથા નાયકાના નાચો કરાવી સદા દિલ ખુશ કરવું અને મનને સદા મોજ આપી મનને—રાજી રાખવામાં જ તે જીંદગીનું સાર્થક સમજતો હતો. પ્રજાનું શું થાય છે તેની તો તેને લેશ પણ દરકાર નહોતી, તે તો પોતાનાં સુખમાં અને મોજમજાહમાં જ મસ્ત હતો. તેને એવો તો અજબ શોખ—છંદ લાગેલો હતો, કે રાજ્યમાં કાંઇને કાંઇ એવું અવનવું બનાવવું, કે જે જોઇને આખી દુનિયા છક થઈ જાય ! એકવાર તેને વિચાર આવ્યો કે આકાશમાં પુષ્પો ઉગાડવાં, તેણે તે વાસ્તે ઘણી યુક્તિ કરી, પણ તે પાર ક્યાંથી પડે ? બીજી વાર તેણે વિચાર કર્યો, કે મોતીના દાણા ખેતરમાં વાવીને બાજરાની પેઠે મોતી પકવવાં, પણ તે શી રીતે બને ? ત્રીજી વાર વળી તેને વિચાર આવ્યો કે માણેક વાવીએ તો તેને આંબાના ઝાડની પેઠે માણકો થાય, પણ તે અસંભવિત વાત શી રીતે બની શકે ? એવી રીતે તે હવાઈ કિલ્લા બાંધી નપગી ગાંઠી વાતો કરતો હતો. તે રાજાને વળી સૂઝ્યું કે નદીની રેતી

પીલાવી તેમાંથી તેલ કઢાવવું, તેને એમ લાગ્યું કે ઉપલી બધી વાતો તો બહુ અઘરી હતી; પણ આ તો બહુ સહેલી છે, અને વળી તેમાં ખરચ પણ ઓછો છે–એવા વિચારથી તેણે તો ચાળીસ પચાસ ધાણીઓ કરાવી ત્યાં રેતીના ઢગલા કરાવ્યા. તેના ડાહ્યા દિવાનને આ વાતની ખબર પડતાં બીજા અમલદારોને લઇ તે તુરત રાજા પાસે ગયો, અને સર્વે જણાએ નમ્રતાથી કહ્યું કે;—મહારાજા ! હવે ઘણું થયું, આવા આવા ઘણા અખતરા કરીને તો પ્રજાના પૈસા બગાડયા છે, આપને હવે અમારે શું કહેવું ? રાજાજી, રેતીમાંથી તેલ નીકળતું હોત, તો બીજા દેશના રાજાઓ મોટાં મોટાં રેતીનાં રણો શું કામ ન વાપરતાં પડી રહેવા દેત ? તેમાંથી તેલ શા માટે ન કઢાવત ? રેતીમાંથી તે વળી તેલ નીકળતું હશે ! રાજાએ કહ્યું કેઃ—તમે કાંઈ સમજો નહિ, થઇ ગએલા રાજાઓ જરા ઓછી અક્કલવાળા હતા, નહીં તો આવો ખજાનો એમને એમ પડયો રહેવા દે ?તમે જ વિચાર કરોને, કે આ રેતીમાંથી કેવું સરસ નિર્મળ પાણી નીકળે છે, રેતીમાં વીરડા ખોદીએ, તો ત્યાં પણ પાણી નીકળે છે, ત્યારે રેતી પીલાવી હોય, તો તેમાંથી કેવું સરસ તેલ નીકળવુ જોઇએ ! તમને કોઇને ખબર નથી, બસ ચાલ્યા જાઓ, તમારે મને કાંઇ કહેવું નહિ. પછી તો રાજાએ પાસે રહીને રેતી પીલાવવા માંડી, પણ કેમે કરી તેલ નીકળે નહિ. જે વાત અસંભવિત અને અશક્ય તે શી રીતે થઇ શકે ? તેથી ઘણી ઘણી મહેનત કરીને થાકયો અને કાંઇ ન નીકળ્યું ત્યારે તે નિષ્ફળ અને નિરાશ થઇ છેવટે હારીને રહ્યો.

માટે હે મહારાજા ! આપ હવે કહો, કે તે રાજા કેટલો બધો અક્કલ વિનાનો હોવો જોઇએ ? અને તેનામાં કેટલી મૂર્ખાઇ હોવી જોઇએ ! સર્વ કોઈ કહેશે કે ખરેખર તે મૂર્ખજ હોવો જોઇએ. પણ હે ક્ષિતિપતિ મહારાજા ! આપણે પણ કાંઇ તેનાથી જાઇએ તેવા તો નથી, કારણ કે ઋષિ, મુનિઓ, સંત, સાધુઓ તથા જ્ઞાની પુરૂષો વારંવાર કહે છે કે:— " આ સંસાર અસાર છે, બધું માયારૂપ છે, ચાર દિવસનું ચાંદરડું છે, પતંગીયાના રંગ જેવું છે, ક્ષણિક છે, ક્ષણભંગુર છે. છતાં પણ તેમાંજ આપણે રચ્યા-પચ્યા રહીએ છીએ, રાજાએ ઘણી મહેનત કરવા છતાં રેતીમાંથી તેલ નીકળ્યું નહિ, તેમ મોટા મોટાઓએ આ અસાર સંસારમાંથી સાર કાઢવાને મહેનત તો બહુ કરી પણ તેમાંથી સાર કંઇ નીકળ્યો નહિ માટે હે સુજ્ઞજનો ! એ

ભક્તજનો ! આ સંસારમાં કંઇ સાર નથી, સાર તો કેવળ રામનામમાંજ છે, સાર તો સત્સંગમાંજ છે, સાર તો પ્રભુભજનમાંજ છે; માટે તે સાર સુખે લ્યો. જરૂર તે સાર લ્યો. તે સંબંધમાં એક કવિએ ચિત્તને ઉદ્દેશીને કહ્યું છે કે :–શાર્દુલવિક્રીડીતવૃત.

વ્હાલા ચિત્ત ચતુર થઈ ભવ વિષે, કે ભાટકી કાં મરે ?
શાને શોકઅરણ્યમાં નિશદિને, નિશ્વાસ ખાતું ફરે !
શાને શાંત થઈ અતિ સરસ આ, પંથને ના ચહે !
શાને કર્મ અનેક નેક કરતાં, દાડી નદીને દહે ? ૧
રહેજે શાંત કરી સ્વભાવ સહુની, સાથે સજી સંપને,
લેજે લાભ અનેક એક પલમાં, લાવી જરા જંપને;
પીડા પિંડતણી બધી પરહરી, આશા પ્રભુની ધરી,
માયાની મદિરા તણા મદ વિષે, મોહી ન જા તું જરી. ૨

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે આપણી આ અમુલ્ય માનવજીંદગીને મોજશોખમાં વૃથા ન ગુમાવતાં કાંઇ આત્મહિત કરવું તેજ સાર્થક–સાર છે. આ નાયકાએ આરંભેલા નાચ અને ગાનમાંથી તથા તબલાના અવાજમાંથી પણ એજ ઉત્તમ ઉપદેશ નીકળી આવે છે. માટે અતિ મોજશોખમાં નહિ ઉતરી પડતાં સર્વ વિવેકી જનોએ સદા ધર્મધ્યાન કરી આત્મહિત કરવું (૮૦)

---

(૮૧)

भीमं भवांभोधि विवर्धकानां ।
को पाद्यमाभ्यंतर शत्रुकाणाम् ॥
नूनं प्रजिष्णुश्च सदा दशानां ।
स एव जैनीति जगाद वीर: ॥

અર્થ :—સદૈવ ભયંકર ભવરૂપી મહાસાગરને વધારનારા દશ પ્રકારના અભ્યંતર શત્રુઓ કામ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે અંતર શત્રુઓને જીતે અથવા જીતવા પ્રયત્નશીલ બનેલ છે, તેજ ખરેખર જૈન છે–એવું સર્વજ્ઞ શ્રીમહાવીરપ્રભુજીનું કથન છે. (૮૧)

જીવને જેવી જગતને, તું પ્રિય પ્રાણાધાર;
તુજ અર્થે જન તન તજે, પામે કષ્ટ અપાર. ૨૬૪

ભાવાર્થ—આ શ્લોક જૈની કોણ એમ સૂચવે છે. જૈન ધર્મીના કુળમાં જન્મોત્પત્તિ થઈ એટલે કંઇ જૈની થઇ જવાતુ નથી. અથવા તો જૈન કુળમાં ઉત્પન્ન થઇ દરેક વર્ષે સંઘને ચોપડે એક રૂપિઓ મંડાવી તેને આપવાથી પણ જૈની થઇ જવાતું નથી. પ્રથમ "જૈન" શબ્દમાં કોઈ અદ્ભુત રહસ્ય સમાયેલું છે. જૈન શબ્દમાં જિ ધાતુ છે, અને તેનો અર્થ જય મેળવવો એવો થાય છે, હમેશાં જય શત્રુ ઉપર મેળવાય છે. મિત્ર ઉપર મેળવી શકાતો નથી. આ વિશ્વમા શત્રુઓ બે પ્રકારનાં છે, અભ્યંતર અને બાહ્ય. હવે શત્રુઓને જીતવા તે તો રાગ દ્વેષને ઉત્પન્ન કરે છે, તેથી કરીને તો ભવભ્રમણમાં ભટકવું પડે છે, તેથી તો ક્લેશ, કંકાસ અને કુસપ આદિ અનેક પ્રકારનાં દુઃખનાં સાધનોજ પેદા થાય છે, અને તેથી વિશેષ કરીને વૈરભાવ પ્રદિપ્ત થાય છે. કહ્યું છે કે :— "वेराणुं बंघाणि महाभयाणि" અર્થાત્–વેરના બાંધવાવાળા મોટા મોટા ભયને ભાળે છે, માટે ચોક્કસ યાદ રાખવુ કે બાહ્ય શત્રુઓને હરાવવાથી "જૈની" થવાતું નથી. જ્યારે અંતરના શત્રુઓ પર જય થાય ત્યારેજ જૈનીપણું પ્રાપ્ત થાય છે. તે અંતરંગ શત્રુઓ દશ પ્રકારના છે; તેનાં નામ–પાંચ ઇંદ્રિઓના વિષયો, ક્રોધ, માન, માયા અને લોભ એ નવ, અને દશમુ મન એ દશ આત્માના મહા કટ્ટા શત્રુઓ છે. એટલે આ સંસાર રૂપી મોટા મેદાનમાં ચોરાશી લાખ જીવ યોનીમાં ભિન્ન ભિન્ન અવતારો કરાવી ભવભ્રમણચક્રમાં ભમાવે છે, અને આ આત્માની જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી અનંત ઋદ્ધિને પ્રકટ થવા દેતા નથી, તેને માટે કહ્યું છે કે :—દુહા.

ચાર ગતિના ચોકમાં, લાખ ચોરાશી બજાર;
ત્યાં બહુ જન્મમરણ કરી, પામ્યો દુઃખ અપાર. ૧
પુદ્ગળ સંગે રાગ છે, પુદ્ગળ સંગે રોગ,
રૂચિ અરૂચિ પુદ્ગલે, પુદ્ગળનો છે શોગ. ૨
ધર પુદ્ગળની લાલચે, લડાઇ કરતાં લોક;
રાજન સાજન મોટકા, જન્મ ગુમાવે ફોક. ૩
વિરોધીની મિત્રતા, કરતા નિજ ગુણ હાણ;
અજ્ઞાની મૂઢાત્મા, રણના રોઝ સમાન. ૪
ચુંટી પુદ્ગળ એંઠને, રમતો તેની સંગ;
વિષ્ઠાના કીડા પરે, ધરતો કર્મ કુઢંગ. ૫

તુંજ કારણ ભમતા ભમે, જીવ ન પામે જંપ. ૨૬૫

ભ્રમિત થઇ ભુલી ગયો, અવિચળ આત્મસ્વરૂપ;
અશુભ પરિણતિથી અરે, પડીયો ભવજળકુપ. ૬
ચેત ચેત રે આત્મા, શુદ્ધ સ્વરૂપ નિહાળ;
આ સંસાર સ્વરૂપ સહુ, પર માયા જંજાળ. ૭
અહુના ભ્રાન્તિ છોડીને, દેખો અંતર દ્રષ્ટિ;
અંતર દ્રષ્ટિ દેખતાં, પ્રગટે નિજ ગુણ સૃષ્ટી ૮
તિરોભાવ નિજ રૂદ્ધિનો, આવિર્ભાવ પ્રકાશ;
પરમાતમપદને કહ્યું, તે પદનો હું દાસ. ૯
તે પદ જેણે ઓળખ્યું, તેમાં જેનું ધ્યાન;
સાધુપદ જેણે ગ્રહ્યું, તેનું શુદ્ધ જ જ્ઞાન. ૧૦
તત્પદના ઉપયોગ વિણ, ચાલે જે વ્યવહાર;
ઘાણી વૃષભ તણી પરે, મિટે નહિ સંસાર. ૧૧
રાચો નવરસ જ્ઞાનથી, કાવ્ય કરો કો લાખ;
તત્પદના ઉપયોગ વિણ, ઘી રેડયું જયું રાખ. ૧૨
તર્ક નર્ક ગતિ દીએ, જેને નહિ નિજ ભાન;
શબ્દશાસ્ત્રથી ભિન્ન છે, આતમપદ ગુણવાન. ૧૩
કથા પુરાણી બહુ કરે, જનમનરંજન ભાટ;
વાદ વાઘરી ઘેર છે, ધર્મ વિના સહુ વાત. ૧૪
ક્રિયાકાંડ નવ મુક્તિ દે, જો નહિ આતમભાન;
આત્મ-ઉપયોગી સાધુને, ધમ ક્રિયા ગુણ ખાણ. ૧૫

અર્થાત્—આ જીવાત્મા રાગદ્વેષની પરિણતિથી મહા વક્ર કર્મ બાંધે છે, દશ પ્રકારના શત્રુઓમાં પહેલા પાંચ ઇંદ્રિઓના પાંચ વિષયો છે. તે ખરેખર હળાહળ વિષના સમાન કટુવિષમ છે, ભવોભવને વિષે ભટકાવી મહા-દુઃખને દેનારા છે, અરે ! વિષ કરતાં તો એ વિષયો વધારે દુઃખદાયી છે. કારણ કે વિષ તો એક વખત જ નુકશાન કરે છે,–જીવ કાયા જુદાં કરે છે. પણ વિષયો તો અનંતા જન્મમરણ કરાવી અગાધ સંસારસાગરમાં ભટકાવે છે. પોપટીયા રંગની માફક ઉપરથી તો સુંદરતા દર્શાવે છે, પણ પરિણામે મહા ભયંકર અને ઝેરી છે, તેને માટે કહ્યું છે કે :—

विषस्य विषयाणांच । द्रश्यते महद्ंतरम् ॥
उपयुक्तं विषंहंति । विषया स्मरणादपि ॥

અર્થાત્—વિષ અને વિષયમાં મોટું અંતર છે, વિષ તો ખાનારને જ હણે છે, પણ વિષયોનું તો સ્મરણ થવાથી આત્મ ગુણ નાશ પામે છે, તેને મેળવવાને માટે અનેક પ્રકારની ચિંતાઓ ઉત્પન્ન થાય છે, કર્તવ્યનું ભાન ભુલી જાય છે, નીતિ તો વીજળીની માફક અલોપ જ થઈ જાય છે, અહોનિશ વિષયોના જ વિચારો ચાલ્યા કરે છે. વળી તે વિષે કહ્યું છે કે:—

"કુડ, કપટ, છળ, પ્રપંચ વગેરેમાં સદા રત રહેતો હોય, એક બીજાની સાથે અનેક પ્રકારના કલેશ કરતો હોય, કુસંપ કરી કરાવી એક બીજાની સાથે અદેખાઈથી વરતી સામાનુ અહિત કરાવવામાંજ સદા તત્પર હોય, કારણ કે ચાર કષાય રૂપી પાતાળ કળશામાં પોતાનો આત્મા ડુબી ગએલો હોવાથી પોતાને અથવા પરને દુઃખોદધિમાં નાખે છે, ચાર કષાયોથી આત્માની બહુ ખરાબી થાય છે. તેટલા માટે સર્વજ્ઞ મહા પુરૂષોએ તેને રાક્ષસો સમાન કહ્યો છે. આત્માના ઉપશમનને બાળી નાખે છે, ક્રોધ, માન, માયા, ને લોભ એ ચાર નામોથી તે ઓળખાય છે, તેમાં વળી દરેકના ચાર ચાર પ્રકાર કરતાં એકંદરે સોળ જાતના કષાયો થાય છે. એ સોળેના ગુણ સ્વભાવ ન્યારા ન્યારા છે, એ કષાય રાક્ષસો ચાર ગતિના દરેક જીવો ઉપર પોતાની સત્તા વાપરી મહા જુલમ ગુજારી રહેલ છે. તે વિષે દશ વૈકાલિક સૂત્રના આઠમા અધ્યાયમાં શ્રીવીરપ્રભુએ કહ્યું છે કે :- ગાથા :-

कोहो पीइ पणासेइ । माणो विणय नासणो ।
माया मित्ताणीनासइ । लोभो सव्व विणासणो ॥

અર્થાત્—ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, અભિમાન વિનય અને નમ્રતાનો નાશ કરે છે, માયા—કપટ મિત્રાચારીનો નાશ કરે છે, અને લોભ તો સર્વ સદ્ગુણનો નાશ કરે છે. આવા પ્રકારના એ કષાય રાક્ષસોના દુષ્ટ સ્વભાવો છે. ભવભ્રમણ કરાવવામાં સમર્થ સાધનભુત છે.

હવે દશમો આત્મશત્રુ પોતાનું મન છે. આત્માના બંધન તથા મોક્ષનું મુખ્ય કારણ તો મન છે. मन एव मनुष्याणां, कारणं बंध मोक्षयो: । એ ગીતા વાક્ય પ્રમાણે બંધ ને મોક્ષનું કારણભુત મન વશ ન થાય, ત્યાં સુધી સર્વ બાહ્ય ક્રિયાકાંડો આત્માનું ભવભ્રમણ અટકાવવામાં કોઈ સમર્થ થતા નથી, અશુદ્ધ મનથી ખરાબ વિચારો થયા કરે છે. "મન સાધ્યું તેણે સર્વ સાધ્યું" એમ સમજવું. પણ તે મનને કાબુમાં રાખવું એજ ઘણું કઠિન કામ છે. મોટા મોટા ઋષિ મુનિઓ પણ મન રાક્ષસને કબજે કરવામાં

બહુ બહુ મુંઝાયા છે, છેવટે ઘણાઓ તો હારી પાછા પણ પડયા છે. જૈનધર્મ પામી રાગદ્વેષ તજાય નહિ, તો પાણીમાંથી અગ્નિ નીકળવા જેવું થયું સમજવું. હાલ જ્યાં ત્યાં જૈન ધર્મમાં ક્લેશ, કજીયા, કુસંપ વગેરે અનેક પ્રકારનાં તોફાનો ચાલી રહેલાં છે, એ બધી મનની મારામારી છે.

### સવૈયા

શ્વેતાંબર દિગંબર મુખ્ય પંથ ચાલે,
 તેમાં શ્વેતાંબર સંપ્રદાય અનેક પ્રકાર છે,
તપાદિ ચોરાસી ગચ્છ સંઘાડા બાવીશ મુખ્ય,
 નિન્હવ ને તેરાપંથી સંવેગી પ્રચાર છે;
કોટી પક્ષ પંથ ટોળાં વિવિધ નામેથી ચાલે,
 શાખાઓ સ્થાપી કરી ન્યારા વ્યવહાર છે,
જૈનધર્મ જેવી સીધી સડક બનેલી તેમાં,
 જમાનાની અસરથી માર્ગ અપાર છે. ૧
ધર્મના તો નામ ધરી ધીંગાણું મચાવે ખુબ,
 લોકમાં પડાવે બૂમ, વીરને લજાવે છે,
નદીના પ્રવાહ પેઠે જોશભેર ચાલી અને,
 સાગરમાં ભળી જઇ નાસ્તિત્વ ધરાવે છે;
તેમ સંપ્રદાય બહુ ન્યારા ન્યારા પડી પછી,
 મંદ ગતિ પામ્યા થકી મંદતા જણાવે છે,
આર્ય ધર્મ ગુરૂ સર્વે કદાગ્રહ ફેલાવીને,
 કુજુક્તિઓ સમજાવી લોકોને લડાવે છે. ૨

એક કહે છે કે હું સાચો અને મારા સંપ્રદાયમાજ ખરૂં તત્ત્વ છે. ત્યારે બીજો કહેશે કે મારૂં સાચું, અને અમારો સંઘાડો જ ઉંચો છે. એમ આપસઆપસમાં લડાઇઓ ચાલી રહેલી છે. અરે ! ઘણા ખેદની વાત તો એ છે કે, કેટલાએક સાધુઓના હૃદયમાં એવો તો દ્વેષાગ્નિ સળગી રહેલો હોય છે, કે જો તેને કદાચ સરકાર તરફથી સાર્વભૌમ સત્તા સોંપવામાં આવી હોય, તો પોતાના પ્રતિપક્ષી જનોને સમુદાય બહાર કે નાત બહાર કરે, અથવા દેશ બહાર તો શું પણ તેને હિંદુસ્તાન બહાર–દેશપાર કરવાની શિક્ષાથી પણ તેનું હૃદય શાંતિ પામે નહિ ! પણ ઘણું સારૂં છે કે સાધુઓને સાર્વભૌમ સત્તા આપવામાં આવતી નથી. જે મારો રાગી હોય તેને હું

ભવિ બનાવું, અને સમકીતી કહું અને જે મારો રાગી ન હોય તેને અભવિ અને મિથ્યાત્વી ઠરાવું. આવી પક્ષાપક્ષીની જ્યાં મારામારી ચાલી રહેલી હોય ત્યાં સત્ય શું ? અસત્ય શું ? તે કાંઇ સમજાતું નથી. જાણે પોતે સમકીત અને મોક્ષનો ઇજારોજ લઈ બેઠા હોય નહિ ! મારા રાગી હોય તેને તે આપું અને અનુરાગીને ન આપું—આ તે શો પક્ષાગ્રહ અને મિથ્યા મમત ? ! એટલું તો ચોકસ યાદ રાખવું કે જ્યા પક્ષપાત છે, ત્યાં ન્યાય અને અન્યાયનો નિયમજ રહેતો નથી તેમજ સત્યાસત્ય પણ જોવાતું નથી.

દુહો—પક્ષપાતના રાજ્યમાં, રહેવું નહિ લગાર;
ન્યાય અન્યાય મળે નહિ, નહિ સત્યાસત્ય વિચાર.

"સાચુ તે મારૂં" એવા પ્રકારનાં સદ્‌વિચારોને બદલે "મારૂં તે સાચું" એવો ઉલટો કદાગ્રહ પકડી બેઠેલા હાલના કેટલાએક જૈનોમાં મોહ, મત્સર્ય અને કુસંપ કલેશની મારામારી ચાલી રહેલી હોવાથી આગળ જૈનધર્મની ઉન્નતિને બદલે અવનતિ વિશેષ થશે. દાખલા તરીકે મારવાડમાં હમણાં થોડા કાળ ઉપર એક એવો બનાવ બનેલો કે એક ગૃહસ્થને ઘેર બાવીસ ટોળાવાળા કોઈ સાધુ વહોરવા ગયા, તે ઘર તેરાપંથાની શ્રદ્ધાવાળુ હતું, તે સાધુ તેરાપંથીના છે, એમ જાણી ઘરવાળાએ આહાર પાણી ભાવ સહિત વોરાવ્યા. સાધુ વહોરીને થોડેક દૂર ગયા પછી પોતાને શકા પડી કે આ સાધુ તો બાવીસ ટોળાવાળા જણાય છે ! પછી તો એકદમ ખડકી બહાર આવીને સાધુને સાદ પાડી ઉભા રાખ્યા, અને પાસે જઇને પુછયું કે તમો કયા પક્ષના સાધુ છો ? ત્યારે તેમણે કહ્યું કેઃ—બાઇ હું તો બાવીસ ટોળાવાળો સાધુ છું, ત્યારે એકદમ બાઈ બોલીઃ—"થાને દીયે શાકે આશ્રવ લાગે માટે એ આહાર પાછો લાવ." એમ કહી આહાર પાછો માગ્યો, બાઈના અત્યંત દુરાગ્રહથી સાધુ પોતાના પાતરા નીચાં મુકી છેટા ઉભા રહ્યા. બાઇએ તેમાંથી આહાર લઇને પાસે બેઠેલા કુતરાને તે નાખી દીધો, ને બોલી કેઃ—કુતરાને દઉં પણ તુને ન દઉં, તને આપુ તો મારૂં સમકિત જાય—એમ બોલી બાઇ ચાલી ગઈ અહાહા ! અફસોસ ! અફસોસ ! કેવી ગજબની વાત ? કેવો પક્ષપાત ? કેવો ધર્મદ્વેષ ? "મારૂં એ સાચું" એ પ્રકારે ધર્મગુરૂઓએ પકડાવેલો કેવો દુરાગ્રહ ? શું વીર પરમાત્માનો ધર્મ આવો પક્ષપાતી ? શું મારા સાધુને દઉં તો પુણ્ય અને બીજાને દઉં તો પાપ જ થાય ? ના; ના. વીર પરમાત્માનો કદી આવો માર્ગ હોય જ નહિ.

એવી તો અમાપ ઉદાર વૃત્તિ અને વિશાળ દષ્ટિ તેઓશ્રીના અંતરમાં હતી, કે ઉદાર ભાવપૂર્વક ખરેખર આખું જગત તેમણે પોતાનું કુટુંબ જ માનેલું હતું. એ વિષે કહ્યું છે કેઃ—

શ્લોક—अयं निज परोवेति । गणना लघु चेतसाम् ॥
उदारचरितानां तु । वसुधैव कुटुंबकम् ॥

અર્થાત્—આ મારૂં, અને આ પરાયું એવી ગણના તો હલકા મનવાળા મનુષ્યોની હોય છે, ઉદાર ચરિતવાળા મનુષ્યોને તો આખું જગત જ પોતાનું કુટુંબ છે; તો એમાં મારૂં, તારૂં અને પરાયું શું ? શું મારા સાધુને હું વહોરાવું તેમાં જ લાભ, અને બીજાને વહોરાવું તો તેમાં અલાભ થાય ? આવું કાંઈ વીર ગુરૂનું કથન નથી, તેમણે તો દાનધર્મની સામાન્ય વ્યાખ્યા કહી છે. દાનથી મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. દાનથી દારિદ્ર નાશ પામે છે. જ્યાં પાંચ મહાવ્રત હોય તેવા સાધુજીને દેવાથી સુપાત્ર દાન કહ્યું છે, અને બીજા દુઃખી અનાથ પ્રાણીને દેવાથી પાપ બંધાય છે, એવું તો આ પક્ષપાતીની દષ્ટિ સિવાય અન્ય સ્થળે ક્યાંઇ જોવામાં આવતું નથી. આવી પક્ષપાતી ક્ષુદ્ર દષ્ટિ તો સંસારસાગરને વધારનાર જ છે, પણ કાંઇ ભવનો અંત આણનારી નથી; હે વિવેકી મુમુક્ષુ જનો ! એટલું તો જરૂર યાદ રાખવું, કે યત્રતત્ર જ્ઞાનનાં આધ્યાત્મિક પુસ્તકો છપાવી બહાર પાડવાથી અથવા મોટી મોટી સભાઓમાં મોટી ગર્જના કરી સારાં છટાદાર ભાષણો આપવાથી કાંઈ જૈનધર્મનો વધારો થયો સમજવાનું નથી. કુસંપરૂપી મોટો વિકરાળ વૈતાળ હાથમાં દ્વેષો રૂપી અગ્નિના કુષ્ણ તીખારવા વેરી રહેલો છે, ત્યાં સુધી જૈનોની જાહોજહાલી કેમ જળવાય ? સાચાઇ દેખાડવા દેરાવાસી કહેશે કે સ્થાનકવાસી ખોટા, અમે જ સાચા. દેરાવાસીઓ પોતાના સામા પક્ષવાળા સ્થાનકવાસી, દિગંબર વગેરેની પુષ્કળ નિંદાઓ કરે, તથા નિંદામય કઠોર શબ્દોથી ભરેલાં પુસ્તકો છપાવી બહાર પાડે, અને એક બીજાને જોતાં તો જાણે ચક્ષુમાંથી ઇર્ષાગ્નિ વરસતો હોય નહિ, એવો અન્યોઅન્ય દેખાવ આપે ! દિગંબર શ્વેતાંબર વચ્ચે પણ ઝગડાનો પાર નહિ ! સમેતશિખરની હકસાઇ મેળવવા માટે થોડા વખત ઉપર મહા તોફાન જાગ્યું હતું, હજારો રૂપિયાનું પાણી થયું. અસુરના હાથમાં ધર્મને બહાને ભેગું થયેલું પુષ્કળ નાણું ગયું; આખરે સમભાવિ સરકારે દિવસના બે ભાગ પાડી બન્નેને હક આપ્યો, એક મ્યાનમાં બે તરવાર રહેવા જેવું થયું. દિગંબરનો વારો આવે

ત્યારે ભગવાનની મૂર્તિની આંખો કાઢી નાખે, અને શ્વેતાંબરીનો વારો આવે, ત્યારે આંખો ચડાવે. આમ અન્યોઅન્ય શોકયોના ઝગડા જેવો દેખાવ જૈનીઓમાં જોવામાં આવે, એ હડાહુડ પંચમ કાળનો પ્રભાવ છે. કહ્યું છે કે—

પાંચમો આરો કળજુગ બેસતાંની સાથે જ કુડકપટ, કલેશ, કુસંપ, નિંદા વિગેરે વધી ગયા તેના ઉપર એક દૃષ્ટાંત કહું છું તે સાંભળોઃ—

## (૯૨) પંચમ આરાના પ્રભાવનું દ્રષ્ટાંત.

હરિગીત—શ્રીવીરના નિર્વાણથી કળિકાળ બેઠા જે દિને,
મતિ ફેરવીને ભ્રષ્ટ કીધા, માનવોને તે દિને;
દ્રષ્ટાંત કહું તે ઉપરે, મહિમંડળે હરિ શહેર છે,
ચિત્રભાનુભુપતિ ત્યાં સંપદાની લહેર છે.

અર્થાત—શ્રી ચોવીસમા તીર્થંકર શ્રીમહાવીર પ્રભુજી મોક્ષ પધાર્યા પછી ૭૫ વર્ષ ને સાડા આઠ મહિના ગયાં બાદ ચોથો આરો ઉતરીને પાચમો આરો (કળીયુગ) બેઠો. પાંચમો આરો બેઠો કે તરતજ મનુષ્ય માત્રના મન-પરિણામ ફરી ગયા, એટલે સરળ, નિષ્કપટી, ભદ્રિક, માયાળુ નિર્લોભી અને નિસ્પૃહિ મન મટીને કપટી, માયાવાળા, લોભી, કઠોર ને નઠોર થઇ ગયા. તેનું તાજું દૃષ્ટાંત પાંચમો આરો બેસતાજ એક બનેલું તે અત્રે લખીએ છીએ.

હરિપુર નામે એક મોટું શહેર હતું. તે ધન ધાન્ય અને સંપદાએ કરીને ઘણુંજ શ્રેષ્ઠ હતું. તે નગરમાં ચિત્રભાનુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે પણ ઘણો નીતિવાન, પ્રજાપ્રિય ને ગુણવાન હતો.

રત્નસંચય શેઠ નિવસે, તેમ બીજો ધનપતિ,
તવંગર છે રત્નસંચય, ધનપતિ નિરધન અતિ;
ધનપતિએ જગ્યા આપી, લીધી તે રત્ન સંચયે,
મૂલ દીધું તેહને, કુડ કપટ નહિ રંચ યે.

હવે તે શહેરમાં રત્નસંચય નામે મોટો શેઠ રહે છે. તેમજ બીજો ધનપતિ નામે શેઠ રહે છે. તેમાં રત્નસંચય ઘણો તવંગર છે ને ધનપતિ ગરીબ છે. તેમાં ધનપતિએ પોતાની જગ્યા વેચી તે પેલા તવંગર રત્નસંચય શેઠે વેચાતી લઈ લીધી. તે વખતે જે જગ્યાનું મૂલ-કીંમત ઠરાવી

હતી તે પણ તેણે પૂરેપૂરી બધીય ચુકવી દીધી. તેમાં જરાય કુડકપટ કે દગો ન કર્યો. ખતપત્ર વિગેરે પણ ધારા પ્રમાણે તેણે પોતાની સહી સાથે કરી દીધું.

દોહા–જુની જગ્યા પાડીને, નવી બનાવે જામ,
પાયામાંથી તે સમે, નિધિ દેખાણું તામ;
શેઠ વિચારે ચિત્તમાં, ન ઘટે લેવું એહ,
તેડાવી જગ્યા ધણી, વાત સુણાવી તેહ.

પછી તે શેઠે પોતાની જુની જગ્યા પાડીને તે સ્થળે નવી હવેલી બનાવવા માટે ઉંડા પાયા ખોદાવવા માંડ્યા. પાયા ખોદતા ખોદતા પાયામાંથી મજુરોને એક સોનૈયાથી ભરેલો ચરૂ (નિધિ) જોવામા આવ્યો. સરલ હૃદયના તે મજુરો તે વાત છાની ન રાખતા તરતજ પોતાના શેઠ પાસે દોડી ગયા ને તે ચરૂ નીકળ્યાની બધી વાત કહી સંભળાવી. તે ધનપતિ શેઠ પણ સરલ હૃદયના હોવાથી તેણે વિચાર્યું કે આ ચરૂ મારે લેવો ઘટિત નથી, કારણ મેં જમીન લીધી છે પણ જમીનમાંથી જે ધન નીકળે તે કાંઈ મેં ખરીદ્યુ નથી. પૈસા જમીનના આપ્યા છે, માટે આવુ હરામનું નાણુ મારે ન જોઈએ. પછી તે ચરૂ લઈને તે શેઠને ઘેર ગયો, ને બધી વાત સંભળાવી કે શેઠ! તમારી જગ્યામાંથી આ ચરૂ નીકળ્યો છે તેમાં મારો હક નથી, માટે આપ આના હકદાર છો તો તમારો ચરૂ તમે રાખો. તે સાંભળી તે બોલ્યો કે શેઠ

દુહા—તે કહે હું ન લહું કદા, તારા પુન્યનું છેજ;
મારાં ભાગ્યે એ હતું, તો મને કેમ ન મળેજ. ૫

તે સાંભળીને જગ્યા લેનાર શેઠ બોલ્યો કે ભાઈ! એ તો હવે તારાંજ પુન્યનું છે. માટે તે નિધિ હવે મારે ન જોઈએ. જો મારા નશીબમાં તે હોત તો નિધિ મારા વખતમાં કેમ ન મળત કે હવે વેચ્યા પછી નીકળ્યો. માટે તમારા નશીબનું તે છે તો હવે તમેજ રાખો, મારે એ હરામનું–અનીતિનું ધન જરાય ન જોઈએ તે સાંભળી તે શેઠ બોલ્યો કે,

દુહા:—ત્યારે તે કહે મિત્રને, જગ્યા માલીક હું જ;
અભ્યંતર નાલિકતણું, લાગે નહિ કશુંજ. ૬

હે શેઠ! મેં જગ્યા તમારી લીધી છે, તેથા હુ જગ્યાનો માલિક ગણાઉં. જગ્યાની અંદર જે નીકળે તેમાં મારે કશુંય લાગે વળગેજ નહિ. માટે હે શેઠ! તમારૂં ધન તમેજ રાખો મારે હરામનુ તે નજ જોઈએ તે વખતે બંને શેઠ સરલ હૃદયના અને સુ–પરિણામી હોવાથી એક બીજા તે ધનનો ચરૂ ન લેવાની આનાકાની કરવા લાગ્યા.

દુહા—અન્યોઅન્ય નિધિ વિષે, વધતી ચાલી જામ,
દેશું આ નિધિ ભુપને, એમ ઠરાવ્યું તામ.　　૭
બે જણ નૃપમંદિર જઈ, વાત પ્રકાશી તામ;
લ્યો મિલ્કત ભૂમિતણી, નિસુની નૃપ કહે આમ.　૮

એ પ્રમાણે અન્યોઅન્યમાં હું ન રાખુ, હુ ન રાખુ એવી નિસ્પૃહતા વધી પડી. ત્યારે બને જણાએ પછી વિચાર કરીને કહ્યુ કે રાજાને આ ધનનો ચરૂ દઈએ. કારણ કે તે ગામમાલિક કહેવાય છે. માટે તેમનો હકજ ગણાય. તો તે રાખશે. એમ વિચારી તે ચરૂ લઈને બન્ને શેઠ પછી ચિત્રભાનુ રાજાની પાસે ગયા, ને તમામ પોતાની બનેલી ચરૂ સંબંધી બીના કહી બતાવી અને તે ચરૂ રાજાને સોપ્યો. રાજા પણ નીતિવાન, સરળહૃદયી હોવાથી તે ચરૂમાં ન લોભાતાં તે હકીકત સાંભળી ચિત્રભાનુ રાજા બોલ્યો કેઃ—

દુહા—નહિ એમાં હક માયરો, સ્વસ્વ ભાગ્ય પ્રમાણ;
ખાઓ પીઓ ખરચો સુખે, જાઓ તમારે ઠામ.　૯

સરલ હૃદયનો નીતિવાન રાજા બોલ્યો કેઃ—શેઠીયાઓ ! એ ધનમાં મારો હક કશો ન પહોંચે, સૌ સૌના ભાગ્યનું એ છે, ગામ મારૂ ગણાય તેથી શું થઈ ગયું ? કોઈના ઘરમાં પેસીને કાંઇ લુંટી લેવાનો મારો હક નથીજ. માટે તે ધન તમે એમાંથી ખુશી હોય તે રાખો. તેને ખાઓ, પીઓ, વાપરો અને જાઓ આનંદ કરો ભાઇ ! વહાલા વાંચનાર ! તે સમયના રાજા કેવા સરલ, માયાળુ ને નિર્લોભી—નીતિવાન હતા. પછી આ પ્રમાણે રાજાએ પણ તે ધન લેવાની પોતે ચોખ્ખી નાજ પાડી ત્યારે બન્ને શેઠે કહ્યું કેઃ—ત્યારે તો હે રાજાજી ! આ ધન અમારે તો જોતુંજ નથી. તો આ ધનનું આપને યોગ્ય લાગે તેમ કરો. અમારે તો તે નજ જોઇએ. ત્યારે રાજા કહેઃ—

દુહા—ત્યારે ધરમાદો મન ધરી, આવ્યા નિજ નિજ ગેહ;
ચોથા આરાના વખતનું, અંતિમ દિન છે એહ. ૧૦

રાજાએ તથા બન્ને શેઠે તે ધનનો ચરૂ લેવા ના પાડી ત્યારે રાજાએ ત્રીજો માર્ગ શોધ્યો કે, ભાઇઓ ! ધનને કોઈ ધરમાદામાં સારે ઠેકાણે કાલે વપરાવી દઇશ. તો આજે આ ચરૂ તમે રાતની રાતજ તમારે ઘરે સાચવી રાખો. સવારે તે અહિં લાવજો. તે સાભળી અન્યોઅન્ય બન્ને શેઠીયા બોલ્યા કે, એ અનીતિની, હરામની પારકી થાપણ એક રાત પણ અમારા ઘરમાં

અમો રાખવા ખુશી થતા નથીજ. પણ રાજાએ બહુ કહેવાથી એક રાતની રાત રાખવાનો અતિ આગ્રહ કરવાથી પછી જગ્યા વેચાતી રાખનાર રત્નસંચય શેઠ તે ચરૂ પોતાને ઘેર લઇ ગયા. ને બહારજ ઓશરીમાં રાખ્યો. કદાચ ઘરમાં રાખવાથી વળી પોતાની બુદ્ધિ બગડે-ભ્રષ્ટ થાય, સત્ય યુગનો-ચોથા આરાનો આ છેલ્લો દિવસ હતો. હવે સાંભળોઃ-

દિવસ અસ્ત થતાં થયું, સત્ય સકળનું અસ્ત;
અસત્ય વ્યાપ્યું વિશ્વમાં, કળિકાળ મદ મસ્ત. ૧૧
રાત પડવાથી વિસ્તાર્યું, સત્ય ધર્મનું અસ્ત;
આર્ય રવિ ઝાંખો થયો, કળિકાળ મદ મસ્ત. ૧૨

એ વખતે આ ચરૂ સંબંધમાં જે બનાવ બન્યો તે સત્યયુગનો ચોથા આરાનો છેલ્લો જ દીવસ હતો. તો ચોથા આરાના છેલ્લા દિન સુધી પણ દરેક માનવીઓના મન સરલ, ભદ્રિક અને આર્ય ભાવનાવાળા નિષ્કપટી હતા. પછી તે દીવસ પુરો થતાં સુર્ય અસ્ત થઇ ગયો. તેમ મનુષ્યના હૃદયમાં સત્યરૂપી સૂર્ય પણ અસ્ત પામી ગયો, અને કળિકાળના પ્રભાવે જગતમાં અસત્ય વ્યાપી ગયું. દીવસ અસ્ત થતાં રાત પડી અંધારૂ થયુ, તેમ તે રાતથીજ સત્ય ધર્મનું અસ્તપણું થયું છે અને આર્ય ભાવનારૂપી રવિ ઝાંખો થયો. મદોન્મસ્ત કળીયુગ વ્યાપી ગયો, તેથી તે ચરૂ સંબધે મજુરોના મન તથા બંને શેઠિયાઓ તથા રાજાનું મન ફરી ગયું, પાંચમો આરો, અષાડ વદી એકમની મધ્યરાત્રીએ બેસે છે. દરેક આરાનું પ્રવર્તમાન એટલે કાળનું ફરવું ઉપરોક્ત તિથિએજ થાય છે. તે પાંચમો આરો ( કળિયુગ ) તે રાત્રીમાંજ સૌના મન ફરી જવાથી સૌ કોઈ કપટરૂપ વિચાર કરવા લાગ્યાઃ—

દુહા—જગ્યાદાતા ચિંતવે, થયો હું મહા મતિહીન;
ગુપ્ત નિધિ રાખ્યો નહિ, અરે હું મહામશકિન.
કહેવા આવ્યો બાપડો, મનાઇ કરી મેં તાસ;
હવે વળી રાખું ઘરે, સાચી કરૂં તપાસ

તેમાં જગ્યાદાતા પ્રથમ ચિંતવવા લાગ્યો કે અરે! હું કેવો મતિહીણ કે તે ગુપ્ત ધન મને તે આપવા આવ્યો છતાં ચરૂ મે રાખ્યો જ નહિ. બાપડો તે મને નિધિ દેવા આવ્યો, છતાં મશકિન જેવા મેં તેને ના પાડી. પણ ખરેખર તે મારા હકનું જ છે. માટે સવારે જઇને, તે લઈ આવું ને

હુંજ તે રાખું. જો તે સવારે ન આવે તો હુંજ ત્યાં જઇ તે નિધિ લઈ આવું, પણ મુકું જ નહિ.

દોહરા—જગ્યા ગ્રાહક તે હવે, કરતો પશ્ચાત્તાપ;
અણુસરજી આપદ ગ્રહિ, કીધું અતિ સંતાપ.
રાજા પણ અફસોસથી, ચિંતે ખાધી ભુલ;
ધન દેવા આવ્યા હતા, હુંજ થયો પ્રતિકુળ.

હવે જગ્યાનો લેનાર પણ ચિંતવવા લાગ્યો, ને પસ્તાવો કરવા લાગ્યો કે ખરેખર મેં મોટી ભુલજ કરી. હુ શા માટે તેને કહેવા ગયો ! આ તો મે પીડા ઉત્પન્ન કરી. તે બિચારો ક્યાં મને કહેવા આવ્યો હતો ! હું મૂર્ખ થઇને તેને વળી દેવા ગયો માટે હવે તો તે દેવુંજ નહિ. રાજાને પણ થયું કે તે ધન દેવુજ નહિ, મારો જ તેમાં હક છે. પણ વખતે રાજા કે તે શેઠ તે નિધિ મંગાવે, માટે તેને છાની રીતે જમીનમાં દાટી જ દેવો. એમ ધારી તે રાતમાં જ પોતાના ઘરમાં ગુપ્ત સ્થળે દંપતિએ મળી ચરૂ દાટી દીધો. વળી તે રાતમા રાજા પણ અતિ અફસોસ પૂર્વક ચિંતવવા લાગ્યો કે મેં તો આમા મોટી ભુલ ખાધી. તે બંને ધન દેવાને આવ્યા હતા, છતાં મે રાખ્યું જ નહિ, માટે મારો જ તેમાં હક છે. તો સવારે તે લાવે કે તુર્ત હુંજ રાખીશ ને કદાચ ન લાવે તો સિપાઈ મોકલી બળાત્કારે મંગાવી લઈશ. તેમ છતાંય તે નહિ દે તો તેને ત્યાં જપ્તી બેસારી તેના ઘરબાર લુટી લઈશ પણ તે ચરૂ તો હવે હુંજ રાખીશ. રાજા એવા દુષ્ટ અન્યાયના વિચારો કરવા લાગ્યો. વળી પેલા ચાર મજુરો પણ કપટપણે વિચારવા લાગ્યા કે અરે આપણે તે નિધિ કોઇને ન બતાવતા આપણે જ રાખ્યો હોત તો સારૂં હતું. આપણે પણ મતિહીણ થઇને ખરેખર મોટી ભુલ કરી કે શેઠને તે દેખાડયું:—

દુહા—ચાર પ્રહરમાં સૌ જણા, પામ્યા કલેશ અપાર;
મહા કષ્ટે વિતિ તદા, કાળ રાત્રી અનુહાર.
રવિ ઉગ્યો સત્ય આથમ્યું, થયો પ્રભાત જે વાર;
તેડાવી વ્યાપારીને, લુટી લીધો તે વાર.

એ મુજબ પાંચમા આરાની પેલી રાત્રીમાં જ સૌના આવા કપટી વિચારો થઈ ગયા અને પોતપોતાની ભુલ માટે સર્વે પસ્તાવો કરવા લાગ્યા. રાત્રીના તે ચાર પ્રહર મહા કષ્ટે કરીને કાઢયા. રાત્રી ગઈ ને પ્રભાત

થયું ને સૂર્ય ઉગ્યો તેમજ કલિ ઉગ્યો ને સત્યરૂપ સૂર્ય અસ્ત પામ્યો. રાજાએ તથા પેલા શેઠે ચરૂવાળા શેઠની ઘણી રાહ જોઈ પણ પેલા ચરૂવાળા તો શું કામને જાય જ ? તેણે તો તે ચરૂ ક્યારનોયે ભૂમીમાં ઊંડો ખાડો ખોદી દાટી દીધો હતો. જ્યારે તે ચરૂ ન લાવ્યો ત્યારે તે શેઠ પોતે જ તેને ઘેર ગયો ને ચરૂ માગ્યો, કે મારો હક તે ચરૂમાં છે, માટે લાવ. ત્યારે તેણે કપટથી કહ્યું કે, તે ચરૂ તો રાત્રીએ ચોર ઉપાડી ગયા. તે મારી પાસે નથી. ચરૂ સંબંધી બંને જણા આવી રગઝગ કરે છે ત્યાં તો રાજાનો સિપાઈ તે શેઠ પાસે ચરૂ લેવા આવ્યો. તેને પણ ઉપર મુજબ જ જવાબ દેવાથી તેને બળાત્કારે દરબારમાં રાજા પાસે લઈ ગયા. ત્યાં રાજા પાસે પણ માન્યો નહિ. પછી રાજાએ તેને માર મરાવ્યો તો પણ તે માન્યો નહિ. ત્યારે તેને ઘેરે જપ્તી બેસારી ઘરમાં તપાસ કરી પણ કયાંઇ ચરૂ જડયો નહિ ત્યારે તેના ઘરબાર રાજાએ બળાત્કારે લુંટી લીધા. ચરૂને બદલે તે બિચારાનો ઘણો બીજો ધનમાલ લુંટી લીધો.

દોહરો—તે દિવસથી માંડીને, આજ દીવસ પર્યંત,
રાજા લુંટે લોકને, એ કળી કાળ મહંત.
વેઠ વિઘોટી ખંડણી, કર વેરાથી રાય;
નૂતન બાંધે કાયદા (તે) ધન હરણ ઉપાય.

તે દિવસથી માંડીને આ કળી કાળમાં જમદૂત સમાન રાજાઓ આજ દિન સુધી ધન હરવા માટે નવા નવા નિત્ય કાયદાઓ બાંધે છે. નવા નવા કર, વેરા, વેઠ, ખંડણીઓ લઇને લોકોને લુંટે છે તથા અનીતિ, અન્યાય, પણ આદરી પોતાના સ્વાર્થને માટે તથા ધનને માટે પ્રજાને પીડે છે. તથા દયાહીણ તથા નીતિહીણ બને છે. તેમ પ્રજા–લોકો પણ કુડકપટી ને પ્રપંચી બને છે. આ પ્રમાણે પાંચમા આરાના ૨૧ હજાર વર્ષ પર્યંત આમ વરતશે, માટે જે ધર્મ ધ્યાન કરશે તે આ જગતમાં સુખી થાશે. ઇતિ.

માટે આવે જ પ્રકારે કુસપીરૂપી દુષ્ટ દૈત્યે જૈનોને તો શું પણ અન્ય સર્વ ધર્મનું અને વિશેષ કરીને તો આપણા આ આખા હિંદુસ્થાનનુ સત્યાનાશ વાળ્યુ છે. વિદેશી રાજ્યોની સત્તા પણ તે દુષ્ટ દૈત્યે જ આ દેશમા ઠોકી બેસાડી છે. વિદેશી રાજ્યકર્તાઓ હર વખતે આપણા હિંદીભાઇઓને ભાર દઇને કહે છે કેઃ—તમારૂં હિંદુસ્થાન કુસુંપથી જ પરાધીન થઈ પડેલું છે, અને હજી પણ તેણે જ કરીને પરાધીનતા રૂપી કારાગ્રહમા ગોથાઈ

રહેશે. જુઓ ! જયચંદ્ર અને પૃથ્વીરાજ વચ્ચે ઈર્ષાગ્નિ પ્રજળ્યો અને કુસંપથી પહેલ વહેલી બાદશાહી સત્તા દાખલ થઈ. કરણઘેલાના વખતમાં ગુજરાત પરાધીન થયું. અને અલ્લાઉદ્દીનખુનીની બાદશાહી સત્તા બેઠી, તે પણ કુસંપનો જ પ્રભાવ જાણવો. તેને માટે કહ્યું છે કે

ઉપજાતિ વૃત્ત.

**કુસંપથી ક્લેશ હમેશ વાધે, કુસંપથી સત્ય કૃત્યો વિરાધે;**
**કુસંપથી લાજ ને લક્ષ્મી જાય, કુસંપથી સર્વવિનાશ થાય.**

**દુહા—સંપ કરે કિંમત વધે; ઘટે કરે મન રીસ;**
**થાય આંકને ફેરવે, ત્રેસઠના છત્રીસ.**

**સોરઠો—આણંદ પુછે પરમાણંદને, ભેદુ કેમ ભુલંત;**
**દિવસ ફેરે કુસંપ કરે, ઊંધા બાપ ધરંત.**
**આણંદ પુછે પરમાણંદને, ધનસે બડા હે સંપ,**
**સંપ ફિટયો પથ્થર વિષે, તરૂવર ઘાલી લંપ.**

વગેરે અનેક દાખલાઓ છે. જૈનોમાં પણ એજ કુસંપે જ્યાં ત્યાં મોટા મોટા ઝગડાઓ ઉત્પન્ન કરાવ્યા છે. ધર્મને નામે અનેક તોફાનો થયાં છે, કોરટોમાં કેસો ચાલ્યા છે અને લાખો રૂપિયાની ધુળધાણી થઇ છે. કેટલાકના તો તેથી પ્રાણો પણ ગયા છે. અરે ! એટલું બધું ચક્ષુમાં, હૃદયમાં ઝેર ભરેલું છે, કે પોતાના જ જૈન ભાઇઓની ચડતી દશા થતી જોઇ, કે તુરતજ તેને તોડી પાડવાના પ્રયત્ન રચે છે, કાં તો તેને સારૂં રળતો જોઇ સામી બીજી દુકાન માંડી તેને નુકશાન કરે છે. પોતાનામાંજ આવા આવા અનેક દુર્ગુણો ભર્યાં હોય અને કહે છે કે હું જૈનધર્મી છું પણ જૈનધર્મનું રહસ્ય શું છે અને તત્ત્વ કેવુ છે તે તો તેઓ જાણતા ન હોય ! તે વિષે કહ્યું છે કે:-

**દુહો-ચારે ચુકયો બારે ભુલ્યો, છનું ન જાણે નામ;**
**ગામમાં ઢંઢેરો પીટાવે, શ્રાવક મારૂં નામ.**　　૧

જીવાદિક નવ તત્ત્વોનું જાણપણું ન હોય, બાર વ્રતમાંથી એક વ્રત પણ ન પળાતું હોય, દાન, શિયળ, તપ ને ભાવ એ ચાર પ્રકારમાંથી પણ કાંઇ ન હોય, અન્યાય અને અનીતિ કરવામા તો શૂરોપૂરો હોય, દુર્ગુણોથી ભરપૂર હોય, છતાં પણ જૈનપણાનો ગુમાન અને ફાંકો રાખતો હોય, તો તે જૈન નહિ પણ દુર્જન છે. કારણ કે કહ્યું છે કે:-

પાયા ઈંશો ઊંપળાં, ભળી ખાટલો થાય. ૨૭૭

શ્લોક—तक्षस्य विषं दंते । मक्षिकायाः विष शिरः ।
वृश्चिकस्य विषं पुच्छे । सर्वांगे दुर्जनो विषम् ॥

અર્થાત્—સર્પની દાઢમાં, માંખીના મસ્તકમાં, વિંછીના પુછડામાં ઝેર સમાયેલું છે; પણ દુર્જન માણસના તો આખા શરીરમાં ઝેર ભરેલું છે. માટે ખરેખર એવા દુર્જનપણાના દુર્ગુણો વિનાશ પામે તો જૈની કહેવાય, નહિ તો તે જૈનને નામે ઓળખાતો એક ચૌટાનો ચોર છે; તે પોતાના પ્રપંચી પાસલાથી સર્વ ભોળાજનોને ઠગે છે. તે વિષે કહ્યું છે કેઃ

ચોપાઈ-કુળમાં ઉપનો શ્રાવક નામ, તેથી શું થાયે નિજ 'કામ?
નામ માત્રથી કાર્ય ન સરે, ધનપતિ ભિક્ષા ખાતો ફરે. ૧

દુહા—વાકપટુતા એ વિદ્વતા, જનમનરંજન હેત,
પોથી પુસ્તક વાંચતો, શાશ્વત પદ કયું લેત? ૧
અહં બુદ્ધિ અભિમાનથી, યાવત પરમાન થાય;
તાવત જ્ઞાની કો નહિ, પામે નહિ શિવ ઠાય.

માટે ઓ વહાલા જૈન બંધુઓ! જો તમે ખરેખર જૈનીપણાનુ જ ઝનુન રાખતા હો, તો હૃદયમાંથી ઇર્ષાદેવીને દેશનિકાલ કરજો. કુસંપને કાઢી સર્વત્ર ભ્રાતૃભાવની છાપ બેસાડજો, સર્વ સાથે સંપથી વરતી ભલાઈનું ભણતર ભણજો અને ભણાવજો, મનને દુરાચારમાંથી પાછું ખેંચી સદાચારમાં સ્થાપજો, નીતિથી નિર્દોષ વ્યવહાર ચલાવજો, સામાનું ભલું ચિંતવજો, હૃદયમાંથી કુડી કલ્પનાનો નિકાલ કરજો, સદ્ભાવથી મનને ભરજો; ત્યારેજ જૈનની જાહોજલાલી થશે, ત્યારે જૈનનો વિજય વાવટો ફરકશે, અને ત્યારેજ આપણે ખરા જૈની ગણાઈશુ—એવું શ્રી વીર પ્રભુનું કથન છે. વળી "જૈનની ઉન્નતિ કેમ થાય?" તેના સંબંધમાં નીચેનું અષ્ટક સપ્રેમે વાંચો ને વિચારોઃ—

—૦ જૈનોની ઉન્નતિ કેમ થાય?—ઉપજાતિવૃત્ત. ૦—

જ્યારે વિરામે કટુતા કલેશ, પામે પ્રદેશે વળી રાગદ્વેષ;
સુસંપ થાય કૃપણત્વ જાય, જૈનો તણી ઉન્નતિ એમ થાય. ૧
શું થાય સુભાષણને વદેથી? જાયે નહિ જો જડતા રૂદેથી;
હૈયા થકી જો હઠતા હરાય, જૈનો તણી ઉન્નતિ એમ થાય. ૨
મદાન્ધથી અંધ બને બધાય, જુવે નહિ રે ઉરમાં જરાય;
સંપી સહુ સ્નેહવડે વસાય, જૈનોતણી ઉન્નતિ એમ થાય. ૩

સાધુ મળીને કરશે સુધારા, આચારવિચાર વિષે વધારા;
કદાગ્રહ સાધુ વિષેથી જાય, જૈનોતણી ઉન્નતિ એમ થાય. ૪
શ્રીમંતલોકો બનશે ઉદાર, કંજુસતાનો કરશે ધિક્કાર;
પ્રેમે સુપંથે ધન વાવરાય, જૈનોતણી ઉન્નતિ એમ થાય. ૫
અહમ્ તણો પાઠ જશે ભુલાઈ, ઈર્ષ્યા જશે ને વધશે ભલાઈ,
પવિત્ર થાયે મન વાણી કાય, જૈનોતણી ઉન્નતિ એમ થાય. ૬
નીતિ તણા પંથ વિષે ચલાશે, અનીતિના મારગને તજાશે;
હાનીકરો જો કુરીવાજ જાય, જૈનોતણી ઉન્નતિ એમ થાય. ૭
શિક્ષા સુણો જૈનબંધુ હમારા, વસી સુપંથે કરજો સુધારા;
વદે મુનિ વિનય ભાવ લાય, જૈનોતણી ઉન્નતિ એમ થાય. ૮

## (૯૩) સમતાસાગર દમદંત મુનિની કથા.

કોઈએક દમદંત નામનો રાજા હતો, તે ન્યાયનીતિથી રાજ્ય કરી પોતાની પ્રિય પ્રજાને પુત્રવત્ પેખી તેનું પ્રેમે પાલન કરતો હતો, તેમજ ન્યાયપૂર્વક ચોરાદિક દુષ્ટજનોનો નિગ્રહ કરી પોતાની સત્તાનો પ્રચંડ પ્રતાપ પણ બેસાડતો. દયાને સ્થાને દયા વાપરવી, અને દંડ કરવા લાયક દુષ્ટોને દંડ કરવો; એ ન્યાયવંત સુજ્ઞ રાજ્ય કર્તાઓનું આદ્ય કર્ત્તવ્ય છે. જો એમ ન કરવામાં આવે, તો ઉલટું લાભને બદલે ગેરલાભ અને હાનિમા વધારો થવાનો સંભવ છે. તે વિષે નીતિશાસ્ત્રમાં તો સાફ કહ્યુ છે કે:—

શ્લોક—यतीनां कांचनं दद्यात् । तांबुलं ब्रह्मचारिणे ॥
दस्यूनामभयं दद्यात् । स दाता नरकं व्रजेत् ॥ १०० ॥

અર્થાત્—સાધુ મહાત્માઓને સોનું આપનાર એટલે લક્ષ્મીનું દાન કરનાર, તથા બ્રહ્મચારી પુરૂષને તાંબુલ–પાનબીડાં આપનાર, તથા ચોર–લોકોને અભયદાન આપનાર પુરૂષ ખરેખર નરકમાં જાય છે. મતલબ એ છે કે બ્રહ્મચારી, સાધુ આદિ મહાપુરૂષોને મોજશોખવાળી શૃંગારીક વસ્તુઓનું દાન, તથા લક્ષ્મીનું દાન દેવાથી તેમને ઉપાધિ વધે છે, સત્ય કર્ત્તવ્યથી તેઓ ભ્રષ્ટ થાય છે, અને છેવટે અસત્ય કર્ત્તવ્યનાં ઊંડા ખાડામાં પડી દિન પ્રતિદિન ઉન્માર્ગમાં ઉતરે છે; માટે તે દાતાનું અયોગ્ય દાન તો ઉલટું અવનતિકારક નિવડે છે. માટે વિવેકી જનોએ વિચારી સ્વપરને લાભદાયક સુપાત્રે યોગ્ય દાન કરવું. તેમજ રાજા કોઈ ચોરને તેના ચોરીના ગુન્હા બદલ ક્ષમા કરી અભયદાન આપે, તો તેને ચોરીના ધંધામાં ઉત્તેજન આપવા જેવું કર્યું

ગણાય, માટે રાજા ચોરને લાયક દંડ આપી નીતિ જાળવે છે. આપણો દૃષ્ટાંત-નાયક દમદંત રાજા પણ તેવો નીતિવંત નરેશ હતો.

ઘણું કરી રાજાઓ રાજ્ય વધારવાની બહુ તૃષ્ણાવાળા હોય છે. પોતાની પાસે ગમે તેટલું મોટું રાજ્ય હોય, તો પણ અધિક અધિક મેળવવા સતત પ્રયાસો કર્યા કરે છે. આ દમદંતને પણ એવાજ કોઈ પ્રસંગથી એકદા પાંચ પાંડવો સાથે યુદ્ધ થયું ને તેમાં વિજય મેળવ્યો. પછી કેટલાક દીવસ વીત્યા બાદ તે નગરમાં કોઈ એક પરમપવિત્ર મુનિ મહાત્મા પધાર્યા, તેમનો બોધ સાંભળવાને તે રાજા ત્યાં ગયો. મહાત્માશ્રીએ અનુકુળ સમય જાણી રાજાને ઉચિત ઉપદેશ આપ્યો કેઃ—હે રાજા ! આ મનુષ્યજીવન મહાપુણ્યના ઉદયથી મળેલું છે, તેને ઉત્તમ જનોજ સન્માર્ગે દોરી અમૂલ્ય લાભ હાંસલ કરે છે. બિચારા અજ્ઞાની જીવડાઓ તો મોહ, મમતા અને માયાના ઘેનમાં ઘેરાઈ, સદા વિષયગારામાં કચરાઈ, આ અમૂલ્ય જીંદગીને નકામી ગુમાવે છે, કષાયને આધીન થઈ અનેક પ્રકારના અપરાધો નીડરપણે કર્યા કરે છે, પણ પરલોકમાં તે કર્મનો બદલો અવશ્ય દેવો પડે છે; તેનું તો તેને ભાન જ હોતું નથી. તે વિષે કહ્યું છે કેઃ—

મનહર છંદ

અરે અપરાધી વ્યાધી ઓટ તેં ઉપાધી સાધી,
ઠગવા લોકોને કામ કીધું છે ઠગાઇનું;
જરૂર આ વાત ત્હારા જીવનમાં જાણી લેજે,
કહે દલપત ફળ દેખીશ કમાઇનું;
છુપાવી છુપાવી છળકપટથી કીધું છેક,
લંપટ ત્હેં કામ લાંચ ચોરી ને લુચ્ચાઇનું;
નથી મળ્યો પુછનાર નરલોકમાં તો પણ,
પરલોકમાં તો નથી રાજ પોપાબાઇનું. ૧

માટે કાચા કુંભ સમાન કાયામાં જીંદગીનો ભરોસો નહિ રાખતાં સર્વ અનુકુળ સામગ્રીવાળા શુભ અવસરમાં ચેતી લેવું, તે સદા સુજ્ઞજનોનું કર્તવ્ય છે; કારણ કે પાછળથી પસ્તાવું ન પડે. આ પ્રકારનો અપૂર્વ ઉપદેશ સાંભળી રાજાને વૈરાગ્ય ઉપજ્યો અને પોતાના પાટવી કુમારને રાજ્યપાટ વગેરે સોંપી શ્રીસદ્દગુરૂ શરણમાં આવી ઉભય હસ્ત જોડી કહ્યું કેઃ—

મંદાક્રાન્તાવૃત્તમ્

ब्रह्मानंद परमसुखदं, केवलं ज्ञानमूर्त्ति ।
द्वंद्वातीतं गगन सदृशं, तत्वमस्यादि लक्ष्यम् ।
एकं नित्यं विमलचलं, सर्वदा, साक्षिभूतं ।
भावातीतं त्रिगुण रहितं, सद्गुरुं तं नमामि ॥

અર્થાત્:—આત્મસુખમાં આનંદ માનનાર, પરમસુખને દેનાર, કેવળ જ્ઞાનસ્વરૂપ, રાગદ્વેષથી રહિત, આકાશ સમ નિર્મળ, એક અને નિત્ય એવા **તત્વમસિમાં** એક લક્ષ્યવાળા, નિર્મળ, અચળ, સત્ય સાક્ષિભૂત, પૌદ્ગલિક પદાર્થમાં અપ્રીતિવાળા, આધિ, વ્યાધિ, ઉપાધિ રહિત, એવા હે સદ્ગુરૂ દેવ, આપને ત્રિકાળ વંદન હો! એ પ્રમાણે સ્તુતિ કરી દીક્ષા લીધી. કેટલોક વખત ગુરૂ સાથે વિચરી જ્ઞાન અભ્યાસ મેળવી ગુરૂથી એકાકીપણે વિચરવા લાગ્યા, અનેક પ્રકારના વિકટ પરિસહો પડવા છતાં ક્ષમા માતાને તજતા ન હતા. કોઈ પ્રકારે ભય પામી સત્યથી ચળાયમાન ન થતા, ખરેખર બાહ્ય કુટુંબનો જેણે ત્યાગ કરી અંતરંગ કુટુંબમાં પ્રવેશ કર્યો છે, એવા નિર્ભય થયેલા મહાનુભાવ યોગી પુરૂષોને ભય શેનો હોય? કહ્યું છે કે—

શાર્દૂલવિક્રિડિતવૃત્ત

धैर्यं यस्य पिता क्षमा च जननी शांतिश्चिरं गेहिनी ।
सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनः संयमः ॥
शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनं ।
एतेयस्य कुटुंबिनो वद सखे, कस्माद् भयं योगिनः ॥

અર્થાત્:—ધૈર્યરૂપી જેને પિતા છે, ક્ષમારૂપી માતા છે, અને સદા શાંતિરૂપી ગેહિની (સ્ત્રી) છે, સત્યરૂપી પુત્ર છે, દયારૂપી ભગિની છે, મનને નિગ્રહ કરવારૂપી ભાઈ છે, જમીન-પૃથ્વી જેને પથારી છે, દિશારૂપી વસ્ત્રો છે, જ્ઞાનામૃતરૂપી ભોજન છે; તો હે મિત્ર! હવે તુ કહે-કે આવા યોગીઓને ભય ક્યાંથી હોય? અર્થાત્ ન જ હોય.

આ દમદંતમુનિ પણ એ પ્રમાણે નિર્ભયપણે વિચરતા વિચરતા પાંડવના રાજ્યમાં પધાર્યા, અને ગામ બહાર એક વૃક્ષતળે ધ્યાન ધરી ઉભા રહ્યા. થોડીકવારે તે રસ્તેથી પાંડવોની સવારી નીકળી, તેમણે આ મુનિને જોઈને ઓળખ્યા અને કહ્યું કે, આ તો દમદંત છે. પણ અત્યારે તો મુનિ બનેલા

છે, જો કે તેમણે પૂર્વાવસ્થામાં આપણું ઘણુંજ અપમાન કર્યું હતું અને આપણી સામે યુદ્ધ આરંભ્યું હતું, તો પણ અત્યારે તો મુનિના વેશમાં છે, માટે તે આપણને વંદનીય અને પૂજનીય છે. પૂર્વનું વેર સંભારી અત્યારે મુનિપણામાં તેમને સતાવવા તેમાં આપણી ધૃષ્ટતા અને નાલાસી છે, ખરેખર એ ઉત્તમ નરોનું કર્તવ્ય નથી. પછી પૂર્વનું વૈર ભુલી જઇ તેમને નમ્રપણે વાંદ્યા, ગુણ ગાયા, રાજગાદી તજી યોગ લીધો તે માટે કોટિશઃ ધન્યવાદ આપ્યા, અને મુનિના પ્રેમભાવથી ગુણ ગાતા ગાતા પાંડવો સ્વસ્થાને ગયા.

પછી થોડીવારે ત્યાંથી કૌરવોની સ્વારી નીકળી, તેમને પણ ઓળખ્યા; અને માંહેમાહે બોલ્યા કે:–અરે ભાઇઓ ! આ દુષ્ટ દમદંત છે તેને ઓળખ્યો કે ? આપણો વેરી, આપણી સાથે યુદ્ધ કરી આપણું અપમાન કરનાર આ કપટનું પૂતળું છે. ઠીક, આજ લાગ સારો આવ્યો છે, આપણા જાપતામાંથી હવે તે ક્યાં નાસવાનો છે ? પછી પાસે આવી ધિક્કારપૂર્વક કેટલીક ગાળો દીધી; અને સઘળાએ પાસે પડેલા પત્થરના એક ઢગલામાંથી એક એક પત્થર તેમના પ્રત્યે ફેંક્યો, મુનિ દમદંત આ બનાવથી જરા પણ અજ્ઞાત ન હતા. તેમણે સઘળા શબ્દો સાંભળ્યા હતા, પણ સમતા સહિત સમભાવે તે સર્વ સહન કર્યું. પ્રિય વાંચનાર, પાંડવોનું જૈનત્વ જોયું ? અહાહા ! પાંડવોએ ઓછું જૈનત્વ જાહેર કર્યું છે ? તેમજ દુર્યોધનાદિ કૌરવોએ જૈનત્વને બદલે દુર્જનત્વ પ્રગટ કરવામાં પણ કાંઈ કચાશ–બાકી ઓછું રાખ્યું છે ? વળી ધન્ય છે તે ક્ષમાસાગર મુનિ મહાત્માને ! કે જેમણે શુભાશુભ ઉભયમાં સમભાવ ધારણ કર્યો. આ વિષે દશવૈકાલિક સુત્રમાં એક ગાથા છે કે:—

ગાથા—जे न वंदे नसे कुपे वंदिउ न समुकसे ॥
एवं मानस माणस । सामणं पज्ज वठइ ॥

અર્થાત્—જે કોઇ વાંદે નહિ તેના ઉપર કોપે નહિ, અને વાંદે તેના ઉપર હર્ષભાવ આણે નહીં, એવા ઉભયમાં સમભાવ રાખનાર મહાત્માઓ ઉત્તમ પ્રકારના મુનિપણામાં સ્થિર ભાવે રહે, તેવાનેજ ઉત્તમ મુનિ જાણવાં. આ દમદંત મુનિ પણ તેવાજ હતા, તેમણે એકના ઉપર હર્ષ ખેદ કાંઈ ન આણ્યો. (૮૧)

(૮૨)

सदा प्रवासी सदा अधर्मी । सदा सुरोगी च दरिद्रता च ॥
ऋणी प्रकामो गुरुहीन जन्मा । मन्ये मृताः प्राणभृतोऽपिचैते ॥८२॥

અર્થ—સદા પ્રવાસ કરનારો, પરાધીનપણે જીંદગી ગુજારનારો, અધર્મી, સદૈવ, રોગીષ્ઠ, સદા દરિદ્રી, ચિંતાના અતિભારથી સદા દબાયલ, સદા ઘણો દેવાદાર, આટલા માણસોને જીવતાં છતાં પણ હું તો મુવેલાજ માનું, એમ નીતિશાસ્ત્ર કહે છે. (૮૨)

ભાવાર્થ—આ જગતમાં આટલા માણસો પ્રાણને ધારણ કરવા છતાં પણ મરેલા જેવાજ છે, તે કોણ કોણ તે બતાવે છે. એક તો પ્રવાસી જેઓ હમેશાં કાસદનો ધંધો કરનાર, તેઓ હમેશાં એક ગામથી બીજે ગામ એમ રોજ ફર્યાજ કરે છે, તેઓ બિચારા નિરાંતે ધાન્ય પણ ખાઈ શકતા નથી, તેવા માણસ જીવતાં છતાં પણ મુવા સમાનજ છે. બીજો પરાધીન છે, પરાધીન માણસને હમેશાં પારકાની તાબેદારી ઉઠાવવી પડે છે, પરાધીનતા પણ એક જાતનું કેદખાનું છે, પરની તાબેદારી કરી પેટ ભરવું, પરાધીન થઈ પારકે ઘેર પડી રહેવું તેના જેવું એકે મહાદુઃખ નથી. અરે! કેટલાએક તો પરાધીનતાથી પશુઓની માફક જીંદગી દુઃખમાંજ ગુજારે છે. દાખલા તરીકે રાજગ્રહી નગરીનો અધિપતિ શ્રેણિક જેવો છત્રપતિ મહારાજાધિરાજ પોતાના દુષ્ટ પુત્ર કોણિકથી પાંજરામાં પુરાયો, અને પરાધિનતાથી તેવીજ સ્થિતિમાં ઘણા કાળ સુધી દુઃખી જીવન ગુજાર્યું, અને પોતાના વહાલા જીવનનો અંત પણ તેવીજ સ્થિતિમાં આણ્યો. અહાહા! પરાધીન માણસ કેવું અસહ્ય કષ્ટ ભોગવે છે? તે બિચારો નિર્ભયતાથી ધર્મધ્યાન કે પ્રભુભજન વગેરે ઉત્તમ કાર્યો પણ કરી શકતો નથી. અરે! પરાધીન માણસ બિચારો સુખે સુઈ પણ શકતો નથી. કારણ કે તેઓની જીંદગી પોતાની ઇચ્છા ન હોય છતાંપિ તે બતાવે તેવાં કાર્યો કરવાં પડે છે, મુંજ રાજાના હુકમથી વછરાજ પ્રધાનને આઠ વર્ષની ઉંમરના ભોજકુમારને ગરદન મારવાનું સાહસ કામ નાછલાજથી પોતાને માથે લેવું પડ્યું, પણ આખરે ભોજકુમારના પૂર્વ પુણ્યથી તેનું મરણ બચ્યું. માટે પરાધીનતા એ દુઃખની પરાકાષ્ટા છે, તે એવી કષ્ટ દશા છે કે તે ભોગવનારનેજ જાણવા દો જેને વીતે તે જાણે. તે વિષે કહ્યું છે કેઃ—ગીતિ.

પરવશપણે રહેવું, એ કરતાં તો મરણ બહુ સારૂ;
પિંડ પીડ પડ્યાથી, માને એવું સદાય મન મારૂં. ૧
પરતંત્રતા પીડા છે, સ્વતંત્રતાને સદા સુખદ જાણું;
પરવશ પેટ ભર્યાના કરતાં ઉત્તમ મર્ણજ પરમાણું. ૨

પરાધીન માણસ માને છે, કે આવા પરવશપણાનાં દુઃખો કરતાં તો મરણજ સારૂં છે. એવાજ હેતુથી નીતિશાસ્ત્ર કહે છે કેઃ–"પરાધીન માણસ પ્રાણને ધારણ કરવા છતાં પણ જીવતે મુવા જેવો છે."

હવે ત્રીજો પ્રકાર અધર્મીનો છે. અધર્મી એટલે મહાપાપનો કરવાવાળો હોય, પ્રાણીઓના પ્રાણ હરવામાં તત્પર, કાયમ લોહીએ ખરડાએલા જેના હાથ રહે છે, બિચારાં ગરીબ અનાથ મુંગાં પ્રાણીઓને સદા દુઃખ દઈ સતાવે, જુઠું બોલવામાં તો જેને જરાયે ડર નહિ, પારકા ધનમાલ વગેરેની ચોરીનો કરનાર, અને વિષયનો ભિખારી, સ્ત્રીલંપટ અને ધનધાન્યાદિક મોહમાયામાં માતેલો, છકેલો, વળી મહાક્રોધી, જેના હૃદયમાં દયાનો તો છાંટો પણ નહિ, પારકા પ્રાણ હરવા અને તણખલાં તોડવાં એ બે જેને સમાન છે. વળી દુરાચારનો સાગ્રીત અને સદાચારનો શત્રુ, વિઘ્નસંતોષી, પોતાની અમૂલ્ય જીંદગી એળે ગુમાવી પોતાને અધમની પંક્તિમાં ગણાવી પોતાને હાથે નરકનાં દ્વાર ખુલ્લાં કરનાર છે. તે વિષે કહ્યુ છે કેઃ—

મનહર છંદ.

શીળને સંભાળવામાં, બાપે માર્યાં વેર જાણે,
સદાચારની તો વાત, સમજે ન સાનમાં;
સત્યની અગત્ય શી તે, તેવા જન જાણે કેમ !
ચોટયાં ચિત્ત જેનાં પરધન પરદારમાં;
નીતિમાં ન પ્રીતિ પ્રાણ, જાય તોય કાંઈ કરે !
દીનને દુખાવી દુષ્ટ, રાજી અતિ થાય છે;
પ્રથમ ન સમજે અધમ પરિણામે પછી,
ખરેખર અંતે કરી ખત્તા ખૂબ ખાય છે. ૧

હવે ચોથો પ્રકાર સુરોગીનો છે, સુરોગી એટલે ઘણો રોગીષ્ટ. રોગી માણસ બિચારો ઘણાં આકરાં દુઃખો ભોગવે છે, રોગમાં ને રોગમાં તેનું શરીર તવાઈ જાય છે, તેને પોતાના પૂર્વ પાપના ઉદયની નિશાનીરૂપ દુષ્ટ

રોગોને લીધે તનમનની હાનિ થાય છે. કેટલાએક તો એવા રોગીષ્ટ શરીરવાળા હોય છે, કે તેની પાસે લોકો જતાં પણ અચકાય છે, તેથી તે બિચારો રીબાઈ રીબાઈને મહા ભારે અસહ્ય વેદના ભોગવે છે, આખરે આ દુઃખમાંથી મરી છુટું તો ઠીક–એમ એ માને છે, કહો ભાઈ! આ પ્રકારનું મહા રોગોથી પીડાતું જીવન શા કામનું છે? કારણ કે હમેશાં કાંઈને કાંઈ રોગ શરીરમાં હોયજ! એકને માંડમાંડ મટાડે તો બીજા બેચાર રોગો પેદા થાયજ છે. કહ્યું છે કે—ઝુલણા છંદ.

દુબળી ગાયને હોય ઝાઝી બગા, દુખતાં અંગ પર ઠેસ વાગે;
ભુત ભાગી ગયું હોય નહિં ત્યાં વળી, ઉલટું અંગમાં પલિત જાગે.
એકપર એક છે આધિઓ વ્યાધિઓ, બંધનો બેવડાં કેમ છુટે?
સાવ નિઃસાર આ હાય સંસારમાં, સાંધીએ એક ત્યાં તેર તૂટે.

એમ અનેક પ્રકારના રોગોથી પીડાયલો પ્રાણી કોઈ પ્રકારની ધર્મક્રિયાઓ પણ ભાગ્યેજ કરી શકે છે. તેની જીંદગી તો પરાધીનજ છે. માટે ઘણો રોગીષ્ટ માણસ પણ જીવતાં છતાં મરેલા સમાનજ સમજવો.

હવે પાંચમો પ્રકાર સદા દરિદ્રનો છે. દરિદ્રી એટલે સદા નિર્ધન. જેની ગાંઠે ગરથ–ધન નથી તે મહા દુઃખી થાય છે, દરિદ્રતાના જેવું જગતમાં એકે મહા ભારે દુઃખ નથી, દરિદ્રી માણસને કોઈ પ્રેમપૂર્વક બોલાવતું પણ નથી. ઘણા નિકટના સગાં સંબંધીઓ હોય, તે જાણે વૈરાગી બન્યા હોય નહિ! એમ અભાવ વૃત્તિવાળા–બેદિલ થઈ જાય છે. તે વિષે કહ્યું છે કેઃ—

"હમેશાં પ્રવાસ, પરઘેરવાસ, નિચજનની સેવા કરવી એ સર્વ કષ્ટરૂપ છે; પણ દરિદ્રતા તો એ સર્વથી અધિક કષ્ટવાળી છે. કારણકે ધનવાન મનુષ્યોને શત્રુઓ હોય તે સ્વજનનું આચરણ કરે છે, એક વખત વૈરભાવ પણ ભૂલી જાય છે અને નિર્ધન માણસને તો ખાસ નિકટનાં સગાં–સ્વજન હોય તો પણ તે શત્રુ તુલ્ય વેરી થઈ જાય છે; કારણ કે આ લોકમાં સર્વ ગુણો સુવર્ણમા–ધનમા રહેલા છે, પોતાનામાં ગુણ હોય કે ન હોય, ઉંચ હોય કે નીચ હોય, શેઠ હોય કે સુજન હોય પણ પાસે ધન હોય તેજ મોટો ગુણવાન ગણાય છે" કહ્યું છે કે— ઉપજાતિ વૃત.

यस्यास्ति वित्तं स नरः कुलीनः । स पंडितः स श्रुतिमान् गुणज्ञः ॥
स एव वक्ता स च दर्शनीयः । सर्वे गुणाः कांचनमाश्रयंति ॥

રહી ઉભો રજ નાખશે, પડે પંડને મુખ. ૨૮૫

અર્થાત્—જેની પાસે ધન છે તેજ કુલીન એટલે ઉત્તમ કુળવાળો, તેજ પંડિત, તેજ મહા શાસ્ત્રવેત્તા, તેજ ગુણજ્ઞ એટલે ગુણને જાણનારો, અને તેજ મોટો સત્યવક્તા, અને તેજ દર્શન કરવા યોગ્ય ઉત્તમ નર ગણાય છે. પછી ભલેને ભાઈમાં સકળ સદ્‌ગુણનો કચ્ચરઘાણ વળી ગયો હોય ! માટે સર્વ ગુણો એક કંચનમાં રહેલા છે. આ દુનિઆમાં સર્વ કોઈને પૈસાનીજ સગાઈ રહેલી છે.

## (૧૦૩) કર્મહીણુ કરમશી કાકાની કષ્ટ કથા અથવા તેલ ચોળા ખાનાર કર્મહીણુ રંક ભાઈ શ્રીમંત એનને ત્યાં પણ તેવુંજ અન્ન પાસ્યો અને રસોયો ઠર્યો.

કોઈ એક નાના ગામડામા કરમશી નામે ઘણોજ ગરીબ વાણીયો રહેતો હતો. તે બિચારો નિષ્પુણ્ય અને અત્યંત નિર્ભાગી હતો, તેથી તે બિચારો તેલ ચોળાજ હમેશાં ખાતો હતો. તેના નશીબમાં તેલ ચોળાજ માંડયા હતા. તેને તેલ ચોળા વિના બીજું ખાવાનું મળતુંજ નહિ, બીજું સારૂં સારૂં ખાવાનું તો ઘણુંય મન થતું પણ ભાગ્યહીણુ હોવાથી બીજું કાંઈ ખાવાનું મળતું નહિ, કદાચ ગામમાં વાણીયામાં કોઈને ત્યાં વરો વિગેરે જમણવાર આવ્યો હોય તો કાં તો પોતે માંદો પડેલો હોય. અગર પરગામજ ગયો હોય, પણ કોઈ કર્મયોગ એવા હતા કે તેને તેલ ચોળા સિવાય બીજું ખાવાનું મળતુંજ નહિ.

પછી એક વખતે તે ગામમાં એક વાણીયાને ઘરે લગ્ન આવ્યા. તે શેઠનો દીકરો પરણતો હતો તે પુત્ર કરમશી કાકાને ઘેર સહેજ મળવા આવ્યો અને પુછયું કે કાં કાકા ! કેમ છે ! મારા લગન થાય છે. બે ત્રણ દીવસમાં અહીથી જાન જશે. કેમ તમે રાજી છો ને ? તે સાંભળીને કરમશીભાઈ બોલ્યા કે હા ભાઈ ! તારા લગ્ન થાય તેમાં હુંય રાજી ને મારો પ્રભુય રાજી ભાઇ ! પણ ભાઇ ! તું મને જાનમાં લઈ જઇશ ? મને નવુ નવું ને ગળ્યું ગળ્યું મિષ્ટાન્ન ખાવાની બહુજ હોંશ થાય છે. અહીંયા ઘરે તો મને રોજ તેલ ને ચોળાજ ખાવાના મળે છે. માટે મને સાથે જાનમાં તું લઈને હોંશ પુરી કર તો બહુ સારૂં. તે સાંભળી વરરાજાએ કહ્યું કે ભલે કરમશી કાકા ! તમારી હોંશ પુરી કરો ! ને આવજો આપણી જાનમાં. ત્યારે વળી વધુ ઇચ્છા ધરાવતા કરમશી કાકા બોલ્યા કે અલ્યા તો તો સારૂ થાય. પણ તેમાય મને જો તું તારો અણુવર કરને તો તો બહુ મજા આવે

હો. કારણ કે વરની સાથે બેસે તેથી બરફી, પેંડાં દહિંથરા વિગેરે તરેહ તરેહની ચીજો ખાવા મળે. માટે મને અણુવર કર. ત્યારે તે વરરાજા બોલ્યો કે ભલે તેમ થાઓ ! અને પછી કરમશી કાકા તમારી હોંશ પુરી કરો. આથી કરમશી કાકાને તો હરખનો પારજ ન રહ્યો. આણંદ આણંદ થઇ ગયો ને અણુવર બની પછી જાનમાં ગયા. ત્યાં વરઘોડીયા પરણી ઉતર્યા પછી સવારે સૌને હરખજમણ હતું.

સવારે ટાઇમ થયો ત્યારે જાનૈયા સૌ જમવાને બેસી ગયા. વર તથા અણુવર પણ ઓશરી ઉપર બેઠા. બાજોઠ ઉપર સાસુએ તરેહ તરેહની વાનીઓ સુંદર મોટા થાળમાં પીરસવા માંડી. મિષ્ટાન્ન જોઇને કરમશી કાકાનું હૈયું ગજ ગજ ઉંચું ઉછળવા લાગ્યું અને મનમાં અનેક હરખના ધાટો ઘડવા માંડ્યા. તે મનમાંજ બોલ્યા કે અધધધધ ભારે મજા આવી ભાઇ ! પણ આમાંથી હું શું ખાઉં ને શું ન ખાઉં ! ના, ના. આ બધુય ખાઇ જાઉં. જરાય રહેવા ન દઉં ! એવા અનેક ધાટો ઘડતો ખાવાની તૈયારી કરે છે. પરન્તુ એક કોળીયો મુખમાં તો મુકયોજ નથી. ત્યાં તો એકદમ તેને મોળ આવી. હૃદય ચુંથાવા લાગ્યું અને ઉલટી થઇ. એવી સખત ઉલટી થઇ કે છઠીનું ધાવણ કાઢી નાંખ્યું. હવે કરમશી કાકાને સખત ઉલટી થઈ તેથી તેજ વખતે તેને કાંઈ પણ ખાવા નજ દેતા તેને એકાંતે તરતજ સુવાડી દીધા અને માંડવીયાએ કહ્યું કે તેને હવે ખાંડનું કાંઇ પણ ખાવા દેશોજ નહિ. તેથી કરમશી કાકા તો સુતા અને મનમાં અત્યંત અફસોસ કરતાં વિચારવા લાગ્યા કે હાય હાય ! ગજબ થયો ! માંડ માંડ મિષ્ટાન્ન મળ્યુ તે ગયુ. નશીબ બે ડગલા આગળ ને આગળજ. રાંડ—અભાગણી રાક્ષસી ઉલટી કોઇ દિન નહિ ને અહિંયાજ ક્યાંથી આવી ! રાંડ ઉલટીએ મારૂં આજ ખાણું ખરાબ કર્યું. ખેર ! બન્યુ તે ખરૂં. હવે કાંઇ મિષ્ટાન્ન માંગી લેવાય ! પછી બે ત્રણ કલાકે હરખજમણનો ટાઇમ થયો એટલે જાનૈયા સૌ જમવા બેઠા, તે વખતે કરમશી કાકાને પણ જરા ઠીક થયુ એટલે ઓશરીમા આવીને બેઠા. વરની સાસુએ કહ્યું કે કરમશી કાકાએ વામેટ કર્યું તેથી તેને કાંઇ ખાંડનું કે બીજું જમણ દેશોજ મા, તેને તો ચોળાનું ઢેબરૂંજ દેવાય. બીજું કાંઇ નજ દેવાય. પછી તરતજ તેલ નાખીને ચોળાનું ઉનુ ઉનું ઢેબરૂં કરી તે કરમસી કાકાના ભાણામાં પીરસ્યું. કરમશી કાકાને મિષ્ટાન્ન તો ખાવાનું ઘણુંય મન હતું પણ શો ઉપાય, કેમ મગાય ? પછી જખ મારીને પોતાના

કરમનો વાંક કાઢતા ઢેબરું ખાવા લાગ્યા. તે વખતે જાનૈયામાંથી કોઇ જુવાનીયો મુખમાં હસતો ને મશ્કરી કરતો જમતો બોલ્યો કે કાં કરમશી કાકા! કેમ છે! ઢેબરું ઠીક પડે છે ને! ત્યારે કરમશી કાકા બોલ્યા. કે,

દોહરો–કરમ વિનાના કરમશીભાઈ, જાનમાં શા જાવા;
આ ભરી પંગતમાં હોંશે બેઠા, તોય લુખા ખાવા. ૧

અર્થાત્—હોંશે અણુવર થયો તોય તેલ ચોળાજ નશીબમાં મળ્યા, એમ અફસોસ કરતાં કરતાં, કરમશી કાકા પોતાને ઘરે આવ્યા. વળી ઘણો વખત તેલ ચોળા ખાતા કાઢયો, એ કદી વળી તેલ ચોળાથી કંટાળીને પોતાની બ્હેન કે જે મુંબઇ જેવા શહેરમાં શ્રીમંતને ઘેર પરણાવેલ હતી, ત્યાં જવાને તૈયાર થયો. પછી તેલના કુડલાને તથા ચોળાને કોઠીમાં ખૂબ દાટી પેક કરી તાળું દઇ બેનને ઘેર કાંઇક સુખની આશાએ આવ્યો. તે વખતે બેનડી હીંડોળાખાટ ઉપર બેસી હીંચતી હતી, અને પોતાની પાંચ સાત પ્રિય સખીઓ–સાહેલીઓ સંગાતે આનંદપૂર્વક વાર્તાવિનોદ કરી રહેલી હતી, વચમાં પોતાના નોકર–ચાકરોને હુકમ કર્યા કરતી હતી; વળી શરીર ઉપર અનેક પ્રકારના નવરંગી વસ્ત્રાભૂષણો તથા કિંમતી દાગીના પહેરેલા હોવાથી શરીર સૌદર્યથી ખુશ થઇ આનંદ પ્રમોદ પામતી હતી, એવી સ્થિતિમાં બેઠેલી બ્હેને પોતાના ભીખારી ભાઇને આવતો જોયો, તેનું શરીર–દેદાર ગરીબ હાલતને લીધે કદરૂપું લાગતું હતું. ફાટ્યાં–તૂટ્યાં કપડાં શરીર ઉપર તેણે ધારણ કર્યાં હતા. તેનું શરીર જોઈ સત્પુરૂષોને દયા ઉપજતી હતી. જો કે તે ઘણે વર્ષે તથા ઘણે દૂરથી આવેલો હતો, છતાં પણ દરિદ્રતાને લીધે બેહાલ સ્થિતિવાળા પોતાના ભાઇને દૂરથી જોયો કે જોતાંવેંત બ્હેનના મનમાં લજ્જા ઉપજી. તેટલામાં પાસે બેઠેલી સખીઓએ આશ્ચર્યથી પુછ્યું કેઃ–બ્હેન! આ કોણ છે? ત્યારે ગુમાની બ્હેને વિચાર્યું કે આ મારા ભાઇ છે એમ કહીશ, તો મારી લાજ જશે, માટે લાજ બચાવવા સારૂ બોલી કેઃ–બ્હેન! એ તો અમારા પીયરનો રસોઇયો છે, મને મળવા માટે આવતો હશે! આ પ્રમાણે બોલતી બ્હેનનું વચન કરમશીભાઇએ સાંભળ્યુ. તે કર્ણમાં કઠોર અને હૃદયમાં તિક્ષ્ણ ભાલા જેવું લાગ્યું, બ્હેનનું આ વચન સાંભળી કરમશીભાઇને ઘણું લાગી આવ્યુ, હૃદયમા અથાગ દુઃખ થવા લાગ્યું અહો! ધિક્કાર છે મને કે અણવિચાર્યો અત્રે આવ્યો. અહો! સંસાર પૈસાનોજ સગો છે! નિર્ધન એવા મને સગી બ્હેને પણ રસોઇયો ઠરાવ્યો. ખરેખર, આ લોકમાં પૈસાનીજ બલિહારી છે. તે વિષે કહ્યુ છે કેઃ—

 અભાવ આવે તેહને, સ્વાદ જરી ન જણાય; 
આમિસ જોતાં વિપ્રને, ઉરથી ઉલટી થાય. ૨૮૮

મનહર છંદ

શાહી જેવો કાળો હોય, આખીઓનો માળો હોય,
ગળોફામાં ગાળો હોય, નીતિનું તો નામ છે;
હૃદય કઠોર હોય, ચાડીયો કે ચોર હોય,
ગણિકાનો ગોર હોય, વાલો પંથ વામ છે;
લંપટ લબાડ હોય, પાપનો પહાડ હોય,
ઝેર તણું ઝાડ હોય, જુલમીનો જામ છે;
કેશવ અધીર કે, બધિર હોય તોય પણ,
તેને લોક માને, જેની પાસે ધનધામ છે. ૧
ધર્મનો નિધાન હોય, સાવ સાવધાન હોય,
બોલે બહાદુર હોય, ભાવ ભગવાને છે;
અંતર ઉદાર હોય, પુરો પરિવાર હોય,
સુંદર વિચાર હોય; સુંદરતા કાને છે;
શાંત શુરવીર હોય, ધાંધલમાં ધીર હોય,
ગુણમાં ગંભીર હોય, રાગી રસ પાને છે;
જ્ઞાન હોય, માન હોય, નામી કુળવાન હોય,
[પણ] નાણું નહી હોય, તેમાં માલ કોણ માને છે ! ૨

અહો ! હું ધનવાન હોત, તો બહેન મને ઘણી ખમાખમા કરત, "આવો ભાઇ આવો ! બહુ દિવસે આવ્યા, ખુશીમાં તો છો ને ?" એમ માનપૂર્વક બોલાવત. માટે ઓ નિર્ધન દુર્ભાગી આત્મા ! નિર્ધનતાથી અપમાન પામેલા એવા તારે હવે અહીં રહેવું ઉચિત નથી. નીતિશાસ્ત્રમા કહ્યું છે કે—

દુહો—આવ નહિ, આદર નહિ, નહિં નયનમે નેહ;
તે ઘર હુસા ન જાઇએ, ભલે કંચન બરસે મેહ. ૧

તો પણ પોતાને ઘણીજ ભુખ લાગવાથી ખાધા વિના કાંઇ છુટકો ન હતો તેથી બેઠો, થોડીવારે સખીયો ગઇ પછી ખુશી ખબર પુછ્યા—ભાઇ ! ખુશીમાં છે ! ઠીક થયું આવ્યો, પણ અત્યારે જમવાનો ટાઇમ તો વીતી ગયો છે, તો પણ લે તારે માટે કાંઇક કરી દઉં. પછી બેને ઘરમાં જઈ વિચાર્યું કે ઝટ ચડે તેવુ કાંઇક કરી દઉં. કોણ કડાકુટ કરે ! પછી ચોળા ઘરમા આવ્યા હતા તે ઝટ બાફી નાખ્યા. ને ભાઇને જમવા બોલાવ્યો, બેનના કહેવાથી ભાઈ નળે હાથ પગ ધોવા ગયો. હાથપગ ધોતો વિચાર કરે

છે કે એને ઝટ તે શું કર્યું હશે? કાંઈ લાપશી, ચુરમું કે શેરો લાગતો નથી, ઘીની ગંધે આવી નથી. પણ હું જાણું છું કે ઝટ ચડે એવી તો ઘઉંની સેવજ ઓહાવી નાખી હશે માટે મનવા આજે તો સેવ, સાકર ને ઘીજ ઝાંપટવા છે. દાળમાં કે શાકમાં હાથ ઘાલીશ જ નહિ. પછી તો હાથ પગ ધોઈ હરખભેર જમવા બેઠો, એને ચોળા પીરસ્યા ને તેમાં નાંખવા તેલ લેવા ઘરમાં ગઈ. ભાઈ તો ચોળા ભાળી ચકિત જ થઈ ગયો, ઠરી જ ગયો. મનમાં બડબડયો કે વાહ વાહ ! જોયું ભાગ્ય કે ! કેવા મારા કરમ ! અહિં પણ તેલ ચોળાજ મળ્યા ! વાહ પ્રભુ વાહ ! શી ભાગ્ય રેખા છે ! પછી તો ચોળા જોડે તે વાતો કરવા લાગ્યો કે કાં ચોળા ભાઈ ! ખુશીમાં તો ખરાને ? મારા ઉપર તમારી મહેરબાની સારી છે. હુ તમને મુકું પણ તમે મને છોડો તેમ નથી જ. ત્યાં બેન તેલ લઈને આવી, ને ભાઈને બોલતો જોઈ કહ્યુ કે ભાઈ ! વાતો કોની જોડે કરે છે ? કોઇ અહીં છે તો નહિ. ત્યારે ભાઇએ કહ્યું કે આ વહાલા ચોળાભાઇ જોડે વાતો કરીએ છીએ. ત્યારે બેને કહ્યું કે ભાઇ ! ચોળા તો અમારે મુંબઈમાં મેવો જ ગણાય છે. ત્યારે ભાઇએ કહ્યું કે હા બેન, તમારે મેવો પણ મારે તો હેવોજ છે. ખાઇ ખાઇને પેટ દુઃખવા આવ્યુ છે. પછી તે બોલ્યો કેઃ—

દોહરો—મેં ઉઠીને પહ લીધો, ચોળે લીધી રાત;
ત્યાંથી થાકયો આવીયો, બેન થોડરા નાખ. ૧

ત્યારે બેને કહ્યું કે મને શી ખબર ભાઈ, મેં જાણ્યું કે મારા ભાઇએ ચોળા કદી નહિજ ખાધા હોય, ઠીક લે ત્યારે, ચોળા રહેવા દે. લે બીજું કાંઈ લાપશી ચુરમું કરી દઊં. ત્યારે ભાઇએ કહ્યું કે બેન ! મારે બીજું કાંઈ હવે ખાવું નથી. જે નશીબમાં હતું તે મને અહીં મળ્યું.

દોહરો—અભાગીયા તું આથડમા, બેઠો રહે ભારમાં;
તું બેસીશ ગાડીમાં તો હું બેસીશ તારમાં. ૧

પછી એમ કહીને ભુખ ખરી હોવાથી તે તેલ ચોળા ખાઇ ગયો.

પછી કાંઇક બહાનું કાઢી બહાર નીકળી બહેનને ખબર આપ્યા વિનાજ સત્વર ત્યાંથી ચાલતો થયો. તેણે વિચાર્યું કે મારે ગામ પણ હવે જઇને શું કરું ? એમ ધારી કોઇ મોટા શહેરમાં જઈ કોઇ શેઠને ત્યાં પેટવડીયે-રાટલા સાટે નોકર રહ્યો. તેની સારી ચાલચલગત તથા દાનત પાક જણાયાથી શેઠને મનમાં ભાવી ગયો, શેઠની તે તનમનથી પ્રેમપૂર્વક ઘણી

સારી નોકરી કરવા લાગ્યો, જેથી શેઠને તેના પર અત્યંત પ્રેમ ઉપજ્યાથી બીજે વર્ષે તેને સારો પગાર બાંધી આપ્યો; ભાગ્ય ઉઘડયું, એમ અનુક્રમે ભાગ્યના ઉદયથી પાંચ સાત વર્ષે તેની ગાંઠે કાંઇક સારી મુડી થઇ. એટલે તેમાંથી થોડાક ઘરેણાં ગાંઠા તથા સારાં કપડાં લીધા, પછી તે શેઠની રજા લઇ પોતાને દેશ જવા કાજે નીકળ્યો. રસ્તામાં બ્હેનનું ગામ આવવાથી વિચાર ઉપજ્યો, કે ચાલ જરા સુખી બ્હેનને મળતો તો જાઉં, જોઇએ હવે શું થાય છે ? જાતો તો જાઉં, એમ ધારી બ્હેનને ઘરે ગયો. છેટેથી બ્હેને જોઇ ઓળખ્યો, નવરંગી સુંદર વસ્ત્રો તથા અંગ ઉપર રૂડાં આભૂષણો જોઇ તે તો મનમાં ઘણી ખુશી થઈ, અને ભાઇને ભાળતાં વેંતજ ઉભી થઇ, હર્ષપૂર્વક સામી આવી, માનપૂર્વક બોલી કેઃ–અહો ભાઈ! ભાઈ, આવો, આવો. ઘણે વખતે આવ્યા ! તે દિવસે કહ્યા વિના જતો રહ્યો, તે પાછો દેખાયો જ નહિ ! કહે ભાઈ ખુશીમાં તો છે ને ? શરીરે કેમ રહે છે ? હમણાં સુકાઈ ગયેલો–દુબળો કેમ દેખાય છે ? એમ કેટલાએક માનમમતા ભર્યા શબ્દો બોલતી હર્ષપૂર્વક ઘરમાં તેડી ગઈ, અને હીંડોળા-ખાટ પર બેસાડી આદર સત્કાર કર્યો. અને આડોશી પાડોશીને ઘરે જઈ હર્ષપૂર્વક વાતો કરવા લાગી, કે આજ તો મારે મંગલિકનો દિવસ છે, મારે ઘેર ઘણે વર્ષે મારો સહોદર ભાઈ આવ્યો છે. પછી જમવાનો વખત થયો એટલે ભાઇને ઉના પાણીથી નવરાવી, પોતે જાતે જ પાટલો ઢાળી આપી પીરસવા લાગી, થાળીમાં કંસાર પીરસી તેમાં ઘી નાખવા રસોડામાં ઘી પાત્ર લેવા ગઈ. અહીં કરમશીભાઈ મન સાથે બોલ્યા કેઃ–મનવા ! જોયું ! આ વખતની ધામધુમ તો કોઇ ઓર પ્રકારે થાય છે. જીવડા ! આ બધું માનસત્કાર જોઈ અભિમાનના શિખર ઉપર ચઢી ન જતો, એ કાંઈ તને આદરસત્કાર મળતો નથી, આ થાળમાં પીરસવામાં આવેલ કંસાર, સાકર તથા પુષ્કળ ઘી એ પણ તને નથી, હો કે ? યાદ રાખજે, આ તો બધું તારા અંગ ઉપર ઝળકી રહેલી લક્ષ્મીબાઇને દેવામાં આવ્યુ છે, માટે લક્ષ્મીબાઇને પીરસવામાં આવેલું ભોજન તું જમી જાય, તો મોટો અન્યાય કર્યો કહેવાય. માટે બ્હેને જેને ભાવે કરી માનપૂર્વક પીરસ્યુ છે, તેનેજ તારે તો આમંત્રણ કરવું જોઇએ. એમ ક્ષણભર મન સાથે વિચારી કંઠમાં, કરમાં અને કટીમાં, રહેલાં સઘળા આભૂષણો કાઢી કંસાર પાસે થાળમાં એક તરફ મુકયા અને બોલ્યો કે–વ્હાલાં આભૂષણો ! જમો ભાઇઓ ! કડાં, કંઠી, વેઢ, વીંટી, કંદોરા, જમો. આ પ્રકારે મોટેથી બોલતા ભાઇના શબ્દો રસોડામાં

રહેલી બહેને સાંભળ્યા તેથી તે આશ્ચર્યથી બહાર આવીને બોલી કેઃ—ભાઈ આ શું? આમ કેમ કરે છે? કાંઈ ગયો કે શું? તુ કોની સાથે વાતો કરે છે? અને આ સઘળાં ઘરેણાં કેમ કાઢયાં છે? તે સાંભળીને ભાઇએ જણાવ્યુ કેઃ—બહેન, જેને તેં પીરસ્યુ છે, તેને હું પ્રેમે જમવાનું આમંત્રણ કરૂં છું. ત્યારે બહેને કહ્યુ, અરે ભાઈ! પં તો તને પીરસ્યુ છે. ત્યારે ભાઇએ કહ્યુ કે—ના બેન. તે સર્વ ખોટું! મે તો આ થાળીમાં મુકેલાં આભૂષણોને જ પીરસ્યુ છે, જો આમ ન હોય તો આજથી પાંચ સાત વર્ષ ઉપર અત્રે આવનાર પણ આનો આ જ હું હતો, ને અત્યારે પણ તેનો તે જ છું; અને તે વખતે ભુખડુ ભાઈને ભાળી શરમાનાર, મને રસોઇયો ઠરાવનાર પણ તેની તે બહેન પણ તુંજ છે. કહ્યું છે કેઃ—

## શ્લોક વસન્તતિલકા

तानीन्द्रियाणि सकलानि तदेव कर्म, सा बुद्धिरप्रतिहता वचनं तदेव ॥
अर्थोष्मणा विरहितः पुरुषः सएव, त्वन्यः क्षणे न भवतीति विचित्रमेतत् ॥

અર્થાત્—સર્વ ઇન્દ્રિયો હતી તે પણ તેની તેજ છે, કર્મો પણ તેનાં તેજ છે, અપ્રતિહત બુદ્ધિ ને વચનો પણ તે છે, છતાં પૈસાની ગરમીથી રહિત થયેલા પુરૂષો તો તુરતજ કોઈ ઓર પ્રકારનાજ થઈ જાય છે; દુનિયામાં મોટું આશ્ચર્યજ આ છે! આ સર્વ મર્મ વચનો સાંભળી બહેન ઘણીજ ખસીયાણી પડી શરમાઇ ગઇ. પછી ભાઇએ કહ્યુ કેઃ—બહેનડી! શરમાય છે શા માટે? આ સંસારજ એવો વિચિત્ર છે, બધો માયાનો જ પ્રભાવ છે, સંસારમાં સ્વાર્થનીજ સગાઇ છે. "ગરથ વિનાનો ગાંગલો, ગરથે ગાંગાશેઠ" વળી કહ્યું છે કેઃ—

સોરઠો— મતલબકી મનવાર, જગત જમાડે ચુરમા;
વિણ મતલબની યાર, રાબ ન પાયે રાજીયા. ૧

માટે પાસે પૈસો હોય તોજ સર્વ કોઇ વહાલ બતાવે છે, લોકો પણ ખમા ખમા પોકારે છે, સગો પુત્ર હોય પણ તે કાંઇ રળતો ન હોય તો તે પુત્રને પણ કપુત કહી વગોવે છે-નિંદે છે તે વિષે કહ્યુ છે કેઃ—

કવિત—પૈસા બિન માતા તે પુતકું કપુત કહે,
પૈસા બિન બાપ કહે, બેટા દુ ખદાઈ હૈ;
પૈસા બિન જોરૂ સંગ છોડ કર ચલ જાવે,

પૈસા બિન સાસ કહે કિસકા જમાઈ હે;
પૈસા બિન ભાઇબંધ, સબે જન જાન લેવે;
પૈસા બિન બેન કહે કિસકા તું ભાઈ હે;
પૈસા બિન પડોશી કહે, બડા ગમાર હે તું,
આજકે જમાનેમે પૈસાકી બડાઇ હે.
ગાયન—પૈસા પૈસા પૈસા તેરી અજબ બની બલિહારી;
સબી જહાનમે તું હી સબી પર કરતા હૈ સરદારી.
જર ચાહે સો કર, બાદશાહકી બેટીકો વર;
પાનીમેં ઘર કર, બરન બદકામ મત કર.
સોરઠો—લક્ષ્મી વિના લપોડ, ચતુર્ભુજ ઢોરાં ચારતો;
થઇ બેઠો રણછોડ, મહેરામણ મથ્યા પછી.

ખરેખર આ દુનિયામાં પૈસો એજ મોટો પરમેશ્વર છે, પૈસાવાળોજ દુનિયામાં ડાહ્યો, માનવંતો, શ્રીમંત ગણાય છે. બહેન ! તે વખતે મને ચોળા મળ્યા, બીજું જમવાનું પણ નહોતું મળ્યું, તો આવા આદરમાન તો સ્વપ્નામાં પણ ક્યાંથી મળે ? પછી તો બહેન ઘણી પસ્તાણી અને પોતાની ભુલ અને મદ માટે ક્ષમા માગી, પછી ભલો થઇ જમીને પ્રેમપૂર્વક રૂ. ૨૦૦) વીરપસલીના દઇને ભાઇ પોતાને ગામ ગયો.

ખરેખર આ અવનિમાં દરિદ્રતાના જેવું એકે મોટું ઘોર દુઃખ નથી. બિચારા દરિદ્રી માણસને તો સર્વ દિશાઓ શૂન્ય જેવીજ દેખાય છે. તે વિષે કહ્યું છે કેઃ— શ્લોક

अविद्यं जीवनं शून्यं । दिक् शून्या चेद् बांधवा ॥
पुत्रहीनं गृहं शून्यं । सर्व शून्यं दरिद्रता ॥
हे दारिद्र नमस्तुभ्यं । सिद्धोऽहं त्वत्प्रसादतः ।
पश्याम्य हं जगत्सर्वं । न पश्यतिकोऽपि माम् ॥

અર્થાત્—અપુત્રીયાને ઘર છે તે શુન્ય જેવું છે, ભાઈ વિનાની દિશાઓ શુન્ય છે. મુર્ખ માણસનુ હૃદય શુન્ય છે અને દરિદ્ર માણસને સર્વ શુન્ય જેવુંજ લાગે છે. માટે હે દારિદ્ર દેવ ! હું તમને નમસ્કાર કરૂં છું, કેમકે તમારી મહેરબાનીથી એક બાબત સિદ્ધ થાય છે, કે આખા જગતને હું જોઉં છું, પણ મને કોઇ જોતું નથી. માટે આવા પ્રકારના દારિદ્રના દુઃખથી પીડાતા માણસો પોતે પણ જીવવા કરતાં મરવું વધારે સુખદ માને છે, કારણ

કે તે બિચારાઓ જીવન પ્રાયે કરીને દુઃખમાંજ ગુજારે છે. એવા હેતુથી શાસ્ત્ર પણ કહે છે કે-દરિદ્રી માણસ આ લોકમાં જીવતે મુવા જેવો છે. કારણ કે એ દુઃખનું મુળ ખરૂં કારણ છે. જો કે આ દુનિયામાં ચિંતા તો થોડી કે ઘણી દરેક માણસને હોયજ છે, અને વિચારવાન માણસને શુભ ચિંતવન પણ જોઇએ, નહિ તો તે પણ આ જગતમાં ખરેખર મૂર્ખ સમજવો. કહ્યું છે કે

દુહો—ચતુરને મન ચિંતા ઘણી, મૂરખને મન રાજ;
વધુ ઘટુ સમજે નહિ, એક પેટ ભર્યાનું કાજ.

માટે જ્ઞાન, દાન ને પરોપકાર માટે શુભ ચિંતા રાખવી જોઇએ, પણ કોઈ કોઈ માણસને સંસારની ખટપટો સંબંધી એવી તો અપાર ચિંતાઓ થતી રહે છે, કે તેથી બિચારો તે ચિંતામાં ને ચિતામાં ચિત્તભ્રમ જેવો ગાંડો થઇ જાય છે. ખરેખર ચિંતા છે તે એક જાતનો બળતો અગ્નિ છે. તે વિષે કહ્યું છે કેઃ—

चिंता चिता समाना । बिंदु मात्र विशेषकः ॥
चिता दह्यते निर्जीवं । चिंतातु सजीवं सदा ॥

અર્થાત્—ચિંતા અને ચિતા એ બે સરખા શબ્દો છે. ફક્ત તેમાં એક અનુસ્વારનો તફાવત છે, પણ તેના અર્થમાં ઘણો ફેર છે. ચિતા તો નિર્જીવ કલેવરને-મુડદાને બાળે છે પણ ચિંતા તો જીવતા શરીરનેજ હમેશાં બાળ્યા કરે છે. આ જગતમાં બહુ ચિંતાતુર માણસ નિરાંતે ધર્મધ્યાન કરવાને પણ ભાગ્યશાળી થતો નથી, એવો જંજાળી ચિંતાતુર માણસ ધર્મધ્યાન આખી જીંદગીમાં કરીજ શકતો નથી, રાતદહાડો સદા ચિંતામાં ને ચિંતામાં ચકચુર રહે છે, કોઇ સાધુસંત તેને ધર્મધ્યાન કરવાનુ કહે તો તે જંજાળી કહેશે કે-મહારાજ, મારાથી ધર્મધ્યાન નહિ થાય. મહારાજ ! ધર્મધ્યાન ક્યાંથી કરીએ ? જરાય નવરાશ મળતીજ નથી, પાણી પીવાનીએ ફુરસદ નથી, અરે મહારાજ, હું તો મરવાએ નવરો નથી ! બધા ઘરનો ભાર મારા પંડ ઉપરજ આવી પડ્યો છે, તેથી સદા ચિંતા રહ્યાજ કરે છે. છોકરાઓ હજી નાના છે, વ્યાપારમાં કાંઇ કસ નથી; ઘરાગી જોઇએ તેવી ચાલતી નથી, રળનારો હું એકલોજ છું અને ખાનારાં ઘરમાં ઘણાં છે, તે બિચારાં બધાં મારા આધારે જીવે છે. આ બધાનું શું થશે ? હું તો બહુ મુંઝાઉં છુ. હું એકલો મારે એકલે પંડે ચિંતાઓ ઘણી, માટે હું તો જીવતે મુવા જેવોજ છું,

આવાં દુઃખો કરતાં તો મરવું ભલું, કે ઝટ આ દુઃખમાંથી તો છુટાય. ત્યારે મહાત્માશ્રી બોલ્યા કેઃ–ભાઇ! તું મરવાએ નવરો નથી, પણ જરૂર એટલું તો યાદ રાખજે કે એક વખત આ સર્વ બાજી પડતી મેલી ચાલ્યા જવું પડશે, માટે ચિંતા કરવાથી શું વળે? સુખદુઃખ એ તો પૂર્વોપાર્જીત કર્મો–પુણ્યપાપનાં ફલો છે અને એ અવશ્ય દરેક જીવોને ભોગવવાં પડે છે. તે વિષે નીતિશાસ્ત્રમાં સારૂં કહ્યું છે કેઃ—

"જેવાં કર્મ કરવામાં આવે છે, તેવાં તેનાં ફળ–ભોગાયતન કર્મ અવશ્ય ભોગવવા પડે છે. દેહ ઉત્પન્ન થવાનું કારણ પણ કર્મજ છે, સારાં માઠાં કરેલાં કર્મ ભોગવ્યેજ છુટકો છે. રોગ, શોક, સંતાપ, બંધન અને નાના પ્રકારનાં દુઃખ એ પૂર્વકાળે જીવાત્માએ કરેલાં પાપ–અપરાધ રૂપી વૃક્ષોનાં ફળો છે, તે પ્રાણીને સુખે કે દુઃખે શુભ યા અશુભ કરેલાં કર્મો અવશ્ય ભોગવવા પડે છે, ભલે સેંકડો કોટી કલ્પો ચાલ્યા જાય, પણ કરેલ કર્મ ભોગવ્યા વિના તેનો ક્ષય થતોજ નથી." માટે હે ભાઈ! નકામી ચિંતા કરવાથી કાંઇ દુઃખ ઘટી જતું નથી, તેમાં કાંઇ આપણું ધાર્યું થતું યે નથી, થવાનું સર્વ કાંઇ ભાવિપ્રબળને આધિન છે; નકામી ચિંતા કરવાથી શું વળે? એથી તો ઉલટું કર્મબંધન થાય છે. સદ્‌ગુણ ઘટે છે, શરીર શોષાય છે–સુકાઇ જાય છે. મગજની ખરાબી થાય છે અને સદા સર્વદા બેચેની રહે છે.

દુહો—ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

માટે વિવેકી બંધુ! ચિંતા તો મોટો દાવાનળ છે, જંગલમાં લાગેલો દાવાનળ તો ઓલાઇ જશે, પણ આ હૃદયાકાશમાં લાગેલો ચિંતારૂપી દાવાનળ તો ભાગ્યેજ ઓલાઈ શકે છે; માટે આ દુઃખના દરિયા જેવી દુનિયામાં અતિશય ચિંતાતુર માણસ ખરેખર જીવતે મુવા જેવોજ છે.

હવે સાતમો પ્રકાર ઋણીનો છે. દેવાદાર માણસ પણ બહુ દુઃખી હોય છે. કરજદાર માણસને કદી સુખે નિંદ્રા પણ આવતી નથી, કાયમ હરણુ ફડકો રહ્યાં કરે છે. બિચારા કેટલાએક તો તેના દુઃખથી ભય પામીને તથા પૂરેપૂરા કંટાળી જઇને દેશ છોડીને પરદેશમાં ચાલ્યા જાય છે.

## (૧૦૪) આપવીતી ભૂલી જનાર જુલ્મી નોકરની વાત.

એક રાજાને ત્યાં ઘણા નોકરો હતા, તેઓનો તેમના ધણી સાથે કુટુંબ

જેવો સંબંધ હતો, અને તેની સાથે તેઓ પૈસાની પણ લેવડદેવડ કરતા હતા. એક વખત તેઓનાં ખાતાં તપાસવામાં આવ્યા, તેમાં એક બિચારો બહુ ગરીબ નોકર હતો; તે જાતે સાલસ, દરિદ્રી ને ગરીબ હતો, તેથી રાજાની પરાધીનપણે નોકરી સારી કરતો હતો, પણ પગાર ઘણો જુજ હતો, અને ઘરમાં ખાનારાં ઘણાં હતાં, બીજી તરફથી કંઇ આવક નહોતી તેથી બિચારો માંડમાંડ પોતાનો નિર્વાહ કરી સંસાર ચલાવતો હતો. રાજાજીની સર્વ નોકરોની માફક આના ઉપર પણ મહેરબાની હતી, તેથી તેને પણ ઉધાર નાણાં જોઈએ તેટલાં મળતાં હતાં. રાજાના અમલદાર તરફથી તેને કાસદનું કામ સોંપવામાં આવ્યું હતું, તે કામ એને ઘણુંજ કઠણ-આકરૂં લાગતું હતું પણ બિચારો પરાધીન એટલે શું કરે! કર્યા વિના છુટકોજ નહિ! એમ કરતાં કેટલોક કાળ વહી ગયો. પોતાની છેક ગરીબ હાલતને લીધે તેણે રાજા પાસેથી ઘણાં નાણાં ઉધાર લીધાં હતાં. એક વખત રાજાએ સર્વનાં ખાતાં તપાસ્યાં, તો આ નોકરની પાસે રૂ. ૧૦૦૦ એક હજાર લેણા નીકળ્યા. તેથી એ નોકરને રાજા પાસે રજુ કરી લેણું ચૂકવી આપવાનું કહ્યું, પણ તેની પાસે તો દેવું ચુકવવાને કાંઈ પણ સાધન નહોતું, તેથી રાજાએ આક્રોશ કરીને એને, એની સ્ત્રીને તથા છોકરાઓને વેચીને પણ લેણું વસુલ કરવાનો હુકમ ફરમાવ્યો. આથી તે નોકર તો બહુ મુઝાયો અને મહા ચિંતાસાગરમાં પડ્યો, અરેરે! હવે મારે શું કરવું! હું દરિદ્રી છું, પરાધીન છું, સદાની રખડપટી-પ્રવાસથી કાયર બનેલ છું, અને વળી દેવાદાર છું; આમ અત્યંત ચિંતાવાળો છું. અરેરે, મારૂં જીવન તો જીવતો છતાં મુવા તુલ્ય જ છે. એમ કહી બાપડો પોકેપોકે રોવા લાગ્યો. રાજાને પગે પડ્યો, કરગર્યો અને કહ્યું કે-રાજાજી! ક્ષમા કરો, કૃપા કરી મને એક વરસની મુદત આપો, એટલી મુદતમાં હું આપનું બધું દેવું પતાવી દઈશ -એમ કહી પગે પડ્યો, અને કરૂણાજનક ચહેરો કરી રોવા લાગ્યો, આથી રાજાને દયા આવી, હૃદય પીગળ્યું અને તેનું દયામણું મોં જોઈ તેના ઉપર અત્યંત દયા છુટવાથી તે ભલા રાજાએ તે નોકરનું સઘળું દેવું માફ કર્યું. આ કૃપાથી તે નોકર તો પોતાના મનમાં ઘણો ખુશી થયો અને હરખાતો દયાસાગર કૃપાળુ પોતાના રાજાને ઘણાજ પ્રેમથી પગે લાગીને ઘેર ગયો.

પછી એક વખતે પેલા નોકરના એક સાથી પાસે પાંચેક રૂપીઆ

લહેણા હતા, તે લેવા એ એને ઘેર ગયો અને રૂપીઆની ઉઘરાણી કરી. પણ ઘરમાં મંદવાડ હોવાથી એણે તુર્ત રૂપીઆ આપવા લાચારીને લીધે નાખુશી બતાવી, ત્યારે પેલા રાજાના નોકરે એનું ગળું દાબ્યુ, અને મારવાની ધમકી બતાવી. એ માણુસ પણ ઘણો ગરીબ અને પરાધિન હતો, તેથી તેણે તેને હાથ જોડી થોડુંક ખમવા કાલાવાલા કર્યા, પણ એથી પેલા નિષ્ઠૂર નોકરના હૃદયમાં જરા પણ દયા આવી નહિ, પોતાનું દુઃખ અને મુઝવણ આ વખતે તો છેક ભૂલીજ ગયો, કેટલીક ગાળો આપી તે બિચારા ઉપર ફરિયાદ માંડી ન્યાયાધીશનું હુકમનામુ મેળવ્યુ, અને એ બિચારા ગરીબ અનાથ માણુસને કેદમાં નખાવ્યો પછી એકદા આ વાત રાજાને કાને ગઈ, એટલે એમણે પોતાના એ નોકરને બોલાવીને કહ્યુ કેઃ–અરે દુષ્ટ ! તું કેવો નીચ છે ? તારા સ્વાર્થ વખતે તું કેવો નમ્ર બન્યો હતો, તેં ઘણી આજીજી કરી તેથી મે તારૂ સઘળું દેવુ માંડી વાળ્યું, અને તેં મારા બીજા નોકર ઉપર સખ્તાઈ વાપરી ઘણી રતા કરી ? અરે માંડી વાળવું તો ઘેર ગયું પણ તેની ઘણી આજીજી ને કાલાવાલા છતાં પણ થોડા દહાડા ખમી પણ શક્યો નહિં ? ધિક્કાર છે તારી દુષ્ટતા, ખળતા અને નીચ પ્રકૃતિને ! એમ કહી કોપાયમાન થઇ સિપાઈઓને બોલાવી કહ્યું કે, અરે સિપાઈઓ ! જાઓ, આ દુષ્ટને કેદમાં નાંખો, અને એનું પુરેપુરૂ દેવું વાળે નહિ, ત્યાંસુધી એને છોડશો નહિ–એમ કહી તેને કેદમાં નંખાવ્યો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે પોતાને શિર આવી પડેલાં અનેક દુઃખો પોતાને કદર્થના, ત્રાસ અને મુઝવણુ ઉપજાવે છે, તે વખતે હૃદયમાં મહાખેદ અને ગ્લાનિ પામે છે, અને પોતાના જીવનને પ્રાયે કરી મરણ તુલ્યજ માને છે, કે પોતાના સ્વાર્થ વખતે બીજા ઉપર દુષ્ટતા કરે છે, અને પોતાના દુઃખી દહાડા તો ભૂલીજ જાય છે; તેના જેવો બીજો કોઈ નીચ, પાપી અને ચંડાલ સમજવો નહિ. માટે વિવેકી જનોએ એવી સ્વાર્થવૃત્તિ અને દુષ્ટપ્રકૃતિને સદા તજી દઈ–તિલાંજળી આપી કર્ત્તવ્યપરાયણ અને ધર્મનિષ્ઠ બનવું ઘટે છે. એજ આ જગતમાં સુખદાતા ને લાભદાયક છે. કેમકે પરોપકાર કરવાથી પુણ્ય થાય છે અને પરપીડન–પારકાને દુઃખ દેવાથી પાપ કર્મ બંધાય છે. પુણ્યથી સુખ અને પાપથી દુઃખ પ્રાપ્ત થાય છે. સર્વ કોઈ સુખ ઇચ્છે છે અને દુઃખથી દૂર ભાગે છે; પણ ખેદની વાત એ છે કે પીડપોષણ અને શરીર સુખમાં સર્વસ્વ સમજી બેઠેલા કામના, વાસના

તરત ન માને લોભીયો, પામે પીડા પ્રચંડ;
ખાય કુંગળી ખાસડાં, દે પછી પૂરો દંડ. ૨૯૭

અને ભોગ લાલસાને વશ વર્તતા લોકો, પરપીડ અને પાપકર્મ કરતાં પાછું વાળી જોતાયે નથી, અને પછી દુઃખના ડુંગરા તુટી પડે છે, ત્યારે હાય અફસોસ કર્યા કરે છે, પણ ભાઈઓ! આ કલિયુગ નથી પણ કરયુગ છે માટે કરી જુઓ! અને તે પામો! પરભવ અને પુનર્જન્મ નહિ માનનારાને પણ આ જન્મમાં પ્રત્યક્ષ પારખાં મળે છે, નિત્ય નજરે જુએ છે, છતાં સાન ન આવે અને કાંઈ વિચાર પણ નજ થાય અને દુઃખના દરિયા ઉલટે, તો તેમાં દૈવ, કર્મ અને પરમેશ્વર તે શું કરે? એ તો કરો તે પામો એવો ચોખ્ખો ન્યાય ને અદલ ઈન્સાફ છે. (૮૨)

---

(૮૩)

सततार संसृति सरित्पतितो ।
बुबुधे च येन निजकान गुणान् ॥
इति संजगाद् वरवीर विभुः !
क्षमयान्वितो गजमुनिश्चयथा ॥८३॥

અર્થ—આ લોકમાં તેજ પુરૂષ સંસાર તર્યો સમજવો, કે જેણે પોતાના અવગુણ જાણ્યા છે; એ પ્રમાણે શ્રીવીર ગુરૂનું કથન છે અને એજ પ્રકારે ક્ષમાથી યુક્ત એવા શ્રી ગજસુકુમાળ મુનિ જેમ પોતાના દોષો નીહાળી સમભાવમાં શ્રેષ્ઠ થઇને પરમગતિ પામ્યા. (૮૩

ભાવાર્થ—આ સંસારમાં દરેક પ્રાણીને હમેશાં સુખની અભિલાષા રહે છે, કોઈ પણ પ્રાણી તન, મન કે વચનથી દુઃખને ઈચ્છતું નથી. પણ સુખો મેળવવાનાં સાધનો જુદાં હોય, અને આપણાં કર્તવ્યો તો તેથીયે જુદાં હોય, તો તે સુખ મેળવવાની આશા ફળીભૂત કેમ થાય? હળાહળ ઝેર ખાવું અને જીવવાનો મનોરથ સફળ કરવો, તે કદીયે બને કે? એ તો દિલ્હી જવા માટે દક્ષિણનો રસ્તો લીધા જેવું છે. આપણામાં હજારો અવગુણો હોવા છતાં પારકા દોષો જોવા, એ આપણી પહેલી ખોડ-કુટેવ છે. પારકા અવગુણો ખોલવામાં છિદ્રાન્વેષી થવામાં આપણું મન એવું તો સાવધ બને છે, કે તે વખતે આપણાં બધાં કામો પણ એક બાજુ પડ્યા રહે. તેને માટે કહ્યું છે કેઃ—ગીતિ.

 કંજુસ પુણ્ય કરે નહિ, કદિ કરે તો અલ્પ; 
જનને છાયા તાડની, સુખ આપે તો સ્વલ્પ. ૨૯૮

श्लोक—परवादे दशवदनः । पररंध्रनिरीक्षणे सहस्राक्षः ॥
सद्वृत्तवित्तहरणे । बाहु सहस्रार्जुनः पिशुनः ॥

અર્થાત્—પારકા અવગુણો–દોષો બોલવામાં જેને દશ મોઢાં છે, પારકા છિદ્ર જોવામાં જેને હજાર આંખો છે, અને પારકું ધન હરણ કરવામાં સહસ્રાર્જુનની જેમ હજાર હાથવાળો છે; એને પિશુન એટલે નીચ માણસ સમજવો. આ અવનીમાં પારકા અવગુણો જોવા, એ તો સહેલ વાત છે, પણ પોતાના દોષો–અવગુણો જોવા તેજ મુશ્કેલ છે. પણ એટલું તો અવશ્ય યાદ રાખવું કે જ્યાં સુધી પોતાના અવગુણો પોતાના જાણવામાં ન આવે, અને જાણ્યા છતાં તેને છોડવામાં ન આવે, ત્યાં સુધી કલ્યાણ માર્ગ ઘણો છેટે છે. કારણ કે આપણી આદત જ એવી પડેલી હોવાથી આપણી જીંદગીનો ઘણો વખત એવા અનર્થકારી પ્રસંગોમા જ જાય છે. તે વિષે કહ્યું છે કેઃ—ઉપજાતિવૃત્ત.

શું થાય ? ચુંથાય સદૈવ ચર્મ, કરાય શું ? કેવળ દુષ્ટ કર્મ;
શું સાંભરે ! પુત્ર કલત્ર આદિ, જુઓ અરે ! વર્તન આ અનાદિ;
તજાય શું ! ધર્મ અને વિચારો, ભરાય શું ? પેટ અને પટારો;
વહાય શું ! વેણ કઠોર ભારે, કલ્યાણની વાત કરાય ક્યારે ?

જુઓ ભાઈઓ ! આ આપણું વર્તન, આ આપણું કર્તવ્ય. આવાં કર્તવ્યોથી તો આ આત્માની સિદ્ધિ કોઈ કાળે થવાની જ નથી. એમ ચોક્કસ સમજવું. આવા કર્તવ્યોથી અનંતકાળ થયાં આ જીવાત્મા ભયંકર ભવસાગરમા પરિભ્રમણ કરી રહ્યો છે, માટે આ ભયંકર ભવસાગર તરવાની ઇચ્છા રાખનાર મુમુક્ષુ બંધુઓએ તો પરદૃષ્ટિનો પરિહાર કરવો, અને પોતાનું હિત થાય તેવાં સત્કર્તવ્યો કરવા–તેજ આ માનવજીવનનું સાર્થક છે. આત્માનું સાર્થક કરતાં ક્ષમાધર્મની પ્રધાનપદે જરૂર છે, ક્ષમા વિના આત્મહિતકાર્યની સિદ્ધિ થતી નથી. પણ ક્ષમાથી જ કાર્યની સિદ્ધિ થાય છે. જેમ શ્રીગજસુકુમાળ લઘુવયમાં જોગાશ્રમ ધારણ કરી ક્ષમાગુણથી સર્વ કાર્ય સિદ્ધ કરી અક્ષયપદ પામ્યા.

## (૧૦૫) ક્ષમા ને સમતા વિભૂષિત ગજસુકુમાળમુનિનું જીવન.

આજથી ૮૬॥ હજાર વર્ષ પૂર્વે દ્વારકાનગરીમાં શ્રીકૃષ્ણવાસુદેવ રાજ્ય કરતા હતા, તેમને ગજસુકુમાળ નામે એક લઘુ બંધુ હતો. એકદા બાવીસમા જીનેશ્વર શ્રીનેમનાથપ્રભુ ત્યાં પધાર્યા. તેમને વાંદવા માટે દેવકીમાતા, કૃષ્ણ–

વાસુદેવ તથા લઘુબંધુ વગેરે ભાવિકભવ્યો ગયાં, તેમને નેમપ્રભુએ અસાર સંસારનો એવો બોધ આપ્યો કે

ગાથા—माया पिया न्हुसा माया । भज्जा पुताय उरसा ॥
तालंते ममताणाय । लुपंतस्य सकमुणा ॥

અર્થાત—જેમાં અહિંસા, સંજમ અને તપમય જે ધર્મ છે, તે સર્વ કરતાં ઉત્કૃષ્ટ મંગળીક છે. જેનું મન એવા પવિત્ર ધર્મમાં સદા રક્ત છે, તેને દેવો પણ આવીને નમસ્કાર કરે છે. અર્થાત્ ધર્મનું અતુલ્ય મહાત્મ્ય છે. વળી આ સંસારમાં સયોગ, વિયોગ, શાતા, અશાતા, હર્ષ, શોક વગેરે સુખદુઃખ પૂર્વોપાર્જીત પુણ્ય પાપના ઉદયથી પ્રાપ્ત થાય છે. તો મનુષ્યભવ મેળવી આત્માનું હિત કરવું, કે જેથી આ ભયંકર ભવસાગરનો સત્વર અંત આવશે.

હવે એ પ્રકારનો નેમપ્રભુનો પવિત્રબોધ સાંભળી ગજસુકુમાળ મોહ-નિદ્રામાંથી જાગ્યો, સંસાર અસાર અને દુઃખદાયી જાણ્યો, સંસારથી ઉદાસીન ગજસુકુમાળે ઘેર આવી વડીલ બંધુ તથા માતપિતા સમક્ષ સંજમમાર્ગ ગ્રહણ કરવાની રજા માગી. તે સંબંધમાં ઘણી ચર્ચા અને વિવાદો ચાલ્યાં, આખરે દૃઢ નિશ્ચયથી શ્રીગજસુકુમાળ કુમારે છેવટના વિચારો ખરા જીગરથી જણાવ્યા કેઃ—

માલિનીવૃત—નહિ નહિ નહિ આણો, ભ્રાત ! શંકા લગારે;
નથી નથી નથી ઈચ્છા, સુખની લેશ મારે;
ચલિત ભ્રમિત મારૂં, ચિત્ત નિશ્ચે ન ધારો,
વરતીશ અડગપણાથી, વશ કરીને વિકારો.

ગીતિ—દૃઢ નિશ્ચય છે મારો, નથી પાપમાં પાય કદી દેવો;
વિકટ હશે પણ તોયે, સુખદ સંયમનો હવે માર્ગ લેવો.

એવા પ્રકારનાં ઉત્તમ વૈરાગ્યવચનો સુણાવી મહાઆનંદપૂર્વક નેમપ્રભુ પાસે દીક્ષા ગ્રહણ કરી. ત્યારબાદ ગુરૂની આજ્ઞા લઈ સ્મશાનમાં કાયોત્સર્ગ ધ્યાને ઉભા રહ્યા. થોડીકવારે તેનો જ સસરો સોમલ નામનો બ્રાહ્મણ ત્યાં આવ્યો. તેને પોતાના જમાઈને આમ યોગીંદ્રદશામા જોઈ આક્રોશ ભાવ ઉત્પન્ન થયો તેથી તેની સમક્ષ રોષપૂર્વક બોલ્યો કેઃ–મારી વહાલી પુત્રીનો ભવ બગાડનાર હે દુષ્ટ ! હે ચાંડાળ ! હે પાપી પિશાચ ! ધિક્કાર છે તારી આ કપટકરણીને ! અરે હે દુષ્ટ ! તેં નિરપરાધી એવી મારી પુત્રીનો ભવ રોળાવ્યો, હવે તેનું

શું થશે ? હવે બીજુ કોઈ વરશે નહિ, તારે આમજ કરવું હતું, તો તેને પહેલેથી વરવુંજ નહોતું ધિક્કાર છે તારા વૈરાગ્યને, તારી દીક્ષાને અને તારા દુષ્ટ આત્માને ! ભગવાને તો સર્વ જીવોની દયારૂપી દીક્ષા કહી છે, અને તે દુષ્ટે તો મારી પુત્રીના હૃદયમાં અશાંતિ રૂપી ઉષ્ણુ તેલ રેડયું છે અને તારા માતા, પિતા, બંધુ વગેરે સર્વ કુટુંબને પણ તેં ઘણું કલ્પાંત કરાવ્યું છે, આંખમાથી ચોધારાં આંસુ પડાવ્યાં છે. તો હે કર્મચંડાળ, પાપી, અધમાધમ ! આ તારી દીક્ષા તને શું કલ્યાણ કરનાર થશે ? અર્થાત્ કાંઈ નહિ. માટે હજારવાર ધિક્કાર છે આ તારી દુઃખદાયી દીક્ષાને ! અરે દુષ્ટ ! તેં મહારી વહાલી પુત્રીનો ભવ બગાડયો છે. તો તેનું વેર પણ હું જરૂર લઈશ. કારણ કે મોટા જ્ઞાની પંડિત પુરૂષોએ નીતિશાસ્ત્રમાં સાફ કહ્યું છે કેઃ—

"शठंप्रति शाठ्यं कुर्यादादरं प्रति चादरम्" ।

અર્થાત—શઠની સાથે શઠ થવું, આદર કરનારની સાથે આદર સહિત વર્તવુ. માટે તેં દુષ્ટતા. શઠતા કરી, તો તેનું વેર પણ હું જરૂર લઈશ.

આવા પ્રકારના કર્ણકઠોર, કઠણ, વજ્રપાત જેવા, મર્મને ભેદનારાં, શીત જળને ગરમ બનાવનાર, તિક્ષ્ણ બાણ જેવાં ઘણાંજ ક્રૂર વચનો શાંત સ્વભાવી લઘુ મુનિશ્રી ગજસુકુમાળે સમભાવે સાભળ્યાં એ પ્રમાણે આક્રોશભર્યાં વચનો બોલતા સોમલે એટલામાથી માટી લાવી પાણી નાખી નવીન લોચ કરેલા શ્રીગજસુકુમાલના મસ્તક ઉપર માટીની પાળ બાંધી, અને તેમા ધગધગતા ખેરના અંગારા નાખ્યા. પછી અઘટિત કાર્યને લીધે ભયભીત થઈ, ગાળો દેતો દેતો ત્યાથી સત્વર ચાલતો થયો. ક્રૂર શબ્દો સાભળતાં છતાં જરા પણ મુનિએ કોપ કર્યો નહિ અને મન સાથે બોલ્યો કેઃ—હે વહાલા આત્મન્ ! જોજે હો ! જરા પણ તે બિચારા અજ્ઞાન પ્રાણી ઉપર ક્રોધ કરતો ના, નહિ તો જીતેલી બાજી તું હારી જઈશ. ફરીને આવો અમુલ્ય અવસર નહિ મળે, તારી સાથે કોઈ ભવનું વેર હશે તેથીજ તેણે આ કાર્ય કર્યું છે. તો જરૂર તું સમભાવ રાખજે, ઉત્તમ કાર્ય સાધવા માટે આત્માને આ એક અહિતકરી વિઘ્ન આવેલું છે. એ તો અવશ્ય છે કે સોનાની અગ્નિમાં તપ્યા સિવાય કદી શુદ્ધિ થતી નથી. તેમ તારા આ આત્માને શુદ્ધ કરવા માટે આ પરિષહ પણ અગ્નિ છે વળી તેણે તો સાસરાપણું બહુ સારૂં બજાવ્યું, કારણ કે વ્યવહારમાં એવો સામાન્ય નિયમ છે કે જમાઈરાજને એક પાઘડી બંધાવવી જોઈએ, તો તને તેણે આ

મોક્ષની અમુલ્ય પાઘડી બંધાવી છે; તે કદી નાશ થવાની નહિં, ફાટી જવાની નહિ, મેલી થવાની નહિ, એવી તે સર્વોત્તમ પાઘડી છે, માટે તે પાઘડી બંધાવનારનો તો તારે ઘણો જ ઉપકાર માનવો જોઇએ ને તેનું ભલું ચાહવું જોઈએ. માટે હે વહાલા આત્મા ! શાંત રહેજે, પવિત્ર રહેજે, તારો આત્મિક ધર્મ ચુકતો ના ! પેલા ક્રોધ ચંડાળથી તારા પવિત્ર આત્માને અભડાવતો ના ! આ મુનિમાર્ગનો પ્રાથમિક ધર્મ ક્ષમાગુણ છે, તે ક્ષમાવડે અનંત જીવો તર્યા છે, તરે છે અને તરશે; ક્ષમા વગર કદી આત્મસિદ્ધિ થતી નથી. ખંધક નામના ઋષિના શરીરની ખાલ ઉતારી તો પણ ક્ષમા-છોડી નહિ, વળી ખંધક મુનિના પાંચસો શિષ્યોને ઘાણીમાં ઘાલી પીલી નાખ્યા, તો પણ તેઓ ક્ષમાધર્મ ચુક્યા નહિ. વગેરે અનેક એવા મહા-પુરૂષોનાં જીવનચરિત્રો તરી રહેલાં છે, કે જેમણે ક્ષમાધર્મને ભારે આપત્તિ છતાં અત્યંત ઉત્તેજન આપેલું છે, અને કાર્યસિદ્ધિ કરેલી છે. માટે ક્ષમા એજ મોક્ષસિદ્ધિનો મુખ્ય માર્ગ અને પહેલું પગથિયું છે.

માટે હે વહાલા આત્મા ! તું ક્ષમા ધારણ કરજે. તું મહાન સમર્થ છે, ધારેલું કાર્ય કરવાને સમર્થ છે, માટે તેના ઉપર રખેને કોપ કરતો ! તેમાં તારૂં હિત નથી, કોપ કર્યાથી તો ખચિત તારૂં ઉત્તમ કાર્ય વિનષ્ટ થયું—એમ ચોક્કસ જાણજે અને સર્વદા મહાજનોનું આ મહાવાક્ય તારા હૃદયપટ ઉપર કોતરી રાખજે ! "ખરેખર સત્ય ત્યાં સંકટ અને સંકટ પછી સુખ મળે છે." માટે તું તારા આત્મિક ધર્મમાં સદોદિત મગ્ન રહેજે.

એવા પ્રકારના શાંત વિચારોથી આત્મસંયમ કરી શ્રી ગજસુકુમાળે મરણાંત પરિષહ આવી પડવા છતાંપિ પોતાના આત્માને શુભ ધ્યાનમાંજ આરૂઢ રાખ્યો. હવે વેદના તો સમુદ્રવેલની માફક વધતીજ ગઇ ! એક તો આઠ વર્ષની કિશોર બાલ્ય—અવસ્થા, વળી રાજવંશી સુકુમાર શરીર, વળી તાજી દીક્ષા લીધેલી અને થોડા વખત ઉપર કરેલો લોચ, આ પ્રમાણે સર્વ સામગ્રી હૃદયને ડોલવનારી હોવા છતાં પણ મનોબળ જેનું સુદૃઢ છે, એવા મહાવૈરાગી શ્રીગજસુકુમાળે મરણાંત દુઃખદાંથી મહા વેદનાને નહિ ગણકારતાં, સમતા—રસમાં તે ઝીલવા લાગ્યા અને પોતાને આ ભવનો લેશ માત્ર પણ દોષ નહિ હોવા છતાં કોઈ પણ ભવમાં મેં તેનો ગુનો જરૂર કર્યોજ હશે, એમ પોતાના જ દોષો સામું જોતાં તે મુનિએ જરા પણ કોપ કર્યો નહિ.

વાહ ! ગજમુનિ વાહ ! ધન્ય છે તમારી ક્ષમાને ને ધન્ય છે તમારા વૈરાગ્યને ! ધન્ય છે તમારા માતાપિતાને અને ધન્ય છે તમારા પવિત્ર આત્માને ! જેણે પોતાના દુર્ગુણ-દોષ સામુ જોયું, તેનું કલ્યાણ કેમ ન થાય ? તેનો આત્મા અમરગતિને કેમ ન પામે ? અવશ્ય તે અમરગતિ પામવાનો જ. આપણા આ પવિત્ર બાળ મુનિ પણ તેજ શ્રેષ્ઠ દશાને પામનારા છે. પછી તે મહાત્માને વેદના અતુલ્ય વધી, તેમ તેમ તેમનો સમતારસ પણ વધતો જ ગયો. પવિત્ર ધ્યાનમાં મનને નિશ્ચળ કર્યું. જો કે શરીરમાં અસહ્ય વેદના થતી હતી, પણ તે દુઃખમાં ચિત્ત સ્થાપ્યું નહિ. એટલું તો ખરૂંજ છે કે સંસારી જીવો ભિન્ન ભિન્ન વસ્તુમાં રમણ કરી મગ્ન રહે છે, ત્યારે મુનિજનો તો આત્મસ્વરૂપમાં જ સદા મગ્ન રહે છે કેઃ—

કવિત—રાજા તો મગનરાજ, કાજકે સાધન પરે,
રંક તો મગન શેર સુનકી નગનમે;
ધની તો મગન ધન, દોલતકે કારન પર,
કામી તો મગન મૃગાનેનીકા બદનમે.
કુડા તો મગન કુડતાઈ વિખ વાદનમે,
શૂરા તો મગન શૂરતાઈકે ઝુઝનમે;
કોઈ કાહુમે મગન કોઈ કાહુમે મગન,
મુનિરાજ તો મગન વિતરાગકા ભજનમે.

પછી સવારના પ્રહરમા પોતાના પ્રિયતમ ભ્રાતા લઘુમુનિને વંદન કરવા માટે શ્રીકૃષ્ણમહારાજા હાથી ઉપર બેસી છડી સ્વારીએ શ્રી નેમનાથ પ્રભુના સમોસરણ ભણી નીકળ્યા, અને રસ્તામાં આવતા એક ઘણીજ વૃદ્ધાવસ્થાથી જર્જરીત ડોસો જોયો. તે વખતે ડોસો પોતાનું ઘર ચણવા માટે રસ્તા ઉપર પડેલી ઈંટોના ઢગલામાંથી એક એક ઇંટ લઇ ધીમેધીમે ઘરમાં લથડીયાં ખાતો ખાતો જતો હતો. આ દેખાવ જોઇ શ્રી કૃષ્ણમહારાજા ઘણું આશ્ચર્ય પામ્યા, કે આ વૃદ્ધ ડોસો બધી ઈંટો ક્યારે લઇ જશે ? પછી તેના ઉપર દયા આવવાથી તે ઢગલામાંથી એક ઈંટ પોતે જાતે લઇ ઘરમાં મુકી, એટલે તેમની પાછળ રહેલા સઘળા માણસોએ પણ પછી એક એક ઇંટ લઇ ઘરમાં મુકી. આમ થવાથી ડોસો ખુશી ખુશી થઇ ગયો, તમામ ફેરા મટી ગયા અને ઘણા દિવસનું કામ સહજમાં થોડાજ વખતમાં સિદ્ધ થઇ ગયું. તેથી તે વૃદ્ધ શ્રી કૃષ્ણમહારાજાનો અત્યંત ઉપકાર માનવા લાગ્યો અને મનમાં ઘણો આનંદિત થયો.

હવે શ્રી કૃષ્ણમહારાજે શ્રીનેમપ્રભુના સમોસરણમાં જઇ નેમપ્રભુને હર્ષપૂર્વક વિધિ સહિત વંદન કર્યું, તથા અન્ય સર્વ મુનિને વંદન કરી સુખશાતા પૂછી. પણ ત્યાં પોતાના ભાઇ નવીન દીક્ષિત લઘુમુનિને ન જોયા તેથી પ્રભુને પૂછ્યું કેઃ–હે કૃપાળુ ગુરૂ! મારા લઘુબંધુ મુનિ ક્યા પધાર્યા છે? ત્યારે પ્રભુએ કહ્યું કેઃ–જેને માટે તે નીકળ્યા હતા, તે કામ તો તમારા બંધુએ સિદ્ધ કર્યું, જન્મમરણના ફેરા ટળી ગયા. જેમ પેલા વૃદ્ધ ડોસાને ટેકો આપી તમે સુખી કર્યો અને ફેરા મટાડી દીધા. તેમ તમારા બંધુને પણ ટેકો મળ્યો, ને તેના તમામ ભવના ફેરા પણ મટાડી દીધા તેઓ બુદ્ધ થયા, પારંગત થયા, સકળ કાર્ય સર્યાં ને સિદ્ધ થયા. તે સાંભળી આશ્ચર્ય અને અફસોસના મહાસાગરમાં ડુબી ગયેલા શ્રી કૃષ્ણમહારાજાએ દીનવદને પૂછ્યું – કૃપાળુ! આ શું થયુ? મારો બંધુ થોડાજ વખતમાં ગુમ થયો એ તો બહુ નવાઇ કહેવાય. મારા ભાઇનો અંત આણનાર કોણ? તે દુષ્ટે શું કર્યું? કેવો પરિષહ આપ્યો? કે જેથી તે સત્વર પરલોકગામી બન્યો. તે સર્વ પ્રશ્નના ઉત્તરમાં શ્રીપ્રભુએ કહ્યું કે હે નરપતિ! તે મુનિના સુકોમળ મસ્તક ઉપર માટીની પાળ બાંધી તેમાં ધગધગતા ખેરના અંગારા નાંખ્યાથી ટુંક સમયમાં ખોપરી ફાટી અને સમાધી પરિણામે કાળ કરી તે મુનિ અજરઅમર થયા–મોક્ષ પામ્યા. તેનો અંત આણનાર નગરમાં જતાં તને સામો મળશે અને તમને જોતા વેંતજ ત્યાંનો ત્યાં સ્તબ્ધ બની સત્વર પરલોકગામી બનશે. એ નિશાનીથી જાણજો કે આ મારા બંધુનો અન્ત આણનાર છે.

એ સાંભળી ગુરૂને વાંદી દીન વદને સત્વર ત્યાંથી પાછા ફર્યા અને મન સાથે વિચાર્યું કેઃ–અહો! હું કેવો ભાગ્યહીન કે મારા બંધુને મેં ખોયો, તેના દર્શનનો લાભ પણ મને ન મળ્યો. હવે આજ મારે કાંઇ હર્ષનો દિવસ નથી, માટે આજ મારે અત્રેથી રાજમાર્ગે નહિ જતાં, દિલગીરી ખાતર હું સ્મશાનમાર્ગે જ જાઉં, એમ સમજી પોતાનો હાથી મડદાબારીના રસ્તે ચલાવ્યો. હવે પેલા મુનિઘાતક દુષ્ટ સોમશે જાણ્યુ કે.-શ્રીકૃષ્ણમહારાજ નેમપ્રભુ પાસે ગયા છે; નેમપ્રભુ મારૂં ક્રૂર કર્મ જરૂર પ્રગટ કરશે, અને મને શ્રીકૃષ્ણ બુરી રીતે મારશે, માટે અત્રેથી મડદાબારીને રસ્તે થઇ ઝટ અન્યત્ર ચાલ્યો જાઉં–એમ ધારી તે પણ તે જ રસ્તે ચાલ્યો; તેટલામાજ શ્રી કૃષ્ણમહારાજાનો હાથી દરવાજાની દેઢીમાજ તેને સામો મળ્યો. જુઓ કર્મની કેવી અકળ ગતિ છે? તે ત્યાંનો ત્યાજ ચિત્રામણની માફક સ્તબ્ધ થઇ ગયો અને મન સાથે બડબડ્યો કેઃ–હાય ગજબ થયો! હું હાર

મરાયો ! પ્રભુએ મારો આવવાનો રસ્તો પણ કીધો હશે ? તેથી જ મહારાજા આ રસ્તે આવ્યા, માટે જરૂર હવે તે મને પકડી ભુંડે હાલે મારશે. હે દુષ્ટ ! તેં નિરપરાધી એવા તેના ત્યાગી બંધુનો બુરી રીતે અંત આણ્યો. હે ચંડાળ ! તારાં ક્રૂર કાર્યનો બદલો દેનાર આવી પહોંચ્યો, તે હે જીવ ! તને જરૂર મારી નાખશે. એ પ્રમાણે વિચારતો તે સોમલ બ્રાહ્મણ ભયમાં ત્યાંજ ગત પ્રાણ થઈ ગયો-મરણ પામ્યો. આ બનાવથી શ્રી કૃષ્ણવાસુદેવે જાણ્યું, કે જરૂર આ સોમલજ મારા મુનિ ભ્રાતાનો ઘાતક છે. અરે દુષ્ટ-ચંડાળ ! મારા લઘુ બંધુએ તારૂં શું બગાડ્યું હતું કે તે નિરપરાધી મુનિનો તેં બુરી રીતે અંત આણ્યો ? હવે તને શું મારૂં ? તારા ક્રૂર કર્મેજ તને માર્યો, ખરેખર ક્રૂર કર્મનો બદલો અવશ્ય મળ્યા વિના રહેતો નથી. માટે હે પરિચારકો ! આ દુષ્ટ કર્મચંડાળ મુનિઘાતકને મુંજની દોરીથી અંગુઠો બાંધી તેને કુતરાની માફક ઢસડી ઢોરનાં મુડદાંની ઉંડી ખાઈમાં ફેંકી દો, અને આ અશુદ્ધ ભૂમિને ખોદીને જળ છાંટી શુદ્ધ કરો; એટલો હુકમ કરી અફસોસપૂર્વક મહારાજા ચાલતા થયા. પછી નોકરે તે પ્રમાણે સર્વ કર્યું અને તે સર્વ જમીન પણ શુદ્ધ કરી.

પછી બીજે દિવસે શ્રીકૃષ્ણવાસુદેવ શ્રીનેમનાથભગવાનને વંદન કરવા ગયા. વિધિ સહિત વાંદી નમસ્કાર કરી યથાયોગ્ય સ્થાને બેઠા, પ્રભુએ ધર્મ દેશના દીધી, અત્યારે શ્રીકૃષ્ણનરેશનું હૃદય તદ્દન ઉદાસીન અને શોકગ્રસ્ત હોવાથી અશરણ ભાવના, એકત્વભાવના, અનિત્યભાવના અને સંસારભાવના વગેરેનો ચિત્તાકર્ષક પ્રકૃષ્ટ પ્રબોધ દીધો, તે સાંભળી મહારાજાનો શોક કાંઈક ઉપશાંત પામ્યો, પોતાના લઘુ બાંધવ ગજમુનિનું આમ અણચિંતવ્યું મહાત્રાસદાયક મરણ થવાથી એક વિચાર હૃદયમાં ઉદ્ભવ્યો અને હસ્તાંજલી કરી સનમ્ર ભાવે અને સજળ નેત્રે (પોતાના પ્રિયબંધુનું અપમૃત્યુ સાંભરી આવવાથી ચક્ષુમાં આંસુ આવ્યાથી) બોલ્યા:-પ્રભુ ! મારા લઘુબંધુ ગજસુકુમાળ મુનિનું આ પ્રકારે વિના કારણે ત્રાસદાયક અપમૃત્યુ થયું, તો સાહેબ ! એવું તે એણે શું કર્મ કર્યું હશે ? કે સોમલ બ્રાહ્મણને આ અકાર્ય કરતાં લેશ પણ ત્રાસ ન ઉપજ્યો ! મારી પણ જરાયે બીક ન લાગી ! નહિ તો મારૂં નામ સાંભળતાં લોકો થરથર ધ્રુજે છે, કંપે છે, અનીતિ કરતા ડરે છે. પ્રભુ ! તે પાપીએ મારાજ ઘરમાં એટલે મારા સગા બંધુને અકાળે મારી નાખી મહાઅનર્થ કેમ ઉપજાવ્યો ? મારા ભાઈનું એવું તે શું કર્મ હશે ? આ જન્મમાં તો કાંઈપણ તેનું બગાડ્યું હોય તેમ મને લાગતું નથી.

આ પ્રશ્ન સાંભળી શ્રીનેમનાથ ભગવાન બોલ્યા કે ભાઈ ! કર્મની ગતિ ગહન અને વિચિત્ર છે, કર્યાં કર્મ ભોગવ્યા વિના જીવનો છુટકો થતો નથી, એવો કર્મનો અચળ કાયદો છે. મોહમુગ્ધ અજ્ઞાન પ્રાણીઓ કર્મ બાંધતી વખતે જરાયે ડરતા નથી, વિચાર સરખો પણ કરતા નથી અને સહોંશે કર્મ બાંધે છે પછી તેનો તેજ ભવે યા પરભવે વા અનંતભવે પણ અવશ્ય બદલો તો દેવોજ પડે છે. તે વખતે બાપડા જીવાત્માને હાયવોય થાય છે, ઘણી ઝુરણા કરે છે, પૂર્ણ પસ્તાવો કરે છે; પણ હસીહસીને કરેલાં કર્મ પછી રડીરડીને ભોગવવાં પડે છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યુ છે કેઃ–कम्माणाणा विहाकट्टु । पुढो विषं मयापया ॥

તમારા લઘુ બંધુ શ્રી ગજમુનિરાયના સંબંધમાં પણ તેમજ થયેલું છે, અને તેનુંજ આ વિષમફળ તેમને અનુભવવાનો દુર્ઘટ પ્રસંગ હાલ પ્રાપ્ત થયો છે. ત્યારે હાથ જોડી શ્રીકૃષ્ણમહારાજે પુછ્યું કેઃ–હે કૃપાળુ સર્વજ્ઞ પ્રભુ ! તે મારા બાંધવના સંબંધમાં એવો તે શો બનાવ બન્યો છે ? કયા પ્રકારનું વક્ર કાર્ય તેનાથી થઈ ગયું છે કે તેનું આ વિષમ ફળ તેણે અનુભવ્યું, તે વૃત્તાંત કૃપા કરી કહેશો. શ્રી નેમનાથ પ્રભુએ કહ્યુઃ–હા કહું છું ખરેખર તે સાંભળવા યોગ્ય છે, સાંભળીને મનન કરવા જેવું છે, મનન કરીને પછી તેવાં અકાર્યોથી પાછા હઠવુ ઘટે છે, તો હે સુજ્ઞ મહાનુભાવ ! હવે તે વૃત્તાંત એકાગ્રચિત્તે સાંભળો !

### (૧૦૬) શ્રી ગજસુકુમાળ મુનિના પૂર્વભવનું વૃત્તાંત.

પૂર્વે કોઇ એક મોટા નગરમાં કોઇ ધનવાન શેઠ રહેતો હતો, તેને એક સુશીલ સ્ત્રી હતી. બન્ને દંપતી સુખમા દિવસો નિર્ગમન કરતાં હતાં. ઘણા વર્ષ થયાં પણ સંતતિનુ સુખ તેઓ જોઇ શક્યાં નહોતાં, હૃદયમાં અપત્યસુખ જોવાની પૂર્ણ જીજ્ઞાસા હતી તેથી રાતદહાડો તે સંબધે બન્નેને ઝંખના થયા કરતી હતી, તેમાં પણ સ્ત્રીને વિશેષ વલોપાત હતો. પણ જ્યાં વિધિ (નશીબ)જ વિપરીત હોય, ત્યાં શું ઉપાય ચાલે ? विधिरेव बलीयसी ॥ અર્થાત્—આખરે વિધિજ બળવાન નિવડે છે. તકદીર આગળ તદબીરનુ કંઈ ચાલતું નથી. શેઠે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, તેમાં કાંઈ કચાશ રાખી નહિ પણ તે સર્વ નિષ્ફળ થયા.

ત્યારે અંતે શેઠે બીજી સ્ત્રી પરણવાનો નિશ્ચય કર્યો અને થોડા વખતમાં કોઇ કન્યા રત્ન શોધી કાઢી શુભ દીને લગ્ન કર્યાં. શેઠ આથી સંતોષ પામ્યા

 દે આશ્રય જે દુષ્ટને, ઘડેજ તેનો ઘાટ;
નીરે તાર્યું કાષ્ટને, શીર પર પાડી વાટ. ૩૦૬ 

પણ તેની આગલી સ્ત્રીના હૃદયમા તો હાયવોયની હૈયાહોળી સળગી. શોક્યોને અન્યોઅન્ય ઝઘડા, ક્લેશ, કકાસ થવા લાગ્યા. શોક્યનું સાલ-દુઃખ મોટામાં મોટું મનાયું છે. દુનિયામા કહેવાય છે બ્હેનો, પણ અંતરમા તો ખાર, વિવાદ, ઝેરજ વરસે, આમ ઘરમાં રોજ ઉઠીને બન્ને સ્ત્રીઓ ઝઘડા કરે અને કલેશ થાય, તે જોઇ શેઠને તો ઘણું માઠું લાગતું. સુખનું સાધન માન્યું હતું, તે હવે તો દુઃખનુ બારૂ ઉઘડયુ ભાસવા લાગ્યું. તેથી તેને મનમા ઘણો સંતાપ થવા લાગ્યો. નીતિશાસ્ત્ર બે સ્ત્રીના પતિને મહાદુખીયો માન્યો છે ને કહ્યુ છે કેઃ—

દોહરો—બહુ વણઝીયા, બહુ બેટીયાં દો નારીકો ભરથાર,
ઉનકું કોઇ મત મારજો, ઉને માર છોડયા કીરતાર. ૧

મતલબ કે બહુ ઘરબાર, વેપારવણજ, દીકરીઓ અને બે બાયડીઓવાળાને નિરાંત યા સુખચેન હોયજ નહિ, તેમને તો ઘણાજ દુઃખીયા સમજવા. આપણા અપત્ય-સુખાભિલાષી શેઠ પણ બે સ્ત્રીના પતિ તો બન્યા હતા, પણ તેથી હવે તેના સંતાપનો પાર રહ્યો નહોતો. બન્ને સ્ત્રીઓ રોજ લડે તેથી થતા કલેશથી કંટાળી આખરે બન્નેને જુદા કરી, એકને હેઠે અને બીજીને ઉપર એમ જુદાં રસોડા કરી આપ્યા. પોતાને માટે પણ વારા નિમાયા, એટલે એક દિવસ નવીને ઘેર જમવાનું તો બીજે દિવસે જુનીને ઘેર જમવા સુવાનું, એમ વારા ફરતી રહેવા ખાવાનું રાખી, બન્નેને બનતી કોશીશે સંતોષ આપવાનો માર્ગ કરી આપ્યો. તો પણ ઇર્ષાગ્નિ હોય તે કદી ઉપશાતપણાને પામતો નથી, એટલે અગ્નિમા જેમ કાયમ ઉષ્ણતા રહેલી છે, તેમ ઇર્ષાળુ અને અદેખાની આંખમાં પણ કાયમ અગ્નિજ રહેલો છે, તે ઘણોજ આકરો હોય છે તેથી કદી તે એકદમ શાંત થતો નથી. તેમ શોક્યનુ દુઃખ પણ અગ્નિની ઝાળ તુલ્ય હોય છે, તેઓ એક બીજાનું સુખ દેખી શકતીજ નથી, અણસમજુ મૂર્ખ શોક્યો તો એક બીજાનું સુખ જોઇનેજ જવાસાની પેઠે અદેખાઇથી સદા સર્વદા બળી મરે છે.

પછી શેઠના પુણ્યજોગે નવીને એક દીકરો થયો, જેની હમેશાં રાતદહાડો ઝખના કરતો હતો, તે અપત્યસુખની આશા અંતે ફળીભૂત થઈ હવે તો તેના હર્ષનો પાર રહ્યો નહિ. પુત્રના જન્મ સમયે શેઠે ઘણું દ્રવ્ય ખરચી પુત્રજન્મ-મહોત્સવનો લ્હાવો લીધો, નવીનું માન વધ્યું તેને વધુ ને વધુ ચાહવા લાગ્યા, પુત્રને જોઇ શેઠ ઘણો આનદ પામતા હતા. પણ જુની સ્ત્રીને આ

હર્ષના દિવસો ઘણા ઝેર જેવા લાગવા માંડ્યા. જો કે નવીનું માન વધ્યું, તેથી કાંઈ તેનું પોતાનું માન ઘટી તો નહોતું જ ગયું; પણ અદેખાઈ રાંડ એવી ભુંડી ડાકણી છે કે તે જેને વળગે છે તેનું સત્યાનાશ વાળી નાખે છે. આ અદેખાઈએજ ઉભય લોકમા આત્માનું હિત બગાડ્યુ છે. તે વિષે કહ્યું છે કેઃ—મનહરછંદ

ગાજે જ્યાં ગગન ઘન, જવાસો સુકાઇ જાય,
તરૂવર તો તમામ ફાલીને ફેલાય છે;
સૂરજની શોભા દેખી, સર્વને સંતોષ થાય,
ઘુડ તો ઘલાઇ ખુણે, ઘણો ગભરાય છે,
અદેખાને ઉપદ્રવ, કરે નહિ કોઈ તોય,
અદેખાનું શરીર, સ્વભાવથી સુકાય છે;
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ,
જેમ ફોસફરસ, સ્વભાવે બળી જાય છે. ૧

તેવી રીતે આ જુનીનું શરીર પણ સુકાતું જતું હતું. સપત્ની (શોક્ય) નું સુખ તેનાથી જોઈ શકાતુંજ નહોતું, તે તો રાત દહાડો મનમાં તેના પ્રત્યે અદેખાઈ કર્યાં કરતી હતી. તેનું ભુંડું થવાનો લાગ તે સદા તપાસ્યા કરતી હતી. કહ્યું છે કેઃ—જવાસા વિષે વસંતતિલકા છંદ.

લીલી કરી અવની મંગળ મેઘરાજે,
તાજાં બધાં તરૂવરો વનમાં બીરાજે;
પુરા પડ્યા નીરખ સર્વ પાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
આનંદ સર્વ વનમાં જનમાં જણાય,
પાણી વડે પરમ પોષણ નિત્ય થાય;
જોને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
ઈર્ષા તુને અરર! અંતરમાં શું આવે?
જીવાડનાર જળ તે તુજને ન ભાવે;
શું કોઈના કૃપણ હાય પડ્યા નિસાસા?
શાને સુકાય અમથો અમથો જવાસા!
શું શોષનાર તુજને ક્ષયરોગ પેઠો,
વરસાદમાં કેમ અરે નહિ થાય મોટો!

જોને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા ?

પછી એક વખત એવું બન્યું કે નવીના પુત્રને શરીરે કાંઈ ગરમી થઈ આવી. તેથી તે છોકરો રાડેરાડ પાડી રોવા લાગ્યો, આથી તેની માતા બિચારી ઘણું મુંઝાણી, ઘરગથુ કેટલીક દવા કરી પણ તેથી શાંતિ થઈ નહિ, ત્યારે પોતાની શોક્ય જે જુની હતી, તેને ઘણાં વર્ષ થયાં હતાં; તેથી તેમને અનુભવ સારો હશે એમ ધારી મોટાં ગણી દવાનું પુછવા ગઈ. પેલી ઇર્ષાની પુતળી દુષ્ટાને તો પોતાનું વેર વાળવાનો આ પ્રસંગ સારો જડી આવ્યો તેથી તે ઇર્ષાળુ પાપણીએ તો લાગ આવતાં બિચારી ભોળી ભામિનીને એવી દવા બતાવી, કે બાઈ, આ છોકરાને શરીરે શરદી બહુ થઈ ગઈ છે, માટે તેને ખુબ ઉનો ઉનો રોટલો માથા ઉપર મુકી માથું મજબુત બાંધી દે, આ ઉપચારથી તારા પુત્રને સારૂં થઈ જશે. આ ઉલટો ઉપાય બતાવતા તે ઇર્ષાળુ રંડાને એટલો પણ વિચાર ન આવ્યો, કે આથી તો મારા પતિનોજ વંશોચ્છેદ થાય છે. પણ ઇર્ષાથી બળેલ ઝેરીલાં જે ન કરે તે થોડું. આ ઉપચાર સાંભળી પેલી ભોળી સ્ત્રીએ તો ઘેર જઈ એકદમ રોટલો બનાવી ઉનો ને ઉનો તુર્તજ પારણામાં પોઢેલા બિચારા નિર્દોષ સુકુમાર લઘુ બાળકના કુમળા માથા ઉપર મૂકી દીધો, અને ઉપર મજબુત કપડું વીંટી પાટો બાધી દીધો. આથી તો તે બાળક બિચારૂં એકદમ જબરી ચીસ પાડી સ્વલ્પ સમયમાંજ ગતપ્રાણ થઈ ગયું. થોડીવાર થઈ એટલે તે કાંઈ પણ રોતો ન હોવાથી તેની માતાએ જાણ્યું કે જરૂર મારી બેને (શોક્યે) બતાવેલું ઔષધ લાગુ પડયું લાગે છે, માટેજ રોતો નથી. પછી થોડીવારે તેનો પતિ આવ્યો, અને તેણે જોયું તો પુત્ર તો મરણ પામી ગયો છે. બન્નેને આ ખબર પડતા જ એકદમ તેઓ છાતી માથું કુટી રોવાકકળવા લાગ્યાં તપાસ કરતાં અંતે પેલી પાપણીનો દોષ પ્રગટ થયો, તેથી તેને ઘણોજ ફીટકાર મળ્યો. તે અભાગણીને આવું નિર્દય કાર્ય કરતાં જરા પણ ડર ન લાગ્યો, પોતાનું ઘરજ પાપણીએ ખોયું.• ઇર્ષારાક્ષસીને વશ પડેલીને દયા ક્યાથી આવે ? ધિક્કાર છે આવી ઇર્ષાળુ નિર્દય સ્ત્રીઓને.

હે શ્રીકૃષ્ણ ! કર્મની ગતિ અતિ વિચિત્ર છે, પ્રાણી અજ્ઞાનને વશ પડી એવા એવા તો અનર્થો ઉપજાવે છે, કે તે પાછું વાળીને જોતાં પણ નથી, વિચાર સરખોએ કરતા નથી, કે કરેલા કર્મનો બદલો તો મારે પરલોકમાં અવશ્ય દેવો પડે છે. તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

एवं पया पेच इहं च लोए कडाण कम्माण न मोक्खु अत्थि ॥

અર્થાત્—કરેલાં કર્મ ભોગવ્યા વિના છુટકો થતોજ નથી. કૃત કર્મનો બદલો દીધા વગર અવશ્ય ચાલતું નથી. આ વિષે એક મુસલમાન કવિએ કહ્યું છે કેઃ—

હિંદુ હો મુસલમીન બદલા, લેવેગા ખરા,
બદલા લેવેગા ખરા, નહિ કર્મ ભુલેગા જરા;
હિંદુ હો મુસલમિન બદલા લેવેગા ખરા.
ધંધેમેંસે ધ્યાન તેરે પૈસેમેં પ્રીત લગી,
જીસ્મે ખુદા રાજી તેરે, તિસમે કુછ પાયા નહિ;
સુન એ નાદાન બંદા સુન એ હેવાન બંદા સબકું રિઝાયા નહિ

અર્થાત્—હિંદુ હો કે મુસલમાન હો, પણ અવશ્ય કૃત કર્મનો બદલો દરેક પ્રાણી માત્રને જરૂરાજરૂર દેવોજ પડે છે.

આ જગતમાં કેટલાએક જનો અણસમજણથી એમ માને છે કે પ્રભુજ સુખ દુઃખ સૌને આપે છે. પણ તે સર્વે ખોટું છે. પોતાનો આત્માજ સુખનો ને દુઃખનો કર્તા છે. પરમેશ્વર કાંઇ જગતકર્તા નથી તેમ જીવોને સુખ દુઃખ કાંઇ દેતાજ નથી. તેના ઉપર પ્રસંગ જાણી અત્રે તે વિષે એક સંવાદ લખીએ છીએ.

## (૧૦૯) પરમેશ્વર જગતનો કર્તા નથી તે ઉપર બે મિત્રનો સંવાદ.

જીનદાસ—અહો મિત્ર નરસિંહરાય! તમે બી. એ. ની પરીક્ષા આપીને મુંબઇથી ક્યારે આવ્યા? ભાઈ તમે ખુશીમાં તો ખરા કે?

નૃસિંહરાય—મ્હારા પરમ પ્રિય મિત્ર, જીનદાસ! હું ગઇ કાલે બપોરની ટ્રેનમાં આવ્યો છું.

જીનદાસ—બી. એ. ના પેપર્સ કેવાક હતા?

નૃસિંહરાય—અગાઉથી શી રીતે કહી શકાય? તમારી બુદ્ધિ તિવ્ર છે તેને લઇને તમે પહેલીજ વખતે બી. એ. માં પાસ થયા, પણ હું આ ત્રીજી વખત જઈ આવ્યો પણ ધાર્યું પાર પડતું નથી એટલે શું કહું?

જીનદાસ—તમારે માટે પણ મને ખેદ થાય છે પરંતુ આ વખતે તમે સારી રીતે લખી શક્યા છો કે નહિ તે તમો કહી શકશો?

 જે ખરચે આવક વિના, તે ધન ખુટી જાય; 
ટાંકું ખુટે પણ જુઓ, કુવા અખુટ દેખાય. ૩૧૦

નૃસિંહરાય—હા, મને તો ઠીક લાગે છે પણ એમાં આપણું કાંઇ કામ લાગતું નથી ઇશ્વરેચ્છા હોય એમજ ખરેખર આ જગતમાં સર્વે થાય છે.

જીનદાસ—તમે ઇશ્વરને શા માટે દોષ દ્યો છે। ? તમારી પોતાનીજ અમુક ખામીઓ હોય એમાં ઇશ્વર શું કરે ? ઇશ્વર કાંઇ કરતા નથી.

નૃસિંહરાય—અરે જીનદાસ ! તમે નાસ્તિક લાગો છે।. ઇશ્વર કાંઈ કરતા નથી. એમ શી રીતે કહેવાય ? એની મરજી વિના આપણે કાંઇ પણ કરી શકતા નથી.

જીનદાસ—મિત્ર ! તમે નાસ્તિકની વ્યાખ્યા કહેશો ને સમજાવશો ?

નૃસિંહરાય—હા, ઇશ્વર જગતના કર્તા છે, એમ ન માને તે નાસ્તિક કહેવાય છે.

જીનદાસ—ત્યારે તમો ભુલો છે।. નાસ્તિક એટલે આસ્તા વગરનો એટલોજ અર્થ થાય છે પરંતુ તેમાં સવાલ એટલોજ છે કે આસ્તા શાની રાખવી જોઇએ ?

નૃસિંહરાય—આસ્તા ? આસ્તા તો ખરેખર ઇશ્વરની રાખવી. બીજા કોની ?

જીનદાસ—હા તે બરોબર, પણ તમે ઇશ્વર કોને કહો છે। વારૂ ?

નૃસિંહરાય—સૃષ્ટિના સૃજનાર ને સર્વને સુખ દુઃખ દેનાર તે ઇશ્વર.

જીનદાસ—જગતના કર્તા કોઇ નથી એમ હું કહું છું તેનું તો નિરાકરણ કરો તે પહેલાં જગતના કર્તા તે ઇશ્વર એમ શી રીતે કહી શકેશો ?

નૃસિંહરાય—જગતનો કોઈ કર્તાજ નથી એમ જો તમો કહેવા માગતા હો તો હું કહી શકીશ કે તમને બીલકુલ અક્કલજ નથી કેમકે જો સૃષ્ટિનો રચનાર કોઈ ન હોય તો આવડી બધી વિશાળ સૃષ્ટિ, પ્રાણી, પદાર્થો એ સર્વ ક્યાંથી આવ્યા ? અને પ્રાણીઓ શુભાશુભ કર્મો કરે છે, તેમને શુભાશુભ ફળ કોણ આપે છે ? જેવી રીતે આ દુનિયામાં હાટ, હવેલી, ઘાટ, ઘરેણાં, લુગડાં, પેટી, પટારા, ટેબલ, ખુરશી વગેરે કોઈ ચીજ કારીગર કે કર્તા વિના બનતી નથી તેમજ આ જગતનો કોઈબી કર્તા જરૂર હોવોજ જોઇએ. જો એમ ન હોય તો જગતમાં અધર્મ વધી જાય ને કોઇ પણ પ્રાણીને અશુભ કર્મ કરતાં ભય ઉપજેજ નહિ.

વળી તમે આ મૃત્યુ લોકમાં જુવો કે નાના સરખા રાજ્યો પણ

ન્યાયાધીશ કે કારભારી વગર ચાલે છે ? નહિજ. તો પછી આવડી વિશાળ પૃથ્વીનું રાજ્ય કોઈ પણ સર્વોપરી સત્તા વિના શી રીતે ચાલે ? માટે પ્રભુ કર્તા છે.

જીનદાસ—મિત્ર ! તમારી દલીલ બરાબર છે, અલબત્ત કોઈ સર્વોપરી સત્તા માટે અવશ્ય જરૂરત હોવીજ જોઇએ એમાં કાંઇ મને શક નથી, પણ !

નૃસિંહરાય—બસ ત્યારે એવી સર્વોપરી સત્તાવાળી જે વ્યક્તિ તેને અમે પરમેશ્વર માનીએ છીએ. માટે માનો કે પરમેશ્વરજ જગતના કર્તા છે.

જીનદાસ—મિત્ર ! જરા ધીરજ રાખો. તમારી માન્યતાનો સૂક્ષ્મ જ્ઞાનદષ્ટિથી વિચાર કરો. કોઈ પણ ચીજ કર્તા વિના ન બની શકે. એક બાળકથી વૃદ્ધ સુધીના સામાન્ય માણસોને પ્રથમજ ઉત્પન્ન થાય એવોજ આ વિચાર છે પરંતુ તમે તે વિચારને ત્યાંજ ગોંધી રાખો છો, આગળ તર્કશક્તિનો ઉપયોગ કરવાની તકલીફ લેતા નથી. તમો એક સિદ્ધાંત સ્થાપિત કરો છો કે કર્તા વિના કાંઇ બનતું નથી તો કહો કે જે વ્યક્તિને તમો સર્વોપરી સત્તા યાને જગતકર્તા માનો છો તે વ્યક્તિ પોતે ક્યાંથી આવી છે ને કોના બનાવવાથી ઉત્પન્ન થઈ છે વારૂ !

નૃસિંહરાય—અરે ભાઇ જીનદાસ ! એ તમો શું બોલો છો ! તમે પરમાત્મા-તમને પેદા કરનાર સામેજ ખરેખરી રીતે તુમુલ યુદ્ધ કરવા માગો છો.

જીનદાસ—વ્હાલા મિત્ર ! તમે એવું ધારશો નહિ. કોઇના કહેવા ઉપરથી કે રૂઢી પરંપરાથી કોઇપણ માન્યતાને અંગીકાર કરવી એ ડહાપણ નથી. પુરેપુરો વિચાર કરીને પછીજ કોઇપણ નિશ્ચય ઉપર આવવુ જોઇએ. તમારી સાથે ચર્ચામાં ઉતરવામાં મારો હેતુ વાદવિવાદ કરવાનો નથી પણ તમે અથવા હું કોઇના ભરમાવવાથી અવળે રસ્તે દોરાઇ ગયા હોઇએ તો તેથી આપણને સવળો માર્ગ સુઝે એટલા માટે આ વિવેચન કરવાની જરૂર છે. કાંઇ પણ સંશય મનમાં પેદા કરવો તેના કરતાં તેનું યોગ્ય પાત્ર પાસે નિરાકરણ કરવું એજ ઉત્તમ છે.

નૃસિંહરાય—ઠીક ભાઈ, જગતના કર્તા કોઈ નથી એમ તમોને હિંમત હોય તો સાબીત કરી આપો કે પરમેશ્વર જગતના કર્તા નથી.

જીનદાસ—એ વિષે હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. પરંતુ મારા

બોલવાનો પુરો વિચાર કર્યો વગર કે મારી દલીલ વ્યાજબી લાગ્યા વગર તમારે તેને અંગીકાર કરવી નહિ તેમજ મારા વિચારો તમને સર્વાંશે યોગ્ય લાગે તો તેનો સ્વીકાર કરવા લેશમાત્ર વિલંબ કરવો નહિ એમ તમે નિશ્ચય કરો.

નૃસિંહરાય—ભલે મ્હારા વ્હાલા મિત્ર, મારે દુરાગ્રહ કરવાનું કાંઈ કારણ નથી. મારૂં તે સાચું એમ નહિ પણ સાચું તે મારૂં એ સૂત્રનો હું પૂજારી છું, કેમકે દુરાગ્રહ રાખવો એ મૂર્ખતા છે. દુરાગ્રહથી કોઈ વાતની સિદ્ધિ થતીજ નથી.

જીનદાસ—તમારા નિષ્પક્ષપાત વિચાર જોઈ મને સંતોષ અને હર્ષ થાય છે, હવે વિચાર કરો કે આ સૃષ્ટિનો કોઈપણ કર્તા છે એવી તમે કલ્પના કરો છો તો પણ વિશ્વ નહિ તો વિશ્વનો રચનાર પોતેપોતાની મેળે થયો છે અથવા અનાદિ છે એટલે એને કોઈ બનાવનાર નથી એમ કહ્યા વગર તમને ચાલશે નહિ અને તમે માનો છો પણ એમજ; એટલે છેવટ કંઇકને કંઇક પણ અનાદિ છે, એવું તો તમારે કહેવું પડશે અને એથી કરીને કર્તા વિના કાંઇ બની શકતું નથી. એ તમારો સિદ્ધાંત ખરેખર સાવ ખોટો પડે છે.

નૃસિંહરાય—એ સિદ્ધાંત તમે ખોટો ભલે ગણો પણ ઇશ્વરને કોઈ બનાવનાર હોય જ નહિ, એ સર્વને બનાવે છે પછી એને કોણ બનાવે વારૂ ?

જીનદાસ—તમે હવે આડી વાતે ન ઉતરો, મારૂં પણ એજ કહેવાનું છે, તમારી જ દલીલથી તમારો સિદ્ધાંત ખોટો ઠરે છે,

નૃસિંહરાય—નહિ નહિ, એમ નથી. ઇશ્વર કરે તેજ થાય છે, તેનો હું તાજો બનેલો દાખલો આપુ તે સાંભળો. કાઠીઆવાડના એક ગામમાં થોડા માસ પહેલાં એવું બન્યું હતું કે એક વિદ્યાર્થી કે જે બહુચરાજી માતાનો ચુસ્ત ભક્ત હતો, તેનો પરીક્ષાનો સમય નજીક આવ્યો તે વખતેજ તેને બહુચરાજી જવાનો પણ પ્રસંગ આવી લાગ્યો. બહુચરાજીની યાત્રા ન કરવી એ તેનાથી સહન થાય તેમ ન હતું તેમજ પરીક્ષામાં ન બેસાય તો એક વર્ષ નકામું (બરબાદ) ન જાય. આવી સ્થિતિ છતાં જે થવાનું હશે તે થશે એમ વિચારી બહુચરાજી ગયો. પાછળથી પરીક્ષક પરીક્ષા લેવા આવ્યો. ત્યારે બહુચરાજી માતાએ એ વિદ્યાર્થીનું રૂપ ધરી તેની વતી પરીક્ષા આપી અને એ વિદ્યાર્થીએ, બહુચરાજી ગયેલ છતાં પરીક્ષા પસાર કરી. તે પાછો

વળ્યો ત્યારે ટ્રેનમા પરીક્ષક સાથે મેળાપ થયો, પરીક્ષકને સર્વે હકીકતનો ખુલાસો થતાં બન્ને આશ્ચર્ય પામ્યા. કહો કે કોઇપણુ જગતકર્તા ન હોય તો આમ શી રીતે બને વારૂ ?

જીનદાસ—તમે કહો છો એ વાત મેં પણુ સાંભળી છે તે ખરી છે કે ખોટી તે આપણે પ્રત્યક્ષ જોયેલ નહિ હોવાથી કહી શકતા નથી પરંતુ દલીલ ખાતર ખરી માનીએ તો પણુ એવો બનાવ બનવો અસંભવિત નથી. તેમ એ બનાવ પ્રભુના પ્રતાપથી બને એમ માનવાને કારણુ નથી, કારણુ કે તમારોજ દાખલો કહી આપે છે કે બહુચરાજીમાતા પ્રસન્ન થયા તેને લઇને એ બનાવ બન્યો એટલે પરમેશ્વરે નહિ પણુ એક દેવીએ પોતાનો પ્રતાપ–શક્તિ બતાવેલી કહેવાય. દેવી એ પરમેશ્વર કે પ્રભુનો અંશ પણુ નથી જેમ કોઇ કીડી હાથીને જુએ તો તેનું કદ તેનાથી અસંખ્યગણું જોઇ તે હાથીનેજ સર્વોપરી સત્તા માની બેસે અથવા તેનાથી કોઇ મોટું અગર વધારે શક્તિવાન નહિજ હોય એમજ ધારે, કેમકે તેને તેનું શરીર અને શક્તિ ઘણી અજબ લાગે. એજ રીતે આપણે દેવ દેવીઓ કે માત્ર આપણાથી વધારે શક્તિવાળા વધારે સુખી પ્રાણી છે તેને આપણે પરમેશ્વર માની બેસીએ તો એના જેવી બીજી કોઇ ગંભીર ભુલ ગણાય નહિ.

વળી દેવ દેવી ખરે આપણાથી વધુ આયુષ્યવાળા ને સુખી હોય છે પરંતુ અવિનાશી નથી. આપણે પુણ્ય ઓછું કરેલ હોય છે તેથી માણુસ થયા છીએ ને દેવ દેવીએ વધારે પુણ્યદાન કર્યું હોવાથી તેઓ આપણાથી ઉચ્ચતર ભવ પ્રાપ્ત કરી શકયા છે પરંતુ આપણામાં ને દેવમાં બીજો કાંઇ તફાવત નથી. તેઓ પણુ આપણીજ પેઠે કર્મ રજથી મલીન છે તેથી તેઓ આપણી કાંઇપણુ આત્મિક સિદ્ધિ કરવા સમર્થ નથી. તે દેવ દેવીઓ તો શું પણુ જેને તમે જગતકર્તા કહો છો (ધારો કે) તે અથવા કોઇપણુ સર્વોપરી સત્તા આપણુને સુખદુઃખ આપવા કે આપણા આત્માની સિદ્ધિ કરવા જરાય સમર્થ નથી.

નૃસિંહરાય—તમારી બીજી બધી વાત ઠીક છે, પણુ એટલું તો ખરૂંજ છે કે પરમેશ્વર સર્વ શક્તિમાન છે ને સર્વ સુખદુઃખ આપનાર તેજ છે,

જીનદાસ—વહાલા મિત્ર ! એ તમારૂ માનવુ ભુલ ભરેલું છે કેમકે ઇશ્વરે કોઇને શા માટે સુખદુઃખ આપવુ જોઇએ. તે તો કહો વારૂ ?

નૃસિંહરાય—તમારી વાત પાયા વિનાની છે, કેમકે કોઇ પ્રાણી પાપ

કરે તો તેને ન્યાયની દૃષ્ટિએ સાક્ષી કરવોજ જોઈએ અને તેમાં કાંઈ અયોગ્ય કહેવાય નહિ.

**જીનદાસ**—તમો દલીલસર વિવેચન વગર સમજી શકશો નહિ. તમારો કહેવાનો હેતુ એવો છે કે આપણા શુભાશુભ કર્મો અનુસાર પરમેશ્વર આપણુને શુભાશુભ ફળ આપે છે. પ્રથમ તમે કહ્યું છે કે ઇશ્વર સર્વ શક્તિમાન છે, અને પરિણામે આપણને જે જે સુખસંપત, શક્તિ વગેરે મળેલું છે તે પરમેશ્વરે જ આપેલું છે એમ તમે માનો છો. જ્યારે પરમેશ્વર આ જગતના કર્તા છે, ત્યારે તેમણે આ સૃષ્ટિ જે વખતે રચી તે વખતે જુદા જુદા પ્રાણી પેદા કર્યા અને અમુકને રાજા, રંક, શેઠ, નોકર, હિંદુ, મુસલમાન, જૈન વગેરે હલકી અને અમુકને ઉંચી પંક્તિએ મુક્યા તે સાથેજ દરેક પ્રાણીને અમુક શક્તિઓ બક્ષીસ કરી તેમાં શુભાશુભ કર્મ કરવાની શક્તિ પણ આપેલી હોવી જોઇએ કેમકે ઇશ્વરે તેવી શક્તિ આપ્યા વગર આપણે શુભાશુભ કર્મ કરીએ જ નહિ. કેમ નરસિંહરાય, એટલું તો તમો કબુલ કરી શકશો કે નહિ?

**નૃસિંહરાય**—હા, માત્ર એ વાત ખરી છે કેમકે આપણી પાસે જે કાંઇ છે તે સર્વ પરમેશ્વરે આપ્યું છે. તેમ તો મને જરૂર મનમાં લાગે છે.

**જીનદાસ**—હવે કહે કે જો આપણને પ્રભુએ માત્ર શુભ કરવાની જ શક્તિ આપી હોત તો આપણે કદાપી અશુભ કર્મ કરી શકત?

**નૃસિંહ**—નહિજ. **જીનદાસ**—જો અશુભ કર્મ ન કરી શકીએ તો પછી દુઃખજ શા માટે વેઠવું પડે? કદાપિ નહિ. પરંતુ ઇશ્વરે આપણને શુભની સાથે અશુભ કરવાની શક્તિ પણ આપી છે તેથી જ આપણે અશુભ કર્મો કરવા પ્રેરાઇએ છીએ ને પરિણામે પ્રભુ આપણને શિક્ષા કરે છે.

**જીનદાસ**-પણ વિચાર કરો કે કોઇ બાળકને તેનો પિતા એક તલવાર આપે ને તે બાળક તે તલવાર કોઇને મારીને ઘાત કરે એટલે પિતા એ બાળકને શિક્ષા કરે તો શું વ્યાજબી ગણાશે? તલવાર જો બાળકના હાથમાં ન આપી હોત તો તે કોઇને મારત નહિજ પરંતુ પ્રથમ અશુભ કરવાની શક્તિ, કૃત્ય કરનારને શિક્ષાએ પહોંચાડવાની નિર્દયતા કરવા કરતાં માત્ર શુભ કરવાની જ શક્તિ આપવી જોઇએ કે સર્વ પ્રાણીઓ શુભ કાર્યમાં જ પ્રવર્તે પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણે વિશ્વાસઘાતનું કામ કરનાર તે કૃપાળુ પરમાત્મા હોઇજ શકે જ નહિ એ સ્પષ્ટ જણાઇ આવશે. પ્રભુ એ કાંઇ

નાટકકાર કે જેમ અણુસમજુ બાળકો કુવામાંના દેડકાને પથરા મારી ગમત માને છે તેમ પ્રાણીઓને દુઃખ આપી આનંદ માનનાર વ્યક્તિ નથી અર્થાત્ આ જગતનો કોઈ કર્તા છેજ નહિ. સાયન્સથી તથા બીજા સાધનોથી કેટલાક અમેરિકન તેમજ બીજા વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે તે પ્રમાણે વિશ્વ અનાદિ છે. આપણને સુખદુઃખ દેનાર માત્ર આપણાં કર્મોજ છે. આત્મા પોતેજ પોતાના સુખદુઃખનો કર્તાહર્તા છે એમ તમારે ચોક્કસ જાણવું અને તે દૃષ્ટાંતની આસ્તા રાખે તે આસ્તિક કહેવાય.

નૃસિંહરાય—મારા પરમ પ્રિય મિત્ર જીનદાસજી, આપે આજે મારે માટે જે શ્રમ લઈ મને આ વિશ્વનું સ્વરૂપ ટુંકામા સમજાવ્યું તે માટે હું આપનો અત્યંત આભારી થયો છું અને આજથી મારી માન્યતા તજી દઉં છું

જીનદાસ—મહારા પ્રિય મિત્ર નૃસિંહરાય! એમાં મેં આપના ઉપર કાંઈ ઉપકાર કર્યો નથી. માત્ર મારી ફરજ બજાવી છે અને હજુ પણ આ વિષય પરત્વે ઘણું કહેવાનું રહી જાય છે. પરંતુ હવે બહુ વખત વ્યતિત થઈ ગએલ છે વધારે વખત આપને તસ્દી આપવા ઈચ્છતો નથી. આપનો અવિનય કર્યો હોય તો ક્ષમા ચાહું છું કે ઇશ્વરેચ્છા હોય એમ થાય એ વાક્યને હવે રૂખસત (દૂર) કરશો અને ઉદ્યમીને કશું અશક્ય નથી એ અમુલ્ય વચનામૃતનં પાન કરીને બરાબર મહેનત કરો એટલે તમે આ વર્ષે બી. એ. ની એક્ઝામીનેશન જરૂર પસાર કરી શકશો. અસ્તુ !!! ઓમ્ શાંતિ, શાંતિ.

(પછી જયજીનેન્દ્રના નાદ કરી તે બન્ને મિત્રો પોતપોતાને સ્થાને જાય છે.)

દિન છુપે તીથીવાર ઘટે, અરૂ સૂરજ છુપતહે રેનકો છાયો,
ગજરાજ છુપે જબ સિંહકુ દેખત, ચંદ્ર છુપત અમાવાસ્ય આયો;
પાપ છુપે પ્રભુ નામકે જાપસે, કુળ છુપે કપુતકો જાયો,
કવિ ગંગ કહે સુન શાહઅકબર, કર્મ છુપત ન ભભુત લગાયો. ૧

તેવી રીતે તે વખતે તે શેઠની જુની સ્ત્રીએ પોતાનીજ શોક્યના પુત્રને આમ વિના અપરાધે નિર્દયપણે મરાવી, મહાઅનર્થકારી કર્મ ઉપાર્જન કર્યું. શ્રી સર્વજ્ઞપુરૂષો તો સિદ્ધાતસાગરમાં કહી ગયા છે કેઃ 'वैराणु बंधाणी महाभयाणि'

અર્થાત્—વૈરના બાંધવાવાળા મોટા ભયને ભાળે છે. માટે તે શોક્યે

ઈરાદાપૂર્વક મનના દઢ ઘાતકી સંકલ્પ સાથે નિકાચિત કર્મ બાંધ્યું. પછી પેલો બાળક (છોકરો) ત્યાંથી અકાળે મરણ પામી આ જ નગરીમાં તારા લઘુ બંધુનો ઘાતક સોમલ બ્રાહ્મણ થયો અને પેલી સ્ત્રી ત્યાંથી મરણ પામીને આજ નગરીમાં કોઈ પુન્યયોગે તારા લઘુબાંધવ ગજસુકુમાળ થયા. સુપુણ્યના જોગે તેમને સંયમમાર્ગ આવ્યો, અને સોમલ બ્રાહ્મણ તારા બંધુના માથામાં પાળ બાંધી ખેરના અંગારા નાખી ચાલ્યો ગયો. મુનિ સમભાવે બધું સહન કરી સર્વ કર્મ ખપાવી મોક્ષપુરપાટણે પધાર્યા, તમે જેમ રસ્તામાં આવતાં પેલા ડોસાને સહાયતા આપી, તેમ તમારા બંધુ મુનિને ઈષ્ટસિદ્ધિમાં સહાય મળી જવાથી તેને શિઘ્ર કાર્યસિદ્ધિ થઈ ગઈ. અને જન્મ મરણના ફેરા ટળી ગયા. પછી શ્રી કૃષ્ણમહારાજા આ સર્વ વૃત્તાન્ત સાંભળી ઘણાજ ખિન્ન થયા ને સખેદાશ્ચર્ય પણ પામ્યા, પછી શ્રીનેમપ્રભુને વંદન કરી સ્વસ્થાને ગયા.

હે વહાલા વાચકો ! આ દૃષ્ટાતમાંથી તો આપણને ઘણુંજ શીખવાનું, સમજવાનું અને બોધ લેવાનું અવશ્ય મળી આવે છે. મુખ્યે તો પોતાના દોષો સામુ જોવુ. એ અક્ષયપદ પામવાનું પ્રથમ પગથિયું સમજવુ. જેમ શ્રી ગજસુકુમાળ મુનિએ પોતે તદ્દન નિર્દોષ છતાં પોતાનાજ દોષો જોયા અને નિર્વિકારી ને નિર્લેપ રહી અજરામર થયા. આ વિષે કહ્યુ છે કેઃ—

કવિત—ક્ષમા કરો ભરપુર, કર્મ હોવે ચકચુર,
　　ક્ષમા કરી સાચા શુર, ક્ષમા સુખ ભારી હે;
ક્ષમા કીધી હરીકેશી, ક્ષમા કીધી પરદેશી,
　　ક્ષમા કીધી ગજરૂષિ, ખંધક આચારી હે;
ક્ષમા કીધી મેતારજ, મોટા મોટા આચારજ,
　　ઘાણીમાં પીલાણા તોય, ક્ષમા દિલ ધારી હે;
કહે રૂષિ લાલચંદ, ક્ષમા કરો ધન સહી,
　　ક્ષમા ખડગ લઇ કર, રીસકું વીદારી હે.　　૧

વાહ ! ક્ષમા સદ્ગુણ કેવો ઉત્તમ છે ! અવશ્ય ક્ષમાથી તો ઘણાં કઠોર કર્મનો પણ ક્ષય થાય છે. પણ આપણામાં અનાદિ કાળથી પરદોષો નિરીક્ષણ કરવાની કુટેવ પડી હોય છે, પણ પોતામાં હજારો દોષો છે ને હજારો ખામીઓ છે તે તો જરા જોતા નથી. તે વિષે કહ્યુ છે કેઃ—

દુહા—બુરો બુઢો સબકું કહે, પણ બુરા ન દીસે કોઇ;
　　જો ઘટ શોધું મેં માયરો, તો મુજસુ બુરો ન કોઈ. ૧

નિજ અવગુણ નીહાળવા, કરો યત્ન નરનાર,
તો પામો સુખ શાશ્વતાં, સર્વ શાસ્ત્રનો સાર. ૨
પરદોષોને દેખવા, તે સહેલું છે કામ;
કઠણ દોષો નિજ દેખવાથી, પામો સુખ ધામ. ૩
નિજ દોષો ડુંગર સમા, પણ તે નહિ નીરખાય:
પરદોષો લવ લેશ પણ, પ્રેમે પ્રગટ કરાય. ૪
એહ રીતથી જીવ આ, રઝળે ભવ મોઝાર;
પાપપંથને પરિહરો, તો પામો ભવ પાર. ૫

માટે હે મુમુક્ષુ બંધુઓ ! સમભાવથી વર્તી સર્વનું ભલું થાય, તેવાં સત્કાર્યો કરજો, પોતામાના રહેલા હજારો દોષો સામુ જોઈ તેને ટાળવાનો પ્રયત્ન કરજો, તોજ આ દુઃખમય મહાભયંકર ભવસાગર સહેજે તરી અંત લાવી અક્ષય એવી મોક્ષ લક્ષ્મીને મેળવી શકાશે; એમ શ્રી સર્વજ્ઞ પ્રભુનું કહેવું છે. (૮૩)

---

(૮૪)

मनु जन्म ह्यधि गम्य, चिनोति धर्मं नयो कदानूनम् ॥
तस्य नृजन्म निरर्थं । छागल गल गत पयोधरस्यैव ॥ ८४ ॥

અર્થ—જે માણસ મનુષ્ય જન્મ પામીને કોઈ વખતે પણ ધર્મનો સંચય કરતો નથી, તેનું ખરેખર આ જગતમાં જીવવું વૃથા છે. જેમકે બકરીના ગળામાં રહેલા બે આંચળો તેને પોતાને તથા પરને કશા ઉપયોગના નથી, અર્થાત તે આંચળ તેને વૃથા છે; તેમ ધર્મ વિનાના મનુષ્યનો નરજન્મ પણ ખરેખર વૃથા છે. (૮૪)

ભાવાર્થ—આ સંસારમાં ઉત્તમ એવો મોંઘો મનુષ્યભવ મેળવીને જે પુરૂષો પવિત્ર ધર્મનો સંગ્રહ કરતા નથી, તેનો જન્મ વૃથા સમજવો. કારણકે ધર્મ દુર્ગતિમાંથી આપણો ઉદ્ધાર કરનાર છે, વળી ભવાબ્ધિ મહાસાગરમાં ડુબતા જીવને બેટ સમાન અને આધારભૂત છે, મહાભયાનક ભવાટવીમાં ભુલા પડેલા જીવને માર્ગદર્શક એક અમુલ્ય ભોમીયો છે, માટે ધર્મ દરેક મનુષ્યે સપ્રેમે આદરવા જેવો છે. પોતાની પાસે ભલે કદાચ લક્ષધા લક્ષ્મી હોય, તે પણ અંત સમયે ત્રાણ–શરણ થનાર નથી, પોતાના પુત્રો, મિત્રો, કલત્રો

તથા માતાપિતા, ભ્રાતા, અનેક નોકરો, ચાકરો હોય, તે પણ અંત કાળે સહાયભૂત થનાર નથી જીવને અંત સમયે તો એક ધર્મ બેલી અને શરણભૂત છે, અંત સમયની સ્થિતિએ આવી પહોચેલા મનુષ્યની પાસે વીંટાઇ બેઠેલાં નજદીકનાં સગા સંબંધીઓ પણ કહેશે, કે ભાઈ ! પ્રભુ એક સાચો છે, આ જગતનો સર્વ ઠાલો ઠાઠ અસત્ય અને ઠગબાજ છે, માટે ભગવાનને અંતકાળે ભજજો, ધર્મનું શરણુ લેજો, એજ એક સાથે આવનાર છે, બીજી સર્વ સામગ્રી અને માયા તો અહીં જ પડી મુકવી છે, વગેરે ધર્મનાં અનુકુળ વચનો સંભળાવે છે. તેમ ધર્મશાસ્ત્રો પણ ગાજી વજાડીને કહે છે કેઃ–હે જીવો ! તમો બોધ પામો, અને આત્માને સમજાવો ! ધર્મ વિના કોઈ પણ અંતનું સગુ નથી. ધર્મ વિનાનો પુરૂષ છતા પણ તે પશુ તુલ્ય જીંદગી ગુજારે છે. ખાવું પીવું, હરવું ફરવુ, એશઆરામ કરવો એમા કાંઈ જીંદગીની સફળતા કરી ન કહેવાય, પણ કાંઈ પરોપકારી કાર્યો કરી દુઃખી જનોના દુઃખ હરવાં, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વગેરે આત્માના કટ્ટા શત્રુઓને હઠાડવા આ કાયાનગરીમાં એ દુષ્ટ રાક્ષસો બહુ ફાવી ગયા છે, અને મોહરૂપી મદિરા પાઇને આ નિર્મળ આત્માને ઘોર અંધકારમાં ડુબાડી રાખે છે અને અજ્ઞાનમાંજ સદાય રમાડે છે તેને માટે કહ્યુ છે કેઃ—

કવિત—એહી કાયાનગરોમે ચિદાનંદ રાજ કરે,
માયાશી રાની સંગ રંગ હોઇ રહ્યો હે;
ક્રોધ હુવો કોટવાળ, મોહ હુવો ફોજદાર,
લોભ તો વજીર સબે લુટ અનુસર્યો હે;
માન જેસો કાજી જાકે લીનકો ન અદલ માન,
કામ તો બકાની બેશ વાકો આન ગ્રહ્યો હે;
અપની રાજધાનીમેસે, બે ગુન ભુલ ગયો,
જૈસે શુદ્ધ પડી તબ કાલ આય ગ્રહ્યો હે.

મતલબ કે આ કાયાનગરી આવા દુષ્ટ રાક્ષસોથી ઘેરાયેલી છે, તેથી આ પવિત્ર આત્માનુ વાસ્તવ તેજ આચ્છાદિત થઈ ગએલું છે; ધર્મ કરવાનો વખત પણ તેઓ આવવા દેતા નથી. અહાહા ! આ તે આપણી કેવી અજ્ઞાનતા કહેવાય ? કે પવિત્ર ને સારી જોગવાઈ સહ્યા છતા જરા પણ સન્માર્ગપર લક્ષ ચોટતુંજ નથી. જાણે કાયા આ જગતમા અહોનિશ ટકવાની જ ન હોય ! એમ અજ્ઞાની આત્મા માની રહેલ છે. કહ્યું છે કેઃ—ગાયન

આ કાયા બની અલબેલી રામ, ખુબ જગતમાં ખેલી. એ ટેક૦
ગુરૂજી મારા તાપમાં નહિ તપેલી, એતો શિતળ છાયામાં વસેલી
રામ. ખુબ. ૧
ગુરૂજી મારા કષ્ટમાં નહિ કસેલી, એ તો રસબસ રંગે રમેલી
રામ. ખુબ ૨
ગુરૂજી મારા નહિ એ પુરાણિ થએલી—એ તો નિત્ય નિત્ય બની
નવેલી રામ. ખુબ ૩
ગુરૂજી મારા પિંગળ કહે વાત છેલી, એને જળતા જોઇ અકેલી
રામ. ખુબ. ૪

ક્ષણિક ને નશ્વર પદાર્થો છતાં શાશ્વતાં અને અક્ષણિક માની તે માયામાંજ રાચી રહેલ છે, પણ સમજતો નથી કે આ નરકાયારૂપી રૂડું વહાણુ મોટા પુણ્યના ઉદયથીજ મળ્યુ છે, તે ભાંગી ન જાય તેટલા વખતમાં સત્કાર્યો કરી સંસારસાગરને તરી ઝટ આપણે કિનારો મેળવી લેવો જોઇએ. તે વિષે કહ્યું છે કે:—

महता पुण्य पण्येन । क्रीयते कायनौ स्त्वया ॥
पारं दुःखोदधेर्गंतुं । तरया वन्नभिद्यते ॥

અર્થાત્—મોટા પુણ્યે કરી મળેલી આ નરકાયારૂપ નૌકા ભાંગે નહિ, તેટલામાં સત્વર આ દુઃખસાગર તરી જા, તે નાશ થયા પછી કાંઈ બનવાનું નથી. જે મનુષ્યો આવી ઉત્તમ જોગવાઇ મળવા છતાં, કાંઇ પણ આત્મહિત કરતા નથી, તે ખરેખર પશુ જેવાજ મૂઢ સમજવા. કારણ કે ચાર પ્રકારે મનુષ્ય અને પશું તો સરખાંજ છે, પણ ધર્મથીજ વિશેષતા હોઇ તેનું પટાંતર પડે છે, અને ધર્મ કરનાર નર શ્રેષ્ઠ ગણાય છે. ઉપજાતિ વ્રત.

आहार निद्रा भय मैथुनं च । सामान्यमेतत् पशुभिर्नराणाम् ॥
धर्मो हि तेषामधिको विशेषो । धर्मेणहिना पशुभिः समानाः ॥

અર્થાત—ભોજન કરવું, નિદ્રા લેવી, ભય પામવો અને મૈથુન સેવવુ એટલે સંસારવહેવારનાં, ભોગવિલાસના સુખ ભોગવવા. એ ચાર વાનાં તો પશુઓ અને મનુષ્યો બન્નેને સરખાંજ હોય છે પણ મનુષ્યમાં એક ધર્મ વિશેષ હોય તો તે ઉત્તમ ગણાય છે, પણ જો ધર્મ ન હોય તો તે પણ પશુ સમાનજ સમજવો. વળી આખી-જીદગીનો જેટલો વખત ધર્મ ધ્યાનમાં

જાય, તેટલો વખત લેખે લાગવાથી ઉત્તમ સમજવો, અને તેટલાજ દિવસો જીવ્યામાં સાર્થક સમજવા, બાકી બધા નકામા દિવસો જાય છે, તેમજ સમજવું. તેના ઉપર એક ધર્માનુરાગી, ગુણવંત, આસ્તિક સાચા શેઠનું દૃષ્ટાંત કહે છે.

## (૧૧૦) સુવિચારી જ્ઞાનનિષ્ઠ સાધુચરિત સાચા શેઠની સુવાર્તા.

કોઇ એક ગામમા સાચો શેઠ કરીને એક વણિક હતો, તે ગામમાં એક વખત કોઈ સાધુમહાત્મા પધાર્યા, તેને વંદન કરવા માટે શેઠ ધર્મ-સ્થાનકે ગયા, ગુરૂવર્યને હર્ષપૂર્વક વાદી, નમસ્કાર કરી તે સામો બેઠો. શેઠ ધર્મનો ઘણો આસ્તિક હતો, અહર્નિશ દુઃખી, દીન, અનાથ પ્રાણીઓ ઉપર કરૂણા અને દયા રાખતો. દયા, દાન અને દીનતા તથા પરોપકાર અને પરમાર્થ વગેરે ઉત્તમ કાર્યો સહર્ષ કરી પરભવનું ભાતું બાંધવાને ઉજમાળ થતો, સાધુસંતનો પરમભક્ત હતો, હમેશાં વિનયપૂર્વક ભક્તિ કરી સાધુ-સંતોનાં ઉંડા જીગરનો આશિર્વાદરૂપી માઠો મેવો એટલે કૃપાપ્રસાદ મેળવતો હતો; એમ તે સદા ધર્મમાં પોતાનું જીવન ગુજારતો હતો. સાચો શેઠ ધર્મજીજ્ઞાસુ અને સાધુસંતોનો પરમભક્ત હોવાથી ઘણા સાધુઓનાં હૃદયમાં ભક્તિભાવે તે વસી રહ્યો હતો.

આ સાધુ મહાત્મા નવીન હોવાથી કેટલોક ઉપદેશ આપ્યા બાદ સાધુએ સહેજ પુછ્યું:-શ્રાવકજી ! તમારૂં નામ શું છે ? ઉત્તરમાં નમ્રતાથી શેઠે કહ્યું:-કૃપાળુ ગુરૂ ! આ ગરીબ વાણીઆને સાચાશેઠના નામથી લોકો બોલાવે છે, ફરી સાધુએ પુછ્યું, ભાઇ ! તમારે દીકરા કેટલા ? ઉત્તરમાં કહ્યું, સાહેબ, મારે એક દીકરો છે. વળી સાધુએ પુછ્યું, ઘરમાં કાંઈ લક્ષ્મીની જોગવાઈ છે કે ? સુખી છોને ? શેઠે ઉત્તર આપ્યો, મહારાજ ! મારા ઘરમાં દશ હજારની મુઠી છે. ત્યારે વળી સાધુએ પુછ્યું, હે શેઠ ! તમોને કેટલા વર્ષ થયા છે ? શેઠ બોલ્યાઃ-ચાલીસ વર્ષ. આ છેલ્લા ઉત્તરથી કાંઇ શંકા થઇ. ઉપરના દેખવાથી સાઠ વર્ષની અવસ્થા જણાતી હતી, પણ કાંઇક રોગાદિકના કારણથી શરીરે જરતા (વૃદ્ધતા) આવી ગઇ હશે, એમ જાણી વિશેષ કાંઇ બોલ્યા નહિ. પછી થોડીકવાર થઈ એટલે નિશાળેથી છુટેલા કેટલાક છોકરા તે રસ્તેથી નીકળ્યા. ઉપાશ્રય ઉઘાડો હોવાથી ધાર્યું કે આપણા મહારાજ પધાર્યા હશે, માટે પગે લાગતા જઇએ-એમ ધારી અંદર પેઠા, નમ્રતાપૂર્વક વિધિથી મહારાજને વાંદ્યા, એટલે ગુરૂએ પુછ્યું, છોકરાઓ ! તમે કોના

દીકરા ? ત્યારે છોકરાઓએ જણાવ્યું કેઃ—સાહેબ ! અમો ચાર ભાઈઓ છીએ, અને સાચા શેઠ અમારા પિતા છે. આ સાંભળી સાધુજી આશ્ચર્ય પામ્યા, કે શેઠ કહેતા હતા કે મારે તો એક દીકરો છે, એ મારી પાસે જુઠું કેમ બોલ્યો ? માટે આ ઉપરથી તો જણાય છે કે મેં પુછેલા તમામ પ્રશ્નોના ઉત્તરો જરૂર તેણે ખોટા આપ્યા હશે.

છોકરાઓ ગયા પછી કોઈ અન્ય શ્રાવકને પુછી ખાતરી કરી તો જણાયુ કે સાચા શેઠને ચાર દીકરા છે, ઘરમાં ચાલીસ પચાસ હજારની મુડી છે, અને સાઠ વર્ષની અવસ્થા થઈ છે. તેથી તેના ઉપર અભાવ થયો. વાણીઓ તો જુઠો અને મોઢે મીઠો છે, માટે એવા કપટી, જૂઠા અને પ્રપંચીનો વિશ્વાસ ન કરવો.

એવામાં થોડીવારે શેઠે ત્યાં આવી હાથ જોડી વિનયથી કહ્યુઃ—કૃપાળુ ગુરૂ ! હવે વોહોરવાનો વખત થયો છે, તો ગરીબ સેવકનું અહોભાગ્ય છે, કે આપ જેવા કૃપાળુ ગુરૂનાં દર્શન થયાં. આ સર્વ સાંભળી ગુરૂ જરા કોપાયમાન થઈ બોલ્યાઃ—શેઠીયા ! તું તો મહા જુઠો દેખાય છે, તો પછી જુઠા વાણીયાનો વિશ્વાસ શો ? તારે ઘેર વોરવાના મારે પચ્ચખાણ છે, "મોઢે મીઠો અને મનમાં જુઠો, જમદ્વારે જાતો દીઠો." મતલબ કે આવા જુઠાનો જમના દ્વારે જ નિવાસ છે. શું તારી લક્ષ્મી મારે કાંઈ ખાઈ જવી હતી ? શું તારા છોકરાઓને મારે કાંઈ સાધુ બનાવી દેવાના હતા ? કે તું જુઠું બોલ્યો. બોલ વારૂ ! તારે ચાર છોકરાઓ છે છતાં તેં એક કહ્યો ? લક્ષ્મી ઘરમાં પચાસ હજારની છે, છતાં દશ હજારની કેમ કહી ? નામ તો સાચાશેઠ ને બોલી તો જુઠી છે. આ સર્વ સાંભળી શેઠ ગંભીર અને શાંતિથી નમ્રતાપૂર્વક બે હસ્ત જોડી બોલ્યાઃ—કૃપાળુ ગુરૂ ! આપનો રોષ યોગ્ય છે, કારણકે આપના ચિત્તને રોષાકુળ બનાવે, એવો મારો વાણી-વિલાસ આપને ઉપરથી લાગ્યો હશે ખરો, પણ આપ ધીરજપૂર્વક કૃપા કરી તેનો ખુલાસો સાંભળશો, તો જરૂર નિઃસંશય થશો, અને અત્યંત સંતોષ પામી આ ગરીબ સેવક ઉપર અમીદષ્ટિની કૃપાદષ્ટિ કરશો. કૃપાળુ ! આપે પુછ્યુ કે તમારે દીકરા કેટલા ? મેં કહ્યું કે એક છે. જો આપે છોકરા પુછ્યા હોત, તો મારે ચાર કહેવામાં કાંઈ બાધ નહોતો, પણ દીકરો તો મારે એકજ છે. આપ જાણો છો કે "દી વાળે તે દીકરા, અને છો બંધ કરે તે છોકરા." નમ્રતા, વિવેક, સદાચરણ અને કહ્યાગરાપણું, માત-

પિતાની સેવા ભક્તિ વગેરે સદ્‌ગુણોથી જે યુક્ત હોય, માતાપિતાનો વિનય કરી સંતોષ આપનારો હોય, તે દીકરો અથવા પુત્ર કહેવાય છે. નીતિશાસ્ત્રમા કહ્યુ છે કેઃ—

શ્લોક—प्रीणातियः सुचरितै पितरं सपुत्रो ।
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ॥

અર્થાત્—જે પિતાને હમેશા સદાચરણો વડે ખુશી કરતો હોય, અને પિતાની બહુ માનપૂર્વક ભક્તિ કરતો હોય તથા શાંતિ પમાડતો હોય તેજ પુત્ર કહેવાય. તેને માટે લોકમાં પણ સામાન્ય રીતે કહેવાય છે કેઃ-

દુહો—દી વાળે તે દીકરા, ધોરી ને ધરા;
કાંતો વણના પુંભડા, કાંતો તલસરા તો ખરા. ૧

તો હે કૃપાળુ ગુરૂ ! મારે એક દીકરો ઉપર કહેલા ગુણવાળો છે, અને બાકીના ત્રણ તો છોકરા છે. વળી પણ તે વિષે કહ્યુ છે કેઃ—

દુહો—છો બંધ કરે તે છોકરા, રાંડોને વશ;
કાંતો દંડે રાજવી, કાં ભાઇ સાથ તો ખરા. ૨

ને ત્રણ છોકરાઓ તો મને બહુ પજવે છે, શેર તીખાં હંમેશાં લેવરાવે છે, મારૂ લોહી પીનારા છે, હમેશાં દુઃખના દેનારા છે, સામુ બોલી અપમાન કરનારા છે, અને ચોરી, જુઠ, જુગાર વગેરે કુવ્યસન અને દુરાચારોથી પકડાયલા છે, ભણવામાં પણ ઠોઠ અને મૂઢ છે, ચબાવલા અને આપમતિયા, જક્કી, હોવાથી માસ્તર પણ તેમને હિતશિક્ષા આપી શકે નહિ, અને કદાચ આપે તો પાછળથી એવુ તો અણચિંતવ્યુ દુઃખ માસ્તરને ઉપજાવે, કે માસ્તરને પણ પસ્તાવું પડે, અને મન સાથે પક્કો નિશ્ચય કરે કે હવે પછી આ દુષ્ટોને કદી છેડવા જ નહિ. તે વિષે વળી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

શ્લોક—उपदेशो हि मूर्खाणां । प्रकोपाय न शान्तये ॥
पयःपानं भुजंगानां । केवलं विषवर्धनम् ॥

અર્થાત્—મૂર્ખ માણસને ઉપદેશ દેવો તે તેને ગુસ્સે કરવા માટે છે; પણ શાંતિને માટે થતો નથી. જેમ સર્પને દુધ પાવાથી ઝેર ઉત્પન્ન થાય છે, પણ કદિ અમૃત ઉત્પન્ન થતુ નથી. વળી બીજુ તે છોકરાઓને પંદર વર્ષની અવસ્થા થવા આવી પણ મને તે તરફનો સંતોષ નથી, સદા અવળ-

ચંડા એટલે આપમતિએ જ ચાલનારા છે. મેં તેમને તો મનથી દુર જ કરેલા છે. કારણકે વિદ્વાન પુરૂષોએ કહેલું છે કે બાર જણાને તો એક મોટી ગાસડી બાંધી સમુદ્રમાં નાખી દેવા જોઇએ, તે વિષે ગંગ કવિએ કહ્યું છે કેઃ—

સવૈયા–પુત્ર કુપુત્ર કુલછન નાર, લડાક પડોશી લજાવક સાળો,
ભ્રાત અહેઓ અરૂ લંપટ પ્રોહીત,લોભી હી મિત્ર અતિત ધુતારો.
ચાકર ચોર નિશાનક ઠોર હે, સાહેબ સુમ દિવાન કુઠારો,
કવિ ગંગ કહે સુણ શાહ અકબર ! બારેકું બાંધ સમુદ્રમે ડારો. ૧

અર્થાત્—એ બારે જણાને બાંધીને ઊંડા મહાસાગરમા પધરાવી દેવા જોઇએ. મતલબ કે આ બારે જણાને તો સજ્જન પુરૂષોએ વર્જી દેવા જોઇએ, આમાં તે છોકરા પણ આવી ગયા છે, માટે સાહેબ ! તેમને તો મેં મનથી વર્જેલ છે, મારી ભક્તિ કરનાર, ઘડપણમાં પાળનાર, અને વચનને વશ રહેનાર મારો એકજ પુત્ર છે. આ હેતુથી મેં આપને કહ્યું હતું, કે મારે દીકરો એક છે. કહો સાહેબ ! હું સાચું બોલ્યો કે નહિ ? આ સાભળી સાધુજી બહુ જ સંતોષ પામ્યા, અને હર્ષથી બોલ્યાઃ–શેઠ ! તમારૂં કહેવું રજેરજ બાજબી છે, કુપાત્ર પુત્રો કરતાં પુત્ર ન હોય, તે સારૂં. તે વિષે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

श्लोक—वरमेको गुणी पुत्रो । न च मूर्ख शतान्यपि ॥
एकश्चंद्र तमो हंति । नैव तारा गणोऽपि च ॥
एकेनापि सुवृक्षेण । पुष्पितेन सुगंधिना ।
वासितं तद् वनं सर्वं । सुपुत्रे कुलं यथा ॥

અર્થાત્—ગુણવાન એક જ પુત્ર હોય તે સારો, પણ મૂર્ખ સો પુત્ર હોય તો પણ તે સારા નહિ. દાખલા તરીકે એકજ ચંદ્ર આખા જગતના અંધકારને હણવાને માટે શક્તિમાન છે, પણ સેંકડો તારાથી તિમિર નાશ થતું નથી. વળી જેમ વનમાં સુગંધીદાર પુષ્પોથી સુવાસિત એકજ વૃક્ષ હોય, તો પણ તે આખા ઉપવનને સુગંધમય બનાવે છે. પરમ શીતળતા પમાડી શાંતિ આપનારા છે. તેમ ગુણવાન ઉત્તમ સુપુત્રથી કુળ શોભી નીકળે છે. કહ્યું છે કેઃ—

श्लोक—एकेनापि कुवृक्षेण । कोटरस्थेन वह्निना ॥
नाशितं तद् वन सर्वं । कुपुत्रेण कुलं यथा ॥

 આપે ભુડું આપનું, કોઈ ન ચાહી ચિત્ત; 
સહુ ઇચ્છે સ્વર્ગે જવા, નહિ કો નરક નિમિત્ત. ૩૨૪

અર્થાત્—વળી ગર્ભવતી સ્ત્રીને સીમતના મુહૂર્ત વખતે તેનો દીયર લાત મારે છે તે તેવો જગતમાં વ્યવહાર છે. (સમસ્યામાં) એમ સૂચવે છે કેઃ

દોહરો—વેણુ! ખરે તું ધન્ય છે, જો જન્મ્યો સુજાત;
નહિ તો રૂપ તરૂણનું, ખોયું ત્હેની લાત. ૨

અર્થાત્—જો સુપુત્રને જન્મ આપીશ તો તો તને ધન્ય છે; પણ જો એક આર્યાવર્તના આશાભર્યા તરૂણનું શરીર બરબાદ કરીને તું કુપુત્રને જન્મ આપીશ તો લાતનેજ લાયક થઈશ. તે 'વેણુ' અથવા સીમંતવાળી સ્ત્રીના ખોળામાં સોપારી ભરવામા આવે છે, તે એવી મતલબથી કેઃ—

દોહરો—જોગી રાજા રંક જન, જમી કરીને આહાર;
પુગીની આશા કરે, તેમજ તુજ કુમાર. ૨

અર્થાત્—જોગી ને ભોગી, રાજા ને રંક જમી રહ્યા પછી તૃપ્તિને અર્થે સોપારીની ઇચ્છા કરે છે; તેમજ તારો પુત્ર એવો થજો કે જે સર્વને પ્રિય લાગે, જેની સર્વ ચાહના કરે. વળી તેણીના ખોળામાં એક વાંસ પણ મુકવામા આવે છે જેનો ભાવાર્થ એ છે કેઃ—

દોહરો—ઊંડાં મૂળજ અવનીમાં, વાંસ તણાં છે જેમ;
તે રીતે ત્હારી પ્રજા, વધે હમેશાં ક્ષેમ. ૩

અર્થાત્—જેવી રીતે વાંસનાં મૂળ ઊંડાં હોય છે, તેવી રીતે ઊંડાં મૂળવાળા પુત્રને જન્મ આપજે, જેમ વાંસ જંગલ વચ્ચે પણ ટટ્ટાર ઉભો રહે છે અને કોઈની મદદની દરકાર નથી કરતો અને આગળ વધી શકે એવા પુત્રને તુ જન્મ આપજે. વાસને જેમ કુદરતી પોલીશ—ફ્રેન્ચ પોલીશ કરતાં પણ સુદર હોય છે તેમ તારી સતતી એવી હોવી જોઈએ કે જેને બહારના ભભકાની કાંઇ જરૂર જ ન પડે અને જે સ્વાભાવિક રૂપગુણથી જ હંમેશા સુંદર રીતે ખીલી રહે. વળી તેના ખોળામાં ફળ મુકાય છે, તે એમ બતાવે છે કેઃ—

દોહરો—દાડમ સીતાફળ બહુ, મિષ્ટ કરે જન મુખ;
તેમજ ત્હારી સંતતી, કરજો ઘર ઘર સુખ. ૪

અર્થાત્—જેમ દાડમ અને સીતાફળ વગેરે ફળો ખાનારનાં મ્હોં મીઠાં કરે છે, તેમજ તારી સતતી ઘરોઘર સુખ આપનાર પરમાર્થી થજો. વળી ચોખા પણ ખોળામાં નખાય છે, તે એમ બોધે છે કેઃ—

દોહરો—સારે નરસે કારણે, ચોખા જેમ પવિત્ર;
તેમ તનુજો તાહરાં, સદા રહે શુદ્ધ ચિત્ત. ૫

અર્થાત્—જેમ ચોખા (લૌકિકમાં) સારા તેમજ નરસા પ્રસંગે પવિત્ર ગણાય છે, તેમ તારાં સંતાન સારાં તેમજ દુઃખ વખતે શુદ્ધ ચિત્ત-વાળા રહે એવા થજો. એવા પુત્રો નહિ ઉત્પન્ન થઈ શકે એમ તારૂં મન સાક્ષી પુરતું હોય તો તું પરણવાને લાયકજ નહોતા અને માતા બનવાની તૈયારી કરી તેથી લાતોનેજ લાયક છે. હિંદમાં સ્ત્રીઓને દિયર, નણંદ, સાસુ વગેરે લાતો મારે છે, સતાવે છે, એક પશુ સમાન ગણે છે તેનું કારણ એ કે તેઓ પોતાને તેનેજ લાયક સમજે છે અને તે વ્યવહારમાં તે આનંદ માને છે. વળી સાધુ બોલ્યાઃ ઠીક વારૂ ! ત્યારે તમો લક્ષ્મી માટે જુઠું બોલ્યા ? ત્યારે શેઠે કહ્યું. કૃપાળુ ગુરૂ ! આ રંક સેવકને હાથે દાન પુણ્ય વગેરે સુકૃત ખાતામાં તો રૂપીયા દશ હજાર જ વપરાયેલા છે. ઘરમાં તો ગમે તેટલો કચરો હોય પણ તેથી મારૂં શું વળ્યુ ? જે નાણું શુભખાતામાં પરોપકારાર્થે વપરાયું, તેજ આપણું-એમ શાસ્ત્રકારો કહે છે. માટે સાહેબ, તે હેતુથી મે દશ હજારની મુડી કહી. આ સાંભળી વળી સાધુ બહુ ખુશી થયા અને બોલ્યાઃ-શેઠ ! તમે વાજબી કહ્યુ છે, કારણ કે શાસ્ત્રોમાં તે વિષે કહ્યું છે કે.—શ્લોક ગીતિ.

दानं भोगो नाशस्ति स्रोगतयो भवंति वित्तस्य ।
यो न ददाति न भुक्ते । तस्य तृतीया गतिर्भवति ॥
यद् ददाति दीनादिभ्यो । यच्चाश्नाति दिने दिने ॥
तत्ते वित्त महं मन्ये । शेषं कस्यापि रक्षति ? ॥

અર્થાત્—દાન દેવામાં, તેનો ઉપભોગ કરવામાં, કે પછી તેનો નાશ થવામા એ પ્રમાણે ધનની ગતિ-જવાના રસ્તા ત્રણ પ્રકારના છે, તેમા પહેલો પ્રકાર આત્મહિત કરનાર સર્વોત્તમ છે, બીજો પ્રકાર પિંડપોષક-પ્રમોદક હોવાથી મધ્યમ છે, અને ત્રીજો પ્રકાર ગેરઉપયોગે નાશ થતો હોવાથી કનિષ્ઠ છે. માટે જે લક્ષ્મીનો, દયા, દાન પુણ્ય વગેરે પરોપકાર અને ધર્મ ખાતે સદુપયોગ થાય છે, તેનું નામ જ લક્ષ્મી ગણાય, અને બાકીનો બીજો કચરો છે. શેઠ ! એ તો તમે ડહાપણભર્યો ઉત્તર આપ્યો, પણ શેઠ ! તમારી સાઠ વર્ષની ઉંમર થવા છતાં ચાલીસ કેમ કહ્યાં ? ત્યારે શેઠ બોલ્યાઃ—ગુરૂ મહારાજ ! આ સેવકના વીસ વર્ષ તદ્દન નકામાં ગયા છે, જરા પણ સાધુ-

સંતની સેવાભક્તિ ધર્મધ્યાન વગેરે કાંઇ પણ પરભવના ભાતારૂપ આત્મહિત કર્યું નથી. કેવળ મોજમજાહમાં અજ્ઞાનના અંધારામાં પરપ્રાણીને પીડવામાં અને પાપમાંજ તે વર્ષો વ્યર્થ ગુજારેલાં છે, માટે તે નકામાં સમજવાં, તે વિષે કહ્યું છે કે:–

મનહર છંદ–કુથલીન કામનિમાં, તૃષના ચામ દામનીમાં,
જારી કરી જામનીમાં, ખુબ બેઠા ખાઇને;
બીજાનું બગાડવામાં, દોલત ઉડાવવામાં,
જમવા જમાડવામાં, બેઠા હુળ ધોઇને;
ખાનારા મફતીયામાં, લુંટાયો મળતીયામાં,
ભારના ભરતીયામાં, જાુત્યો જાણી જોઇને;
કદી કંઠ કાપવામાં, કે સુનીતિ સ્થાપવામાં,
એક પૈસો આપવામાં, આવ્યો નહિ કોઇને.

આવી રીતે તદ્દન વિષય ભોગમાં અને અનર્થકારી પ્રસંગોમાં મેં વીસ વર્ષો નકામાંજ ગુમાવ્યાં છે. પછી એકવીસમે વર્ષે આપ જેવા કોઈ સદ્દગુણી સદ્દગુરૂ પધાર્યા, તેમની અમૃત સરખી વાણી સાંભળી હૃદય ઘોર ઉંઘમાંથી જાગ્યું. તે ગુરૂવર્યે એવો તો અદ્દભુત રસ ભર્યો શ્લોક કહ્યો, કે તત્કાળ મારાં હૃદય કપાટ ખુલ્લા કરી દીધા; તે વખતથી જ આત્મહિતના કાર્યોમાં મારો કેટલોક વખત નીકળે છે. તે બોધપ્રદ શ્લોક નીચે પ્રમાણે છે:—

ઉપજાતિ વૃત.

येषां न विद्या न तपो न दानं । ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥
ते मृत्यु लोके भुवि भार भूता । मनुष्य रूपेण मृगाश्चरंति ॥

અર્થાત્—જે મનુષ્યોમાં વિદ્યા, તપ, જ્ઞાન, દાન, શીળ, સદ્દગુણ, અને પવિત્ર ધર્મ એટલાં વાનાં નથી, તે મનુષ્યો ભૂમિને ભારરૂપ છે, અને ખરેખર તે નર નહિ, પણ નર રૂપે મૃગલાંઓ જ ફરે છે. અર્થાત્ તે નર પશુ તુલ્ય છે, એમ નક્કી સમજવું. આ શ્લોક સાંભળી મારાં હૃદયચક્ષુ ઉઘડી જતાં મનમાં આવ્યું કે:–હે દુરાત્મન્! અધમાધમ! ખરેખર તું પોતેજ ખરો નરપશુ છે. કારણ કે ઉપર રહેલા જીંદગીને કીંમતી કરનાર સાત પ્રકારોમાંથી એક પણ પ્રકાર વસાવી તારા હૃદયને તેં ભાગ્યશાળી બનાવેલ નથી, તો તને એકવાર નહિ પણ ત્રણવાર અને વિશેષ કહીએ તો હજારવાર ધિક્કાર છે! હે પરમકૃપાળુ ગુરૂ! તે દિનથી આ રંક સેવક કંઇક

ધર્મસાધના કરવા સહભાગી બનેલ છે, તેથી ત્યાર પછીના ચાલીસ વર્ષજ હું લેખામાં ગણું છું, અને બાકીનાં તો કેવળ શ્વાનપુચ્છની માફક અથવા બકરીના ગળાના આંચળ માફક કેવળ નકામાં છે, તે હેતુથીજ આ રંકસેવકે આપને ચાલીસ વર્ષની ઉંમર કહી.

આ ઉત્તરથી તો સાધુજી બહુજ સંતોષ પામ્યા, અને હર્ષાનંદથી બોલ્યા. વાહ ! શેઠજી વાહ ! ધન્ય છે તમારા નામને, ખરેખર તમે બાહ્ય અને અભ્યંતર એમ બન્ને પ્રકારે ખરે સાચા શેઠજ છો; તમારા આવા જ્ઞાનમય ખરા ઉત્તરોથી હું પરમ સંતોષ પામ્યો છું. ખરેખર ધર્મસેવન વિના દિવસો નકામાં છે, આપણા પરમ પવિત્ર શ્રી વીર પ્રભુએ પણ ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમા અધ્યયનમાં સાફ રીતે કહ્યું છે:-ગાથા.

जाजा वच्चइ रयणी । न सा पडि नियत्तइ ॥
अहम्मं कुण माणस । अफला जंति राइओ ॥
जाजा वच्चइ रयणी । न सा पडिनियत्तइ ॥
धम्मं च कुण माणस । सफला जंति राइओ ॥

અર્થાત્—જેના રાત દિવસો ધર્મમા જાય છે, તેના દિવસોજ ઉત્તમ છે, તેનુંજ જીવતર લેખામા છે. બાકી તો કુતરાં બિલાડાંની માફક જન્મે છે અને મરે છે. માટે હે શેઠ ! તમે તો ઉત્તમ છે, પણ મને તેની ખબર નહિ, તેથી તમારા બોલવા ઉપર મને જરાક ગુસ્સો આવેલો પણ મર્મ સમજતાં હું હવે ઘણોજ ખુશી થયો છુ, અને તમારે ઘેરજ ભીક્ષા લેવાને માટે ચાલો ખુશીથી આવું છું. ઘણું કરી સત્પુરૂષો મન, વચન અને કાયાએ કરી એક હોય છે. તે વિષે કહ્યું છે કે

श्लोक—मनस्येकं वचस्येकं । काममेकं महात्मनाम् ॥
मनस्यन्यद् वचस्यन्यद् । कायमन्यद् दुरात्मनाम् ॥

અર્થાત્—મહાત્મા પુરૂષોની મન, વચન અને કાયામાં એકતા હોય છે, અને દુરાત્મા-દુર્જન મનુષ્યોના મન, વચન અને કાયાના વ્યાપારો જુદા જુદા હોય છે. એમ કહી સાધુ હર્ષપૂર્વક શેઠને ત્યાં ભીક્ષા લેવા ગયા.

આ દૃષ્ટાંત ઉપરથી એવો સિદ્ધાંત નીકળે છે, કે જે મનુષ્યો ઉત્તમો-ત્તમ પવિત્ર માનવજીવન મેળવીને ધર્મધ્યાન કરે છે; તેનું જીવન સફળ છે; ને બીજાઓ આ જગતમાં ભાર રૂપ છે. મોજશોખ અને એશઆરામ કર-

વામાં આ પવિત્ર માનવ ભવરૂપી રત્ન હારી જાય છે, તે જીવનો જન્મ બકરાના ગળામાં રહેલા આંચળોની માફક નકામો છે, માટે હમેશાં પરલોકના હિતને માટે ઉત્તમ ધર્મનો સંચય કરવો, કે જેથી આ ભયંકર અપાર ભવ-સાગરનો પાર ઝટ પામી અક્ષય મોક્ષલક્ષ્મી મેળવી અજરામર થવાય. એજ મનુષ્ય જન્મ પામ્યાની સફળતા છે. તે વિષે વળી ધર્મગ્રંથમાં કહ્યું છે કેઃ-

શ્લોક—धर्मार्थ काम मोक्षाणां । यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव । तस्य जन्म निरर्थकम् ॥

---

(૮૫)

या वद् रमाया रमते मनस्क ।
मानुष्य लोके किल मानुषाणाम् ॥
तावत्सुखाऽजाऽक्षय मोक्षलक्ष्म्या ॥
वृथा यथा पुष्पकथांऽबरेच ॥ ८५ ॥

અર્થ-આ લોકમાં જ્યાં સુધી મનુષ્યોનું મન રમા એટલે લક્ષ્મીમાં રમી રહેલ છે. ત્યાં સુધી અક્ષય એટલે કોઈ કાળમાં જેનો વિનાશ નથી, એવી મોક્ષલક્ષ્મીનાં અપૂર્વ સુખની આશા રાખવી તે તદ્દન વૃથા છે. જેમ કોઇ મનુષ્ય ગગનમંડળમાં પુષ્પ ઉગવાની વાત કહે, તે ખોટી સમજવી; કદી આકાશમાં પુષ્પ ઉગેજ નહિ તેમ ઉપરની બાબત પણ ખોટી જ સમજવી. (૮૫)

ભાવાર્થ-આ લોકમાં ધન એ એવી તો ચમત્કારી ચીજ છે, કે ભલા ભલાના મનને પણ ભુલવણીમા ઉતારી મુકે છે. કહેવત છે કેઃ"ધન દેખી મુનિવર ચળે" અર્થાત-લક્ષ્મી દેખીને મુનિવરો પણ કોઈ વખત લોભાઈ જાય છે. જો કે સર્વથા એવા કઈ મુનિઓ હોતા નથી, પણ સામાન્યપણે એમ કહેવાય છે કે. ધન મુનિવરોને પણ મોહ ઉપજાવે, તો અન્ય જણને માટે કહેવું જ શું ? ધન માટે લોકો દેશ પરદેશમાં ફરે છે, સાચાખોટા ધંધા કરે છે, અનેક પ્રપંચો સેવે છે, મહાસાગરની ભયંકર મુસાફરીઓ કરે છે, ધનને માટે મહા કંજુસને પણ કાકા કહેવા પડે છે, નીચની સેવા કરવી પડે છે, અરે ! પૈસા માટે મનુષ્યોને કદી નહિ કરવા લાયક એવા અનાચાર-અનીતિનાં પગલાં ભરવા પડે છે. મતલબ કે દોલત મનુષ્યોને અંધ બનાવે છે, અને ધર્મની રીતિ પણ બતાવવા દેતી નથી. કહ્યું છે કેઃ-

"પૈસા કલુષતા ઉત્પન્ન કરે છે, જડતા રચાવે છે, ધર્મવૃક્ષ તથા, નીતિ, દયા, ક્ષમાનો નાશ કરે છે, લોભને વધારે છે, મર્યાદા તોડે છે, મનને ભમાવે છે. તો એવો પૈસો શું શું અનર્થ નથી કરતો ? વળી કાષ્ટથી જેમ અગ્નિ અને પાણીથી મહાસાગર ધરાય નહિ, તેમ ઘણા ધનથી લોભી જન તૃપ્ત થતો નથી, અને હમેશાં અધિક અધિક ધનને મેળવવા ઇચ્છે છે. માટે વિવેકી જને એવા પાપકારી ધનમાં અતિ આસક્તિ ધરવી નહિ.

મતલબ કે ધનને માટે લોકો કેટલાં કેટલાં દુઃખો વેઠે છે, કાયમ વિચારો પણ તે સંબંધમાંજ ચાલતા હોય છે, જેમકે હું શું કરૂં તો ધન મળે ? કેવી રીતનો વેપાર કરૂં ? કયાં જાઉં ? કયો ઉપાય શોધું ? કેમ લક્ષાધિપતિ ગણાઉં ? એવા એવા બીજા પણ અનેક અઘટિત તરંગો હૃદયસાગરમાં ઉત્પન્ન કરે છે, ને આવા વિચારોમાં તે બિચારો તદ્દન ગાંડો બની જાય છે, બેશુદ્ધ થઇ જાય છે, કર્તવ્ય કર્મ ચુકી જાય છે, અકર્તવ્યના ખાડામાં પડી જાય છે. કારણકે "લોભને થોભ નથી" અને લોભ એ સર્વ પાપનો બાપ છે." તે વિષે કહ્યુ છે કેઃ—

श्लोक—लोभात् क्रोधः प्रभवति । लोभात् कामश्च जायते ।
लोभात् मोहश्चनाशश्च । लोभः पापस्य कारणम् ॥

યોગવાસિષ્ઠમાં વૈરાગ્ય પ્રકરણ વાચતા તેમાંનો એક પ્રસંગ અહીં લખું છું

સોના તું તો બડા કુપાત્ર, તેંને હમકું ખુવાર કીયા;
તું તો સુતો રંગમહેલમેં, હમકું ચોકીદાર બનાયા.

श्लोक—इयमस्मिन् स्थिरादारा संसारे परिकल्पिता ॥
श्री मुनि परिमोहाय । सापि नूनं कदर्थया ॥

અર્થ—હે પ્રાણી ! આ સંસારમાં આ લક્ષ્મી મૂર્ખો વડે સ્થિર તથા ઉત્તમ મનાયેલી છે તે તેઓને મોહ પમાડવાને અનર્થનું મૂળ એવી માયાવડે ખરેખર કલ્પાયેલી છે. લક્ષ્મી અનંત મનોરથવાળા મલિન અને જડ એવા મુર્ખ પુરૂષોને ગોથાં ખવડાવ્યા કરે છે લક્ષ્મીથી ચિંતા ઉપજે છે, અને દુરાચરણો વૃદ્ધિ પામે છે. લક્ષ્મી અસ્થિર છે ધૂળથી જેમ મણિ મલીન થઇ જાય છે, તેમ લક્ષ્મીવડે ડાહ્યા. શૂરવીર અને ચતુર પુરૂષો પણ મલીન થઈ જાય છે, ઉછેરવામાં આવતી ઝેરી લતા જેમ સુખદાયક નથી પણ દુઃખદાયક

છે અને અંતે નાશ કરે છે તેમ રક્ષણુ કરાયેલી લક્ષ્મી સુખદાયક નીવડતી નથી પણ દુઃખને માટે જ વૃદ્ધિ પામે છે. અંતે નાશ કરે છે, અને દુઃખ ઉત્પન્ન કરે છે. સત્યદષ્ટિ રૂપી દીવાને બુઝાવી નાખે છે અને વિકાર પામે છે. લક્ષ્મી વૈરાગ્યને શિથીલ કરે છે અને વિવેક બુદ્ધિનો નાશ કરે છે. લક્ષ્મી પાણીની લહરી અને દીવાની શિખાની જેવી ચંચળ છે અને અણુધાર્યાં દુઃખમાં નાખનારી છે. લક્ષ્મી મનની વૃત્તિને ખેંચે છે, ખળ અને દુષ્ટોથી વિંટળાયેલી હોય છે. સાહસ કરવાથી પ્રાપ્ત થાય છે, અને ક્ષણભંગુર છે. વળી તે મૂર્ખ મનુષ્યને મોહ પમાડે છે, જ્યાં સુધી આવી તુચ્છ લક્ષ્મીમા મોહ રહે છે ત્યાં સુધી કોઇ કાળે સ્વપ્નામાં પણ પરલોકની પ્રાપ્તિનું સાધન થતું નથી. કઠોપનિષદ્‌માં યમરાજાએ નચિકેતા પ્રતિ જ્ઞાન આપતાં સારૂ રીતે કહ્યું છે, કેઃ—

न सांपरायं प्रतिभातिबालां प्रमादांतं चित्त मोहेन मूढम् ॥

અર્થ—પ્રમાદ કરનાર (તથા) દ્રવ્યને મોહવડે મૂઢ અવિવેકી (જન) પ્રત્યે પરલોકની પ્રાપ્તિ રૂપ પ્રયોજનવાળું સાધન બુદ્ધિમાં સ્થિર થતું નથી. સારાંશ કે જ્યાં સુધી દ્રવ્ય આદિક તુચ્છ પદાર્થમા મોહ રહે છે ત્યાં સુધી એકાગ્રતા પ્રાપ્ત નથી, ત્યાં સુધી સ્વરૂપ પ્રાપ્તિ થતી નથી. માટે શ્રીમદ્‌ભગવદ્‌ ગીતામાં કહ્યું છે. કે—समलोष्टा फल कांचनं ॥ જેને સોનું, માટીનું ઢેકું અને પત્થર સમાન છે. જીજ્ઞાસુ જ્યાં સુધી સોનાને માટી બરાબર નથી જોતો, ત્યાં સુધી તેને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી. આ ઉપરથી ગુરૂશ્રીએ એક દૃષ્ટાંત કહ્યુ કે એક મુમુક્ષુ બ્રાહ્મણે પોતાની સ્ત્રીને પોતે સંન્યાસ લેવાનો વિચાર દર્શાવ્યો પત્નીના સાથે આવવાના આગ્રહથી કહ્યુ કે જો તને સોના વગેરે સર્વ પદાર્થો માટી જેવા લાગવા જેટલી વૈરાગ્ય બુદ્ધિ પ્રાપ્ત થઈ હોય તો ચાલ સ્ત્રીએ કહ્યું બહુ સારૂ. પછી સ્ત્રી સાથે આવતાં બ્રાહ્મણ વિવેકી હોવાથી સંન્યાસીનો વિચાર માંડી વાળી વાનપ્રસ્થ ગ્રહણ કરી સંપત્તિ છોડી દઇ બન્નેએ વનમાં ચાલવા માંડયુ. રસ્તે જતાં માર્ગમા બ્રાહ્મણે એક સોનાનો અલંકાર પડેલો દીઠો. પોતાની સ્ત્રી આ અલંકાર જોઇ મોહ પામશે એવા ભયથી બ્રાહ્મણે પગવડે તેના ઉપર ધૂળ નાખીને ઢાંકી દીધો. આ બનાવ તેની સ્ત્રી જે પાછળ થોડે દૂર ચાલી આવતી હતી તેણે દીઠો. આગળ ચાલતા શ્રમ લાગવાથી બ્રાહ્મણ તથા તેની સ્ત્રી એક વૃક્ષ નીચે બેઠા. થોડા સમય થાક ખાધા પછી સ્ત્રીએ પુછ્યું કે, રસ્તામાં તમે પગવડે શું કરતા:

હતા ? બ્રાહ્મણે કહ્યુ કંઇ નહિ. પરંતુ સ્ત્રીના આગ્રહથી કહ્યું કે, ત્યાં એક સોનાનો દાગીનો પડેલો હતો તે જોઇ તને મોહ થશે એવા ભયથી મેં તે ધૂળથી ઢાંકી દીધો. સ્ત્રીએ કહ્યું, તમે મને ઉપદેશ દો છો.; પણ હજુ તમે સોનાને સોનું જુઓ છો કહેવાનું તાત્પર્ય એ કે કહેવું સુગમ છે, પણ કરવું મુશ્કેલ છે. બ્રાહ્મણ આટલો વિરક્ત હોવા છતાં સ્ત્રીએ તેની નજર ખોલી માટે બનતાં પ્રયાસે દ્રવ્યાદિક તુચ્છ પદાર્થોમાંથી મોહને કાઢવો જોઇએ. તેમ થાય નહિ ત્યાં સુધી ચિત્તની એકાગ્રતા થતી નથી. જ્યા સુધી લક્ષ્મી ઉપર મોહ રહે છે ત્યા સુધી વિવેક બુદ્ધિનો અભાવ હોય છે, અને જ્યાંસુધી વિવેકબુદ્ધિ ન હોય ત્યાં સુધી વૈરાગ્ય આદિક સાધનો પ્રાપ્ત થતાં નથી. વૈરાગ્ય આદિક સાધનો પ્રાપ્ત ન થવાથી ધર્માચરણ રૂપ માર્ગ સૂઝતો નથી. આ ઉપર એક વિનોદવાર્તા ગુરૂશ્રીએ કહી કે—એક વખતે લક્ષ્મી તથા નારાયણ ભગવાનની વચ્ચે સંવાદ થયો. ત્યારે લક્ષ્મીજી કહેવા લાગ્યા કે દુનીયામાં મારા ઉપાસકો વધારે છે. નારાયણ ભગવાન કહેવા લાગ્યા કે નહિ, મારા ઉપાસકો ઘણા છે. પછી તેઓ સંન્યાસી તથા યોગિનીનું સ્વરૂપ ધારણ કરી મૃત્યુ-લોકમાં આવ્યાં. બંન્નેએ જુદા જુદા ઠેકાણે આસન રાખ્યાં. લક્ષ્મીજી જેને ત્યા જમવા જાય ત્યાં ઝોળીમાંથી સોનાના પાત્રો કાઢી તેમાં જમી તે પાત્રો મૂકી ચાલ્યા જાય, આમ કરવાથી આખું ગામ તેને નિમન્ત્રણ કરવા લાગ્યુ. નારાયણ ભગવાન જેને ત્યાં ઉતર્યા હતા તે બ્રાહ્મણ પણ લક્ષ્મીજીને નિમંત્રણ કરવા લાગ્યો. ત્યારે લક્ષ્મીજીએ કહ્યું કે તારે ત્યાં જે સંન્યાસી ધામો નાખી બેઠો છે, તેને કાઢે, તો આવું. બ્રાહ્મણે તરતજ સંન્યાસીને પોતાના ઘરમાંથી કાઢ્યા. પછી લક્ષ્મીજીએ કહ્યું: કેમ આખરે નીકળવું પડ્યુ ને ! અર્થાત્ કહેવાનું કે લક્ષ્મીના મોહને લીધે 'હુ સન્યાસીને કાઢું છું એ કામ અધર્મનું છે' એમ બ્રાહ્મણને સૂઝ્યું નહિ બ્રાહ્મણની તો એક કોરે વાત રહી પરંતુ નારાયણ ભગવાન પોતે પણ લક્ષ્મીના સહવાસથી અંધતાને પ્રાપ્ત થએલ છે. એ સંબધમાં વિનોદમા એક કવિ કહે છે કેઃ—

**लक्ष्मिः क्षमस्व वचनी मिदं दुरुक्तं । मंधी भवंति पुरुषास्त्व दुपासनेन ॥**
**नोचेत्कथं कमल पत्र विशाल नेत्रो । नारायणस्वमिति पन्नगभोग तुल्ये ॥१॥**

અર્થ—હે લક્ષ્મી, તું ક્ષમા કર. એક તારૂં નિંદવા લાયક કામ કહેવાય કે પુરૂષો તારી ઉપાસનાથી અંધ થઇ જાય છે. એમ ન હોય તો કમળની પાંખડી જેવા વિશાળ નેત્રવાળા શ્રી વિષ્ણુ સર્પના શરીર રૂપી શય્યામાં કેમ

સુઝે રહે! તાત્પર્ય કે લક્ષ્મીમા મોહ રહેવાથી પોતાનું હિત અગર અહિત પણ સૂઝતું નથી. માટે લક્ષ્મી એ કાંઇ વિચાર દષ્ટિએ જોવાથી સુખનું સાધન નથી. એમ ધારીને આપણે દેશકાળને અનુસરીને નીતિ રીતિથી જે મળે તેમાં સંતોષ માની વ્યવહાર ચલાવવો એ શ્રેયસ્કર છે. પણ લક્ષ્મીનો મોહ બહુ ન જ રાખવો જોઇએ, નહિ તો તેથી બહુજ દુઃખ થશે.

અર્થાત—લોભથી ક્રોધ વધે છે, લોભથી અભિમાન ઉત્પન્ન થાય છે, લોભથી સર્વ નાશ થાય છે, એ સર્વ લોભનો વિલાસ છે. લોભી મનુષ્યો પૈસાને માટે દેવ, ગુરૂ અને ધર્મને પણ છાબડામાં બેસાડી દે છે!' મતલબ કે તેના પણ સોગન ખાતાં અચકાતાં નથી. પોતાના પુત્રોના કે સ્ત્રીના સોગન તે ભાગ્યેજ ખાય, પણ ધર્મના અથવા ગુરૂના સોગન તો પગલે પગલે ખાય અને પાપમા પડતાં પણ ડરતા નથી. લોભી મનુષ્યો પહેલા તો લોભથી અયોગ્ય પગલાં ભરે છે, પણ પાછળ તો તેને પૂર્ણ પસ્તાવો થાય છે. જેમ એક કુતરો મોઢામાં રોટલો લઈ નદી ઉતરતો હતો, મોઢામાં રહેલા રોટલાનો પડછાયો પાણીમાં પડવાથી બીજો રોટલો તેને સામો દેખાયો, તે જોઇ કુતરાએ વિચાર્યું કેઃ—

લાવને આ રોટલો પણ મોઢામાં લઈ લઉં; એમ વિચારી બિચારો લોભના તરંગોમાં તણાયેલો તે કુતરો મોઢું ફાડી નીચેનો રોટલો લેવા ગયો, તેવામાં પોતાનો રોટલોજ પાણીમાં પડી ગયો ને તળીયે જઇને બેઠો. બિચારા કુતરાએ ઘણાયે ફાંફાં માર્યાં, પણ આખરે તે હતું તે ગુમાવી બેસી પોતાના કાર્યમાં નિરાશ બન્યો. માટે અતિ લોભ તે પાપનું મૂળજ છે.

વાહ! લોભ રાક્ષક વાહ! તમારૂં પ્રબળ તો અત્યંત છે. પ્રિય વાંચકો!' જોયું એ કુતરાનો મૂળ રોટલો પણ વિનાશ પમાડનાર લોભ રાક્ષસનું પરાક્રમ! કેવો તે પાછળ પસ્તાયો! તેમ મનુષ્ય પણ લોભ રાક્ષસના પંજામાં પકડાઈ પાછળ પૂર્ણ પસ્તાય છે. તે વિષે નીતિશાસ્ત્રમા પણ આમ કહ્યું છે કેઃ—

શ્લોક—यो ध्रुवाणि परित्यज्य । अध्रुवं परिसेवते ॥
ध्रुवाणि तस्य नश्यन्ति । अध्रुवं नष्ट मेव च ॥

અર્થાત—જે મનુષ્યો પહેલાં પ્રાપ્ત થએલી વસ્તુને છોડી બીજી લેવા દોડે છે, તો તેની પહેલી વસ્તુ નાશ પામે છે, અને પછીની વસ્તુ પણ નાશ પામેલી છે. અર્થાત્-અતો भ्रष्टस्ततो भ्रष्टः એમ સર્વથી નાશ પામે છે, માટે પુર્વોપાર્જીત પુણ્યોદય મુજબ પ્રાપ્ત થએલમાં સંતોષ પકડવો. કારણ

કે સંતોષ સમાન અન્ય સુખ નથી. તે વિષે પ્રજ્ઞાપ્રકાશમાં કહ્યું છે કેઃ—

संतोष तो हि प्रवलं च सौख्यं । सौख्येन कृत्वा भवतीति धर्मः ॥
धर्मेण कृत्वा भवतीति मोक्षः । मोक्षे जिनैरुक्तमनंत सौख्यम् ॥

અર્થાત—સંતોષથી ઉત્તમ પ્રકારનું સુખ મળે છે, ઉત્તમ પ્રકારના સુખથી પવિત્ર ધર્મ સાધી શકાય છે અને પવિત્ર ધર્મ સાધવાથી પ્રાણી મોક્ષગતિ મેળવે છે; જે મોક્ષગતિમાં શ્રી જીનેશ્વર ભગવાને કહેલાં અનંત સુખનો ભોગી બને છે. માટે સંતોષ એ મોટામાં મોટું નિધાન છે. संतोष एव पुरुषस्य परं निधानम् ॥ અર્થાત સંતોષ એ ઉત્તમ પ્રકારનું મોટું નિધાન છે, પણ તે નિધાન તો ભાગ્યશાળીના હાથમાંજ આવે છે. બાકી તો તે બિચારા લક્ષ્મીના દાસો લોભરાક્ષસના પંજામાં પકડાએલા હોય છે, આખી જીંદગી "ધનારામા ધનારામા" કર્યાજ કરે છે ! તો જ્યાં સુધી મનમા ધન-નીજ ઝંખના થતી હોય, ત્યાં સુધી તેને ધર્મોપદેશ પણ જરા રૂચતો નથી; ધર્મ વિના આકાશપુષ્પોની માફક તેને અક્ષય મોક્ષલક્ષ્મીના સુખની આશા રાખવી પણ નકામી છે. લોભથી કેવા બુરા હાલ થાય છે અને કેવી વિટંબનામાં આવી પડાય છે ? તેના ઉપર મહા લોભી અને કજીસનું નીચેનું દૃષ્ટાંત વાંચો.

श्लोक—अतिलोभो न कर्तव्यो । अतिलोभे विनाशनम् ॥
अतिलोभाप्रभावेण । सागरः सागरं गतः ॥

અર્થાત—મનુષ્યોએ અતિ લોભ કરવો નહિ, કારણ કે અતિ લોભથી વિનાશ થાય છે; જેમ અતિ લોભના પ્રભાવે સાગર નામનો શેઠ ઘણી લક્ષ્મી-વાળો છતાં દરિયામાં ડુબી મરી ગયો, તેનું દૃષ્ટાંત નીચે પ્રમાણે.

## (૧૧૧) સૂમ અને દ્રવ્યલોભી શ્રીમંત સાગરશેઠની વાત.

કોઈ એક નગરમાં સાગર નામનો શેઠ રહેતો હતો. તેમને ચાર દીકરા હતા, ઘરમાં લક્ષ્મી સંપૂર્ણ હતી. સાત પેઢી સુધી ખાય, અને ગમે તેટલું ખર્ચે તો પણ ઘરમાંથી ધન ખુટે નહિ એટલો ખજાનો ભર્યો હતો. પણ તે શેઠ અતિશય કૃપણ–સૂમ હતો, ચમડી જાય પણ દમડી ન જાય એવી અત્યંત અધમાધમ કંજુસ પ્રકૃતિવાળો કદી, દરિદ્રી, કરતાયે ભુંડો હતો.

કોઈપણ રીતે ધનનો સંચય કરવો એજ તેનું જીવનસૂત્ર હતું. જાણે તેને ગળસુતીમાંજ લોભવૃત્તિનું પાન કરાવવામાં આવ્યું હોયની તેમ દરેક કાર્યમાં

તેની લોભવૃત્તિ પ્રગટ થતી, 'ચમડી તૂટે પણ દમડી ન છુટે' એ કહેવત અક્ષરે અક્ષર તેને લાગુ પડતી હતી. એક ઘડી પણ પોતે નવરો બેસતો નહિ, અને ઘરના માણસોને બેસવા દેતો નહિ. કામ, કામ અને કામ. બસ કામ એજ તેનો ખોરાક હતો. જે દીવસે સાંજ પડયે કંઈને કંઇ પણ ભંડારમાં પડતું તે દિવસ તે લેખાનો માનતો અને રાતે કંઇક નિદ્રા લેતો; પણ જે દિવસ કમાણી વગર ખાલી જાય તે દીવસે તેને તાવ ચડી આવતો અને આખી રાત બેચેનીમાં પસાર થતી હતી. હલકામાં હલકુ ધાન્ય તેના ઘરનો ખોરાક હતો. ઘી, ગોળ, ખાંડ કે સાકરની વાત શી કરવી ? એ બધી વસ્તુઓનું દર્શન પણ તેના ઘરના માણસોને ભાગ્યેજ થતું. પગમાં પગરખાં પહેરવાની તો તેણે બાધા લીધી હતી અને નવાં લુગડા પહેરવાના તો સમ ખાધા હતા કોઇના પહેરેલાં ફાટેલા તુટેલાં જુના વસ્ત્રોને થીગડ થાગડ કરી તે પહેરતો. એક દમડી પણ દાનમાં પોતે તો ખરચતોજ નહિ. પણ બીજો કોઈ દાન દેતો અને ખરચ કરતો માણસ તેના જોવામાં આવતો તો તે દીવસ તેનો બેચેનીમાં જતો હતો. એક દીવસ તે દુકાનેથી ઘેર આવ્યો ત્યારે તેનું મોં પડી ગયુ હતું. ચહેરો બદલી ગયો હતો. ઉંડા ઉંડા નીસાસા નાંખતો હતો. આ જોઇને તેની કંજુસ સ્ત્રીએ પૂછયુ.

**દોહરો—સુમની પૂછે સુમકો, કહાંસે બદન મલીન,**
**કહાં ગાઠસે ગિરપડે, કહાં કિસીકું દીન.**

તે સમજતી હતી કે જ્યારે એક દમડી ખોવાઈ ગઈ હોય કે દેવાઈ ગઈ હોય ત્યારેજ મારા ધણીની આવી ગમગીની ભરેલી બેચેનીવાળી દશા થાય છે. એમ ધારીને તેણે પૂછયું. તેના જવાબમા સુમ્મણે કહ્યુ.

**દોહરો—નહિ ગાંઠસે ગિર પડે, નહિ કિસીકું દીન;**
**દેતાં દીઠા ઓરકો, વહાંસે બદન મલીન.**

અરે અક્કલહીન સ્ત્રી ? તુ હજી મને ઓળખતી નથી ? મારી દીધેલી ગાંઠ છુટે ખરી કે ? જેમ બહારની ગાંઠ ન છુટે તેમ અંદરની ગાંઠ પણ શું છુટવાની હતી અને એમ હું કોઇને દમડી ચખાડું તેવો છું ? આજે રસ્તામાં ચાલતાં એક ગૃહસ્થ ભીખારીઓને અનાજ કપડાં વિગેરે દેતો મારા જોવામાં આવ્યો ત્યારથી મારા પેટમા દુઃખવા આવ્યું છે ને બેચેની થઇ પડી છે

ભીંત વિના પાયો વૃથા, પાય વિના શી ભીંત. ૩૩૫

વળી તે એક વખતે ઘરમાંથી એક દમડો લઈ બજારમાં કંઈ લેવા ગયેલો ત્યાં જે બનાવ બન્યો તે પણ ખરેખર સાંભળવા જેવો છે ને જ્ઞાન સાથે ખરેખર ઘણીજ ગમત આપે તેવો છે. તે એ છે કેઃ—

સવૈયા

સુમ કહે સુણ રે દમડા, ચમડી કટહી પણ તો ન બટાવું,
ઠંડી મરૂં અરૂ પાવ જરૂં, ઉપવાસ કરૂં પણ તો ન બટ્ટાવું;
જાઈ ધરૂ મટીકા ઘટમેં, દશ હાથ જમીનકે બીચ દટાવું,
તું મત જાણો મુવે તબહી બડ ભૂજંગ ભઈ ગળે લપટાવું.

અર્થાત્—એક વખતે કોઈ એક સુમ—કંજુસ—કૃપણ માણસ ઘરમાંથી દમડો લઈ મુઠીમાં રાખી બજારે ન છુટકે કોઈ ચીજ લેવા ગયો. પણ જ્યાં પોતાની મુઠી ખોલી ત્યાં હથેળીમાં પરસેવો વળેલ જોઈ તે કંજુસે વિચાર્યું કે જરૂર હું આને વટાવવા જાઉં છું, તેથી તે રોવે છે. પછી દમડાને તેણે કહ્યું ભાઈ દમડા ! હવે તું રો મા ! રો મા ! તને ઘરમાંથી બહાર કાઢ્યો તેથી તું રોવે છે, તે હું જાણી ગયો. પણ જા હવે તને નહિજ વટાવું. ભલે મારી ચામડી તુટે તોય નહિ વટાવું, ભલે ટાઢે મરૂં, તડકામાં બળું કે અગ્નિમા બળુ, તથા ભુખે મરૂં, અપવાસ કરૂં પણ હવે તને નહિજ વટાવુ. હવે તો તને ઘરે લઈ જઈ માટીના ઘડામા પાછો નાખી દસ હાથ ઉંડો ખાડો ખોદી તેમાજ દાટી દઈશ પણ હવે તને નહિ જ વટાવું, તે નહિજ છોડું. છેવટે તું નક્કી જાણજે કે હું મર્યા પછી પણ મોટો ભુજંગ થઈને તારે ગળે લપટાઈ તને વીંટળાઉં પણ હવે તને નહિ તજું એમ કહીને તેણે દમડો ઘરે પાછો લાવી ઘડામા મુકી દીધો.

અર્થાત્—પોતાના પિંડ અને પેટ માટે પણ પાઈ ખર્ચતાં ટાઢીયો તાવ આવી જાય ! તો પછી પરોપકારને અર્થે પણ તે કંજુસથી પઈ પણ કેમ ખર્ચી શકાય ? કદાચ તેલમાં માંખી પડી હોય, તો નીચોવી જોડા ઉપર મુકે, તો તેને દાનપુણ્યમાં ઉદારતા હોયજ ક્યાથી ? તેને તો પૈસા કેમ મેળવવા ? કેમ વધારવા ? અને કેમ સાચવવા ! એજ ઝખના સદા રહેતી હોય છે. તે વિશે કહ્યું છે કેઃ—

श्लोक—लोभेन बुद्धिश्चलति । लोभे जनयते तृषाम् ॥
तृषार्तो दुःखमाप्नोति । पर त्रेह च मानवः ॥

અર્થાત્—લોભે કરીને બુદ્ધિ ચલિત થાય છે, તે લોભ અત્યંત તૃષ્ણા

વધારે છે, ને તૃષ્ણા ભરેલ મનુષ્ય ઉભયલોકમા મહાન દુઃખને પામે છે; લોભી જન કૃપણતાને લીધે એક પાઇ સરખી સન્માર્ગે વાપરી શકતો નથી. કુદરતની કળાજ કોઇ વિચિત્ર છે ! કે જે મહાકૃપણ છે તેના ઘરમાંજ પુષ્કળ ધન છે, અને જે મહાઉદાર છે, દયાળુ વૃત્તિવાન ધર્મી છે, દાનપુન્ય કરવાનો પ્રેમી છે તેને મહાગરીબાઇ પીડી રહેલી છે. તે વિષે કહ્યું છે કેઃ—

કવિતઃ—કમલા નિવાસી વાકુ, મૂઢ મતિ ગતિ દીની,
પ્રકૃતિ, ઉદાર વાકુ, કોડી નહિ દીની હે;
કામીની કોકીલાસમ, મૂર્ખ કે પાને પડી,
શંખણી કુવડ નાર, ચતુરકું દીની હે;
સમુદ્ર અગાધ નીર, ખારો કર દીનો તેને,
ખગ બગશે બનાયો; કહા ગતિ કીની હે,
કવિ ચંદ કહે જગદીશ, તેરે પાય પડું,
વિરંચીકુ કયા કહુ, વિજયા કછુ પીની હે

છપ્પોઃ—રનવન કીધો કલંક, કાયાને અમર ન કીની,
લક્ષ્મી લઈ દાતાર, કૃપણ કર પ્રેમે દીની;
સોને ન કીયો ન સુગંધ, કીની કસ્તુરી કાલી,
નિષ્ફળ નાગરવેલ, બહોત ફળ લાગ્યા તાડી,
ચકવા રેન વિછવો કહ્યો, સાગર નીર ખારો કીયો;
કવિ ગંગ કહે રે ઠાકરા, તું ઠેર ઠેર ભુલી ગયો.

આવી કૃપણ પ્રકૃતિથી તે શેઠના ચારે પુત્રો મુંઝાતા હતા, તેઓ મનના ઉદાર હતા, દયાળુ દીલ વાળા હતા; પણ શું કરે ? તેમનું કાંઈ ચાલતું નહિ, કારણકે મીલકત બધી શેઠના હસ્તક હતી તે ચારે પુત્રોને પરણાવેલા હતા, તેથી રખેને રોજનો ખર્ચ પણ ઘણો થઇ જાય ! એવી બીકથી શેઠ બીજી કાંઇ પણ વસ્તુ લાવે નહિ, ફક્ત તેલ ને ચોળા એજ હમેશા ખાવાનો ખોરાક હતો. તેમા પણ ક્રમજો પોતાનો, પોતે કાઢી આપે ત્યારેજ વહુઓથી રાંધી શકાય. તેમા પણ કદાચ કોઇક દિવસ વધારે ખર્ચ થયો હોય, તો મનમાં બહુજ ચીડાય, ગુસ્સે ભરાય કોઈ મેમાન આવ્યા હોય, તો પણ જાણે કોઇ શત્રુ આવ્યો હોય નહિ એમ માને ! એટલી બધી લક્ષ્મી છતાં વળી હદ ઉપરાંત કરકસર છતાં તેના લોભનો પાર ન હતો. જાણે આખા લોકની બધી લક્ષ્મી મારા ઘરમાં આવતી હોય તો સારૂં, એમ લોભી પુરૂષોના અંતઃકરણમાં

થાય. છે ! અને તેથી જ કેટલાએક લોભી મખીચુસ મનુષ્યો લોભને લીધે પ્રાણઘાતક કાર્યો પણ કરે છે, તેના મનમાં દયા રહેતી નથી. લક્ષ્મીને માટે અનેક પ્રકારના જુઠાં બોલવા, જુઠા પ્રપંચો રચવા, જુઠી સાક્ષીઓ પુરવી, જુઠાં ખતો લખવાં, વગેરે અનેક અધમાધમ કાર્યો કરે છે. અને કેટલાએક લોભને લીધે ચોરી પણ કરે છે, ચોરાઉ માલ સંઘરે છે, સસ્તામાં ખરીદે છે; વગેરે મહાપાપમાં પડે છે અને સડેલું બગડેલું છતાં સસ્તું જાણી લે છે.

હે વાચકો ! આપણા દ્રષ્ટાંતનો નાયક સાગર શેઠ પણ ધનપ્રાપ્તિ માટે ઓછાં કાવતરાં કરતો ન હતો, વિશેષ ધનની પ્રાપ્તિ માટે કદાચ ગળાં કાપતાં પૈસો મળતો હોય, તો તેવાં નીચ કાર્યો કરતાં પણ અચકાતો નહતો. વિશેષ ધનની પ્રાપ્તિ માટે એકદા શેઠે ચારે પુત્રોને પાસે બેસાડી કહ્યું કેઃ–તમો કોઇ પરદેશમાં જઈ ધન મેળવો, બેઠાબેઠા તો રાજાના ભંડાર પણ ખુટી જાય છે ! તો પછી આપણે વણીક જાતિથી નવરા બેસી રહેવાય ખરૂં કે? માટે તમો જરૂર કાલરોજ પરદેશ ઉપડી જાઓ અને પૈસા ખુબ મેળવો, આ વાત સાંભળી ચારે પુત્રો વિચારમાં પડયા, અને કહ્યુ કેઃ—અહો ભાઇઓ ! લોભ કેવો બળવાન શત્રુ છે ? આટલુ બધું ધન છતાં પણ હજી આ કંજુસડાનુ મન ધરાતુ નથી, અહો ! ધિક્કાર છે તૃષ્ણા રાક્ષસીને !

ખરેખર આ જગતમાં તેને જ ધન્ય છે, તે જ ભાગ્યશાળી છે, અને તે જ આ દુખઃમય સંસારસાગર તર્યો સમજવો, કે જેણે જગતને મોહ પમાડનારી આશા તૃષ્ણારૂપી સર્પિણી જીતી છે. પણ તે જીતવી ઘણીજ અશકય છે, માટે મહાપુરૂષો પણ તૃષ્ણાદેવીને કહે છે કેઃ–હે તૃષ્ણા દેવી ! તને હજારવાર મારા નમસ્કાર છે. કારણ કે તુ ધૈર્યવાનને પણ વિહવલ કહેતાં બેભાન બનાવી દે છે ! તેં ત્રણ લોકના નાથ એવા વિષ્ણુને પણ વામન બનાવી દીધા !

કારણકે આશાનું ચક્ર કોઈ એવું તો વિચિત્ર છે, કે લોભી મનુષ્યને જેમ જેમ લાભ થાય છે, તેમ તેમ તેની લોભ દશા વધતી જાય છે. હજારપતિ થયો કે દશ હજારની આશા થાય છે, તેટલો લાભ થતાં લક્ષપતિની આશા, પછી કોટી પતિની આશા, કોટી પતિ થઇ રાજ્ય મેળવવાની આશા, તે પ્રાપ્ત થતાં ચક્રવર્તી થવાની આશા, પછી તેનો લાભ થતાં દેવપણાની આશા, તે પ્રાપ્ત થતાં ઇંદ્રપણાની આશા થાય છે; એમ આશાવેલ વધતી ને વધતી જાય છે, પણ તેનો છેડો અલોકાકાશની પેઠે કદી આવતોજ નથી. આપણો પિતા પણ ઘણો જ લોભિષ્ટ છે, તેથીજ આપણુને પરદેશમાં વિશેષ ધન

કમાવા માટે મોકલે છે,' માટે ધિક્કાર છે તેની લોભ દશાને!" આપણે પણ અત્રે રહી અસહ્ય સંકટ વેઠવું પડે છે, માટે આ સ્થાન છોડીશું તોજ સુખી થઇશુ; એમ અન્યોઅન્ય ચારે જણાએ નિશ્ચય કરી સવારના પહોરમાં પિતાની રજા લઇ સ્ત્રીઓને પણ સુખનું કારણ જણાવી ત્યાંથી વિદાય થયા. હવે સાગરશેઠે વિચાર્યું કે ઠીક થયું, આટલો ખર્ચ તો આપણા ઘરમાંથી બચશે, અને તેઓ રળશે તે ઘરમા ઉમેરો થશે. એમ ધારી હૃદયમાં હર્ષિત થતો ત્યાં રહ્યો, અને અનેક પ્રકારની વિત્તોપાર્જનની તરંગમાળાઓ મનમાં ગુંથવા લાગ્યો. ઘરમાં જેમ ઓછો ખર્ચ થાય, ને દ્રવ્ય વધારાય તેવી ગોઠવણો કરવા લાગ્યો. તે વિષે કહ્યું છે કેઃ—

દોહરો—ખાય ન ખરચે સુમ ધન, ચોર બધું લઈ જાય;
મધ લેતાં જેમ વાઘરી, મધમાખી પસ્તાય.

"કૃપણ માણસનું ધન દેવને માટે, વિપ્રને માટે, કુટુંબી જનોને માટે તથા પોતાના આત્માને માટે પણ કાંઈ ઉપયોગી થતું નથી. તેનુ ધન તો અગ્નિ, ચોર કે રાજાને હાથ પડે છે. કીડીઓએ ભેગું કરેલું ધાન્ય, માખીઓએ સંચેલું મધ તથા કૃપણે મેળવેલી લક્ષ્મી એ ત્રણેના ભોગી પારકાઓજ થાય છે. તેમ આપણી કથાનો નાયક ધનલોલુપ સાગરશેઠ પણ ઘરમા ઓછું ખર્ચ થાય તેવી ગોઠવણ કરવા લાગ્યો. ચાર પુત્રવધુઓ રખેને કાંઇક વધારે ખર્ચ કરી નાખશે, વખતે ધન ઉડાડી મુકશે, એવા ડરથી સિપાઇની પેઠે ઘરનુ રક્ષણ કરવા કાયમ ડેલીમાં બેસી રહેતો હતો. વળી બહાર નહિ નીકળવાનુ એક બીજું પણ અગત્યનું કારણ હતું, તે એ કે, પોતે એવો કૃપણ હતો કે પોતે તો કદાપિ પણ પરોપકાર અર્થે કદી દાનપુણ્ય-ખાતામા એક પાઈ સરખી પણ વાપરે નહિ, કોઇને તે સંબંધી ઉપદેશ પણ દે નહિ, પણ કોઈ દાતાર ઉદાર દીલથી દીનજનોને દાન દેતો સાંભળ્યો હોય, તો પણ તેને ટાઢીયો તાવ આવી જતો હતો અને તેનું શરીર તથા મન કરમાઈ જતું હતું. તેના પ્રત્યક્ષ પુરાવા તરીકે તેને એક વખત જાતિ અનુભવ પણ થયો હતો.

એક વખતે કોઇ કાર્ય પ્રસંગે શહેરમાં જતાં કોઇ ઉદાર ગૃહસ્થ દાન પુણ્ય કરતો સાભળ્યો, કે તરતજ તેના મનમાં મહાચિંતા થઈ, શરીર શુષ્ક થયું, અને સખત તાવ આવી ગયો. તરતજ ઘરભણી પાછા ફરતાં તેને એક

તેનો કૃપણ મિત્ર સામો મળ્યો, તેણે પોતાના મિત્રની આવી શોકાકુળ સ્થિતિ જોઇ તેને પૂછયું કે:— મનહર છંદ.

એક સમે વાટમાં કૃપણને કૃપણ પુછે,
કેમ પ્રિય મિત્ર મ્હારા દુબળો થઈ ગયો ?
દાન દીધું કોઇને કે વૈદ દવામાં દેવાયું;
ચોર અગ્નિએ કે શું રાયે તુને દંડીયો ?
ત્યારે કહે નહિ નહિ, દાન તો હું કદિ ન દઉં,
બીજો કોય દેતો હોય તો, તેને કહું ન દીયો,
વદે મુનિ વિનયચંદ, દેતો કોઈ સાંભળ્યાથી,
તરતજ આયો મુને તાવ હડહડીયો.

આવા પ્રકારની અતિશય કૃપણ પ્રકૃતિ હોવાથી કોઈ દિવસ બહાર નીકળતો ન હતો, તેથી ચારે પુત્રવધુઓ મનમાં ઘણી મુઝાતી હતી અને અતિશય પરાધીનતાનું દુઃખ હોવાથી પોતાના દુષ્કર્મોને અહર્નિશ ધિક્કારતી હતી અને હમેશાં તેલ ચોળાના ખોરાકથી પેટની પીડાઓ ભોગવતી હતી.

એક વખતે સાગરશેઠ તેલ ચોળા ખુબ ખાઇ મેડી ઉપર સુઇ ગયો હતો, તે સમયમાં કોઈ નિઃસ્પૃહી જૈનમુનિ મહાત્મા ભીક્ષાં અર્થે અણચિંતવ્યા ત્યા પધાર્યા. મહાત્માને દેખતા વેતજ સર્વે વહુઓ ઉભી થઇ આનંદપૂર્વક સામી આવી પ્રેમપૂર્વક વંદન કરવા લાગી. પોતાની આખી જીંદગીમાં પ્રસંગ પહેલવહેલો પ્રાપ્ત થયાથી વહુઓ પોતાને પરમભાગ્યશાળી માનવા લાગી. અહો ! ધન્ય છે આપણને કે આજે આપણું આંગણું પવિત્ર થયુ, આમ આનંદ માનતી લળીલળી વિધિવંદન કરવા લાગી. પછી મહાત્માને સુઝતી નિર્દોષ ભીક્ષા આપી સ્તુતિ કરવા લાગી, પોતાની ગૃહસ્થિતિનું દુઃખ પ્રગટ કરતી પરાધીનતાના દુઃખ માટે અત્યંત અફસોસ કરતી બોલી:— હે પરોપકારી મહાત્મા ! અમો પરાધીનતાના કપરા કેદખાનામા પકડાએલી દુઃખી અબળાઓ છીએ, એવો પૂર્વોપાર્જીત મહાપાપનો ઉદય છે, કે કદી પણ દેવદર્શન, દાનપુણ્ય, સાધુસંતની સેવાભક્તિ તથા તેમના મુખનો હિતોપદેશ, વચનામૃતોનું શ્રવણ વગેરે કાંઇ પણ સુકૃત કાર્યો કરવાને ભાગ્યશાળી બનાતું નથી; અમારી આ દુઃખી જીંદગી કેવળ પાપમાં જ પડી રહી પૂર્ણ થાય છે, અરે ! કાગ અને કુતરાની માફક આ જીંદગી એળે જ ગુમાવીએ છીએ. તે વિષે કહ્યું છે કે:—

 અતિ નમ્રને દમાવવો, ઉન્મત્તનો એ ચાલ; 
નિત્રિને નૌકા અતિ નમે, તો ચંપે પાતાળ. ૩૪૦

દોહરો—સાવ સોનાકા નગર બના, પારસમણીકી પોળ;
જીસ ઘર સંતાનકા પગલા નહિ, ત્યાં જમડા કરે ધમરોળ.

માટે અમારી પાપી જીંદગીને ધિક્કાર છે! જે મનુષ્યો મનુષ્યજન્મ પામી કદી કાંઇ પણ આત્મહિત કરવામાં સન્મુખ બનતો નથી, તેનું જીવવું અજાગલ સ્તનની માફક સાવ વ્યર્થજ છે. અમો પણ એજ પંક્તિની દુર્ભાગીજ છીએ, કોઈ ખારભૂમીમાં મીઠી મીઠી વેરડી સમાન આપ સદ્ગુરૂના દર્શનનો લાભ થયો એજ મહત્ પુણ્યની નીશાની છે. આજ અમારૂં હૃદય પવિત્ર બન્યું છે, શેઠ ઉપર સુતા છે તેથી ભયનો પાર નથી, પણ આપના શરણથી સર્વ પ્રકારે સારૂં જ થશે. ઉત્તમ પુરૂષોના દર્શન સર્વને સુખકારી છે. તે વિષે કહ્યું છે કેઃ—

શ્લોક—साधूनां दर्शनं पुन्यं । तीर्थं भूता हि साधव ॥
तीर्थं फलति कालेन । सद्य साधु समागमः ॥
चंदनं शीतलं लोके । चंदनादपि चंद्रमाः ॥
चंद्र चंदनयोर्मध्ये । शीतला साधु संगतिः ॥

અર્થાત્—સાધુ મહાત્માઓનાં દર્શન થવા એ એક મહાન પુણ્ય રૂપ છે. કારણ કે સાધુ પુરૂષો ખરેખર તીર્થ રૂપજ છે. અરે! ખરૂં કહીએ તો સાધુ દર્શન તીર્થથી પણ વિશેષ છે, કેમકે તીર્થ તો કાળે કરી ફળીભુત થાય છે, પણ સાધુ સમાગમ તો તરતજ ફળે છે. લોકમાં ચંદન ઘણું શીતળ મનાય છે, તેથી ચંદ્રમા વળી ઘણોજ શીતળ છે; અને તેથી પણ સાધુપુરૂષની સંગતિ અતિશીતળકારી છે. તો હે ગુરૂમહારાજ! આપ પરમદયાળુ છો અને અમો તો ઘણી દુઃખી છીએ. સંસારસાગરમાં ડુબીએ છીએ.

એ પ્રમાણે પોતાની મહાદુઃખમય પરાધીનતાવાળી દુઃખી સ્થિતિ જણાવતાં ચક્ષુમાં આસુ ભરાઈ આવ્યા. મહાત્માને આ બનાવથી અત્યંત દયા આવી અને તેમને નવકાર મંત્ર શીખવ્યો; અને જણાવ્યું કેઃ—આ મંત્ર તમને યથેચ્છિત ફળ આપશે, પણ નીતિથી ચાલજો, સદ્ગુણી બનજો, શીયળરૂપ શણગારથી શરીર શોભાવજો, કદી દુરાચારથી આત્મા અભડાવશો નહિ, દયા દાન ને દીનતા તથા સત્ય શીયળ અને સંતોષરૂપી ત્રિવેણીમાં સ્નાન કરી શુદ્ધ થજો, હૃદયને ગર્વ—ગજેન્દ્ર ઉપર ચડાવશો નહિ, ક્રોધરૂપી ચંડાળને આધિન થશો નહિ, નમ્રતાથી જગતને નમાવજો, દુઃખીયાના દુઃખ દુર કરજો, પરોપકારી કાર્યો કરી ભવ સફળ કરજો. આપેલ પરમેષ્ઠી મંત્ર

ઇહલોક પરલોકમાં અતિ ફળદાયક છે, સત્યવંતને વિશેષ ફળદાયક છે. તેનો અપૂર્વ મહિમા શાસ્ત્રકારોએ બહુ બહુ રીતે વર્ણવ્યો છે.

## શ્લોક–વસંતતિલકાવૃત

संग्राम सागर करींद्र भुजंग सिंह । दुर्व्याधि वह्नि रिपुबंधन संभवानि ॥
चोर ग्रह भ्रम निशाचर शाकिनीनां, नश्यंति पंच परमेष्ठिपदैर्भयानि ॥

અર્થાત્—શુદ્ધ અંતઃકરણપૂર્વક શ્રી નવકારમંત્રનું શ્રદ્ધાથી આરાધન કરવાથી અનેક પ્રકારના ભયો વિનષ્ટ થઇ જાય છે. તે જેવા કે યુદ્ધનો ભય, સમુદ્રનો ભય, હાથીનો ભય, ભુજંગનો ભય, સિંહનો ભય, દુષ્ટવ્યાધિનો ભય, અગ્નિનો ભય, શત્રુનું બંધન, તથા ચોરનો ભય, નવગ્રહનો ભય, ચક્રીનો ભય, રાક્ષસ આદિકનો ભય તથા શાકિનીડાકિનીનો ભય વગેરે સર્વ પ્રકારના દુષ્ટ ભયો પરમેષ્ઠી મંત્ર પ્રભાવે નાશ પામે છે. સદ્દવૃત્તિથી એનો જાપ કરનાર અપૂર્વ સુખ મેળવે છે; વળી શીયળ અને સંતોષવંત આસ્તિક જનોને તો અવશ્ય ફળે છે. તમે પણ તેનો શ્રદ્ધાપૂર્વક જાપ કરશો, તો મનોવાંચ્છિત ફળ પ્રાપ્ત કરશો, પણ અયોગ્ય મનોરથ સફળ કરવા કલ્પના પણ કરશો નહિ. રત્નદ્વીપમાં એક તપસ્વી મહાત્મા બિરાજે છે, તેમનાં પવિત્ર દર્શન કરશો તો મહાલાભ થશે. અમુક વસ્તુ ઉપર એક કપડું પાથરી શુદ્ધ અંતઃકરણથી ત્રણ વાર આ મંત્ર ભણજો, અને રત્નદ્વીપ અમને પહોંચાડો–એમ બોલજો, એટલે તરત તે વસ્તુ આકાશમાં અદ્ધર ઉડી તમોને થોડીજવારમાં સત્વર રત્નદ્વીપે પહોંચાડશે. એટલું કહી મહાત્મા ચાલતા થયા.

સદ્દભાગ્યના ઉદયે શેઠ હજી સુતા હતા, તેથી નિર્ભયતાથી સર્વ કામ સારૂં થયું, નહિ તો સંતાપનો પાર મહોતો. મહાત્મા ગયા બાદ ચારે સ્ત્રીઓ વિચારમાં પડી પરસ્પર આનંદની વાર્તા લહેરીઓ ઉડાવવા લાગી, આવા અમુલ્ય પ્રસંગને માટે પોતાને પરમભાગ્યશાળી માનવા લાગી પણ મનમાં ડરનો પાર ન હતો, પેલો કંજુસ શેઠ સુતો હતો, તેથી સર્વ સાનુકુળતા મળતાં સફળ થઇ. થોડીવારમાં તો શેઠ જાગ્યા, એકદમ બેબાકળા ઉઠી હેઠે આવ્યા, આજ વધુ ઉંઘ આવી તેથી મોડું થયું, તેને માટે મનમાં પસ્તાવા લાગ્યા, ઘરની ફીકર તેને ઓછી ન હતી. મનમાં હાયવોયનો પાર નહોતો. જાણે ઘરનો સઘળો કારભાર હુંજ ઉઠાવું છું એમ મનમા ગુમાન રાખતો હતો, ગાડા હેઠે ચાલ્યું જતું શ્વાન ધારે કે આ ગાડું હુંજ ખેંચું છુ,

બળદો તો બિચારા કાંઇ પણ જોર કરતા નથી, એમ આ શેઠ પણ મનમાં માનતો હતો.

રાત પડી એટલે વાળુપાણી કર્યા બાદ શેઠ ધણીવારે સુઇ ગયા, બાર વાગ્યાનો સુમાર થયો. નગરના લોક સર્વ શાંત હતા, સર્વ સમસમાકાર હતું, તે વખતે સદ્દગુણી ચારે સ્ત્રીઓ ઉઠી અરસપરસ સંકેત કરી ચોકમાં આવી એક મોટું લાંબુ લાકડું પડ્યું હતું, તે ઉપર લુગડું પાથરી ચારે જણીઓ બેઠી; અને ગુરૂવર્યે આપેલા મંત્રનો ત્રિકરણે શુદ્ધ ઉચ્ચાર કરી મનમાં ચિંતવ્યું કે અમોને રત્નદ્વીપમાં લઇ જા ! એટલું બોલતાંજ લાકડું તરત અધર ઊંચું થયુ, અને આકાશમાં રત્નદ્વીપ ભણી ચાલ્યું; ને થોડીવારમાં ઇચ્છીત સ્થળ પ્રાપ્ત થયું. રત્નદ્વીપમાં આવી હેઠે પડ્યું. ચારેજણીઓ ગુરૂવર્યનાં દર્શન કરવા ચાલી ગઇ. તપસ્વી મહારાજ ધ્યાનસ્થ હતા, તેથી દર્શન કરી થોડીવાર બેસી, ત્યાંથી પાછી ફરી, અને રત્નદ્વીપની રચના જોવા નીકળી પડી. આવા શુભ સમય માટે પોતાને પરમભાગ્યશાળી માનવા લાગી, પછી હર્ષમાં આવી જઇ ચારે જણીઓ નીચે પ્રમાણે પ્રભુસ્તુતિનું ગીત ગાવા લાગીઃ—

### શ્રી મહાવીરપ્રભુની સ્તુતિ-સપ્તક.

( આવો આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાગ )

ભજીએ શ્રી મહાવીર, સુંદર જે જગ તારૂ;
સજીએ ધર્મ સધીર, સુંદર જે જગ તારૂ.     એ ટેક૦
ત્રિશલાનંદન છો જગવંદન, કર્મનિકંદન છો શીતચંદન;
કરીએ નિત્ય અભિવંદન.     સુંદર૦ ભજીએ૦ ૧
જન્મ થકી ત્રય જ્ઞાન વર્યું છે, નામ રૂડું વર્ધમાન ધર્યું છે;
અમૃતવચને ભર્યું છે.     સુંદર૦ ભજીએ૦ ૨
માતપિતા સુખકાર થયાં છે, સર્વ જીવો પ્રતિ શુદ્ધ દયા છે;
વડીલને વચને રહ્યા છે.     સુંદર૦ ભજીએ૦ ૩
જાણી અસાર સંસાર અકારો, અણગાર થઇને તજ્યાં ઘરબારો;
આપ તર્યા અમને તારો.     સુંદર૦ ભજીએ૦ ૪
વસમાં વરસો સાડાબારે, તપથી કાપ્યાં પાપ અઢારે;
કેવળજ્ઞાની છો પ્યારે.     સુંદર૦ ભજીએ૦ ૫
લોકહિતારથ ધારી ધારી, ઉત્તમ ધર્મ બતાવ્યો ભારી;
સિદ્ધપદે બલીહારી.     સુંદર૦ ભજીએ૦ ૬

ધર્મ જૈન રહીને તરવું, ધારી દયા સઘળું શુભ કરવું;
શુકે સત્પંથે વિચરવું. સુંદર૦ ભજીએ૦ ૭

આ પ્રમાણે ચારે જણીઓ પ્રભુની સ્તુતિ ગાઈ મનમાં ઘણોજ આનંદ પામી. ધન્ય ઘડી ધન્ય ભાગ્ય ! કે આજ આપણને આવો આનંદી શુભ અવસર પ્રાપ્ત થયો. જો કે મહાપાપ કર્યાં હશે ત્યારે જ આ શેઠને પાને આપણે પડી, પણ કાંઈક પાપ કરતાં પાછું વાળીને જોયું હશે, કે જેથી 'પરમપવિત્ર ગુરૂમહારાજના દર્શન થયાં ને આવો શુભ અવસર આવ્યો અને આજ શ્રી મહાવીર પ્રભુના ગુણો ગાઇ સ્તુતિ કરી અપૂર્વ આનંદ મેળવ્યો. પ્રભુ ! ઓ કૃપાળુ પ્રભુ ! આવો નિર્દોષ આનંદ અમને સદા મળજો અને સઘળાં પાપ ટળજો–એજ અમો સદા ઇચ્છીએ છીએ. પછી બે ત્રણ કલાક જેટલો ટાઇમ થઈ ગયો એટલે તરતજ સ્વસ્થાને આવી કાષ્ટ ઉપર લુગડું પાથરી તે પર બેઠી, અને ગુરૂમંત્ર બોલી કે તરતજ લાકડું આકાશ માર્ગે ચાલતું થયું, થોડી વારમાં પોતાનું ઘર આવી પહોંચ્યું, એટલે લાકડું ચોકમાં આવી પડ્યું, કે ચારે સ્ત્રીઓ હેઠી ઉતરી ઘરમા જઇ પોતપોતાના ઓરડામાં સર્વે સુઇ ગઈ આ પ્રમાણે હમેશાં થવા લાગ્યું, રાત પડે કે તરતજ ટાઈમ પ્રમાણે રોજ રત્નદ્વીપમાં જવા લાગી. એકદા એવું બન્યું કે હમેશાં આવજા થવાથી લાકડું આડુંઅવળું રોજ મુકાતું હતું તે વાત પેલા જંજાળી કૃપણશેઠના જાણવામાં ન હતી, પણ દરેક આઠવાડીએ હજામ ત્યાં આવતો હતો. તેને એક દિવસ શંકા થઇ કે આ લાકડું ઘણુંજ મોટું છે. પચીસ પચીસ માણસોથી પણ ફરવુ મુશ્કેલ છે; તો આને રોજ કોણ ફેરવતું હશે ? કારણકે આ મોટુ તોતીંગ હુ ઘણા વખતથી આડુંઅવળું ફરતું જોઉં છું, માટે આ બાબતની કાંઈ તપાસ તો કરવી. કારણકે મોટે ઘેર મોટું અંધારૂં હોય છે. વખતે આ શેઠના ઘરમાં ચાર સ્ત્રીઓ નવાં ચરિત્રો કરતી હોય. ઘણું કરીને સ્ત્રીઓનો સ્વભાવ ઘણો ચપળ હોય છે અને આ શેઠના ઘરમાં તો સ્ત્રીઓને પરાધીનતાનો પાર નથી, અને જ્યાં અતિ પરાધીનતા હોય છે, ત્યાં અતિ પ્રપંચભાવ પણ હોય છે, એમ નક્કી સમજવું, માટે આજ રાત્રે આ બાબતની તપાસ તો કરવીજ, એમ વિચારી રાત્રે સઉ સુઇ ગયા પછી તે હજામ ત્યાં આવ્યો અને એક ખુણામાં અંધારે ગુપ્ત સંતાઇ સર્વ ચર્ચા જોવા સાવધાન થઇ બેઠો. ઘણું કરીને હજામજાતિ

ધૂર્ત ખેલવામા મહાધુર્ત અને ચપળ હોય છે, છકાપંજામાં પણ ઘણી પ્રવિણ હોય છે. તે વિષે કહ્યું છે કેઃ—

શ્લોક.

नराणां नायिको धूर्त. । पक्षिणां चैव वायसः ।
पशूनां शृंगालो धूर्तः । नारीणां चैव मालिका ॥

અર્થાત—પુરૂષ જાતિમાં હજામ મહાધૂર્ત હોય છે, પક્ષીઓમાં કાગડો મહાધૂર્ત હોય છે અને સ્ત્રી જાતિમાં માળણ અથવા ગુણિકા મહાધૂર્ત હોય છે, તેથી આ શેઠનો હજામ પણ ધૂર્તવિદ્યા સાધવા સાવધાન થઇ શેઠના ઘરમાં ગુપ્તપણે સંતાઇ બેઠો.

હવે એટલામાં રાતના બાર વાગ્યા એટલે હંમેશના નિયમ પ્રમાણે ચારે સ્ત્રીઓ ઉઠી કાષ્ટ ઉપર કપડું પાથરી તે પર બેઠી, અને ગુરૂમંત્રનો ઉચ્ચાર કર્યો કે તરતજ કાષ્ટ પોતાની મેળાએ ઉંચું થઇ ગગનમાર્ગે અદ્ધર ચાલવા માંડયું. પેલો હજામ તો આ ક્રિયા જોઇ દિંગમુઢ જ થઈ ગયો અને સામુજ જોઈ રહ્યો ! થોડીવારમાં તો લાકડું અદૃશ્ય થઇ ગયું, હજામ તો મહા વિચારમાં પડી ગયો અને મન સાથે બોલ્યો કેઃ—ભલા ભગવાન ! આ શું અજાયબી ભરેલું બન્યું ? ખરેખર સ્ત્રીઓ મહા ચતુર છે પણ એ રોજ કયાં જતી હશે ? હવે તેની પણ તપાસ તો કરવીજ એમ વિચારી તે પોતાને ઘેર ગયો, પણ હૃદયસાગરમાં અનેક તરંગમાળા ઉછાળતો ગયો. સવારમાં આવી લાકડું તપાસ્તું તો કાલ કરતાં જુદી રીતે પડેલું જોયું. સ્ત્રીઓ ઘરમા કામકાજમા હતી એટલે લાકડાની બરાબર તપાસ કરી, તો તેમાં એક ઠેકાણે પોલાણ દીઠી તેથી વિચાર્યું કે આ સંતાવાનો લાગ સારો છે. રાત્રે વાત. એમ ધારી રાત્રે ત્યા આવ્યો ને કાષ્ટની પોલમાં સંતાઈ રહ્યો, હમેશના નિયમ મુજબ ચારે સ્ત્રીઓ કાષ્ટ ઉપર બેસી રત્નદ્વીપમા ગઇ, ત્યાં ગયા પછી કાષ્ટ સમુદ્રકિનારે મુકી ગુરૂવર્યનાં દર્શન કરવા ચાલી ગઈ પેલો હજામ પોલાણમાંથી બહાર નીકળી આસપાસ જોવા લાગ્યો તો ચોતરફ રત્નના ઢગલા પડેલા જોયા. સર્વ ભાગ પ્રકાશમય જોઇ ઘણોજ આશ્ચર્યચકિત થઇ ગયો. અહાહા ! અહીં તો મહા સુખ છે. આપણું તો કામજ થઈ ગયું. એમ વિચારી હર્ષપૂર્વક તેમાંથી મોટા પાંચ રત્ન લઈ લીધા. મનમા ધાર્યું કે અતિ લોભ કરવો નહિ. કારણકે लोभात्सर्व विनश्यति ॥ અર્થાત —લોભથી સર્વ વિનાશ થાય છે. કહ્યું છે કેઃ—શ્લોક

संतोषस्त्रिषु कर्तव्यः । स्वदारे भोजने धने ॥
त्रिषु नैव च कर्तव्यो । ज्ञाने दाने च धर्मणि ॥

અર્થાત્—સ્વસ્ત્રીમાં, ભોજનમાં અને ધનમાં સંતોષ કરવો, અને જ્ઞાનમાં, દાનમાં અને ધર્મમાં સંતોષ કદિ કરવોજ નહિ. માટે હે જીવ ! વધારે લોભ ન કરવો–એમ વિચારી પાંચ રત્નો લઈ પાછો સ્વસ્થાનમાં ગુપ્તપણે બેસી ગયો. ચાર સ્ત્રીઓ પણ ટાઇમ પ્રમાણે ત્યાં આવી કાષ્ઠમાં બેસી પોતાને ઘેર આવી અને ઓરડામાં જઇ સુઇ ગઇ. હજામ પણ હરખાતો હરખાતો પોતાને ઘેર ગયો, સવારમાં તેમાંથી એક રત્ન વટાવી તેનાં નવાં ઘર લીધાં અને અનેક પ્રકારનાં સાંસારિક વૈભવ સુખો ભોગવવા લાગ્યો. હજામનો ધંધો તજી દીધો ને શેઠને ઘેર જવુ પણ તજી દીધું, કારણકે હવે તેને શેઠની પણ ગરજ રહી નહિ, તેથી એક વખત કોઇ કામ પ્રસંગે શેઠ તેડવા માટે તેને ઘેર ગયા; ત્યાં જઇ જુએ છે તો હજામને ઘેર તો નવોજ પ્રકાર જોવામાં આવ્યો. આશ્ચર્ય પામી શેઠે પુછ્યું:–અલ્યા ! આ શું ? ને આ બધું ક્યાંથી કમાયો ? કોઇનું ઘર માર્યું કે શું ? ત્યારે તે બોલ્યો કે:–શેઠ ! તમારા ઘરનોજ પ્રભાવ છે. તે સાંભળી શેઠ બોલ્યાઃ–મારા ઘરમાંથી ચોરી કરી કે શું ? ત્યારે તેણે કહ્યું કેઃ–ના, તમારા ઘરમાંથી ચોરી તો નથી કરી પણ એ તમારી પુત્રવધુઓનો પ્રભાવ છે. ત્યારે શેઠે પુછ્યું:– અલ્યા ! શું તું બોલે છે ? આનું કાંઇ તાત્પર્ય સમજાતું નથી, શું છે ? ખરેખરૂં કહી દે ! ત્યારે તેણે કહ્યુ કેઃ–કાકા ! ખરૂં સુખ તો તમારી પુત્રવધુઓ જ ભોગવે છે, તેઓ તમારા ચોકમાં મોટાં કાષ્ઠ ઉપર બેસી રોજ રત્નદ્વીપે જાય છે. હુ એક દિવસ તેની પોલાણમાં બેસી ગુપ્તપણે ત્યાં ગયો હતો, અને ત્યાંથી પાંચ રત્નો લાવ્યો છું. આ સાંભળી શેઠ તો ચકિત જ થઇ ગયો. હૃદયમાં રત્નની લેહ લાગી ! હું પણ ત્યાં જાઉં અને પુષ્કળ રત્નો લાવી ભંડાર ભરપુર ભરી દઉં. એમ ધારીને એકદમ ઘેર આવી ધાર્યું કે ક્યારે રાત પડે ને કાર્ય સિદ્ધ થાય. રાત પડી એટલે સ્ત્રીઓને કહ્યું કે આજ તો મારા પેટમાં દુઃખે છે, માંટે વહેલા સુઇ જવું છે–એમ કહી સુઇ ગયો, અને થોડીવારમાં કપટ નિદ્રાનો દેખાવ દીધો. સ્ત્રીઓએ તે સત્ય માની સહુ સહુના શણગાર સજવા માંડ્યા, એટલે બીજા હોલમાં થઈ ગુપ્તપણે શેઠ હેઠો આવી કાષ્ટની પોલમાં સંતાઇ ગયો. સ્ત્રીઓએ હર્ષપૂર્વક ત્યાં આવી હંમેશ મુજબ વસ્ત્ર પાથરી તે પર બેસી મંત્ર ઉચ્ચાર કર્યો, કે તરતજ કાષ્ટ

 જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય; 
બાળે છે ઘર આગ પણ, ઘરમાં રોજ રખાય. ૩૪૬

ગગનમાર્ગે ચાલતું થયું. પોલાણમાં બેઠેલા કંજુસ કાકા તો આ ચમત્કાર જોઇ વિચારમાં પડી ગયા, ને રત્નપ્રાપ્તિ માટે અનેક વિચિત્ર તરંગમાળાઓ શેખશલ્લીની માફક ગુંથવા લાગ્યા. અને આ અપૂર્વ પ્રસંગ માટે મનમાં ઘણું હરખાવા લાગ્યા. તેવામાં થોડીવારે તો તે કાષ્ટ રત્નદ્વીપે આવી પહોંચ્યું કે તરતજ ચારે સ્ત્રીઓ ગુરૂદર્શન માટે ચાલી ગઇ. તેઓને તો કાંઇ રત્ન માટે જરા પણ લોભ ન હતો. તેમને તો ગુરૂદર્શનનીજ ઇચ્છા હતી. કારણકે તે વિષે કહ્યું છે કેઃ—

संतोषामृत तृप्तानां । यत्सुख शान्त चेतसाम् ।।
कुतस्तद्धनलुब्धानां । मित्तश्चतश्चे धावताम् ।।

અર્થાત્—સંતોષ રૂપી અમૃતથી તૃપ્ત થયેલા શાંતચિત્તવાળાને જે સુખ મળે છે, તે સુખ ધન માટે આમતેમ ભમતા લોભીને કયાથી સ્વપ્નામાં પણ હોઇ શકે ? એમ ધારી સીધી તે સ્ત્રીઓ ગુરૂદર્શન કરવા ગઇ. એટલે આપણી કથાના નાયક કંજુસ કાકા સાગર શેઠ બહાર આવ્યા, ચોતરફ દૃષ્ટિ ફેંકતાં અપૂર્વ રત્નપ્રકાશ તેણે જોયો, હવે તેના હર્ષનો તો પાર રહ્યો નહિ. બિચારો શેઠ તો હર્ષથી ઘેલોજ બની ગયો, એકદમ તેણે રત્ન એકઠાં કરવા માડયા. કાષ્ટપોલાણ બધી ભરી દીધી, મનમાં લોભનો પાર નહિ, જેમ જેમ રત્નો ભેગાં કર્યાં તેમ તેમ રાક્ષસી તૃષ્ણા વધતીજ ગઇ ! અફગાનિસ્તાનનો બાદશાહ મહમદ ઘોરી દેરા અને મુર્તિઓ તોડીને તેના ગર્ભમાંથી રત્નો લુંટનાર અને શહેરોને ખંડેર કરી ઉજ્જડ કરનાર તથા ધનને ગમે તેવા પ્રપંચોથી પ્રતિદિન વધારનાર મરતી વખતે એકંદર દોલતના ઢગલા ઉપર બેસીને એક નાના બાળક માફક રડીને બોલ્યો હતો કેઃ—હાયરે ! આમાંનું હું કશું મારી સાથે લઇ જવાને સમર્થ નથી, છેવટ તો લોભના સરદારને એજ બોલવાનો વખત આવ્યો, અને આખી જીંદગીને છેવટે તો કપાળે કુટવાનું અને બળાપો કરવાનુંજ રહ્યો ! અરે ! પૈસા માટે પૂર્ણ પાપ કર્યાં પણ તે તો સર્વ અહીંજ રહ્યું, હાય ધિક્કાર છે લોભરૂપ દુષ્ટ રાક્ષસને હજાર વાર !

ઉપજાતિ વૃત્ત.

મહત્ લોભે નર મૂર્ખ થાય, મિથ્યા તરંગો કરીને ફુલાય;
મર્યાદ ભૂલી નિજ યોગ્યતાની, ભરે ફ્લંગો કંઇ લંગડાની. ૧

નીચા જનોની કરી મિત્રતા ને સહાય શોધે ઉંચ સિદ્ધિ માટે;
દમામ પોલો કરી રાજ થાય, પોતેજ પોતા થકી તે ઠગાય. ૨

લોભથી અંધ બની ગયેલા છે ચક્ષુ જેનાં એવો આ સાગરશેઠ પણ બિચારો મનમાં પૂર્ણ પસ્તાવા લાગ્યો, કે અરેરે! આવી ખબર હોત તો અહીં રોજ આવત, અને રત્ન બધાં ઉપાડી જાત. પણ હજી ફીકર નથી, હવે તો દરરોજ જીવીશ ત્યાં સુધી અહિં આવીશ અને લેવાય તેટલાં રત્નો લઇ જઇશ. એમ ધારી રત્નો લેવાય તેટલા લીધા. લોભને ધિક્કાર છે. લોભથી સઘળા સદ્ગુણો નાશ પામે છે. કહ્યું છે કેઃ—

વસંતતિલકાવૃત્ત

निःशेष धर्मवन दाह विजृंभमाणे। दुःखौघमस्म निविसर्पदकीर्तिधूमे॥
वाढे धनेंधन समागम दीप्य माने। लोभा न लेश लभतां लभते गुणोघः॥

અર્થાત્—સમસ્ત પ્રકારે ઉત્તમ એવા ધર્મરૂપી વનને બાળવા માટે વિકસિત થયેલા દાવાનળ સમાન, વળી દુઃખ રૂપ ભસ્મો જેમાં ઉડી રહી છે એવા, વળી જેમાં અપકીર્તિ રૂપી ધુમાડો પ્રસરી રહેલો છે, વળી ધનરૂપી કાષ્ટના સમાગમથી પ્રતિદિન વધતા જતાં અર્થાત ધન રૂપ ઇંધણો કરી અત્યંત જાજવલ્યમાન એવા લોભરૂપી અગ્નિમાં સર્વ ગુણો પતંગીયાની માફક બળી ભસ્મ થઈ જાય છે. અહાહા! લોભ રૂપી અગ્નિ કેવો બળવાન છે? આટલાં આટલાં રત્નો લીધાં છતાં પણ હજુ લોભ ન માતા કાનમાં બે ચાર ભરી દીધાં, બગલમાં પણ સમાવી દીધાં, પાંચ પચીસ મોઢામાં પણ ભરી દીધા. એમ શરીરના પોલા ભાગમાં જ્યાં જ્યાં સમાયાં ત્યા ત્યાં ગોઠવી દીધાં. જરાક દુખ તો પડશે પણ આવો લાભ ફરીને નહિ મળે માટે લેતાં ચુકવું નહિ. આવા લોભીને પ્રભુના દરબારમાં જવાનો કદિ હક મળતો નથી બાઇબલમાં કહે છે કેઃ—એક ઊંટ કદાચ સોયના નાકામાં દાખલ થવા ભલે હિંમત ધરે, પણ કૃપણ પૈસાવાળાને તો પરમેશ્વરની કચેરીમાં દાખલ થવાની હિંમત રાખવાનો મુદ્દલ અધિકારજ નથી. અરેરે! આ કૃપણ શ્રીમંતો ઉપર ખુદ દયાસાગર પરમેશ્વરનો પણ આટલો બધો કોપ! દુનિયામાં તો આમતેમ ચોતરફ ઝાડુ પડયા જ કરે છે, તેથી તે બિચારા—બાપડાને મુઆ પછી દયાળુ પરમેશ્વર તરફની આશા હતી, કે તે કાંઇ હાથ પકડશે અને પંપાળશે, પણ આ તો ભગવાન પોતે કહે છે કેઃ- જ્યાં શ્રીમંતાઈ છે ત્યાં ઉદ્ધતાઇ છે, માટે આવા કૃપણ શ્રીમંતોનું નામ

પણ મારા દરબારમા ન જોઇએ. મતલબ કે એવા લોભિષ્ટો કદિ પણ ઉત્તમ કાર્યો કરી સદ્દગતિને પાત્ર બની શકતા જ નથ, વળી તેને માટે જ્ઞાની જન કહે છે કે:–અહાહા ! જુઓ લોભ રાક્ષસ કેવો બળવાન રીપુ છે ! જીવનુ તે કેવું ભાન ભુલાવી દે છે ? તે રાક્ષસે પોતાના પ્રબળ પંજામાં આખા જગતને સપડાવી દીધું છે ભાગ્યેજ કોઈ દુરદાંતના હસ્તમાંથી છુટો થઈ શકે છે ! જેમ લાભ થઇ ગયો તેમ લોભદશા પ્રબળપણે વધતી જ ગઈ.

હવે પેલા લોભી શેઠે ખુબ રત્નો લીધા. જ્યા જ્યા ભરાય તેટલાં ભર્યાં, તેને સાચવવાને સંપૂર્ણ કષ્ટ હતું તો પણ તેને લેખામા નહિ ગણતાં, વિશેષ મેળવવાની લાલસા ઉભી રહી, મન તો અપૂર્ણ જ રહ્યુ, રોતુ ને રોતુ જ રહ્યુ. અરેરે ! કંઇક રત્નો લેવાનુ મોટું સાધન લાવ્યો હોત તો ઠીક થાત પણ નિરૂપાય !

હવે વખત વિશેષ ગયેલો હોવાથી સ્ત્રીઓને આવવાની ભીતિ થઇ, તેથી એકદમ પોલાણમા સાકડેમોકડે સતાઇ ગયો; આડું લુગડું આવતુ એટલે કોઇને દેખવાનો ડર તો ઓછો હતો ટાઇમ પ્રમાણે સ્ત્રીઓએ આવી કાષ્ટ ઉપર બેસી ગુરૂ મંત્રોચ્ચાર કર્યો એટલે કાષ્ટ અદ્ધર હાલતુ થયું શેઠને તો હજી સુધી એજ ઝંખના રહી, કે ક્યારે આવતી કાલ આવે અને અહીં આવું, કેમકે ધન રળવાનું આવુ સુદર ઠેકાણુ બીજે નહિ મળે ! ખરૂં હવે છે કે તો પુત્રોને પણ તેડાવુ અને આ કુચી શીખવાડી દઉ, એમ અનેક જાતની તરંગમાળા ગુથવા લાગ્યો. લોભને થોભ નથી ! આટલી વસ્તુઓ કદી પૂર્ણ થતી નથી. કહ્યુ છે કે:—

श्लोक—अग्नि विप्रो यमो राजा । समुद्रमुदरं गृहम् ॥
सप्तैतानि न पूर्यंते । पूर्य माणा दिने दिने ॥

અર્થાત્—અગ્નિ, વિપ્ર, જમરાજા, રાજા, સમુદ્ર, પેટ ને ઘરણિ. એટલાં જણાઓ સદા અપૂર્ણ છે જેમ જેમ તેમને પુરવા પ્રયત્ન કરાય છે, તેમ તેમ તે પ્રકારો અધૂરા જ થતા જાય છે

હવે હમેશ કરતાં કાષ્ટ આજે ધીમે ધીમે ચાલતું જોઈ ચારે સ્ત્રીઓ વિચારવા લાગી; કે આજે ગતિમા આ કાષ્ટ બહુ ધીમુ કેમ ચાલે છે ? પણ શેઠ અને રત્નનો ભાર આજે વધ્યો છે તે તેમને ખબર નહોતી. ધીમે

ચાલવાથી વિશેષ ચિંતામા પડી ગઈ બહેનો, આજ કાંઇ સમજાતું નથી, આપણું વાહન બહુ ધીમે ધીમે ચાલે છે, બે કલાક થવા આવી તો પણ હજુ માંડ માંડ અર્ધ પંથેજ પહોંચ્યુ છે, મોડું થશે તો પેલો લોભી કંજુસ કાકો જાણશે અને આપણા ઉપર સિતમ ગુજારશે. હજી તો મધ્ય સાગરમાં આવ્યાં છીએ, માટે મારો એવો વિચાર છે કે આ કાષ્ટને પાણીમા ફેંકી દઇ, ફક્ત કપડાં ઉપર બેસીએ તો સત્વર પહોંચાય. નહિ તો આજ ભોગ મળ્યા સમજવા. ત્યારે સર્વેએ કહ્યું કેઃ-હા એમજ કરો. કાષ્ટ પાણીમાં ફેંકી દઈ જલદી ચાલો ! આ સાંભળી પોલાણમા સંતાયેલો લોભી શેઠ તો ગાભરોજ બની ગયો, અને વિચાર્યું કે હાય ! હાય ! હુ ઠાર મરાયો. હમણાજ લાકડું ફેંકી દેશે તો મારા તો અહીંજ બાર વાગી ગયા સમજવા. અરે બીજુ તો ઠીક ! પણ આ મહા મુશીબતે મળેલાં મારા રત્નો બધાં દરીયામા જશે. માટે બેબાકળો થઈ બોલી ઉઠયો કેઃ-વહુ બાપ ! લાકડું નાખી દેશો નહિ, હું અંદર બેઠો છું, તમે જરા પણ મનમાં બીશો નહિ. જેની બીક છે તે હુ તમારી સાથેજ છું, તમે ધીમે ધીમે ચલાવજો, ભલે મોડુ પહોંચાય, તેની ફીકર કરશો નહિ. મે ખુબ રત્નો ભર્યાં છે તેથી આ વાહન વજનદાર બન્યું હશે ! પણ આપણું દારિદ્ર ગયું સમજજો. હવે તમો ઇચ્છા મુજબ ખાજો, પીજો અને આનંદ કરજો. હવેથી હું તમને જરા પણ દુઃખ નહિ દઉં, સમુદ્રમાં કાષ્ટ નાખી દેશો તો રત્ન બધાં જશે અને હુ પણ મરી જઇશ માટે મારા બચવાની ખાતર કાષ્ટ નાખશો નહિ. એ પ્રમાણે રત્નો નાશ થવાના ભયથી, અને મરણની બીકથી બોલી ગયો. આ ચારે જણીઓ આ વચન સાંભળી વિચારમાં પડી ગઇ અને બોલી કેઃ-અરે ! આ બલા અહીં કયાંથી ? જરૂર આ બધું જાણી ગયો હશે, અત્યારે ગરજને લીધે આમ મિષ્ટ વચનો બોલે છે, પણ તેના સ્વભાવથી આપણે અજાણ્યાં નથી. ઘરમાં કચરાની કયાં ખોટ હતી તેથી અહીંથી વળી રત્નો લીધાં. અહો ! ખરૂં છે કે લોભીયાને આખા જગતનું ધન એકઠું કરી આપીએ, તો પણ તેની તૃષ્ણા છીપે નહિ. તેને માટે ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રભુએ કહ્યું છે કેઃ—

सुवन्न रूपस्य उपव्वया भवे । सियाहु कैलाससमा असंखया ॥
नरस्स लुद्धस्स न तेहिं किंचि । इच्छाहु आगास समा अणंतया ॥

અર્થાત્—એક લોભીયા મનુષ્યને સુવર્ણના અને રૂપાના મેરૂ જેવડા પર્વતો આપો તો પણ તેની સંપૂર્ણ તૃષ્ણા શાંત થતી નથી. કારણ કે ઇચ્છા

છે તે આકાશ અને કાળના સમયની માફક અનંતી છે, અને દ્રવ્ય તો અસખ્યાતું છે; તો પછી લોભી જીવની તૃષ્ણા વધતીજ જાય છે. વળી કહ્યુ છે કેઃ—

ઇંદ્રવિજય છંદ.

જો દશ વીશ પચાસ મલે શત, હોઈ હજાર તો લાખ મગેગી,
કોટી અરબ ખરબ અસંખ્ય, ધરાપતિ હોનેકી ચાહ જગેગી;
સ્વર્ગ પાતાળકુ રાજ કરૂં, તૃષ્ણા અધિકી અધિકી જ વધેગી,
સુંદર એક સંતોષ બીના શઠ, તેરી તો ભુખ કબુ ન ભગેગી.

તેમ આપણો સસરો આ સાગરશેઠ પણ લોભીનો સરદાર છે, કૃપણ પણ પૂર્ણ છે, આપણે તેના ઘરમાં જરાપણ સુખ કે સંતોષ તો પામ્યાજ નથી. આપણા પ્રિય પતિને પણ આ પાપીએ દ્રવ્યની આશાએ પરદેશમાં મોકલ્યા છે. માટે બેનો ! આ લાગ બહુ સારો છે. આવા પાપી જીવોનું જીવતર દુનિયાને શું લાભકારક છે ? આવા પ્રાણીઓનું જીવતર કરતાં મરણ શ્રેય છે, કદાચ જીવતા હોય તો પણ તે મુવેલાજ છે—એમ શાસ્ત્રકારોએ ભાર દઈને વર્ણવ્યુ છે. વળી આપણે તેને કદાચ અત્રે બચાવીશું, તો તે ઘેર ગયા પછી કોણ જાણે શું કરશે ? કારણ કે લોભીનો વિશ્વાસ કદી કરવો નહિ. તે વિષે કહ્યુ છે કેઃ—

દોહરો—લોભીનો વિશ્વાસ શો ? લોભે તે લે પ્રાણ;
ઔરંગજેબે લોભથી, કીધી કુળની હાણ.
બહુશ્રુત શાસ્ત્ર ભણેલ ને, સંશય છેદક હોય;
મહાલોભથી તે નરો, પણ પામે દુઃખ તોય.

માટે લોભીનો વિશ્વાસ કરવો નહિ. વળી આવા પાપી જીવો તો પાપે પચી રહ્યા છે. આવો લાગ ફરીને મળશે નહિ, એમ સર્વનો એકમત ચોક્કસ થવાથી ને પેલા લોભી સાગરશેઠનું ભાગ્ય દુષ્ટ હોવાથી તત્કાળ કાષ્ટ સમુદ્રમાં પડતું મુક્યું અને ચારે જણીઓ ચાલી ગઈ. આ બિચારો સાગરશેઠ રત્નની હાયવોય કરતો કરતો સાગરમાં ડુબી ગયો અને મરતી વખતે પણ એજ ઝંખના રહી. અહાહા ! લોભ કેવી બુરી હાલતમાં ઉતારે છે ! લોભ છે તે સર્વ દુર્ગુણનો ભંડાર અને સદ્દગુણોને બાળનાર છે. લોભ હોય ત્યાં સત્ય રહેવા પામતુંજ નથી તથા દયા, ક્ષમા, શીલ, સતોષ વગેરે તમામનો નાશ થાય છે. ખીલજી વંશનો જલાલુદીન બાદશાહ ઘણોજ દયાળુ હતો તેથી

તે બંડખોર લોકોને પણ શિક્ષા નહિ કરતાં માફી આપતો હતો. આમ છતાં પણ એક શીદીમૌલા પાસે પારસમણી જોવામાં આવ્યો, તે મેળવવા ઘણાએ ફાંફા માર્યા આખરે તે મણીના લોભથી શીદીમૌલાને દગો કરી મારી નાખ્યો. એ શીદીના મુવા પછી બાદશાહનો વડો દીકરો મુવો વરસાદ વરસ્યો નહિ, દુકાળ ઘણો ભારે પડયો અને છેવટે બાદશાહ પણ કુમરણે મરણ પામ્યો. એ સર્વ શીદીના શાપથી થયું એમ લોકો માનવા લાગ્યા. અરેરે ! એક લોભ આટલા બધા અનર્થોનું કારણ થઈ પડયો. (હિંદુસ્તાનનો ઇતિહાસ) માટે ખરેખર લોભીના હૃદયમા દયા રહેવા પામતી નથી કદાચ તેની પાસે અન્ય સદ્દગુણ ભલે હોય તોપણ તે નકામા હોઈ તે સ્વાર્થ સાધવાના ઉપાયો છે. તેને માટે રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કે:-

શાર્દુલવિક્રિડિત વૃત.

लोभेश्चदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः ।
सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ॥
सौजन्यं यदि किं गुणैः स्वमहिमा यद्यस्ति किं मंडनैः ॥
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥

અર્થાત્—એક લોભરૂપ દુર્ગુણ હોય તો પછી બીજા દુર્ગુણની કશી જરૂરજ નથી. એક ચાડીયાપણુ હોય તો અન્ય પાપોથી શુ ? તથા સત્ય હોય તો તપશ્ચર્યાથી શું ? પવિત્ર મન હોય તો તીર્થયાત્રાથી શુ ? તથા સુજનતા હોય તો સગાંથી શું ? તથા સુમહિમા હોય તો અન્ય આભૂષણોથી શું ? તથા એક અપયશ હોય તો મરણથી શુ વિશેષ છે ? અપયશવાળું જીવતર નકામુ છે મતલબ કે લોભ જેવો એકે મહા દુર્ગુણ નથી લોભીના હૃદયમાં દયા પણ રહેતી નથી. પોતાના સ્વાર્થ માટે અનેક પ્રપચ રચી સામાના પ્રાણ લેતાં પણ તે ચુકે નહિ. માટે એક લોભજ હોય તો બીજા બધા અવગુણથી શું ? એકલો લોભજ સઘળા સદ્દગુણને બાળવા સમર્થ છે. મતલબ કે જ્યાં સુધી મનુષ્યોને ધનની ઇચ્છા પ્રબળ રહે છે, તેનીજ મનસા ચાલ્યાજ કરે છે, સદા તેના ઉપાયો યોજે છે. ત્યા સુધી મોક્ષસુખની ઇચ્છા રાખવી નકામીજ છે એમ ચોક્કસ સમજવુ. માટે મોક્ષેચ્છુ જનોએ લોભનો ત્યાગ કરવો. જ્યારે લોભવૃત્તિ ઓછી થાય છે અને સંતોષરૂપી અમૃત ચાખે છે ત્યારેજ તે જીદગીનું અપૂર્વ સુખ ભોગવવાને ભાગ્યશાળી બને છે અને સંતોષ—સુખ હોય ત્યારેજ પવિત્ર ધર્મ સાધી શકાય છે અને પવિત્ર ધર્મથીજ

 આંટી કાઢે અક્કલથી, ઘુંચ પડે ન મુંઝાય; 
તાણીને તોડે નહિ, તો ધરસૂત્ર ચલવાય. ૩૫૨

અપૂર્વ મોક્ષલક્ષ્મી મેળવી શકાય છે. માટે દુષ્ટ રાક્ષસરૂપ લોભનો સર્વથા ત્યાગ કરવો. (૮૫)

---

(૮૬-૮૭)

विरदनं वदनं कदनं गमः । कच चयः कल धोत निभः किल ॥
चरण हस्तक मस्तक कंपनं । श्रवणका दिहषी बल निर्वलम् ॥८६॥
विगलितं धृति हि सुधि भिः समं । निखिलमंग मगादति जीर्णताम्
तदपि चात्र विचित्र तरं परं । नतनिमा मतनोत् बल तृष्णका॥८७॥

અર્થ:—આ લોકમાં મનુષ્યો જ્યારે વૃદ્ધ થાય છે, ત્યારે મુખ દાંત વિનાનું થાય છે. ગતિ પણ દુઃખકર થાય છે, ખરેખર કેશનો જથ્થો પણ રૂપા જેવો શ્વેત વર્ણો થાય છે, હાથ પગ અને મસ્તકમાં ધ્રુજારો ઉત્પન્ન થાય છે, શ્રોત્ર વગેરે પાંચ ઇંદ્રિયોનું બળ હીન થાય છે. વળી પણ જીર્ણતાને પામી જાય છે. તો પણ લોકમાં એટલું જ આશ્ચર્ય અને ખેદ ઉત્પન્ન થાય છે, કે આવી રીતે વૃદ્ધાવસ્થાને પામવા છતાં, તૃષ્ણા તો હજી સુધી જરા પણ જીર્ણતાને પામીજ નથી; પણ ઉલટી તે તો વૃદ્ધિ જ પામતી જાય છે. (૮૬-૮૭ યુગ્મ.)

ભાવાર્થ—આ દુનિયામાં એવી કોઈ પણ વસ્તુ નથી, કે તેના ઉપર કાળ લાગુ પડતો ન હોય ! પરંતુ દરેક પૌદ્‌ગલિક પદાર્થ ઉપર કાળ લાગુ પડે છે. અને કાળ લાગુ પડે છે, ત્યારે તે નવું હોય તો પણ અમુક કાળે જુનું થાય છે. જે વૃક્ષનાં પાન એક કાળે લીલાં હોય તે અમુક કાળે પાકાં થઈ પીળાં પડી જાય છે. જે વસ્તુ નવી હોય તે અમુક કાળે જીર્ણ બની જાય છે. તેમ જે જીવ જન્મે છે, તે અમુક કાળે વૃદ્ધ થાય છે, તે વખતે તેના શરીરમા યુવાવસ્થા જેવું જોર રહેતું નથી. વૃદ્ધ થયેલા મનુષ્યોનાં ચૌદે પ્રગણા ઉજ્જડ થઇ જાય છે. તેમાં પ્રથમ તો દંતપુરી ઉજ્જડ થાય છે, એટલે દાંત સઘળા પડી જાય છે. જે દાંતો વડે ચાવીને અનેક પ્રકારના સ્વાદો લીધા તેણે તો પહેલેથી જ પોબારા ગણ્યા એટલે દાંત સર્વે પડી ગયા. કહ્યું છે કેઃ—

દુહોઃ—દાંત દાડમની કળી, કંઈ કંઇ ચીજું ચખાડીયું;
પણ નગણા શું કીધો નેહ, તે હાડ પેલા હાલીયા.

મતલબ કે એવા સુંદર દાંતો પણ સર્વે પડી ગયા. માથાના કેશ કાળા ભ્રમર સરીખા હતા, તે શ્વેત રૂપાના તાર સરીખા થયા. અમુક વસ્તુ મેલી થયેલી હોય તો તેને ધોવા માટે પાણી, ખાર કે સાબુની પણ જરૂર પડે છે, પણ આ કેશ ધોળા થવામાં કાંઇ પણ મહેનત પડતી નથી, પાણી, સાબુ કે ખારની જરૂર રહેતી નથી. કાળ પહોંચી ગયે એની મેળે જ શ્વેત થાય છે. કહ્યું છે કે:—

દુહો:—જરા કુતારી ધોબણી, ધોયાં દેશ વિદેશ.
વિણ ચાબુ વિણુ પાણીએ, ઉજળા કીધા કેશ.

માટે વૃદ્ધાવસ્થામાં કેશ સર્વ ધોળા થઇ ગયા, હાથ, પગ અને મસ્તકમા કંપવા થાય છે, તેમાં શક્તિ પણ રહેતી નથી, તથા શ્રવણેંદ્રિય, ચક્ષુ ઇંદ્રિય, ઘ્રાણેંદ્રિય, રસેદ્રિય, સ્પર્શેન્દ્રિય એ પાંચ ઇંદ્રિયોનું બળ ઘટી જાય છે, આંખના ને કાનના દેવતા પણ ઉઠી જાય છે. પુરૂં સાંભળી પણ શકાતું નથી. પેટલાદ પુરીમા હવે માલ પણ પુરો ખપતો નથી, કઠણુ પદાર્થ પેટમાં પચે નહિ. એ પ્રમાણે આખું શરીર જીર્ણતાને પામી ગયું, તેની સાથે ધૈર્યતા અને સુબુદ્ધિ પણ નાશ પામે છે અને વૃદ્ધાવસ્થામાં અનેક પ્રકારની ઇચ્છાઓ થયા કરે છે. એમ આખું શરીર કથળી ગયું, તો પણ ઘણી સખેદાશ્ચર્યની વાત છે કે હજી આશા તૃષ્ણા જરા પણ ઓછી થતી નથી ! તેને માટે કહ્યું છે કે:—

મનહરછંદ:—કરોચલી પડી દાઢી ડાચા તણો દાટ વળ્યો,
કાળી કેશ પટી વિષે શ્વેતતા છવાઇ ગઈ;
સુંઘવું સાંભળવું ને દેખવું તે માંડી વાળ્યું,
તેમ દાંત આવળી હા ખરી કે ખવાઇ ગઈ;
વળી કેડ વાંકી હાડ ગળ્યા, અંગ ગયો રંગ ગયો,
ઉઠવાની આય જતાં લાકડી લેવાઇ ગઈ;
અહો રાયચંદ્ર એમ જુવાની હરાઈ ગઇ,
પણ મનથી ન તોય રાંડ મમતા મરાઈ ગઈ.

મતલબ કે આ પ્રમાણે આખુ શરીર જરાથી જીર્ણ થઇ જાય છે, અવયવો નિસ્તેજ અને નિર્બલ બની જાય છે, તો પણ મમતા તૃષ્ણા ઘટતી નથી, પણ આશા તૃષ્ણાનું જોર તો ઉલટું વધતું જ જાય છે । તે વિષે કહ્યું છે કે:—

 તંતે અત્યંત તાણીએ, તાણે તૂટી જાય; 
જો તૂટ્યા મન સાંધીએ, વચ્ચે ગાંઠ પડી જાય. ૩૫૪

श्लोक—जीर्यंति जीर्यत केशा । दन्ता जीर्यंति जीर्यतः ॥
जीवनाशा धनाशा च । जीर्यतोऽपि न जीर्यति ॥
अंगं गलितं पलितं मुंडं । दशन विहीनं जातं तुंडम् ॥
वृद्धो याति ग्रहित्वा दंडं । तदपि न मुंचत्याशा पिंडम् ॥

छप्पय छंद.

ભુજનો ભાગ્યો ભરમ પડે પાવાગઢ પહોંચ્યો,
પેટલાદપુરીમાં પવન લાગે લોચ્યો,
જુનાગઢની જુક્તિ બધી બદલાઈ જાશે,
કપડવણજ કણુ ઓર નહિ ખરબ રહાસે;
ખળભળ્યું બળ ખંભાતનું કાનપરૂં કાચું થશે,
છેલ્લીરૂંવચ જ્યારે છુટશે, સુરત જબ જર જરી જશે.

વળી પણ કહ્યુ છે કેઃ—(રાગ સીતાજીના મહીનાનો)

મસ્તકપુરી ધ્રુજવી આજે કર્ણપુરી ઉજડ કરી;
લોચનપુર કર્યું પાયમાલ હસ્તપુરી થરથરી.
નાસિકામાં જાણો વાસ, પુરો વસતો નથી;
નથી પેટમાં ખપતો માલ, કહું શું હું કથી.
હતી દંતપુરી સુખકાર, ઉખેડી આધી કરી;
કર્યું હૃદયપુર ભયભીત, હિંમત સરવે હરી.
ચર્ણપુર તો ઘસડી વેગ, નાખી આફત ઘણી;
તનપુરી બનાવી બેહાલ, નરમ કરીયો ઘણી.
રસનાપુર થયું સાવ હીણ, અંતરમાં દુખે ઘણું;
જઠરાની દુકાનો બંધ, થયું દુઃખ ચોગણું,
ચગદી નાખ્યું રે ચામપુર, નિર્દયપણું અતિ બહુ;
આમ ધાટ પડી ચોમેર, કર્યો કબજો સઉ.
થયા મુનિમ સૌ નિમકહરામ, શત્રુ રૂપે સુજતણા;
પડયો કષ્ટ વિષે કિરતાર, નથી દુઃખમાં મણા.
પ્રભુ ગરીબ તણા નિવાજ, કરૂણા કરો આ સમે;
હું તો તૃણતોલ દીન કંગાળ, ડુબ્યો ભવ કુપમે.
ધર્મ રાયને સમકીત, સેનાપતિ મોકલો;
મારી મદદમાં આ વાર, માગું ઓથ ઓટલો.

પરણ્યા પહેલા પોંખતા, સાસુ તાણે નાક. ૩૫૫

**અર્થાત્**—શરીર જીર્ણ થતા દાંત અને કેશ–વાળ જીર્ણ થાય છે. પણ જીવનઆશા, ધનાશા તો જીર્ણ થતીજ નથી ! સમસ્ત અંગ વળી ગયુ, શરીર કંપવા લાગ્યું, અને હાથમાં આધારભૂત લાકડી પકડવાનો વખત પણ પગમાં જોર ન હોવાથી આવ્યો, પણ આશાનો કેડો તો હજુ મુકાતો નથી, જરાએ સંસાર ઉપરથી મમત્વ ભાવ ઘટતો નથી. વળી વૃદ્ધાવસ્થામાં નવ લકારોનું જોર પણ ઘણું વધે છે, તે નવ લકારોનાં નામ કહે છે કેઃ—

**દુહો—લાળ લીંટ ને લીલરી, લવરી લથડી લોભ;**
**લઘુનીત લાલચ વધે, લાકડીયાં કર થોભ.**

આ નવ લકારો વધે છે, તોલ ઘટે છે, મિષ્ટાન ભોજન ખાવાની ઇચ્છા વિશેષ રહે છે, પણ ઘરમા કાંઇ ચાલે નહિ, ઘરડો થઇ જતાં બુઢ્ઢા બળદની જેમ તે ઘરમાં નકામો–બોજારૂપ થઈ પડે છે, દીકરા દીકરીઓ પણ પાપ અને પીડારૂપ સમજે છે, આદરમાન આપતાં નથી, પોતાનુ ધાર્યું જરા પણ થતું નથી, એટલે મુંઝવણનો તો પારજ નહિ. વળી ધનમાલ વગેરે પુત્રને સોંપી દીધેલું હોવાથી કે તેને કબજે થઈ જવાથી દુઃખમય પરાધિનતાની પરાકાષ્ટા ભોગવવી પડે છે. તે વિષે વિદુરનીતિશાસ્ત્રમાં સાફ કહ્યુ છે કેઃ—

वृद्धा काले मृता भार्या । पुत्रहस्ते गतं धनम् ॥
भोजनं च वधुहस्ते । मत्युरेव न संशयः ॥

**અર્થાત્**—જેને વૃદ્ધાવસ્થામાં પોતાની સ્ત્રી ગુજરી ગયેલી છે, તથા વૃદ્ધાવસ્થામાં જેનું સર્વ ધનમાલ દીકરાને હાથ ગયેલ છે, તથા જેને વૃદ્ધાવસ્થામાં પુત્રવધુ–દીકરાની વહુને હાથે હમેશાં ભોજનપાન કરવાનો વખત આવે છે; તે ખરેખર જીવતે મુવા જેવોજ છે. કારણ કે પુત્રને સોંપેલા ધનમાંથી પોતાને કોઇ કાર્ય પ્રસંગે શરીરસુખ કે દાનપુણ્ય વગેરેમાં વાપરવા માટે પુત્ર પાસે કાંઇ દ્રવ્ય માગે. તો પુત્રો પોતાનું ઓછું થઇ જવાના ભયથી સાફ ના કહે, અથવા પાંચસાત કઠોર શબ્દો આક્રોશપૂર્વક સંભળાવી અપમાન કરી કાંઇક આપે, તે વખતે તે બિચારા વૃદ્ધને તો પસ્તાવાનો પારજ ન રહે. સુવર્ણની સાંકળી માગે ત્યારે કુપાત્ર પુત્રો તલસાકળી કહી–ઠેરાવી વાત ઉડાડીજ મુકે ! અહાહા ! વૃદ્ધાવસ્થા કેવી કષ્ટદાયી–દુઃખદેણુ છે ! શાસ્ત્રમાં પણ કહ્યુ, છે કેઃ–વૃદ્ધાવસ્થા અને બાલ્યાવસ્થા બન્ને સરખાંજ ચિન્હો વાળી છે, બાલ્યાવસ્થાના જેવા દેખાવો વૃદ્ધાવસ્થામાં પણ જોવામાં આવે છે. તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

श्लोक—वदनं दशन विहीनं । वाचो न परिस्फुटा गता शक्तिः ॥
अव्यक्तेद्रियशक्तिः । पुनरपि बाल्यं कृतं जरया ॥

અર્થાત્—બાલ્યાવસ્થા-બાળપણમાં જેમ દાંત વગરનું મોઢું, અસ્ફુટ વાણી, શક્તિહિન ગતિ, અને પાંચ ઇન્દ્રિયોનું અસ્વસ્થપણું હોય છે; તેમ વૃદ્ધાવસ્થા-ઘડપણમાં પણ તે સઘળું પ્રગટે છે; માટે ખરે જરાવસ્થાએ ફરીને બાળકપણુ લીધુ હોય નહિ ! એમ જણાય છે. મતલબ કે આ પ્રમાણે વૃદ્ધાવસ્થાને દુઃખમય વર્ણવેલી છે. શાસ્ત્રકારોએ જરા નામનું મોટામાં મોટું દુ:ખ કહેલું છે, એ દુખો જે જાણતા હોય તેજ જાણે, તેની લહેરીલાલ છેલછબીલા જુવાનીઆઓને લેશ પણ ખબર કયાંથી હોય ? તેઓ તો ઉલટા વૃદ્ધોની ઠઠ્ઠા મશ્કરી કરે છે, અને હાસ્યપૂર્વક તેમને પજવે છે. તે વિષે એક ડોશી ને શેઠપુત્રની કહાણી કહું છું:—તે સાંભળો.

દૃષ્ટાંત

એક એંશી વર્ષની ડોશી હાથમાં જયેષ્ઠિકા ઝાલી વાંકી વળી ધીમે ધીમે બજારમાં થઈ જતી હતી, તેને દેખી દુકાન ઉપર બેઠેલા કોઇ જુવાન શેઠપુત્રે મશ્કરી પૂર્વક કહ્યું કે:-ડોશીમા ! તમારૂં શું ખોવાઇ ગયું છે ? કે તમો આમ વાંકાં વળી ધીમે ધીમે નીચું જોઇ ચાલો છો ? ત્યારે ડોશીમાએ ઉંચું જોઈ કહ્યું કે:-ભાઈ વીરા હીરા ! તેનું કારણ તું બાળક જાણતો નથી, તેથીજ તુ અભિમાનમાં છકી જઇ મસ્ત બની આ પ્રમાણે કરડાકીના વચન બોલે છે. મારૂં શું ખોવાઈ ગયુ છે ? તે જાણવું હોય તો ભલે તું સાંભળ ભાઈ !

श्लोक—जरा दंड प्रहारेण । कटी भग्ना नराधिप !
हारितं यौवनंरत्नं । निरीक्ष्यामि पदेपदे ॥

અર્થાત્—જરા નામના દુતે જુવાનીમાં જોરથી મલપતી ધમકતી ચાલતી એવી મને કેડમાં પોતાના દંડનો પ્રહાર કર્યો, તે પ્રહારના પ્રભાવે મારી કેડ વાંકી વળી-ભાગી ગઇ; અને તેજ વખતે મારૂં યૌવન રૂપી રત્ન પડી ગયું તે કયાં ગયું હશે ? કોણ લઇ ગયું હશે ? અને તે મને કયારે મળશે ? તેની શોધ કરવા માટે હુ અત્યારે નીચું જોઈ વાકી થઈ-નીચી વળી ચાલું છું. પણ તે રત્ન મને હવે પાછું મળતુંજ નથી. બાપુ ! સાંભળ ભાઈ !

દોહરો—"પીપળ પાન ખરંત, હસતી કુંપળીયાં;
અમ વિતી તમ વીતશે, ધીરી બાપડીયાં.

પીપળાનાં પાકાં પાંદડાં ખરી પડતાં, ભોંય પડી ઢોર અને માણસોને પગે કચરાતાં પવનથી આમ તેમ ઉડતાં જોઈ કુંપળો હસે છે; ત્યારે પેલાં પાંદડાં કહે છે કેઃ—ધીરી પડો ધીરી ! કાળે કરી તમારી પણ એજ ગતિ થવાની છે, એ તો બે ઘડી ખીલી લ્યો પછી આખરે તો અમારી જેમ તમારે પણ ખરવુ છે.

મતલબ કે ઘણા ઉછાંછળા જુવાનીઆઓ ઘરડાંની ઠઠ્ઠા મશ્કરી કરે છે, તે સર્વ વૃદ્ધોને પરવશપણે દુઃખ સહન કરવું પડે છે. માટે હે વિવેકી સુજ્ઞજનો ! તે પાપણી રાક્ષસી માયારૂપી જરા–બુઢ્ઢાપો આવી પહોંચ્યા પહેલાં કાંઈક આત્મહિત કરી લેવું, એ સર્વોત્તમ છે. કારણકે યુવાવસ્થામાં તનમનના બળથી આત્મહિત સધાય છે, તેવું તે જરા રૂપી રાક્ષસી માયાના પ્રબળ પંજામાં પકડાયા પછી ઘડપણમાં જરાય બનતું નથી. તેને માટે કહ્યું છે કેઃ—

**શાર્દુલવિક્રીડીત છંદ.**

यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरादूरतो ।
यावच्चेन्द्रिय शक्तिरप्रतिहता यावत्क्षयं नायुषः ॥
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ।
तं दीप्ते भुवने हि कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥१७२॥

અર્થાત્—જ્યાં સુધી આ શરીર સ્વસ્થ–નિરોગી છે, વૃદ્ધાવસ્થા આવી નથી, ઇંદ્રિયોની શક્તિ અપ્રતિહત–કાયમ છે–હણાઈ નથી, આયુષ્યનો ક્ષય થયો નથી; ત્યાં સુધીમાં ઉત્તમ પુરૂષોએ આત્મહિત કરવામાં સત્વર કોઈ મહાન સમર્થ ઉદ્યમ કરવો જોઈએ. કારણકે ઘરમાં આગ લાગે ત્યારે કુવો ખોદવાનો ઉદ્યમ કરવો શા કામનો ? અર્થાત કાંઈ પણ કામનો નથી. જરા આવ્યા પહેલાજ જાગો ! અને સુકૃત કાર્ય કરવા લાગો ! વિષયપંથ ત્યાગો ! અને ખરા જીગરથી પ્રભુસ્તુતિ કરી પ્રભુપદ માગો.

**કવિત**

જરા જબ આય લગી લાળ પડે મુખ મગ,
દંત ગયા સબ ભગ ડગમગ પગરે,
કહ્યું કોઇ માને નહિ દુઃખ ધરે મનમાંય,
જોબનકો દેશ જાહિ ઉઠ ધર્મ લગ રે;
જરા આઇ ગઈ બુદ્ધિ નહિ રૈવે કછુ સુદ્ધિ,
રોગ લાગે વિધ વિધ જરા પડો ધિગરે,

ભણે મુનિ બાળચંદ, સુન હો ભવિક વૃંદ,
જરા જબ દુર લગ, તબ લગ જાગરે.

વળી પણ કહ્યું છે કેઃ—રાગ ધોળ—દેશી ઘોડલીનો.

ઘડપણ કેણે મોકલ્યું ? જાણ્યું જોબન રહે સૌ કાળ. ટેકo
ઉમર તો ડુંગર થયારે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇ ને, અંગે ઉજળા થયા છે કેશ. ઘડપણ.
નહોતું જોઈતું ને શીદ આવીયું રે ? નહોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ.
નાનપણે ભાવે લાડવા, ઘડપણે ભાવે શેવ;
રોજ રોજ જોઇએ શેરો રાબડીરે, એવી બળીરે ઘડપણની એ ટેવ.
પ્રતિ સકાળે પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે મરતો નથી રે, તેને બેશી રહેતાં શું થાય ? ઘડપણ.
દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દેછે ગાળ;
દીકરીઓને જમાઇ લઇ ગયારે, હવે ઘડપણના શા રે હવાલ ?
નવ નાડો જુજવી પડી ને, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં બાળક દેછે ગાળ. ઘડપણ.
અંતકાળે વળી આવીઆ રે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળી રે, પછી છોડીને આપી બાર. ઘડપણ.
એવું સાંભળીને પ્રભુ ભજો રે, સાંભળજો જગવાસ.
પરઉપકાર કીધે પામશો રે, ગુણ ગાય નરસઈઓ દાસ. ઘડપણ.

ખચિત ઘરડાં માણસને ઉમરો ઓળંગવો ડુંગરા જેવો થઇ પડે છે, ગામને પાદરે જવું તો પરદેશ જવા જેવું આકરૂં લાગે છે, અને ઉઠીને ગોળીમાંથી પાણી પીવું તે તો ગંગાએ જવા જેવું મુશ્કેલ થઈ પડે છે ! આવા પ્રકારની સર્વ રીતે પરવશતા અને દુઃખદ દશા ભોગવતા ડોસાને સ્વાર્થીયાં સગાંવહાલાં અળખામણો કરી ગાંઠે ને કેડે બાંધેલું છોડી લઇ દીકરા ઘર બહાર કાઢે છે; સુખે શાન્તિથી મરવા પણ દેતા નથી. તો હે જગવાસી જીવો ! માનવો ! આ ઘડપણની વસમી વેળાની વિતકવાર્તા—આપદા સાંભળો ને પ્રભુ ભજો ! પરોપકાર કરશો તો અન્તે સદ્દગતિ અને સુખ શાન્તિ પામશો.

માટે હે મુમુક્ષુ બંધુઓ ! જાગો, ઝટ જાગો, નહિ તો વૃદ્ધાવસ્થામાં

પછી કાંઈપણ બનવાનું નથી, એ અવસ્થા તો તદ્દન નકામી છે. જેમ શેરડીના સાંઠાનો પહેલો અને છેલ્લો ભાગ કાંઈ કામનોજ નથી, પણ વચલા ભાગની કાતળીઓ રસવાળી–મીઠી હોય છે, તેમ ધર્મ કાર્ય સાધવામાં વચલી યુવાવસ્થા બળવાળી છે, તેટલી છેલ્લી વૃદ્ધાવસ્થા નથી. વળી વૃદ્ધાવસ્થામાં કેશ સઘળા સાવ ધોળા, શ્વેત થઈ જાય છે, તે હે મનુષ્ય! તેં આખી જીંદગીમાં અનેક કુકર્મ કરી આ અમુલ્ય કાયાને કાળી કરી નાખી છે, તો હવે બકાત રહેલી ટુંકી જીંદગીમાં હૃદય ઉજળું કરી શુભ કાર્યો કર, કે જેથી આ મનુષ્યજન્મ પામવાનું સાર્થક કર્યું કહેવાય. એવો એ ઉજળા થયેલા કેશ ઉપરથી ઉપદેશ લેવાનો છે. કલપ લગાડી વાળ કાળા કરવાની ખટપટ કરનારા મૂર્ખાજ છે! વળી વૃદ્ધ મનુષ્યોને ઘણું કરી સર્વ લોકો કાકા કહીને બોલાવે છે, તેનું કારણ જાણવા માટે કવીશ્વર શ્રી દલપતરામની નીચલી કવિતા વાંચો ને હૃદયમાં કોતરી રાખો કે કવિની કૃતિથી મતિ સુધરે, તો કંઈ લાભમાં લેખું તો ખરૂં!

### સવૈયો

જોબનમાં જુવતિ જર કારણ, સાંખી રહ્યા શિર સંકટ સાકા.
પ્રૌઢપણે દલપત કહે, તપખીર તણા ન તજ્યા રે તડાકા;
વેશ વિશેષ મરાળ બરાબર, કેશ થયા પરિપૂરણ પાકા,
તોય કર્યો ન પ્રપંચ નિવારણ, કારણ તેજ કહે સહુ "કાકા"

અરે! "જીવવું થોડું અને જંજાળ ઝાઝી, રાત થોડી અને વેશ ઘણા" માટે ટુંકા જીવનમાં ઘણા સત્કર્મો કરવાં, અને મહાપુણ્યે મળેલી માનવદેહી નકામી હારી ન જવી. જીવ્યું ધૂળ મેળવવું તેના જેવું બીજું એકે મૂર્ખતા ભરેલું કાર્ય નથી, જે જન આ એક ભવ હાર્યો તે અનંત જન્મ હાર્યો સમજવું. માટે આત્મહિત કરી જીવન સફળ કરવું, નહિ તો પરલોકે પૂર્ણ પસ્તાવો જ થવાનો. જ્યારે મહાપાપના ઉદયથી પ્રાણી મરીને નરકગતિમાં જાય છે, ત્યારે તેને પરમાધામી પૂછે છે, કરેલાં કામોને જવાબ માગે છે, વગેરે જે જે પૂછે છે તે નીચેની કવિતામાં જણાવ્યું છે. રાગ સોરઠ.

પરલોકે જાતાં પૂછશે પરમારથ શું કર્યો રે?
તે વખતે ઉત્તર દેવાનો રસ્તો શો ઠર્યો રે?
નહિ પુછશે કેટલા આસ ગામો, નહિ પૂછશે કેટલાં છે ધામો;
પુછશે સુકૃત કામો, જેથી રહે ઠર્યો રે– પરલોકે૦૧
નહિ પૂછશે તું શું શું ખાતો, નહિ પુછશે તું કેટલું કમાતો;

ધર્મ અંગે તારૂં, ધન કેટલું વર્યું રે? પરલોકે૦૨
નહિ પૂછશે તીજોરીમાં શું, દાગીના કેટલા પહેરે તું;
મોજમજામાં દિવસ તું કેટલા ફર્યો રે? પરલોકે૦૩
નહિ પૂછશે કેટલી છે વાડી, નહિ પુછશે કેટલી છે ગાડી;
નહિ પુછશે તું લાડી, કેટલીને વર્યો રે? પરલોકે૦૪
પૂછશે કેટલા દીનજન પાળ્યા, કેટલા દિન ભગવાનમાં ગાળ્યા;
કોનાં દુઃખડાં ટાળ્યાં, તો નિશ્ચે તર્યો રે. પરલોકે૦૫

અહીં તો અમનચમન અને આનંદ કરો છો—ધર્મનો ધોકો રાખતા નથી, ધર્મધ્યાન સઘળું આળપંપાળ ને વેઠ ગણો છો, પણ જમરાજા જવાબ માગશે, ત્યારે શુ ઉત્તર દેશો? અને તે વખતે આ જીવને પસ્તાવાનો પાર રહેશે નહિ પછી એળે ગુમાવેલા મનુષ્યજન્મ માટે તે જીવ પૂર્ણ ઝુરણા કરે છે, પણ તે વખતે પસ્તાવો કરવો શા કામનો? છતી શક્તિએ ચેત્યો નહિ, તો રાંડયા પછીનું ડહાપણ શા કામનું? આવ્યો અવસર ચુકે, તે પસ્તાઇ પોક મુકે! વગર વિચાર્યો વેપારમાં ખોટ ગયા કેડે રડવા બેઠે શો લાભ? કણબી કારતક મહિને ડાહ્યો થાય, તેથી તો કંઇ લાભ ન થાય. તે વિષે કહ્યુ છે કેઃ—

દોહરો—જે મત પીછે ઉપજે, તે મતી આગે હોય;
કાજ ન બગડે આપણું, જગત હસે નહિ કોય. ૧

માટે જમરાજાને હાથ ગયા પછી પસ્તાવો કરવો પડે, તે કરતાં પહેલેથી ચેતવું તે વિશેષ હિતકારી છે. લોકમાં કહેવત છે કે "પાણી પહેલાં પાળ બાંધે, તે જગતમાં બળીઓ; ઘર બળે ત્યારે કુવો ખોદાવે, તે જઇ મુરખમાં ભળીઓ." જે મનુષ્યો અવસર ઉપર ચેતતા નથી, તે એક દરિદ્રી પુરૂષની જેમ પાછળથી પસ્તાય છે. તે દૃષ્ટાંત નીચે કહે છે.

### (૧૧૨) દુર્ભાગી દરિદ્રી બ્રાહ્મણની દુર્દશા ને કુમતિની વાત.

કોઈ નગરમાં એક દરિદ્રી પુરૂષ રહેતો હતો, તે જન્મથીજ દરિદ્રી હતો, આ દુનિઆમા દરિદ્રતાના જેવું એકે મહાદુઃખ નથી બિચારો દરિદ્રી માણુસ તેના દુઃખથી હમેશા દબાયો છતો જીવતે મુવા જેવોજ પોતાને માને છે. કહ્યું છે કે સર્વશૂન્યંદરિદ્રતા ॥ અર્થાત દરિદ્રીની સર્વ દિશાઓ શૂન્ય હોય છે. ખરેખર આ અવનીમા સર્વ સગાઇ વસુ—પૈસાનીજ છે, પાસે વસુ હોય

તોજ સર્વ લોકો ખમાખમા કરે છે. આ જગતમાં ધન્ય છે રૂપિઆને ! કે જેણે આખા વિશ્વને વશ કરી દીધું છે. વસુની–ધનની વડાઈ વિષે નીતિ–શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

કુંડલીઓ—રૂપિયા તુજે બી રંગ હે, જગત ભગત વશ કીન,
સચ્ચા તુજકો તો કહું, જો વશ કર લે દીન;
જો વશ કર લે દીન, કામ કછુ દીન પલટાવે,
જગતમે એક અબધુત, ઝપટમે કબહુ ન આવે;
કહે છે દીન દરવેશ, દીનકુ નહિ તપૈયા,
જગ ભગત વશ કીન, રંગ હે તુજે રૂપૈયા ! ૧

માટે આ દુનિયામાં રૂપિયાને જ ધન્ય છે ! જેની પાસે ધન નથી, તે સદા દુઃખીયા સમજવા. પેલો દરિદ્રી માણસ પણ એવોજ દીન દુઃખીયો હતો. બિચારો આખો દિવસ ફરે તો પણ પેટપુરતું લોટ કે અનાજ પણ તેને મળતું ન હતું; તેમાં વળી ઓછામાં પુરૂં તેને સંતાન પણ ઘણાં હતા. કહેવત છે કે "જ્યાં દાણો હોય ત્યાં ચાવનાર ન મળે, અને ચાવનાર હોય ત્યાં દાણો ન મળે" સંસારની રચના ઘટનાજ કોઇ વિચિત્ર છે, આવાજ હેતુથી સર્વજ્ઞ પુરૂષોએ આ સંસારને અસાર ને દુઃખમયજ કહ્યો છે. કહ્યું છે કેઃ—

દોહરો—દરિદ્રીને બહુ સંતતી, તે પણ અતિ દુઃખકાર,
સંપ હોય નહિ તેહમાં, આ સંસાર અસાર.

પછી એકવાર તે ધનની યાચના કરવા માટે રાજા પાસે ગયો. રાજાની પાસે આશિર્વચનો કહ્યા, અને એવી તો ગરીબાઇપૂર્વક આજીજી કરી, કે તુરતજ થોડા શબ્દો સાંભળતાંજ તે દરિદ્રીના દેખાવ ઉપરથી રાજાને દયા આવી ગઈ, ને મનમાં વિચારવા લાગ્યો કે અહાહા ! કર્મની ગતિ કેવી વિચિત્ર છે ? અહો ! કર્મને શરમ નથી. આ બિચારો દરિદ્રી ગરીબ માણસ કેવો દુઃખી છે ? આગલા મહાપુરૂષોએ પોતાની સત્તાથી ઘણા શત્રુઓને હણી નાંખ્યા, તો દારિદ્રયને કોઇએ કેમ ન હણ્યું ? તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

"બળવાન એવા અર્જુને સુંદર વૃક્ષોથી શોભિત ખાંડવ નામનું વન બાળ્યું, હનુમાને સોનાની રાવણની લંકાપુરી બાળી તથા શંકરે કામદેવને બાળ્યો, તે સર્વ તો ઠીક કર્યું ! પણ જગતને અતિ સંતાપનાર આ દારિદ્રને કોઈએ બાળ્યું નહિ, તેનું શું કારણ હશે ?"

પછી એ પરોપકારી રાજા તેનું જન્મદારિદ્રનું દુઃખ દૂર કરવા દીન બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો કે દુઃખી મનુષ્ય ! તારી આ દીન દશા જોઈ મને બહુ દયા આવે છે, માટે આજે હુ તને પ્રસન્ન થઈ કહુ છું કે આજ સાંજ સુધીમાં મારા ભંડારમાંથી તારાથી લેવાય તેટલું ધન સુખેથી લઈ જા. આ પ્રકારનાં વચનો સાંભળતાં જ પેલો દુઃખી બ્રાહ્મણ તો ખુશી ખુશી થઈ ગયો અને હર્ષઘેલો બની ગયો હોય એમ રાજાને ઘણા આશીર્વાદ સંભળાવવા લાગ્યોઃ હે દયાળુ નરદેવ ! તમારૂં કોટી કોટી કલ્યાણ થજો; તમારાં ઘરમાં સિંધુપુત્રી નિશ્ચળ થઈ વસજો; આપનુ રાજ્ય અખંડ તપજો, આજે આપની મારા ઉપર બહુ મહેરબાની થઈ તેથી મારે આનંદનો પાર રહ્યો નથી, હવે હું આ બાબત મારી સ્ત્રીને જણાવી આ આનંદ વધામણી આપી હમણાંજ પાછો આવું છું. હે રાજેન્દ્ર ! આપ ઘણું જીવો ને સુખી રહો. ત્યારે રાજાએ કહ્યું:-ભલે પધારો, જેમ તમારી ખુશી. પણ સૂર્યાસ્ત થયો એટલે તમારે ધન લેવાનો હક નથી, એ વાત ધ્યાનમાં રાખજો. પછી બ્રાહ્મણ ઘેર ગયો ને સ્ત્રીને સર્વ વાત જણાવી. ત્યારે સ્ત્રીએ કહ્યુ કે જો એમ છે તો જલદી પધારો, વાટ કોની જોવી છે ? જાઓ અને જેટલું ધન લેવાય તેટલુ જલદી લાવો. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે આજ તો આનંદનો દિવસ છે માટે જરા જમીને નિરાંતે જાઉં. પછી સ્નાન કરી, શુદ્ધ થઇ જમવા બેઠો. જમવા માટે પણ આજે સ્ત્રીએ ક્યાંઇથી સીધું માગી લાવી ચુરમેશ્વર લાડુ બનાવ્યા હતા, તેથી થાળમાં મીઠા મોદક આવ્યા. આ મિષ્ટાન્ન ઘણે કાળે ભાણામાં આવેલું હોવાથી બે પેટ કરીને ખાંતે કરી ખુબ ખાધું. ઘણું કરીને બ્રાહ્મણજાતિને મોદક-લાડવા અતિ પ્રિય હોય છે. બ્રાહ્મણને વહાલા લાડવા. તે મળ્યા એટલે પરમેશ્વર મળ્યા એમ માને છે. તેમાં વળી પરઘેર જમવાનું હોય તો તો પુછવાનુ જ શું ? તે વખતે અતિ અન્ન લેવાયાથી થનારી ભાવિ પીડાને પણ ભૂલી જાય છે તથા પોતાના પ્રાણને પણ ગણતો નથી. કહ્યું છે કેઃ—

શ્લોક—परान्नं दुर्लभ प्राप्य । मा प्राणेषु कृपां कुरु ॥
　　परान्नं दुर्लभं लोके । प्राणान् जन्मजन्मनि ॥

દુહો—કાગા વહાલું કુંભજળ, ગર્ધવ વહાલી રાખ;
　　બ્રાહ્મણ વહાલા લાડવા, તે બોઇ સવા લાખ. ૧

અર્થાત્—કોઇ મોદકના મહાલોભી બ્રાહ્મણનું કહેવું છે કે આ લોકમાં

પારકું અન્ન ઘણું દુર્લભ છે, માટે પરઘરનું મિષ્ટાન્ન મેળવી, પ્રાણોને વિષે પણ દયા ન કરવી અને ખુબ ખવાય તેટલું ખાવું; કારણકે પ્રાણો તો ભવોભવને વિષે મળશે, પણ પારકુ મિષ્ટાન્ન મળવું મુશ્કેલ છે. તેમ આ જન્મદરિદ્રી બ્રાહ્મણને પણ ઘણે વખતે મિષ્ટાન્ન મળેલું હોવાથી ખુબ ખાઇ તે ઉપર પાણી પીધું. અતિ આહાર કરવાથી શરીર અકળાવા લાગ્યુ. જમ્યા પછી સ્ત્રીએ કહ્યું કે નાથ ! હવે જાઓ. ત્યારે તેણે કહ્યું કે હે સ્ત્રી ! આજ તો બહુ ખવાયું છે, તેથી જરાએ ચેન પડતું નથી, માટે હાલ તો જરા વાર સુઇ લઉં. પછી જઇશ. હે સ્ત્રી ! હજી વખત ઘણો છે. હમણા જઈ ઘણું દ્રવ્ય લઈ આવીશ. તેથી કાંઇ ફિકર કરવા જેવું નથી. એમ કહી સુઇ ગયો.

સુતાં વેતજ તેને એકદમ ઘોર નિદ્રા આવી ગઈ. એમ ઘણી વાર સુધી સુઈ રહ્યો; સાંજ પડવા આવી ત્યારે તેને સ્ત્રીએ પરાણે ઉઠાડયો. ઉઠતાં વેતજ વસ્ત્ર પહેરી બ્રાહ્મણ એકદમ દરબાર ભણી ચાલ્યો, રસ્તે જતાં એક ઠેકાણે નાટકનો ખેલ થતો હતો, બ્રાહ્મણે વિચાર્યું કે આ ખેલ પણ અદ્દભુત છે, કોઈ વખત જોયો નથી. જગતમાં કહેવાય છે કે જીવ્યા કરતાં જોયું ભલું. તો ચાલ જોતો જાઉં, થોડીવારે પાછો ફરીશ, હજી વખત ઘણો છે, માટે કાંઈ હરકત નહિ આવે, એમ ધારી જરા નાટક જોવા ઉભો રહ્યો. જોવામાં રસ સારો આવ્યો, વખત ગયો તેની પણ ખબર ન રહી. સૂર્ય આથમી જવા આવ્યો, સધ્યા થવા આવી, નાટક જોવાની લેહમાં રાજાનું વરદાન ભૂલી ગયો ! નાટક બંધ થયું કે તુરતજ એકદમ ખેબાકળો દરબાર ભણી દોડયો, પણ રાજાએ પહેરેગીરોને કહી રાખેલું હોવાથી દરબારમાં પ્રવેશ કરતાંજ અટકાવ્યો, ને કહ્યુ કે ખડે રહો ! કીધર જાતા હો ? રાજાકા હુકમ નહિ હૈ. બમન સૂર્યઅસ્ત પહેલાં કયું નહિ આયા ? અબ પીછા ચલે જાઓ. રાજાકા વરદાન સમાપ્ત હો ગયા–બખત હો ચુકા. આ શબ્દો સાંભળતાં જ બ્રાહ્મણ તો વિચારમાં જ પડી ગયો, પછી પોતાની થયેલ ગફલત માટે પૂર્ણ પસ્તાવા લાગ્યો. અરે ! આજનો દિવસ ઉત્તમ છતાં મેં મૂર્ખાએ વ્યર્થ ગુમાવ્યો, માટે હજારવાર ધિક્કાર છે મને ! કર્મ તો બે ડગલા આગળ ને આગળજ થયા કર્યું ! તે વિષે કહ્યું છે કેઃ

**દોહરો—અભાગીયા તું આથડમાં, બેઠો રહે ભારમાં;**
**તું બેસીશ ગાડીમાં, તો હું જઇશ તારમાં. ૧**

દિવસ ફરે તો દિલ વિષે, અવળા સુઝે ઉપાય;
કાપી વાદીનો કંડીયો, મુશક સર્પ મુખ જાય. ૩૬૪



વળી મેં મહામૂર્ખે મળેલા આ અમૂલ્ય અવસરને એળે ગુમાવ્યો. પછી તે પૂર્ણ પસ્તાયો અને અફસોસ કરતો ઘેર ગયો. ઘરમાં સ્ત્રીએ પણ તક ખોઈ ખાલી આવ્યો જાણી ખૂબ ખખેર્યો અને આકરા વચનો સંભળાવ્યાં. આ દૃષ્ટાંત શું બોધ આપે છે? વિવેકી જનોને આમાથી બહુ શીખવાનું મળે છે. ખરેખર જે મનુષ્યો આ નરભવ મેળવી કાંઇ પણ સાર્થક કરતા નથી અને મોજમઝામા પડી જાય છે, તે પેલા દરિદ્રી માણસની પેઠે પરલોકમા પૂર્ણ પસ્તાય છે કે-

શ્લોક—नृजन्मदुर्लभं प्राप्यं । ये धर्म नाचरंत्यथा ॥
ते भाग्यहीनवन्मूढाः शोचंति हि भवांतिके ॥

અર્થાત્—જે દુર્લભ એવો આ મનુષ્યજન્મ મેળવી ધર્મ આરાધતા નથી, તે પેલા ભાગ્યહીન મૂઢની પેઠે ભવને અંતે પૂર્ણ પસ્તાય છે. એમ ધારી સદા વિવેકી જનોએ ધર્માચરણ કરવું તેજ ખરેખર ઉત્તમ છે. (૮૬–૮૭).

ઉપદેશી ચાબકો.

મૂરખો રળી કળી કમાણો, માથે મેલશે મોટો પાણો;
ધાઈ ધુતીને ધન ભેળુ કીધું, કોટીધ્વજ કેવાણો,
પુન્યને નામે પાઈ ન વાપરી, અધવચથી લુંટાણો. મુ૦ ૧
ભર્યા કોઠાર તારા ભર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઈગયા કૈંક, કોણ રંક ને કોણ રાણો. મુ૦ ૨
મંદિર માળીયા મેલી કરીને, નીચે જઈ ઠેરાણો;
ભોજો ભગત કહે મુવા પછી, તે ઘણો ઘણો પસ્તાણો. મુ૦ ૩

---

(૮૮)

कृपाश्रयाणां पशुपक्षिकाणां । मनागसां जीवितकांक्षिकाणाम् ॥
हंति करालेन कृपाण केन । सहन्य ते हंत कृतान्त केन ॥

અર્થ—આ લોકમાં દયા કરવા લાયક, નિરપરાધી જીવવાની ઈચ્છાવાળાં એવાં પશુપક્ષીઓને જે નિર્દય ને દુષ્ટ મનુષ્યે ભયંકર એવા ખડ્ગવડે હણે છે, તે પરલોકમાં મહા કઠોર એવા પરમાધામીને હાથે હણાય છે અને ત્યાં અત્યંત દુઃખી થાય છે. (૮૮)

ભાવાર્થ—આ દુનિયામા અનેક જાતિના ભિન્ન ભિન્ન ધર્મો રહેલા

, તે સર્વનું કેન્દ્રસ્થાન મોક્ષપદ પ્રાપ્તિ ભણી છે. "निव्वाण सेट्ठाजह-सव्व धम्मा ॥"

અર્થાત—સર્વ ધર્મો નિર્વાણપદ–મોક્ષનીજ અપેક્ષાવાળા છે. એ પદ પ્રાપ્ત કરવાને સર્વ કોઈ લાલસા રાખી રહેલ છે ખરા. પણ તે પ્રાપ્ત કરવામાં મુખ્ય આધાર અહિંસા છે. શ્રીદશવૈકાલીકસૂત્રના પહેલા અધ્યયનની પહેલી ગાથામા કહ્યું છે કેઃ—

धम्मो मंगल मुक्किठं । अहिंसा संजमो तवो ।
देवावि तं नमंसंति । जस्स धम्मे सयामणो ॥ ८८ ॥

અર્થાત્—અહિંસા જેમાં હોય તે પરમ પવિત્ર ધર્મ જાણવો, તેજ ધર્મ અક્ષયપદ પ્રાપ્ત કરવામાં ખરો સહાયકારક છે. આ દુનિયામાં એટલું તો અવશ્ય છે કે સમસ્ત પ્રાણીઓને જેટલું પોતાનું જીવન વહાલું છે, તેટલું મરણ વ્હાલું નથી, પણ મરવું અત્યંત અળખામણુંજ છે. ઝીણા કુંથવાથી તે દીર્ઘકાય હાથી સુધીનાં સર્વ જીવો તથા રાજાથી રંક સુધીના સમસ્ત મનુષ્યો જીવિતવ્યરૂપ મહાસુખને ઇચ્છે છે. પછી ભલેને કોઇ પ્રાણી આધિ, વ્યાધિ અને ઉપાધિથી અત્યંત ઘેરાયેલો હોય, અસહ્ય દુઃખથી દબાયલો હોય, દેવામાં ડુબી ગયો હોય, ચોતરફથી અપાર પીડા પામતો હોય તોપણ તે જીવ મનથી એમ ન ઇચ્છે કે હું મરી જાઉં. કદાચ કોઇ અસહ્ય પીડાના આવેશથી ક્રોધપૂર્વક બોલતો હોય કેઃ "આના કરતાં તો મરવું ભલું, મોત આવી હવે મને લઈ જાય તો આ દુઃખમાંથી ઝટ છુટું." એમ બોલે છે ખરો ! પણ તે સર્વ વચનમાંજ છે, હૃદયમાં કાંઇ નથી. મરણ પ્રસંગ આવે ત્યારે તો કોઈ જુદોજ પ્રકાર જણાઇ આવે છે. કદાચ કોઇ દુઃખી મનુષ્ય ક્રોધાવેશથી મરવા માટે કુવામાં પડે છે, કોઈ હળાહળ ઝેર ખાય છે, કોઇ પેટમાં ખંજર ભોંકે છે, કોઈ ગળે ફાંસો ખાય છે, પણ તે મનુષ્યને મૃત્યુ પ્રાપ્ત કરવાના ક્રૂર કાર્યોમાં પ્રવેશ કર્યા પછી ઘણોજ પસ્તાવો થાય છે, અને પુનર્જીવનને માટે અનેક ફાંફાં મારે છે. પણ હવે શો ઉપાય ! તેના ભાગ્યોદયે કોઇ તરફથી તાત્કાલિક-ઉપાયો-લેવામાં આવે છે, તો તેમાંથી વખતે બચવા પણ પામે છે. મતલબ કે એવા પ્રાણીઓ મહાદુઃખી દશામાં આવી પડયા છતાં પણ જીવવાને ઇચ્છે છે. જીવનની આશા સર્વને વહાલી છે. તે વિષે કહ્યું છે કેઃ—મનહર છંદ.

કરોડોના કરજના શિરપર ડંકા વાગે,
રોગથી રૂંધાઇ ગયું, શરીર સુકાઇને;
પુરપતિ પણ માથે, પિડવાને તાકી રહ્યો,
પેટ તણી વેઠ પણ શકે ન પૂરાઇને,
પુત્ર અને પરણી તે, મચાવે અનેક ધંધ,
પુત્રપુત્રી ભાખે ખાઉં, ખાઉં દુઃખદાઇને;
અહો રાયચંદ તોય, જીવ જાવા દાવા કરે,
પછે તૃષ્ણાય પણ, જાય ન મરાઇને.

અર્થાત્—સર્વને જીવન વહાલું છે. જીવનને માટે અનેક પ્રયાસો કરે છે, મહાપાપના સંચયો પણ તેનેજ માટે કરે છે. તો એવા પ્રાણીઓને જે કૂર ઘાતકીપણાથી મારે છે, તે મહાનિર્દય પરિણામી દુર્ગતિમાં પડી મહાદુઃખી થાય છે, દશવૈકાલિક સૂત્રમાં શ્રીવીરપ્રભુ પણ કહે છે કેઃ—

ગાથા—सव्वेजीवा वि इच्छन्ति । जीविओ न मरीजीओ ॥
तम्हा पाण वहं घोरं । निग्गंथा वजयंतिणम् ॥

અર્થાત્—સર્વે જીવો ઇચ્છે છે કે હું જીવું, પણ મરી ન જાઉં. આ પ્રકારના જીવવાની ઇચ્છાવાળાં પ્રાણીઓને જે મારે છે—તેનો પ્રાણ વિનાશ કરે છે, તે મહાઘોર કર્મ બાંધે છે, નિર્ગ્રંથ સાધુ મહાત્માઓ તેવા ઘોર કર્મથી પાછા હઠે છે, તેને માટે વેદાંતમાં પણ સાફ કહ્યું છે કેઃ—

" अहिंसा परमोधर्म । अधर्मः प्राणिनां वधः ॥ "

અર્થાત્—અહિંસા એજ ઉત્તમ-પરમ ધર્મ છે. અને પ્રાણીઓનો વધ તે મહા અધર્મ છે. વિવેકી બંધુઓ ! એટલું તો અવશ્ય યાદ રાખજો, કે આપણને કાંટો કે છરી પ્રમુખ શસ્ત્ર વાગી જાય છે, તો કેવી અસહ્ય વ્યથા-પીડા-વેદના થાય છે. તો એ બિચારાં ગરીબ પ્રાણીઓને હણવાથી શું પીડા નહિ થતી હોય ! દલપતરામ કવિએ પણ કહ્યું છે કેઃ—નારાચ છંદ.

જુઓ પીડાથી જેમ આ પીડાય પીંડ આપડો,
પીડા ક્યાંથી તેમ તે પીડાય પ્રાણી બાપડો;
મદાંધ થઇ ન મારશો જરૂર જીવ જાણીને,
અરે દિલે દયા ધરો ! પીડા કરો ન પ્રાણીને.

કેટલાએક નિર્દય મનુષ્યો મદાંધ થઇ નિરપરાધી પશુપક્ષીઓનો વધ કરે છે, પારધી લોકો હરણ રોઝ વગેરે તૃણભક્ષી નિર્દોષ પ્રાણીઓને પાશલામાં પકડી મારી નાંખે છે, એવા પ્રાણીઓના તે સહજ વેરી છે. અપરાધ વિના પણ તેઓ ઉપર જુલમ ગુજારે છે. કહ્યું છે કેઃ—

કોણુ કહેતું કે જશે, મહિપતિ મલ્હારરાવ. ૩૬૭

मृगमीनसज्जनानां । तृण जल संतोष जीवितवृत्तिनाम् ॥
लुब्धक धीवर पिशूनां । निष्कारण वैरिणो जगति ॥

અર્થાત્-હરણ, મત્સ્ય અને સજ્જન પુરૂષ એ ત્રણે અનુક્રમે ઘાસથી, જળથી અને સંતોષથી જીવન ગાળનાર છે તો પણ તેમને દુષ્ટ જનો જેવા કે પારધી, મચ્છીમાર અને દુર્જન લોકો સ્વાભાવિક રીતે જાણે વેરી હોય નહિ ! એમ તેમના ઉપર દુઃખ દેવા તલ્પી રહ્યા છે. પણ તેનો બદલો અવશ્ય પરલોકમાં ભોગવવો પડશે, કારણકે હર્ષ કે ખેદથી કરેલાં કર્મોનો બદલો પ્રાણીઓને ભોગવ્યા વિના છુટકોજ નથી. શ્રી ઠાણાંગ સૂત્રમા તે કર્મની ત્રિભંગી કહેલી છે કેઃ-મનથી બાંધેલું કર્મ મન વચન અને કાયાથી ભોગવે છે, વચનથી બાંધેલું કર્મ પણ મન વચન અને કાયાથી ભોગવે છે, તથા કાયાથી બાંધેલું કર્મ પણ મન વચન અને કાયાથી ભોગવે છે, એમ કર્મની ભંગજાળ વિચિત્ર પ્રકારની રહી ગએલી છે, જ્યારે કર્મ ઉદય આવે છે, ત્યારે આંખમાંથી બોરબોર જેવડાં આસુ પાડવાનો વખત આવે છે. તો પણ કેટલાએક તો નીડરતાથી અજ્ઞાનમા અંધ બની એમજ માને છે કે-"આ ભવ તો છે મીઠો પરભવ કોણે દીઠો ?" દુનિયાની સર્વ વસ્તુઓ આપણા ઉપભોગને માટે બનેલી છે, માટે ઇચ્છા મુજબ ખાવું, પીવું, હરવુ ફરવું અને મોહમઝા માણવી એજ સાર વાત છે. असारे खलु संसारे सारं सारं लोचनाग । આવા અજ્ઞ મનુષ્યોને ડર કયાથી હોય ? તે બિચારાઓનું પરભવમાં શું થશે ? તેનું પણ તેમને ભાન હોતુ નથી.

શિખરિણી છંદ—દયાહિણા દુષ્ટો, કતલ તલવારે વળી કરે,
પછી પાપી પુરા ઉદર નિજનાં એ થકા ભરે;
ન જાણે તે જાતે, ભવજલધી આ કેમ તરવો,
નથી એવો મારે હે પ્રભુ હવે દેહ ધરવો.
સુખે પુરૂં ખાવા ખડ કડબ કે ખાણુ ન મળે,
સદા ભુખ્યાતરસ્યા. પરવર વિષે રોજ રખડે;
પડે પીઠે પાછો ગરજુ નરનો માર ગરવો,
નથી એવો મારે હે પ્રભુ હવે દેહ ધરવો.

મતલબ કે દયાહીન ક્રૂર મનુષ્યો બિચારાં નિરપરાધી પ્રાણીઓને હણે છે, અને તેનાથી પોતાની ઉદરપૂર્તિ કરે છે. તે જરૂર નરકગતિમાં મહાક્રૂર એવા પરમાધામીદેવથી હણાય છે. વળી કેટલાએક લોકો તો બિચારા ઊંટ,

ઘોડા, બળદ વગેરે પ્રાણીઓને સખત માર મારે છે. હદ ઉપરાંત ઘણો ભાર ભરી બળાત્કારે તેની પાસે વહન કરાવી પીડા ઉપજાવે છે, તેના કર્ણનાસિકા વગેરે મર્મ સ્થાનો વાળાં અવયવો છેદી મહાદુઃખી કરે છે. લોકો પોતાના સ્વાર્થને માટે તેઓના દુઃખ સામું જરાએ જોતા નથી! પણ એટલુ તો અવશ્ય યાદ રાખવું કે, પર પ્રાણીઓને પીડા ઉપજાવવા સમાન કોઈ મહાપાપ નથી, અને પરોપકાર કરવો, તેઓની દયા લાવી તેનું રક્ષણ કરવું, તે સમાન કોઈ મહા પુણ્ય નથી. તેને માટે શ્રી વેદવ્યાસે તો સ્પષ્ટ કહ્યું છે કેઃ—

શ્લોક.

श्लोकार्धेन प्रवक्ष्यामि । यदुक्तं ग्रंथ कोटिभिः ॥
" परोपकारः पुण्याय । पापाय परपीडनम् " ॥

અર્થાતઃ—ક્રોડો શાસ્ત્રોમા કહેલાં વચનોમાંથી તત્વરૂપે અર્ધ શ્લોક વડે કરીને હું સર્વનો સાર કહી દઉં છું કેઃ—" **પરોપકાર સમાન એકે પુણ્ય નથી, અને પરપીડન સમાન એકે પાપ નથી** " એ મહાવાક્ય હંમેશાં હૃદયપટ ઉપર સુવર્ણાક્ષિરોથી કોતરી રાખવાં ઘટે છે. આપણા પરમપવિત્ર પરમજીનેંદ્ર શ્રીવીરપ્રભુએ શ્રાવકધર્મને અખંડ જાળવવા માટે બાર વ્રતો તથા સાધુધર્મના ઉદ્ધાર માટે પાંચ મહાવ્રતો પ્રરૂપેલાં છે, તે બન્નેમાં પહેલુ પ્રાણાતિપાત વ્રત કહેલું છે, એટલે દયા એ મુખ્યધર્મ વર્ણવેલો છે. માટે દયા એજ મુખ્ય ધર્મ છે " नास्तिदया परो धर्म । " એટલે જે ધર્મમાં દયા ન હોય તે ધર્મ ખરેખર આ જગતમાં ઉત્તમ સમજવો નહિ. તેને માટે વેદાંતમાં પણ મનુષ્યજીવનોદ્ધાર માટે પાંચ મહાવાક્ય કહેલા છે.

अहिंसा सत्यमस्तेय । त्यागो मैथुनसंजनम् ॥
प तेषु पंच वाक्येषु । सर्व धर्म प्रतिष्ठितः ॥

અર્થાત્—કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, સત્ય વચન બોલવું અને સત્યથી વર્તવું, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય વ્રત પાળવું અને સુવર્ણ રૂપું વગેરે પરિગ્રહનો પરિહાર કરવો. આ પાંચ મહાવાક્ય સર્વ ધર્મમાં રહેલા છે. આમાં પણ પહેલું વાક્ય અહિંસા છે, કોઈપણ જીવને હણવો નહિ એમ તેઓ વદે છે ખરાં છતાં પણ યજ્ઞયાગાદિમાં પશુઓનો હોમ કરે છે, તેઓના બળાત્કારે પ્રાણ લેતાં જરા પણ અચકાતા નથી. ધર્મને નામે થતી હિંસા પાપકારક નથી, પણ પુણ્યફળદાયક છે એમ તેઓ બોલે છે એમ કહી અશ્વમેધ, અજામેધ વગેરે યજ્ઞો કરી, હજારો નિરપરાધી પશુઓના પ્રાણ

લે છે, તેઓને મરવું શું વહાલું હશે ? અથવા પશુઓને મારીને હોમવાથી શું સ્વર્ગસુખ મળી જતું હશે ? ના,ના, એમ સ્વપ્નામાંએ પણ સમજવું નહિ. જો હિંસાથી સ્વર્ગ સુખ મળતું હોય તો પછી નર્ક શેનાથી મળે તે કહો ? તેને માટે કહ્યું છે કેઃ—

श्लोक—वृक्षान् छित्वापशून हत्वा कृत्वारुधिरकर्दमम् ॥
यद्येवं गम्यते स्वर्गं । नरकं केन गम्यते ? ॥

અર્થાત્—વૃક્ષોને કાપીને, પશુઓને હણીને, લોહીનો કાદવ કરીને પણ જો સ્વર્ગે જવાતું હોય, તો પછી નરકે શાથી જવાય છે ? તે જાણવુ જોઇએ. પણ ખરૂં જોતાં યજ્ઞ એવો કરવો કહ્યો નથી, યજ્ઞ કરવાથી તો ઉલટું પ્રાણી-વધને લીધે અધોગતિમાં ઉતરાય છે, માટે યજ્ઞ કરવો તો દયા રૂપી કહ્યો છે.

श्लोक—तस्मात्स्व विषये रक्षा । कर्तव्या भूतिमिच्छता ॥
यज्ञैर्न प्राप्यते स्वर्गो । रक्षणात् प्राप्यते यथा ॥

અર્થાત્—અભ્યુદયના અભિલાષી ઉત્તમ પુરૂષોએ દરેક જીવોની રક્ષા કરવી જોઇએ, કારણ કે સ્વર્ગ યજ્ઞ ક્રિયાથી નથી મળતો, તેટલો જીવોનું રક્ષણ કરવાથી મળી શકે છે. વળી યજ્ઞમાં જ્યારે પશુઓને હોમે છે, ત્યારે તેઓ દયામણે ચહેરે પોકાર કરે છે કેઃ–અમને હણવાથી તમને શું લાભ થવાનો હતો ? આ પ્રકારની દયાળુ વાણીરૂપે બરાડા મારી પોકાર કરે છે, ચક્ષુમાંથી ચોધારાં આંસુ ઝરે છે, પણ તે વખતે બિચારાં અનાથ પ્રાણીઓનો બેલી કોણ હોય ? ભોજરાજાએ જ્યારે યજ્ઞ માંડયો અને હજારો પશુઓને હોમવા માટે યજ્ઞવેદી પાસે બાંધી આણ્યાં અને આહુતી આપવા લાગ્યા તે વખતે તે જાનવરોના દયાજનક પોકાર થતા હતા. આ પોકારથી આશ્ચર્ય પામેલા ભોજ રાજાએ પાસે ઉભેલા દયાધર્મી શ્રી ધનપાળ પંડિતને કુતુહળથી પુછયું હતું કે પંડિતરાજ ! આ પશુઓ શા માટે પોકાર કરે છે ? ત્યારે દયાધર્મી ધનપાળ પંડિતે તેઓની વકીલાત કરતાં કહ્યું કે મહારાજ ! તેઓ આપની પાસે અતિ નમ્રભાવે એક અરજ ગુજારે છે કેઃ—

શાર્દુલવિક્રીડત છંદ.

नाहं स्वर्गफल प्रभोग तृषितो नाभ्यर्थितस्त्वं मया ॥
संतुष्टास्तृणभक्षणे न सततं साहवा न युक्ता तव ॥
स्वर्गे यांति यदि त्वया विनिहता यज्ञ. ध्रुवं न प्रीणा ।
यज्ञं किं न करोषि मातृण्तृ भि. पुत्रैस्तथाबांधवैः ॥

સૌ ઇચ્છે છે સુજશને, અપજશ ઇચ્છા નોય; 
ચહાય કંકુનો ચાંદલો, કાજળનો નહિ કોઇ. ૩૭૦

અર્થાત્—હે મહારાજ ! એ બોકડો એમ કહે છે કેઃ–હે રાજા ! સ્વર્ગફળના ઉત્તમ ભોગની મને તૃષ્ણા નથી, તથા તેવા સ્વર્ગફળનો ભોગ અપાવવાને મેં તમારી પ્રાર્થના પણ કરી નથી, હું તો નિરંતર ઘાસતરણાં ખાઇને સંતુષ્ટ રહું છું. માટે યજ્ઞમાં હોમવાને અમને પકડી લાવ્યા છે તે યોગ્ય નથી. જો તમારા યજ્ઞમા મરેલાં પ્રાણીઓ નિશ્ચે સ્વર્ગમાં જતાં હોય, તો તમારાં મા, બાપ, દીકરા અને ભાઇભાડુને મારીને, યજ્ઞમાં હોમીને તમે તેમને સ્વર્ગે શા માટે નથી મોકલતા ? પછી પંડિતે આ કહેલું કાવ્ય સાંભળીને તો ભોજરાજાને જ્ઞાન આવ્યું, અને તેણે તત્કાળ સઘળા પશુઓને છોડી મુકીને તે દિવસથી વ્રત ધારણ કર્યું કે, ધર્મમાં પ્રીતિ રાખીને હવેથી યજ્ઞને વિષે પશુ આદિક જીવોને કોઇપણ દિવસે મારે હોમવાં નહિ. આ પ્રમાણે તે યજ્ઞમા ધનપાળ પંડિતે બિચારાં નિરપરાધી પશુઓને વકીલાત કરી છોડાવ્યાં હતા. એમ સર્વ સ્થળે તેઓની દયા લાવી બાપડાને કોણ બચાવે ?

## (૧૧૩) અકબર બાદશાહને ગાયમાતાની ફરીયાદ.

વળી અકબર બાદશાહના વખતમાં પણ ચતુર–ચુડામણિ બીરબલ પંડિતે બાદશાહ સમક્ષ ગાયની વકીલાત કરી દયાનુ સર્વોત્તમ કાર્ય કરી બતાવ્યું છે. તે એવી રીતે કે–આ હિંદુસ્થાનમાં ઘણા બાદશાહો રાજ્ય કરી ગયા છે, તેમાં તેઓએ પ્રાયે કરી એકજ ચક્ષુ ખુલ્લી રાખી હતી, ફક્ત મુસલમાન કોમનેજ તેઓ પ્રેમની લાગણીથી જોતા હતા, અને હિંદુઓને તો તેઓ કાફરની જ ઉપમા આપતા હતા, હિંદુપર ત્રાસ વર્તાવતા હતા, મહાભારે જુલમ ગુજારતા હતા, હિંદુઓને મારવામા એક જાતનું મહાપુણ્ય માનતા હતા, તે વખતે હિન્દુઓની કેવી વિષમ સ્થિતિ હતી, તેનું વર્ણન તે સમયના બાદશાહી ઇતિહાસો પરથી સાફ જણાઇ આવે છે. ફક્ત અકબરેજ હિંદુમુસલમાન ઉપર સમદૃષ્ટિ રાખી હતી. બન્નેને તે સરખી દૃષ્ટિથી જોતો હતો, બન્નેને સરખા હક્કો આપતો હતો, તેના મહારાજ્યમાં બિરબલ નામનો એક મહાચતુર વિદ્વાન બ્રાહ્મણ દિવાન રહેતો હતો. તે મહા વિચક્ષણ, હાજરજવાબી અને શિઘ્રકવિ હતો. બાદશાહને રંજન કરવામાં તે અગ્રણી ગણાતો હતો, બાદશાહની તેના પ્રત્યે પૂર્ણ પ્રીતિ હતી, અને તેથી તેને બાદશાહ હમેશાં પોતાની પાસે ને પાસે જ રાખતા હતા. તર્કબુદ્ધિનો તો તે ભંડાર જ હતો.

તે બન્નેની ગોષ્ઠીમાં અનેક વિનોદી બનાવો ને દૃષ્ટાંતો ઉભાં થયેલાં છે. વિચક્ષણ થવાની અભિલાષા કરનારે તો તે સર્વ દૃષ્ટાંતો ખાસ કરી

વાંચવાની જરૂર છે. એ બાદશાહ–બિરબલનો વિનોદ ચમત્કારીક ચિત્તાકર્ષક ને બુદ્ધિવર્ધક હોવાથી જ સમજાય છે, કે બિરબલ બુદ્ધિનિધાન ચતુરચુડામણિ હતો. તેના સહવાસથી બાદશાહ હિંદુધર્મપ્રિય બન્યો હતો, રાજ્યમાં વાઘ, બકરીને અને ગાયને સરખો ન્યાય મળતો હતો, રંકને અને રાયને સરખો ઈન્સાફ અપાતો હતો તે હિંદુ અને મુસલમાનને સમાન લેખતો હતો. વળી ભાર દઈને ખરૂં કહીએ તો અન્યાયી અને જુલમી મુસલમાનો કરતાં હિંદુઓ પ્રત્યે તેને વિશેષ પ્રેમ હતો કોઈ માણસને કાંઈ ફરિયાદ કરવી હોય તો તે માટે અકબરે પોતાના મહેલ પાસે ઘંટ ટંગાવેલો હતો, તે ઘંટ પાસે આવીને તે માણુસ ઘંટ વગાડે કે તુરતજ બાદશાહ હજારો કામ પડતાં મુકીને બારીએ આવી ફરિયાદ સાંભળતો હતો બનતી કોશિશે તેને અદલ ન્યાય આપતો હતો. કોઈ ગુંચવાડા ભરેલી બિના કે ફરિયાદ આવે, તો તે કામ પાસે બેઠેલા બિરબલને સોંપતો હતો. બિરબલ તત્કાળ તેના શિઘ્રબુદ્ધિથી ચમત્કારી ખુલાસા આપી બાદશાહને અને ફરિયાદીને રાજી કરતો હતો. આવી રીતે અદલ ન્યાય આપવા માટે તે ઘંટ રાખેલો હતો; છતા પણ જો વિના કારણે કોઈ પ્રાણી તે ઘંટ વગાડે તો તેને અતિ નિર્દયભાવે દેહાંતદંડની શિક્ષા પણ કરતો હતો.

હવે એકદા એવું બન્યું કે, બાદશાહ અને બિરબલ બન્ને જણા મહેલની અંદર બેસી કાંઇ ગમ્મતની વાતો કરી રહેલા છે, તેવામાં ફરતી ફરતી એક ગાય નીચે આવી, રસ્તામાં ઘાસ પડેલુ હતુ, તે તેણે મોઢામાં લીધું, અને ખાવા લાગી ગાયને માથામાં કાંઈ ચળ (ખણુજ) આવવાથી પેલો ઘંટ લટકતો હતો, તેની સાથે માથુ અડાડી ઘસવા લાગી, એટલે પેલો ઘંટ હાલ્યો, અને તુરત ટણટણ શબ્દ થવા લાગ્યો. અંદર બેઠેલા બાદશાહે તે ઘંટ સાંભળ્યો, અને પાસે બેઠેલા બિરબલને હુકમ કર્યો કેઃ—દેખો બિરબલ ! કોન આયા હે, બહોત ઘંટ બજાતા હૈ, ઇસકા ક્યા કારણ હૈ ? બહોત દુઃખી હોગા.

તે બાદશાહે બીજો એવો પણ ઠરાવ કર્યો હતો, કે જેને સામાન્ય ફરિયાદ કરવી હોય, તેણે એકવારજ ઘંટ વગાડવો, વધારે દુઃખ હોય તેણે બે વાર, અને અત્યંત બહુજ દુઃખ હોય, તોજ ત્રણવાર ઘંટ વગાડી શકે, અને તેથી વધુ વાર વગાડશે તો તે મોટો ગુનેગાર ગણાશે. બાદશાહનો હુકમ થતાં જ બીરબલ બારીએ આવ્યો, જોયું તો ત્યા ગાયને દીઠી તેથી

બીરબલને ફાળ પડી, કે હાય હમણાં જરૂર બાદશાહ આ ગાયને મારી નાંખશે. ત્યાં નીચેથી એક સિપાઇનો અવાજ સંભળાયોઃ–મારો એ સાલી ગૌવાંકું ! બાદશાહકા હુકમકા અનાદર કીયા. ત્યાં બાદશાહે કહ્યું:–કયોં બીરબલ, કૌન ફરિયાદી હૈ ? ઘંટા પર ઘટા કયોં લગાતે હૈ ? પછી બીરબલે ગાયના બચાવ માટે તત્કાળ બુદ્ધિ ઉપજ્યાથી ગાયને ડચકારો કરી ઉચું જોવરાવ્યુ. જેના મોઢામાં તૃણુ (તરણુા) રહેલાં છે, એવી ગાયે ઉંચું જોયું, એટલે બીરબલે બાદશાહને નમ્રવાણીથી વિનવતાં કહ્યું:–નેકનામદાર ખુદાવિંદ પરવરદિગાર ! એક અરજદાર અર્જ કરનેકે બારતે મુખમે તરણાં લેકર ખડી હુઇ હૈ. ઉનકી ફરિયાદ બહોત જબર હૈ, ઉનકે બાસ્તે વો ઘંટા પર ઘટા લગાતી રહી હૈ બાદશાહે બારીએ આવી જોઈ કહ્યું કેઃ–ઓ તો ગૌવાં હૈ ! બીરબલ બોલ્યોઃ-હા સાહેબ ! એ ગૌવાં હૈ, આપકી હજુરમે મુખમેં તૃણુ લેકર અર્જ કરનેકું ખડી હૈ, બાદશાહે કહ્યું:–કયા ઇસકી અર્જ હૈ ! પછી બીરબલે બાદશાહને ગાયના બચાવ માટે પોતાના બુદ્ધિબળથી એક છટાદાર કવિત તત્કાળ કહી સંભળાવ્યું કેઃ—

કવિત—તરન ચરન બન જાઉં, નીર સરીતાકો પીઉં,
મહાધામ ધનગ્રાસ, બીના વસ્ત્ર મેં જીવું;
વત્સ હમારા હોય, બોજ ધરનીકા ઉઠાવે;
હયગય બેઠે ઠામ, નિત્ય નવા ભોજન પાવે;
જીવતાં નિત્ય હું સુખ કરૂં, મુવે ચામ ચરને ધરૂં;
કયા ગુના બાદશાહ મે કીયા, વિના વાંક રે રે મરૂં ! ૧

અર્થાત્—હે ખુદાવિંદ ! એ ગૌવાં અર્જ ગુજારતી હૈ, કી જ્યું કોઇ ગુન્હેગાર મુખમે તૃણુ લેતે હૈ, ઉનકું, જીવીત મીલતા હૈ, તો મેં જીંદગીભર તૃણુ ખાતે હૈ, નગ્ન ફીરતે હૈ, હમારા બચ્ચા (બળદો) ધરણીકા બોજ ઉઠાતે હૈ, ધરતી ખેડકે અનાજ પકાતે હૈ, ઓર હમ સબકુ દુધ દધી મલાઈ દેતે હૈ, જીવતાં સદા સુખ દેતે હૈ, ફીર મુવા પીછે મેરા ચર્મસે પાંઉમે જુતીયા–પનીર્યા બનાકર પહેરાતે હૈ, તો હે દયાળુ ખુદાવિંદ અકબરપાદશાહ ! મેંને કયા ગુન્હા કીયા હૈ, કે હમકુ લોક બિના કારણુ મારતે હૈ ? આપકી પાસ યહી અર્જ ગુજારતી હું. આ સમયોચિત કથન બરાબર રૂચી ગયુ; અને તેજ વખતે ગાયને નહિ મારવાનો બાદશાહી હુકમ કાઢયો. વાહ બિરબલ વાહ ! ધન્ય છે તારી આ તરત તર્કબુદ્ધિ અને વકીલાતને ! આ

અવની ઉપર અનાથ પશુઓનો બચાવ કરવા માટે આવી વકીલાત કરનાર અનેક વકીલો પાકો ! ને જાગો !!!

મતલબ કે યજ્ઞને નામે અનેક પ્રકારની હિંસાઓમાં પ્રવૃત્ત થઇ મુખેથી દયા દયા એમ પોકારે છે, પણ કેટલાંએક ધર્મને બાને થતાં કાર્યોમાં દયાનો તો દાટ વાળી દે છે, દયાનું જડમૂળજ કાઢી નાંખે છે ! જૈન ધર્મમાં પણ એવો અનર્થ થતો જોવામાં આવે છે, કે દેરાવાસી બંધુઓ દેરાની અંદર પ્રભુજીની આંગી રચે છે, તેમાં રાત્રીના વખતમાં બિચાર નિરપરાધી અસંખ્ય જીવો વિનાકારણે માર્યા જાય છે. વળી પ્રભુજીની પ્રતિમાને કાચા પાણીથી હમેશાં સ્નાન કરાવે છે, તેને પુષ્પો ચડાવે છે; ફળફુલ વગેરે નૈવેદ્ય ધરે છે, જે પ્રભુ પંચમહાવ્રતોના પાળનારા, લોકના સમસ્ત જીવોનું રક્ષણ કરનારા, સર્વે સચેત વસ્તુના ત્યાગી હતા, તેવા પ્રભુ શું પોતાને નામે થતી હિંસામાં ખુશી હોય ? રાજીપો જણાવતા હશે કે ? શું પોતાની ભક્તિ માટે હિંસા કરવામાં પાપ નથી, પણ મહાપુણ્ય જ છે–એમ તેઓશ્રીએ પોતાના આશ્રીતોને બોધેલું હશે કે ? ના, ના, બંધુઓ ! એમ સ્વપ્ને પણ સમજતા નહિ. એ મહાવીર પ્રભુ તો બહુ દયાળુ હતા, સમસ્ત જીવોનું હિત ઇચ્છનારા હતા, તેઓશ્રી ઉપદેશની શરૂઆતમાં જ “ मा हणो मा हणो मा हणो ” એમ અહર્નિશ બોધધ્વની ઉચ્ચારતા હતા. અરે ઉચ્ચારતા હતા જ એમ નહિ, પણ પોતે તે પ્રમાણે વર્તતા પણ હતા.

દાખલા તરીકે એક વખત મહાવીરપ્રભુએ પોતાના રોગની ઉપશાંતિ માટે રેવતી નામની બાઇએ પોતાને માટે કરેલો કોળાપાક લેવાની પોતાના સિંહા નામના શિષ્યને ના કહી હતી; એજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. જે મહાપુરૂષોનાં જીવનચરિત્રો વિચાર વાણી અને વર્તનમાં સરખા હોય છે, વળી જેનાં જીવનચરિત્રો નિષ્પાપી અને નિષ્કલંકી હોય છે, તે મહાપુરૂષોનાંજ પવિત્ર હિતબોધનાં વચનામૃતો શ્રોતાઓને સચોટ અસર કરનારાં નીવડે છે. તો એવા દયાળુ મહાવીર પ્રભુ કદાપિ હિંસાનો બોધ જેવો કે “ ધર્મને નામે થતી હિંસા લાભકારી છે ” એમ બતાવે જ કેમ ? એક બે પૈસાની પુષ્પમાળા પ્રભુજીને ચડાવવાથી અગર પાંચ પચીસ દીવાઓની આંગી રચી પૂજા કરવાથી, જો સ્વર્ગસુખ કે મોક્ષ સુખ મળી જતુ હોય, તો બત્રીશ હજાર દેશના અધિપતિ તથા છ ખંડના છત્રપતિ ચક્રવર્તિ મહારાજા શ્રી ઋષભદેવના પુત્ર ભરત વગેરે દશ ચક્રવર્તિઓ પોતાનું રાજપાટ તથા

સર્વ સુખ-સાહ્યબી છોડી શા માટે સયમ ગ્રહણુ કરે ? એમ પૂજા કરતાં કે આંગી રચતાં શું તેમને આવડતું નહોતું ? તેમને ઘેર કાંઈ લક્ષ્મીની કમીના નહોતી, ઘેર બેઠાંજ તેઓ ધારત તો મોક્ષ મેળવી લેત, પણ નાના પ્રકારની તપશ્ચર્યાઓ કરી વિકટ સંકટ વેઠત નહિ; કારણ કે સંજમ પાળવામાં કંઈ કષ્ટ ઓછું હોતું નથી. બાવીસ પરિષહો ખમવા, મસ્તકને લોચ કરવો, ભિક્ષા માગવી, પ્રદેશમાં ફરવુ વગેરે ઘણાં કષ્ટો છે. પણ તે સર્વનો સ્વીકાર કરે છે. અને સંજમ માર્ગ ગ્રહણ કરે છે. ભગવાને કહ્યું છે કેઃ—देहदुःखं महाफलम् ॥ અર્થાત—જ્ઞાનપૂર્વક દેહને કષ્ટ દેવાથી જ મહાફળ મળે છે. તો હિંસા કરવાથી મોક્ષની પ્રાપ્તિ શી રીતે હોય ? શ્રીતુલસીદાસે કહ્યું છે કેઃ—

"સત્ય વચન અરૂ દીનતા, પર સ્ત્રી માત સમાન;
ઉનકું ન મીલે ભગવાન તો, તુલસીદાસ જમાન."

મતલબ કે મોક્ષપ્રાપ્તિને માટે ઉપર કહ્યા પ્રમાણે વર્તનારને ભગવાન ન મળે તો, તુલસીદાસજી જામીન પણ થયા; પણ ધર્મને નામે હિંસાકારક કોઈ પ્રકાર કહ્યો નહિ, તેમ મૂર્તિને પુજવાથી જ મોક્ષગતિ મળે છે, તેવી જામીનગીરી પણ લીધી નહિ, સનાતન ધર્મ સમજાવતાં કોઈ વિદ્વાન કવિએ યથાર્થ કહ્યું છે કેઃ—

श्लोक—अद्रोह सर्वभूतानां । कर्मणामनसागीरा ।
अनुग्रह च दानं च । सतां धर्म सनातनः ॥

અર્થાત્—સર્વ પ્રાણીનો અદ્રોહ કરવો એટલે દયા રાખી તેઓનો બચાવ કરવો, મનવચન અને કાયાથી તેઓને હણવા નહિ. સર્વ ઉપર અનુગ્રહબુદ્ધિ-કરૂણા રાખવી. અને તેઓને યથાશક્તિ દાન દેવું. એ સર્વનો સનાતન ધર્મ છે. એ શ્લોકમાં પણ પ્રભુને નામે કે ધર્મને નામે હિંસા કરવાથી મોક્ષ છે-એમ કહ્યું નથી. તથા શ્રીસ્યાદ્વાદ મંજરીમાં કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે પણ સાફ રીતે જ કહ્યું છે કેઃ—

ઉપજાતિ વૃત્ત

न धर्महेतु विहिताऽपि हिंसा । नोत्सृष्टमत्यार्थमपोद्यतेयः ॥
स्वपुत्रगातान्नृपतित्वालिप्सा । सब्रह्मचारि स्फूरितं परेषाम् ॥

અર્થાત્—ધર્મને નામે થતી હિંસામાં પણ જેઓ ધર્મ જ ગણે છે, અને મોક્ષ મેળવવાની ઇચ્છા રાખે છે; તે પોતાના પુત્રને મારીને રાજાપણું

આમ કરવા જેવું કરે છે. દયાધર્મ સર્વ ધર્મ કરતા શ્રેષ્ઠ છે. ધર્મને ખાતે થતી જીવ હિંસા પણ દુઃખદાયી અને દુર્ગતિમાં ઉતારનારી છે, કારણ કે ધર્મનું મૂળ તો દયા જ છે.

દુહો—દયા ધર્મકો મૂળ હૈ, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાન. ૧

અર્થાત્—ધર્મનું મૂળ દયા છે અને પાપનું મૂળ અભિમાન છે. માટે જ્યાં સુધી ઘટમાં પ્રાણ હોય, ત્યાં સુધી દયાને છોડશો નહિ. એટલું તો ખરૂંજ છે કે આ દુનિયાના સર્વ મનુષ્યો અને સર્વ ધર્મો દયાનું સ્થાપન અને હિંસાનુ ઉત્થાપન કરે છે. કોઈપણ વ્યક્તિ એમ નથી પ્રતિપાદન કરતી કે હિંસાથી ધર્મની પ્રાપ્તિ થાય છે, સ્વર્ગસુખ મળે છે—એમ કોઇ પણ કહેતું નથી. જો હિંસારૂપ અધર્મથી સ્વર્ગસુખ મળતું હોય, તો પછી નર્કગતિ શાથી મળે? તે જાણવું જોઇએ. મતલબ કે હિંસાથી તો નર્કગતિની પ્રાપ્તિ થાય છે. જે જીવાત્માએ મનુષ્યગતિમાં જન્મ પામી જીવોની દયા પાળી નથી તેનો જન્મ જરૂર અફળ વહી ગયો સમજવો. વળી અનંતા જન્મમરણ આ જીવે કર્યાં છે, તેનું કારણ જ્ઞાનચક્ષુથી જોતાં જણાય છે, કે આ જીવને ભવોભવને વિષે અનંત જીવોની સંગાથે વેરભાવ બંધાણા છે. વળી દરેક જન્મમાં જીવ ઘણા કાળથી ભવભ્રમણ કરતો આવે છે અને હજી પણ જ્યાં સુધી દયાધર્મનું અનુસરણ નહિ કરે ત્યાં સુધી એજ પ્રમાણે ભવભ્રમણની ગતિ સમજવી. તે વિષે કહ્યું છે કેઃ—

દુહા-દયા તે સુખની વેલડી. દયા તે સુખની ખાણ;
અનંત જીવ મુક્તે ગયા, દયા તણાં ફળ જાણ.
હિંસા તે દુઃખની વેલડી, હિંસા તે દુઃખની ખાણ;
અનંતાજીવ નર્કે ગયા, હિંસા તણાં ફળ જાણ.
જીવ દયા પાળી નહિ, પાળી નહિં છકાય;
સુના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય.
જીવદયા પાળી સહિ, પાળી છે છકાય;
વસતા ઘરનો પ્રાહુણો, મીઠાં ભોજન ખાય.
જીવ મારતાં નર્ક છે, રાખતાં છે સ્વર્ગ;
એ હોનું છે વાટડી, જીણ ભાવે તીણ લગ.

## (૧૧૪) દયાધર્મપાળક મેતાર્ય, મેઘરથ ને મેઘકુમાર.

મતલબ કે જીવદયાથી પરમસુખની પ્રાપ્તિ થાય છે અને હિંસા કરવાથી નરકગતિની પ્રાપ્તિ થાય છે. અહો ! ધન્ય છે તે મેતાર્ય નામના મુનિમહાત્માને કે જેણે એક કુર્કટના પ્રાણ બચાવવા માટે પોતાનો પ્રિય પ્રાણ અર્પણ કર્યો, પણ સુવર્ણકારને એમ ન કહ્યુ કે આ કુર્કટ તારા જવલા ચરી ગયો છે. એમ કહેવાથી તો તે સોની કુર્કટના પ્રાણ લેશે એમ સમજી કુકડાનો પ્રાણ બચાવ્યો અને પોતે કાળ કરી મોક્ષે ગયા. તેવીજ રીતે મેઘરથ નામના દયાળુ રાજાએ એક પારવાને બચાવ્યુ અને પોતાનો પિંડ આપવાની ઇચ્છા જણાવી. અહાહા ! વિચારો ! વિચારો ! વિવેકી બંધુઓ ! દયાળુ પુરૂષોની દયા કેવી વિચિત્ર છે ? શું તેને પોતાનો પ્રાણ અપ્રિય થયો હશે ? ના ના. કોઇને પોતાનો દેહ અપ્રિય હોતો નથી. પોતાના પ્રાણ બચાવવા માટે હજારો અને લાખો રૂપીઆ લોકો સહજમાં ખર્ચી નાખે છે; પણ તે મેઘરથ રાજાને શરણાગત પારેવા પર અત્યંત દયા આવવાથી તેને બચાવવા માટે સ્વદેહ અર્પણ કર્યો પોતાની નજરે પડેલા પ્રાણઘાતક બનાવ માટે દયાળુ જનો કદી બેદરકારી કરતા નથી ને ગમે તે પ્રયાસે તેનો બચાવજ કરે છે. તેમાં આ પારેવું તો વળી રાજાને શરણે આવ્યું હતું. સિંચાણો તેની પાછળ પડી તેના ભક્ષ માટે પકડવા આવ્યો હતો. તો રાજાએ સિંચાણાને સ્વદેહ અર્પણ કરી ભક્ષણ કરવા કહ્યું, પણ શરણાગત હોલો–પારેવું આપ્યું નહિ, પણ તેને પ્રાણ સાટે બચાવ્યો. તે દયાના પ્રભાવે કરીને તે સોળમા શાંતિનાથ પ્રભુ થયા. એક ભવમાં છ મોટી પદવી પામ્યા, છ ખંડના અધિપતિ ચક્રવર્તી થયા અને સકળ કર્મનો ક્ષય કરી પાચમી ગતિ પ્રાપ્ત કરી અને ચતુર્ગતિનુ ગમનાગમન અટકાવ્યુ. તો ધન્ય છે તે દયાળુ છત્રપતિ મેઘરથ મહારાજાને ! તે સર્વ પ્રભાવ દયામાર્ગનોજ સમજવો. વળી શ્રેણિક રાજાના પુત્ર મેઘકુમારે પૂર્વ ભવમાં એક સસલાની દયા પાળી અઢી દહાડા સુધી પોતાનો એક પગ તોળી રાખ્યો, કારણકે પોતાના પગ નીચે એક સસલું આવી બેસી ગયુ હતું. વગડામાં ચોતરફ દાવાનળ લાગવાથી બધાં વનપશુ એક જોજનના આ વિસ્તૃત ચોકમાં પોતાના પ્રાણ બચાવવા ભેગાં થયા હતાં, તેમાં એક મોટો હાથી ઉભો હતો, તેને શરીરે કાંઇક ચળ આવવાથી એક પગ ઉંચો કર્યો હતો, તે પગ નીચેની ખાલી જગામાં પેલું સસલું આવી બચવા માટે ભરાઇ બેઠું. થોડીવારે પગ જેવો મુકવા જાય છે તેવામાં હાથીએ

જોયુ, જોઇ મનમાં ચિંતવ્યું કે, અહો ! આ પ્રાણી પણ બચવા માટે અહીં આવેલું છે, તેના પર જો મારો ભારે પગ મુકીશ, તો તેને તો અત્રેજ દાવાનળ થયો સમજવો; માટે અવશ્ય મારે તેનો પ્રાણ બચાવવો-એમ ધારી હાથીએ પગ અદ્ધર તોળી રાખ્યો. ત્રીજે દહાડે દાવાનળ શાંત થતા પશુઓ સર્વ ચાલ્યાં ગયા, પેલો હસ્તી જેવો પગ હેઠે મુકવા ગયો, કે હેઠો પડી ગયો, પગ અક્કડાઇ ગયેલો હોવાથી તેનાથી ચાલી શકાયું નહિ, અને થોડા વખતમાં તે મરણ પામ્યો; અને તે સસલાની દયાના પ્રભાવે શ્રેણિકરાજાને ઘેર પુત્રપણે અવતર્યો. અને મોટી અવસ્થાએ તે કુમારે સંજમ લીધો, સંજમ લીધા પછી સાંજે પથારી છેલ્લી આવી, અને રાત્રીમાં કોઇ કારણ પ્રસંગે આવતાં-જતાં સાધુઓની ઠોકરો વાગવા લાગી તેથી મન અકળાયું, અને પસ્તાવો કરવા લાગ્યો, કે મેં દીક્ષા ક્યાં લીધી ? અત્રે તો સંકટનો પાર નથી, આ પીડાથી સંજમ પળવુ મુશ્કેલ છે માટે સવારમાં આ ભેખ શ્રીમહાવીરપ્રભુને પાછો સોંપી ઘેર ચાલ્યો જઇશ. રોજ રહીને આ કષ્ટ કેમ ખમાય ? માટે આપણે તો ઘેર જાવું છે. હજી કઇ આપણે ખાધું પીધું નથી, પાત્રવસ્ત્ર પણ મારાં છે, માટે પ્રભુ મને ના નહિ પાડે-એમ ચિંતવી સવારમાં પ્રતિક્રમણ પણ કર્યું નહિ, ને શ્રીમહાવીરપ્રભુને ખબર આપીનેજ જવું-એવો નિશ્ચય કરેલો હોવાથી તુરત પ્રભુ સન્મુખ આવ્યા, પણ કાંઇ બોલી શક્યા નહિ, અને ભગવાનના તેજમાં અંજાઇ ગયા. દયાળુ પ્રભુ તો સર્વજ્ઞ હોઇ જાણતા હતા, તેથી તેને સંજમમાં સ્થિર કરવા બોલ્યા:-કે હે મેઘમુનિ ! તમે આવ્યા, શું તમારે ઘેર જવું છે ? આજ રાત્રીમાં બહુ કષ્ટ પડયું, સાધુના ચરણપાત દુઃખકર લાગ્યા. પણ હે મુનિ ! જરા વિચારો ! તમારી જાત કોણ ? કોના પુત્ર છો ? વળી હાથીના ભવનાં દુઃખ ભુલી ગયા ? ગર્ભની વેદના, નર્કનાં દુઃખ અને પશુપક્ષીના પરાધિનપણાનાં દુઃખો કરતાં પણ શું આ દુઃખ બહુ આકરૂં લાગ્યુ ? પૂર્વભવનું ભાન કરાવવા માટે શ્રીમહાવીરપ્રભુએ પૂર્વભવનું વૃત્તાંત પણ કહી સંભળાવ્યું. પછી વીરપ્રભુના ઉત્તમ વાકયોથી મન ઠેકાણે આવ્યું એટલે ધારેલા વિચારો હવામાં ઉડી ગયા. અને શુદ્ધ સંજમ પાળી અંતે ઉત્તમ ગતિને પામ્યા.

બંધુઓ જુઓ ! દયાનાં ફળ કેવાં અદ્ભુત છે ! દયામાર્ગથી કેવાં ઉત્તમ ફળો પ્રાપ્ત થાય છે ! શ્રીસર્વજ્ઞપ્રભુએ છકાયના જીવનું સ્વરૂપ બતાવ્યું, તેમાં કેટલાએક તો ફક્ત મનુષ્યનીજ દયા પાળે છે, એટલે તેનોજ બચાવ

 સોંઘું મોંઘું શીદ ગણે, પર ધન જ્યાં વપરાય; 
તેલ ગોળ ઘર પારકે, જોડા થોડા ખાય. ૩૭૮

કરવા પ્રયત્ન કરે છે; પણ શ્રીપ્રભુએ તો બનતા પ્રયાસે સર્વ જીવોને બચાવવા કહ્યું છે. માટે સર્વ પ્રાણીઓની દયા પાળવી, સર્વ પ્રાણીઓના ભલા માટે સર્વદા કાર્યો કરવાં, પુણ્યમાર્ગમાં પ્રવર્તન કરવુ, દુઃખી જનોનાં દુઃખો દૂર કરવાં અને હરદમ ગરીબોની દુવા-અંતરની આશિશ લેવી.

## (૧૧૫) ચોરને જીવિતદાન-અભયદાન દેનારી રાણીઓની વાત.

કોઇ એક રાજાને ચાર રાણીઓ હતી એક વખત ચારે રાણીઓ ઉપર રાજા પ્રસન્ન થયો અને કહ્યું કેઃ-હે પ્રિયતમ વલ્લભાઓ ! આજ હુ તમારી સેવાથી પ્રસન્ન થયો છું, માટે કાંઈ ઇચ્છિત વરદાન માગો ! ત્યારે સ્ત્રીઓ હર્ષીત થઇને બોલી કેઃ-ધન્ય છે, આપ જેવા ઉદાર પતિને ! મોટાઓને એમજ ઘટે છે. સાહેબ ! આપ વચન આપો છો, તો તે અમો બહુ માનપૂર્વક આનંદસહિત વધાવી લઇએ છીએ, હાલમાં અમારૂં વચન આપની પાસે અનામત રાખો ! અમારે જોઇશે ત્યારે માગી લેઇશું એમ કહી પછી સહુસહુને કામે વળગી.

હવે બેચાર માસ થયા પછી એકવાર એવું બન્યુ, કે તે ગામમાં કોઈ ચોરને પકડી રાજાની સમીપે આણ્યો, ઘણો કાળ થયાં તે ચોરે ઘણા દુષ્ટ કામો કર્યાં હતા, કેટલાએક લોકોને તો ચોરે મારી પણ નાખ્યા હતા, ઘણા મનુષ્યોનું ધન બળાત્કારે ચોરીને લેઈ જતો હતો, તે આજે મહાપ્રયાસે પકડાયો હતો. તેથી રાજાએ આક્રોશ કરી હુકમ કર્યો, કે આ દુષ્ટ ચોરને ફાંસીએ ચડાવી દ્યો ! એમ હુકમ થતાંજ સિપાઇઓ તેને લેઇ ચાલ્યાં, તેથી ચોર એકદમ ઘણુ રોવા લાગ્યો. કારણકે આ લોકમાં **मरणात् परंभयं नास्ति ॥** અર્થાત્ મરણથી બીજું કોઇ મોટું ભય નથી. ઘણા લોકો પછવાડે ચાલે છે. ઘણા લોકો તેને ફીટકારે છે-ધિક્કારે છે, ત્યારે ઘણા દયાળુ પુરૂષો તેની દયા ખાય છે. ગામના મહાજનને પણ તેની ઘણી દયા આવી પણ હવે શો ઉપાય ? રાજાના હુકમ આગળ કોનું ચાલે ? એમ કરતાં રાણીઓના મહેલ પાસે તે ચોર આવ્યો, રાણીઓએ આ બનાવ નજરે જોયો, તેથી એકદમ મોટી રાણીને દયા આવી, અને મન સાથે બોલી કેઃ-આ બિચારો ચોર પૂર્વકર્મના ઉદયથી આ આઘાત દશાને પામ્યો છે-તેને પણ શું મરણ વહાલું હોય ખરૂ ? અરેરે ! તે બિચારો કેવો રોવે છે !' અને દીનદશા જણાવે છે ! કે તે જોઈ મને પણ ઘણી દયા છુટે છે; પણ રાજાનો હુકમ થયો હશે, તેની આગળ કોઇનું જોર ચાલે નહિ. પણ મારૂં

વચન રાજા પાસે બાકી છે, તે અત્યારે ઠીક સાંભરી આવ્યું છે, માટે ચાલ તે વચન માગી લઊં અને આજનો દિવસ તો આ બિચારા ચોરને અભયદાન દઉં, કારણકે આ લોકમાં સોના, રૂપા, અન્ન, વસ્ત્ર અને પૃથ્વી દાન વગેરે હજારો દાન કરતાં અભયદાન પ્રધાન છે, તેને માટે કહ્યું છે કેઃ-

શ્લોક—न गोप्रदानं न महीप्रदानं । न चान्नदानं हि तथा प्रदानम् ।
यथा वदंतीहबुधाःप्रधानं । सर्व प्रदानेष्वभयप्रदानम् ॥

અર્થાત—ઉપર કહેલાં અનેક પ્રકારનાં દાનો કરતાં પણ અભયદાન સર્વથી શ્રેષ્ઠ છે એમ ધારી એકદમ તે પટરાણી રાજા પાસે ગઈ, અને નમ્રતાપૂર્વક પોતાનું વચન માગ્યું. ત્યારે રાજાએ તે માગવાનું કહેતાં રાણીએ પેલા ચોરને આજનો દિવસ મારી વતી અભયદાન દેઈ મારા મહેલમાં રાખી ખાનપાનમાં હું સુખ આપી સંતોષ પમાડું-એવું વચન માગ્યું. રાજાનું મન આથી જરા કચવાણું પણ વચને બંધાયેલો હોવાથી રાણીને હા પાડી, તેથી તુરત રાણીએ તે ચોરને છોડાવીને પોતાના મહેલમાં તેડાવ્યો, આથી ચોર ખુશી થયો. રાણીએ તેને નવરાવી ધોવરાવી ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવી પછી તેની આગળ મિષ્ટાન્ન ભોજન મુક્યાં, તે તેને દીઠે તો સારાં લાગ્યાં, પણ મુખે ભાવ્યાં નહિ કારણકે આ રાણીજીની મહેરબાનીથી આજે બચ્યો છું, પણ કાલે તો પાછો મોતનોજ દિવસ છે, મનમાં ભયનો પાર નથી, એ પ્રમાણે આખો દિવસ ખાનપાન ને નાટક આદિ પ્રિય પદાર્થોમાં તેને આનંદ પમાડ્યો, પણ તે આનંદ તો રાણીના મનમા હતો, ચોરના મનમાં તો તેમાંનું કશુંયે ન હતું. તેને તો આવતો દિવસ નજર આગળ તરતો હતો, અને પોતાનો મરણનો ભાવિ ભય મહાભારે ચિંતા ઉપજાવતો હતો. રાત વીતીને પ્રાતઃકાળ થયો એટલે રાજાના હુકમથી ચોરને પકડી લેઈ ચાલ્યા. આ પ્રમાણેનું મોટી રાણીનું ગયા દિવસનું કર્તવ્ય જોઈ, તેનાથી નાની રાણીને પણ એક દિવસ બચાવવાનો વિચાર થયો, તેથી તેણે પણ રાજા પાસેથી વચન માગી લેઈ બીજે દિવસે પણ ચોરને બચાવ્યો, અને તેનાથી વિશેષ સુખ આપ્યું. ત્રીજી રાણીએ એજ પ્રમાણે ત્રીજે દિવસે બચાવી સુખ આપ્યું, પણ ચોરને તો મરણ ભય સામો ઉભેલો હોવાથી શોકનો પાર ન હતો; છેવટે ચોથી રાણીને પણ એજ વિચાર થયો, પણ તેણે વિચાર્યું કે આ બિચારાનો એકએક દિવસનો બચાવ થયા છતાં, મરણનો ભય તો તેવોને તેવોજ ઉભો રહેલો છે, માટે લાવ હું તેને સર્વથા અભયદાન દેઈ જીવન-

પર્યંત છોડાવું તો મહાલાભ થાય. શાસ્ત્રમાં તો અભયદાન વિષે બહુ લાભો વર્ણવેલા છે, સિંદુરપ્રકરણમા પણ જીવદયા પાળનારને દશ બોલની પ્રાપ્તિ બતાવી છે, તે એવી રીતે કેઃ—

શાર્દૂલવિક્રિડિત

आयुर्दीर्घतरं वपुर्वरतरं गोत्रं गरीयस्तरं ।
वित्तं भूरितरं बलं बहुतरं स्वामित्वमुच्चैस्तरम् ॥
आरोग्यं विगतांतरं त्रिजगतः श्लाघ्यत्वमल्पेतरं ।
संसारांबुनिधि करोति सुतरं चेतः कृपार्द्रांतरम् ॥

અર્થાત્—દયાથી પીગળી ગયું છે મન જેનું, એવા દયા પાળનાર જીવને લાંબુ આયુષ્ય મળે છે, ને સુંદર શરીર પામે છે, ઉત્તમ ગોત્રમાં ઉપજે છે, ઘણું ધન અને અતિ બળ પામે છે, ઉત્તમ પ્રકારનું સ્વામીત્વ એટલે અધિપતિપણું પામે છે, નિરંતર આરોગ્યતા ભોગવે છે, જગતમા ઉત્તમ પ્રકારની કીર્તિ મેળવે છે, અને સંસારસાગર સુખે તરી શકાય એવા સાધનો પામે છે. માટે આજે આ દયા પ્રસંગ મને સારો પ્રાપ્ત થયો છે-એમ ધારી રાજા પાસે જઇ જીવિતદાન દેવરાવી-અભય કરી ચોરને એ ચોથી નાની રાણીએ ભયમુક્ત કર્યો

હવે ચોરને તો હર્ષનો પાર રહ્યો નહિ, રાણીએ તેને ખાવા માટે સામાન્ય ભોજન આપ્યું તે પણ અમૃતતુલ્ય ગણી ભાવે જમી સંતુષ્ટ થયો. પછી રાજાએ સર્વ રાણીઓ સમક્ષ ચોરને પૂછયું કેઃ-તને ઝાઝું-અધિક સુખ કોનાથી મળ્યુ ? ત્યારે નિર્ભય થયેલા ચોરે જણાવ્યું કે.—આ નાનાં રાજમાતાથીજ મને અપૂર્વ સુખ પ્રાપ્ત થયેલું છે. મોટી રાણીએ તો મનમા માન્યું હતું કે હમણા મનેજ પહેલી વખાણશે, પણ તેમ બન્યુ નહિ. ચોરે તો નાની રાણી તરફથી વિશેષ સુખ મળ્યાનુ જણાવ્યું ! અને તે હતુ પણ ખરૂં જ. કારણ કે તેણે તો સર્વથા બચાવ્યો હતો. તેથી ચોરે મોટો ઉપકાર નાની રાણીનો માન્યો. કહેવાની મતલબ એ છે કે, દુનયામા દયા સિવાય બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી. પેલા ચોરે ચોથી રાણીના જીવતા સુધીના અભયદાનથી કેવું મહાસુખ માન્યું ? તેને પેલી ત્રણ રાણીઓના મિષ્ટાન ભોજન મળ્યા છતા મરણના ભયે કરી તેને તે ફીકાં લાગ્યાં-સ્વાદિષ્ટ ન જણાયાં, તેથીજ તેણે રાજાને કહ્યુ હતું કેઃ-

श्लोक—मर्त्योर्भयात्तुनोज्ञातं । सुजऽर्धं महीमृन्मया ॥
कदन्नंभक्षितंचाद्य । ह्यभयाद्मताधिकम् ॥ १८९ ॥

અર્થાત—ત્રણ રાણીનાં મિષ્ટાન્ન કરતાંયે ચોથી રાણીનું સામાન્ય ભોજન મને ઘણું મીઠું લાગ્યું. તેનું એક કારણ માત્ર નિર્ભયતા જ હતું. માટે સુખેચ્છુએ સદા જીવદયા રાખવી, હિંસાથી તો અખાઈરાઠોડની પેઠે ઘણા કાળ સુધી ભવભ્રમણ કરવું પડે છે, અને તે અખાઈરાઠોડને મૂગા લોઢીઆનો અવતાર પણ હિંસા કર્મના મહાપાપે જ ધરવો પડયો હતો. માટે હિંસાના ફળ ઘણાં દુઃખદાયી જાણી જીવોને અભય કરી સુખ આપો, પરોપકાર કરો અને સર્વનું ભલું કરો આ મોંઘો માનવભવ સફળ કરો, કે જેથી આ કલેશમય સંસારસાગરનો સહજે અંત આવે અને અક્ષય મોક્ષ લક્ષ્મી ઝટ પ્રાપ્ત થાય. સદા દયાનાં ફળતો મીઠાં જ છે. (૮૮)

---

(૮૯)

अतीवऋणी बहु कन्यकश्च । तथा च भार्या द्वयकस्य भर्ता ॥
सदा दारिद्री गुरुहीन जन्म । मन्येमृता:प्राणभृतोऽपि पंच ॥८९॥

અર્થ—આ જગતમાં બહુ દેવાદાર, ઘણી દીકરીઓવાળો, તથા બે સ્ત્રીનો ધણી, તથા સદા દરિદ્રી તથા સદ્ગુરૂના આશ્રય વિનાનો નગુરો મનુષ્યજન્મ, એટલાં વાનાં હોય, તો પુરૂષો પ્રાણને ધારણ કરવા છતાંપિ મરેલા જેવા જ ખરેખર સમજવા. (૮૯)

ભાવાર્થ—આ જગતમાં અતિશય દેવાદાર માણસ મરેલા જેવો જ સમજવો. તેને ચિત્તમાં હમેશાં અનેક પ્રકારની ચિંતાઓ થયા જ કરે છે, સુખે ઉંઘ પણ આવતી નથી, કોઇને કોઈ લેણદાર તો આંગણામાં આવી ઉભો જ હોય । તેથી તે બિચારો રણીયો સદા જીવતે મુવા જેવો જ છે. બીજો જેને ઘણી દીકરીઓ હોય, તે પણ બહુ દુઃખીયો અને જીવતે મુવા જેવો જ છે, કારણ કે તે બિચારો તેમાં ને તેમાં જ ડુબી જાય છે. એકને પરણાવવી તો બીજીને આણું વળાવવાનો વખત આવે છે, ત્યાં ત્રીજીને વળી પંચમાસિ કે સીમંત આવ્યું હોય, તો ચોથીને વળી સાસરા તરફનું મહાદુઃખ હોય, તો એકને વળી વિધવાપણાનું ભારે દુઃખ હોય, એ કાયમ પોતાની છાતીએ પથરો ને ખર્ચ આવી પડેલાં જ હોય; તેથી તે બિચારો તે પીડામાં

ને પીડામા જ ડુબી જઇ મહા ભારે દુઃખ ભોગવે છે; માટે તે પણ જીવતે મુવો જ સમજવો. ત્રીજો બે સ્ત્રીઓનો ભરથાર હોય તેને પણ દુઃખનો પાર ન સમજવો. તે બિચારાને તે સંબધી અનેક ચિંતાઓ થયા જ કરતી હોય છે. હમેશાં ઘરમાં કલેશકકાસ ચાલ્યા જ કરતો હોય છે. કારણકે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—શોક્યના જેવુ એકે ઝેરવેર નથી અને તેથી શોક્યાળું તે વેરવાયું કહેવાય છે. તે કહેવત સાચી છે. એક બીજાને દેવા લેવામાં કાંઈ ફેર પડે તો તરતજ ભયકર તોફાન મચાવે.

## (૧૧૬) બે બાયડી પરણાવવાની સજા થતાં ચોરનો વાંધો.

તેને માટે એક એવી વાત છે કેઃ—કોઈ ચોર બે સ્ત્રીઓવાળા એક શેઠને ઘેર ચોરી કરવા ગયો. તે વખતે મધ્ય રાત–બાર વાગ્યાનો સમય હતો. શેઠ દુકાનેથી મોડા આવેલા હતા તેથી શેઠને દાદરામાં ઉભેલા જોયા. એ શેઠને બે સ્ત્રીઓ હતી તેથી ઘરણાં કલેશકુસંપનો તો કંઇ પાર જ નહોતો. હમેશાં લડાઈ ઝગડા થાય તેથી તે સ્ત્રીઓને હેઠે ઉપર રહેવાનું ઠરાવ્યું હતું. આજે શેઠ ઉપર જતા હતા તેવામાં હેઠેવાળી સ્ત્રીએ કહ્યુ કે સ્વામીનાથ ! આજે અહીં પધારો. એમ કહી એકદમ તેને પકડવા આવી. તેવામાં ઉપરવાળી સ્ત્રીને ખબર પડવાથી તેણે પણ એકદમ આવીને શેઠની ચોટલી ઝાલી અને હેઠેવાળીએ પગ પકડયા. શેઠને તો ઉનું ભરાણું. હેઠે ન જવાય તેમ ઉપર પણ ન જવાય ! ઉપાધિનો પાર રહ્યો નહિ. આખમાં ઝળઝળીઆં આવી ગયાં. આ બધો ત્રાસ–માર મુંગે મોઢે શેઠને ખમવો પડયો. પેલા ચોરે આ તમાસો નજરે દીઠો તેથી તે એકદમ હૃદયમાં ત્રાસ પામ્યો, તેથી હસવુ અને હાણુ બન્ને નાનાં થયાં. એમ કરતાં તો આખી રાત વીતી ગઇ. પણ આ વિચિત્ર નાટક જોતાં ચોર ધરાયો નહિ. જોવાનો લોભ વધવાથી ચોરી કરવાનું તો ભૂલી જ ગયો. સવાર થતાં ઘર બહાર નીકળતાં તે ચોર પોલીસને હાથે પકડાઇ ગયો. પોલીસે શેઠને જણાવ્યુ કે, તમારા ઘરમાંથી ચોર નીકળ્યો છે તેને અમે પકડયો છે, માટે તમો ન્યાયમન્દિરમાં સાક્ષી પુરવા જરૂર આવજો–એમ કહી શેઠને બપોરે કોરટમાં બોલાવ્યા અને કહ્યું કેઃ—તમારા ઘરમાંથી ચોર નીકળ્યો છે. તે તમારો ગુનેહગાર છે માટે તેને સજા કરવામાં આવે છે, ત્યારે શેઠે કહ્યું કેઃ—સાહેબ ! આપ તેને સજા કરવા ધારતા હો, તો તેને ભારે સજા કરો એટલે કે મારા ખર્ચે તેને બે બાઇડીઓ પરણાવો ! એ વાત સાભળી ત્રાસ પામતાં ચોરે કહ્યું કે.–

સાહેબ ! મને ફાસીએ ચડાવો, દેશનિકાલ કરો અથવા જીદગીપર્યંતની કેદ આપો; પણ કૃપા કરી બે સ્ત્રીઓ પરણાવશો નહિ મેં ધોળે દિવસે તારા જોયા છે ! શેઠને ઘેર જ આજે આ તમાસો મે નજરે જોયો છે, અને હું ચોરી કર્યા વિના પકડાયો છું, તેનું કારણ પણ તેજ છે. એટલે બે સ્ત્રીઓનો પતિ પણ જીવતે મુવા જેવો જ છે. આ સાંભળી ન્યાયાધીશે તે ચોરને બીજી ઘટતી સજા કરી. મતલબ કે બે બાયડીના ધણીના જેવું બીજુ એકે મહાદુઃખ નથી. તે વિષે લોકકથનમાં પણ કહ્યું છે કેઃ—

દુહો—બહુ વણજીઆ બહુ બેટીયા, દો નારીકો ભરથાર;
ઉનકુ કોઇ મત મારજો, એને માર છોડયા કીરતાર.

ચોપાઈ:—ન સૂવે ચાકર ન સૂવે ચોર, ન સૂવે ધન ગાજંતે મોર;
ન સૂવે જેને ચિંતા ઘણી, ન સૂવે બે બાઇડીનો ધણી.
સુખે સૂવે એક અબધુત, સુખે સૂવે રાજાનો પુત;
સુખે સૂવે જેને ચિતા નહિ, સુખે સુવે ગુફામાં સિંહ.

એટલા દુખીયા પુરૂષોને તો સુખે નિદ્રા આવતી નથી. વળી ચોથો સદા દરિદ્રી એટલે નિર્ધન–કંગાલ–રંક–ગરીબ મનુષ્ય પણ સદા મુવેલા જેવો જ સમજવો, કારણકે તેના દુઃખનો પણ પાર નથી તે બિચારાને પૈસા વિના અનેક આપદા વેઠવી પડે છે, ધન સબંધી ઝંખનાઓ નિત્ય થયા જ કરે છે, સગાસબંધીઓ પણ કોઇ તેને બોલાવતું નથી. પછી ભલેને તે ડાહ્યો હોય, ગુણવંત હોય, ઘણો કાર્યકુશળ હોય, પણ પાસે ધન-લક્ષ્મી હોય નહિ તો કોઇ તેને લેખામા ગણતું નથી. તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

શ્લોક—संसारी निर्धन दुःखी । योगी दुःखी धनसंचितः ॥
वेश्या दुःखी कुरूपेण । राजा दुःखी दलभंजितः ॥

અર્થાત્—ધન વગરનો સંસારી જીવ દુઃખી જાણવો, યોગી-યતિ ધન સંઘરે તો તે દુખી થાય, વેશ્યા કુરૂપી હોય, તો તેને પણ દુઃખી જાણવી. સૈન્ય વગરનો રાજા પણ દુઃખી થાય છે, જીવિત હોવા છતા.પરંક માણસને તો મરેલા જેવો જ સમજવો.

હવે પાંચમો ગુરૂ વિનાનો જન્મ એટલે જેણે મનુષ્ય જન્મ લઈ સદ્દગુરૂનું શરણું લીધું નથી–એવો નગુરો માણસ પણ જીવંત મુવા જેવોજ

હીરો પણ ગ્રાહક વિના, રખડે કિંકર તુલ્ય. ૩૮૪

છે. કારણકે સદ્‌ગુરૂનો સમાગત કુમતિ કાપે છે, સદ્‌બુદ્ધિ સ્થાપે છે, અને જીંદગીને કિંમતી બનાવે છે. આ સંસારમાં બળદની જેમ તરીલાં તાણી રળવું, ગર્ધવની પેઠે ખાવું, અને ખુબ ખાઈ અજગરની પેઠે પડી રહેવું-ઉંઘવું; તેમાં કાંઇ જીવન સાર્થક્ય થતું નથી. કારણકે ઘરમાં કદી લક્ષ્મી ઘણી હોય, પુત્રમિત્રકલત્ર આદિ કુટુંબનું સુખ સારૂં હોય, સદ્‌ગુરૂનો આશ્રય લીધો ન હોય, ધર્મવૃત્તિ ધારણ કરી ન હોય, તો તેનું જીવન કશા કામનું નથી. તે વિશે કહ્યું છે કેઃ—

મનહર—સાહ્યબી સુખદ હોય, માન તણો મદ હોય,
ખમા ખમા ખુબ હોય, તે તો કશા કામનું ?
જુવાનીનું જોર હોય, એશનો અંકોર હોય,
દોલતનો દોર હોય, એ તે સુખ નામનું;
વનિતા વિલાસ હોય, પ્રૌઢતા પ્રકાશ હોય;
દક્ષ જેના દાસ હોય, હોય સુખ ધામનું,
વદે રાયચંદ એમ, સદ્ધર્મને ધાર્યા વિના,
જાણી લેજે સુખ એ તો, બેએજ બદામનું;
મોહ માન મોડવાને, ફેલપણું ફોડવાને,
ઝાળ ફંદ તોડવાને, હેતે નિજ હાથથી;
કુમતિને કાપવાને, સુમતિને સ્થાપવાને,
મમત્વને માપવાને, સકળ સિદ્ધાંતથી;
મહામોક્ષ માણવાને, જગદીશ જાણવાને,
અજન્મતા આણવાને, વળી ભલી ભાતથી;
અલૌકીક અનુપમ, સુખ અનુભવવાને,
ધર્મધારણાને ધારો, ખરેખર ખાંતથી. ૧

મતલબ કે પુણ્યોદયે સંસારની સાહેબી ભલે પામ્યો હોય, પણ દેવગુરૂ અને ધર્મનો આશ્રય લીધો ન હોય, અને અહોનિશ મોહ-મદમાં જ મશગુલ થઇ રહ્યો હોય, તેનું આ મનુષ્ય જીવન શા કામનું ? પણ મોહમુગ્ધ મનુષ્યોને કોઈ ધર્મગુરૂ ઉપદેશ આપે, કોઇ વિવેકી સુજનો ધર્માશ્રય ગ્રહવાનું કહે તો તે પામરો મોહાસક્તિથી એવુ તો વિપરીત વદે છે કે.—

દુહો—પૈસો મારો પરમેશ્વર ને, ઘરધણીયાણી ગુરૂ !
છોકરાંછૈયાં ચેલાચેલી, તો સેવા કોની કરૂં ? ૧

ફર વિસરે જે દિશને, ચડે હૃદયમાં રીસ ૩૮૫

ચોપાઇ—ગુરૂ કહે ધર્મની વાત, અવિનય કરી બોલે કજાત;
ધરમી સુગતે જાજો ઠેઠ ! રળશું તો અમે ભરશું પેટ. ૨

આવા મોહમુગ્ધ અજ્ઞજનો સદ્‌ગુરૂના શરણ વિના બિચારા આવ્યા તેવાજ ખાલી હાથે વા ખાતા પરલોકને પ્રવાસે ઉપડી જાય છે, થોડા કાળની જીંદગીમાં ઘણાં ઘોર કર્મો મેળવી, મહા દુઃખોને પ્રાપ્ત થાય છે. અરે ! નગુરા જેવો તો કોઇ પાપી ન સમજવો, બ્રહ્મદત્ત જેવો છ ખંડનો ચક્રવર્તી મહારાજાધિરાજ કે જેને ત્યાં લક્ષ્મીનો તો સુમાર નહોતો, ચોસઠ હજાર ચારૂગાત્રી રૂપાળી સુંદરીઓનો વૈભવી હતો, સાતસો વર્ષ સુધી અખંડ પ્રૌઢપ્રતાપી નિષ્કંટક રાજ્ય ભોગવ્યું. પણ આશાનો દોર તુટયો નહિ, અંત આવ્યો નહિ ! તેનો લાંબો ને લાંબો વધતો જ ગયો ! અગ્નિમાં ઘી પડતાં તેની વૃદ્ધિ થાય પણ જવાળા ઘટે નહિ, તેમ આ વિષયનો દાસ ને ભોગનો ભિખારી ચક્રવર્તી થયો, તો પણ તેનું હૃદય તો ભિખારીજ રહ્યું ! આખર સુધી હિતોપદેષ્ટા ચિત્તઋષિના હિતવચનામૃતો તેને રૂચ્યાંજ નહિ, અને તે હિતકર વચનોનો તથા તેમના સાધુવેશનો ઉઘોજ અર્થ કર્યો. અવસાન આવતા સુધી તેને પરભવના ભાતા માટે કશી ચિંતા થઇજ નહિ. અને વિષયની ઝંખનામાંજ અંતે બિચારો અસમાધે પરિણામે કાળ કરી સાતમી નરકની અપઇઠાણનામા નરકવાસમાં તેત્રીસ સાગરોપમને આઉખે ઉત્પન્ન થઇ મહાદુઃખનો ભોગી બન્યો.

ચોપાઇ.

રાજા બી દુઃખીયા પરજા બી દુઃખીયા, સળગે મસાણકી હોળીમે,
જોગી બી દુઃખીયા જંગમ બી દુઃખીયા, લોટ નહિ ઈસકી ઝોળીમે.
રોગી બી દુઃખીયા વૈદ બી દુઃખીયા, લાભ નહિ ઓસડ ગોળીમે,
મસ્તરામ તો સદા રહે સુખીયા, વસે નહિ ઠગ ટોળીમે. ૧
ચંદાબી દુઃખીયા સૂરજ બી દુઃખીયા, દુઃખીયા તારાગ્રહ ટોળીમે,
પાનીબી દુઃખીયા પવનબી દુઃખીયા, દુખીયા પથ્થર પોળીમે;
મસ્તરામ સદા રહે સુખીયા, વસે જ્ઞાનકી ટોળીમે. ૨
મરણાબી દુઃખીયા જીવણાબી દુઃખીયા, દુઃખીયા ટાંગા ટોળીમે,
જોગીડાબી દુઃખીયા ભોગીડા બી દુઃખીયા, મરે છે ચામડા ચોળીમે;
મસ્તરામ તો સદા રહે સુખીયા, બેઠા તૃષ્ણા રોળીને. ૩
મોહ મમતાકી કાઢી ફાંસી, ઉનકી સબી કટી ચોરાશી;
આશા મેલી ભયો નિરાશી, મસ્તરામ કહે દેખ તપાસી. ૪

વહાલા વાચકો જોયું ! અહાહા ! તૃષ્ણાનું શું અગાધ પ્રાબલ્ય ! ખરેખર તૃષ્ણા મહા જબરજસ્ત અતિ ક્રુર, રાક્ષસી છે. વળી તે તૃષ્ણાને ભિક્ષુકીની ઉપમા પણ પ્રાજ્ઞપુરૂષોએ આપી છે, તે પણ યથાયોગ્યજ છે, કારણ કે ભિખારણને જેટલું આપીએ તેટલું ઓછુંને ઓછુંજ લાગે છે, કદી તેના મનને સંતોષ થતો નથી. તેવા અતિ તૃષ્ણાવંત પ્રાણીને ગમે તેવા સારા ઉપદેશ આપવાથી પણ કાંઈ સંતોષકારક પરિણામ આવતુંજ નથી ! તેનો પ્રત્યક્ષ પુરાવો—જવલંત ઉદાહરણ ઉપરના શાસ્ત્રપ્રણિત બ્રહ્મદત્તગંડીના દાખલાથી જણાયું તો હશે, તથાપિ ચાલુ જમાનાના ચિતારને દાખલો જાણવાથી, વળી વધારે સારી અસર કરશે-એમ સમજી નીચે દૃષ્ટાંત આપ્યું છે તે પર લક્ષ આપો.

## (૧૧૭) અતિ તૃષ્ણાવાળા જંજાળી શેઠની અપાર ઉપાધિઓ.

થોડાં વર્ષ ઉપર એકવાર મુંબાઈ શહેરમાં એક સાધુમહાત્મા પધાર્યા હતા, તે મહાત્માનો ઉપદેશક્રમ શ્રોતાઓને રૂચિકર, સુખદ અને કર્ણપ્રિય થયો હતો, તેથી ત્યાં સર્વ શ્રોતાજનોનો જમાવ ઘણો સારો થતો હતો, ને ધર્મનો ઉદ્યોત પણ ઘણો સારો થતો. કહ્યું છે કેઃ—

( સંત પુરૂષનો સમાગમ ભાગ્યેજ મળે ભજન )
સંત પુરૂષનો રે સંગ, આજ મારે ભાગ્યે મળ્યો છે;
મોટા પુરૂષનો સંગ, આજ મારે ભાગ્યે મળ્યો છે. એ ટેક.
સંત પુરૂષના દરશન કરતા, ચડયો છે ચૌગણો રંગ. ૧
સર્વ તીરથ મારા સંતને ચરણે, કોટી કાશીને કોટી ગંગ; ૨
નીચ પુરૂષનો સંગ ન કરીએ, પાડે ભજનમાં ભંગ. ૩
સંત પુરૂષની નિંદા કરનારા, ભોગવશે થઈને ભોરીંગ. ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, નિત્ય નિત્ય કરીએ સત્સંગ.૫

પણ એ મોહમયી નગરીમાં એક કરોડપતિ શેઠીઓ ભાટીઓ રહેતો હતો. તેને ત્યા વૈભવવિલાસ ઘણો હતો. પણ બિચારો તે શેઠ સદા સંસારની જંજાળમા અને તૃષ્ણાના વેગમાં એવો તો બુડી ગયો હતો, એવો તો મોહાસક્ત બન્યો હતો, કે માનવજન્મની કદર કરવાનુ ભાન તેને ભાગ્યેજ આવતુ હતુ. ને તો તે ભલો ને તેના ધંધાધાપાની ધમાલ અને ભજ કલદારનું તેનું ભજન ભલું ! આવો અતિ જંજાળી હોવાથી તે બાપડો

ઉપરોક્ત મહાત્માનો લોકપ્રિય ધર્મોપદેશ સાભળવા પણ જઇ શકતો નહોતો. કેટલાક મુમુક્ષુજનોના કહેવાથી તે મહાત્માને આ વાતની ખબર પડી, ત્યારે તે પરમકરૂણાળુ ને પરહિત પરાયણ મહાત્માએ, મોહાન્ધ બનેલા અને લોભ લાલચ તથા મમતા તૃષ્ણાની પ્રચંડ જ્વાળામા બળતા, મોહમુદ્ગરનો સતત મારો -પ્રહાર સહેતા તે અકર્મી અભાગિયા ભાટિયા શેઠીયાને જ્ઞાનફટકો લગાડી અજ્ઞાનાંધકાર દૂર કરી મોહનિદ્રામાંથી જગાડવાનું યોગ્ય સમજી, નિષ્કામવૃત્તિથી તેના જીવાત્માનું હિત કરવાનાજ હેતુથી પ્રેરાઈ, જ્ઞાનાંજનશલાકારૂપ નીચેની સુબોધસુધાવર્ષિણી પત્રિકા ગઝલરૂપે તે કરોડપતિ પણ વાસ્તવમાં જ્ઞાનધનરહિત વ્યામૂઢ, વિષય વિષના કિટ-પામર જનપર પાઠવી. તે આ રીતે કે—

અતિ જંજાળી શેઠને જ્ઞાની મહાત્માનો જ્ઞાન ફટકો.

રાગ ગઝલ કવ્વાલીનો

અરે ઓ શેઠ ! જંજાળી, રહ્યો શું મોહમાં મહાલી;
ન જોયું આપ નિહાળી, રહ્યો જડભાવને ઝાલી.
કંઈ કર હિત સંભાળી, પકડને પુણ્યની ડાળી;
કરી માયાજ તેં વા'લી, ગુમાવી જીંદગી ખાલી.
વરસ આ સાઠ તો વિત્યાં, ન ગાઈ ધર્મની ગીતા;
કરી ના આત્મની ચિંતા, પકડશે કાળ ઓચિંતા.
ભ્રમા મા ભ્રાંતિમાં ભુલી, ફસા મા ફંદમાં ફુલી,
હૃદયની ચક્ષુ કર ખુલી, મગજ મુકી ન ખા શુલી.
મળી આ દેહ બહુમુલી, ગયો દેવા વિષે ડુલી;
પકડી તેં પાપની પુળી, કનક મુકી ધમે ધુળી.
મુસાફર બે દિવસનો તું, મુસાફરી બંગલે આવ્યો,
નથી આ બંગલો તારો, વૃથા તું બોલ મા મારો.
કહું છું પ્રેમથી વ્હાલા, હવે લે હાથમાં માળા;
ઉપાધિનાં તજી જાળાં, હૃદયનાં ખોલને તાળાં.
ઉમર આ રાખમાં રોળી, ન જોયું ચિત્તમાં ખોળી;
ગળી તેં ગર્વની ગોળી, ઉદકમાં જીંદગી બોળી.
નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય ને દારા;
ધરી લે ધર્મના ધારા, કહ્યું મન માની લે મારા.

 અલ્પ બુદ્ધિ પોતા તણી, સમજે હુંજ સુજાણ; 
દિવાની દુનિયાને ગણે, મોટી એ મોકાણ ૨૮૮

હવે લે ચિત્તમાં ચેતી, ધરમની ખેડને ખેતી:
શિખામણ હું કહું કેતી, વૃથા તું પીલમાં રેતી.
વિનયમુનિ વદે ભાવે, ગઝલ આ પ્રેમથી ગાવે;
સુબોધે સંત સમજાવે, સમય આવો ફરી નાવે.

આ પ્રમાણે તે પ્રવર મહાત્માશ્રીનો અપૂર્વ ઉપદેશથી ભરેલો પ્રેમ પત્ર તે શેઠે કોઇ હુંડીની આશાએ સત્વર ફોડી વાંચ્યો—બીજીવાર વાંચ્યો. પછી તે અત્યંત તૃષ્ણા અને જંજાળમાં ડુબી ગયેલો હોવાથી મન સાથે બડબડયો કેઃ—અહો ! બાવા હોય ને બીજાને પણ બાવાજ બનાવે ! મહારાજને કાંઈ ખબર છે, કે સંસારમાં કેમ રળાય છે ? કેમ કમાવાય છે ? વેપારો અને વ્યવહારો કેમ ચલાવાય છે ? એમને તો બસ ! એજ રઢ લાગી છે, કે ઝટ અહિં આવો અને અમારા જેવા નવરા બાવા બનો, પણ તે મહાત્માને એટલી પણ ક્યાંથી ખબર હોય, કે મને જંજાળીને તો હાલ પાણી પીવાની પણ પુરી નવરાશ મળતી નથી ! અરે હુ તો હાલ મરવાએ પણ નવરો નથી ! નો મહાત્માની સોબતમાં તે ક્યાંથી જઇ બેસું ? પણ તેમણે મારા ઉપર પત્ર લખ્યો છે, ત્યારે મારે પણ તે મહાત્માને કાંઇક ઉત્તર તો આપવોજ જોઇએ. એમ ધારી જંજાળી શેઠે નીચે પ્રમાણે કુટિલતાવાળો પત્ર લખ્યો—કહો કે તે મહાત્માશ્રીની સુબોધપત્રિકાનો ઉલટો પ્રત્યુત્તર જ આપ્યો !

## એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.

### રાગ—મરશીયાનો

હેન્ડબીલ તમારૂં ભાળ્યું, મળ્યું મોક્ષપુરીનું બારૂં;
હજી નથી કશી નવરાશ ! ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાશું. ટેક
મોટો છોકરો વિલાયત ગયો છે, નાનો છોકરો જુગારી થયો છે;
એવો ધમરોળ ચાલી રહ્યો છે. ગુરૂરાજ મારા.
સાઠ લાખની પુંજીને શું કરીએ ? સાઠ અબજ તિજોરીમાં ભરીયે;
ત્યારે કાંઇક શાંતિ દિલ ધરીએ. ગુરૂરાજ મારા.
યુરોપ આફ્રીકા સુધી વિચરશું, આસ્ટ્રેલીયાનું સોનું સંઘરશું;
અમેરીકાની લક્ષ્મી અહિં ભરશું. ગુરૂરાજ મારા.
હજી થાશું હજાર મીલવાળા, ઉપર બાંધવા છે બારસે માળા;
તેમાં કયાંથી ફેરવીએ માળા, ગુરૂરાજ મારા.

નાતજાતના સુધારા કરવા છે, હજી કંઇકનાં ભુંડા કરવાં છે;
તેમાં કોની અમારે પરવા છે. ગુરૂરાજ મારા.
સાઠ વર્ષની ઉંમર થઈ અમારી, તે શું આંખે ચડી છે તમારી;
હજી પરણવી છે નૌતમ નારી. ગુરૂરાજ મારા.
નાત જાતમાં કરશું સુધારા, હજી થાશું અબજ ધનવાળા;
પછી સુખે ફેરવશું માળા. ગુરૂરાજ મારા.
કર જોડી કવિજન કહે છે, જે જન તૃષ્ણાનદીને તરે છે;
તે મોક્ષપુરીને વરે છે. ગુરૂરાજ મારા.

આ પ્રમાણે શેઠે પત્ર લખી કવરમાં બીડી પોસ્ટ કર્યો, તે મહાત્માશ્રીને પહોંચી ગયો. મહાત્માશ્રી તે પત્ર ફોડી વાંચતાં અચંબો પામી બોલ્યા કે વાહ ! જગતમાં તૃષ્ણાદેવીનું પણ કેવું જબ્બર પ્રાબલ્ય છે ? અહો ! આવા બિચારાઓ મુગ્ધ પામર પ્રાણીઓનું પરલોકમાં શું થશે ? તેઓનું જીવતર પ્રાયે કરીને જગતમાં પશુ જેવુંજ છે. ( દૃષ્ટાંત )

(૧૧૮) એક મહાત્મા અને તૃષ્ણાવંત રાજાનું દૃષ્ટાંત.

એક શહેરની બહાર જંગલમાં એક મહાત્મા રહેતા હતા ત્યાં તેમના પાસે સાંજે એક ગૃહસ્થ દર્શન કરવા આવ્યા, અને જતી વખતે મહાત્માની ના છતાં એક સોનામહોર ભેટ મૂકીને ચાલ્યા ગયા. પછી તે ગુણવંત મહાત્માએ પોતાના શિષ્યને કહ્યું કે આ મહોર કોઈ ભીખારીને આપી દો. શિષ્ય મહોર લઈ આપવા ગયો. એટલામાં રાજાની સ્વારી લશ્કર સાથે જતી તેણે જોઈ. મધ્યમાં રાજાની પાલખી હતી, પૂછવાથી માલમ પડયું કે આ રાજા કોઇ બીજો દેશ જીતવાની ઇચ્છાથી સ્વારી લઇ જાય છે શિષ્યે જાણ્યું કે આ ભીખારી છે; તેથી પાસે જઇ તેમાં મહોર નાખી. એટલામાં સિપાઇઓએ તેને પકડી લીધો. રાજાએ પાલખી ઉભી રખાવી પૂછ્યું કે, તેં શા માટે પાલખીમાં મહોર નાખી ? શિષ્યે જવાબ આપ્યો કે મારા ગુરૂએ કોઇ ભીખારીને સોનામહોર આપવાનું કહ્યું છે. મેં તમને ભીખારી જાણી પાલખીમાં મહોર નાખી. રાજાએ ગુસ્સે થઇ કહ્યું, કોણ તારો ગુરૂ છે ? ચાલ બતાવ મને, રાજા મહાત્માની પાસે આવ્યા, અને નમસ્કાર કરીને કહ્યું કે, મહારાજ ! આવા મૂર્ખને તમે શિષ્ય કરી શા માટે પાસે રાખ્યો છે ? એણે ભીખારી જાણીને મારી પાલખીમાં સોનામહોર નાખી મહાત્માએ પૂછ્યું કે ભાઇ તમે કોણ છો ? રાજાએ કહ્યું કે હું રાજા છું. ત્યારે મહાત્માએ પૂછ્યું

સરસ શરત તો પાળવી, આ તોરણ એ નામ. ૩૯૦

કે આપ ક્યા જાઓ છો ? રાજાએ ઉત્તર આપ્યો કે હું બીજા દેશો જીતવા જાઉં છું, મહાત્માએ પૂછ્યુ કે તમારી ઉપજ કેટલી ? રાજાએ જવાબ આપ્યો કે સાત કરોડ રૂપીઆની. ત્યારે મહાત્માએ કહ્યુ કે સાત કરોડ રૂપીઆની ઉપજ છે તો પણ તમારી તૃષ્ણા ન મટી ત્યારે આપ ભીખારી નહી તો બીજું શું ? શાસ્ત્રમાં કહ્યું છે કે.—को वा दरिद्रो हि विशाल-तृष्णः । અર્થાત્ દરિદ્ર કોણ કહેવાય ? જે ઘણી તૃષ્ણાવાળો હોય તે. માટે મારા શિષ્યે તો સમજીને સોનામહોર પાથખીમા નાખી છે. એ કઇ મૂર્ખ નથી. આ સાભળી રાજાએ મહાત્માની પાસે માફી માગી. લશ્કરને પોતાના દેશમાં પાછું મોકલીને થોડા દીવસ મહાત્માના સમાગમમાં રહીને જ્ઞાન સંપાદન કર્યું. તાત્પર્ય કે રાજા દ્રવ્યની અતિ તૃષ્ણાવાળો હતો, તેથી અતિ ધનવાન છતાં ઘણી તૃષ્ણાવાળા જીવો સદા ભીખારી છે,

કવિત–દામજીકો સંગ પાય ધર્યો હે ગુમાનચંદ,
    ફુલચંદ હોય દયાચંદ ન મનાયો હે;
હઠીસિંગ મન ધાર જપ્યો ન કેવળચંદ,
    રૂપચંદ પાય દુલીચંદજી કહાયો હે,
ભૂલ્યો ભગવાનચંદ બન્યો સરદારસિંગ,
    દાનમલ નેમચંદ ચિત્ત ન વસાયો હે;
અમિરિખ કહે સુખકેરી જો આશ હોય,
    ધારલે ધરમચંદ જ્ઞાનચંદજીએ ગાયો તે.        ૧

એમ માયામા પડી અનેક પ્રાણીઓ સદ્દગુરૂના શરણ વિના જ્ઞાન-ભાસ્કરના પ્રકાશને અભાવે દુર્ગતિગામી બન્યા છે. આવા મનુષ્યો ભલે કદાચ પૂર્વ પુણ્યોદયે ધન ને ધંગાના ધણી અને સુખી હોય તો પણ તે જીવતે મુવા જેવા છે. (૮૯)

---

(૯૦)

रतिपति रतिरक्तं मानसं मानुषाणां ।
    क्षतिपति वर ! यावद् विद्यते हंतता-वत् ॥
न विशति हितवाक्यं शुद्धमप्येवत स्मिन् ।
    गगनमणि मयुखा स्फाटिके पंकमग्ने ॥ ९० ॥

અર્થ—હે ક્ષિતિપતિ મહારાજ ! આ દુનિયામાં જ્યાં સુધી

મનુષ્યોનું મન સ્ત્રીના સુખમાં આસક્ત–લુબ્ધ છે, ત્યાં સુધી તેના હૃદયમાં નિર્મળ હિતોપદેશનો અંશ પણ પ્રવેશ કરી શકતો નથી. જેમ કાદવ-કીચડમાં ખુંચી ગયેલા સ્ફટિકમણિમાં ચંદ્રનાં કિરણો સ્પષ્ટ રીતે સાફ પડી શકતાં નથી, તેમ વિષયી મનુષ્યોને પણ ખરેખર ધર્મોપદેશ રૂચતો કે લાગતો નથી. (૯૦)

**ભાવાર્થ**:—આ દુનિયામા મોટામા મોટું દુઃખ અને મોટામા મોટું ગાઢ બંધન કહીએ તો વિષયાસક્તિજ છે. મણીરત્નમાળામાં કહ્યું છે કેઃ—

श्लोक—वद्धो हि कोयो? विषयानुरक्तः ।
कोवास्ति मुक्तो! विषयेविरक्तः !
का वास्ति घोरो नरकः स्वदेहः ।
तृष्णाक्षयः स्वर्गपद्ं किमस्ति ?

અર્થ—બંધાયેલો કોણ ? વિષયભોગમાં આસક્ત–પ્રીતિવાળો છે તે. મુક્ત કોણ ? વિષયભોગથી વિરક્ત–વિષયોમાં અરૂચિ ને ઘૃણાવાળો. ઘોર નરક કયું ? મળમૂત્રાદિથી ભરેલી આ ગંદી દેહ–આ શરીરજ. સ્વર્ગપ્રાપ્તિ શાથી થાય ? તૃષ્ણાનો ને આશાનો સર્વથા નાશ ને વાસનાનો ક્ષય થાય ત્યારે.

પ્રશ્નોત્તર મણિરત્નમાળાનો આ બીજો શ્લોક છે, મુમુક્ષુ શિષ્યે પૂછવાથી કૃપાળુ ગુરૂએ તેના મનનું સમાધાન કરવા ઘટતા જવાબ આપ્યા છે, તે આપણને પણ મનનીય અને વિચારણીય છે.

વિષયને વિષે પ્રીતિ–અનુરાગીપણું એ મોટામા મોટું બંધન તથા ન નિવારી શકાય એવું ભારે દુઃખ છે. વિષયની વાસના–લાલસા એટલી તો પ્રબળ પ્રતાપ બતાવે છે, કે એકદમ મનુષ્યને બેભાન બનાવી દે છે. વિષયાસક્તિ પાંચ પ્રકારની છે, તેમાં સ્ત્રીને વિષયાસક્તિ તો અનિવાર્ય દુઃખોની પ્રાપ્તિ કરાવનારી છે. સ્ત્રી વિષયાસક્તિએ એવી તો પ્રબળ વિચિત્ર શક્તિથી આ સમસ્ત ભૂલોક વશ કર્યો છે, કે તેના પ્રબળ પંજામાં પકડાએલો પ્રાણી–પુરૂષ ભાગ્યેજ વિમુક્ત થઈ શકે છે.

વળી ભવભ્રમણનું મુખ્ય કેન્દ્રસ્થાન મધ્યબિંદુ પણ તેજ છે. એ દુષ્ટા રાક્ષસીએ મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થયેલા અનેક યોગીન્દ્ર મહાત્માઓને પણ પટકી પાડી પછાડયા છે, મોટા મોટા છત્રપતિ સાર્વભૌમ મહારાજાઓને પણ રસ્તાના ભિખારી બનાવી વિકટ વિપત્તિસાગરમાં હડસેલી દીધા છે,

 ધુશળ મુશળ રવઇયો, ત્રાક તથા વળી તીર; 
ઇંઢીયા પીંઢીયા ઉતારીને, ઘર સંપુટીયું વીર. ૩૯૨

કેટલાએક તો તેને માટે મોટાં મોટાં રણસંગ્રામો રમી-લડી લાખો મનુષ્યોને માર્યા છે, અને પોતે પણ મરાણા છે. તેને માટે કહ્યું છે કેઃ—

ઇંદ્રિવિજય છંદ

કામની કારણ રાવણનાં રણ-માંહિ મનોહર શીર કપાણા,
કામિની કારણ રાય પદ્મોત્તર, આદિ અનેક ભૂપાલ મરાણા;
કામની પ્રિત પતંગ ખરેખર, આખર દુઃખ તણો નહિ આરો,
વદે મુનિ વિનયચંદ ધરીને-ઉમંગ અનંગ પ્રસંગ નિવારો. ૧

વળી મન સ્ત્રીમા આસક્ત હોય ત્યાં સુધી તેને કોઇ પ્રકારનો ધર્મ-બોધ પણ લાગુ પડતો નથી, કારણ કે વિશ્વમાં વિષય સમાન મોટામાં મોટો એકે મહાવ્યાધિ નથી તે વિષે કહ્યું છે કેઃ-

"કામ સમાન એકે મહાવ્યાધિ નથી, મોહ સમાન એકે શત્રુ નથી, અને જ્ઞાન સમાન એકે પરમસુખ નથી. વળી અનંગ રૂપી અગ્નિના ધુમાડાથી જે કામાંધની ચક્ષુઓ બંધ થઇ ગયેલી છે એવો કામી મનુષ્ય આ સાધુ છે કે કુસાધુ છે? આ કાર્ય છે કે અકાર્ય છે? આ ઉત્તમ માર્ગ છે કે કનિષ્ટ માર્ગ છે એમાનુ કાંઈ પણ દેખી કે સમજી શકતો જ નથી. કારણ કે શાસ્ત્રમા નીચે જણાવેલા પુરૂષોને છતી આંખે આંધળા કહેલા છે, તે બાપડા આંખો હોવા છતાપિ જોઈ શકતા નથી. કહ્યું છે કે—શ્લોક.

न पश्यति जन्मांधः कामांधो नैव पश्यंति ॥
न पश्यति मदोन्मत्तो । रागी दोषो न पश्यति ॥
किं विद्यया किं तपसा । किं योगेन श्रुतेन वै ॥
किं विविक्ते न मौनेन । स्त्रीभिर्यस्य मनो हृतम् ॥

અર્થાત્—આ જગતમાં જન્માંધ તો કાંઈ દેખી શકતો નથી, કામાંધ એટલે વિષયમા અંધ બનેલો પણ કાંઈ જોઈ શકતો નથી, વળી મદોન્મત્ત એટલે મહા ગર્વિષ્ટ અભિમાની પુરૂષ પણ કાંઈ જોઈ શકતો નથી, તેમ રાગી મનુષ્ય પણ કાંઇ ગુણદોષ જોતો નથી. જેના હૃદયમાં સ્ત્રીની ભોગ-લાલસા ખડી થાય છે; તેને ગમે તેટલી વિદ્યા, મહાન તપશ્ચર્યા, તથા ગમે તેટલા શાસ્ત્રો ભણવાથી શું? અથવા ગમે તેટલી યોગ્યતા હોવાથી પણ શું? અર્થાત્ કાંઇ જ નહિ. આ દુનિયામાં દરેક વસ્તુ જીતવી સહેલ છે, પણ મદન-કામદેવને જીતવો જ કઠણ છે. મોક્ષમાર્ગે જનારા મનુષ્યોને અટકાવનાર-બાળનાર પણ એજ અનંગ છે. તે વિષે જ્ઞાની પુરૂષોએ કહ્યુ છે કેઃ-

માટે સાસુ પોંખતા, પ્રથમજ તાણે નાક ૩૯૩

દુહો—એક કંચન દુજી કામની, જગમાં દો તલવાર;
જાતા થા પ્રભુ મીલનકુ, પણ બિચમે ખાયા માર.

મતલબ એ છે કે કંચન અને કામિની એ બેજ મોટી તલવારો છે. મોક્ષમાર્ગમાં બન્ને અંતરાય રૂપ થઇ આડી પડેલી છે. મનુષ્યોને પ્રભુને મળવા જતાં એ બે તલવારોમાંથી એકાદ તો ભાગ્યે જ વાગ્યા વિના રહે છે અને જે શૂર નર એ તિક્ષ્ણ તલવારના ઝપાટામાં ન આવતાં બચી જાય છે, તે અવશ્ય પ્રભુપદને પામે છે વળી આ દુનિયામાં મોટી મોટી તપશ્ચર્યા કરવી સહેલ છે, મોટા પહાડોની ગહન ગુફામા પ્રવેશ કરી તેમાં નિવાસ કરવો સહેલ છે, સૂર્યની આતાપનાઓ તપવી સહેલ છે. મોટા મહાસાગરને બે ભુજાએ કરી તરવો સહેલ છે, મદોન્મત્ત હસ્તીઓની સંગાતે યુદ્ધ કરવું સહેલ છે, મોટા વિકરાળ કેસરી સિંહના મુખમાં હાથ ઘાલવો સહેલ છે, કોઈ પ્રબળ વિદ્યાથી ગગનમાર્ગે ઉડવુ પણ સહેલ છે; તથા તિક્ષ્ણ કાંટા ઉપર પથારી કરી સુઈ રહેવું, તથા કેશનો લોચ કરવો, ભિક્ષા માગી લુખ્ખુ નીરસ એકવાર જમવું તે પણ સહેલ છે, વગેરે દુનિયા ઉપર અઘરામાં અઘરી અસાધ્ય વસ્તુ હોય, તો તે પણ હંમેશના ઉદ્યમે કરીને અથવા મંત્રાદિકના પ્રયોગોના પ્રયાસે કરીને, અથવા દેવાદિકની સહાયતાથી સાધ્ય ન હોય તો પણ તે સાધી શકાય છે, મહા કઠિન હોય તે પણ સહેલથી મેળવાય છે, પણ એક કામદેવને-વિષયવિકારને, જીતવો જ મહા મુશ્કેલ-કઠણ કામ છે; જેણે કામને જીત્યો તેણે સર્વ જીત્યું સમજવુ. મોક્ષસુખની પ્રાપ્તિ માટે ગમે તેટલી અસહ્ય ઘોર તપશ્ચર્યા વગેરે આકરી ક્રિયાઓ ભલે કરવામા આવે, પણ જો કંચન અને કામિનીનો ત્યાગ ન થયો હોય, તો તે સર્વ રાખોડીમાં ઘી હોમવા તથા ક્ષાર ભૂમિમાં ખાંતે કરી બી વાવવા જેવું જ સર્વ નકામુ છે. તેને માટે કહ્યું છે કેઃ—તોટક છંદ.

કદી મૌન ધરો વનવાસી ફરો, શિર તાપ આદિ બહુ કષ્ટ કરો,
ઉપવાસ કરો શીરલોચ્ય કરો, ગિરીગહ્વરમાં જઇ ધ્યાન ધરો;
દિગ્વસ્ત્ર ધરી એકભુક્ત કરો. પદચારી બની ભૂતળે વિચરો,
મુનિ વિનય કંચન-કામિનીના, પરિહાર વિના ન કદાપિ તરો.

માટે આ દુનિયામાં તેને જ ધન્ય છે! તેજ અહોનિશ પૂજવા યોગ્ય છે, તથા વંદન કરવા યોગ્ય છે, કે જેણે સર્વથા સ્ત્રીસંગનો પરિહાર કરી પવિત્ર બ્રહ્મચર્યવ્રત ધારણ કરેલું છે, વળી જેઓના હૃદયો સ્ત્રીના તિક્ષ્ણ

તેમજ આ તુમ ઉપરે, પડશે ધુસળ આમ  ૩૯૪

કટાક્ષરૂપી બાણોથી વિંધાયલાં નથી, તેના હાવભાવમાં મોહિત થયેલ નથી, જગતની સર્વ માનિનીને માતા, પુત્રી તથા ભગિની સમાન જેઓ જાણે છે, તે બે પગ વાળો પુરૂષ છતાંપિ તેને આ જગતમાં ખરેખર પુરૂષોત્તમ ભગવાન જ માનવો–એમ શાસ્ત્ર પ્રમાણસિદ્ધ કરે છે. તેને માટે કહ્યું છે કેઃ—

દોહરા—નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પુતળી, તે ભગવાન સમાન.
આ સઘળા સંસારમાં, રમણી નાયક રૂપ;
તે ત્યાગી ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ.
એક વિષયને જીતતાં, જીત્યો સહુ સંસાર;
નરપતિ જીતતાં જીતીએ, દળ પુર ને અધિકાર.
વિષય રૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદિરાપાનથી, છાકે જેમ અજ્ઞાન.
જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાય;
ભવ તેનો પછી નવ રહે, તત્વ વચન એ ભાય.
સુંદર શીયળ સુરતરૂ, મન વાણી ને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ સુખ લહે તેહ.
પાત્ર વિના વસ્તુ ના રહે, પાત્રે આત્મિકજ્ઞાન
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન.

વળી શાસ્ત્રકારોએ અધિકારી થવાને માટે પણ વૃત્તિની નિર્મળતા જણાવી છે. કારણ કે જેનું મન મેલું તેનું સર્વ કાંઇ મેલુ ! કામો ભલે લોક દૃષ્ટિમાં ઉજળા જણાતાં હોય, પણ જેની મનોવૃત્તિઓ સદાય મલિન હોય, તો તેના કામો બહુધા ફલદાયક નિવડતા નથી, પછી ભલે તે સંસારી હોય કે સાધુ હોય ! નીચલા શ્લોકમાં કહેલી ત્રણ બાબતો ન હોય, તો તે શ્રાવકપદને કે સાધુપદને લાયક હોઇ શકતો જ નથી તો પછી મોક્ષપદને લાયક બને જ કયાથી ?

श्लोक—मातृवत् परदारेषु । परद्रव्येषु लोष्ठवत् ॥
आत्मवत्सर्वभूतेषु । यः पश्यति सः पश्यति ॥

અર્થાત્—જે મનુષ્ય પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને ધુળનાં ઢેફાં બરાબર, તથા જગતના સર્વ જીવોને પોતાના આત્માતુલ્ય જુવે છે; તેજ આ દુનિયામાં સદા દેખતો છે. આમા ઉપરનાં બે પદમા સાધુને માટે સર્વથા

સારી નરસી જગતની, તમે ખાંડજો તેમ. ૩૯૫

શબ્દો સમજવા. તેવા જ પુરૂષ મોક્ષમાર્ગના અધિકારી છે, કારણ કે આ ત્રણ વાક્યો એવાં તો દઢતા—મજબુતી દર્શાવનારાં છે, કે એ ત્રણ વિના સર્વ આળપંપાળ છે. નાના પ્રકારના વ્રતોની કપરી કષ્ટ ક્રિયાઓ ભલે કરે, પણ જો પરનારી સંગ ન તજે તો તેને લાભ તો નહિ મળે પણ, ઉલટો લોકોમાં ચવાઈ હલકો પડે છે, લાજ આબરૂ ઘટે છે, અપયશ ગવાય છે. સાધુ થઈ અનેક કષ્ટક્રિયાઓ ભલે કરતો હોય તોય શું ? મસ્તરામ મહાત્મા કહે છે કેઃ—ચોપાઈ.

ભજન તણી બાંધે શમશેર, જીતી લેવે જમથી વેર;
જ્ઞાન ગોષ્ઠિની ચાલે નહેર, મસ્તરામને લીલા લહેર. ૧
રામભજન અંતર લે લાવે, તો અંતરજામી અંતરમેં પાવે;
બહાર ભટકતા હાથ ન આવે, મસ્તરામ તો કહી સમજાવે. ૨
રામ ભજન ગુપ્ત રસ ચાખે, સંકલ્પ વિકલ્પ રોકી રાખે;
તો હોય નિરબંધ બંધ નહિ જાકે, મસ્તરામ કે સાધન પાકે. ૩
મન પ્રપંચી પ્રપંચ ઉઠાવે, મન ભાગી જાવે હાથ ન આવે;
સત્પુરૂષ મનકું ઘર લાવે, મસ્તરામ મનકું સમજાવે. ૪
એક દેખ્યો જ્ઞાનીકો છોરો, સદા લખે કાગળીયો કોરો;
રાતદિન તો ભરતો પોરો, મસ્તરામ કહે આવને ઓરો. ૫
ત્યાગી તો નિસરે ઘરબાયર, ઘરમાં તો બેસી રહે કાયર;
સંસારી ઘરબાર સમારે, મુવા પછી નિકળે ઘરબારે. ૬

ખરેખર જે ચોથા વ્રત સબંધી અનેક ગોટાળા ચલાવે તો તે મુનિ નહિ પણ ખુની છે. સાધુ નહિ પણ અસાધુજ છે, ત્યાગી નહિ પણ ભોગી છે અને યોગી નહિ પણ રોગી છે. બિચારા ભોળા લોકોને પાપપાશમાં ન પડવાનો ધર્મોપદેશ દેતા હોય, અને પોતાના સંબધમા તો પ્રપચોનો પાર ન હોય ! લોકોને કર્મના અચળ કાયદા દેખાડતા હોય, પણ પોતે તેથી લગાર પણ ડરતા ન હોય, તો તેથી કલ્યાણ કોનું થવાનું ? જરૂર જેનાં જીવન-ચરિત્રો વિશુદ્ધ અને નિષ્કલંકી છે, તેજ મહાપુરૂષોની ઉપદેશશ્રેણી શ્રોતાઓના હૃદયોમાં અસરકારક નીવડે છે. તે વિષે સાર કહ્યુ છે કેઃ—

મનહર છંદ.

બન્યા જોગીરાજ પણ, થયું નહિ કાંઇ કાજ,
કામિનીકનકમાંજ દિલ, તો ડુબાય છે;

મોટા તો કરે અવાજ, બોધના સમયમાંજ,
ભામિની ભણાવા કાજ, ભ્રમમાં ભમાય છે;
મસ્તક મુંડાણું પણ મન ન મુડાણું,
ભ્રમણામાં ભરમાણું, ટાણું અમુલ્ય ગુમાય છે;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ !
એવું જોગીપણું, જગ માંહિ લજવાય છે. ૧
ભભક ભરેલાં ભલાં, ભાષણો તો ભાખે પણ,
નિજ મન રાખે એક કામિની-કનકમાં;
ગુરૂ બની વાળે ગોટા, પડયા ત્યાગી તણા તોટા,
વધ્યા બહુ ખોટા, ખરેખર આ ખલકમાં;
બને ભામિનીના રાગી, નહિ ભાવના વૈરાગી,
કરે વાતો વિતરાગી ત્યાગી, નામ દે મુલકમાં;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ !
એવા જોગીરાજ કેમ, તારશે તોરિંગમાં ? ૨

મતલબ કે સાધુતા વિનાનું સાધુપણું, શ્રાવકત્વ વિનાનું શ્રાવકપણું સંસારમાથી કદી તારનાર નથી. અનંતવાર આ જીવાત્માએ એવું સાધુપણું અને શ્રાવકપણું લીધું, તથા મેરૂપર્વત જેવડા મુહપતિ તથા રજોહરણના ઢગલા કીધા, પણ હજી સુધી આત્મસિદ્ધિ થઈ નહિ. તેનું કારણ એજ છે; કે આપણામા મોહમમતાની પ્રબળતા, કંચન કામિનીમાં આસક્તિ, અણુવ્રત હોય કે મહાવ્રત હોય, પણ તેમા એક ચોથું વ્રત ચોખ્ખું ન હોય, તો પાંચેમા ખામી આવે છે એમ સમજવું. તે વિષે એક વિદ્વાને કહ્યુ છે કેઃ—

દુહા.

એક છે ત્યાં પંચ છે, એક નહિ નહિ પંચ;
નહિ અણુવ્રત મહાવ્રત, એહ બધો પરપંચ. ૧
સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઉનકુન મીલે ભગવાન તો, તુલસીદાસ જમાન. ૨

માટે કામદેવ જેવો એકે મોટો પ્રબળ હરિફ ને અરિ નથી. વળી તે મોટી અગ્નિરૂપ છે, જેના હૃદયમા એ કામરૂપી અગ્નિ સળગે છે, તે સદાય શેકાય છે, તરફડે છે અને બેચેન રહી ઘણોજ હેરાન થાય છે. વળી વિષયાંધ માણસના હૃદયમાં દયા પણ રહેતી નથી પોતાના સ્વાર્થને માટે પાપી વિષ-

યલ પટ સામાના પ્રાણ પણ લે છે. સુરિકંતારાણીએ વિષયમાં અંધ બની પોતાના પ્રાણપતિ નિરપરાધિ પ્રદેશી રાજાનો પ્રાણ લીધો. અહાહા! સ્રીને માટે દરેક પુરૂષ મરી ફીટે છે—પીડામાં પડે છે, તથા તેને માટે ઘણી જાતનાં આકરાં ને અસહ્ય દુઃખ વેઠે છે. પણ આ જગતમાં સ્રી કોની થઇ છે? કોઇની નહિ. તે વિષે કહ્યું છે કેઃ—

श्लोक—अचलाकमला कस्य ? कस्य मित्रं महीपतिः ।
शरीरंच स्थिरं कस्य ? कस्य वश्या वरांगना ? ॥

અર્થાત્—લક્ષ્મી કોના ઘરમાં અચળ થઇને વસેલી છે? અને રાજા કોનો મિત્ર થયો છે? શરીર કોનું સ્થિર રહ્યું છે? તથા સ્રી કોને વશ રહી છે? સ્રીઓના રહસ્યમય ગૂઢ ચરિત્ર અનેક છે, પોતે ધારે તો કઠણમાંકઠણ કાર્ય સિદ્ધ કર્યા વિના રહે નહિ! તે પોતાના કોમળ વચનથી અને ખોટા હાવભાવથી ફસાવી પુરૂષને વશ કરી યથેચ્છ વર્તે છે! પુરૂષ પણ વિષયમાં અંધ બની તેનેજ સર્વસ્વ જાુવે છે,-સમજે છે ને તે કહે તેમ કરે છે તેને માટે મહા અનર્થકારી કાર્યો પણ કરે છે; તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

श्लोक—अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगम् ॥
अभक्ष्यं मन्यते भक्ष्यं । स्त्रीवाक्प्रेरितो नरः ॥

અર્થાત્—સ્રીના પ્રેમ વચનથી પ્રેરાયેલો વિષયાંધ કામી માણસ અકૃત્ય હોય તેને કૃત્ય માને છે, અગમ્ય હોય તેને ગમ્ય માને છે, અભક્ષ હોય તેને ભક્ષ માને છે. દાખલા તરીકે એક પદ્માવતીના વચનથી દૈરાઇ હાર તથા હાથીને માટે કોણિકરાજાએ પોતાના સગાસહોદર હલ અને વિહલની સાથે મોટો રણસંગ્રામ માંડયો, અને એ મહાયુદ્ધમા એક કરોડ ને એંસી લાખ માણસની ઘાત થઇ. વળી તે સંહારક લડાઇનો અંત આણવા કુળવાળુઆ નામના સાધુને કપટશ્રાવિકા બની કોણિકરાજાની વેશ્યાએ ભ્રષ્ટ કર્યો. તે સાધુ મહાતપસ્વી હતો, સદા વનવાસી હતો, છતાં પ્રપંચી હાવભાવમાં પડયો, ફસાયો અને વેશ્યાએ પોતાને આધિન કર્યો; એમ માયામોહિની—મૂર્તિ સ્રીઓએ ઘણા ઘણા મહાત્માઓને સંયમમાર્ગથી ભ્રષ્ટ કરી પટકી પાડયા છે! અષાઢભુતિ અણગાર કે જેને નટપુત્રીઓએ વશ કર્યો ને છેવટ પોતાને ઘેર કાયમ રાખવાનો પ્રયાસ સફળ કર્યો, પણ સદ્ભાગ્યના ઉદયે ગુરૂ આજ્ઞાનો બોજો સાથે લીધો. 'ગુરૂની આજ્ઞા લેઇ જરૂર આવીશ'

તીર ચડાવી કામઠે, જ્યાં ફેંકે ત્યાં જાય;
આ કન્યા કારણુ તમે, કરો કબુલ સહાય. ૩૮૮


એમ કહી ગુરૂ સમીપે આવી તે યુવતી નટીઓને ઘેર જવાનો દઢ નિશ્ચય જણાવ્યો. ત્યારે ગુરૂએ ઘણી ઘણી રીતે સમજાવ્યો પણ તેને બોધ ન લાગ્યો ! જેનાં હૃદય અને કાન સાબુત હોય તેનેજ બોધવચનો ઉપયોગી થાય છે, બીજાને શ્રવણુમા ઉદકબિંદુની માફક શૂલ ઉત્પન્ન કરે છે અને હૈયાંમાં સાલે છે; આ પુરૂષના સંબંધમાં પણ અત્યારે તેમજ થયું મન સાથે ગુરૂએ વિચાર્યું કે, અહો ! જે મુનિ અનેક શાસ્ત્રોથી વૈરાગ્યરંગમા રંગાયલો હતો, તે અત્યારે સ્ત્રીના વિષયરંગમા રગાઇ કેવા વિપરીત વચનો ઉચ્ચારે છે ? ક્યાં ગયો તેનો અપૂર્વ વૈરાગ્યરગ ? જેના હૃદયમા નવોઢા નારીએ વાસ કર્યો, તેને તો તે ધર્મ સર્વ હવાની માફક ક્યાંઈ ઉડી જાય છે કે પત્તો નહિ ! ગુરૂ કહે છે.—હે શિષ્ય ! હૃદય-ગગનમાં અચાનક આ તને શું થયું ? તારા વિચારો આમ તદ્દન કેમ પલટાઈ–બદલાઈ ગયા ? એ કામિનીની મોહિનીએ તારૂ હૃદયચક્ર તદ્દન ફેરવી–ઉલટાવી નાખ્યું છે. તે વિષે કહ્યું છે કેઃ—તોટક છંદ.

श्लोक—द्विजराजमुखी गजराजगतिस्तरुराज विराजित जंघतटी ॥
यदि सा दयिता हृदये वसति। क्व जपः क्व तपः क्व समाधि रिति ?

અર્થાત્—ચંદ્ર સમાન મુખવાળી–ચંદ્રમુખી, ગજસમાન ગતિવાળી ગજગામિની, સુંદર કટીવાળી, કદળી સ્થંભજેવી જંઘાવાળી એવી નવયૌવના સ્ત્રીએ જેના ચિત્તમા પ્રવેશ કર્યો, એટલે તેને તપ, જપ, સમાધિ એ સર્વ વૃથા છે. કારણકે પછી તેને તપ શું ? જપ શું ? અને સમાધિ પણ શું ? અર્થાત્ તેમાનું કશું તેને રહેતું નથી ! વળી હે શિષ્ય ! જરૂર યાદ રાખજે, સ્ત્રીઓ હળાહળ ઝેરની ભરેલી ઝોળી ને વિષયની વેલી છે, કુડકપટની કોથળી છે, સ્વાર્થનીજ સગી છે, તે ફરે તો પ્રાણ લેતાં પણ ચુકે નહિ મોક્ષપંથના પ્રવાસીને તો ખરેખર પરિપંથીની પીડારૂપ છે. તેના સગે કરી પાછળથી પ્રાણીઓને બહુ પસ્તાવુ પડે છે. તે નરકની ખાણ છે ! તેને તો કામી પુરૂષેજ વખાણી છે, પણ જ્ઞાનીઓએ તો દુઃખરૂપેજ જાણી છે. તે વિષે મહાત્માશ્રી મસ્તરામે કહ્યું છે.

ચોપાઈ–નારી જાણો નરકની ખાણી, મોહી રહ્યા તેમાં સૌ પ્રાણી;
નિશ્ચે કરે મુક્તિની હાણી, મસ્તરામની સુણી લો વાણી
એક જગતમે દેખી નારી, બીગાડયો તેણે બ્રહ્મચારી;
નરકે તો પોંચી ગઈ નારી, ભેગો લઈ ચાલી બ્રહ્મચારી.

તેમ તજી આ જગતને, જાશો તેમ જણાય. ૩૯૯

માયા (નારી) જાણો કાળી કુતી; સંસારી કે ઘરમેં સુતી;
ગૃહસ્થી પૂજે કરે અસ્તુતી, મસ્તરામ કહે ભાગ્યરે દૂતી.
નારી જાણો નરકનો સાજ, અંતરમેં વિષયની દાઝ;
બગાડયો મુક્તિનો કાજ, મસ્તરામ બોલ્યા મહારાજ.
એક જગતમેં દેખી મુંડી, વિષય ઝેર ભરી છે કુંડી;
તીન તસુથી નહિ હે ઉંડી, મસ્તરામ કહે દુનીયા સબ બુડી.

આવાં આવાં અનેક બોધવચનો કહ્યાં, અને દષ્ટાંતો પણ ઘણાં આપ્યાં, પણ તે સર્વે મુડદાની માવજત કર્યા બરાબર નિષ્ફળ ગયા ! છેવટે તેના ભલાને માટે અગમચેતીથી જ્ઞાની ગુરૂએ ઉન્નતિની એક કુંચી બતાવી કે - "તેના ઘરમાં મદિરા અને માંસ ન દેખે તો રહેજે, અને જે દિવસે તું તેના ઘરમાં મદ્ય ને માંસ એ વસ્તુ દેખે એટલે તું તુરતજ તેનો ત્યાગ કરજે.' ગુરૂવચન બહુ માનપૂર્વક સ્વીકારી સ્વકાર્યસિદ્ધિ માટે તે આનંદભેર ચાલ્યો. ગુરૂવચન પ્રમાણે બાર વરસ ત્યાં રહ્યો, પછી એકદા ત્યા માંસ દારૂ દીઠાથી તે નટીઓને તજી દઇ સદ્ગુરૂનું શરણું પુનઃ ગ્રહ્યુ, અને સર્વજ્ઞ થઇ સુખી થયા.

એમ સ્ત્રીના પ્રસંગથી અનેક ત્યાગી અને રાગી તથા યોગી ને ભોગી મહા વિટંબણામા આવી પડી અકાળે મરણશરણ થઈ અધોગામી થયા છે. નમિરાજાની માતા સતી મદનરેખાના રૂપ માધુર્યથી મોહિત થયેલો મણીરથ રાજા દુષ્ટ થયો હતો; પોતાના લઘુબંધુની પ ની તો પુત્રી સમ હોય, એવો વિચાર દુષિત કલુષિત હૃદયના કામાંધ રાજાને ક્યાંથી આવે ? કામી નરો તો રૂપને જુવે છે ! સગપણને, દયાને, લજ્જાને, ધર્મને, કર્તવ્યને કે પરલોકના ડરને જોતાજ નથી; તે તો પોતાની દુષ્ટ કામના, મનોવાંચ્છના, લાલસા અને વાસના સિદ્ધ થયેલીજ જોવાને આતુર રહે છે; અને પોતાની કાર્યસિદ્ધિ માટે મહા જુલમ પણ કરે છે. મદનરેખાની પ્રાપ્તિ માટે દુષ્ટ મણીરથે નિરપરાધી લઘુબંધુને ઠાર માર્યો. અહાહા ! કામદેવ અનંગ છતાં કેવો બળવાન છે ? નિર્દય છે, કરપીણ છે, નિર્લજ છે. તેને આધિન થયેલા નરનારીઓ કેવા બેહાલ સ્થિતિમા આવી જાય છે ? મદન-મન્મથ જેને વળગ્યો તેનું તો સર્વસ્વ નાશ થાય છે, એ કામાંધ મણીરથ રાજાએ પોતાનો દુષ્ટ પ્રવાસ સફળ અને હેતુ ફળિભૂત થયો માન્યો, અને મન સાથે બડબડયો કેઃ—બસ ! કામ સિદ્ધ થયું ! નડતી આડખિલી-ડખલ ગઇ. હવે નિરાધાર બનેલી પ્રિય મદનરેખાને હું નિરાંતે ભોગવીશ ! પણ पापी पापेन पच्यते ॥ કર્યાં કર્મો

પહોંચ્યા વિના રહેતા નથી, કર્મનાં ફળ તેજ ભવે કે પછી પરભવે મળેજ છે. હા દૈવ! અંતે તે દુષ્ટ કામાંધ રાજા કેદ પકડાયો, ભયંકર સર્પથી કરડાયો. અને અકાળે વિષયવાસનામાંજ મરાયો! મદનરેખા સગર્ભા છતાં શિયળભંગના ડરથી સતીત્વરક્ષાર્થે નાશી ગઈ, પોતે સતી નારી હતી, "પ્રાણ ભલે જાય, પણ શિયળ ભંગ તો નજ થાય." એ સિદ્ધાંત–મુદ્રાલેખ તેના હૃદયમાં ઉંડો કોતરાઇ રહેલો હતો. કારણકે શિયળવ્રત રત્નચિંતામણી સમાન છે. ચિંતામણી સદ્ભાગ્યના ઉદય વિના કોઇને મળતો નથી, તેમ શિયળવ્રત પણ સદ્ભાગ્યનો ઉદય હોય તોજ અખંડ પાળી શકાય છે. કારણકે તે વિષે કહ્યું છે કેઃ—

છપ્પય છંદ.

પરનારીનો સંગ તજો તમે ઉત્તમ પ્રાણી,
　શિયળ પાળો નિર્મળ આતમ માંહિ જાણી;
પરનારીના સંગ થકી, તમે નિરધન થાશો,
　આ ભવ દંડ રાજ્ય, પરભવ નરકે જાશો;
એવું જાણી પ્રાણીઆ, પાળો શિયળવ્રત સોહામણો,
　પ્રકાશસિંહ વાણી વદે, એ મહિમા વ્રત ચોથા તણો. ૧

અર્થાત—ચોથા વ્રતનો મહિમા ઘણો ઉત્તમ પ્રકારે વર્ણવ્યો છે તેને ખંડન કરનારા બહુ પ્રકારે દુઃખને પાત્ર બને છે. રાવણ, પદ્મોત્તર, કીચક, દુર્યોધન વગેરે પુરાતની કાળમાં ઘણા છત્રપતિ રાજાઓ વિષયલંપટ થવાથી તે કામી હરામી પાપી મહાદુઃખી થઇ ભુંડી રીતે ને કમોતે મુવા છે અને પોતાનાં રાજ્યપાટ હારી બેઠા છે. વળી આધુનિક કાળમાં કરણઘેલો, મલ્હારરાવ ગાયકવાડ વગેરે પણ ઘણા પુરૂષોને કામી થઇ વિષય વહાલો કરવા માટે રાજપાટ ખોવા પડ્યાં છે, જગતના અપયશનું મહાકલંક લાગ્યું, બદનામી આવી ને નામોશીનું મોટું નગારૂં વાગ્યું છે. હવે તે સંબંધી એક દૃષ્ટાંત–

## (૧૧૯) કામી લલિતાંગકુમારની વાત.

કોઇ એક નગરમાં લલિતાંગ નામે શ્રેષ્ઠીપુત્ર હતો, ઘરમાં લક્ષ્મી અઢળક–ઘણી હતી, તેથી તે મનમાં ધનમદ ઘણો રાખતો, કે મારા જેવો ને મારા જેટલો કોઇ શ્રીમંત સુખી નથી! વળી માથે માતાપિતા હોવાથી પોતે નફકરો–નચિન્ત હતો, તેના મનમાં અભિમાનનો પાર ન હતો! એક તો ઉત્તમ કુળનું

પરની તારે શી પડી, તું તારું સંભાળ. ૪૦૧

અભિમાન, બીજુ ધનનો મદ, ત્રીજુ જુવાનીનો તોર, રૂપનું ગુમાન અને મોટાઇની મગરૂરી, એટલે જ્યાં જોઇએ ત્યા અભિમાન અને ગુમાનજ ભર્યું હતું. ભાઇ શ્રી ભણ્યા હતા મોટું ભારે મીંડું ! એટલે અક્ષરશત્રુ રહ્યા હતા। લક્ષ્મીદેવી અને વિદ્યાદેવીને અનાદિકાળના વેરનો પ્રત્યક્ષ પુરાવો એ લલીતાંગ હતો. ભણવું એતો એક જાતની પેટની વેઠ ને ગુજરાનો ઉપાય છે, માટે ગરીબોજ ભણે ! મારે ભણવાની લમણાઝીક ને માથાકુટ કરી મફતની મગજમારી કરી દુઃખ શા માટે વોહોરવું જોઇએ ? એમ વિદ્યાના વેરી ઘણા ધનવંતોના લાડકડા લાલજીઓ–પુત્રો માને છે, પણ સુખદુઃખની દશા ચંદ્રસૂર્યની ગતિ પેઠે પર્યટણ કર્યા કરે છે, એ વિચાર ધનાઢયોનાં શૂન્ય હૃદયમાં ભાગ્યેજ સ્ફુરે છે; આપણો દૃષ્ટાંત નાયક પણ એ પ્રકારનો તરંગી બન્યો હતો. અધુરામાં પુરૂં વળી અપલક્ષણ એ આવી પડ્યુ હતું, કે ભાઇ સાહેબ વિષયલંપટ વ્યભિચારી–બન્યા હતા ! સુંદર ઇસ્ત્રીટાઇટ કપડાં પહેરવાં, મોજ મઝામાં ઇચ્છા મુજબ ફરવું, સ્ત્રીમંડળનો મેળાવડો હોય ને વિશેષ પરિચય થાય ત્યાં જવું, ઉભા રહેવું, વિષયબુદ્ધિથી ધારીને નિરખ્યા કરવું; લાગ મળે તો ઇચ્છિત કામના સફળ કરવી,–એમ એ વિષયલંપટ લલિતાગ ઘણી સ્ત્રીઓના શિયળ લુંટતો; પોતે શેઠ પુત્ર હોવાથી મહામિજાજી અને પૂર્ણ પ્રપંચી હોવાથી કોઇ તેને કંઇ કહી શકતું નહિ. "નાગાથી પાદશાહ આઘા !" એ કહેવત જેવું આને પણ થયું હતું. અનેક ચોરી જારીનાં કામો કરવાં અને ઉપરથી સાચા ને સતીયા બનવાનો ખોટો દંભ બતાવી લોકોને છેતરવા, આખમાં ધુળ નાખવી, એવા પ્રપંચ કામાંધ વિષયલંપટોને વિશેષે કરી બહુ સારા કરતાં આવડે છે. વળી વિષયલંપટોમાં ઉદારતા, નમ્રતા, દક્ષતા, વાણીની મધુરતા, હૃદયમાં નિર્દયતા, મુખાકૃતિમાં શાંતતા અને ઉપરથી કામમાં કુશલતા અને ધૂર્તવિદ્યામાં પ્રવિણુતા વગેરે અનેક લક્ષણો વસેલા હોય છે. લલિતાંગકુમાર પણ તેવો જ નિપુણ નર હતો ! પોતાનો સ્વાર્થ સાધવા માટે ઉપર કહેલાં તમામ લક્ષણોમાં પાવરધો થયો હતો. કપુત દીકરાના અપલક્ષણની ખબર તેનાં માતા પિતાને થઇ હતી, પણ મગદુર શી કે તે પણ લાડકવાયા લલિતાંગને શિખામણ દઇ શકે ? અરે કુપાત્ર કુબુદ્ધિ અને કામાંધ નરોને કોઇ પહોંચી જ ન શકે ! તેને તો તેનાં કર્મજ પેશ પહોંચાડે ! માતપિતાએ તો વંશબોળુતું સુખ અદીઠ કરી માન્યું હતું કે અમારે પુત્ર જ નથી, કેમકે આવા દુષ્ટ પુત્ર કરતાં

અપુત્રત્વ-વાંઝીયાપણું સારૂ ! એમ માની તેના માતાપિતા પણ તેને છેડતાં નહિ. પછી એક વખત કોઇ સાધુ મહાત્માને તેનાં કુલક્ષણો જાણવામાં આવ્યાં હતા, તેથી તેમણે પરસ્ત્રી સંબંધી દોષ વિષે બોધ આપ્યો કેઃ- હે આત્મબંધુ ! પરસ્ત્રી સગમા બહુ પાપ છે, આ ભવ અને પરભવમાં તે બહુ દુઃખદાયી છે, મહા વિકટ સંકટસાગરમાં ઉતારનાર છે, પરનારી સંગથી પુરૂષો મહાદુ.ખ પામ્યા છે, ઘણા કામી પુરૂષો મોહને લીધે સ્ત્રીને ઘણી ઉપમાઓ અને વિશેષણો આપે છે, પણ ઝેરમાં અમૃતની પ્રાપ્તિ ને અગ્નિમાં શિતળતા હોતી નથી, તેમ નીચ સ્વાર્થી અને કુલટા સ્ત્રીમાં સદ્દગુણની પ્રાપ્તિ ક્યાંથી હોય ?

મહાત્માએ પરસ્ત્રીથી થતાં દુઃખો વર્ણવ્યાં, પણ આનું હૃદય તો કામાગ્નિથી ભરપુર હતું, તેથી સુબોધસુધાની અસર જ થઇ નહિ, પણ ઉલટી અગ્નિમા ઘીની આહુતિ પડે; તેમ કામની સાથે ક્રોધ ઉદ્દભવી રોષાગ્નિ પ્રજ્વલિત થયો. કારણકે કામી માણસને દીધેલો ઉપદેશ ત્રિદોષ જ્વરવાળાને આપેલા ઘી સાકરની પેઠે વૃથા-અહિતકરજ થાય છે. તેમ તેનું લક્ષ પણ હતુ તેજ કાયમ રહ્યુ-ચળ્યો નહિ ! માણસોમાં જે ટેવ પડી જાય છે; તે કેમે કરી-સહેજે ટળતી નથી.

દુહો—બારે કોશે બોલી બદલે, તરૂવર બદલે શાખા;
જાતે જનમારે કેશ બદલે, પણ લખણ ન બદલે લાખા.

હવે એકદા લલિતાંગ કુંવર બણીઠણી ઠાઠમાઠથી ઠઠેરો કરી શહેરમાં કોઇ પ્રસગે જતો હતો. ઘણું કરીને વિષયાંધ નરો છેલછબિલાઇ બહુ રાખે છે. રસ્તામા જતા રાણીનો મહેલ આવ્યો, રાણી બારીમાં બેઠી હતી, તેણે આ શોખીન ફક્કડ-ફાંકડા સહેલાણી પુરૂષને જોયો. રાણી ઘણી રૂપવાન હતી. પણ રાજા પ્રત્યે તેની પ્રીતિ ઓછી હતી, તેને લલિતાંગને જોતા વેંત વિષયવૃત્તિ-કામેચ્છા પ્રકટ થઇ. લલિતાગ પણ રસ્તે જતાં નજર આડીઅવળી કર્યાં કરતો હતો, હૃદયમા અને ચક્ષુમાં જેને વિષયવિષ-ઝેર જ ભરેલું છે, તેથી તે રસ્તે જે કોઇ રૂપાળી સ્ત્રી ભાળે તેના ઉપર કુદૃષ્ટિ ને કુડી કલ્પના કરે છે, કામ સિદ્ધ ન થાય પણ મનવચનથી તો કર્મનો કોટ બાંધે ! એવો અલબેલો લલિતાંગ અનેક પ્રકારના વિષયવિચારોમાં ચાલ્યો જતો હતો, ત્યા સ્વાભાવિક તેની નજર ઉંચી ગઈ. તેટલામાં તો રાણીએ પ્રેરેલી એક દૂતીએ આવીને નેત્રકટાક્ષથી ઇસારો કર્યો. આ તો વિષયનો ભિખારી હતો, તેથી

તુરત તેની સાથે ચાલ્યો, પણ વિચાર સરખોયે ન કર્યો, કે હું ક્યાં જાઉં છું ? આ કોનું ઘર છે ? આનું પરિણામ શું આવશે ? રાજાની રાણી શાસ્ત્રમાં માતા તુલ્ય છે, પણ વિષયના વિલાસી અને ભોગના ભિખારીઓ તો એ વિચાર ભાગ્યે જ કરે છે. નીતિશાસ્ત્રમાં પાંચ પ્રકારની માતા કહી છે.

श्लोक—राजपत्नी गुरोपत्नी । श्रेष्ठीपत्नी तथैव च ॥
श्वसुरपत्नी स्वमाता च पंचैते मातरः स्मृतः ॥

અર્થાત—રાજ્ય રાણી, વિદ્યાગુરૂની સ્ત્રી, શેઠની સ્ત્રી, સાસુ અને પોતાની જનેતા–માતા એ પાચ માતા સમાન છે. પણ લલિતાંગ તો ઘણો કામવિકારી હતો, તેને તો આ વાતનું ભાન રહ્યું નહિ તે તો દાસીની સાથે અતિ હર્ષભેર એકાંત માર્ગે થઇ ખેધડકથી ઉપર ગયો. કહ્યું છે કેઃ—

દુહા—કઠીન પ્રેમનો દોર છે, દેખી દીલ દુભાય;
ચડતામાં દુઃખ ચોગણું. કોમળ કર છોલાય. ૧
ઉપર ભયનો મહેલ છે, નીચે દુઃખની રેલ;
ચડવું તો બહુ સહેલ છે, પણ ઉતરવું મુશ્કેલ. ૨
પરનારી ઝેરી છુરી, મત લગાના અંગ;
રાવણકે દશ શિશ ગયે, વો પરનારી પ્રસંગ; ૩
તન ધન જોબન આબરૂ, સળગાવવા જો ચાહો;
નરક કુપને જાચવા, તો પરગૃહમાં જાઓ. ૪

પછી રાણી પણ સાતમે માળ જઇ ઉલછબિલાની વાટ જોઈ બેઠી હતી. મનમાન્યો પુરૂષ આવ્યો કે તુરત તે ઉભી થઇ તેને આદરપૂર્વક અંદર તેડી ગઈ, અને હૃદયકપાટ ખોલી કામની ગોલી બોલી કે આપ સરખા ભોગી પુરૂષોનો પ્રસંગ–સમાગમ પામી આજે હું કૃતાર્થ થઇ છું ! આજથી મારો આ દેહ આપને અર્પણ કરૂં છું. એમ ઘણા ચેનચાળા ને હાવભાવ દેખાડી છત્રપલંગ ઉપર બેસાડી સામી ઉભી રહી, પાનપટી વગેરે મુખવાસ ખાધાં ખવરાવ્યાં. બન્નેને મનવાંચ્છિત થવાથી હર્ષનો પાર રહ્યો નહિ. જુઓ, કામી સ્ત્રીઓનો કેવો અગમ્ય સ્વભાવ છે ? વિશાળ રાજ્ય મળ્યું હતું, રાજાનું માન પૂર્ણ હતું, અનેક સુખસામગ્રીઓ ને સાધનો પુણ્ય મુજબ મળી રહ્યાં હતાં. છતાં નીચ ને નષ્ટ બની રાણી કામકીચમા પડી અને આત્માને અંધ બનાવવા તૈયાર થઈ ! સ્ત્રીઓ ઘણુ કરી વિષયની વેલી ને કામની ચેલી હોય છે પુરૂષોનો વિષય બળતા પુળા સમાન અને સ્ત્રીઓનો

વિષય તો લુહારની કોડ સમાન શાસ્ત્રે વર્ણવ્યો છે. તે વિષે વિદુરનીતિમાં પણ સાફ કહ્યું છે કે.—શાલિનીવૃત્ત-

**काके शौचं द्युतकारे च सत्यं। सर्पेक्षांतिः स्त्रीषु कामोपशांतिः ॥
क्लीबे धैर्यं मद्यते तत्वचिंता । राजा मित्रं के न दृष्टं श्रुतं वा॥**

અર્થાત્—કાગડામાં પવિત્રતા, જુગારીમાં સત્ય, સર્પમાં સમતા, સ્ત્રીઓમાં કામવિકારની ઉપશાંતિ, નપુંસકમાં ધૈર્યતા, દારૂ પીનારમાં તત્વ-વિચાર, અને રાજા કોઇનો મિત્ર એટલા વાનાં હોતાં નથી; કોઇએ દેખ્યાં સાંભળ્યાં નથી. આ રાણીએ પ્રેમભાવ બતાવી પોતાનો દેહ અર્પણ કરવાનું કહ્યું, તે સાભળી લલિતાંગકુમાર બોલ્યો કેઃ–હે સ્નેહલતિકે ! કદાચ રાજા આવે અગર આ વાત જાણે, તો મારી શી વલે થાય ! ત્યારે રાણી બોલી:– અરે લહેરીલાલા ! તુ મારી કળા નથી જાણતો ! રાજા તો શું પણ રાજાનો બાપ જાણે તો યે શુ ! તારે તે માટે જરા પણ કરવું નહિ–નચિંત રહેવું, અમારી કળા અજબ છે, પરમેશ્વર પણ અમારી અકળિત કળા જાણવાને અશક્ય છે. શંકરને ભીલડીરૂપ પાર્વતીએ છેતર્યા, પીંગલાએ માલવપતિ ભર્તૃ-હરિ રાજર્ષિને છેતર્યો, ઇંદ્રને ઈંદ્રાણીએ નમાવ્યો, ભોજરાજાને તેની સ્ત્રી ભાનુમતીએ ઘોડો બનાવી તેના પર સ્વારી કરી–સાત ચાબુક લગાવ્યા, કાલિદાસ જેવા કવિવર મહાધુરંધર પંડિતને પણ સ્ત્રીએ વગર કારણે દાઢી-મૂછ બોડાવી છેતર્યો વગેરે મહાસમર્થ શૂરવીર ઇશ્વર ઈંદ્ર ચંદ્ર નરેંદ્ર વગેરે છત્રપતિ મહારાજાઓને તથા જોગી જતી જ્ઞાની ધ્યાની માની વિદ્વાન વગેરે મહાસમર્થ પુરૂષોને પણ અમારી ઇચ્છા મુજબ નચાવી રમાડી ખેલાડી અવનીમા હાસીને પાત્ર બનાવ્યા છે. અમારા કામકટાક્ષરૂપી તીક્ષ્ણ તીર નેત્રબાણના ઝપાટામા નથી આવ્યા, ત્યા સુધીજ જ્ઞાન, ધ્યાન માન અને શૂરાતન સમજવુ. આખી આલમ પાસે ભલે ગુલામી કરાવી સલામી લેઈ મોટાઇ માનતા હોય, પણ અમારી પાસે તો તે બાપડાને રાંક ગુલામ બનાવી અમે યથેચ્છ રમાડીએ છીએ ! સાંભળો. તે વિષે કહ્યુ છે કેઃ—

મનહરછંદ–વાંકડી મુછડીવાળા, રંગીલા ને રઢીયાળા,
છયલછોગાળા ભાળ્યા, નારીએ રમાડીયા;
માની મછરાળા જ્ઞાની, ધ્યાની વળી ગુણવાળા,
દુંદાળા કુંદાળા ચોર, ચંડાળ ને ચાડીયા.

વૃદ્ધ યુવાન બાળા, જોગી ભોગી ને દયાળા;
વરણે ઉજમલ કાળા, ભામાએ ભમાડીયા;
દેવતાના દીગપાલા, જળ સ્થળ વ્યોમવાળા,
ખોડીદાસ સ્વારપાળા, રામાએ રમાડીઆ.

એમ ઘણી રીતે પોતાના સ્ત્રીચરિત્રની વડાઇની વાતો કરે છે, તેવામાં દાદરે ચોકી કરવા ઉભી રાખેલી દાસી એકદમ દોડી આવી ને બોલી કેઃ-બાઇ ! જલદી કરો, ઝટ બારણું ઉઘાડો ! રાજા સાહેબ પધારે છે. રાણી તો બેબાકળી બની ગઇ, હાય આજે ગજબ થયો ! હવે શુ કરવું ? તેટલામાં તો રાજાએ આવી કમાડ ખખડાવ્યા, આ બનાવથી તો રાણીના ગભરાટનો પાર રહ્યો નહિ. લલિતાંગ કહે-મને હવે બચાવ, નહિતો હું મરી ગયો સમજવો, ભોગ લાગ્યા મારા કે તારા મહેલમાં આવી ચડયો ! રાણીએ કહ્યું કેઃ-આ હોલ એકજ છે, અહીં છુપાવાની જગા એકે નથી, એક માત્ર આ પાયખાનું છે. માટે તેમાં ઝટ પેશી જા, તો બચીશ, નહિ તો તારા ને ભેગા મારા બાર વાગ્યા સમજવા. એમ બન્નેનો વિષયવિકાર અને ફિશિયારી-બડાઈ ઉડી ગયાં અને પોતાના પ્રાણ તથા લાજ બચાવવાનાં ફાંફાં મારવા ને ફિકર કરવા લાગ્યાં. છેવટે ના છુટકે લલિતાંગ સંડાસમાં, જીવતો નરકાગારમાં પેઠો ! રાજાનું શરીર ભારે હોવાથી પકડી રાખવા માટે ત્યાં દોરડું બાંધ્યું હતું, તે દોરડું થોભાવી તેને સંડાસની અંદર લટકાવ્યો. કહ્યું છે કે—લાવણી.

વ્યભિચાર કપાવે શિર અરે એક પળમાં,
વ્યભિચારી જનનો જીવ સદા જોખમમાં,
ચોરી જુઠ ને કંઇ પાપ કરાવે જનને,
રે કરે અતિ બેહાલ હરે તન ધનને;
પરનાર પતિવ્રત ભંગ કરો ના ભાઇ,
પરનાર નર્કનું દ્વાર તજો દુઃખદાઇ,
જેવી પોતાની નાર અન્યની એવી,
તો હરો પરાયો માલ દુષ્ટતા કેવી.

પછી જાજરૂનું બારણું બંધ કરી તાળું દઈ સાવધાન થઇ બારણાં ઉઘાડયાં, એટલે રાજા અંદર આવ્યો. બહુ વાર લાગવાથી વહેમ તો પડયો, પણ પોતાને ચુંક આવેલી હોવાથી રાણીને કહ્યું કે કળશયો તૈયાર કર !

મારે પાયખાનામાં જવું છે, આજ પેટમા ચુંક આવી એટલે શું કરવું ? રાજા તો એકદમ ફળશ્યો લઇ સંડાસમાં ગયો. ત્યારે રાણી મનમાં બોલી:— હાય હાય ! ભોગ મળ્યા ! આલ્યાને પાયખાનામાજ સતાડયો છે, હવે શું કરવું ? અહીં રાણીને અમુઝણુ ને અફસોસનો પાર રહ્યો નહિ. સ્ત્રીઓમાં સાહસ કર્મ બહુ હોય છે, અણુવિચાર્યાં પગલા ભરે—સાહસકર્મ કરે, પણ તેના પરિણામનો વિચાર બિલકુલ ન કરે. તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

अनृतं साहसं माया । मूर्खत्वमतिलोभता ॥
अशौचं निर्दयत्वं च । स्त्रिणां दोषा स्वभावजा ॥

અર્થાત્—જુઠ, સાહસ, માયાકપટ, મૂર્ખાઇ, લોભીપણું, અશૌચતા અને નિર્દયતા, એ સાત દોષો ઘણું કરીને સ્ત્રીજાતિમાં કાયમ હોય છે. એ પ્રમાણે સાહસિક રાણી વિચારમાં પડી છે, તેવામાં રાજા પાણી લઇ નવરો થવાથી જાજરૂમાં દોરડું ઝાલી જેવો ઉભો થયો કે તુરતજ દોરડું તૂટી ગયું. કારણ કે તે ઘણા વખતનું જીર્ણ હતું, અને વળી બે જણના શરીરનો સામટો ભાર આવ્યાથી તે એકદમ તૂટયું; અને અંદર લટકેલા ભાઇશ્રી હેઠા પડ્યા. તેનો મોટો ધબાકો થયો, આથી કરી રાજાને વિશેષ શંકા પડી. બહાર આવી સાફ થઇ પલંગ પર બેઠો, રાણી શાણી થઇ એકદમ સેવાચાકરી કરવા લાગી, નમ્રતાપૂર્વક મીઠા વેણુ વદી મોઢે મીઠું મીઠું બોલી સારૂં લગાડવા લાગી, હાવભાવ કરી પ્યાર બતાવવા લાગી, પણ રાજાએ વહેમ પડવાથી પૂછ્યુ કે, રાણીજી ! કમાડ ઉઘાડતાં કેમ વાર લાગી ? ત્યારે રાણી મનમાં ભયભ્રાંત તો થઈ પણ ઉપરથી હીંમત રાખી ખોટાં કારણો બતાવવા લાગી, પણ એથી કંઈ રાજાનો વહેમ ગયો નહિં. તેથી મનમાંજ બોલી ઉઠયો કેઃ—ધિક્કાર છે સ્ત્રીની ધુર્તતા અને કપટકળાને ! આની વાણીમાં છળ જણાય છે, પણ આને મારે અત્યારે છેડવી નથી, નહિ તો છંછેડાયલી પાપણી નાગણી જરૂર મારૂં મોત આણશે, કેમકે કુલટા સ્ત્રીમાં ડર ને દયા હોતાં નથી, માટે આનો સંગ હવે મારે તજી દેવો એજ ઠીક છે. આ બાબત હું લોકમાં જાહેર કરીશ, અને આ નઠોર નારીને શિક્ષા કરીશ તો હું વગોવાઇશ, ફજેત થઇશ અને વળગ્યો રહીશ તો માર્યો જઇશ; માટે હાલ તો સબસે બડી ચુપ ! એમ વિચારી તુરત ઉઠી મહેલમાં ચાલ્યો ગયો.

હવે પ્રિય વાંચનાર ! ચાલ, પેલા નરકાગારમા પડેલા લલિતાગની જરા ખબર લેઇએ ! એ તો બિચારો પાયખાનાની વિષ્ઠા—ગંદકીમાં નરકના કીડાની

માફક ખદબદે છે, તેને પણ અફસોસનો પાર રહ્યો નહિ, પોતાના સાહસ કામ માટે પોતાની જાતને તે બહુ ધિક્કાર દેવા લાગ્યો, કે મને શું સુઝ્યું! કર્મનો બદલો તેને મળી ચુક્યો, ગર્ભવાસના જેવું આકરૂં દુઃખ તે ભોગવવા લાગ્યો; પછી પેલી રાણીએ પણ તેની ફરીથી ખબર લીધી નહિ, આખો દિવસ ને રાત લલિતાંગ તે દુર્ગંધમય પાયખાનામાં જ રહ્યો.

પછી પ્રાતઃકાળે પાયખાનું સાફ કરવા ભંગીઓ આવ્યો, તેણે અદ્ધર લટકેલો તેને દીઠો. મનમાં આશ્ચર્ય પામી ગર્ભમાથી જેમ બાળકને સુયાણી ટાંટીયા ઝાલી બહાર કાઢે, તેમ તેને બહાર ખેંચી કાઢયો. પણ લલિતાંગ-કુમાર તો મરણતોલ બેભાન જેવો તે વખતે બનેલો હતો.

થોડીવારે તેના ઘરની દાસી તે રસ્તેથી નીકળી. તે તેને ખોળવા માટે નીકળી હતી, રાત્રે ઘેર નહિ આવવાથી તેની ઘણી ગોતાગોત થઈ હતી. દાસી લલીતાંગને આવી સ્થિતિમાં જોઇ સખેદાશ્ચર્ય પામી વિચાર કરવા લાગી કે, ભાઈ કાંઇક પોતાના ફંદે ફસાયા-લક્ષણે પકડાયા હશે! તેથી જ આવી બુરી હાલતમાં આવી ગયા જણાય છે. પછી તેને ઘેર લેઇ જઈ નવરાવી ધોવરાવી શુદ્ધ કરી શાંતિ પમાડી. ત્યાર પછી તેને પોતાની ખરાબ ચાલ માટે બહુ પસ્તાવો થયો અને લોકો તરફથી પણ તેને ફીટકાર મળ્યો. તો પણ આખરે બુરી ટેવ તો ટળી નહિ, ને એવી સ્થિતિમાં કોઈવાર હરામ-ચસકા અને બદફેલીથી લલિતાંગકુમાર પકડાયો અને મહા દુષ્ટ રીતે મરાયો.

અહીં કહેવાની મતલબ એ છે કે વ્યભિચાર કેવો કારણ દુઃખદાયી છે! દુષ્ટ કામવિકાર મનુષ્યોને કેવી અધમ સ્થિતિમાં ઉતારી નાંખે છે, ચોરીના ધંધામાં જોગ તો ભાગ્યે મળે પણ કર્મચંડાલ કામી જનો આ જગતમાં પૂર્ણ દુઃખ પામે છે. (૯૦)

---

(૯૧)

वरं हि वह्नौ वह्नाय । वेशनं ज्वलितो द्रे ।
गृहित्वा हंत भावेन । न वरं वृतखंडनम् ॥ ९१ ॥

અર્થાત્—જેમાંથી ઉંચી જ્વાલા નીકળે છે, એવી અગ્નિમાં જલદી પડી બળી મરવું સારૂં છે; પણ ઉત્તમ પ્રકારનું ભાવથી વ્રત ગ્રહણ કરીને પછી તેનું ખંડન કરવું, તે સારૂં નથી. (૯૧)

ઉત્તરાર્ધ ] જળ તુજ ઘરથી વહી જવા, ખોદ તું પ્રથમથી ખાળ; ૪૦૭
વળતી બીજી વાત કર, તું તારૂં સંભાળ. ૪૦૮

ભાવાર્થ:—ઘણું કરીને ઘણા મનુષ્યોની મનોવૃત્તિ દરેક કાર્યના પ્રારંભમાં ઉત્સાહવાળી હોય છે, તેથી આવેશ અને ઉત્સાહમાં આવી જઈ મોટી મોટી પ્રતિજ્ઞાઓ લે છે ખરા ! પણ પછી પાળતી વખતે કાંઈ કષ્ટ પડે એટલે તે પ્રતિજ્ઞાને પડતી મુકે છે એટલું તો અવશ્ય છે, કે જ્યાં ટેક છે, ત્યાં કષ્ટ પણ છે, પડવાનું ઉંચે ચડેલાને માટે છે, પણ નીચે બેઠેલાને માટે નથી. શ્રી ઋષભદેવ ભગવાનને બળદને છીંકલી બંધાવવાના સંબંધમાં અંતરાયકર્મ બંધાણું, ને સંયમમાર્ગમા પ્રવેશ કર્યો, ત્યારે તે કર્મ ઉદયમાં આવ્યું; પણ સંસાર—અવસ્થામાં ઉદયમા ન આવ્યું પણ ઘણું કરી કસોટી સોનાને હોય છે. પણ પીતળને હોતી નથી, તેમ દુઃખ અને કષ્ટ ટેકવાળાને હોય છે, પણ સર્વ પ્રકારે સ્વછંદી ને છુટની વૃત્તિવાળાને હોતી નથી. વહેવારમાં કહેવાય છે કે, "ધર્મીને ત્યા ધાડ અને પાપીને ત્યા કુશળ" હોય છે, પણ ખરૂં જોતાં તો એ એક જાતની કસોટી છે. દુનિયામા ઉત્તમ પ્રકારના ભાવથી ઘણા લોકો વ્રત નિયમ અંગિકાર કરે છે, પણ તે લીધા પછી તેમાં કાંઈ કષ્ટ પડે, તો તે કંટાળી છોડી દે છે, પણ વ્રત ભાંગવા કરતાં જાજવલ્યમાન અગ્નિમાં પ્રવેશ કરવો તે સારૂં છે, પણ વ્રત ખંડન કરવું તે સારૂં નથી. તેને માટે કહ્યું છે કે:—

### શિખરિણી છંદ

वरं क्षिप्त पाणिः कुपित फणिनो वक्र कुहरे ।
वरं झंपापातो ज्वलदलन कुंडे विरचितः ॥
वरं प्रासः प्रान्तः सपदि जठरांतर विनिहितो ।
न जन्यं दौर्जन्यं तदपि विपदा स पदम् विदुषाम् ॥

અર્થાત્—કોપાયમાન થયેલા સર્પના મુખમા હાથ ઘાલવો, અગ્નિકુંડમાં ઝંપલાવું–કુદી પડવુ, અને પ્રાણને નાશ કરવા તે સારૂ છે. પણ વ્રતખંડન કરવા રૂપ દુર્જનતા પ્રાપ્ત કરવી, તે ઉત્તમ પુરૂષને જરાયે યોગ્ય નથી; કારણકે તેથી અનેક વિપત્તિઓનો ભંડાર ઉઘડે છે. આગળના વખતમા સોળ સતીઓ થઇ ગઈ, તેમણે ઘણા આકરાં ને અસહ્ય સંકટો ભોગવ્યાં, પણ પોતાના વૃત્તથી ખંડિત ન થઈ. અને દુઃખ પડયા વિના કદિ પણ સત્ય જાહેરમાં આવતું નથી, એ તો "ખમે તેને સહુ નમે." દુનિયામાં અનેક સતીઓ થઈ ગઈ, સોળ સતીઓ વિશેષ પ્રસિદ્ધ થવાનું કારણ એટલું જ કે, તેમણે ભારે સંકટો રૂપી સખ્ત કસોટીમા પણ વ્રત ખંડન કર્યું નહિ, ને ધીરજ

ધારી સર્વ સંકટો સમભાવે સહન કરી શિયળ સાચવી રાખી ટેક નિભાવી યશસ્વી થઈ પુણ્યનામ પામી ગઈ છે તેમની પ્રશસ્તિમાં એવો શ્લોક છે કેઃ

શાર્દુલવિક્રિડિત છંદ.

ब्राह्मीचंदनबालिका भगवति राजेमति द्रौपदी ।
कौशल्या च मृगावती च सुलशा सीता सुभद्रा शिवा ॥
कुन्ती शीलवती नलस्यदयिता चूला प्रभावत्यपि ।
पद्मावत्यपि सुंदरी प्रतिदिनं कुर्वंतु वो मंगलम् ॥

અર્થાત—એ ઉપર કહેલી સોળ સતીઓ અમારૂં મંગળ કરો ! એવું ભજનાનંદી ભાવિક જનો ઈચ્છી અહર્નિશ પ્રાતઃકાળમાં એ સોળ સતીઓનું સ્મરણ કરે છે. માટે વ્રત એ ઉંચી વસ્તુ છે, સદ્દભાગ્યના ઉદય વિના તે જીવને પ્રાપ્ત થતું નથી. અમુક સત્ય ધર્મની ટેક રાખવી, જેણે રાખી ટેક, તેને મળ્યા અલેક, જેઓ ટેકમાં વિશ્વાસથી ટકી રહે છે, તે ઉભય લોકમાં સુખસંપત્તિ પામી યશવંત બને છે. કામદેવ નામના શ્રાવકને પોતાનો ધર્મ ખોટો કહેરાવવા માટે એક દેવે આવી મહાન કષ્ટો આપ્યાં, પણ ધર્મમાં દઢ ટેકવાળા એ સત્યવંત શ્રાવકે "મારો ધર્મ ખોટો" એવું મનથી કે વચનથી પણ કહ્યું નહિ, ત્યારે આખરે તે દેવ પ્રકટ થઈ તેને નમ્યો, ને તેની સત્ય ટેક માટે તેનાં ઘણે પ્રકારે વખાણ કર્યાં, પછી દેવે તેને કાંઇ માગવાનું કહ્યું, કારણ કે દેવનું દર્શન કદાપિ ખાલી હોય નહિ; તે વિષે કહ્યું છે કે—

श्लोक—अमोघावासरे विद्युदमोघं निशिगर्जनम् ॥
अमोघं राज्यसन्मानममोघं देवदर्शनम् ॥

અર્થાતઃ—દિવસે વીજળી, રાત્રે મેઘગર્જના, રાજાનું મીલન અને દેવનું દર્શન–એટલાં વાના કદી નિષ્ફળ હોયજ નહિ માટે હે દઢ ધર્મી સુશ્રાવક ! કાંઇક મારી પાસે માગ કે મારૂં આગમન સફળ થાય, તેના ઉત્તરમાં નિર્લોભી કામદેવ શ્રાવકે કહ્યું કેઃ—હે દેવ ! મારે જોઇએ છીએ તે તો મને મળ્યુ છે, આ અવનીમાં ધર્મ સિવાય સર્વ વસ્તુ તથા પૌદ્ગલિક પદાર્થો ચંચળ અને નાશવાન છે. પણ ધર્મ મંગળ છે, એ અખંડ આત્મસુખને મેળવનાર છે, તે આત્મિક સુખ આપનાર સર્વાર્થસિદ્ધિપ્રદ શ્રીસર્વજ્ઞભાષિત ધર્મ તો હું પામ્યો છું. બાકી તો આર્થિક, વાચિક ને માનસિક સુખો છે, તે પ્રાપ્ત

થતાં તેમાં અસણ્ દુઃખો રહેલા છે, માટે આત્મિક સુખો સિવાય ક્ષણિક સુખોમાં મારૂં મન નિરૂત્સાહી છે. સંસારનાં સુખ ક્ષણભંગુર છે. પછી દેવ તેની નિ:સ્પૃહતાનાં વખાણ કરતો તેને નમન કરી સ્વસ્થાનકે ગયો.

અહાહા ! કેવી દૃઢ ટેક ! પ્રાણ જતાં પણ સત્ય તજ્યું નહિ. તેમજ રામચંદ્રજીએ પિતાના એક વચનની ખાતર ચૌદ વરસ વનવાસ વેઠયો. પાડવો એક વચનની ખાતર બાર વરસ વનવાસી બન્યા, એમ જે પુરૂષો પોતાની ટેકમાં અચળ રહે છે, તે છેવટે મહા સુખી થાય છે, અને જે પુરૂષો ઉત્તમ પ્રતિજ્ઞા લઈ ક્ષણિક સુખમા લુબ્ધ થઈ જઈ ટેક તજી દેઈ વ્રત નિયમ ને નિશ્ચયનો ભગ કરે છે, તે પરિણામે કુંડરીકની જેમ મહા દુઃખી થઈ રૌરવ નરકમાં પડે છે, અને લોકમા અપકીર્ત્તિ પામી હાંસીને પાત્ર બને છે. વળી પ્રતિજ્ઞાભંગ થવાથી લોકોમાં પણ ખોટું કહેવાય છે. માટે પ્રાણ જતાં પણ સત્ય પ્રતિજ્ઞા તજવી નહિ. ગાડાના ચક્રની માફક જેનું મન ફરતુ છે–સ્થિર નથી, તે કોઈ પણ ઉત્તમ કાર્ય સિદ્ધ કરી શકે નહિ (દ્રષ્ટાંત). એક ચારણે સાધુ સમીપે ચુરમાની બાધા લીધી, અને તેજ દિવસે કોઈ ગામ ગયો, ને એક પટેલને ત્યાં ઉતર્યો. બારોટ ઘણા વખતે આવેલો હોવાથી પટેલે ચુરમુ કર્યું, ભાણામા ચુરમુ જોઈ ચારણભાઈનુ ચિત્તડું ચળ્યું, કારણકે તેણે ભાવથી બાધા લીધી ન હતી, પણ ઘણા માણસના આગ્રહથી ચુરમાની બાધા લીધી હતી, અને ઘણા વખતથી નહિ મળેલું હોવાથી અને આજેજ ભાણામા ચુરમું આવ્યું, હવે તેને તજી દઈશ તો જારનો રોટલો જ મળશે, માટે આને બદલે ન મળે તેવી બીજી વસ્તુની બાધા લેઈ ચુરમુ અત્યારે જમી જવુ; એમ ધારી કોઈ વખતે નહિ મળતી દુધ ચોખા ને સાકરની બાધા લઈ, ચુરમું આરોગી ગયો. પછી ત્યાંથી સાંજે બીજે ગામ ગયો. ત્યાં વળી પટેલે ચોખા કર્યાં હતા, તેથી બારોટને ભાવ સહિત દુધ ચોખા ને સાકર પીરસ્યાં, તે જોઈ બારોટ મનમા ચમક્યો, કે જેની બાધા લીધી તેજ પાછું આવ્યુ ! આ પણ ઉત્તમ ભોજન કહેવાય, તેની ના કહીશ તો કોણ જાણે શુ પીરસશે ? માટે આપણી ચુરમાની અસલ બાધા જ ઠીક છે, માટે આની છુટ કરીને અસલ બાધા રાખીને મળેલું ભોજન જમી ગયો.

કહો ભાઈઓ ! આવી ડગેલી વૃત્તિવાળા મનુષ્યો શું કાર્ય સિદ્ધ કરી શકે ? તે તો લોકોમા હાંસીને પાત્ર બને છે. માટે ટેક પાળવામા કષ્ટ દેખી ડરવું ન જોઈએ, લીધેલું વ્રત ગમે તેટલું કષ્ટ પડે, તો પણ પ્રેમપૂર્વક

અખંડ પાળવામાં આવે, તો તેને અમૂલ્ય લાભ મળે છે. કદાચ ચિત્તવૃત્તિ ચળી જાય, મન કંટાળી જાય તો પણ દૃઢતા રાખી પાળવુ તો ખરૂં જ, કદાપિ તેનું ખંડન તો ન કરવું.

માટે હરેક પ્રતિજ્ઞા પ્રેમપૂર્વક પાળી અવતાર સફળ કરવો, પણ કષ્ટ દેખી હીંમત હારી જવી નહિ, સત્પુરૂષો મરણાદિક કષ્ટથી ડરતા નથી પણ પ્રતિજ્ઞાભંગથીજ ડરે છે, જે અખંડ પ્રતિજ્ઞા પાળે તે ઉત્તમ, અને તોડે તેને નીચ સમજવા. હવે તેના પર વણીકનું એક દૃષ્ટાંત કહે છે.

## (૧૨૦) કલાંઠ સ્ત્રીનો ત્રાસ વેઠી નિમ પાળનારની વાત.

કોઇ એક ગરીબ સ્થિતિનો વણીક સદ્દગુરૂની પાસે એકદા બોધ સાંભળવા ગયો હતો, તે વખતે વ્યાખ્યાનમાં ધર્મની ટેક વિષે બોધ ચાલતો હતોઃ-" ધર્મટેક લીધા પછી અચાનક આવી પડતાં અનેક સંકટમાં તે વખતે હીંમતથી સહનશીલતા ધરવી પણ વ્રતભંગ કદિ નહિ કરવું. એવી સત્ય ટેકને નહિ તજવાથી થતા અસંખ્ય ફાયદા " વગેરે સદ્દબોધ સાંભળીને તેને પણ એક જાતની ટેક લેવાની ઇચ્છા થઇ આવી, તેથી ઉભો થઇ નમ્રતાપૂર્વક " આજનો દિવસ તાંદળજાની ભાજી ન ખાવી " એવી પ્રતિજ્ઞા લેઈ તે ઘરભણી ચાલ્યો, સમય પ્રમાણે ઘેર આવી જમવા બેઠો. હવે એવું બન્યુ કે તેજ દિવસે સ્ત્રીએ ભાજીનું શાક કરેલું હતુ, તે શાક ભાણામા આવતાં વાણીઓ તો વિચારમા પડી ગયો કારણ કે ઘરમાં તેને સ્ત્રી સંબંધી જરા પણ સુખ હતુ નહિ, ઘરમાં સઘળું જોર સ્ત્રીનુંજ હતું, તે કરે તેજ થાય. તે તો માત્ર નામનોજ ઘરધણી ગણાતો હતો, પણ ગૃહિણી તરફનો તે પુરૂષને જરાપણ સંતોષ ન હતો. કાળીનાગણથી તથા ક્રૂર વાઘણથી લોકો ડરે, તેમ બાયડીથી પગલે પગલે ડરીને તેને ચાલવું પડતુ હતું. સુખ દુઃખ સૌ નિભાવી લેતો હતો.

### મદાક્રાન્તાવૃત્ત.

જેવા જેવા મલીન મનના માનવી મેલવાળા,
તેવા તેવા અવર જનને માગનારા બીચારા;
એવા સાથે નિકટ રહેવા ફર્જ માથે પડી જો,
તોયે બાપુ ફરજ સમજી સ્નેહ નીભાવી લેવો. ૧
સૌમાં ક્યાંથી પરમપ્રભુની ભક્તિનો વાસ હોયે,
સૌમાં ક્યાંથી મલીન મનના કામનો ત્રાસ હોયે;

સારા માઠા આવની ઉપરે માનવી જો મળે તો,
તોયે આપુ ફરજ સમજી સ્નેહ નીભાવી લેવો. ૨

તેની સાથે સદા તે સ્ત્રી ક્રોધવાળી તથા ધર્મથી વિમુખ હતી. ભાણામાં ભાજી મુકી હતી, તે પડતી મુકી એકલો રોટલો ખાવા લાગ્યો. બીજું સાધન માગ્યું નહિ અને મારે ભાજીની બાધા છે, એમ જણાવ્યુ પણ નહિ; કારણ કે તેથી કલેશ ઉત્પન્ન થાય, તેથી ભાજી પડતી મુકીને એકલો રોટલો ખાવા લાગ્યો, ત્યારે વાઘણની જેમ ઘુરકતી તે સ્ત્રી બોલી ઉઠી કે કેમ ભાજી ખાતા નથી ? ત્યારે તે ધીમેથી બીતો બીતો બોલ્યો કે આજે ભાજી ખાવાની ઇચ્છા નથી. ત્યારે વળી વધારે ક્રોધ કરી સ્ત્રી બોલી કે કેમ ઇચ્છા નથી ? શું થયું છે ? તમારા વાસ્તે બનાવી છે માટે ખાઓ, ખાધા વગર નહિ ચાલે—એમ અતિશય કોપ કરી પરાણે ખવરાવવા તત્પર થઇ, ત્યારે તેણે હીંમતથી ધીમે ધીમે ઝીણે સાદે બીતાં કહ્યું કે આજ તો મેં સાધુ પાસે ભાજી ખાવાની બાધા લીધી છે, માટે નથી ખાવી ત્યારે તો તે વધારે ક્રોધ કરી નાગણી જેમ ફુંફાડા મારી ઘુરકી કે શું બાધા લીધી છે ? ! ત્યારે તો ત્યાંજ રહેવુ હતું, સાધુ થઇ જવું હતું, અહીં આં ઘેર શુ કમ હતું ? કોઇ દિવસ નહિ ને આજે બાધા લેવાનું શું સુઝ્યું ? કાગડાને મુખે રામ કયાંથી આવ્યા ? લો હવે ચાળા ન કરતાં ખાઇ લો ભાજી–રોટલો ! મુકો બાધા આખડી સાધુને ઘરે, આપણે વળી બાધા ને આખડી શુ ? આવા નવા નવા ઢોંગ કયાથી લઈ આવો છો ? પેટનું પુરૂં તો પરાણે થતુ હોય, ને આવાં ભૂત ઘરમા ઘાલવા ! વગેરે ઘણાજ કઠોર શબ્દનો વરસાદ વરસાવ્યો. પુરૂષ તો બિચારો બિલાડી આગળ ઉંદરની માફક ઉંચું માથું પણ કરી શકયો નહિ, તે તો બાપડો પશુની માફક સ્ત્રીવશ જીવન ગુજારે છે. ઉત્તમ સ્ત્રીરત્ન પૂર્વના પુણ્ય ને ભાગ્ય વિના કદી પ્રાપ્ત થતું નથી. તે વિષે કહ્યું છે કે—

श्लोक—पूर्वदत्तेषु या विद्या । पूर्वदत्तेषु यद्धनम् ॥
पूर्वदत्तेषु या कन्या । अग्रे तिष्ठति तिष्ठति ॥
लोकेषु निर्धनो दुःखी । ऋणग्रस्तस्ततोऽधिकम् ।
ताभ्यां रोगयुतो दुःखी । तेभ्यो दुःखी कुभार्यकः ॥
आहारो द्विगुण स्त्रीणां । बुद्धिस्तासां चतुर्गुणी ॥
षड्गुणो व्यवसायश्च । कामाश्चाष्ठगुणः स्मृतः ॥

અર્થાત્—પૂર્વના પુણ્ય વિના વિદ્યા, ધન ને ઉત્તમ સ્ત્રીરત્ન મળતું નથી. વળી લોકમાં ઘણો દુઃખી નિર્ધન છે, તેથી વધારે દુઃખી દેવાદાર છે, તેથી ઘણો દુઃખી રોગીજન છે, અને તેથી એટલે સર્વથી વધારે દુઃખી જેના ઘરમાં કુભાર્યા છે તે સમજો. વળી સ્ત્રીઓમાં પુરૂષ કરતાં આહાર બમણો અને બુદ્ધિ ચારગણી હોય છે, પણ તે બુદ્ધિબળનો ઉપયોગ કામી સ્ત્રીઓ હલકા માર્ગમાં કરે છે, તે વિશેષ નિંદાય છે. વળી સ્ત્રીઓમા ઉદ્યમ છ ગણો છે, ને કામવિકાર આઠગણો છે. આપણાં દૃષ્ટાંતનાયક વણિકની સ્ત્રી કુભાર્યા હતી, તેણે તે સ્ત્રીનાં આક્રોશપૂર્વક બોલાયલાં સઘળાં વચનો સાંભળ્યાં, પણ ઉત્તર આપ્યો નહિ. તેમ ભાજી પણ ખાધી નહિ. પ્રેમપૂર્વક લીધેલી બાધાને ગમે તેટલાં કષ્ટો પડે તો પણ ન ભાંગવી, તેવો એનો દૃઢ નિશ્ચય હતો. ગુરૂએ કહ્યું હતું કે, જ્યાં કાંઇક ટેક છે, ત્યાં કષ્ટરૂપ કસોટી આવ્યા વિના રહેતી નથી. ખોટ વેપાર કરનારને જાય છે, પણ નહિ કરનારને જતી નથી. લંછન સતીને જ લાગે છે. પણ વેશ્યાને કાંઈ લાગતું નથી. લાજ-આબરૂ શાહુકાર થઇને ચોરી કરે તેની જાય છે, પણ ભીલ કોળી વાઘરી કે જેનો હંમેશનો એ ધંધો નીચ છે, તેની ઇજ્જત કાંઈ જતી નથી. તેને માટે કહ્યું છે કે—

શાહુકાર જો ઘર ફાડે તો, પુરી ફજેતી જાગે;
કોળીભાઇને કલંક શેનું? "ડાઘ ઉજળે લાગે. ૧
સતી શિરે જો કલંક ચડે, તો પ્રાણ પલકમાં ત્યાગે;
વેશ્યા કેરૂ શું વગોણું? "ડાઘ ઉજળે લાગે." ૨

વળી ઉજળા કપડામાં ડાઘ લાગે છે, પણ મેલા અને કાળા કપડામાં ડાઘની કાંઇ બીક હોતી નથી. તેમ અનેક મુશ્કેલીઓ અમુક ટેક લેનારનેજ નડે છે, પણ જે સદા છુટથી વરતે છે તેને શું? "ભણે તેની પરીક્ષા લેવાય ને શિક્ષા થાય, પણ અભણની પરીક્ષા શી? અને શિક્ષા પણ શી? માટે ધર્મની ટેક લેનારે આવી પડતી મુશ્કેલીઓને શાંતિપૂર્વક ધૈર્ય ધરી ઓળંગવી, તો આગળ જતા સુખ મળે, વહાણ મહાસાગરને ઓળંગે, તો પછી રત્નદ્વીપ આવે; વળી ગુરૂએ મને કાંઇ પરાણે વ્રત આપ્યું નથી, આવી રીતે હીંમત રાખી કુંભારજાએ એટલું કહ્યા છતાં પણ ભાજી વિના એકલીજ રોટલી ખાવા લાગ્યો. ત્યારે ક્રોધ કરી પાછી તે નારી બોલી કે હજી સાનવામાં નથી આવતું કે? ખાઓ છો કે નહિ? તમારે ન ખાવાની બાધા

છે, તેમ મારે પણ ખવરાવવાની બાધા છે, માટે તમને ભાજી ખવરાવું તોજ ખરી ! જો ન ખાઓ તો હવે તો આ તવેથો ઉનો કરી ડામ દઈશ, પણ ભાજી ખવરાવ્યા વિના રહુ જ નહિ. તમારા માટે ભાજી કરી છે, તે કેમ નહિ ખાઓ ? એમ કહી તાવેથો ચુલામાં ઉનો કરવા મુકયો, તેથી બિચારા તે વાણીઆને તો ભય ઉપજ્યો, કે શંખણી જરૂર ડામ દેશે, કારણકે ચાર હઠો શાસ્ત્રમા કહેલા છે. (૧) સ્ત્રીહઠ (૨) બાળહઠ (૩) જોગીહઠ (૪) રાજા-હઠ એ ચાર જણાઓ લીધી હઠ મૂકતા નથી. ગમે તેમ થાય પણ મારે બાધા તો તોડવી જ નહિ, એટલામાં એકદમ તાવેથો ઉનો કરી તે લાવી, તે ભાળી વાણીઆને ત્રાસ ઉપજ્યો, એકદમ ભયને લીધે બેબાકળો થઇ તે નાઠો. ખડકી સુધી તપાવેલો તાવેથો લઇ સ્ત્રી પાછળ દોડી, પણ પેલો તો ખડકી બહાર નીકળી ગયો, એઠા હાથ પણ ધોવા પામ્યો નહિ ! સ્ત્રી લજ્જાને લીધે ખડકી બહાર નીકળી શકી નહિ. પણ વાણીયો તો ગામ બહાર એક મહાદેવના દેરામાં જઇ સુતો સુતો વિચાર કરવા લાગ્યો કેઃ— અરે ! આવી કુભાર્યા કરતાં તો સ્ત્રી નહોય તે સારૂ, ત્યાં રહ્યો હોત, તો રાંડ કોણ જાણે શું એ કરત ? આજ તો આખો દિવસ ને રાત અહીં જ રહીશ, કાલે થાય તે ખરૂ. જેને સ્ત્રી નહિ હોય, તેને મહાસુખ હશે, મારે તો આ કુભાર્યાને પાને પડી મહાદુઃખ ભોગવવું પડે છે. શાસ્ત્રમાં છ જાતની અગ્નિ કહી છે, જે કાયમ જીવતા નરને બાળ્યા કરે છે. ખરેખર સંત સિવાય સંસારમાં કોઈને સુખ નથી.

શ્લોક—कुग्रामवासः कुनरेंद्रसेवा । कुभोजनं क्रोधमुखी च भार्या ॥
विधवा च कन्या मूर्खश्चपुत्रो । विनाग्निना षड्दहते शरीरम् ॥

અર્થાત્—નઠારા ગામમાં નિવાસ, અનીતિમાન અન્યાયી રાજાની સેવા, કુભોજન, (ધાનનું ધુળ કરી ખાવું તે) ક્રોધવાળી સ્ત્રી, વિધવા દીકરી અને મૂર્ખ પુત્ર એટલાં વાનાં સદા અગ્નિની પેઠે બાળ્યા કરે છે. વળી છ ગુણ-વાળી સ્ત્રી કુળનો ઉદ્ધાર કરે છે અને છ અવગુણવાળી સ્ત્રી કુળને બોળી નાખે છે.

શ્લોક—कार्येषु मैत्री वचनेषुदासी । भुक्तेषु माता शयनेषु रंभा ॥
सद्धर्मवंती च क्षमा धरंती । षड्गुण भार्याः कुलमुद्धरंति ॥

અર્થાત્—કોઇ કાર્ય પ્રસંગમાં મિત્ર સમાન સલાહ આપનાર, વચનમાં દાસી સમાન એટલે વચનથી કામ સોંપ્યું હોય તો દાસીની પેઠે કામ કરે.

જમાડતી વખતે માતા સમાન-ભાવથી સંભારી સંતોષપૂર્વક ભોજન જમાડે, શયન સમયમા રંભાની પેઠે રીઝવી સ્ત્રી સ્વભાવ ધારણ કરે છે, હંમેશાં ધર્મ કરનારી અને ક્ષમાવંત એ છ ગુણવાળી સ્ત્રી ખરેખર કુળનો ઉદ્ધાર કરે છે હવે કુભાર્યાના છ અવગુણ કહે છે

कार्येषु कुत्री वचने कवत्री । भुक्तेषु डक्का शयनेषु मर्का ॥
त्यद्धर्महानी च सक्रोधवंती । षड्गुण भार्याःकुलबोलयंति ॥

અર્થાત્—કાર્યમા કુતરી સમાન, વચનમા કાવત્રી-કાગડી સમાન, ભોજન વખતે ડાકણ સમાન. શયનમા મર્કટી-વાદરી સમાન સ્વભાવ ધારણ કરે છે. ધર્મથી રહિત અને ઘણા ક્રોધવાળી-આવા છ અવગુણવાળી સ્ત્રી કુળને બોળી નાખે છે. મારા ઘરમાં આવા છ અવગુણવાળી કુભાર્યા આવી છે, તે કાયમ જીવને બાળે છે, શરીરને ફોલી ખાય છે. ધન્ય છે મુનિ મહારાજાને કે આવી પાપણીઓના પાશમાંથી છુટયા છે સમજુ માણસો સારા નરસા માણસોથી સંતોષ માને છે, ગમે તેવુ હોય પણ ફરીયાદ ક્યાં કરવી ! ઉલટું બહાર પોતાનું ઘર વગોવાય, વળી બાયડી કંઇ કુંભારના ઘરની હાંડલી નથી કે તેને બદલાવીને સારી લઇએ મહાપાપના ઉદયે જ એવી કુલટા-કુભાર્યા મળે છે.

"મતિહિન કુભાર્યાનો જોગ મળવાથી કોઇપણ પ્રકારની શાંતિ મને મળતી નથી. ભલે ગમે તેમ થાય, પણ વ્રત ભંગ તો મારે કરવું જ નહિ, કારણકે વ્રત ભંગ થવાથી મહાપાપ લાગે છે, અને ભવભ્રમણમાં ભટકવું પડે છે. માટે લીધેલી બાધા તો ગમે તેમ થાય તો પણ સારધાર પાળવી એજ મારો દૃઢ નિશ્ચય છે, કારણ કહ્યું છે કેઃ—

કવિત

આગુસે ધસીએ ના, ધસીએ તો ખસીએ ના,
શુરકે સમીપ જાકે, મારીએ કે મરીએ;
બુદ્ધિ બીના બોલીએ ના, બોલીએ તો ડોલીએ ના,
બોલ એસા બોલીએ કે, બોલ્યા એસો કીજીએ;
અજાણ પ્રીતિ જોડીએ ના, જોડીએ તો તોડીએ ના,
જોડ એસી જોડીએ કે, જરીઆનમે જડીએ;
કહે કવિ કહાનદાસ સુનો જી બિહારીલાલ ।
આખરેમે શીર ડાલ, નહિ મોસલેશુ ડરીએ. ૧

 અરે વૃથા અભિમાનથી, સરે ન એકે અર્થ; 
થાય મનુષ્યમાં મશ્કરી, ઉપજે અધિક અનર્થ. ૪૧૬

અર્થાત્—બાધા લીધા પછી દુઃખ પડે, તો પણ ડગવું નહિ. એમ વિચાર કરતાં કરતા રાત પડી એટલે સ્ત્રી સંબંધી અનેક ચિંતાઓ કરતો તે નિદ્રાવશ થઇ ગયો. માથું શિવલિંગ ભણી કર્યું હતું, નિદ્રામા પણ તેને સ્ત્રી સંબધી અનેક સ્વપ્નો આવવા લાગ્યાં, અને તાવેથો તો તેની નજર આગળજ તરે છે, એમ કરતાં રાતના બે વાગ્યા. તેવામા તેજ રાત્રીના ચાર ચોર તે ગામમાંથી ચોરી કરી માલ લઇ ત્યાં આવ્યા. તે લોકોનો હમેશ એવો સંકેત હતો કે, દરરોજ પોતાના ઇષ્ટદેવ એવા આ મહાદેવની માનતા માની પછી ચોરી કરવા જવું, અને ત્યા એક નાળીએર વધેરી માલ વહેંચી લઇને સઉસઉના સ્થાનકે જવું. આજે પણ હમેશના નિયમ પ્રમાણે માલ લઇ ચોર ત્યાં આવ્યા, નાળીએર વધેરવા માટે પથરો ગોતવા ગયા, અંધારાને લીધે પથરો નહિ જડવાથી મહાદેવના લિંગ ઉપરજ નાળીયેર વધેરવાનો નિશ્ચય કર્યો; પછી એક ચોરે વચોવચ આવી અનુમાનથી મહાદેવના લિંગ ઉપરજ જોસથી ઘા કર્યો.

હવે બન્યુ એમ કે નસીબજોગે તે સુતેલા દુઃખી વાણીયાના કપાળમાંજ તે ઘા વાગવાથી બેબાકળો બોલી ઉઠયો કે—"ખાઉં ખાઉ" એવી ભયંકર ચીસ સાંભળતાં ચોર તો ભૂત માનીને ભડકી સત્વર નાઠા, ભયને લીધે માલ પણ ત્યાં પડી રહ્યો. લઇ જઇ શકયા નહિ. પેલો દુઃખી વાણીયો ઉંઘમાં હોવાથી સમજ્યો કે રાંડ કુભાર્યા તાવેથો લઇને મારવા આવી છે, તેથીજ હવે ભયને લીધે ખાઉ છું, એમ બોલી ઉઠયો, પેલા ચોર તો ખરેખર ભૂત સમજી ધનમાલ પડતો મુકી નાઠા, તે ફરીથી આવ્યાજ નહિ. પેલા વાણીઆને માથામા વાગવાથી લોહી નીકળ્યું, થોડીવાર સુધી તો તે તેમનો તેમ પડયો રહ્યો, અને વિચાર્યું કે આ શું થયું ? સ્ત્રી આવી તો નથી લાગતી, નહિ તો ક્યારની કડોરવાણી વરસતી હોય, તે કર્કશા કાંઇ મુંગી મરી રહે તેવી નથી ! માથામાં નાળીએર જેવું કઇક વાગ્યુ છે. પછી ઉઠી બહાર આવી તપાસ કરી તો એક પોટલી દીઠી, તેમાં ઉંચા કીંમતી વસ્ત્રો તથા સોના રૂપાના દાગીના દીઠા એટલે તે સમજ્યો કે ઠીક ! કોઈ ચોર આવ્યા લાગે છે, પણ મારા ભયંકર શબ્દને લીધે ભડકીને જરૂર સૌ ભાગી ગયા લાગે છે. ભલે જે થયુ તે સારા માટે, આપણુ તો કામ થઈ ગયુ ! નાળીએર વાગ્યાનો ઘા ભુલી ગયો, હવે અત્રે બહુ ખોટી થવું ઠીક નહિ, વખતે તેઓ પાછા આવે. વાણીઆના ટાંટીઆમા ચેતન-જોર આવ્યું, હર્ષપૂર્વક પોટકું લઇ ઘર ભણી ચાલ્યો. ધનમાલ ભાળી સ્ત્રી ખુશી

થશે, અને મારા ઉપરની રીસ દૂર કરશે, એમ ધારી ગુપ્ત માર્ગે ગલીઓમાં થઈ તે વાણીઓ પાછલી રાતે ચોરના ધનમાલ લઈ પોતાને ઘેર આવ્યો.

અહીં સ્ત્રી તો ખડકી બંધ કરી સુઈ ગઈ હતી, એટલે પુરૂષે કમાડ ખખડાવ્યું, સાદ કરવાથી બાયડી જાગી ને રીસ કરીને બોલી:–પીટયા ! પાછો આવ્યો કે ! આવ ભાજી ખવરાવું, એટલે પુરૂષે કહ્યું કેઃ–રાંડ, રાડો પાડ મા ! ઉઘાડ ઝટ, કાંઈક તારા માટે લાવ્યો છું. એટલે સ્ત્રીએ ખુશી થઈને કમાડ ઉઘાડયું એટલે તે પુરુષે કહ્યું કે–લે ખડકી વાસીને ઝટ દીવો કર ! પછી દીવો કરી પોટકું છોડી જોયું તો જાતજાતના મોંઘા મૂલ્યના દાગીના તથા ઘણાં કિંમતી ઉમદા વસ્ત્રો તેણીએ જોયાં. આ જોઈ સ્ત્રી તો હર્ષઘેલીજ બની ગઈ અને બોલી કેઃ–હે સ્વામીનાથ ! આ બધું ક્યાંથી લાવ્યા ? બહુ સારૂં લાવ્યા હો ! હું તમારા ઉપર આજે ખુશી થઈ છું, કાલે સવારમાં લાપસી કરીને જમાડીશ અને તમારી સેવા કરીશ.

પછી વાણીએ દેહેરામાં બનેલી બધી વાત માંડીને કરી, અને છેવટે જણાવ્યું કે જોયું આ બધું બાધાનું ફળ ! તેં મારી બાધા તોડાવવા માટે કેટલો દુરાગ્રહ પકડયો હતો ? છેવટ તું હઠ લઈ ધગધગતો તાવેથો કરી ડામ દેવા આવી. તો પણ વ્રત ભંગ ન કરતા શિઘ્ર નાસી મહાદેવના દેરામાં જઈ હું સુતો, જેથી રાતમાં ફળ મળ્યું. માટે હે સ્ત્રી ! વ્રત પાળવાથી કેવો લાભ થાય છે ? આ સાંભળી સ્ત્રી બોલી કે હા સ્વામીનાથ ! તમારી ટેક ખરી, ને તેનો લાભ પણ સારો મળ્યો. વળી આવી ટેક તમે રોજ લેજો ને રોજ હુ તાવેથો લઈશ, તમે દેરામાં નાશી જજો અને રોજ આવું આવું સારૂં રૂપાળું લાવજો. ત્યારે પુરૂષ બોલ્યો કેઃ–રાંડ ! રોજ તે કાંઈ ડોશીમા દાળીઆ દેતા હશે, તે તો કોઈ દિવસ ફળે, માટે હંમેશા એકાદ પણ ઉત્તમ વ્રત લઈ તેને પ્રેમપૂર્વક પાળવું; પાળતાં આવી પડતી આફતો ને વિપત્તિઓથી ડરવું નહિ. વ્રતભંગ કરનારાઓ મહાપાપ બાંધી અધોગતિ પામે છે, ને અખંડ પાળનાર સદ્દભાગી જીવો સદ્દગતિ પામે છે, માટે કદિ વ્રત લેઈ ભાગવું નહિ. (૯૧)

---

 લોભે જીવ હિંસા કરે, લોભે જુઠ વદાય, 
લોભે ચોરી ચિંતવે, લોભે કપટ કરાય. ૪૧૮

(૯૨)

कथा मथाऽस्मिन् किल कर्मकस्य ।
धर्मक्रियायां कुरूते स मूढः ॥
मिष्टान्न पूर्णो निज हेमपात्रे ।
प्रक्षेपति धूली म संशयं तत् ॥

**અર્થ-આ લોકમાં જે ધર્મક્રિયાના સમયે કર્મની કથાઓ કરે છે, તે ખરેખરા મૂઢ સમજવા અને પોતે પોતાની મિષ્ટાન્નથી ભરેલી સુવર્ણ થાળીમાં મૂર્ખાઇ કરી હાથે કરીને ધૂળ નાખે છે; એ નિઃસંશય જાણવું. માટે ધર્મકથામાં કર્મકથા કરવીજ નહિ. ૯૨**

ભાવાર્થ—શ્રીવીરપ્રભુએ કહ્યું છે કેઃ-પ્રાયે કરી મનુષ્યોને ઉત્તમ કાર્યમાં વિઘ્ન આવી પડે છે. મનુષ્યોને માનસિક પીડાઓ એવી તો અહર્નિશ દબાવ્યા કરે છે, કે બિચારા તેનાથી કદાપિ વિમુક્ત થઈ શકેજ નહિ; એક પીડા માંડ પતી ત્યાં તો બીજી ઉભી થાય છે, એવું સંસારનું સંક્રમણ વર્તી રહેલું છે. એવી સ્થિતિમાંથી કોઈ વખતે જીવને સદ્દભાગ્યના ઉદયથી ધર્મવૃત્તિ થતાં તે ધર્મસ્થાનકમા આવીને વ્યાખ્યાનશ્રવણ, સામાયક, પોષધ- વ્રત આદિ ઉત્તમ ધર્મક્રિયામાં દાખલ થયો તો પણ તેમાં અમુક પ્રકારનાં વિઘ્નો નડ્યા વિના રહેતાજ નથી धर्मेषुविघ्नाबहुलीभवंति । અર્થાત્ ધર્મ- કાર્યમા વિઘ્નો બહુ આવે છે. કેટલાએક તો વ્રત અંગીકાર કરી વાતોના, ગપાટા મારવા મડી જાય છે, કેટલાએક તો નિદ્રામાં પડી ઝોકાં ખાધે જાય છે, એક બીજાના સાથે કેટલાએક તો નિંદા વગેરે કર્મકુથલીમા જોડાય છે, કેટલાએક તો માનસિક અઘટઘાટો ઘડ્યા કરે છે, અનેક નવી નવી તરેહવાર મોહમાયાનું ચિંતવન કર્યા કરે છે. એમ ચાર જાતની (સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા) વિકથાઓમાં પડી, મહાસદ્દભાગ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા રત્નચિંતામણી સમાન વ્રતને દુષિત કરી મેલું બનાવે છે, ને રળવાના ધંધા કરતાં ખોટના ખાડામાં ઉતરી પડે છે. ધર્મસ્થાનકમાં કરેલું પાપ વજ્રલેપ સમાન સમજવું. તે વિષે કહ્યુ છે કેઃ—

શ્લોક—अन्यस्थाने कृतं पापं । धर्मस्थाने विमुच्यते ॥
धर्मस्थाने कृत पापं । वज्रलेपो भविष्यति ॥

અર્થાત—અન્ય સ્થાને બંધાયલાં પાપ ધર્મસ્થાનકોમાં આવી નિર્મલ વૃત્તિથી સદ્દભાવપૂર્વક ધર્મધ્યાન ક્રિયા અનુષ્ઠાન કરવાથી મનુષ્ય પાપથી મુક્ત

થાય છે, પણ ધર્મસ્થાનકમાં આવી ધર્મક્રિયાના વખતમાં જે મન, વચન ને કાયાથી પાપો બાંધે છે, નકામી કર્મકુથલી કરે છે તે તો વજ્રલેપ થઇ જતાં હોવાથી છુટવાં ઘણાં મુશ્કેલ છે. તે વિષે કહ્યું છે કેઃ—મનહર છંદ

સામાયક કરી પણ, સમતા ન ધરી જરી,
વાતોના ગપાટાથી, વીતાવી હોય ઘડીઓ;
ગુમાવ્યો વખત વૃથા, કરીને કરમકથા,
ચાર વિકથાનો દોષ, દીલમાં ન ધરીઓ.
આવ્યો કર્મ છોડવાને, શુભ મતિ જોડવાને,
ઉલટો બંધાઇ પાપપુંજમાંહિ પડીઓ;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ!
એવી સામાયક કરી, કોણ ભવ તરીઓ.

આવા પ્રકારનાં રૂડા વ્રતોમાં વિવિધ કર્મ કુથલીઓ કરવાથી તો વ્રત દોષિત બને છે, ને લાભને બદલે ગેરલાભ વધી જાય છે, પછી વ્રતનો મૂળ લાભ આપણને પ્રાપ્ત થતો નથી. રૂડા વ્રતો અંગીકાર કરી વિકથા કરનાર જેવો મૂઢ અને મૂર્ખ–શિરોમણી બીજો કોઇ ન સમજવો. ખરેખર તે મૂઢાત્મા મિષ્ટાન્ન ભોજનથી ભરેલા સોનાના થાળમાં હાથે કરીને ધુળજ નાખે છે, તેથી તે ધુળવાળું ભોજન જમવામાં લહેજત આવતી નથી, અને છેવટે તે રૂડું ભોજન નાહક નાખી દેવુ પડે છે; તેમ ધર્મસ્થાનકોમાં આવી, વ્રતો લઈ કર્મકથા કરવાથી તો લાભ માત્ર નાશ પામે છે. માટે ઉત્તમ પુરૂષે ધર્મધ્યાન કરવાના સમયે નિર્મળ વૃત્તિ રાખી દરેક પ્રાણીનું શુભ ચિંતવન કરવું. ચાર જાતની કર્મકથાઓ ન કરતાં ચાર જાતની ધર્મકથાઓ કરવી, કે જેથી આત્મા ઉજ્જવળ થાય, ને કર્મમેલ નાશ પામે. તે ચાર ધર્મકથા વિષે કહે છે કેઃ—મનહર છંદ.

અખેવણી નીખેવણી સંવેગણી નિર્વેગણી,
અઘહર એ ચતુર ધર્મકથા કરવી;
નારીકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા,
એ ચતુર કરમકથાને પરહરવી.
ભાવ ધરી ભાવવી હંમેશ શુભ ભાવનાઓ,
સંસારઅટવી મોટી, હોય ન જો ફરવી;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ!
મન વાણી કાયાથી, ન ક્રૂરતા આચરવી.

અર્થાત્—ધર્માનુરાગીએ એવી ચાર ધર્મકથા કરી કાયા નિર્મળ કરવી, તેમા આક્ષેપીની કથા-ધર્મવૃત્તિ ભણી વિશેષ મન આકર્ષાય તેવી કથા કરવી, નિક્ષેપીની એટલે સંસારની-મોહમાયાની આસક્તિમાંથી ધીમેધીમે મનને વિચ્છેદ-છુટું પાડે, એવી કથાવાર્તા કરવી. સંવેગણી કથા એટલે વૈરાગ્ય ઉત્પન્ન કરાવે, યથાશક્તિ ત્યાગવૃત્તિની બુદ્ધિ થાય તેવી કથા કરવી. અને ચોથી નિર્વેગણી કથા એટલે સંસાર ઉપર ગ્લાનિ ભાવ-ખેદ ઉત્પન્ન કરાવે, સંસારમા રહ્યા છતાયે જળકમળવત્ નિર્લેપ રાખે-એવી કથા કરવી પણ બીજી સ્ત્રી આદિકની મલીન કથાઓ કરવાથી તો ઉલટું પાપકર્મજ બંધાય છે. વહેવારીક રીતે વિચાર કરીએ, તો આખો દિવસ અને રાત ઉપાધિથીજ ભરેલ છે, તેમાથી માડમાંડ નવરા થઈ સુભાગ્યે ધર્મસ્થાનકની ભેટ લેવાનો જુજ વખત મળ્યો, તો પછી તે અમૂલ્ય વખતને ગેરલાભમા શા માટે ઉતારવો જોઇએ ? રત્નદ્વીપમાં રત્ન લેવા માટે ગયેલો મનુષ્ય પ્રમાદમાં પડી રત્ન ન લેતા, મોજશોખમાં ને લહેર કરવામાં પડી જાય અથવા નિદ્રાધિન થઈ જાય, તેમાં ખોટ કોને જવાની ? તેને પોતાનેજ. પછી એ હાથ આવેલો અમૂલ્ય અવસર ચુકી જવાથી પાછળ પુરેપુરો પસ્તાવોજ થવાનો. કારણકે હમેશા સર્વ કોઈ મનુષ્ય સુખનેજ ઇચ્છે છે, કોઇ દુઃખને મનથી ચાહતું નથી મારા વેપારમા ખોટ જજો, મને દુઃખ મળજો, તાવ આવજો, અશાંતિ ને ઉદ્વેગ થજો-વગેરે અનિષ્ટ કાર્યોને અને દુઃખ સંતાપને કોઈ સ્વપ્ને પણ ઇચ્છતુ નથીઃ પણ કર્મોદયથી દુઃખ પ્રાપ્ત થાય તો તે અનિચ્છાથી ભોગવવા પડે છે. તેમ પોતાની અમૂલ્ય ધર્મક્રિયામા કોઇ ખોટને ઇચ્છતું નથી, પણ ખોટમાં ઉતારનાર પ્રમાદને આદરમાન આપે, તો લાભ હાંસલ થવાને બદલે ખોટજ મળવાની. કારણકે પ્રમાદ એ આત્માનો કટ્ટો દુશ્મન છે, ઘરમાં રહીને ઘર ખોદે છે, અનંત કાળથી આત્માનું એ પ્રમાદજ અહિત કરે છે. સૂર્ય તેજોમય સ્વય પ્રકાશીત આત્માને ઘેરી તે અધારૂ ઘોર કરનાર છે. શ્રીમહાવીર ભગવાને પાંચ પ્રકારના પ્રમાદ વિષે કહ્યું છે કેઃ—ગાથા.

मद् विषय कसाया । निद्दा विकहा पंच मा भणीया ॥
ए ए पंच पमाया । जीवा पाडंति संसारे ॥ १ ॥

અર્થાત્—આઠ જાતિના મદ, સોળ જાતના વિષય, પચીસ પ્રકારના કષાય, નિંદા અને ચાર વિકથા તથા પાચ પ્રમાદ તે શ્રીસર્વજ્ઞ પ્રભુએ કહ્યા છે; તે

પાંચે જીવને સંસારમાં પટકી પાડે છે ને પરિભ્રમણ કરાવે છે. તે પાંચ અતુલબળી મહારાક્ષસ તુલ્ય છે, તે જેને વળગે છે તેને મહાદુઃખ આપે છે. ઘણું કરી પ્રમાદ ધર્મક્રિયાના અવસરમાંજ વિશેષ આવે છે ને ફાવે છે. નિદ્રા સંસારનાં કામ કરતાં ભાગ્યેજ આવશે. દુકાને બેઠા હોય ત્યારે પ્રમાદ રહિત એટલે આળસ કર્યા વિના વેપાર કરે છે, અને તે વખતે ઘરાગની ધમાલથી રળવાની ધુનમાં નિદ્રા આવતી નથી. પણ ધર્મક્રિયામા હોય અથવા ધર્મકથા-સાંભળતો હોય કે તુરતજ નિદ્રાદેવી આવીને ખડી થાય છે. આળસ આવે એટલે ઓઠીંગણ વિના ચાલેજ નહિ, અને ઓઠીંગણ દીધું એટલે નિદ્રા પ્રવેશ કરે. પછી ધર્મકથા કહેનાર મહાત્મા બોધ દીધા કરે અને ભાઈ નિરાંતે ઉંઘે, પછી તો ધર્મકથા તેને માટે બાળકના હાલરડારૂપ થઈ પડે નાના બાળકને ઉંઘાડવા માટે માતા જેમ હાલરડાં ગાય છે, તેના મીઠા હલકથી બાળક ઉંઘી જાય છે, તેમ મહાત્મા ધર્મકથા કહે જાય છે, અને બાળજીવ શ્રોતા નિરાંતે ઉંઘે છે! તે કથા પુરી થયે ભાઈ ઘેર જાય છે, કહો પછી તેમાં કેવી મઝા આવે? ! નીચેની વાતમાં કહ્યા જેવી !

( એક ભટ અને પટેલનું દ્રષ્ટાંત )

એક વખત કોઈ ભટ્ટમહારાજ કથા વાંચતા હતા, તે સાંભળવા ઘણા લોકો એકઠા મળ્યા હતા, તેમાં એક પટેલ પણ છેલ્લા આવી બેઠા હતા. કથા શરૂ થતાંજ પટેલ તો ઝોકાં ખાવા મંડી પડ્યા, તેવામાં ફરતો ફરતો કોઈએક કુતરો ત્યાં આવ્યો. તે નિદ્રાવશ થયેલા પેલા પટેલનું મુખ ખુલ્લું હતું તેમાં પોતાના જાતિસ્વભાવ પ્રમાણે મુતર્યો; પટેલ પૂર્ણ નિદ્રામાં હતા, તેથી તેનું તેને પૂર્ણ ભાન ન રહ્યું. પણ મોઢામાં તેને કાંઈક ખારાશ જેવું લાગ્યું, કથા પુરી થઈ એટલે સૌ ચાલતા થયા, પટેલ પણ આંખ્યો ચોળતા ચાલ્યા. ત્યારે રસ્તામાં તેને કોઈએ પુછ્યું, કે પટેલ ! આજનો હરિકથાનો રસ કેવો મઝાનો લાગ્યો? ત્યારે પટેલે કહ્યું કે, આજનો હરિકથાનો રસ તો ખારો નિકળ્યો; પણ મુરખાને એટલી ખબર ન પડી, કે હુ ઉંઘમા પડ્યો હતો અને મોઢામાં કુતરો મુતરી ગયો—મોઢું ખારૂં થયુ; તેનેજ કથારસ સમજી—માની બેઠો. વાતનો સાર એ છેકે ઉત્તમ કાર્યમા જોડાય છતાં પ્રમાદને વશ થવાથી વિપરીત પરિણામ આવે છે, માટે ધર્મકાર્યમાં સદા જાગ્રત રહેવુ. સાવચેતીથી વર્તવું, પ્રમાદરૂપી રાક્ષસને પેસવા દેવો નહિ, વિકથારૂપ કાળી સાપણીઓ ડંખ ન મારે તેથી ચેતતા રહેવુ, કષાય, અશુભ ધ્યાન, અશુભ

જોગ વગેરે દુર્ગુણો અટકાવવા પ્રયત્ન કરવો અને પ્રેમપૂર્વક લીધેલા પવિત્ર વ્રતને સાવધાનીથી પાર પાડવું, તેજ મહાલાભનો હેતુ છે. ધર્મક્રિયાઓનાં વ્રત સર્વ પવિત્ર છે, મહા અમૂલ્ય લાભ દાતાર છે. મહાભાગ્યના ઉદયે જ મનુષ્ય તે પ્રાપ્ત કરી શકે છે. શ્રીપન્નવણાજીસૂત્રના પંદરમા પદની ટીકામાં શ્રીવીરવર્ધમાનપ્રભુએ તેના વર્ણવેલા મહાન લાભો અત્રે પ્રસંગોપાત નીચે લખીએ છીએ.

મગધદેશમાં રાજગ્રહી નગરીને વિષે ગુણશીલા નામે વન છે. તે નગરમાં શ્રેણિકનામે રાજા રાજ્ય કરતો હતો, એક વખતે તે ગુણશીલાવનમાં ચોવીસમા તીર્થંકર શ્રીવર્ધમાનપ્રભુ પોતાના અગ્રિમ શિષ્ય ગૌતમાદિક સર્વ સાધુ પરિવાર સહિત ત્યાં પધાર્યા. તે પ્રભુના વંદનાર્થે શ્રેણિકરાજા, ચેલણારાણી, અભયકુમાર વગેરે કૌટુંબિકજનો સાથે ત્યાં આવ્યા, વિધિપૂર્વક વાંદી નમસ્કાર કરી યથા-યોગ્ય સ્થાને બેઠા. તે વખતે શ્રીગૌતમસ્વામીએ શ્રીવીરપ્રભુને સવિનય વાંદીને પૂછ્યું કે કૃપાળુ ગુરૂ ! બાર પ્રશ્નો પુછવાની ઇચ્છા છે, આજ્ઞા હોય તો પૂછું. પ્રભુએ કહ્યું કે સુખે પુછો. ત્યારે ગૌતમસ્વામીએ પૂછ્યું કે હે પ્રભો ! સો વરસના યુગ કેટલા, સંવત્સર કેટલા ? અયન કેટલા ? ઋતુ કેટલી ? માસ કેટલા ? અઠવાડીઆં કેટલાં ? પક્ષ કેટલા ? દિન કેટલા ? પહોર કેટલા ? મુહુરત કેટલી, ઘડી કેટલી, શ્વાસોશ્વાસ કેટલા, તથા તેમાં ધર્મધ્યાન કરવાથી કેટલો લાભ થાય ? તે કૃપા કરી કહો. ત્યારે શ્રી વીરપ્રભુએ કહ્યું:–અહો ગૌતમ ! ભલું પૂછ્યું, અન્ય ભાવિકને પણ તમારા પ્રશ્નો અતિ લાભકારી છે. હવે તેના ઉત્તર ક્રમવાર સાંભળો ! સો વરસના યુગ વીસ થાય, સંવત્સર સો, અયન બસે, ઋતુ છસેં, માસ બારસેં, પક્ષ ચોવીસસેં, આઠવાડીઆં અડતા-ળીસસેહ, દિન છત્રીસહજાર પહોર બે લાખ ને અઠાવીસ હજાર, મુહુરત દશ લાખ ને એંસીહજાર, ઘડીઓ એકવીસલાખ સાઠહજાર, અને શ્વાસોશ્વાસ ચારસે સાતકરોડ અડતાળીસ લાખ ચાળીસહજાર થાય; ઉપર પ્રમાણે એ બારેના ઉત્તર કહ્યા તે જાણવા.

હવે સો વર્ષની હકીકત કહી તેમાંથી એક જ દિવસ સમકીત ને જ્ઞાનસહિત પોષો કરે અને રાગદ્વેષ ધરે નહિ, ક્ષમાદયાથી પોષો કરે, તેને કેટલો લાભ થાય તે કહે છે. હે ગૌતમ, સતાવીસસેંહ સિતોતેર કરોડ, સીતેર-લાખ, સિતોતેરહજાર સાતસેં ને સીતેર પલ્યોપમ ને એક પલ્યોપમના નવ ભાગ કરીએ તે માંહેલા આઠ ભાગ ઝાઝેરા શુભ દેવતાનું આયુષ્ય બાંધે છે.

વળી સો વરસમાં શુદ્ધ સમકીત સહિત ભાવનાપૂર્વક એક પહોરનો સંવર કરે, તો કેટલો લાભ થાય ? ઉત્તરમા ત્રણસે છેંતાળીસ કરોડ, બાવીસલાખ, બાવીશહજાર બસેંબાવીશ પલ્યોપમ ને એક પલ્યોપમના સાત ભાગ ઝાઝેરૂં શુભ દેવનું આયુષ્ય બાંધે છે. વળી સો વરસમાં તેવા જ શુભ ભાવથી એક મુહુર્ત સામાયક વ્રત કરે, તો કેટલો લાભ થાય ? ઉત્તરમાં બાણું કરોડ, ઓગણસાઠ લાખ, પચીશ હજાર નવસે ને પચીશ પલ્યોપમ ને તે ઉપર એક પલ્યના સાતીયા ત્રણ ભાગ ઝાઝેરૂં શુભ દેવનું આયુષ્ય બાંધે. વળી સો વરસમાં એક ઘડીનો સંવર કરે, તો કેટલો લાભ થાય ? ઉત્તરમાં છેંતાળીશ કરોડ, ઓગણત્રીસ લાખ, બાસઠ હજાર નવસેં ને સડસઠ પલ્યોપમ ને એક પલ્યના છ ભાગીઆ ચાર ભાગ એટલું શુભ દેવનું આયુષ્ય બાંધે. તથા સો વરસમાં એક નવકારવાળી તપ કરે, તો કેટલો લાભ થાય ? ઉત્તરમા ઓગણીસ લાખ, ત્રેસઠહજાર, બસેંબાસઠ પલ્યોપમ અને એક પલ્યનો ચોથો ભાગ શુભ દેવનું આયુષ્ય બાંધે. વળી સો વરસમાં શુભભાવે એક અનુપૂર્વી ગણે, તો કેટલો લાભ થાય ? ઉત્તરમા બાસઠ સાગરોપમના નારકીનાં કર્મ ખપાવે અને ઉત્કૃષ્ટ રસ આવે, તો પાંચસે સાગરના નારકીનાં કર્મ ખપાવે. તથા તેવે જ શુભભાવે એક ઉણોદરી તપ કરે, તો કેટલો લાભ થાય ? ઉત્તરમાં સો વરસનાં નરકનાં કર્મ ખપાવે, ને શુભ દેવનું આયુષ્ય બાંધે, તથા તેજ ભાવે એક આઠમ કરે, તો એક કરોડ વરસનાં નારકીનાં કર્મ ખપાવે, અને શુભ દેવનું આયુષ્ય બાંધે તથા શુભભાવે એક ચોલુ કરે, તો કોડાકોડી વરસનાં નારકીનાં કર્મ ખપાવે, ને શુભદેવનું આયુષ્ય બાંધે. એવા બાર પ્રશ્નોત્તર થયા. વળી શ્વાસોશ્વાસની ગણત્રી કહે છે:—એક ઘડીના શ્વાસોશ્વાસ એક હજાર આઠસેં સાડી છેંતાળીસ થાય; બે ઘડીના ત્રણ હજાર સાતસે ને તોતેર થાય, પહોરના પંદરહજાર અને બાણું થાય, એક અહોરાત્રીના એકલાખ તેરહજાર ને નેવું થાય, પંદર અહોરાત્રીના સોળ લાખ સત્તાણુંહજાર આઠસેં પચાસ થાય, એક માસના તેત્રીસલાખ પંચાણુહજાર સાતસેં થાય, નવ માસના ત્રણ કરોડ ચઉદલાખ દશ હજાર બસેંપચીશ થાય, એક વરસના ચાર કરોડ સાત લાખ અડતાળીશહજાર બસેં થાય, સો વરસના ચારસેં સાતકરોડ, અડતાળીસ લાખ ચાળીશહજાર થાય. તેમાંથી જેટલા શ્વાસોશ્વાસ ઉત્તમ ભાવનામાં જાય અને ધર્મક્રિયા નિર્મળ બને, તેટલો મહાલાભ થાય, માટે વ્રતોમાં શુભ વિચારો રાખવા. આ પ્રમાણે શ્રીવીરપ્રભુના ઉત્તરો સાંભળી ગૌતમસ્વામી ને શ્રેણિકરાજા વગેરે સર્વ શ્રોતામંડળ પુર્ણ પ્રમોદ પામી પગે લાગ્યા અને વ્રતોમાં શુભ

ભાવના માટે મન વિશેષ દૃઢ કરી પોતપોતાના સ્થાનકે ગયા.

માટે ઉત્તમ એવી ધર્મક્રિયામાં પ્રવેશ કરી સદૈવ જાગ્રત રહેવું, વહેવારમા પણ ગફલતમાં રહેનારા ગાફલને પાછળથી પસ્તાવું પડે છે અને લોકમાં પણ કહેવાય છે કે "સુતેકી ભેંસ તો પાડો જનેગી" અર્થાત્ સુતેલાની ભેંસને પાડો જ આવે." તે ઉપર એક દૃષ્ટાંત કહે છે:—

## (૧૨૧) જાગતાની પાડી, ને ઉંઘતાનો પાડો ! તે વિષે વાત.

એક વખત બે ગામડીઆ લોકો પોતાની સગર્ભા બે ભેંસો લઇને કોઇ ગામ જતા હતા, તે બેમાં એક બહુ ભોળો અને બીજો મહા નટખટ પ્રપંચી હતો. રસ્તે જતાં મધ્યાહ્નકાળ થતાં એક મોટા ઝાડતળે બે જણા વીસામો લેવા બેઠા. થોડીવારે પેલો ભોળો માણસ ઉંઘ આવવાથી ઉંઘી ગયો સુતા પહેલાં પેલાએ મિત્રને કહ્યુ, કે આપણી ભેંસને પૂર્ણ માસ ચાલે છે, માટે તું જાગતો રહેજે અને મારી ભેંસને પાડી આવે, તો સાચવીને ધવરાવજે-એમ કહી તે તો ઉંઘી ગયો. ત્યાર પછી બને ભેંસોને સાથે જ પ્રસવ થયો, જોયુ તો પેલા ખટપટીની ભેંસને પાડો આવ્યો અને ઉંઘેલા ભોળીયાની ભેસને પાડી આવી હતી, જેથી પેલા ખટપટીએ અદલાબદલી કરી નાંખી. એટલે પોતાની ભેસને પાડી વળગાડી દીધી, ને પાડો ભોળીયાની ભેંસને વળગાડી દીધો. ને પછી પોતાના મિત્રને જણાવ્યુ કે ઉઠ ! ભેંસને પ્રસવ થયો. એટલે તુરત તે જાગૃત થઇ પૂછયુ કે:-મારી ભેંસને શું આવ્યુ ભલા ? ત્યારે પેલાએ કહ્યું કે, પાડો આવ્યો ને મારી ભેંસને પાડી આવી. ત્યારે પેલા ભોળાએ કહ્યું કે એમ કેમ થયુ ? ત્યારે પેલાએ કપટથી કહ્યું કે.-તુ સુતો હતો, તેથી તારી ભેંસને પાડો આવ્યો કારણ કે કહ્યું છે કે:-**સુતેકી ભેંસ તો પાડો જનેગી** અર્થાત સુતેલાની ભેસને પાડોજ આવે ! તે સાંભળી પેલો ભોળો પસ્તાયો, કે અરેરે ! જો હુ ન સુતો હોત તો ઘણુ સારૂં થાત, પછી પસ્તાવો કર્યો શા કામનો ? ભોળીયો ઉંઘી ગયાથી ઠગાયો ! પછી ભેસો લઇ બન્ને પોતપોતાના સ્થાનકે ગયા. મતલબમાં એટલું જ કે હમેશાં ધર્મક્રિયામાં સાવધાન રહેવું, અન્ય પ્રવૃત્તિઓનો પરિહાર કરી ચિત્તની એકાગ્રતા રાખવી, કે જેથી પોતાને અમૂલ્ય લાભ મળે, અને આપણો આત્મા ઉત્તમ વ્રત પાળવાથી પવિત્ર બની ઉચ્ચગામી થાય.

એટલું તો ખરૂં જ છે કે ધર્મ તો સત્યમાં જ સમાયેલો છે અને સત્યવંતને કષ્ટ પડે છે, પણ આખરે તો સત્યમેવ જયતુ અર્થાત આખરે

સત્ય જ તરે છે ને સત્યથી જ સુખ થાય છે તે ચોક્કસ જાણવું. તે ઉપર એક દૃષ્ટાંતઃ-(સંવત ૧૮૫૮ માં આ ખરી બનેલી સાચી જ વાત છે.

## (૧૨૨) ગીરધર ગોપાળ અને મોતીચંદની કથા.

ભરતખંડના માળવા દેશના બુંદીકોટા શહેરમાં ગીરધર અને ગોપાળ એ નામના બે ભાઈઓ વસતા હતા. તેમાં ગોપાળ મોટો હતો. તેઓ જ્ઞાતે દશાશ્રીમાળી શ્રાવક વાણીઆ હતા. તેઓની તરફથી "ગીરધર ગોપાળ" ના નામની મોટી નામાંકિત દુકાન ચાલતી હતી. એક વખત અમદાવાદ શહેરથી જેઠાભાઈ નાગજી નામના કોઈ ગૃહસ્થે રૂા. ૩૦૦) રોકડા સિક્કાઈ એક કોથળીમાં ભરી કાગળ સાથે કોઈ કાસિદને આપવા સારૂ ત્યાં મોકલ્યો. કાસિદ ચાલતો ચાલતો કેટલાક દિવસે બુંદીકોટે આવી પહોંચ્યો અને પાછલો ચાર ઘડી દહાડો રહ્યો તે વખતે ગીરધર ગોપાળની દુકાને આવીને ગીરધરના હાથમાં કાગળ અને કોથળી આપ્યાં. ગીરધર અન્નચોર (કંજુસ) હતો તેથી તેણે જાણ્યું કે જો અસુર થશે તો કાસિદને વાળુ કરાવવું પડશે તેથી તેને પહોંચનો કાગળ લખી આપ્યો પણ "ઉતાવળા સો બાવરા અને ધીરા સો ગંભીર" એ કહેવત પ્રમાણે ઉતાવળમાં પેલી રૂપીઆની કોથળી મુકવી ચુકી ગયો અને પટારા ઉપર પડી રહી. તે કાસિદે ધ્યાનમાં રાખી. કાસીદ કહે શેઠજી ! હવે અસુર થયું છે, માટે આજની રાત અહીં પડી રહી સવારમાં વહેલો ઉઠી ચાલતો થઈશ. ગીરધર કહેઃ જેમ તમારી મરજી. એમ કહી દુકાન અટકાવી તાળુ વાસી વાળુ કરવા ગીરધર ઘેર ગયો પણ કાસિદને ખાવાનું કહ્યું નહિ, તેથી બિચારો ચવાણુ ખાઈને સામી દુકાને પડી રહ્યો. કહ્યું છે કે—

દોહરો—ખાય ન ખરચે સૂમ ધન, ચોર બધું લઈ જાય;
મધ લેતાં જેમ વાઘરી, મધમાખી પસ્તાય.

શ્લોક—न देवाय न विप्राय । न बंधुभ्यो न चात्मने ॥
कृपणस्य धनं यांति । वह्नि तस्कर पार्थिवैः ॥

અર્થઃ—કૃપણનું ધન દેવ, વિપ્ર કે કોઈ સગાના કામમાં અથવા પોતાના કામમાં આવે નહિ; પણ તે અગ્નિ, ચોર કે રાજાના હાથમાં જાય છે. ગીરધરે ઘેર જઈને રૂપીઆ આવ્યાની વાત ગોપાળને કહી અને બંને ભાઈઓએ વાળુ

પાણી કર્યો. આ વખતે મોતીચંદ કરીને એક વાણીઓ, જેણે કેટલોએક લીધેલો નેરતીનો સામાન ગીરધરની દુકાનમાં મુકેલો તે દુકાન અટકાવેલી હોવાથી લેવા સારૂ ઘેર આવ્યો. આ મોતીચંદ ઝુંદીકોટાથી ચાર ગાઉ ઉપર એક નાનું નરોડા કરીને ગામડું હતું ત્યાંનો હતો. તે ઘણી નિર્ધનાવસ્થાનો હતો અને તેલ, મીઠું, મરચું, વગેરે વેચી મહા મુશીબતે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેની સ્ત્રીનું નામ ઝવેરીબાઇ હતું. તે ખરેખરી પતિવ્રતા હતી. આ બંને સ્ત્રીપુરૂષ નિર્ધન પણ સત્યવાદી, સહનશીલ અને સાફ નૈયતનાં હતાં. તેમને તેર વરસની એક દીકરી અને દસ વરસનો એક દીકરો એમ બે સંતાન હતાં. તે બંને કુંવારાં હતા. ઘરમાં ખાધા પીધાની ઘણી આપદા પડતી હોવા છતાં કન્યાવિક્રયનો પૈસો તે ઇચ્છતાં નહોતાં. શાસ્ત્રમાં કહ્યુ છે કેઃ—

श्लोक—कन्यावित्तं गृहे यावौ नरके निवसे चिरम् ॥
तदुत्पन्न फलं भूक्त्वा । पुनश्चांडालतां व्रजेत् ॥

અર્થ—દીકરીનો પૈસો ઉપજાવનાર ઘણા કાળ સુધી નર્કમાં પડે છે, અને ત્યાં મહા પીડા ભોગવ્યા પછી ચંડાળને ઘેર જન્મ ધારણ કરે છે. મોતીચંદ, ઝુંદીકોટાથી હરવખત બેચાર રૂપીઆનો સરસામાન લેઇ જાય, તે વેચી રહે એટલે ફરીથી લેવા આવે. એ પ્રમાણે એક માસમાં પાચ સાત વખત લેવા સારૂ આવે, અને પોતાનો સરસામાન ગિરધર ગોપાળની દુકાનમાં લાવી ભેગો કરે, હમેશના રિવાજ પ્રમાણે આ વખતે પણ મોતીચંદે પોતાનો સામાન ગિરધરની દુકાને મૂકેલો તે લેવા સારૂ દુકાન અટકાવેલી હોવાથી ગિરધરને તેડવા સારૂ તેને ઘેર આવ્યો હતો. ગિરધરે મોતીચંદને બહુ આગ્રહ કરીને વાળુ કરાવ્યુ. અને અસુર થવાથી ઘેર જવાની ના પાડી, પોતાની દુકાનની કુંચી આપી તેને એકલો દુકાને સુઈ રહેવા મોકલ્યો. મોતીચંદ દુકાનનું તાળું ઉઘાડી અંદર સુઇ રહ્યો, પણ વ્હેલા ઉઠી ઘેર જવાના ઉચાટમાં અંદરની સાકળ વાસવી ભૂલી ગયો. અને થાકયો પાકયો ઉંઘી ગયો. આ સર્વે બનાવ પેલો કોથળી લાવનાર કાસિદ સામી દુકાને પડયો પડયો જોયા કરતો હતો. કહેવત છે કે "નાણું દેખી મુનિવર ચળે" કાસિદની નૈયત (દાનત) પ્રથમથી જ બગડેલી હતી, કારણકે તે જાણતો હતો કે કોથળી પટારા ઉપર પડી રહી છે તેથી તે ત્યાંથી ઉઠાવી લેવાનો લાગ તાકી બેઠો હતો, તેને તો "જોઇતું હતું અને વૈદે કહ્યું." એ કહેવત પ્રમાણે થયુ. મોતીચંદ દુકાનની સાંકળ વાસવી ભૂલી ગયો. તેથી તેને કોથળી ઉઠાવી લેવાનો પૂરો

લાગ મળ્યો. રાતના બાર ઉપર એક વાગ્યે સર્વે લોક નિદ્રાવશ થઈ ગયા એટલે તે હળવે હળવે ગિરધરની દુકાન ઉપર ચઢ્યો. અને જાળવીને બારણુ ઉઘાડી અંદર પેસી પેલી રૂપીઆની કોથળી લઈ ઝટ પાછો વળ્યો. કાસિદ જે દુકાન પર સૂતો હતો, તે દુકાનનો માલિક હીરાચંદ કરીને હતો. તે ગામડેથી ઉઘરાણી કરીને ઘણે દિવસે ઘેર આવેલો તેથી ઘણા દિવસનું ચઢી ગએલું નામું દુકાનની અંદર બેસી આ વખતે ચૂપકીથી ઉતારતો હતો. તેની કાસિદને ખબર નહોતી. ગિરધરની દુકાનનું બારણું ખખડયું સાંભળી હિરાચંદ હળવે રહીને દુકાન ઉઘાડી બહાર નીકળ્યો, અને જુએ છે તો કાસિદને ચૌટાની અંદર ઝડપથી જતો દીઠો. ચતુર વાણીયો ચેતી ગયો અને તેની વાંસે વાંસે તે, દેખે નહી તેવી રીતે ચાલતો થયો. કાસિદે કોથળી ઉકરડામાં જઈને દાટી તે હિરાચંદે સરતમાં રાખી–કાસિદ કોથળી દાટી પાછો વળ્યો એટલે હિરાચંદ તે કાઢી લઈને બીજે ટુંકે રસ્તે થઈને કાસિદની, પહેલાં આવીને દુકાનમાં સૂઈ રહ્યો, પણ કાસીદને તો "ચોરમાં મોર પડયા" જેવુ થયુ. કહેવત છે કે ચોરનો માલ ચંડાળે જાય અને પાપી હાથ ઘસતો જાય" ઘણા હર્ષમાં તે નાણુ લેઈને તાકીદથી ઘેર જવાના ઉચાટમાં નિદ્રાદેવી કાસિદથી રીસાઈ બેઠાં, પાછલી છ ઘડી રાત રહી એટલે તેણે ઉઠીને ઉકરડામાં જઈને દાટેલા ઠેકાણે જોયું. પણ કોથળી હાથ આવી નહિ તેથી સરત ભૂલી ગયો હઈશ એમ ધારી આખાં ઉકરડામાં ભુંડની માફક ખંખેરવા માંડયું. પણ કોથળી જડી નહિ. આથી તેના હોસ–કોસ ઉડી ગયા, તે નિરાશ થઈ ગયો અને પોતાનું પદરનું નાણું ખોયાં કરતાં પણ વધારે ફિકરમંદ થયો. કહ્યુ છે કેઃ—

દોહરો—ધન મેળવતાં દુઃખ છે, સાચવતાં પણ દુઃખ;
જો આવેલું જાય તો, જાય સમૂળું સુખ. ૧

કાસિદનો ઉદ્યમ નિષ્ફળ ગયો અને મોંમાં આવેલો કોળિયો ગયો તેથી તે ત્યાં નો ત્યાં સ્તબ્ધ બની ગયો, પછી શુદ્ધિ આવી એટલે વિચાર્યું કે હવે અહીં ખોટી થવામા સારૂં નથી, કારણકે વાંસે પગેરૂં આવે તો ઉલટી બલા થઈ પડે એમ ધારી ત્યાંથી રસ્તે પડયો. હવે મળસકામા પેલો મોતીચંદ ઉઠયો. તેને બિચારાને કોથળી સંબંધી કાંઇ ખબર નથી. વસાણાનો કોથળો બહાર કાઢી દુકાન બંધ કરી તાળુ વાસી, કોથળો ખભે લઇ ગિરધરને ઘેર જઇ કુંચી આપી પોતાના ગામ તરફ વળ્યો. સૂર્યોદય થયો. એટલે ગિરધર અને ગોપાળ બને ભાઇઓ દુકાને આવ્યા, એવામાં રૂપીઆ લેવા સારૂં

કોઇ માણસ આવ્યું એટલે ગોપાળે ગિરધરને કહ્યુ કે આને પેલી કોથળીમાંથી રૂપીઆ ગણી આપ. ગિરધરને "કોથળી!" એ શબ્દ સાભળતાજ એકદમ ફાળ પડી અને વિચારમાં ને વિચારમા દિગ્મૂઢ થઈ ગયો, કેટલીકવારે તેને યાદ આવ્યું કે મેં કોથળી પટારામા મૂકી નથી. માટે નક્કી પેલો ભૂખડું મોતીચંદ લેઈ ગયો. પાપી મારૂં અન્ન ખાઇને ભુંડું કરી ગયો. ગિરધરને રૂપીઆ આપતા ઢીલ થઈ, એટલે ગોપાળે કહ્યુકે અલ્યા ગિરધરીઆ, કુટેક હૈયાના, કોથળી ગોતે છે તે કોથળી ક્યાં મૂકી? ગિરધર કહે–સરત ચુકથી પટારામાં મૂકવી રહી ગઈ હતી. માટે નક્કી પેલો મોતીચંદ લેઈ ગયો, આ વાત સાભળી ગોપાળ બહુ ધમધમ્યો, અને ક્રોધાયમાન થઇ લાલ નેત્ર કરી દાત પીસી બે હાથ લાંબા કરી ગિરધરના ગાલમા ગોદા મારતો મારતો કહેવા લાગ્યો કે આવા હરામીને દુકાનમા સુવાડે છે તેથી તે લેઈ ગયો. આજ તો ત્રણસે રૂપીઆની કોથળી ગઈ પણ કોઇક વખત કોઇક તારો બાપ આખો પટારો ઉપાડી જશે! તું કુળમા એક કપુત જાગ્યો છે. તે આવા ન કરવાનાં કામ કરે છે! પણ જો આજ ને આજ રૂપીઆ ત્યાથી નહિ લાવે તો મારે ને તારે તડાતાંદળા થવાના, એટલુંજ નહિ પણ એ રૂપીઆ તારે નામે લખવાના છે માટે તું તારૂં સૂઝતું કરજે. આ બૂમાટા સાભળી પાડોશી દુકાનદારો દોડી આવ્યા. અને પૂછવા લાગ્યા શું છે. ગોપાળશેઠ! આટલા બધા ગિરધર શેઠને કેમ ખીજો છો? ગોપાળ કહે, આ અકર્મીએ પેલા નરોડાવાળા મોતીઆને કાલ રાતે એકલો દુકાનમા સુવાર્યો હતો! તે હરામી રૂપીઆ ત્રણસેની કોથળી ઉઠાવી ગયો, અમારે તો આ ગિરધરીઓ મૂળે લાગ્યો છે, તે આવા ચોટ્ટાઓને દુકાનમાં લાવી સુવાડે છે. બીજાઓ કહે, હશે જે બની તે ખરી પણ હવે વઢવુ મૂકી તેની તપાસ (તજવીજ) કરો. પેલો મશ્કરો હિરાચંદ આ તકરાર સાંભળી મનમા હસે છે, પણ કાંઇ બોલતો નથી. તેની દાનત સાફ છે. પણ રૂપીઆ મોતીચંદ પાસેથી શી રીતે લે છે તે જોવા ઇચ્છે છે. પછી ગિરધર, દરબારમાંથી બે સિપાઇઓ લેઈ ઘોડે બેસી એક વાણોતરને સાથે લઈ મોતીચંદને ગાળો ભાંડતો, પોતાના જોરનો ઓરતોર જણાવતો, અને સિપાઇઓને અગાડી દોડાવતો, નરોડે જવા નીકળ્યો. મોતીચંદ ગિરધરને વેગળેથી આવતો દેખી બહુ હર્ષ પામ્યો અને મનમાં વિચારવા લાગ્યો, કે શેઠ કોઈક ઠેકાણે જતા હશે, તેથી અહીં આવ્યા છે. એ તો વાની મારી કોયલ," નહીં તો અહીં આવવા ક્યાથી! માટે ગમે તેમ કરીને પણ આજ

મારે એમને રોટલા ખવરાવવા. એમ વિચારી સામો જઇને સર્વેને પોતાના ઘેર તેડી લાવી ખાટલા પાથરી બેસાર્યો, અને ઘરમાં જઈ સ્ત્રીને કહેવા લાગ્યો કે આજ આપણે ઘેર પરોણા આવ્યા છે. તેમને જમાડવાના છે. માટે ગમે તેમ કરીને પણ સારી રસોઈ કરજે, કારણકે એને ઘેર મારે ઘણી વખત જવું પડે છે. એટલું કહી બહાર આવી સર્વેને દાતણપાણી કરવા આપ્યા, અને બે હાથ જોડી ગિરધરને કહેવા લાગ્યો કેઃ—શેઠજી, શી આજ્ઞા છે! આજે મારાં ધન્યભાગ, કે આપનાં પગલાં મારે ઘેર થયાં. કામકાજ મુજ રંક સરખું હોય તે ફરમાવો, સેવક કરવાને તૈયાર છે. ગિરધર, મોતીચંદને પ્રથમ દેખીનેજ વઢવા તૈયાર થઇ રહ્યો હતો, પણ વાણોતરે વારી રાખ્યો હતો, તે આ વખતે મોતીચંદનું બોલવુ સાંભળીને એકદમ ખુબ જુસ્સાથી બોલવા લાગ્યો કે તારા બાપની કોથળી ઉઠાવી લાવ્યો છે ને વળી "શાણી સીતા" થઇ ફંદ કરે છે? લાવ રૂપીઆ, નહિ તો જો પેલો ઓરડો અને આ કોરડો? એ ઓરડામાં પુરી આ સિપાઇઓ પાસે માર મરાવી તારી પાસેથી રૂપીઆ લેઇશું. તું જાણતો હઇશ કે રૂપીઆ પચ્યા, પણ નથી કચ્ચા ગુરૂના બચ્ચાના; એ તો સિંહ બચ્ચાંના છે. માટે જો ઇજ્જત રાખવી હોય તો રૂ. ૩૦૦) છાનામાના પાછા આપ એટલે અમે અમારે ઘેર જઇએ. રૂપીઆની વાત સાંભળીને મોતીચંદ તો ત્યાંનો ત્યાંજ ઠરી ગયો, અને એકદમ ચિંતારૂપી ચિતા તેના ચિત્તમાં ફરી વળી, તેથી મૂખની ખુરમી બળી ગઇ ને કાળી શાહી તે પર ઢળી ગઇ. મતલબ કે આવી રીતનું ખોટું આળ આવવાથી તે બિચારો ગભરાઇ ગયો—કાળો ભંઠ થઇ ગયો. કહ્યુ છે કેઃ—

**દોહરો—ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;**
**ચિંતા બડી અભાગિણી, ચિંતા ચિતા સમાન.**

વળી તે વિચારવા લાગ્યો કે હે પ્રભુ, આજ વગર અપરાધે મારા માથે આભ તૂટી પડયો છે. રૂપીઆ તો એના ગયા હશે, તેમાં કાંઈ ભૂલ નહીં; નહિ તો એ કાંઇ જેવો તેવો નથી કે કોઇના પર ખોટું આળ ચઢાવે, વળી, એને મારા ઉપર શક પણ આવે તેમાં કાંઇ નવાઇ નહિ, કારણ કે હું એકલો એની દુકાનમાં સૂતો હતો. હવે હે વિશ્વંભરનાથ! શું કરવું! તું જીવાડે જીવીએ, નહી તો મરવા વખત છે. કારણ કે ના પાડું તો માને તેમ નથી અને હા પાડું તો આપવાનું ઠેકાણું નથી. જો મારી પાસે

રૂપીઆ હોત તો ઘરના આપત પણ આટલી બધી ફીકર કરત નહી, પણ આતો ઘર વેચ્યે પણ પુરૂં થાય તેમ નથી. વળી મારો એટલો વ્હેવાર નથી કે કોઇ રૂપીઆ ધીરે, હે ભક્ત વત્સલ ભગવાન, આ તેલ મીઠું ને મરચાના કોથળામાંથી મારી ઇજત શી રીતે રહેશે! તેં જન્મ આપ્યો ત્યારે આવો નિર્ધનીઓ કેમ આપ્યો? પ્રભુ! પ્રભુ! પ્રભુ! મને તો મરવા સિવાય બીજો ઉપાય સૂઝતો નથી એમ વિચારી ત્યાંથી હળવે હળવે ઘરમાં આવ્યો. સ્ત્રીને આ વાતની કાંઈ ખબર નથી. એ તો બિચારી જણસભાવ લાવવાની અને રાંધવાની ખટપટમાંજ હતી. તેણે મોતીચંદને કહ્યુ કે સ્વામીનાથ, રસોઇ તૈયાર ગઇ થઇ છે. હવે ચૂરમુ ખાંડવા બેસું છું માટે સાકર લેઇ વહેલા આવો, બશેર ઘી હું મારા નાકનો કાંટો મૂકીને લાવી છું, તેની ચિંતા રાખશો નહીં. મોતીચંદની હાલત આટલી બધી ખરાબ છતાં સ્ત્રી ચતુર હતી કે તેણે માગી તાગીને તથા ઉછીનું લેઇને પણ રસોઇ ઉમદા બનાવી હતી. સુભાર્યા તેઓનું નામજ. કહ્યું છે કે મનહર છંદ.

ઘરમાં ન હોય ખાવા, ઘેર જો પરોણા આવ્યા,
લાવી ખવરાવે એવી જેની હોંશિઆરી છે;
પતિની તો કરે સેવા, ધરે વેણ શીર પર,
મૂખ કેરી વાણી જાણે, સાકરથી સારી છે;
ખાવા ખાણ ખાસી તોય, કહે મિષ્ટ મેવા પામી,
પામી નહી વસ્તુ તોય, હસ્તુ મુખ જારી છે.
'મોતી' વિદ્યા વિનોદથી, પતિ રાજીરાજી રાખે;
એવી નારી સ્વર્ગ થકી, સાત સુખાકારી છે.

વળી કહ્યું છે કેઃ—　　શ્લોક.

साभार्या या शूची दक्षात्साभार्या या पतिव्रता ॥
साभार्या या पतिप्रीतात्साभार्या सत्य वादिनी ॥

અર્થ—જે પવિત્ર કામ કરવાને ચતુર અને પતિવ્રતા હોય, તેમજ પોતાના પતિમાં જેની અખંડ પ્રીતિ હોય અને હમેશાં સાચું બોલતી હોય તેનું નામ ભાર્યા. મોતીચંદ ત્યાંથી બોલ્યા, ચાલ્યા વગર ચૌટા તરફ ચાલ્યો અને ત્યા જઇને સાકરને બદલે વાણિઆની સમસ્યાની સાકર (અફીણ) એક રૂપીઆભાર લઇ લુગડાંના છેડે બાંધી મરવાના મનસુબે ગામ બહાર ચાલ્યો. હવે અહીં રસોઈ તૈયાર થઈ છે. માટે સ્ત્રી સાકરની વાટ

જોઇ બેઠી છે, પણ આવતાં વાર થઈ તેથી પુત્ર-પુત્રીને સામા મોકલ્યા. તેમને ભાગોળમાં મોતીચંદ મળ્યો તેને છોકરા બેઉ વળગી પડ્યાં અને કહેવા લાગ્યા કે-બાપાજી, રસોઈ ઠરી જાય છે, માટે સાકર લેઇને વહેલા ઘેર આવો. મોતીચંદ, છોકરા સામું સમસમાકાર જોઇ રહ્યો છે, પણ કાંઇ બોલતો નથી. અને આંખમાંથી ટપક ટપક આંસુ પડતાં જાય છે, આથી છોકરાએ પણ બાપને રોતો જોઇ રોવા માંડ્યુ છેવટે મોતીચંદને કાંઇક દયા આવી તેણે વિચાર્યું કે મરવા વગર તો છુટકો નથી કારણકે પેલા ઘર આગળ મોટા જમ બેઠા છે, તે જીવતાં મારી નાખે તેવા છે. એમને હાથે આબરૂ ગુમાવી મરવા કરતાં મારે હાથે મરવું શું ખોટું. પણ ઘેર જઇને બાપડી સ્ત્રીને છોકરા ભળાવતો આવુ અને તેને હીમત આપતો આવુ. એમ વિચારી છોકરાને છાનાં રાખી ઘેર આવ્યો. ઘરમાં સ્ત્રી ચતુર હતી. તેથી તે તરત ચેતી ગઇ. તેણે વિચાર્યું કે-આજ સ્વામી, શીકલફેર જણાય છે, માટે નક્કી આજે કાંઈ અવનવો બનાવ બન્યો છે, અને મરણ ઉપર વાત આવી છે તેથી તે બોલી કે સ્વામીનાથ ! આટલા બધા દીલગીર કેમ છો ? એવડું બધું શું દુઃખ આવી પડયું છે કે આમ બાવરા બની ગયા છો. હોય ! સુખ દુઃખ તો માણસને માથે આવે જ, પણ મરદ થઇને આમ હરબડી (હીમત હારી) શુ જાઓ છો ? કહેવત છે કેઃ—

"હીમત સો મરદા અને મદદે ખુદા" માટે હીમત રાખો. હીમતની કીમત નથી. હીંમત ગમે તેવા દુઃખને પણ સહારે છે. માટે હીમત રાખી મને ખરી હકીકત કહો, મને નહી કહો ત્યારે બીજા કોને કહેશો ? હુ તમારા અર્ધઅંગની ધણીઆણી છું તો અર્ધદુઃખની પણ ભાગીએણ છુ. મોતીચંદ કહે, આ છોકરાં તને સોપુ છુ માટે તેને જાળવજે ( એમ કહી છાતીફાટ રૂદન કરે છે ) ઝવેરીબાઈ-(ડસકાં ભરતી ભરતી) સ્વામીનાથ, તમે રૂઓ તો તમને મારા સમ છે દાઢીઆળા થઇને રૂઓ છો શું ? હીમત રાખીને મને એકવાર વાત તો કહો ? પરમેશ્વર સહુ સારા વાના કરશે જુઓને મોટા મોટા હરિશ્ચંદ્ર, નળ, પાંડવ અને રામ સરખાને પણ કેવાં કેવા દુઃખ પડયા હતા ! તેઓએ જો હીમત રાખી હતી તો પાછું સુખ મળ્યુ હતુ, માટે હીંમત રાખી મને વાત કહો, રામે વાદરાને (હનુમાનને) વાત કરી હતી તો તેણે સીતાની શોધ કરી આપી, મોતીચંદ કહે અરે, શી વાત કહુ ? કાંઇ કહેવા જેવું નથી પેલા મેમાન આવ્યા છે તે મારો જીવ લેવા આવ્યા

છે. એના રૂા. ૩૦૦) કોઇ લેઈ ગયું છે. તે આપણી પાસેથી લેવા આવ્યા છે. હું એની દુકાનમાં આજે એકલો સૂઈ રહ્યો હતો, તેથી મારા માથે નાખે છે. આપણને તો એવો ચોરીનો માલ ખપતો જ નથી. તથાપિ આપણું ગરીબનું કહેવું કોઇ માનશે નહિ પણ સૌ મોટાની સ્હેમાં તણાઇને એનું સાચું માનશે. હવે આપણે ખાવા અનાજ નથી તો એટલા રૂપીઆ ક્યાંથી લાવી આપવા ? જો નહી આપીએ તો એ મને મારી નાખ્યા વગર છોડે તેમ નથી તો મારે મરવું શું ખોટું, આ વગર બીજો ઉપાય નથી. (એમ કહીને ત્યાંથી ઉઠવા જાય છે એટલે છોકરા બાઝી પડે છે. અને રોકકળાણ થઇ રહે છે) ઝવેરીબાઇ-(સજળ નેત્રે) સ્વામીનાથ, તમને આ છોકરાની પણ દયા આવતી નથી ! તમારા કરતાં તો પંખી સારાં કે બચ્ચાં ઉપર ઘણું હેત રાખે છે, તમે અમને કોના વહુ મૂકો છો ! અમારે કોના આધારે દહાડા કાઢવા ! "ઉંચો આભ ને નીચી ધરતી" એ સિવાય બીજો કોઈ આશરો નથી. અમને રાંકને આમ સમુદ્ર બેટમાં મૂકી જવાનું ઇચ્છો છો ? ઘરમાં એક દિવસનું તો ખાવા છે નહિ તો અમારે શી રીતે દહાડા કાઢવા ? માટે પ્રથમ અમને ઝેર પાઓ એટલે અમારે પાછળ ભૂખે મરવું પડે નહીં.

મોતીચંદ કહે-જગતમાં આટલી રાંડીરાંડો શી રીતે દહાડા કાઢતી હશે ? વળી દીકરો પણ મોટો થવા આવ્યો છે, તો તારે ઝાઝી મુદત દુઃખ વેઠવાનું નથી અને મને જીવે સુખ પડે તેમ નથી માટે મર્યા વગર છુટકો નથી. ઝવેરી-બાઈ કહે સ્વામીનાથ ! કહ્યું છે કે-"આત્મઘાતી મહાપાપી" વળી શાસ્ત્રમાં કહ્યું છે કે:—આત્મઘાત કરનારના સાત ભવ એવાને એવા જાય છે. તો સાત ભવ દુઃખ વેઠવા કરતાં એક ભવ દુઃખ વેઠવું શું ખોટું ? દમયંતીને માથે હારની ચોરીનું આળ આવ્યું હતું પણ તે આત્મઘાત નહીં કરતાં જીવતી રહી હતી, અને તેનામાં સત્ય હતું; તો તેના માથેથી આળ ઉતર્યું હતું. માટે જો આપણામાં સત્ય છે તો આખરે સત્ય તરશે, સત્યનો બેલી ઇશ્વર છે. તો તે સત્યનું બીરદ રાખશે. કહ્યું છે કે "સત્યમેવ જયતે" અથવા આખરે સત્ય તરે છે માટે હીંમત રાખી જીવ ઉગારો અને આળ ઉતારો. મુઆ પછી આળ ઉતરશે નહીં. કદાપિ તમે મરશો તો અમે પણ તમારી પાછળ ત્રણે જણ મરીશું. તો તમને સ્ત્રી હત્યા તથા બાળહત્યા લાગશે, વળી માથે આળ પણ રહેશે. માટે તમે ગીરધરને જઇને કહો કે અમારે

એક ચારણનું દેવું હતું તેને આપવા સારૂં તમારી કોથળી હું લાવ્યો છું પણ તે રૂપીઆ હજુ તેને આપ્યા નથી. ઘરમાં પડ્યા છે. એમ કહી તેને જમવા ઉઠાડો, એટલે હું બધું પૂરૂં કરીશ, એની ફીકર મારે માથે, તમે કાંઈપણ ડરશો નહીં. મને એક ઈલાજ સૂઝ્યો છે. માટે તાકીદથી જઈને સર્વ મેમાનને જમવા તેડી લાવો, રસોઇ ઠરી જાય છે. આથી મોતીચંદને કાંઈક હીંમત આવી તેથી ટટાર થઇ હળવે હળવે ગીરધરની પાસે જઈને કહેવા લાગ્યો કે શેઠજી, મારે એક મહા વસમા ચારણનું દેવું હતું, તેને આપવા સારૂ તમારી કોથળી લાવ્યો છું. પણ હજુ તેને રૂપીઆ આપ્યા નથી. તમારાં નસીબ મોટાં તેથી તમે તરત ને તરત, વાંસે આવ્યા છો. માટે તે રૂપીઆ તમને પાછા આપીશ. પણ ઘેર રસોઇ જમો તો આપું. તમે મારે ઘેર આવવા ક્યાંથી. ગિરધર કહે અરે લુચ્ચા, તું તારા ફંદ મુકી દે અને ઝટ મારા રૂપીઆ આપ. હું તને સારી પેઠે ઓળખું છું. તારૂં ચોરનુ અનાજ ખાવું મને ઘટિત નથી. માટે જા તાકીદથી અમારા રૂપીઆ લઈ આવ, નહી તો પછી માર મારીને લેઇશું. તું વાણીઓ થઈને આવા કસબ શીખ્યો છે. હવે હાથમાં ખાતરીયું લે ને ચોરીનો ધંધો કર. મોતીચંદ કહે- શેઠજી. તમારી કોથળી તમને સીલબંધ પાછી આપીશ પણ મારા ઘેર જમાડ્યા વગર નહિ આપું, વાણોતર ગીરધરને કહે કે—શેઠજી, આપણે કાંઈ વધારે ઓછું બોલવાની જરૂર નથી. આપણે આપણું કામ કોઇ રીતે કળબળે સમજાવીને કાઢી લેવુ જોઇએ. માટે ઉઠો જમી લઇએ;

પછી મોતીચંદે સર્વે મેમાનને સારી રીતે જમાડ્યા અને ખાટલા પાથરી સુવાડ્યા. ગિરધર, રૂપીઆનું વારંવાર કહેવા જાય પણ વાણોતર વારી રાખે. હવે મોતીચંદ, સ્ત્રીને કહે છે કે આપણે હવે શો ઉપાય કરીશું ? લક્ષ્મીની ખોટી લાલચ દીધી પણ પાસે એક ખોટી બદામ નથી. આજ મોટા સિંહને વકાર્યો અને કાળીનાગ ભંભેર્યો. ઝવેરીબાઈ કહે સ્વામીનાથ, તમે ગભરાશો નહીં. હુ બતાવુ તે ઉપાય કરો. અહીંથી એક ગાઉ ઝુમખા કરીને ગામ છે. ત્યાંનો જસો વાણીયો તેના દીકરાનું વેવીશાળ આપણી દીકરી વેરે કરવાનું આપણને કહેતો હતો. અને એક હજાર રૂપીઆ આપવાનું કહેતો હતો પણ આપણને દીકરીના (કન્યાક્રિયના પૈસા) લેવાની બીલકુલ લાલચ નહોતી. પણ પરમેશ્વરે આ જોગ મેળવ્યો તો આપણે શું કરીએ ? માટે તેને ઘેર તમે જાઓ. અને રૂા. ૩૦૦) લઇ દીકરીનું વેવીશાળ કરી આવો.

અને જેટલા રૂપીયા ગિરધરને આપવાના છે, તેથી એક પાઇ પણ વધારે લેશો નહિ; દીકરીનો પૈસો આપણે હરામ બરાબર છે. હવે જાઓ તાકીદ કરો. મોતીચંદે પેલા જસા વાણીઆને ઘેર જઈ ન છૂટકે દીકરીનું વેવીશાળ કર્યું. જસાએ એક હજાર રૂપીયા લાવી મોતીચંદના હાથમાં મુક્યા, મોતીચંદ કહે. મારે રૂા. ૩૦૦)નો ખપ છે. માટે વધારાના રૂપીઆ પાછા લ્યો. મોતીચંદે બાકીના રૂા. સાતસો પરાણે (ખુશીખતે) પાછા આપ્યા. મોતીચંદ રૂપીઆ લઇ ઘેર આવ્યો અને ગિરધરને બોલાવી ગણી આપ્યા. રૂપીઆ લઈ ગિરધર કહે—શાબાશ છે તને, તું આવા કીસબ શીખ્યો છે! કાંતો ગળેફાસો ખાઇ મર કે કુવે પડી મર, તેં વાણીયાની જાતને લજાવી! વાણોતરે ગિરધરને બોલતો અટકાવ્યો. ગિરધર કહે જેમાં રૂપીઆ ભરેલા હતા, તે ઠાલી કોથળી લાવ. મોતીચંદ કહે એ તો ખોવાઇ ગઈ. પછી ગિરધર રૂપીઆ લઇ ઘોડેસ્વાર થઇ ચાલતો થયો અને દુકાને આવી રૂપીઆ પછાડયા. જાણે કમાઈ આવ્યો હોય નહિ! રૂપીયા મુકી પોતાની બડાઈ હાંકવા ને મોતીચંદને ગાળો ભાંડવા લાગ્યો. રૂપીઆ લાવ્યાની વાત જાણી પેલો હીરાચંદ સીલબંધ કોથળી લઈ બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે અલ્યા ગિરધર, રૂપીઆ ક્યાંથી લાવ્યો? પેલા બિચારા ગરીબ મોતીચંદનું તેં ઘર માર્યું. ગોપાળ કહે. મારૂં નાણું મળ્યું તેની તને અદેખાઈ આવે છે? હીરાચંદ કહે મોતીચંદના ઘરમાં ખાવા અનાજ તો નથી. અને રૂા. ૩૦૦) ક્યાંથી લાવી આપે? હિરાચંદે પેલી હાથમાની કોથળી ઝટ પછાડી અને કહ્યુ કે ઓળખ આ કોથળી તારી ખરી કે નહિ? કોથળી દેખી બંને ભાઇઓ ઝાંખા પડી ગયા. આ રકઝકમાં બધું મહાજન ભેગું થયું. અને ગિરધર ગોપાળને ઠપકો દેવા લાગ્યું અને કહેવા લાગ્યું કે એ રૂપીઆ મોતીચંદને પાછા આપી આવો. મહાજનના કહેવા મુજબ ગિરધર રૂપીઆ લેઈ નરોડે ગયો. ગિરધરને આવતો દેખી મોતીચંદના હાંજા ખુબ નરમ થઇ ગયા. તેણે ધાર્યું કે વળી એનું શું ગયું હશે કે લેવા આવ્યો! હવે તો આપવાનું ઘરમાં કાંઈ નથી; મોતીચંદને ઉદાસ દેખી ગિરધર શેઠ કહે. શેઠજી ગભરાશો નહીં. આ રૂપીઆ તમારા પાછા લ્યો. અમારી કોથળી અમને જડી છે. મોતીચંદ કહે શેઠજી. ગરીબની શી મશ્કરી કરો છો? મારા ઘરમાં ખાવા દાણા નહિ તો રૂા. ૩૦૦) આપવાના ક્યાંથી હોય? માટે તમારા રૂપીઆ તમને પાછા આપ્યાં, એમાં મેં પાડ કર્યો નથી, પણ તમારી ચોરી કરી એ મોટો ગુન્હો કર્યો છે. માટે કરગરીને કહું છું કે તમારા રૂપીઆ લેઇને તમે તમારા ઘેર જાઓ. ગિરધર કહે શેઠજી, હું

નક્કી કહું છું કે મારી કોથળી જડી માટે માફી માગીને કહું છું કે તમારા રૂપીઆ પાછા લ્યો. તમને વગર વાંકે દુઃખ દીધું એ મારી મોટી ભૂલ થઈ છે. ગિરધરે ઘણા કાલાવાલા કર્યા પણ મોતીચંદે રૂપીઆ પાછા લીધા નહી તેથી તે રૂપીઆ લેઇ પાછો ઘેર આવ્યો અને મહાજનને કહેવા લાગ્યો કે મોતીચંદ રૂપીઆ પાછા લેતો નથી માટે મહેરબાની કરીને તમે સંઘરાવો. એમ કહી તે રૂપીઆ મહાજનને સોપ્યા. મહાજને મોતીચંદને તેડાવી પાછા આપવા માંડયા. તેણે કહ્યુ કે—એ રૂપીઆ મારે ખપતા નથી. એ તો કન્યાવિક્રયના પૈસા છે, મેં દીકરીનુ વેવીશાળ અણગમને ઠેકાણે કરીને રૂપીઆ એમને આપવા સારૂ લીધા છે. માટે તમે મહાજને રૂપીઆ જેના લીધા છે, તેને સંઘરાવો અને વેવીશાળ ફોક કરાવો તો હું એ રૂપીઆ લઉ અને તમારો મોટો ઉપકાર માનુ. મહાજન કહે. આપણા વાણીઆ—બ્રાહ્મણના વેવીશાળ ફોક થાય નહીં. મોતીચંદે રૂપીઆ પાછા લીધા નહીં, તેથી તે બાબત મહાજન મહાવિચાર—વમળમા પડયુ, અને શહેરમા જેઓ વૃદ્ધ અને બુદ્ધિશાળી હતા તેમનો અભિપ્રાય પૂછવા લાગ્યુ. આખરે ડાહ્યાભાઈ કરીને એક વૃદ્ધ વણીક મળી આવ્યો. તેણે કહ્યું કે હુ એ બાબતનો બાજબી ન્યાય કરી શકીશ. પણ ગિરધર ગૃહસ્થ છે, તેથી તેને અયોગ્ય લાગે તો તે ઠરાવ કબુલ કરે નહી. માટે એ બન્ને જણા પાસે દસ્તાવેજ કરાવી લ્યો કે પચ—મહાજન જે ઠરાવ કરે તે પ્રમાણે અમારે ચાલવું અને તે પ્રમાણે ન ચાલીએ તો મહાજન કરે તે શિક્ષાને પાત્ર થઇએ," ડાહ્યાભાઇના કહેવા પ્રમાણે મહાજને ગિરધર અને મોતીચંદ પાસે દસ્તાવેજ કરાવી લીધા. ત્યારબાદ તે વિચિક્ષણ પુરૂષની સંમતિથી મહાજને નીચે પ્રમાણે ઠરાવ કર્યો કે **ગીરધરની દીકરીનું વેવીશાળ મોતીચંદના દીકરા વેરે કરવું અને તેની પહેરામણીમાં રૂ. ૩૦૦ ગીરધરે મોતીચંદને આપવા.** આ ઠરાવ સાંભળી સર્વ કોઇ ખુશ થયુ અને વાહવાહ કહેવા લાગ્યું. ગિરધર અને મોતીચંદ પણ ઘણા ખુશ થયા કારણકે એક ધનવંત તો બીજો સત્યવત હતો. તેજ વખતે ગિરધરે પોતાની દીકરીનુ વેવાશાળ મોતીચંદના દીકરા વેરે મોટા આનંદથી કર્યું અને રૂ ૩૦૦ ગિરધરે મોતીચંદને પહેરામણીમાં આપ્યા. (જે રૂપીઆ તેણે મોતીચંદ પાસેથી લીધા હતા તે જ) આ વખતે સત્યના વાજાં મોટા સૂરથી વાગવા લાગ્યા ! આ પ્રમાણે મહાજને રૂ. ૩૦૦) ની રકમ મોતીચંદને પાછી સોંપાવી પણ આ રૂપીઆ મોતીચંદના ઘરના નહોતા, એ તો ઝુમખા ગામના જસા વાણીયા પાસેથી પોતાની દીકરીનું

વેવીશાળ કરી લીધેલા (કન્યાવિક્રયના) હતા, તે પાછા આપવાનું તેણે ધાર્યું, વેવીશાળ ફોક કરવા સંબંધી તો મહાજને પ્રથમથી જ ના પાડી હતી, તથાપિ પોતાની ઇચ્છાથી મહાજન પાસે જસા વાણીયાને બોલાવરાવી મહાજન સમક્ષ રૂા. ૩૦૦) તેણે પોતાના જમાઇને પાઘડી તરીકે પાછા આપ્યા અને લાળા વડે થએલા કાળા હાથ સાબુ વડે ધોઇ સાફ કર્યો. વાંચનાર ! સત્યનું કેટલું બધું પ્રબળ ! જે મોતીચંદને ઘેર બે હજાર રૂપીઆ આપવા છતા પણ કન્યા આવી શકે તેમ નહોતું. તેના ઘેર રૂા. ૩૦૦)ની પહેરામણી લઇ એક સારા ગૃહસ્થની કન્યા આવી, માટે સત્ય સર્વદા વિજયવંત હોય છે (૯૨)

---

(૯૩-૯૪)

अपार पारवारस्य । तारणं पोतकारणम् ॥
तथा संसार पाराय । धर्म एव हि कारणम् ॥ ९३ ॥
धर्मेणै व विवर्धन्ते । धनानि विभवानि च ॥
तस्मात्सुधर्ममाधे हि । परत्रात्रसुखार्थिना ॥ ९४ ॥

**અર્થ—અપાર એવા મહાસાગરમાં વહાણ એજ મોટું સાધન છે, તેવી રીતે સંસારરૂપી સાગરનો પાર પામવા માટે ધર્મ એજ મુખ્ય આધાર છે, કારણ કે ધર્મથી ધન અને અનેક પ્રકારના વૈભવની વૃદ્ધિ પામે છે. તે માટે આલોક તથા પરલોકમાં સુખને અર્થે હમેશાં પવિત્ર ધર્મને મનના પ્રેમભાવથી આદરવો. આરાધવો; કે જેથી ઉભય લોકમાં પરમ સુખની પ્રાપ્તિ થાય. (૯૩-૯૪ યુગ્મ)**

ભાવાર્થ—સર્વ શાસ્ત્રો તથા સમગ્ર વિદ્વાનો તથા દરેક મતાવલંબીઓ તેમજ મુનિમહાત્માઓ પોતપોતાના વિવિધ વાજીંત્રોથી પોકારે છે કેઃ–હે સુજ્ઞ વિવેકીજનો ! ધર્મ કરો. ધર્મના ફળ રૂડાં છે, ધર્મ કરનાર મહાસુખ પામે છે–એમ દરેકજણ પોકારે છે. પણ કોઇ પુછે, કે ધર્મ શા માટે કરવો ? ધર્મ કેવો કરવો જોઇએ ? ધર્મ કેમ કરવો ? તેને માટે આપણે એટલુંજ કહીશું, કે જેમ કોઇ મનુષ્ય મહાસાગરમા પડી ગયો હોય, તેને કિનારો પામવાની ઉત્કંઠા કેટલી બધી રહે છે તે શા માટે ઇચ્છા રાખે છે ? કેવી ઇચ્છા રાખે છે, ને કિનારો પામવા કેવો ને કેટલો ઉદ્યમ કરે છે ? તે સર્વ કોઇ જાણે છે. જે સમયમા પ્રાણી સમુદ્રમા પડે છે, તે સમયની તેની સ્થિતિ કેવી ભયંકર હોય છે, તરવા માટે તે કેવાં ફાંફાં ને તરફડીયા મારે છે, તે

સમયનું દુઃખ તેનેજ જાણવા દો. તે દુઃખની કલ્પના સર્વજ્ઞ સિવાય બીજો ભાગ્યેજ કરી શકે, તેમ આ જીવાત્મા પણ અનંત અને અપાર ભવસાગરમાં ડુબી ગયેલો છે, તેને મોક્ષ બંદરે પહોંચાડવા માટે ધર્મ એ વહાણરૂપી સબળ સહાયકારી અમુલ્ય સાધન છે, તે સર્વ કોઇ જાણે છે. તો ધર્મ કેવો કરવો ? શરીરને શાંતિ કરવા માટે દવા તો કરવી પણ કેવી કરવી ? કારણ કે એક દવા રોગ મટાડનારી છે, અને બીજી એક દવા રોગ વધારનારી હોઇ મૃત્યુ નજીક લાવે છે; તેમ ધર્મને માટે પણ સમજવું. એક ધર્મ અધોગતિમાં લઈ જનાર છે અને એક ધર્મ ઉંચગતિએ લઇ જનાર છે; દુનિયામાં કેટલેક સ્થળે તો મનથી માન્યો તે ધર્મ અગર પોતાના વંશપરંપરાનો વ્યવહાર તે પણ એક જાતના ધર્મ તરીકે જ જગતમાં મનાય છે. તે વિષે કહ્યુ છે કેઃ—

દુહા—જે ટાળીને જે ગમ્યું, તે તેનો આચાર;
ધર્મ ગણી હેવી કને, કરે મનુષ્ય સંહાર.
રૂચી પ્રમાણે મનુષ્યની, ઉપજ્યા ધર્મ અનેક;
એક અહિંસાને ભજે, અશ્વમેધને એક.
એક જ નદી તળાવ નહિં. દુકાન પણ નહિ એક;
ધરતી ઉપર ધર્મના, એમજ પંથ અનેક.

એમ અનેક ધર્મપંથો અવની ઉપર છે, કેટલાએક તો હિંસાનેજ ધર્મ સમજે છે, કેટલાક પોતાના કુળવ્યવહારને ધર્મ સમજી લે છે, પણ એ માન્યતા ખોટી છે. ધર્મની વ્યાખ્યા એવી છે કેઃ-जीवानामधःपतनाद्धारयती ति धर्मः ।

અર્થાત્-આ સંસારરૂપી મહાભયંકર સાગરમાં પડતા પ્રાણીને ધારી રાખે તે ધર્મ. જેથી શરીર શાંત થઇ નિરોગી બને તેજ દવા ખરીદવાનું બુદ્ધજનોએ બતાવ્યું છે, કસાઈ લોકો પોતાના હથીઆરો-છુરા લઈ બિચારાં અનાથ પ્રાણીનાં ગળાં કાપવા જાય છે, તે પણ બતાવે છે કે આ અમારો કુળધર્મ છે. વળી કેટલાક લોકો દશહરાને દિવસે ધર્મને બહાને પશુવધ કરે છે, છતાં કહે છે કે એતો અમારો ધર્મ છે. વળી કેટલાક દયાના હિમાયતીઓ અમારો ધર્મ દયાવાન છે, એમ પોકારનારા હોઇ પ્રભુને નામે થતી કેટલીક હિંસાઓ થવા છતાં એ હિંસાના પ્રસંગોને ધર્મરૂપે માને છે. આવી રીતે પ્રભુના નામે થતી હિંસાઓ પ્રભુપદ પ્રાપ્ત કરવામાં શું સહાયભુત થતી હશે ? પુત્રને મારીને રાજકીય સાર્વભૌમ સત્તા મેળવવાનો મિથ્યા મનોરથ વાજબી-યોગ્યતાભર્યો ગણાતો હશે કે ? ના, ના,

કદિજ નહિ. જ્યાં હિંસા ત્યાં પ્રભુપદની પ્રાપ્તિનો અસંભવ જ છે. જ્યાં અગ્નિ હોય ત્યાં શીતળતા ક્યાંથી ? તો હવે જગતમાં ધર્મ ક્યો ખરો ? તે અટપટો પ્રશ્ન ઉભો થાય છે. સર્વ મનુષ્યો, અને દરેક પંથના નેતાઓ, સર્વ મુનિમહાત્માઓ, સંતસાધુઓ છાતી ઠોકીને હિંમતથી પોકારશે કે અમારોજ ધર્મ ખરો છે, શ્રેષ્ઠ છે, ઉત્તમ છે, સર્વોત્તમ છે અને મોક્ષપદ આપનારો છે; પણ કોઈ એમ નહિજ કહે કે અમારો પંથ અધર્મી છે, દુર્ગતિ દેનાર છે, ભવભ્રમણમાં ભટકાવનાર છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે, આ પ્રમાણે સર્વ પ્રકારનાં વાજીંત્રો એકસરખા સુરે વાગવાથી સત્ય તો અદ્ધર હવામાં ઉડી જાય છે; પણ વિવેકબુદ્ધિથી મધ્યસ્થભાવે વિચારતાં સત્ય જણાઈ આવે છે. પણ જ્યાં પક્ષપાતનું અંધેર રાજ્ય વર્તે છે, અને ખુની અલ્લાઉદ્દીનની માફક જેને એકજ ચક્ષુ અને એકજ કાન છે, ત્યાં સત્ય શું ? ન્યાય શું ? નીતિ શું ? અરે તે સર્વ તો નાશ પામે છે. પછી ભલે તે સાધુ હોય કે સંસારી હોય, ગૃહસ્થ હોય કે ગરીબ હોય, પણ જ્યાં પક્ષપાત થયો કે સર્વ પ્રકારનું સત્ય પાણીમાંજ ડુબ્યુ સમજવુ. અરે ! કેટલાએક પંથના કદાગ્રહી-પક્ષાન્ધ સાધુએ પોતાના આશ્રીતોને એવાં તો મજબુત નાડાં પકડાવી દીધાં છે કેઃ-"**મારૂં એજ સાચું, બાકી બધું ખોટું; છગન મગન બે સોનાના ને ગામના છોકરા ગારાના.**" એ પ્રમાણે ઠસાવી દઈ ખોટી માન્યતા મનાવી છે, વળી તે માન્યતારૂપી મજલાની મજબુતી માટે એવા તો અદ્દભુત રચનાવાળા ગ્રંથો રૂપી મહાસ્તુભો ખડા કરવામાં આવ્યા છે કે મગદુર નહિ કે એકપણ ઘેટું તેમાથી છુટવા પામે; અને તે મજલો-માળો કદિ પડે પણ નહિજ.

ધર્મ કયો ને કયા છે ? એ આપણે ગંભીરતાથી તટસ્થભાવે વિચારીશું તો તેનું રહસ્ય સમજાશે. જ્યાં રાગદ્વેષની પરિણુતી ઓછી હોય, ને મોહની મારામારીનું જોર કમતી હોય, દરેક પ્રાણીમાં દયા અને દયાનુંજ મુખ્ય પ્રકરણ હોય, તે પણ વાણીમાત્રમાં નહિ, પણ વર્તનમાં ઉતરેલું હોય અને જ્યાં જૈન એટલે વિજયનો ડંકો વાગતો હોય છે, જ્યાં આ પામર જીવાત્માને અપૂર્વ શાંતિ પ્રાપ્ત થતી હોય, તેજ પવિત્ર ધર્મ છે, તે હમેશનું મંગલિક છે, અને તેજ આચરણીય ને કર્તવ્ય છે. તેને માટે શ્રીવીરપ્રભુએ દશવૈકાલિક સૂત્રના પ્રથમ અધ્યયનની પ્રથમ ગાથામાં કહ્યું છે કેઃ-**ગાથા.**

ગાથા—धम्मो मंगल मुक्किठं । अहिंसा संजमा तवो ॥
देवावित्तं नमंसंति । जस्स धम्मे सया मणो ॥

અર્થાત્—ધર્મ એ ઉત્તમમાં ઉત્તમ મંગળિક છે, કે જે ધર્મ અહિંસા સંયમ અને તપમય હોય એવા પરમપવિત્ર ધર્મને અંગીકાર કરનાર તથા જેનું મન હમેશા ધર્મમાંજ રમી રહેલું છે તેને દેવો પણ નમે છે. તે વિષે કહ્યુ છે કે

દુહા–અધર્મ પરપીડા વિષે, સુધર્મ પરઉપકાર;
દધીમાં માખણ જેમ છે, સર્વ ધર્મનો સાર.
ધર્મ વૃથા ભક્તિ વિના, ભક્તિ ધર્મ રહિત;
ભીંત વિના પાયો વૃથા, પાયાવિના શી ભીંત.
આપે ભુડું આપનું, કોઇ ન ચાહે ચિત્ત;
સૌ ઇચ્છે સ્વર્ગે જવા, નહિ કો નરક નિમિત્ત.
ડરે પાપથી પ્રભુ ભજે, તે સહુ ધર્મી ધાર;
જેમ થાપણ સાચવે, શાણા સહુ સાહુકાર.
ભાવભેદથી ધર્મના, ભાસે ભેદ અનેક;
સર સરિતા ને વાવ કુવા, નીર એકનું એક.

એમ જ્યાં પરપીડા છે ત્યાં અધર્મ છે, અને પ્રાણી વિષે દયા, પરોપકાર વૃત્તિ ત્યાંજ ધર્મ છે; ધર્મ કરવો એ દરેક પ્રાણીનું કર્તવ્ય છે. ક્ષુધાની શાંતિ માટે ભોજનની જરૂર છે, તેમ આત્માને પરમ સુખની પ્રાપ્તિ માટે સદ્ધર્મસેવનની જરૂર છે. તે વિષે રાજર્ષિપ્રવર ભતૃહરિએ નીતિશતકમા સાફ કહ્યું છે કે—

"સર્વ ધર્મને વિષે જેનો વિધિ હણાયો નથી; એવો આ પવિત્ર મોક્ષનો માર્ગ છે કે પ્રથમ તો પ્રાણીની હિંસાથી નિવૃત્તિ એટલે સર્વ પ્રાણીનો પ્રેમે બચાવ કરવો, તથા પરદ્રવ્યના અપહરણમાં સંયમ એટલે મનોનિગ્રહ કરવો, પારકું દ્રવ્ય લઇ લેવું, તે પરાયા પ્રાણ હરવા બરોબર છે. માટે પરદ્રવ્યહરણનો સદા ત્યાગ કરવો. અને હમેશા સત્ય વાક્યો ઉચ્ચારવાં, એમ સત્યતાથી વર્તવું. કારણકે સત્યવંત પુરૂષો હમેશાં સત્ય સુખ મેળવે છે. અને શક્તિ મુજબ યોગ્ય કાળે સુપાત્રે દાન દેવું, તથા પરસ્ત્રી સબંધી કથાથી પણ મુંગા અને વિરક્ત રહેવું. એટલે વૃત્તિ ચોખી રાખી સદાચારી ને સંયમી બનવું, ચક્ષુમાંથી ઝેરી ભાવના કુકલ્પનાનો ત્યાગ કરી અમિદષ્ટિ રાખવી, કૃપાની નજર બનાવવી. આશાપ્રવાહ જેમ બને તેમ ઓછો કરવો, આશા ભિક્ષુકી એવી તો જોરાવર છે કે દરેક પ્રાણીને પોતાના પાશમાં પકડી રાખી યથેચ્છ રમાડે છે, રંજાડે છે. માટે અતિ વેગવાન તૃષ્ણા નદીના

તરંગમા નહિ તણાતાં સદા સંતોષી થવુ, અને સદ્‌ગુરૂનો વિનય કરવો, કારણકે નમ્રતાથી સર્વ ગુણની સંપ્રાપ્તિ થાય છે. અને સર્વ પ્રાણીઓને વિષે અનુકપા એટલે દયા–મયા રાખવી, ગરીબોની દુવા લેવી, તે દુવા વૈદ્યની દવા કરતાં શ્રેષ્ઠતમ ને સર્વોત્તમ ગુણકારી છે વૈદ્યની દવા તો કિંમત-વડે પ્રાપ્ત થાય છે. અને તે પણ માત્ર શારીરિક રોગનેજ હરે છે, પણ આ પરોપકારરૂપી ગરીબોની દુવા તો શારીરિક અને આંતરિક એમ ઉભય રોગોને હણવા મહાસમર્થ થાય છે. તથા દાન, શીલ, સત્ય, સંતોષ, તપ અને ભાવના, એવા ધર્મના મુખ્ય માર્ગો કહેલા છે; એ માર્ગે જઇ અનંત જીવો આ ભવસમુદ્ર તરી પાર પામ્યા છે. જેમ આ લોકમાં કોઈ મોટી ઇમારત ટકાવી રાખવા માટે મોટા મોટા સ્તંભો મુકવામાં આવે છે, તેમ ધર્મરૂપી મોટી દિવ્ય ઇમારતને ટકાવી રાખવા માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ તથા દાન, શિયળ, તપ અને ભાવના એમ ચાર સ્તંભો–થાભલા મુકવામાં આવ્યા છે, કારણકે તે ધર્મરૂપી મોટી સુંદર ઇમારતને તોડી પાડવાને ચાર રાક્ષસો પ્રયત્ન કરી રહેલા છે. ક્રોધ માન, માયા અને લોભ એ ચાર રાક્ષસોને નામે ઓળખાય છે. એ ચાર રાક્ષસોનું જેટલું પ્રબળ વધે તેટલુંજ એ ચાર સ્તભોનું શિથીલપણુ સમજવું. માટે ઉત્તમ પુરૂષોએ ક્રોધાદિક કષાયોને દુર કરી નિરતર પવિત્ર ધર્મનું આરાધન કરવું. કેટલાએક મોહમુગ્ધ મનુષ્યો ધન મેળવવા માટે અનેક દોડધામ કરે છે, અને ધર્મને વિસારી મેલી તજી દે છે, ધનપ્રાપ્તિ માટે અનેક પ્રપંચકળા ને યુક્તિઓ રચે છે, પણ સમજતા નથી કે ધર્મ છે ત્યાજ ધન છે, અને ધર્મથીજ અનેક સુખ પ્રાપ્ત થાય છે. તેને માટે કહ્યું છે કેઃ—દોહરા.

ધન ચહાય તો ધર્મ કર, ધર્મે ધનજ હોય;
ધનધન કરતા જે ગયા, તે બેમાંથી એકે ન હોય,
પૈસા માટે પાપ કરો ના, પૈસા પકી ખાખ;
કાસમ કહે સત્યથી ચાલો, તો પૈસા લાખોલાખ.
સતીયા સત નવ છોડીએ, સત્ય છોડે પત જાય;
સત્યકી બાંધી લક્ષ્મી, બહોત મીલેગી આય.
ધર્મ કરો તમે પ્રાણીઆ, ધર્મ થકી સુખ હોય.
ધર્મ કરતા જીવને, દુઃખીયા ન દીઠા કોય.
ઢીલ ન કીજે ધરમકી, તપ જપ લીજે લુટ;
જેસી શીશી કાચકી, પલમાં જાએ ફુટ.

વિનય મુનિ ભાવે વદે, (તો) મળે અમર વૈમાન. ૪૪૧

મતલબ કે ધર્મથી અનેક પ્રકારનાં સુખો આવી મળે છે, જીવનનું સાર્થક પણ ધર્મથી જ થાય છે, જે મનુષ્યો મોહમાયાના ક્ષણિક પાશમાં ફસાઈ-પકડાઈ મળેલો અમૂલ્ય અવસર હારી જાય છે, તેને પરલોકમા પૂર્ણ પસ્તાવો થાય છે. માટે સંસારરૂપી મહાભયંકર ભવસાગરમાં એક અમૂલ્ય વહાણ-રૂપી પવિત્ર ધર્મનું જ આરાધન કરી જીંદગી સફળ કરવી-એજ બુદ્ધ જનોનું શ્રેષ્ઠતમ કર્તવ્ય છે. તે વિષે કહ્યું છે કે:—

"જે માણસ આત્માને માટે ગુરૂને વિષે, બંધુવર્ગને વિષે, ગરીબોને વિષે, નોકરવર્ગને વિષે દયા નથી કરતો અર્થાત પરોપકાર કરી જીવન સફળ કરતો નથી, તેના જીવનનું ફળ મનુષ્યલોકમાં શું ઉપયોગી છે ? પોતાનું પેટ ભરી જીંદગી પુરી કરવી તેમાં શું સાર્થક છે ? કાગડાઓ પણ ઘણું જીવે છે અને મળે છે તે ખાય છે. માટે ધર્મવિમુખ જીવોનું જીવન પ્રાયે કરી કાગડા કુતરા જેવું છે. પણ મહા પાપી જીવ સદ્દગુરૂના સમાગમે ધર્મ પામી, હળુકર્મી થઇ સુખી થાય છે." હવે તે ઉપર એક દ્રષ્ટાંત કહે છે.

## (૧૨૩) શ્રદ્ધા ને ટેક નિભાવનાર વંકચુળ લુંટારાની વાર્તા.

કોઇ એક સાધુ મહાત્મા એક મહા વિકટ અટવી ઓળંગવાને માટે કોઈ એક સાર્થવાહ (સંઘ) ના કાફલા સાથે વિહાર કરતા હતા. એક વખત એવું બન્યું કે તે મહાત્મા ધ્યાનમુદ્રામાં રોકાયેલા હતા. પછી ધ્યાન પારી તેમણે આસપાસ જોયું તો કાફલો મળે જ નહિ. તેથી હૃદય મીઠી મુંઝવણમાં ગુંચાયું કે-કાફલો કઇ દિશામાં પ્રયાણ કરી ગયો હશે ? તેની સાથે રહી આ વિકટ અટવી ઓળંગવાનો વિચાર તો હવે અપૂર્ણ રહ્યો, હવે રસ્તાઓને અનેક પ્રસરતા ફાંટા હોવાથી કાફલાને કઈ દિશાએ જઇ મેળવવો તે બધું અશક્ય છે. ભાવિભાવ જે બન્યું ખરૂં. એમ ધારી મન વાળી ત્યાંથી કોઇ પણ દિશામાં પ્રયાણ શરૂ કર્યું. એમ કેટલાક કોસ નીકળી ગયા પછી એક વિકટ ડુંગર વાળી અટવી આવી. ત્યાં ભીલોની વસ્તી હતી ને હવે વર્ષારૂતુ બેસી જવાની તૈયારી હતી, તેથી ભીલપતિની આજ્ઞા લઇ ત્યાં જ ચાતુર્માસ ગાળવાનો નિશ્ચય કર્યો. તે ભીલપતિ એક રાજકુમાર હતો. બાળપણથી તેને ચોરી કરવાની કુટેવ પડી હતી તેથી તેના પિતાએ તેને નાલાયક ગણી, આ દુરાચારી પુત્ર કુળને કલંક લગાડશે, પ્રજાને પીડશે અને રાજ્યને ખલેલ પહોંચાડશે એમ સમજી આવો દુર્ગુણી પુત્ર દુ:ખદાયી હોવાથી રાજાએ તેને તિરસ્કારપૂર્વક દેશનિકાલ કર્યો હતો. તે ભીલની ટોળીમા આવી

ભળ્યો હતો. પોતે પહેલવાની, મર્દાનગી કળા, અને ચૌર્યકર્મમાં ચતુર હોવાથી તે સર્વ ભીલોએ તેને અધિપતિ બનાવ્યો હતો. તેનું નામ તો પુષ્પચુળ હતું, પણ સર્વ કોઈ એ ભીલપતિને વંકચુળ નામે ઓળખતા. તેનો ધંધો હતો–ધાડ પાડવી તથા વટેમાર્ગુને લુંટવા અને ચોરી કરી ગુજરાન ચલાવવું. એ પ્રમાણે ધંધો ચલાવી ઘણાં વર્ષથી તે ત્યાં રહેતો હતો. ચમરાવતી નદી પાસે શ્રીપુર નામના નગરને વિષે રાજ્ય કરતા વિમળરાજાની પટરાણી સુમંગળાની કુખે જોડલે જન્મેલાં પુત્રપુત્રીનાં રાજારાણીએ હર્ષ પામી પુષ્પચુળ અને પુષ્પચુળા નામ પાડયાં હતાં. જુવાનીમાં આવતાં પાપના ઉદયે એ ભાઇબ્હેનને સમાગમ થયો અને જોબનીયું ન જીરવાયાથી પુષ્પચુળ નગરમાં બીજા પણ અનર્થ કરતો અને ગધ્ધાપચીશીમાં ઉન્મત્ત થઈ રયતને રંજાડતો હતો. આમ વાંકે માર્ગે ચાલવાથી કુમારનું નામ વંકચુળ રાખ્યું હતુ. પરસ્ત્રી પર બળાત્કાર અને બીજા અનેક જુલમો તે પ્રજા પર કરતો હતો, તેથી ત્રાસ પામેલા નગરજનોની ફરિયાદથી કોપાયમાન થઇ રાજાએ તેને દેશવટો દીધો હતો. રાજા અને પિતાનું વચન ન લોપતાં, સ્નેહસંબંધ અને પ્રેમગાંઠથી જોડાયેલાં ભાઈબ્હેન ત્યાંથી ચાલી નીકળી આ ભીલની પલ્લીમાં આવી રહ્યાં હતાં. પુષ્પચુળ એવું અટપટું નામ પસંદ ન કરતા વાંકે રસ્તે ચાલી તિરસ્કૃત થયેલો એ રાજકુમાર પણ પોતાને વંકચુળ તરીકે જ ઓળખાવવા લાગ્યો.

આ મહાઅટવીમાં ભુલા પડેલા પેલા મહાત્મા એ ભીલપતિની આજ્ઞા લેઈ ત્યાં રહ્યા. કોઇ વખત કોઇ વટેમાર્ગુ તરફથી નિર્દોષ ભિક્ષાની જોગવાઈ મળે તો આહાર કરતા, એમ ઘણું સંકટ વેઠીને ચોમાસાના ચાર માસ પૂરા કર્યાં; પણ ભીલપતિએ કોઇ જાતની સંભાળ લીધી નહિ. પછી મહાત્મા તો ચાતુર્માસ પૂર્ણ થયે વિહાર કરવા માટે ભીલપતિની રજા લેવા ગયા, ત્યારે વંકચુળે મહાત્માને જોઇ પૂછ્યું કેઃ–કાંઈ જોઇયે છીએ ? મહાત્માએ કહ્યુંઃ–ના ભાઇ ! હું કાંઇ માગવા નથી આવ્યો, પણ ચોમાસું પૂર્ણ થયે વિહાર કરવા માટે હું તમને જણાવવા આવ્યો છું. ભલે પધારો ! એમાં પુછવાનું શું હતું ? તમોને સીધુ પાણી તો ઠીક મળતું કે નહિ ? અમારા ભીલ ભાઇઓ લોટ આપતા હતા ને વારૂ ! રસોઈ હાથે બનાવી જમતા હતા, કે તમે કોઈ પાસે કરાવતા હતા ? વંકચુળ તો અત્યાર સુધી એમ જ સમજતો હતો, કે અન્ય સાધુંની માફક આ સાધુ પણ વ્યવહારી હશે, તેથી જ તેણે આવા પ્રશ્નો પુછયા હતા. તેના ઉત્તરમાં શાંત મહાત્માએ જણાવ્યું કેઃ–ભાઇ !

તમોએ પુછેલા પ્રશ્નના અમે અધિકારી નથી, અમે તો જૈન સાધુ છીએ. જૈન સાધુઓ ઉપરના વ્યવહારથી વિરક્ત હોય છે, અમારે કાચું પાણી ખપતું નથી, વનસ્પતિ તથા દાણાદુણીને અમારાથી અડાય પણ નહિ, તળાવ, નદીના પાણીને પણ અડાય નહિ; તો તે પીવાય તો કેમ જ? અમારે માટે બનાવેલું ભોજન અમારે કામ આવે નહિ, ગૃહસ્થ લોકો પોતાને માટે બનાવે તેમાંથી તેની પ્રીતિપૂર્વક લઇએ, તથા ઉના પાણીની જોગવાઇ મળે તો તે લઇને પીઇએ.

વળી પૈસો ટકો વગેરે અમારે કાંઇપણ ખપે નહિ, તથા કોઇપણ વસ્તુ અમો રજા વિના લઇએ નહિ, કોઈ મકાનમાં ઉતરવા માટે કોઇની રજા લઇને ઉતરીએ ત્યાંથી જતી વખતે તેમને તથા બીજા કોઇને ખબર આપીએ; આવો અમારો-જૈનસાધુનો સામાન્ય નિયમ છે

તે મહાત્માના આવા શબ્દ સાંભળતાંજ વંકચુળ તો દિગ્મૂઢ બની ગયો, અને આશ્ચર્ય પામ્યો, તથા જૈનસાધુના આવા ઉત્તમ આચારો માટે તેમની બહુ તારીફ કરવા લાગ્યો, અને 'આવા પવિત્ર મહાત્માની મે કાંઈ પણ સંભાળ ન લીધી', તેને માટે મનમાં પસ્તાવો કરવા લાગ્યો. પછી હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું કેઃ-ઓ પવિત્ર મહાત્મા ! આપનો આચાર તો બહુ ઉજળો છે, તથા આપના વ્યવહાર પણ બહુ કઠણ છે, તો અત્રે આપને બહુ સહન કરવુ પડયું હશે ? આપની કાંઇપણ સંભાળ ન લેવાણી, તેને માટે હું માફી માગું છુ. મહારાજ ! મારાથી બીજું કાઇ બન્યું નથી, પણ મારા તરફથી હવે કાંઈક ભાતું લેતા જાઓ, એમ કહી ભાતું આપવા માંડયું પણ અયોગ્ય જાણી સાધુએ કાંઈપણ લીધુ નહિ ત્યારે તેમની પ્રશંસા કરતો તે થોડેક દૂર મહાત્માને વળાવવા માટે આગળ ચાલ્યો. રસ્તામા ચાલતાં મહાત્માએ બોધવચન કહ્યાં કેઃ-હે ભાઇ ! ભલા, કાંઈ ધર્મરૂપી પરભવનું ભાતુ બાંધો તો તેથી તમને મહાલાભ થાય. કારણકે આલોકમા સર્વ સામગ્રી પરભવના પુણ્યથીજ મળે છે. જગતમાં કોઇ દુઃખી અગર સુખી છે. તે પણ પોતાનાં પુણ્યપાપનાં જ ફળ છે. તે વિષે કહ્યું છે કેઃ-

ઇંદ્રવિજયછંદ

એકનકું ગજરાજ સુખાસન, એકનકું પાઉં પાનહી પાઈ,
એકનકું શુભ શાલ મહોલરૂ, એકનકું મઢીયાં જ બનાઇ;

એકનકું ઘરણી તરૂણી સુખ, એકનકું ઘરણી દુઃખદાઈ,
એકસુખી દુઃખીયા નર દીસત, સર્વજસા નિજ કૃતકમાઈ. ૧

છપ્પો—કબહુક તરૂવર પત્ર, પત્ર નહિ કબહુક તરૂવર,
કબહુક સરવર નીર, નીર નહિ કબહુક સરવર;
કબહુક નર ઘર લચ્છ, લચ્છ નહિ કબહુક નર ઘર,
કબહુક નર વરસુખ, સુખ નહિ કબહુક નર વર. ૨

અર્થાત્—સુખને સઉ ચહાય છે પણ સુખ પૂર્વ પુણ્ય વિના મળતું નથી.

(૧૨૪) ચાર પ્રશ્નો વિષે રાજા અને કુંવરીનું દ્રષ્ટાંત.

અર્થાત્—એક વખતે એક રાજાએ પોતાના દીવાનને કહ્યુ કે હે દીવાનજી ! મને આ નીચે લખેલી ચાર વસ્તુના નામ કહો. તે એ કેઃ—

દોહરોઃ—છે છે છે શું જગતમાં, નથી ને છે તે શું ?
નથી નથી તે શું કહો ? છે ને નથી તે શું ? ૧

અર્થાત્—છે છે છે તે શું ? નથી ને છે તે શું ? નથી નથી ને નથી તે શું ? ને છે ને નથી તે શું ? આ ચારેનો ઉત્તર કહો. તે સાભળી ઘરે આવી દીવાન વિચારમાં પડચો. આ ગુઢ શબ્દોમાં કાંઇ સમજ્યો નહિ તેથી ગભરાયો, ત્યારે તેની દીકરીએ મુઝવણનું કારણ કહ્યું. દીવાને તે રાજાના ચાર પ્રશ્નો કહી બતાવ્યા, ત્યારે તે ચતુર પુત્રીએ કહ્યુ કે પિતાજી, તેનો ઉત્તર ખુશીથી હુ જ રાજાજીને આપીશ. રાજાજીને કહેજો કે મારી પુત્રી જવાબ દેશે. એમ રાજાને દીવાને કહ્યાથી, તે પુત્રીને સભામા તત્કાળ તેડાવીને કહ્યું કે પુત્રી ! બોલ હવે. આ પ્રશ્નોનો ઉત્તર શું છે ? તે સાભળી પુત્રીએ કહ્યું કે મહારાજ, કહો તો તે કહી બતાવુ ને કહો તો તે ચારે વસ્તુ આપને નજરેજ બતાવુ ? પછી રાજાએ સાભળવા કરતાં નજરે જોવુ તે વધુ સારૂ છે એમ વિચારીને તેને નજરેજ બતાવવા કહ્યું તેથી એક ઘોડાગાડીમાં બેસારી કુંવરી રાજાને ગામની બજારમાં લઇ ચાલી એમ કરતા એક શેઠની મોટી હવેલી રસ્તામાં આવી તેમાં શેઠ તરફથી ગરીબોને અને સાધુસંતોને દાન દેવાતું હતું ત્યા પુત્રીએ રાજાને કહ્યુ કે જુવો મહારાજ ? આ શેઠ કેવો ભાગ્યશાળી છે ! આ આપના પેલા પ્રશ્નનો ઉત્તર. છે છે ને છે.

દોહરો—છે છે છે તે આ જુઓ, શેઠ મહા પુણ્યવંત;
બની ઉદાર દે દાનને, અતિ નમ્ર ગુણવંત. ૧

પૂર્વ ભવે કીધાં ઘણા, દાન પૂન્ય ધરી પ્યાર;
ફળ તેનું આ સાંપડ્યું, સુખ સંપત્તિ અપાર. ૨
આ ભવમાં આપેવળી, દયા ધરી અતિદાન;
તેનું ફળ આગત ભવે, દેશે સુખ નિધાન. ૩

પછી આગળ ચાલ્યા ત્યાં એક નિસ્પૃહી મુનિમહાત્મા ધ્યાન ધરીને ઉભેલા જોયા ને રાજાને કહ્યું કે જુવો મહારાજ ! આપના બીજા પ્રશ્નનો જવાબ.

દોહરો—નથી ને છે તે આ જુઓ, શ્રી મુનિવર ગુણવંત;
શાંત દાંત નિર્લોભીને, તપસ્વી શ્રી જયવંત.
કોડી પાસ મળે નહિ, મહાત્મા મહિમાવંત;
પણ પર ભવમાં પામશે, સુખ અનંત ભગવંત.

પછી વળી આગળ ચાલ્યા ત્યાં ભીખ માગતો અત્યંત દુઃખી એક ભીખારીને જોઈ પુત્રીએ રાજાને કહ્યું કે જુવો મહારાજ ! આ રંક ભીખારીને જુઓ. આ આપના ત્રીજા પ્રશ્નનો જવાબ.

દોહરા—નથી નથી તે આ જુઓ, દ્રમક મહા દુઃખવાન;
દયા ઉપજે દેખતાં, પાપ રૂપ પહિચાણ. ૬
નથી પહેરવા લુગડાં, નથી ખાવાને અન્ન;
વદેદીન વાણી સદા, દુઃખી દીસે તનમન, ૭
નિર્દય થઈ કીધાં હશે, પરભવ પાપ અમાપ;
તજી બીક પરલોકની, ઉપજાવ્યા પરિતાપ. ૮
ફળ તેનું આ પામીઓ, દ્રમક રૂપ અવતાર,
આ ભવમાં બાંધે વળી, પાપ અતિ નિરધાર. ૯
તેનું ફળ આગત ભવે, થશે દુઃખ અવતાર;
ઉભય લોકમાં તેહને, નથી નથી નિરધાર. ૧૦

પછી આગળ ચાલ્યા ત્યાં એક ગુણીકાનો આવાસ જોયો ને તેમાં બારીએ બેઠેલી પાનપટી ચાવતી અને ઉપરથી રૂડી રૂપાળી જણાતી એવી ગુણીકાને જોઇને રાજાને કુંવરીએ કહ્યું કે જુવો મહારાજ ! આ આપના ચોથા પ્રશ્નનો જવાબ.

દોહરા—ગુણીકા આ જાણો વળી, છે નથીનું દ્રષ્ટાંત;
વિવિધ પ્રકારે ભોગવે, વિષય સુખ ધરી ખાંત. ૧૧

જારી કર્મ કરી ઘણાં, સંચ્યા પાપ અપાર;
પૈસા કેરી પદમણી, જગત પાત્ર નિરધાર. ૧૨
ખરચી ખાવે પૂર્વની, દુર્ગતિમાં પડનાર;
મનુષ્ય જન્મ હારે વૃથા, છે નથી તે અવધાર. ૧૩

આ પ્રમાણે જ્ઞાનબોધરૂપ ચારે પ્રશ્નોના જવાબ નજરે જોઈ પોતાના મનમાં રાજા બહુ જ ખુશી થયો, ને કુંવરીની આવી અપૂર્વ જ્ઞાનબુદ્ધિ માટે બહુ બહુ પ્રકારે તારીફ કરતા કહ્યું કે હે કુંવરી ! તને ધન્ય છે, તું ખરેખર ડાહી ને ચતુર છે. તારા આ જવાબથી મને બહુજ આનંદ થયો છે. પછી રાજાએ કુંવરીને સારૂં કીંમતી ઈનામ આપ્યું ને પોતાને ઘરે તેને વિદાય કરી. માટે હે ભાઈ, પરભવના ભાતા માટે કંઈક ધર્મની ટેક લ્યો. કોઈ નિયમ લ્યો. ત્યારે વંકચુળે કહ્યુઃ—મહારાજ ! મારો ધંધો જુદો રહ્યો, ચોરીના ધંધાથી તો મારે પેટગુજારો કરવો, તો તેમાં નિયમ કેમ પળાય ? તો પણ તમારા કહેવાથી કાંઇક નિયમ તો લઉં. પછી મન સાથે વિચાર્યું કે આપણાથી સચવાય અને મહારાજનુ મન રહે એવી બાધા લઉં. એમ વિચારી બોલ્યો કેઃ—મહારાજ ! એક ગાડું મારે ન ખાવું, બીજું અજાણ્યાં ફળ ન ખાવાં, ત્રીજું કાગડાનું માસ ન ખાવુ, ચોથું કોઈ રાજાની રાણી સાથે વ્યભિચાર ન કરવો અને પાચમું સાત પગલાં પાછાં ફરી કોઇ ઉપર ઘા કરવો. એવી પાંચ બાધા આપો ! એ સર્વ નિયમમાં એક પણ પળાય તેવું નહોતું એમ નહિ. ગાડુ કઇ ખવાતું નથી. કાગડાનું માંસ નીચ જાણી ખવાતું નથી, અને ચોરીના કામો કરનારને તો રાજાની રાણી સ્વપ્નામાં પણ જોવી મુશ્કેલ હોય છે. અને અજાણ્યું ફળ પણ કોણ ખાય છે ? એમ જાણી એ સર્વ બાધાઓ ઉત્સાહથી લઇ વંકચુળ પગે પડી પાછો ફર્યો.

પછી ઘણા દિવસ વિત્યા કેડે એક દિવસ તે ભીલપતિ વંકચુળ પાંચ પચીશ ભીલોને સાથે લઈ ચોરી કરવા ગયો. ચોરી કરી પાછા ફરતાં રસ્તામાં કોઇએક ઝાડ તળે બેઠો. વંકચુળે કહ્યું કેઃ—આજ તો ભુખ બહુ લાગી છે, માટે કાંઈ ખાવાનું શોધી લાવો. ત્યારે સઘળા ભીલો ભિન્ન ભિન્ન ઠેકાણે ખાવાનું શોધવા નીકળ્યા, તેમાંથી પાંચ સાત તો આઘા જંગલમાં નીકળી ગયા, ત્યાં તેમણે એક સ્થળે શંકરનું દેવાલય દીઠું. અંદર જઈ દીવાને અજવાળે જોયું, તો બે ચાર ખાંડનાં બનાવેલા ગાડાં ત્યાં જોયાં, કોઇ ગૃહસ્થે

માનતા માની ભેટ ચઢાવ્યાં હશે એમ જાણી તે લઇ લીધાં, અને ત્યાંથી ચાલી વંકચુળ પાસે આવી તેની સન્મુખ મુકીને જણાવ્યું કેઃ—કોઈ શંકરના દેવાલયમા આ ખાંડના ગાડાં પડેલાં હતાં, તે લાવ્યા છીએ, માટે આપ સુખે વાપરો! વંકચુળે તે લઇને ખાવાની ઇચ્છા કરી, ત્યાં તેને સાંભરી આવ્યું કે, પેલા સાધુ મહારાજ પાસે ગાડાની તો મેં બાધા લીધી છે, માટે આ તો મારાથી ન ખવાય, એમ કહી તે પડતા મુક્યાં; અને કહ્યું: મારે ગાડાં ખપતા નથી, માટે હું તો નહિ ખાઉં ત્યારે ભીલોએ કહ્યુ કેઃ—આ તો ખાંડના ગાડાં છે માટે ખવાય, વળી ચોરને એવી બાધા ન પાળવે માટે વાપરો, એ તો કાંઈ નહિ—એમ ઘણું ઘણું કહ્યું પણ તેણે માન્યું નહિ; ત્યારે અન્ય ભીલો ખાઈ ગયા. ત્યાર પછી થોડીવારે બીજા ભીલોએ આવીને કોઇ નવી જાતના સુંદર ફળો તેની પાસે મુકયા, અને કહ્યું કે બીજું કાંઇ તો મળ્યુ નહિ, પણ આ ફળો બહુ સરસ છે, તે ખાઇ ક્ષુધા શાંત કરો. ત્યારે વંકચુળે કહ્યુ કેઃ—આ ફળનું નામ શું ? ત્યારે તેઓએ કહ્યું કે, તે ફળો તો અજાણ્યાં છે, તેનું નામ તો નથી આવડતુ, પણ સ્વાદીષ્ટ બહુ છે. ત્યારે વંકચુળે કહ્યું કે ભાઈઓ! અજાણ્યાં ફળ ખાવાની મારે પ્રતિજ્ઞા છે. ત્યારે તેઓએ ફળ ખાવા માટે ઘણી આજીજી કરી પણ તેણે તે માન્યું નહિ, ત્યારે તેઓ ખાઈ સુઇ ગયા. વંકચુક પણ સુઇ ગયો, ભુખ્યો રહ્યો પણ ટેક છોડી નિયમ ભંગ ન કર્યો

સવારના પહોરમાં વહેલા ઉઠી સર્વને ઉઠાડવા માડયા, પણ કોઇ જાગ્યું નહિ. પછી તપાસ કરી તો જણાયુ, કે આ તો સર્વ મૃત્યુવશ થયા છે, અને એ બધાંના શરીર લીલાછમ થઈ ગયાં છે, માટે જરૂર આમા કાંઇક ભેદ છે! તે બધા મૃત્યુવશ થવાનુ કારણ એ છે, કે જેણે ગાડા ખાધા હતા, તેમના ઉપર દેવાલયમા એક સર્પ આવી ગયો તેણે પોતાની ઝેરી લાળ મુકી હતી, તેથી એ સાપે ચાટેલાં ખાડના ગાડા ખાનારા સર્વને ઝેર ચડવાથી તેઓ મરણ પામ્યા. તથા અજાણ્યાં ફળ ઇદ્રિવરણાં હતા, તે ફળનો એવો ગુણ—સ્વભાવ છે, કે દેખવામાં તે ઘણાં રળીઆમણા તથા સુદર લાગતાં અને ખાતાં પણ મીઠા લાગે, પણ ખાનારા મરી જાય; તેથી આ ફળ ખાધાં તે બધા મરી ગયા. આ બનાવથી વકચુળે આશ્ચર્ય પામી વિચાર્યું કેઃ—વાહ! આ બે વસ્તુઓ મેં ખાધી હોત તો હુ પણ મરી જાત, મેં તો ગાડાં વગેરેની બાધા મશ્કરીમા લીધી હતી, પણ તેનુ ફળ તો મને ઘણું સારૂં મળ્યું. આજે હુ બચ્યો તે સર્વ ગુરૂનોજ પ્રભાવ છે, માટે

હવે તો સર્વ નિયમ માથા સાટે પાળવા, ગમે તેટલું દુઃખ પડે તો પણ ટેક તજવી નહિ. આ બે નિયમનાં ફળ તો મને હાલ પ્રત્યક્ષજ મળ્યાં, તે ઉપરથી તેની વિશેષ આસ્તા ચોંટી; પછી તે પોતાને ઘેર ગયો, અને બનેલી સર્વ વાત ત્યાં સઉને કહી. વિશેષમાં કહ્યું કે હું ગુરૂના નિયમ ઉપર ટકયો તેથી બચવા પામ્યો, નહિ તો હું પણ જરૂર મરણ પામત.

પછી કોઇ એક પ્રસંગે કેટલાક પુરૂષો લઇને વંકચુળ ચોરી કરવા નીકળી ગયો. ઘેર પોતાની બ્હેનને સંભાળથી રહેવા માટે ભલામણ કરતો ગયો. હવે બન્યું એવું કે તેના ગયા પછી બીજે દિવસે તે ચોરપલ્લીમાં કેટલાએક નાટકીયાઓએ રમવા આવી રમત કરી મોજ લેવાની આશાએ ત્યાં પડાવ નાખ્યો. વંકચુળની બહેને વિચાર્યું, કે વંકચુળ અત્રે નથી એમ કહી હું રમત બંધ કરાવીશ તો મારા ભાઇની લાજ જશે. માટે હુંજ પોતે પુરૂષનો વેશ પહેરી સભામાં આવી બેસીશ અને ખેલ જોઈ મોજ આપીશ. એમ ધારી તેણે તે નાટકીઆઓને ખેલ કરવાની રજા આપી. એટલે નાટકીઆઓએ મંડપ શણગાર્યો, અને ઉચામાંઉંચો સારો ખેલ કરી મોજ લેવાનો નિશ્ચય કર્યો. પછી રાત્રીના નવ વાગ્યે ઠરાવ પ્રમાણે વંકચુળની બ્હેન પુરૂષનો પોશાક ધારણ કરી, કમરે તરવાર લટકાવી ઠાઠમાઠથી સભામાં દાખલ થઈ એટલે તરતજ સર્વ સભાએ માન આપવા સલામો ભરી તથા સર્વ સભાજનો ઊભા થયા. સર્વની સલામ લઇને તેણી ઉચા આસને બેઠી ને ખેલ શરૂ કરવાની રજા આપી, એટલે તુરત નાટકીઆઓ રમવા લાગ્યા. ઘણાં ઉચા પ્રકારનો ખેલ કર્યો, તેથી આખી સભા ઘણી ખુશ થઈ ગઈ. ખેલ લગભગ બે-અઢી કલાક ચાલ્યો, ત્યાં સુધી બધાને આનંદ ને ગમત થયા, પછી ખેલ પૂર્ણ થયે વંકચુળની બહેન જે પુરૂષવેશે સિંહાસને બેઠી છે, તેણે ઊંચી મોજ આપી-પાંચસો સોનામહોરો આપી. એટલે બીજા પણ કેટલાક પુરૂષોએ યથા-શક્તિ નાટકીયાને ઇનામો આપ્યાં.

પછી ખેલ ખલાસ થયો. રાજાધિરાજ ( પુરૂષને વેશે વંકચુળની બહેન ) ઉઠયા એટલે સર્વ મંડળ વિખાયું, ને સઉસઉને સ્થાને જઈ સુઇ ગયા. નાટકીઆઓ પણ સર્વ સામાન સંકેલી સ્વસ્થાને જઈ સુઈ ગયા. વંકચુળની બહેન તથા તેની સ્ત્રી વંકચુળ ઘરે ન હોય, ત્યારે હમેશાં સાથેજ સુતા હતા, તેથી આજે પણ બન્ને સાથેજ સુઇ ગયાં. વંકચુળની બહેન જાગરણ થવાથી ઉંઘ આવવાને લીધે અકળાઈ પુરૂષવેશ બદલ્યા વગરજ પુરૂષવેશે ભોજાઇ જોડે સુઇ ગઈ.

હવે બન્યું એવું કે તેજ રાત્રે વંકચુળ ચોરી કરીને ઘેર આવી ઘરમાં પેસતાં જુએ છે, તો આજે તેને અવનવું વિચિત્ર ચિત્ર જોવામાં આવ્યું ! પોતાની સ્ત્રી સાથે કોઈ રૂપસુંદર પુરુષને સુતેલો જોયો, તત્કાળ વંકચુળનો પિત્તો ગયો, શરીરમાં રોમેરોમે ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો, મારી સ્ત્રી આવી કુલક્ષણી-કુપાત્ર હશે ? તેવું તેને અત્યારે ભાન થયું. બસ ! આ બન્ને દુષ્ટોને મારી ચળકતી તાતી તેગના એકજ ઝટકે મારી નાખું. આવી કુલટા સ્ત્રીથી શું સર્યું. પછી લાલચોળ નેત્રો કરી ક્રોધથી ધમધમી જઇ મ્યાનમાંથી તરવાર કાઢી ઘા મારવા ઊંચી કરી ત્યાં યાદ આવ્યું કે, મેં પેલા સાધુ મહારાજ પાસે બાધા લીધી છે કે " કોઇના ઉપર ઘા કરવો હોય ત્યારે પ્રથમ સાત પગલા પાછો હઠી ઘા કરવો " એ વચન અત્યારે યાદ આવતાં એકદમ તે સાત પગલાં પાછા હઠયો, અને પછી જેવો એકદમ ઉછળી ઘા કરવા જાય છે, તેવીજ તે તલવારની અણી ઉંચે ભારોટીયાને અડી, તેથી ખડખડાટ થયો. તે ખડખું ફેરવવા જતી પુરૂષ વેશે સુતેલી તેની બ્હેને સાંભળતાં તુરત તે એબાકળી જાગી ઊઠી અને બોલી ગઇ કેઃ-ખમ્મા મારા વીરને ! આ શબ્દ સાંભળી વંકચુળ વિચારમાં પડ્યો-કે આ શું ? આ તો કહે છે કેઃ-" ખમ્મા મારા વીરને ! " તો શું આ સ્ત્રી છે ? તેટલામાં તો તેની બ્હેન જાગ્રત થઇ જુએ છે, તો પોતાના ભાઇ વંકચુળને ખુલ્લી તરવારે પોતાની પર ધસી આવતો જોયો. ભાઇ ! બંધવા ! આ શું ? શા માટે આમ કરે છે વીરા ? વંકચુળ આ સાંભળી શરમાઇ એકદમ તલવાર મ્યાન કરી બોલ્યોઃ-બ્હેનડી ! હમણાં ગજબ થઇ જાત, હું તમો બન્નેને મારી તલવારના એકજ ઝટકે હમણાં હતાં ન હતાં કરી મુકત, તો પસ્તાવાનો પાર ન રહેત. વાહ પ્રભુ વાહ ! ! વાહ ! કૃપાળુ ગુરૂ વાહ ! તમે તો આજે મને મહાપાપથી બચાવ્યો છે. મારાં બે મહા અમૂલ્ય પ્રિયતમ માણસોને ગુરૂદેવ તમેજ આજે જીવતદાન આપ્યું છે, પછી બ્હેને કહ્યું:-ભાઇ ! આમ કરવાનું કારણ ? વંકચુળે કહ્યું:-તમે પુરૂષવેશે તમારી ભોજાઇ સંઘાતે સુતાં હતાં, તે મેં નજરે જોયાથી મારો ક્રોધાગ્નિ વધી એકદમ પિત્તો ઉછળી આવ્યો, તમો નહિ ઓળખાયાથી આ મેં સાહસ કર્યું, પણ મેં પેલા સાધુમહારાજ પાસે લીધેલી બાધાથી સાત પગલાં પાછો હઠ્યો, ત્યાં તમે જાગ્યાં અને અનર્થ થતો બચ્યો. પણ બ્હેન ! તમે આજે પુરૂષવેશે કેમ છો વારૂ ! આ જગતને નવાઇ લાગે છે, પછી તેણીએ નાટકીયા આવ્યાની હકીકત કહી સંભળાવી.

પછી મનનો વહેમ સઘળો મટી ગયો અને વિપરીત થતું અટકયાથી નિયમ આપનાર ગુરૂવર્યના બહુ બહુ પ્રકારે ગુણગ્રામ કરવા લાગ્યો. હવેના નિયમો દઢતાથી પાળવા માટે તે પૂર્ણ શ્રદ્ધાળુ થયો; અને નિશ્ચય કર્યો કે હવે પછી ફરીને વગર વિચાર્યું કાર્ય ન કરવુ. હે કૃપાળુ ગુરૂ ! આપે મને આવા નિયમ ન આપ્યા હોત, તો આજે મારે પૂર્ણ પસ્તાવુ પડત, હે ગુરૂવર્ય, તમારા અપાર ગુણો છે. તે અલ્પમતિ એવો હું એક જીભે કરી કેમ ગાઇ શકું ? " મેરૂપર્વત જેટલી કાજળની શાહી બનાવી હોય, તથા મહાસાગર રૂપી ખડીયો કર્યો હોય, સર્વ વૃક્ષોની ડાળીઓની કલમ કરી હોય, પૃથ્વીના પટરૂપી મોટો કાગળ હોય, અને સર્વથી સરસમાં સરસ લખવાવાળી સરસ્વતી દેવી સદાકાળ-નિરંતર લખ્યા કરે; તો પણ હે પ્રભુ, તમારા ગુણનો પાર આવી શકે તેમ નથી. (૧) મારા શરીરના પ્રત્યેક લોમકૂપ-રૂંવાડામા જિહ્વાઓ હોય, અને સરસ્વતીની અનંતકોટીઓ હોઇ પ્રત્યેક સરસ્વતી પ્રત્યેક જીભમાં વસે, તો પણ હે શ્રીનૃસિંહ-નરોત્તમ ! ગુરૂ ! આપના ગુણ ગાવાને તે સમર્થ થાય તેમ નથી. (૨) અપાર જળતત્વ તેજસતત્ત્વથી રંગાઇ પૃથ્વીતત્વરૂપ પાત્રમાં પ્રયત્ને કરી ભરપુર ભરવામાં આવે, વાયુની લહરીઓ લેખિનીરૂપ હોય, આકાશ સુદર પત્રરૂપ હોય, અને અસંખ્ય સરસ્વતીઓ લખનાર હોય, તો પણ હે ગુરૂવર્ય ! આપની કીર્ત્તિનું વર્ણન કરવા તે સર્વ શક્તિમાન્ થાય એમ નથી. (૩)

મતલબ કે હે કૃપાળુ ગુરૂવર્ય ! આપના અપાર ગુણોનો તો પાર જ નથી. આપે મારા ઉપર મહદુપકાર કર્યો છે, આજ મને મહાપાપ કર્મથી બચાવી ભારે અનર્થ થતો ટાળ્યો છે. પછી તેણે નિશ્ચય કર્યો કે, હવે ગમે તેમ થાય, તો પણ તે સર્વ નિયમો જરૂર પાળવા જ. આ નિયમોથી મને ઘણો ફાયદો થયો છે, તેના લાભનું લેખુ મારાથી તો થઈ શકે જ નહિ. ખરેખર સદ્ગુરૂ છે તે જંગમ તીર્થ છે. કહ્યું છે કે:—

### ચાર જંગમ તીર્થ વિષે ગરબી.

વારૂ વારૂ રે તીરથ ચાર, જંગમ હિતકારી,
ધન્યધન્ય એ જાત્રા સાર, કરજો નરનારી. એ આંકણી;
પેલું તીરથ પુંડરીક ગણધર, ગૌતમાદિક અણગારજો,
ભાવ ધરીને નિત્ય ગુરૂવંદો, તીરથમાં સીરદાર... જંગમ. ધન્ય
બીજું તીરથ બ્રાહ્મી સુંદરી, આદિ ચંદન બાળજો,

કરજ કર્યાનો ડર નહિ, એ પણ એક ગમાર. ૪૫૧

ગુણવંતા ગુરૂણી ગુણ ગાઓ, એ તીરથ મંગળમાળ જંગમ. ધન્ય.
ત્રીજું તીરથ શ્રાવક જાણો, ગુણ એકવીશ પ્રમાણજો;
શંખપોખળી આણંદાદિ, તત્વતણા ગુણ જાણ. જંગમ. ધન્ય.
ચોથું તીરથ જગમાં ઉત્તમ, જીનવરે કર્યા વખાણજો;
શ્રાવિકા સોળસા જયન્તી, સતીયું ચતુર સુજાણ. જંગમ. ધન્ય.
એ ચારે તીરથ ભાવ ધરીને, કરીએ આતમ કાજ જો;
ચાર ગતિના દુઃખ નિવારે, કહે ઉમેદચંદ મહારાજ. જંગમ. ધન્ય.

પછી તે એકદા પાછો થોડા ભીલની ટોળી લઈ રાત્રે ચોરી કરવા નીકળ્યો, સર્વ ભીલો ગામમાં ભિન્નભિન્ન સ્થળે વેરાઈ ગયા. વંકચુળ રાજ્યદરબારમાં ચોરી કરવા ગયો. ફરતો ફરતો તે રાજાના શયનગૃહમાં ગયો. ત્યા રાજાજી સુતા હતા. રાજમહેલ અને તેમા વળી શયનમન્દિરમાં અનેક પ્રકારના ચિત્તાકર્ષક ફરનીચર તથા તરેહતરેહની અનેક શોભા અને વિવિધ વસ્તુઓ જોઈને તે ઘણો ખુશી થવા લાગ્યો. પછી પડખેના ભાગમાં ગયો, તો ત્યાં રાણીજીને સુતેલાં જોયા. વંકચુળ એટલામાં ફરવા લાગ્યો તેના પગસંચારથી રાણીની આંખ ઉઘડી ગઈ, અને જોયુ તો દૃષ્ટિ સમીપે એક પહેલવાન નવયુવાન અતિ રૂપવંત પુરૂષ જોયો. આવા રૂપાળા રઢીયાળા નરને જોઈ રાણી વિચારમાં પડી, અત્યારે આ કોણ અને કયાંથી આવ્યો હશે ? કોઈ રાજવંશી કુમાર લાગે છે ! રાણી પણ નવયૌવના હતી, તેથી તેના હૃદયમાં કામદેવ પેઠો ને તેની ચિત્તવૃત્તિ ચળી ગઇ, પુરૂષના રૂપ માધુર્યથી રાણી ફીદા ફીદા થઇ ગઈ, ચોર પર આશક થયેલી નીચવૃત્તિની રાણીને તેની સાથે વિષયસુખ ભોગવવાની પ્રબળ વાંચ્છના થતાં જ તે એકદમ ઉઠી બેઠી થઇ, ને ઈસારો કરી તેને પાસે બોલાવી કહ્યું કેઃ–હે સૌભાગ્યવંત પુરૂષ ! તુ કોણ છે ? અહીં કયાંથી આવ્યો ? ભલે આવ્યો મને ભાવ્યો છે ! તારૂં અહોભાગ્ય કે તું અહી આવ્યો ! હું તારૂં કમનિય રૂપ જોઈ મોહ પામી તારા ઉપર કુરબાન થઈ છું, તેથી પ્રેમપૂર્વક કહું છું, કે તું મારી સાથે વિષય સુખ ભોગવ ! વંકચુળ આ સાંભળી વિચારમાં પડયો કેઃ–મારે તો રાજાની રાણી સાથે વ્યભિચાર–સંભોગ કરવાનો નિયમ છે, અને આ રાણી તો મને વિષય કરવાની પ્રાર્થના કરે છે, માટે અત્યારે જ ખરી ટેક રાખવાની ખાસ જરૂર છે. એ નિયમમાં મને પૂર્ણલાભ મળ્યો છે, માટે આ નિયમ પણ મારે શિર સાટે પાળવો જ. પછી હિમતપૂર્વક તે બોલ્યો કેઃ–હે

રાજમાતા ! હું ચોર છું, ચોરી કરવા અત્રે આવી ચડયો છું, તમે જેની પ્રાર્થના કરો છો તે કામ મારાથી કેમ બને ? આપ તો રાજાની રાણી છો, તેથી મારે તો માતા તુલ્ય છો, હું તો આપના બાળક રૂપ છું, તો એ અયોગ્ય અધમ કાર્યમાં મારાથી પ્રવેશ કેમ કરાય ? તે સાંભળી રાણી બોલી કેઃ–હે ભાગ્યવંત મહાપુરૂષ ! ખરે તું મૂર્ખ જણાય છે, આવો સમય ! મારા જેવી સ્વરૂપવંતી સ્ત્રીનો સમાગમ ! દુર્ભાગીને તો સ્વપ્નમાં પણ દુર છે, માટે ભલો થઇ મારી સાથે ભોગ ભોગવ, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મુખ કેમ મરડે છે ? માટે જલદી કર, મારી માગણી માન્ય કર–કબુલ રાખ ! વળી તું ચોરી કરવા નીકળ્યો છે, તો હું તને મારી સાથે સંભોગ કરવાના બદલામા આ મારો નવલખો સુંદર મનોહર હાર ડોકમાંથી કાઢી સપ્રેમ અપર્ણ કરૂં છું; માટે મારૂં વચન માન્ય રાખ. તે સાંભળી વંકચુળ બોલ્યો કેઃ–હે રાજમાતા ! તમે ગમે તેમ કહો, પણ તે કામ મારાથી બનવું અશક્ય છે, તમારો નવલખો હાર નથી જોઇતો, મારૂં વ્રત અખંડ રહે અને મારી ટેક ન જાય તે જ હું તો સર્વસ્વ સમજું છું, મારાથી લોભવશ થઇ અકાર્ય તો નહિ કરાય તે વિશે નીતિ–શાસ્ત્રમા કહ્યું છે કેઃ—

"અસત્ય—જુઠું બોલવા કરતાં મૌન્ય—ચુપ રહેવું તે સારૂં, પરસ્ત્રીગમન કરવા કરતાં નપુંસકપણું સારૂં છે, ચાડી આદિ કઠોર વાકયોમાં અને પરનિંદામાં પ્રીતિ કરવા કરતાં પ્રાણત્યાગ કરવો તે સારૂં છે, તથા પારકા ધનથી સુખ ભોગવવું, તેના કરતા ભિક્ષા માગી પેટ ભરવું તે વધારે સારૂ છે. માટે હે માતા ! મારાથી એ દુષિત કાર્ય નહિ જ બને, મારે તમારો હાર નથી જોઇતો, દુનિયામાં રાજરાણીને માતા તુલ્ય ગણવાનું કહેલુ છે, તો મારાથી માતૃગમન કેમ બને ? આ પ્રકારે અન્યોઅન્ય વિવાદ અને વાતચિત ચાલી રહેલા તેના ગંભીર અવાજથી જોડેના ભાગમાં પોઢેલા મહારાજા જાગી ઉઠયા, આશ્ચર્ય પામી વિચાર્યું કે આ શું થાય છે ? તેની તપાસ માટે ભીંત પાસે આવી કમાડની તડમાંથી ગુપ્ત રીતે જોવા લાગ્યા. રાણીની વ્યભિચાર માટે પ્રાર્થના તથા પુરૂષની વિષયવિરક્તતાની વિનવણી, આ બે પરસ્પર વિરુદ્ધ વાતોથી રાજાને બહુ જાણવાનું મળ્યું, રાણી ઉપર તિરસ્કાર અને પુરૂષ પ્રત્યે પ્રેમ પ્રકટ થવા લાગ્યો. પછી વંકચુળને કરેલી માગણી નામંજુર થવાથી રાણી જરા રોષથી બોલી કેઃ–અરે કમનસીબ પુરૂષ ! તું કેમ ભુલે છે ? દુનિયા જેને માટે અનેક પ્રયાસો કરે છે, અનેક

પ્રકારના છળપ્રપંચ ને કાવાદાવા કરે છે, તેને તું નામંજુર કેમ કરે છે ? ખરેખર તારા જેવો અધમ કોણ હશે ? વળી યાદ રાખજે કે મારી માગણી તારે અવશ્યમેવ સ્વીકારવી પડશે જ, નહિ તો વિષમ સ્થિતિ ભોગવવી પડશે. આ પ્રમાણે ધમકી આપી તો પણ વંકચુળ ચળ્યો કે ડગ્યો નહિ, અને ધૈર્ય ધારી નમ્રતાપુર્વક બોલ્યો કેઃ—હે રાજમાતા ! એ અઘટિત કાર્ય અવશ્ય મારાથી બનવું મુશ્કેલ છે, કદાચ રાજાજી જાણે તો આનું કેવું માઠું પરિણામ આવે ? વળી નિયમભંગ થવાથી પણ મહાપાપ લાગે છે, ઉભય લોકમાં અધમગતિ ભોગવવી પડે છે, વળી લોકવિરૂદ્ધ પણ ગણાય. એમ અનેક વિકટ સંકટમાં ઉતરવાનો આ અધમ માર્ગ છે.

માટે હે રાજમાતા ! કૃપા કરી મને રજા આપો એટલે હું મારે રસ્તે પડું અઘટિત કામ તો મારાથી નહિજ બને. ત્યારે રાણીએ કહ્યું કેઃ–તું રાજાથી ડરીશ મા. તે તો ઉંઘી ગયા છે અને આજે મારી સાથે રીસાયલા હોવાથી અત્રે આવશે જ નહિ, માટે તું મારી સાથે સુખે ભોગ ભોગવ ને મારી વિષયવાસનાની તૃષ્ણા પૂર્ણ કર. નહિ તો હું તને ફજેત કરીશ. ખરેખર અમારી સ્ત્રીચરિત્રની કળા તું જાણતો નથી.

માટે મુરખા ! જલદી મારૂં કહ્યું માન, નહિ તો તું બહુ દુઃખી થવાનો એમ તું ચોક્કસ સમજજે ! એ પ્રમાણે રાણીએ ઘણી મહેનત કરી, સામ દામ ભેદ ને દંડ નીતિ વાપરી પણ દૃઢ નિશ્ચયી ટેકીલા નર વંકચુળનું મન જરાય ડગ્યું નહિ. છેવટે રાણીએ સ્ત્રીચરિત્ર કર્યું, શરીર ઉપરના વસ્ત્રાલંકાર તથા મસ્તકના કેશ વગેરેની અવ્યવસ્થા કરીને મોટી બુમ પાડી કેઃ– દોડજો ! દોડજો ! કોઈ નીચ પુરૂષ મારી લાજ લે છે, મને એકલી જાણી બળાત્કારે વશ કરી જુલમ ગુજારે છે, અત્યાચાર કરે છે. એ શબ્દો સાંભળી માણસોએ એકદમ ત્યા દોડી આવી વંકચુળને પકડી લીધો. રાજા પંડે પણ ત્યાં આવ્યા, તેઓશ્રી સઘળી વાત મૂળથી જાણતા હતા, તેથી વંકચુળ ઉપર તેમને અત્યંત પ્રેમ પ્રગટયો હતો અને મનમાં તેની ઘણી પ્રશંસા કરતા હતા, અને રાણીના દુરાચાર ને કુભાંડ માટે એ દુષ્ટાને ધિક્કારતા હતા. રાજાએ મનથી વિચાર્યું કે, અહાહા ! દુનિયામાં કામી દુષ્ટ સ્ત્રીઓ શું નથી કરતી ? આ બિચારા નિરપરાધી પવિત્ર પુરૂષ પર કેવું ખોટું આળ મેલી જુલમ ગુજારે છે ! ખરેખર આ વિષયવિષની વેલી રાણી તો મહા ઝેરની ભરેલી કપટની કોથળી અને પાપની પટારી છે.

પછી સત્યનિષ્ઠ રાજાએ તે દુષ્ટ રાણીને દેશવટો આપીને વંકચુળની, સત્ય અને શિયળ માટે ઘણી પ્રશંસા કરી પ્રેમપૂર્વક કાયમ તેને પાસે રાખી સુખી કર્યો, રાજ્યમાં માનીતો મંત્રી કર્યો હવે વંકચુળને ગુરૂએ આપેલા નિયમ માટે વિશેષ આસ્તા બેઠી, અને મન સાથે બોલ્યો કે અહાહા! કેવો નિયમનો પ્રભાવ! મેં નિયમનો ભંગ કર્યો હોત, તો મારી શી માઠી વલે થાત? જરૂર રાજા મને બુરી રીતે મારી નખાવી મારો પ્રાણ લેત, અને હું અપકીર્તિને પાત્ર થાત તે તો વળી જુદું. ત્યાર પછી તે ચોરીનો ધંધો છોડી દઇ હમેશા રાજાની પાસે રહેવા લાગ્યો ને ભીલોની સંગત પણ તજી દીધી.

હવે એક વખતે એવું બન્યુ કે તેના શરીરમાં કોઈ રોગ ઉત્પન્ન થયો, તેમાં વૈદ્યે તેને કાગડાનું માંસ ખાવાનો ઉપાય બતાવ્યો પણ તે તેણે કર્યો, નહિ. કારણકે પહેલાથી નિયમ પાળવામાં તેને પુરી આસ્તા હતી, તેથી ગમે તેટલુ આકરૂં કષ્ટ પડે, છતાં પણ નિયમ ભંગ ન કરવો અને ટેક રાખવો એ દૃઢ નિશ્ચય હતો, તેથી કાગડાના માંસની ના પાડી. રાજાને તે અતિ પ્રિય હોવાથી તેણે પણ ઘણો આગ્રહ કર્યો, તો પણ દૃઢ રહી નિયમ ભંગ ન કર્યો. આખરે તેને સત્ય ટેકને લીધે ધર્મપસાયે થોડા વખતમાં રોગ મટી ગયો ને શરીર સારૂં થયું. પછી કોઈ વખતે તેને ફરીને ગુરૂનાં દર્શન થયાં, ત્યારે તેમનો બોધ સાંભળી ધર્મ આદર્યો, ઘણા વર્ષ સુધી શ્રાવકવ્રત પાળી મરણ અવસરે ચાર શરણાં આરાધી સમાધિ પરિણામે કાળ કરી બારમા અચ્યુત દેવલોકમાં ઉત્પન્ન થયો. આ દૃષ્ટાંતનો સાર એ છે, કે ગમે તેવો પાપી હોય પણ ટેક રાખી ધર્મનું શરણ ગ્રહનાર પાપથી મુક્ત થઇ અવશ્ય ઉત્તમ ગતિને પામે છે. તેને માટે કહ્યું છે કેઃ—કવિત.

પાયો હે મનુષ્ય દેહ, અવસર બન્યો રે એહ,
એસો દેહ બેરબેર, કહો કહાં પાઇએ ?
ભક્ત હે બાવરો તું, અબકે શીઆનો હોઈ,
રતન અમૂલ્ય દેહ કાહેકું ઠગાઇએ ?
સમજી વિચાર કર, ઠગનીકો સંગ ત્યાગી,
ઠગબાજી દેખી કબહુ મન ન ડોલાઇએ;
સુંદર કહત તાતે સાવધાન કર્યું ન હોત ?
પ્રભુકો ભજન કર, પ્રભુપદ પાઇએ.

મતલબ કે આ મનુષ્યજન્મ એક નૌકા સમાન છે, અને તે મહાપુણ્યના ઉદયે પ્રાપ્ત થયેલ છે, માટે સત્કાર્યો કરી જીંદગી સફળ કરવી એજ મનુષ્યત્વની સાફલ્યતા છે.-આવી અમૂલ્ય ને સર્વ રીતે અનુકૂળ જોગવાઈ મળવા છતાં જેઓ નહિ ચેતે, તે પછી ખરેખર પ્રાણાન્તે પસ્તાવાનાજ. (૯૩-૯૪)

(૯૫)

लोकेश लोके किलकंटका विमौ ।
ह्यतीव तीक्ष्णौ च शरीर शोषणौ ॥
चिंता प्रकोपौ सु जिनेंद्र प्रोदितौ ।
तस्माद् वरिष्ठे न विवर्जनीयकौ ॥ ९५ ॥

અર્થ—હે રાજા ! ખરેખર આ લોકને વિષે આ બે કંટકો એટલે કાંટા છે, તે કાંટા કેવા છે ? તો કહે નિશ્ચે તે અત્યંત તિક્ષણ છે, તથા મનુષ્યોના કોમળ શરીરને સુકવી નાખનારા છે. તે બે કાંટા ચિંતા અને કોપ નામે ઓળખાય છે. તે ઉત્તમ એવા શ્રીજીનેશ્વર ભગવાને કહેલા છે, તેથી સુખની ઈચ્છાવાળા ઉત્તમ પુરૂષોએ તે બે કાંટાને અવશ્ય કાઢી નાંખવા-તજી દેવા જોઇએ છે. (૯૫)

ભાવાર્થ—આ શ્લોક કોઈ રાજાને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે. પ્રાયે કરીને મોટા પુરૂષોને મોટી ચિંતા હોય છે. કોઇ કહે છે કે જેને ઝાઝી લક્ષ્મી તેને ઝાઝું સુખ, પણ એમ સમજવું એ ભૂલ ભરેલું છે, કારણ તેને તો ઘણી ચિંતા હોય છે. પુત્રકલત્ર મિત્ર વગેરેમા પણ કાંઇને કાંઈ ચિંતા હોય છેજ, કારણ કે આ સંસારને જ્ઞાનીઓએ ચિંતામય કહેલો છે, માત્ર એક વૈરાગ્યમાંજ નિશ્ચિંતપણું તથા નિર્ભયપણું રહેલું છે. તે વિષે રાજર્ષિપ્રવર ભર્તૃહરિએ વૈરાગ્યશતકમાં બરાબર કહ્યું છે કેઃ—

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं ।
मौने दैन्यभयं बले रिपुभयं रुपे जरायांभयम् ॥
शास्त्रे वादभयं गुणे खलभयं काले कृतान्ताद्भयं ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्य मेवाऽभयम् ॥

અર્થાત્—ભોગમાં રોગનો ભય છે, કુળમાં નાશનો ભય છે, લક્ષ્મીમાં

કરે પરાક્રમ પણ ધરે, અવર તણો આધાર; ૪૫૭
અલ્પ મળે નહિ આપ બળ, એ પણ એક ગમાર. ૪૫૬

રાજા આદિકનો તથા નાશ થવાનો ભય છે, મૌનમાં દીનતાનો ભય છે, બળમાં શત્રુનો ભય છે અને રૂપમાં જરા-ઘડપણનો ભય છે, શાસ્ત્રમાં વાદનો ભય છે, ગુણમાં ખલ-હરામીનો ભય છે, કાયાને કાળનો ભય છે. એમ જગતમાં સર્વ વસ્તુમા ભય રહેલો છે, પણ એક ઉત્તમ એવા વૈરાગ્યમાં જ નિર્ભયતા રહેલી છે. તો ચિંતા એ જાજ્વલ્યમાન અગ્નિ છે, તે કાંટાની પેઠે કાયમ શરીરમાં ખુંચ્યા ખટક્યા કરે છે. અતિ ચિંતાતુર મનુષ્યને જરા પણ ચેન પડતું નથી, તે બિચારાને સુખપૂર્વક નિરાંતે કદિ નિદ્રા આવતી નથી. ચિંતા અનેક પ્રકારની છે, તે દરેકના શરીરને શોષનારી છે, તે અતિશય તિક્ષણ છે, જેના હૃદયમાં ચિંતા પ્રવેશ કરે છે તેને મહાદુઃખ ઉત્પન્ન થાય છે.

દુહા—કોઇને ચિંતા પુત્રની, કોઈને ચિંતા નાર;
તે કારણ સંસારને, જ્ઞાની દે ધિક્કાર. ૧
કોઈને ચિંતા દ્રવ્યની, સદા મન મોઝાર,
તે કારણ સંસારને, જ્ઞાની દે ધિક્કાર. ૨
કોઇને ચિંતા દેહની, કોઈને છે ઘરબાર;
તે કારણ સંસારને, જ્ઞાની દે ધિક્કાર. ૩
એમ અનેક પ્રકારની, ચિંતા થાય અપાર;
તે કારણ સંસારને, જ્ઞાની દે ધિક્કાર. ૪

મતલબ કે અનેક પ્રકારની ચિંતાઓ લોકોને રહ્યા કરે છે, પણ કદિ પોતાના આત્માની ચિંતા તો તેમને થઇ નહિ ! અમૂલ્ય આ મનુષ્યજન્મ સફળ કરવા માટે જરાયે ચિંતા થતી નથી ઉત્તમ ચિંતા તો હમેશા કરવીજ જોઇએ, કેવી ચિંતા કરવી ? કહે છે કેઃ—હરિગીત છંદ.

હું કોણ છું ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારૂં ખરૂં,
કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરહરૂં;
એનાં વિચાર વિવેકપૂર્વક, શાંતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિકજ્ઞાનના, સિદ્ધાંતતત્વો અનુભવ્યા.

આવા પ્રકારના ઉત્તમ વિચારો કદી આ આત્માને હૃદયમાં પ્રગટ થયા નહિ, તે સંબંધી ચિંતા પણ થઈ જ નહિ. પણ બીજી માયીક ચિંતા અનેક પ્રકારની નિત્ય થયા કરે છે, પણ એવી નકામી ચિંતાથી શું વળે ? પોતાના ભાગ્યોદય મુજબ શુભાશુભ પ્રાણીપદાર્થ આવી મળે છે, ચિંતા

.કરવાથી દુઃખ કાંઈ નાસી જતાં નથી; ચિંતા કરવાથી તો ખાલી મન બળ્યા કરે છે તેથી એ ચિંતાને ચિતાની ઉપમા આપેલી છે. ચિંતા અને ચિતા બન્ને એક સરખાં છે, ફક્ત એક મિંડાનો જ તફાવત છે. ચિતા કરતાં ચિંતાનો દાહક ગુણ વિશેષ છે, કારણકે ચિતા તો નિર્જીવ મુડદાંને બાળનાર છે, પણ ચિંતા તો જીવતાને કાયમ શેકયાં બાળ્યા કરે છે તેથી કોઈ જાતનું જીવને ચેન પડતું નથી. તેને માટે કહ્યું છે કેઃ—

કુંડળીયો

ચિંતા જ્વાળ શરીર બધે, દાહ લગે ન બુજાય,
પ્રગટ ધુવા નહિ દેખીએ, અંતર અતિ ધુંધવાય;
અંતર અતિ ધુંધવાય, જળે જ્યું કાચકી ભઠ્ઠી,
રક્તમાંસ ઝરી જાય, રહી પંજરકી ટઠ્ઠી;
કહે ગીરધર કવિરાય, સુણોરે મેરે મિતા,
વો નર કેસે જીવે, જીસ તન વ્યાપી ચિંતા. ૧

મતલબ કે ચિંતા આવી દુઃખદાયી છે, આવાજ હેતુથી સર્વજ્ઞ મહાજનોએ ચિંતા રાક્ષસીને તિક્ષ્ણ કાંટા સમાન કહેલી છે, એવી ચિંતા રાક્ષસીથી આખું જગત જકડાયલું હોઈ ચિંતારૂપી તિક્ષ્ણ અગ્નિમાં બળી રહેલું છે. એવી ચિંતારૂપી અગ્નિ સામાન્ય ભાવે છ પ્રકારની નીતિશાસ્ત્રકારોએ વર્ણવેલી છે. કુગ્રામમાં નિવાસ, અનીતિવાન રાજાની સેવા, ખરાબ ભોજન ખાવું એટલે કે ધાનને ધુળ કરી ખાવું તે, અને લુહારની કોઢ સમાન જેના હૃદયમાં ક્રોધાગ્નિ ધમધમી રહેલી છે એવી કુભાર્યા, ઘરમાં વિધવા થએલી દીકરી, તથા દુરાચારી અભણ અને મૂર્ખ એવો પુત્ર એ છ પ્રકારો પ્રત્યક્ષ વિના અગ્નિએ ચિંતારૂપી અગ્નિથી કાયમ શરીરને બાળ્યા કરે છે. એવો અતિ ચિંતાતુર માણસ દુનિયામાં પોતે જીવતે મુવા જેવો જ છે ને તે સદા દુઃખી છે, માટે અતિ તિક્ષ્ણ કાંટારૂપી ચિંતાને વિવેકીજનોએ તજી દેવી જાઈએ.

હવે બીજો કાંટો ક્રોધરૂપી વર્ણવેલો છે. સર્વજ્ઞ મહાજનોએ ક્રોધને બહુ રીતે ધિક્કારેલો છે. ક્રોધથી ઘણા અનર્થો થાય છે; ક્રોધરૂપી ચંડાળથી અભડાયલો માણસ અપવિત્ર જ છે, ચંડાળનો કદિ સ્પર્શ થવાથી વ્યવહારિક રીતે લોકની માન્યતા મુજબ નાહીને (સ્નાન કરી) પણ શુદ્ધ થવાય છે, અથવા. બીજી રીતે વિચારીએ તો લોકમાન્યતા હાંસીકર રૂઢી પ્રમાણે કોઈ

મુસલમાન જાતિને અડવાથી પણ શુદ્ધ થયા મનાય છે. અહાહા કેવી વિચિત્ર રૂઢી ! કે જેના સદાય લોહીએ ખરડાયલા હાથ રહે છે, પ્રાણીઓના પ્રાણ હરનાર, સદા પાપમાં પચ્યી રહેલા એવા અનાર્યનો સ્પર્શ કરવાથી પવિત્ર થાય, તથા બ્રાહ્મણ વણિકાદિક આર્યજનોને અડવાથી અપવિત્ર થાય. લોકરૂઢી વિચિત્ર તો ખરી ! અસ્તુ. ચંડાળને અડી સ્નાનથી પવિત્ર થવાય છે, પણ ક્રોધરૂપી ચંડાળથી અભડાયલો જ્ઞાન વિના શુદ્ધ થતો નથી. કેટલા-એકનો તો એવી ટેવ હોય છે કે વાતવાતમાં ક્રોધ કરે છે, નજીવી બાબતમાં અત્યંત ચીડાઇ જાય છે, પછી તેમાંથી અનેક અનર્થ ઉત્પન્ન થાય છે. તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

श्लोक—क्रोधो मूलमनर्थानां । क्रोधः संसारवर्धनम् ॥
धर्मक्षयंकरक्रोधस्तस्मात् क्रोधं विवर्जयेत् ॥

અર્થાત્—ક્રોધ એ અનેક અનર્થોનું મુળ છે, સંસારને વધારનાર છે અને ધર્મનો ક્ષય કરનાર છે. તેથી ઉત્તમ પુરૂષે ક્રોધને ઘટાડવો જોઇએ. જ્ઞાની પુરૂષે ક્રોધને ચાર ઉપમાઓ આપી છેઃ—(૧) વકરેલા ઘોડા સમાન, (૨) ભૂત સમાન. (૩) ચંડાળ સમાન. ને (૪) અગ્નિ સમાન. વકરેલો ઘોડો કોઇના હાથમાં રહેતો નથી, ગમે તેવા હોંશિયાર અને જોરાવર સ્વારને પણ ફેંકી દે છે, ઇચ્છા પ્રમાણે ગતિ કરી–દોડીને અનેકને હેરાન કરે છે. વળી બીજી ઉપમા ભૂતની છે. જેનામાં ભૂત ભરાયો હોય, તે માણસને તે બે–ભાન બનાવી દે છે, ધુણાવે છે. રોવરાવે છે, કુટાવે છે. હસાવે છે, પીટાવે છે એમ વિવિધ પીડા ઉપજાવે છે. ન બોલવાનું બોલે છે. ન કરવાનું કરે છે, ન ખાવાનું ખાય છે, ન પીવાનું પીયે છે, એમ ભૂતપલીતની પેઠે અનેક પ્રકારે હેરાન કરે છે. ત્રીજી ઉપમા ચંડાળની છે. ચંડાળને અડવાથી અભડાય છે, વળી ચંડાળ છેલ્લી પંક્તિનો મનુષ્ય કહેવાય છે. તેને કોઇ છેડતું નથી; વિશ્વાસ કરતું નથી, તેમ ક્રોધરૂપી ચંડાળ પણ તેવોજ સમજવો. ચોથી ઉપમા અગ્નિની આપી છે, અગ્નિ જેમ સર્વ વસ્તુને બાળી ભસ્મીભૂત બનાવે છે. તેમ ક્રોધ સર્વ સદ્દગુણોને બાળીને ભસ્મીભૂત કરે છે. કોઇ માણસ ખોટું બોલે કે તેના ઉપર ક્રોધ થાય છે, પછી તેણે કરી તેની પ્રકૃતિ ક્રોધી બની જાય છે, તેથી સહેજવારમાં તેને ક્રોધ ચડી આવે છે, અને કેટલાક તો એવા ક્રોધીલા હોય છે, કે રસ્તે ચાલતાં કદાચ કાંટો વાગે તો તેને કાઢી તે પર અતિ રીસ લાવી બે દાંત વચ્ચે ભીંસી કરડી ખાય છે, વળી કેટલાક તો

અક્ષર લખતાં કદાચ સારા લખાયા ન હોય, અગર લેખણ બરાબર ચાલતી ન હોય, શાહી ઉતરતી ન હોય, તો તે પર અત્યંત રીસ ચડાવે અને તેને જમીન સાથે જોરથી દાબી ભાંગી નાખે છે. અહાહા ! કેવો ક્રોધ રૂપીઆ તિક્ષ્ણ કાંટો-? ક્રોધી જનને પોતાનું કાર્ય કોઈ ન કરે, તો પણ અત્યંત ક્રોધ ચડે છે. ક્રોધ એ એક જાતની ઘેલછા–ગાંડાઈ છે, કારણ કે તે વખતે માણસ ગાંડો બની જાય છે, હું શું બોલું છું ? આનું શું પરિણામ આવશે ? આને ક્યાં મારૂં છું ? મર્મસ્થાનમાં વાગવાથી તેને અત્યંત નુકસાન થશે; વગેરે કાંઈપણ વિચાર કે ભાન રહેતું નથી. એક પંથમાં એવો ચાલ છે કે કોઈને ક્રોધ ચડે છે, ત્યારે તેને ઠંડા પાણીએ નવરાવે છે. તેની મતલબ એવી છે કે ક્રોધ જાતે અગ્નિતુલ્ય છે, અગ્નિપર પાણી નાખવાથી હોલવાઈ જાય છે, તેમ ક્રોધથી તપેલું શરીર ટાઢા પાણીએ ન્હાવાથી ઠંડું પડે છે, અર્થાત તેનો ક્રોધ શાંત થઈ જાય છે. ક્રોધાવેશમાં આવી કોઈ માણસ આપઘાત કરવા અગર કુવા તળાવ કે વાવમાં મરવા માટે પડે છે, પણ પડ્યા પછી ક્રોધ રૂપી અગ્નિ હોલવાઈ જાય છે, ત્યારે પુનર્જીવન માટે તે અનેક ફાંફાં મારે ને કદાચ આયુષ્ય બળવાન હોય અને તે વખતે કોઈ કાઢનાર મળે, તો તુરતજ બહાર નીકળે છે. મતલબ કે ક્રોધરૂપી કાંટો અતિશય તિક્ષ્ણ છે. ક્રોધ ચાર પ્રકારનો શાસ્ત્રમા કહ્યો છે:—અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વળનો ક્રોધ; એવા ચાર પ્રકાર છે. ૧. જીવતા સુધી–અવસાનપર્યંત પહોંચે તેને અનંતાનુબંધી કહે છે. તે પર્વતની રાઈસમાન છે. એટલે પર્વત ફાટે તે કોઈ રીતે સંધાય નહિ, તેમ તેનો ક્રોધ જીંદગીના છેડા સુધી પહોંચે પણ કોઈ રીતે શાંત થાય નહિ, અને છેવટે પોતાના પુત્રને પણ ભલામણ કરતો જાય, કે પેલા દુશ્મનના ઘરનું તું કદી પાણી પણ પીશ નહિ, તેની સાથે જરાપણ વહેવાર રાખીશ નહિ. એવા ક્રોધનો વારસો પણ આપતો જાય છે. તે ક્રોધની સ્થિતિ જાવજીવ સુધીની છે, વળી તે ક્રોધ સમકીતની હાનિ કરે છે, મતલબ કે તેવા ક્રોધીને કદિ સમકીત ઉદય આવે જ નહિ. હવે બીજી જાતનો ક્રોધ અપ્રત્યાખ્યાની છે, એટલે તે ક્રોધ એક વર્ષ પર્યન્ત પહોંચે છે, તે ક્રોધનો સ્વભાવ તળાવના ખોટ સમાન છે. તળાવની માટીમાં ટાઢ તાપથી તડો પડી જાય છે, તે વરસાદ પડવાથી સર્વ એકમેક થઈ જાય છે, તેમ તે ક્રોધી બાર માસે સંવત્સરીના તહેવારમાં પોતાના વેરભાવના ખમતખામણા કરે છે, તેવા ક્રોધવાળાને સમકીત ઉદય આવે. પણ વ્રત પચખાણ ઉદય આવે નહિ. ત્રીજો પ્રત્યા-

ખ્યાની ક્રોધ ચાર માસ સુધી પહોંચે, તેનો સ્વભાવ વેળુમાં કરેલી લીટી સમાન છે, એટલે કે જેમ વેળુમાં કરેલી લીટી કોઈ વાયુના યોગે કરી નાશ થઈ જાય છે, તેમ તે ચાર માસે શાત થઈ ખમતખામણા કરે છે, અને તે ક્રોધ સર્વ વિરતી એટલે સંજમની હાની કરે છે, તેને શ્રાવકપણાના નિયમ ઉદય આવે, પણ સંજમ ઉદય ન આવે હવે ચોથો પ્રકાર 'સંજ્વલનો છે. તે ક્રોધનો સ્વભાવ પાણીમાં લીટી સમાન છે. જેમ પાણીમા કરેલી લીટી ઝાઝી મુદત ટકી શકતી નથી, તેમ તેનો ક્રોધ ઝાઝી મુદત રહેતો નથી. તે ક્રોધની સ્થિતિ પાક્ષિકની છે. પંદરમે દિવસે તે અવશ્ય ખમતખામણા કરે છે. તે ક્રોધ કેવળ જ્ઞાનની હાનિ કરે છે, એટલે જ્યાં સુધી સંજ્વલનો ક્રોધ હોય ત્યાં સુધી તેને ઉત્કૃષ્ટ એવુ કેવળજ્ઞાન ઉત્પન્ન થાય નહિ, આ પ્રકારે ક્રોધ ચાર પ્રકારનો છે. વળી પહેલા પ્રકારના ક્રોધવાળો મનુષ્ય મરીને નરકગતિમાં જાય, બીજા પ્રકારવાળો તિર્યંચ ગતિમા એટલે પશુ યોનીમાં જાય, ત્રીજા પ્રકારવાળો મનુષ્યની ગતિમા જાય, અને ચોથા પ્રકારવાળો દેવગતિમાં જાય; આ પ્રકારનું ક્રોધનું લક્ષણ છે. અરે ક્રોધ તો ખરેખર આત્માનો કટ્ટી શત્રુજ છે, તે અવશ્ય અહિત કરનાર હોઇ સંસારમા પરિભ્રમણ કરાવે છે. તે વિષે કહ્યુ છે કેઃ—

क्रोधो हि शत्रुः प्रथमो नराणां । देहस्थितो देहविनाशनाय ॥
यथास्थितः काष्ठगतो हि वह्निः । सएव वह्निर्दहते शरीरम् ॥

અર્થાત્—ક્રોધ એ આત્માનો પહેલો શત્રુ છે, દેહમાં રહી એ દેહનોજ વિનાશ કરનાર છે. કાષ્ટમા રહેલો અગ્નિ જેમ કાષ્ટને બાળે છે, તેમ આ ક્રોધરૂપી તિક્ષણ કાંટો પોતાને અને પરને અનેક પ્રકારે ભારે નુકશાન કરે છે. માટે વિવેકી પુરૂષોએ તે કાંટાને જેમ બને તેમ કમતી કરવો એજ જીવન સાફલ્ય છે. માટે ક્રોધનો રોધ કરવો. હવે તેના ઉપર દષ્ટાત કહે છે.

## (૧૨૫) રાજા, સંત, ચાંડાલ ને ક્રોધી બ્રાહ્મણ ખેડુતની વાત.

કોઇ એક રાજાને કોઢ નીકળેલો હતો, તેથી તે ઘણોજ પીડાતો હતો. એક વખત તે કોઇ શાત સ્વભાવી સંતમહાત્માની પાસે કથા સાભળવા ગયો; કથા સમાપ્ત થયે ભક્તજનો અભિનંદન કરી ચાલતા થયા પછી રાજા મહાત્મા પ્રત્યે હાથ જોડી-કરસંપુટ કરી નમ્રતાપૂર્વક બોલ્યો કેઃ-હે પરમકૃપાળુ તરણુતારણ ગુરૂવર્ય ! હું આ કપરા મહારોગથી અત્યત પીડાઉં છું, ઘણા ઘણા ઉપચારો યુક્તિપૂર્વક યોજ્યા પણ તે રક્ષામા ઘી હોમવા માફક તદ્દન નકામાજ

ગયા છે. હવે તો આ રોગથી હું અત્યંત કાયર બની ગયો છું, મૃત્યુપ્રાર્થના સિવાય હવે અન્ય ઉપાય નથી, તે સાંભળી કૃપાળુ મહાત્મા બોલ્યા કેઃ-ભાઈ, કર્મની ગતિ વિચિત્ર છે, કરેલાં કર્મ જીવને અવશ્ય ભોગવવાં પડે છે, રાજી થઈને હસીને બાંધેલા કર્મ રોઇને પણ ભોગવતાં છુટકો થતો નથી, કર્મદેવનો કાયદો અચળ છે. તેને કોઇ પહોંચી શકતું નથી. કર્મદેવ તો દેવાધિદેવ-દેવનો પણ દેવ છે, તીર્થંકર, ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવ વગેરે મહાન સમૃદ્ધિવાળા પુરૂષોને પણ તે યથેચ્છ રમાડે છે, કર્મસમાન કોઈ બળવાન નથી. તે વિષે કહ્યું છે કે **कडाण कम्माण न मोखअथि** ॥ અર્થાત્-કીધેલાં કર્મ ભોગવ્યા સિવાય મોક્ષ મળતો નથી. સુખદુઃખ એ સર્વ પુણ્યપાપરૂપ શુભાશુભ કર્મનો ઉદય છે. વળી કહ્યું છે કેઃ—

ગઝલ

કરમને કો લગે નાહિ, મિટે ભાવી નહિ ક્યાંઇ;
કરમને શર્મ છે નાહિ, કર્મને છે કૃપા નાહિ. ૧
સકળને સુખ છે વહાલું, સકળને દુઃખ છે ભાલુ;
છતાં દુઃખને પડે લેવું, ઉદય આવે કરમ જેવું. ૨
સદા આનંદમાં રેંવું, પડે તે સહુ સુખે સહેવું;
ગણી લેવું ઉરે એવું, હશે મારૂ વિધિ તેવું. ૩

મતલબ કે ઉદય આવેલાં શુભાશુભ કર્મ અવશ્ય સર્વને ભોગવવાં પડે છે; એ તો ખરૂં છે કે રોગી માણસને જેવું સ્થાન મળે તેવું કારણ જણાવે છે. વૈદ્ય પાસે જાય તો દવા લાગુ પડે, તેમ આ મહાત્માશ્રીએ કર્મ બળવાન બતાવ્યાં. તે વિષે કહ્યું છે કેઃ—

જેમ રોગી માણસ વૈદ્ય પાસે જવાથી તેને કફ, પિત્ત અને વાયુવિકાર જણાવે છે, અને દવા કરવાનું કહે છે. જોશીની પાસે જવાથી તે કહે છે કે તમારા ગ્રહ હમણા વાંકા છે, પનોતી બેઠી છે, માટે કાંઇ નિમ-બાધા લ્યો, જપ અને ગ્રહપૂજન કરાવો, બ્રાહ્મભોજન કરાવીને દક્ષિણા દ્યો, વગેરે જોશી લોકો જણાવે છે. ભુવા પાસે જઈ પુછવાથી તે કહે છે કેઃ-તમને ભૂત સંચાર થયો છે, વળગાડ વળગ્યો છે, માટે ભુવા તેડાવો, ડાકલાં બેસાડો તથા ભુવાને ધુણાવી દાણા જોવરાવો, અને દેવીમાતાને નૈવેદ્ય ધરાવો, ઉતાર મૂકો, તો તમને સારૂં થશે. વળી મુનિમહાત્મા પાસે જઈ પૂછવાથી તેઓ કહે છે કે ભાઇ, તમારાં પરભવનાં કર્મજ બળવાન છે, તમારાં અશુભ કર્મો હાલમાં

ઉદયે આવ્યાં છે, માટે સમતાભાવે તે સહન કરવા સિવાય અન્ય એકે ઈલાજ નથી. તેનું નિવારણ કરવા માટે સાધુસંત મહાત્માઓની સેવાભક્તિ કરવી, દીન, અનાથ અને ગરીબ મુંગા પ્રાણીઓને સુખ પહોંચાડી દુવા-આશીશ લેવી, પરોપકાર કરવો. પુણ્યે પાપ ઠેલાય છે, માટે યથાયોગ્ય પુણ્યદાન કરવું, વગેરે મુનિમહાત્માઓ જણાવે છે; પછી મહાત્માશ્રીએ તે રાજાને જ્ઞાનોપદેશથી શાંત કર્યો. દુઃખથી કાયર થએલા રાજાએ મહાત્મા પ્રત્યે કરગરી બહુ બહુ પ્રકારે આજીજી કરી કે મને કોઈ રીતે આ દુષ્ટ રોગથી મુક્ત કરો, કારણ કે મહાત્માઓની કૃપા દૃષ્ટિથી સર્વ સારૂં થાય છે, મહાત્માઓનો મહિમા અપાર છે, તે ધારે તો અવશ્ય ભક્તજનોને દુઃખ મુક્ત કરી શકે છે, એ વગેરે ઘણી દયાજનક આજીજી કરવાથી મહાત્માનું હૃદય કરૂણામય બન્યુ અને દયા લાવી તેના ઉપાય માટે કહ્યુ કે-હે રાજા ! તું ચંડાળના ઘરનું પાણી પી, એટલે તારો દુઃખદ રોગ મટી જશે. પછી રાજા હર્ષપૂર્વક તે વચનો વધાવી લઈ વંદન કરી ઘર ભણી ચાલતો થયો. રસ્તે જતાં મહાત્માના વચનનો અનુભવ લેવા ચંડાળના ઘર ભણી ચાલ્યો. તે ગામને છેવાડે વસતો હતો. રાજાના ગુનેહગારને ફાંસીએ ચડાવવાનું કામ તે ચંડાળ કરતો હતો, પણ તે હૃદયનો દયાળુ હતો, આ કાર્ય કરતાં તે થરથરતો, તેને કંપારી છુટતી, ફક્ત આદેશથીજ આ પ્રાણ હરવાનું ભયંકર કાર્ય તેને નિરૂપાયે કરવુ પડતું હતુ. તો પણ તે પાપથી મુક્ત થવા અનેક વ્રત નિયમો કરતો હતો, હમેશાં પ્રભુની ભક્તિ કરવાથી તેની નાતમાં તે ભક્ત ગણાતો હતો; તેને ઘેર રાજા જઈ ચડયો. તે ઘરમાં નહોતો, તેનું ઘર ઘણું સ્વચ્છ, સાફ અને સુંદર હતું, આંગણામાં એક તુળસીક્યારો હતો, ઓસરીમાં ભજનનો સામાન તંબુરો વગેરે પડેલાં હતા, એક બાજુ માળાઓ લટકતી હતી, ઘરનો આચાર સારો સુંદર દેખાતો હતો, દેખાવમાં સર્વ ઘર બ્રાહ્મણના ઘર જેવું જણાતું હતું, પણ રાજાએ ચંડાળનું ઘર ઓળખી તેના ગોળામાંથી પાણી પીધું. ગરજને લીધે રાજાને આ કામ લાચારીથી નાછુટકે કરવુ પડયુ હતું. શું કરે ? પ્રાણ તુલ્ય એકે પ્રિય વસ્તુ આ જગતમા નથી. નિરોગી થવા માટેજ આ આખરનો ઉપાય યોજવો પડયો. તે વિષે કહ્યું છે કેઃ—

કવિત.

ગરજથી ઝેર જેવાં વચન સહન થાય,
ગરજથી ભુખ દુઃખ ભુલાઈ જવાય છે;

ગરજથી દેશપરદેશ સહુ દોડયા જાય,
ગરજથી જાણી જોઈ જીવન તજાય છે.
ગરજથી સંપ સરલાઈ લોક સાથે રહે,
ગરજથી ટાઢતાપ સહન કરાય છે:
કેશવ કહુ શું ગોળ કરતાં ગરજ ગળી,
ગરજ સરે તો પછી કોણ કોનું થાય છે. ૧

મતલબ કે ગરજ એવી વિચિત્ર વસ્તુ છે. શેલડી, સાકર, મધ, ગોળ, દ્રાક્ષ, ખજુર કરતાં પણ ગરજ વધારે મીઠી-ગળી લાગે છે. કોઈ જાણે નહિ એવા હેતુથી ગુપ્તપણે રાજાએ પોતાનું કામ કીધું, ચંડાળના ગોળાનું પાણી પી રાજા નિરોગી થવાની આશામાં આનંદભેર ચાલ્યો તેવામાં ઘરધણી ચંડાળે તે મહારાજાને સામા આવતા જોયા. ચંડાળ શરમિંદા ચહેરાએ બીતો-બીતો બોલ્યો કે—બાપુ, આ ઘર તો આપના સેવક આ ચંડાળનું છે, આપની આકૃતિ ઉપરથી આપે મારા ઘરનું પાણી પીધું જણાય છે, તો હું દોષમાં ભરાયો, મને ક્ષમા કરજો, મારી મોટી ભુલ થઈ. ત્યારે રાજા બોલ્યો કેઃ—ભાઈ ! તારી ભુલ કંઇ નથી, મને ઘણીજ તૃષા લાગવાથી મેં પાણી પીધું છે; પણ આ વાત તુ કોઈ ને કહીશ નહિ. એ પ્રમાણે પોતાનું મુખ્ય મુદ્દાનું કારણ નહિ જણાવતાં ફક્ત એટલું કહી રાજા આગળ ચાલ્યો, પા કલાક થવા આવી પણ કોઢ મટયો નહિ, રાજા તો ઝંખવાણો પડી ગયો ! આ શું ! હજી સુધી મહાત્માનું વચન કેમ ફળ્યું નહિ ? તેમના કહેવા પ્રમાણે કર્યાં છતાં કોઢ કેમ ન મટયો ? અવશ્ય હાલમા મારા કર્મજ વાંકાં છે, બીજું કાંઇ નહિ—એમ બોલી દિલગીરીપૂર્વક અનેક વિચારો કરતો આગળ ચાલ્યો.

કોઢથી કંટાળેલો રાજા હવે અનેક તરંગો ઉઠાવવા લાગ્યો. તે વિચાર કરતો કરતો આગળ ચાલ્યો જાય છે, તેવામાં એક વિચિત્ર પ્રકાર જોયો. કોઇ ખેડુત ખેતર ખેડતો હતો, તે ઘણોજ ક્રોધી હતો, તેથી તે બે બળદો ઉપર ઘણો સિતમ ગુજારતો હતો; પરોણાની આરવતી બેલને નિર્દયની જેમ મારો કરતો હતો. બિચારા બળદો મુંગે મોઢે આંખમાંથી આંસુ પાડતા પરાધીનપણે તે સર્વ માર સહન કરતા હતા, અને નિસાસા નાંખી શાપ દેતા હતા, આ પ્રમાણે બળદ ઉપર મહા જુલ્મ ગુજારાતો જોઈ રાજાને તેની અત્યંત દયા આવી, તેથી ખેડુત પ્રત્યે બોલ્યો કેઃ—હે ખેડુત, આ બિચારા બળદ ઉપર

શા માટે સિતમ ગુજારે છે ? તેણે તારૂં શુ બગાડયુ છે ? કે તે બિચારાને આવું દુઃખ દે છે ! અરે તારો છુટકો કયાં થશે ? ભાઈ ! તે બિચારા પરાધીનપણે મરી રહેલા છે, તેમને અતિ મારવાથી શો ફાયદો થવાનો છે ? આ પ્રમાણે રાજાએ શાંતપણે કહ્યા છતાં તે તો અત્યન્ત ક્રોધ કરી બોલ્યો કેઃ-જા જા તારે રસ્તે, તને કોણ બોલાવે છે ? અમારો માલ છે તેથી ગમે તેમ કરીશું, તેમાં તારા બાપનું શું જાય છે ? આ પ્રમાણે અત્યંત રીસ કરી બોલ્યો અને બળદને વધારે વધારે મારવા લાગ્યો, અતિ રીસથી બળદનું પુછડુ મોઢામાં લઈ કરડવા લાગ્યો, વળી પોતાના ઉપર પણ અત્યંત ક્રોધ કરી દાંત ભીંસી અપશબ્દો ઉચ્ચારતો જાય છે. રાજાએ વિચાર્યું કે અરેરે ! આવા પણ નિર્દય મનુષ્ય-પ્રાણી પડયા છે. આ માણસ ક્રોધને લીધે નિર્દયપણે નકામાં કેવાં ક્રૂર કર્મો બાંધે છે, આ બિચારા બળદો પણ કોઇ કર્મના ઉદયે આ કસાઈ જેવાના કબજે પડયા છે. હે પ્રભુ ! આ જાનવરોનો તો બહુ દુઃખી અવતાર છે, તે બાપડા જીવતેજ મુવા જેવા છે કહ્યું છે કેઃ—

શિખરિણી વૃત્ત

સુખે પુરૂં ખાવા ખડ કડબ કે ખાણ ન મળે,
સદા ભૂખ્યા તરસ્યા, પરઘર વિષે રોજ રખડે;
પડે પીઠે પાછો, ગરજુ નરનો માર ગરવો,
નથી એવો મારે, હે પ્રભુ હવે દેહ ધરવો.

આ પ્રમાણે દયા ચિંતવતો ત્યાં થોડીવાર વિસામો લેવા બેઠો, એવામાં થોડીવારે રાજાને તરસ લાગવાથી પેલા ખેડુતને કહ્યું કેઃ-ભાઇ ! પાણીબાણી છે કે ? ત્યારે તે રીસ કરીને બોલ્યો કે, તારે વળી પાણીનું શું કામ છે ? અમે પાણીબાણી પાવા નવરા નથી, પીવુ હોય તો એ પડયું પેલા ઠામમાં, જા પી તારી મેળે. પછી રાજાએ હાથે કરી તેના ઘડામાંથી પાણી લઈ પીધું અને બેઠો, થોડીકવાર થઈ એટલે તો કોઢનો રોગ, શાંત થઈ ગયો. તે જોઇ રાજા એકદમ મહા વિચારમાં જ પડી ગયો, કે શું આ ચંડાળ હશે ? પછી શંકાનું સમાધાન કરવા માટે પુછયું કે ભાઇ ! તમે કઇ જ્ઞાતિના છે ? ત્યારે વળી તે રીસથી બોલ્યોઃ-લે તારે વળી જ્ઞાતિનું શું કામ પડયુ ? પાણી પીને વળી ઘર પુછવા લાગ્યો તેથી ખરેખર તું મૂર્ખ હોય એમ લાગે છે પાણી પીવાથી તું વટલાઈ ન ગયો ? ફીકર રાખ મા, અમો તો બ્રાહ્મણ છીએ, માટે જા હવે પાણી પીધું તો ચાલતો થા. રાજા તો આ સાંભળી આશ્ચર્ય-

ચકિત થઈ ગયો, કે મહાત્માએ કીધું હતું કે, તારો કોઢ ચંડાલના ઘરનું પાણી પીવાથી મટી જશે, અને આ તો બ્રાહ્મણ છે, માટે આ શું થયુ ? ખેર, ગમે તેમ હોય, આપણો રોગ ગયો એટલે સર્વ સારૂં થયું, કામ તો સિદ્ધ થયુ; પણ આ બાબત મહાત્માએ પુછવી તો ખરી એમ ધારી મહાત્મા પાસે જઈ બે હાથ જોડી વિધિવંદન કરીને તેમની સ્તુતિ કરવા લાગ્યો:— પ્રભુ ! આપની કૃપાથી મારો કોઢનો રોગ તો મટી ગયો, પણ આપે કહ્યું હતું તે પ્રકારે ન થતાં અન્ય થયુ. એટલે ચંડાળને ત્યાં પાણી પીવાથી રોગ ન ગયો, પણ બ્રાહ્મણનું પાણી પીવાથી મારો રોગ ગયો, તેનું શુ કારણ ? તે કૃપા કરી સમજાવશો. ત્યારે દીર્ઘદર્શી મહાત્માશ્રી બોલ્યા કે હે રાજા ! સમજ કે આ લોકમાં ચંડાળ બે જાતના છે, તેં પહેલવહેલાં જે ચંડાળને ઘેર પાણી પીધું તેની જાતિ ચંડાળ હતી, પણ તે કર્મચંડાળ નહોતો, અને બીજા જે બ્રાહ્મણને ત્યાં પાણી પીધું, તેની જાતિ બ્રાહ્મણની હતી, પણ કર્મ બ્રાહ્મણનાં ન હતાં, કહે જોઈએ તેં પેલા ચંડાળને ઘેર પાણી પીધું, તેના ઘરમાં તેં શું શું જોયું ? તેથી રાજાએ સર્વ હકીકત યથાર્થ કહી સંભળાવી, અને વિશેષમાં કહ્યુ કે હે મહાત્મા ! તેના આચારવિચાર ઉપરથી તથા ઘરની સુંદરતા–સુઘડતા ઉપરથી કોઈ ન કહી શકે કે આ ઘર ચંડાળનું હશે, તે ચંડાળ ખરેખર પ્રભુનો પરમભક્ત છે, દીલમાં પાપથી ડરે છે, હંમેશા પ્રભુ પાસે પોતાના પાપોની ગરીબાઈથી નમ્રતાપૂર્વક ક્ષમા માગે છે. ત્યારે મહાત્માએ કહ્યું કેઃ–તો પછી તેને ચંડાળ નહિ, પણ શુદ્ધ બ્રાહ્મણજ જાણવો, કારણકે ગરૂડ પુરાણમાં કહ્યું છે કેઃ—

श्लोक—सर्व जातिषु चांडालाः । सर्व जातिषु ब्राह्मणाः ॥
ब्राह्मणेष्वपि चांडालाश्चांडालेष्वपि ब्राह्मणा ॥

અર્થાત્—સર્વ જાતિમા ચંડાળ પણ છે, ને સર્વ જાતિમાં બ્રાહ્મણ પણ છે, બ્રાહ્મણોમાં પણ ચંડાળ છે, અને ચંડાળોમાં પણ બ્રાહ્મણ છે, વળી કહ્યું છે કેઃ—

श्लोक—सत्यंब्रह्म तपोब्रह्म । ब्रह्मचेंद्रियनिग्रहः ॥
सर्वभूमि दयाब्रह्म । एतद् ब्राह्मणलक्षणम् ॥

અર્થાત્—જેનામા સત્ય, તપ, ઈંદ્રિયાદિક નિગ્રહ તથા સર્વ પ્રાણી ઉપર દયા છે, એ સર્વ બ્રાહ્મણપણાનાં લક્ષણ છે. વળી તેં જે બ્રાહ્મણનું પાણી પીધું, તે બ્રાહ્મણ નહિ પણ ખરેખર ચંડાળ સમજવો, કારણ કે પુરાણમાં કહ્યું છે કેઃ—

सत्यंनास्ति तपोनास्ति । नास्तिचेंद्रियनिग्रहः
सर्व भूतिदयानास्ति । एतच्चांडाल लक्षणम् ॥

અર્થાત—જેનામાં સત્ય, તપ, ઇંદ્રિયનિગ્રહ અને સર્વ પ્રાણી, ભૂત જીવ અને સત્વ એ ચાર જાતિના જીવો ઉપર કરૂણા નથી, સદા ક્રોધથી ધમધમતો છે, એ સર્વ ચંડાળના લક્ષણ જાણવા. કહે જોઇએ એ બ્રાહ્મણ શું કરતો હતો ? પછી રાજાએ તેની નિર્દયતા ભરેલી સર્વ હકીકત કહી અને વિશેષમાં જણાવ્યુ કે ખરેખર તે કર્મથી બ્રાહ્મણ નથી, પણ ચંડાળ છે. તેનામાં બીલકુલ દયા ન હતી. બિચારા ગરીબ પ્રાણી ઉપર બેસિતમ માર મારી મહા જુલમ ગુજારતો હતો. વળી ક્રોધનું તો મોટું જાળુ હતો, વાતવાતમા ભારે રીસ કરતો હતો, માટે આપનુ કહેવું યોગ્ય જ છે, ખરેખર ચંડાળના ઘરનું પાણી પીવાથી જ મારો રોગ નાશ થયો છે. મહાત્માએ કહ્યુ કે હે રાજા ! જગતમાં ક્રોધના જેવો એકે ચંડાળ નથી, ક્રોધથી નીચે કહેલા અવગુણો ઉત્પન્ન થાય છે.

संतापं तनुते भिनत्ति विनयं सौहार्दमुत्सादय ।
त्युद्वेगं जनयत्यवद्य वचनं सूते विधत्ते कलिम् ॥
कीर्तिकृतंतिदुर्मतिं वितरति व्याहंति पुण्योदयं ।
दत्तेयः कुगतिंसहातु मुचितो रोपः सदोषः सताम् ॥

અર્થાત્—ક્રોધ એ સંતાપને વિસ્તારે છે, વિનય ગુણને વણુસાડે છે, અને મિત્રતાનો વિચ્છેદ કરે છે, ઉદ્દેગને ઉત્પન્ન કરે છે, નહિ બોલવા યોગ્ય વિપરિત વચનો બોલાવે છે, ક્લેશ કરાવે છે, ઉત્તમ પ્રકારની કીર્તિરૂપી કલ્પલતાને કાપી નાખે છે, કુબુદ્ધિને વિસ્તારે છે, પુણ્યના ઉદયને અટકાવે છે, અને છેવટે દુઃખ દરિયામાં નાખે છે. માટે હે રાજા ! ઉત્તમ પુરૂષોએ હજારો દોષના કોષ–ભંડાર જેવા ક્રોધને તો તજી દેવો જોઇએ, તેમાંજ માનવ-જીવનનું સાર્થક્ય ને સાફલ્ય છે. ક્રોધપૂર્વક કરેલી તપશ્ચર્યાનું કંઇ ફળ મળતું નથી, ક્રોધ શમી ગયા વિના સમતા ઉત્પન્ન થતી નથી, અને સમતા વિના કદી મોક્ષલક્ષ્મી મળી શકતી નથી. માટે અવશ્યે કરી ક્રોધનો ત્યાગ કરી સમતા ધારણ કરવી જોઇએ. આવો ઉત્તમ બોધ સાંભળી રાજા ઘણો હર્ષિત થઇ બોલ્યો કેઃ—હે પરમકૃપાલુ ગુરૂદેવ ! આપનું કથન સત્ય છે ખરેખર ક્રોધનો રોધ ને વિનાશ થયા વિના બીજા સઘળા સદ્દગુણો જોઇએ એવા

ખીલતા નથી, સમતા એ સદ્ગુણ ખીલવવાની ઉત્તમ વસ્તુ છે, તે વિના સર્વ નિષ્ફળ છે. પછી રાજા વિનયપૂર્વક વંદન કરી પોતાને ઘેર ગયો.

દુહા

ક્રોધ તજો સમતા ભજો, સજો શીયલ શણગાર,
ભવસાગર તરવા તણો, તે છે ઉત્તમ પ્રકાર. ૧
કામ ક્રોધની જાળમાં, બંધાયો આ જીવ,
અનંત કાળથી આથડયો, કદી ન હોયે શીવ. ૨

મતલબ કે આ લોકમાં ચિંતા અને ક્રોધ એ બે કાયાને શિક્ષા કરી નાંખે છે મન બગાડે છે આત્માને ડુબાડે છે, માટે સદ્વિવેકીએ મહા દુઃખદાયી જાણી તે બેને અવશ્યે તજી દેવા જોઇએ. (૯૫)

---

(૯૬)

अवाप्य दुष्प्राप्य मिदं सुजन्म । तथा च सर्वेन्द्रिय सौष्ठवं च ॥
तथापि नो स्वात्म हितं विधत्ते । सैवाऽऽत्मघाती ति जगाद्वीरः ॥९६॥

અર્થ—આ જગતમાં ઉત્તમ પ્રકારનો આ મનુષ્યજન્મ મેળવીને તથા સર્વ પ્રકારે ઇન્દ્રિયોની પૂર્ણતા પામીને પણ જે મોહમુગ્ધ મનુષ્યો પોતાના આત્માનું કાંઈ પણ હિત સાધતા નથી, તેઓ ખરેખર પોતાના આત્માનો ઘાત કરનાર-આત્મદ્રોહી ને આત્મઘાતીજ છે, એવું સર્વજ્ઞ શ્રીવીરપ્રભુનું કથન છે. (૯૬)

ભાવાર્થ—એટલું તો ખરૂ જ છે કે આ જગતમાં ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત કરવામાં ઘણીઘણી મુશ્કેલીઓ આડી આવે છે, મહા ભગીરથ પ્રયાસે તે સુલભ્ય થાય છે, આ માનવજીવનને માટે પણ તેમજ છે. મુબઈ સમાન મનુષ્યભવ છે.

(૧૨૬) મુંબઈ અને મનુષ્યનગરીનો મુકાબલો.

૧ જેમ ઘણા અભણ માણસો મુબઇને 'મેમે' કહે છે, ભણેલા બોમ્બે કહે છે અને જ્ઞાની પુરૂષો તેને મોહમયી કહી બોલાવે છે. જેમ તે મુબઈ નગરી, ઉપરની પેઠે ઉચ્ચ, ઉચ્ચતર ને ઉચ્ચતમ કોટીમા મુકી શકાય છે. તેમ આ મનુષ્યનગરી પણ જઘન્ય, મધ્યમ ને ઉત્તમ. મનખો, મનુષ્ય ને માનવભવ એ પ્રમાણે બોલાય છે. ૨. જેમ મુંબઈનગરી દુનિયામાં મશહુર

મોટું શહેર છે તેમ આ મનુષ્યનગરી પણ ઘણું ધર્મધન રળવાનું મશહુર મોટું શહેર છે. ૩. જેમ મુંબઇ ચોરાશી બંદરનો વાવટો છે તેમ મનુષ્યનગરી પણ ચોરાશી લાખ જીવાજોનીનો મહા તેજસ્વી વાવટો—વિજય વાવટો છે ૪. જેમ મુંબઈમાં સર્વ બંદરોની ટીકીટો મળે છે. તેમ મનુષ્યનગરીમાંથી સર્વ યોનીમા જવાની ટીકીટો મળે છે. ૫. જેમ મુંબઈનગરી કેળવણીથી વધે છે તેમ મનુષ્ય પણ કેળવણીથી ઉત્તમ બને છે. ૬. જેમ મુંબઈ નગરીને પૂર્વે ઘણા આઘાત પ્રત્યાઘાતો લાગ્યા છે તેમ મનુષ્યને પણ સુખ દુ:ખરૂપી આઘાત પ્રત્યાઘાત લાગે છે. ૭. જેમ મુંબઇનગરી વિકટોરીયા રાણીને કાપડામાં કન્યાદાન તરીકે મળેલ છે તેમ મનુષ્યનગરીને, કર્મ પરિણામ રાજાએ માનુષ્યાનુપૂર્વી નામની કન્યા આપેલ છે ને ભવિતવ્યતા મુજબ વિકસેલ છે. ૮ જેમ મુંબઇ હુન્નરકળા, શોધખોળ, વ્યાપારાદિનું સંગ્રહસ્થાન છે તેમ મનુષ્યપણું સર્વ જ્ઞાનની શ્રેષ્ઠતા મેળવવાનું સંગ્રહસ્થાન છે. ૯ જેમ મુંબઈનો વર્ગ ઉંદરનો છે તેમ મનુષ્યનો વર્ગ પણ ઉંદરનોજ છે. એટલે ઉંદર જેમ ઉદ્યમી પ્રાણી છે ને ગણપતિ—ગણેશનું વાહન ગણાય છે તેમ મનુષ્ય પ્રાણી ઉદ્યમી જીવડો છે ને તેનું કર્મ દેવતાનું વાહન છે. ૧૦ જેમ મુંબઇની સિંહરાશી છે તેમ મનુષ્યની સિંહરાશી છે. સિંહરાશી ઘણી બળવાન ગણાય છે. ૧૧ જેમ મુંબઇમા કોટ ને બહાર કોટ એમ બે વિભાગ છે તેમ મનુષ્યનગરી પણ કોટ (ડોક—ગળું) ને ડોકની નીચેનો ભાગ તે (ધડ) બહારકોટ છે. એમ બે ભાગે ફંટાયો છે ૧૨ જેમ મુંબઇમા દોલત—લક્ષ્મીની ટંકશાળ પડે છે તેમ મનુષ્યનગરીમાં પણ જ્ઞાન, ધ્યાન, ધર્મની ટંકશાળ સદા પડે છે. ૧૩ જેમ મુંબઇમાં કોટના ભાગમાં મોટી મોટી ઓફીસો, મોટા ઓફીસરો, અમલદારો અને ઉચ્ચ કોટીવાળા ગૃહસ્થ નરો તથા ઘણા સુંદર ભવ્ય મકાનો, મહેલો રહેલા છે તેમ આ મનુષ્યનગરીના કોટમાં (ડોકની ઉપર મસ્તકમાં) પાચ ઇંદ્રિયો, મગજ, જ્ઞાનતંતુઓ તથા આખા દેહની હેડ ઓફીસ છે. ૧૪ જેમ મુંબઇમા રૂદ્ધિ સિદ્ધિ પરિપૂર્ણતા ભોગવે છે તેમ મનુષ્યના મસ્તકમા મતિજ્ઞાન, કાનોમા શ્રુતજ્ઞાન, હૃદયમાં અવધિજ્ઞાન, મનમાં મન:પર્યવજ્ઞાન ને સર્વ આત્મ પ્રદેશમાં કેવળ જ્ઞાન પરિપૂર્ણપણે રહેલ છે. ૧૫ જેમ મુંબઇમા કોટ એ અતિ ઉત્તમ મનાય છે તેમ મનુષ્યનગરમાં ડોકની ઉપરનો ભાગ જે મસ્તક છે તે અતિ ઉત્તમ મનાય છે. તેની અંદર અનેક શક્તિઓ છે, જેવી કે કૃત્યાકૃત્યનું યથાર્થ નિરીક્ષણ કરવાની શક્તિ, તુલનાશક્તિ, ન્યાયશક્તિ, વિવેકશક્તિ, વિચારશક્તિ, વૈરાગ્ય શક્તિ, અક્ષોભશક્તિ,

ઉદારશક્તિ, સૌંદર્ય, પ્રતિક્ષા, પ્રતિભા, તત્વરમણુતા, સ્વરૂપાનુયાયીવીર્યતા, ભાવના, મુમુક્ષતા, સહિષ્ણુતા, ગુરૂત્વાકર્ષણુતા, મહાપ્રાણુાયામ, ધ્યાન, મૈત્રી, મુદિતા, કરૂણા, ઉપેક્ષા, યોગક્ષેમ, કલ્પના, શ્રદ્ધા, દઢતા, ધૈર્યતા, વિગેરે અનંત શક્તિઓ છે, તેથી મનુષ્યનું મસ્તક સર્વથી ઉત્તમ ભાગ મનાય છે. ૧૬ જેમ મુબઈ નગરીનો રાજા શહેનશાહ પરંપરા સંબંધે રાજ્ય ભોગવે છે તેમ મનુષ્યનગરીનો રાજા કર્મદેવ પરંપરા સંબંધે રાજ્ય ભોગવે છે. ૧૭ જેમ મુબઈમાં સરસ્વતી ને લક્ષ્મીદેવી બંને પરસ્પર પ્રસન્નતાથી સાથે રહે છે તેમ મનુષ્યમાં પણુ તે બંને દેવી સાથે રહી શકે છે. ૧૮ જેમ મુબઈ આજ કાલ સર્વને હોઠે આવી વસેલું છે તેમ મનુષ્ય પણુ સર્વને હોઠે વસેલ છે. સર્વ ધર્મના શાસ્ત્રો, રૂષિઓ, મુનિઓ, મહાત્માઓ, મનુષ્ય જન્મનાજ સદાસર્વદા વખાણુ કરે છે. મનુષ્યને સર્વથી શ્રેષ્ઠ જાણે છે. ૧૯ જેમ મુબઈમાં ઘણાં દેવસ્થાનો છે તેમ મનુષ્યમાં ઉત્તમ શક્તિરૂપી દેવસ્થાનો છે, ૨૦ જેમ મુબઈ શહેર સર્વથી મોટું ને રળવાનું મુખ્ય કેદ્રસ્થાન ગણુાય છે તેમ મનુષ્ય શહેર પણુ સર્વથી મોટું આત્મ સિદ્ધિ પ્રાપ્ત કરવાનુ મુખ્ય સ્થળ મનાય છે. કહેવત છે કે **કાળા માથાનો માનવી શું ન કરી શકે?** એ અમુલ્ય કહેવત રામબાણુ અને સાચે સાચીજ છે. વળી આપણું આ મસ્તક પણુ શીરોરત્નજ છે. તે પણુ ખરેખર રત્ન સમાનજ છે. સાડા-ત્રણુ મણુની આ મનુષ્યની કાયામાં દશ શેર વજનવાળા માથામા શી શી વસ્તુઓ ભરેલ છે ને શી શી નવાઈઓ રહેલ છે, તે કેવળ આપણો શીરો-મણુી ભગવાનજ જાણે છે, મતલબ કે આ મનુષ્યરૂપી શહેર અનેક શક્તિ-ઓનું સંગ્રહસ્થાન છે. આ પૈકી કોઈ પણુ એકજ શક્તિ કહેવામાં આવે તોપણુ અહો (મહા) ભાગ્ય છે, બેડો પાર થાય.

મસ્તકની સંભાળ સર્વ કરતાં વધારે રાખવી જોઈએ કેમકે કહેવત છે કે **શીર સાબુત તો પાઘડીયાં બહોત** એ કહેવત પણુ ટંકશાળી છે.

મનુષ્ય ગતિમાં આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવાની જેવી કુદરતી બક્ષીસ રહેલ છે તેવી બીજી કોઈ પણુ ગતિમાં રહેલ નથી સ્વર્ગવાસી દેવો ભલે અનેક શક્તિઓનાં કેન્દ્રસ્થાન રૂપ ગણુાતાં હોય પણુ મનુષ્ય શક્તિ પાસે તો તે શક્તિ નિર્માલ્ય જેવીજ છે. માટેજ પુરાતનથી કહેવત છે કે **કાળા માથાનું માનવી ધારે તો શું ન કરી શકે ?** એક વખત દશાર્ણભદ્ર નામનાં રાજાએ પહેલા દેવલોકના ઇંદ્રને પણુ નમાવ્યો અને પોતાનું માન જાળવ્યું.

મનુષ્ય શક્તિનું એ પ્રબળ પ્રમાણ આપણને સર્વને સચોટ અસર કરનારૂં છે, માટે આ ઉત્તમ મનુષ્યજીવન પ્રાપ્ત કરી કાંઇક આત્મહિત કરવું એજ સર્વોત્તમ માર્ગ છે.

માટે મનુષ્યજીવન એક અમૂલ્ય ઝવેરાત-કોહિનૂર હીરો છે. ઝવેરાતની કિંમત ઝવેરી વિના કોઇ ભાગ્યેજ કરી શકે છે, તેમ મનુષ્યજીવનની કિંમત પણ તેને જાણનારજ જાણે છે. જે ખોટાં મોતીની કિંમત કરી શકતો ન હોય, તે ઉંચા રત્નો ને ઝવેરાતની કિંમત કેમ કરી શકે ? જે કથીરની પણ પુરી કિંમત કરી શકતો ન હોય, તે કુંદનની કીમત ક્યાંથી કરી શકે ? તેને માટે દલપતરામ કવિએ કહ્યું છે કેઃ—

મનહર છંદ.

સાધારણ કનકની કિંમત ન કરી જાણે,
કુંદનની કિંમત તે કેમ કરી જાણશે ?
હળદરની કિંમત ન હૈયાતીમાં કરી હોય,
કેસરની કિંમત તે કેમ કરી આણશે ?
કીડીયાં મોતીની પણ કિંમત ન કરી જાણે,
મોંઘામુલના મોતીને શું વિધે વખાણશે ?
કહે દલપત કાંઇ કવિતા ન કંઠે કરી,
કવિતાની કિંમત તે શી રીતે પ્રમાણશે ?

આવા દુષ્પ્રાપ્ય મહામોંઘા મનુષ્યજન્મની કિંમત મોહમા મુગ્ધ બનેલા પામર અજ્ઞાનીઓ કેમ જાણે ? ખરેખર મોટા પુણ્યના ઉદયથી જ આ માનવજીવન પ્રાપ્ત થયું છે, તેમાં પણ ઇંદ્રિયોનુ સૌષ્ઠવપણું ઘણું દુર્લભ છે, કેટલાક અંધ, બધિર, મુગા, ગુંગા, બોબડા, તોતડા, લુલા, લંગડા અને કાણા કુબડા હોય છે, અને વળી કેટલાએક હસ્તપાદાદિક અંગોથી રહિત હોય છે, તથા એવીજ કોઈ પૂર્વોપાર્જીત ક્લિષ્ટ કર્મની ઉદીરણા હોય છે, કે શરીરસૌષ્ઠવપણામાં કાઇને કાંઇ ખામી હોયજ છે. મહાસદ્ભાગ્યનો અભ્યુદય હોય તોજ સર્વ ઇંદ્રિયોવાળી સમી ને રૂડી સર્વાંગ-સુદર દેહ પામી શકાય. હવે કદાચ પુણ્યોદયથી સર્વ ઇંદ્રિયોનું સૌષ્ઠવપણું તો પામ્યો, પણ દરિદ્ર અવસ્થા હોય, શરીરમાં મહાવ્યાધિ રહેતો હોય, તથા બીજી અનેક પ્રકારની આધિવ્યાધિઉપાધિથી હેરાન થતો હોય, તોપણ આત્મહિત કરી શકાતું નથી. ખરેખર બાર વાનાં પામવાં મહાદુર્લભ છે. તે વિષે કહ્યું છે કેઃ-ચોપાઈ.

દુલહો આરજ દેશ અવાજા, કુળ મોટું મન દુલહો દવાજા;
ઉત્તમ જાત દુલહો જીન રાજા, દુલહો પાંચે ઇંદ્રિય સાજા.
દુલહો દેહ લહુ નિરોગ, દુલહો ચિરંજીવીનો જોગ;
દુલહો ધર્મ તણો સંજોગ, દુલહો ઘર લક્ષ્મીનો જોગ,
દુલહો સાચો ધરમ સુણવો, દુલહો પાપ પુંજ પરિહરવો;
દુલહો ધર્મ તણો મન ધરવો, દુલહો ધર્મ શરીરે કરવો.

મતલબ કે આ બાર બાબતો સાથે પામવી મહામુશ્કેલ છે. પૂરાં પુણ્ય હોય તોજ તે મેળવી શકાય છે. હવે કદાચ પુણ્યોદયથી સર્વ ઇંદ્રિયોનું સૌષ્ઠવપણુ પામ્યા, છતાંપિ આત્મહિત નહિ સાધી શકનારા ખરેખર આત્મઘાતી છે. કેટલાએક દુઃખના માર્યા આત્મઘાત કરે છે, એટલે પોતાના પ્રાણને કાઢવાને માટે હળાહળ ઝેર પીએ છે, અથવા કુવા, નદી, નાળા, તળાવ કે સમુદ્રમાં પડી મરે છે; અગર પર્વત પરથી પડતું મુકે છે. તેને નીતિશાસ્ત્રના ન્યાય મુજબ તેવા સાત ભવ અનુભવવા પડે છે. આત્મઘાતી મહાપાપી કહેવાય છે, આવી રીતે દુઃખથી અધીરા બની કુમરણે મરીને તે કાંઇ છુટી શકાતું હશે કે? ના, ના. તેમ કરવામાં મનુષ્યો મોટી ભુલ કરે છે. અંજનાસતીએ બાર બાર વરસ સુધી મહાદુઃખ ભોગવ્યાં, તેરમા વરસમાં તો તેના દુઃખનો પાર રહ્યો નહિ, સાસુસસરા, માતતાત અને બંધવથી તિરસ્કાર મળ્યો, બટકુ રોટલાને માટે પણ ઘરોઘર ભટકતાં પણ તેની જોગવાઇ અલભ્ય થઇ પડી, વાહ ! દિવસ વાહ ! એક દિવસ એવો પણ હતો, કે લાડકવાઇ અંજના સો બંધુઓ વચ્ચે પણ મોંઘી પડતી હતી, તે અત્યારે ઘેરઘેર ભટકે ને ચાંગળુ પાણી ને બટકું રોટલો પણ ન મળે. વાહ ! કર્મદેવ વાહ ! તમારી સત્તાને ! આમ સતી ઘણી દુઃખી થઇ, પણ કુમરણે મરવાનો સંકલ્પ માત્ર પણ સતીએ કર્યો નહિ. પાંચ પાંડવો, દ્રૌપદી, સીતા, દમયંતી વગેરે અનેક સત્યવંત ટેકીલા નરો અને સતીઓએ અપરંપાર દુખો ભોગવ્યાં છે તથા લોકનાં મિથ્યા આળ માથે આવ્યાં, પણ કદિ આત્મઘાત તેમણે કલ્પી નહિ. દિવસની બલિહારીને ધન્ય છે ! જ્યાં તડકો ત્યાં છાંયો, અને છાંયો ત્યાં તડકો આવી જાય છે. તે વિષે કહ્યું છે કેઃ—શાર્દુલ.

શ્લોક—પંચતે પંડુપુત્રાઃ ક્ષિતિપતિ તનયા ધર્મભીમાર્જુનાદ્યાઃ ।
શૂરા સત્યપ્રતિજ્ઞા દૃઢ બલ વપુષઃ કેશવેનોપરુઢાઃ ॥
તે વીરાઃ પાણિપાત્રે કૃપણજનગૃહે ભિક્ષુચર્યાં ચરંતિ ।
કોવાકાર્યં ન વિચલતિ વિધિવશાદ્ભાગ્યની કર્મરેખા ॥

અર્થાત્—કર્મની ગતિ ન્યારી છે ! જુઓ પાંડુરાજાના પાંચ પુત્રો ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ ને નિકુળ એ પાંચે મોટા સમર્થ પુરૂષો હતા. મહા શૂરવીર, સત્યપ્રતિજ્ઞ, મજબુત શરીરવાળા તથા કેશવ જેવા તો જેને સહાયકારક ઇષ્ટ બંધુ હતા, છતાં તેવા વીરપુરૂષોને પણ એક વખત હાથમાં માગવાનું રામપાત્ર લઇ કૃપણને ઘેર ભિક્ષા માગવાનો પ્રસંગ આવ્યો. માટે ભાગ્યની કર્મરેખા કોઇ રીતે કોઇથી પણ ટાળી શકાતી નથી. તે વિષે કહ્યું છે કેઃ—

દુહા—જે યુધિષ્ઠિરે જગતમાં, દીધાં લાખો દાન;
તે બ્રાહ્મણ થઇ આશીષ દીએ, જુઓ કર્મનિદાન.
નિકુળ ઘોડા ફેરવે, સહદેવ ચારે ગાય;
ભીમ ઉદરના કારણે, રહ્યો રસોડા માંય.
સર્વ નૃપતિ વશ્ય કર્યા, જીત્યો જરાસંઘરાય;
તે નર ફીટી નારી થયો, કર્મ ગતિ ન કળાય.
સૂર્યચંદ્રને વશ કરે, નામ જેનું પાંચાળી;
તે દાસી થઇ દિન નિર્ગમે, વેળાએ હદ વાળી.
સુખ પછી દુઃખ ઉપજે, દુઃખ પછી સુખ હોય;
સર્વ દિન સરખા નહિ, વૃક્ષ છાયા સમ જોય.

મતલબ કે મહાન દુઃખો પડવા છતાં તેઓએ આત્મઘાતનો વિચાર સરખો પણ કર્યો ન હતો, પણ સમતા રાખી ધૈર્ય ધારણ કરી આપત્તિરૂપી સાગર ઓલંઘ્યા હતા. અને અંતે મહત્ સુખ પ્રાપ્ત કરી જગજાહેર ને ચિરસ્મરણીય થઈ હજારો લાખો લોકોના વંદનીક બન્યા માટે વિવેકી પુરૂષોએ આત્મઘાત કરી કુમરણે મરવા કદિ પણ મનસા ધરવી નહિ આત્મઘાતીપણું બે પ્રકારનું છે. બાહ્ય અને અભ્યંતર, ઉપર બતલાવેલું આત્મઘાતીત્વ બાહ્ય છે, અને અભ્યંતર ઘાતીપણા વિષે શ્રીવીરપ્રભુએ કહ્યું છે કેઃ–માનુષ્યત્વ આદિ ભવસિદ્ધિને સન્મુખ સર્વ સામગ્રી પુણ્યોદયે પ્રાપ્ત થઇ, છતાં પ્રમાદવશ થઇ કાંઈ પણ આત્મહિતકાર્ય જે કરતા નથી અને અસ્થિર સૌખ્યમાંજ નિમગ્ન બની સ્થિર સૌખ્ય માટે બેદરકાર બને છે, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે હજારોને હાનિ પહોંચાડે છે, ઘાતકી પ્રપંચી અનેક પ્રયત્નો રચે છે, હમેશાં દુર્ધ્યાન ધ્યાવે છે, પરંતુ અશુભ ચિંતવ્યા કરે છે, જેમકે અમુક માણસ મરે, તો તેનો સર્વ ભોગવટો મને મળે–એમ સામાનું ભુંડું તાકે છે, મનથી

થોભ ન રાખે લોભનો, એ પણ એક ગમાર. ૪૭૭

અનેક ઘાતકી ઘાટો ઘડ્યા કરે છે, પણ પરનું ભુંડું તાકવાથી તો પોતાનું ભુંડું થાય છે. ભગવાને તરવાનાં મુખ્ય કારણો મનના પરિણામ ઉપર કહેલાં છે. **मन एव मनुष्याणां, कारणं बंध मोक्षयो ॥** આ જીવાત્માને મોક્ષ અને બંધનનું કારણ માત્ર એક મન જ છે. શુભ ધ્યાનથી શુભ ચૈતન્ય ઉત્પન્ન થાય છે, અશુભ ધ્યાનથી અશુભ ચૈતન્ય ઉત્પન્ન થાય છે. શાસ્ત્રોમાં ધ્યાન ચાર પ્રકારનાં કહ્યાં છેઃ—આર્તધ્યાન, રૂદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન, અને એ ચારેનાં લક્ષણ શાસ્ત્રમાં બહુ સારી રીતે વર્ણવ્યાં છે, તે પ્રસંગોપાત નીચે જણાવીએ છીએ.

## આર્તધ્યાનનું સ્વરૂપ

રાજ્યોપભોગ, સુંદર શયન, વાહન, સ્ત્રી, સુગંધી પુષ્પમાળા વગેરે સાંસારિક સુખભોગના વૈભવો મેળવવા માટે તે સંબંધી અહોનિશ અભિલાષા, ચિંતા અને વિચારો સદા ચાલ્યા કરે તથા અત્યંત મોહ, તૃષ્ણા હોય તેને તત્વવેત્તા પુરૂષો આર્ત ધ્યાન કહે છે. (૧)

## રૂદ્રધ્યાનનું સ્વરૂપ

કોઇ મનુષ્ય જીવને છેદન કરતો હોય, દહન કરતો હોય, ભુંજતો–શેકતો .ય, મારતો હોય, બાંધતો હોય, પ્રહાર કરતો હોય, હાથ પગ વગેરે અંગો કાપતો હોય, એ વગેરે પ્રકારે કોઇ જીવને દુઃખ દેતો જોઈ મનમાં રાજી થાય; પણ લગાર માત્ર દયા ન આણે અથવા પોતે જ કોઇને રૂદ્રભાવે મારે અથવા રૂદ્ર વિચારો કરે તેને રૂદ્ર ધ્યાન કહે છે. (૨)

## ધર્મધ્યાનનું સ્વરૂપ

જે શાસ્ત્ર અને તેના અર્થો ધારે, સાંભળે, શીખે, તથા પંચમહાવ્રત ધારે, અથવા ધારણ કરવા સંકલ્પો કરે; કર્મ કેમ બંધાય છે ? જીવનો મોક્ષ કેમ થાય ? ગતાગતિનો હેતુ શું ? તે કેમ અટકે ? વગેરે શુભ વિચારો ચિંતવે, પાંચ ઇંદ્રિયોનું દમન કરે અને સર્વે પર દયા રાખે, સર્વનું ભલું કરવાની ભાવના રાખે તથા વેરીનું પણ ભુંડું ન તાકે તેને ધર્મધ્યાન કહે છે. (૩)

## શુક્લધ્યાનનું સ્વરૂપ

જેને ઇંદ્રિયોના વિષયસુખ ઉપર ઉદાસીનભાવ હોય, વિષય સંબંધી નાના પ્રકારના સંકલ્પો વિકલ્પોના વિકારોને દબાવે, તથા ત્રણ યોગથી પોતાના

આત્માને સદા નિવૃત્તિમાં રાખી, સામાનું અને પોતાનું ભલું થવાના જ વિચારો ચિંતવે તેને શુક્લધ્યાન કહે છે (૪) હવે એ ચાર ધ્યાન કઈ કઈ ગતિમાં લઈ જાય છે, તે કહે છે.

આર્તધ્યાન ધરનાર તિર્યંચ ગતિમા જાય, તથા રૂદ્ર ધ્યાન ધરનારો નરક ગતિમાં જાય, ધર્મ ધ્યાનથી દેવગતિ પ્રાપ્ત થાય, તથા શુક્લ ધ્યાનથી જન્મમરણનો ક્ષય છે. તેથી વિવેકી જનોએ વ્યાધિ વિનાશક, હિતકર, સંસાર-છેદક એવા ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનમા પ્રયત્ન કરવો. શાસ્ત્રમા ધ્યાનનું એ ચાર પ્રકારે વિવેચન કર્યું છે, તેમાં પહેલા બે અશુભ ધ્યાન તો વિવેકી-જનોએ સદા વર્જવા યોગ્ય જ છે, છેલ્લા બે ધ્યાન સારા ને ઉત્તમ હોઈ મોક્ષગતિને મેળવી આપનાર અને ભવ સિદ્ધિને સન્મુખ લાવનાર હોવાથી તે સર્વદા વિવેકીજનોને આદરવા જોગ છે. દુષ્ટો અશુભ ચિંતવી પરનું અહિત કરે છે, અનેક કર્મ કરે છે, એમ અનેક કર્મ-કુકર્મ કરીને અધમાધમ મહાપાપીઓ હજારોની કદુવાઓ લે છે, પૈસો, પ્રેમદા, પ્રતિષ્ઠા ને પ્રભુતાની પ્રાપ્તિમાં જ ધના રામામાં જ જીંદગી વ્યર્થ ગુમાવે છે. તેઓનું માનવજીવન શ્વાન-પૂછની માફક તદ્દન નકામુ જ છે, અને ખરેખર તેવા નરોને વારપ્રભુએ આત્મઘાતી જ કહેલા છે. પોતાના આત્માની ઘાત કરવી, એટલે આ સિદ્ધસ્વરૂપ પવિત્ર આત્માને ક્લિષ્ટ કર્મોથી મલિન બનાવી દુર્ગતિગામી કરવો, તે ખરેખર આત્મઘાતીત્વજ છે. અશુભ આર્તધ્યાન અને રૂદ્રધ્યાનથી અનંત કાળ થયા આ આત્મા આ લક્ષ ચોરાશીના ચક્કરમાં જન્મમરણના ફેરામાં ફર્યો ને ભટક્યા કરે છે, અને વળી ભટકશે-એ ચોક્કસ સમજવું. માટે થાય તો સામાનું ભલું કરવું, તો જ પોતાનું ભલું થશે, ભલા કરે ભલા હોગા. પારકાના બુરામા રાજી રહેવાથી તો પરેનું પોતાનું જ બુરૂં થાય છે. તે વિષે કહ્યું છે કેઃ—દુહા.

> સુખ દીયા સુખ હોતહે, દુ:ખ દિયા દુ:ખ હોય;
> આપ હણે નહિ અવરકું, અપને ન હણે કોય.
> આવત ગાર્દા એક હે ઉલટત હોકે અનેક;
> કબીર જો ઉલટે નહિ, તો રહે એકકી એક

મતલબ કે સામા માણસને સુખ દેવાથી પોતાને જ સુખ મળે છે, અને પારકાને દુઃખ દીધાથી પોતાને જ દુઃખ મળે છે. આમ ને ગાળ દેનારને સામી ગાળ મળે છે. આપણે પરનું ભલું ચાહીએ, તો અન્ય કોઈ આપણું ભલું ચાહશે. હવે તેના ઉપર એક દૃષ્ટાંત કહે છે.

## (૧૨૭) ભાવિ મિથ્યા કરવા મથેલા શેઠની નાસીપાસીની વાત.

કોઈ એક શેઠને ત્યાં ગુરૂશિષ્ય બે જણા ભીક્ષા લેવાને પધાર્યાં, હવે તે શેઠને ઘેર કોઈ એક નિરાધાર ભરવાડનો છોકરો પેટ ગુજારે રહેતો હતો, તે શેઠના ઘરનું કામકાજ કરે અને ત્યાં જમે, શેઠની સેવા ભક્તિ કરતો એટલે તે શેઠને પ્રિય થઇ પડયો હતો. શેઠ પુત્ર કરતાં પણ તેને વિશેષ ચાહતા; શેઠના સહવાસથી તેને ઉંચ ગુણો પ્રાપ્ત થયા હતા. તે તો અવશ્ય છે કે ઉંચાના સ્વભાવથી ઉંચતાની ને નીચના સ્વભાવથી નીચતાની પ્રાપ્તિ થાય છે તે વિષે કવીશ્વર દલપતરામે કહ્યું છે કેઃ—નારાચ છંદ.

ભળે વઘાર ભાતમાં લગાર જે લવીંગનો,
ટળે ન ટાલતાં જ તેમ હોય ગંધ હીંગનો;
સફેદ વસ્ત્ર શામ થાય શામ રંગ સંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં.
અફીણીઆની સોબતે, અફીણીઆ ગણાય છે,
જુગારીયાની યારીમાં જુગારીયા જણાય છે;
કઢંગીના પ્રસંગથી કઢાય છે કઢંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં.

મતલબ કે ઉંચની સોબતમા મનુષ્ય ઉંચ બને છે, અને નીચની સોબતે નીચ બને છે, તેમ પેલા ભરવાડના છોકરાને શેઠના સહવાસથી કેટલાએક સુલક્ષણો પ્રાપ્ત થયેલા હતાં, તેથી તેણે હાથ જોડીને નમ્રતાપૂર્વક ગુરૂશિષ્યને નમસ્કાર કર્યો શેઠ ઘરમાં ભિક્ષા લેવા ગયા, તેવામાં પેલા છોકરા સામું જોઇ શિષ્યને ગુરૂએ કહ્યું કે, આ છોકરાનું કપાળ મહાતેજસ્વી જણાય છે, તે ભાગ્યશાળી છે, તેથી આગળ જતાં આ ઘરનો તે છોકરો ધણી થઇ જશે, એમ તેનો ભાગ્યોદય સૂચવે છે. અત્યારે તો શેઠના આશ્રય તળે તે સામાન્ય સ્થિતિ અનુભવે છે, પણ આગળ જતા આ ઘરનો ધણી થઈ મહાસુખ ભોગવશે, તેવું આનું તકદીર છે. નસીબ ગમે ત્યાં જતાં પણ છાનું રહેતું નથી

સવૈયો.

તારાકી જ્યોતમે ચંદ્ર છુપે નહિ, સુર છુપે નહિ બાદલ છાયો;
રણુ ચડયો રજપુત છુપે નહિ, દાતા છુપે નહિ માગન આયો;
ચંચળ નારકો નેન છુપે નહિ, પ્રીત છુપે નહિ પીઠ દેખાયો,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર, કર્મ છુપે નહિ ભભુત લગાયો.

આ પ્રમાણે એ છોકરાના તગદીરની વાત ગુરૂ શિષ્યપ્રત્યે કહેતા હતા, તેવામાં શેઠ ઓચિંતા ધરમાંથી બહાર આવ્યા; "આ છોકરો ઘરનો ધણી થશે" એવા શબ્દ તેમના કાન પર પડયા. તેનામાં ચિંતા પ્રજ્વલિત થઇ, પણ તે વખતે અફસોસ છુપાવી રાખી બહારથી હર્ષિત થયો, અને ભિક્ષા આપી સાધુને વિદાય કર્યા. પછી શેઠ ઉંડો નિશ્વાસ નાખી બોલ્યા કેઃ-હાય હાય ! આ છોકરો શું મારા ઘરનો ધણી થશે અને ત્યારે શું મારો દીકરો ભિખ માગશે ? ખરે મારે ઘેર ગરીબાઇથી ઉછરતો આ છોકરો ઘરધણી થઇ પડે તે મારાથી શી રીતે ખમાય ? મારે ઔરસ છોકરો વારસ છતા પારકો ઘરધણી થશે ? હાયહાય ! આ શોકાગ્નિશમનાર્થે મારે કાંઇક તો ઉપાય કરવો. પ્રાયે કરી મહારાજનાં વચનો અમોઘ હોય છે. તે વિષે કહ્યું છે કેઃ-દિવસે થયેલી વીજળી, રાતે થયેલું મેઘગર્જન, મોટા પુરૂષોનાં વાકયો, અને દેવદર્શન; એ ચાર વાના કદિ નિષ્ફળ થતા નથી. તો મારે પણ આળસુ થઈ બેસી ન રહેતાં તેને માટે અવશ્ય કાંઇ ઉપાય તો યોજવો, "પાણી પહેલા પાળ બાંધે તેજ જગતમા બળીઓ, આગ લાગે કુવો ખોદવા માંડે તે જઇ મુરખમાં ભળીઓ" એ પુરાણી કહેવતને માન આપી કાંઇક ઉદ્યમ તો કરવો, કારણકે ઉદ્યમથી જ સર્વ પ્રકારનાં કાર્યની સિદ્ધિ થાય છે. ઉદ્યમ વિનાનો માણસ પશુતુલ્ય ગણાય છે. તે વિષે કહ્યું છે કે

**उद्यमेन हि सिद्ध्यंति । कार्याणि न मनोरथैः ।**
**नहि सुप्तस्य सिंहस्य । प्रविशन्ति मृगा मुखे ॥**

અર્થાત્—દરેક કામ ઉદ્યમથી સિદ્ધ થાય છે, પણ બેઠા બેઠા શેખશલ્લીની માફક મનોરથો અને તરંગો કરવાથી કાર્યો સિદ્ધ થતા નથી. જેમકે સુતેલા સિંહના મોઢામા પશુ-હરણ આવી એની મેળે પડતાં નથી, પોતાનામાં મહાસામર્થ્ય હોવા છતા તે પણ મહેનતથીજ પોતાનુ ઉદર પૂર્ણ કરે છે. તો હવે હુ શું કરૂં ? કયા જાઉં ? કઈ યુક્તિ શીખુ અને કોની મદદ લઉં ? જેથી આ છોકરો મારી મિલ્કતનો માલિક-વારસાહક ન થાય કદાચ તેને કાઢી મુકું તો મોટી અવસ્થાએ પાછો આવી મુનિવાક્ય સફળ કરે, માટે આને જીવતોજ ન રહેવા દેવો તેજ ઉત્તમ છે. **मूलं नास्ति कुतः शाखा ।** અર્થાત્ મૂલ ન હોય તો પછી શાખા પ્રતિશાખા સભવે જ કયાંથી ? જીવતો હોય તો કોઈ વખતે પણ વારસ થાયને ! કહેવત છે કે **जीव न्नरोभद्र मुपेति-नूनम् ।** અર્થાત જીવનો નર ભદ્રા પામશે. માટે આને પરલોકગામી કરી અન્ય

માતાનું દુધ પીતો બનાવવા સિવાય બીજો કોઈ વિચાર સુલભ નથી. વાહ, વાહ ! શેઠ, ધન્ય છે તારી શેઠાઈને, શ્રીમંતાઈને ને સ્વાર્થબુદ્ધિને ! અરેરે ! તારા સ્વાર્થને માટે અનાથ આશ્રિત બાળકનું યમને દાન આપવા તૈયાર થયો ! ક્યાં ગયો તેના પ્રત્યેનો તારો પુત્ર તુલ્ય પ્રેમ ? ક્યાં ગઈ તારી ઉદારતા ? દયાબુદ્ધિથી અનાથનુ પોષણ કરવાની પરોપકારીતા ક્યાં ગઈ ? ખરેખર ! પોતાના સ્વાર્થને માટે પારકાની ઘાત ચિંતવે છે, તે માનવ નહિ પણ માન વરૂપે રાક્ષસો છે. તેને માટે રાજર્ષિપ્રવર ભર્તૃહરિએ નીતિશતકમાં કહ્યુ છે કેઃ– " જેઓ પોતાના સ્વાર્થને તજી દઈને સામાનું હિત કરે છે, તેઓ આ જગતમાં ઉત્તમ પુરૂષ જાણવા. તેમજ જેઓ પોતાનો સ્વાર્થ પણ સાધે અને સામાનું હિત પણ સંભાળે–તે મધ્યમ પુરૂષો સમજવા, તથા જેઓ પોતાનાજ સ્વાર્થને માટે પરનું નુકસાન કરે છે, બગાડે છે, અહિત કરે છે; તેઓને મનુષ્યોમાં રાક્ષસ તુલ્ય સમજવા. અને જેઓ સ્વાર્થ વિના પણ બીજાને નાહક નુકશાન કરે છે, અહિત આચરે છે, તેને આ દુનિયામાં કેવા માણસ કહેવા ? રાજર્ષિ કવિરાજ ભર્તૃહરિ કહે છે, કે તે અમે પણ જાણી શકતા નથી. મતલબ કે જેઓ વિના કારણે નાહક પરને નુકસાન કરે છે, તેઓ રાક્ષસથી પણ ખરેખર બદ–નપાવટ ખરાબ–નીચ–હલકા સમજવા.

પછી તે ભલે જૈન હો કે વૈષ્ણવ હો, ગમે તે પંથનો હો પણ કોઈનું બુરૂં કરવાનું કોઈ શાસ્ત્રમાં કહ્યુ નથી. વૈષ્ણવ શાસ્ત્રમાં પણ વૈશ્નવો કેવા હોય તેને માટે નરસિંહ મહેતાએ એક ભજનમાં સાફ કહ્યું છે કે.

### વૈષ્ણવ જન વિષે. ( રાગ આશાવરી. )

વૈષ્ણવ જન તો તેને કહીયે, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકલ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ, કાચ, મન, નિશ્ચળ રાખે, તો ધન્ય ધન્ય જનની તેની રે. વૈષ્ણવ૦
સમ દૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહવા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦
મોહ, માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાલી રે લાગી, સકલ તીરથ તેના તનમાંરે. વૈષ્ણવ૦
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુલ ઇકોતેર તાર્યા રે. વૈષ્ણવ૦

 વણ તેડ્યો વળી વળી, આવે વાર અઢાર; 
વણ બોલાવ્યો બહુ બકે, એ પણ એક ગમાર. ૪૭૮

હવે આ સ્વાર્થવશ માનવરાક્ષસ શેઠે પોતાના સ્વાર્થ સારૂ નિરપરાધી આશ્રિત તે છોકરાને મારવાનો ઉપાય શોધવા માંડયો, હરવખત તેના પર નિર્દયતા અને વિચાર વાણીમાં પણ નિષ્ઠુરતા શેઠ દાખવવા લાગ્યા, ઘણા દિવસ સુધી તેણે ગુપ્ત રીતે મારવાના પ્રયત્ન કર્યા, પણ જાહેર થવાના ભયથી તે ફાવી શકતા ન હતા પણ જ્યાં સુધી તે મારે નહિ, ત્યા સુધી તે શેઠને નિરાંત પણ થાય નહિ. પછી એકદા એવુ બન્યું કે પાંચસાત દિવસના ગામાંતરે શેઠને જવું પડયું, તેથી તેણે વિચાર કર્યો કે આ છોકરાને પણ સાથે લેતો જાઉં, અને કાંઈ લાગ ફાવે તો રસ્તામાં ઘાટ ઘડી કાઢું, એવા નિશ્ચયથી તેને પણ કામકાજ કરવા સાથે લીધો. રસ્તામાં પોતાની કાર્યસિદ્ધિ માટે ઘણુંય ફાંફાં માર્યો પણ ફાવ્યો નહિ, કાંઇને કાંઈ વિઘ્ન નડી આવે, તેથી રસ્તામાં કાર્યસિદ્ધિ થઈ નહિ. ખરેખર શાસ્ત્રમાં કહ્યું છે કે કસાઇથી પણ ઘાતકી વિશેષ કરપીણ ને કાતીવાળા છે.

દુહો—ઘાતકી ઘાટ ઘડે ઘણા, ખાટકી કરતાં છેક,
તેમાં નહિ ડર કે દયા, પાપી પ્રાણી એક. ૧

આ શેઠ પણ એવાજ કસાઇ કરતાં પણ વિશેષપણે ઘાતકી બન્યા. રાતદિવસ તેનીજ માળા જપવા લાગ્યા. આ કામ મારાથી નહિ બને, તેથી મારા દિકરાપર ચીઠી લખી આપુ કેઃ-" આ માણસને આવતા વેંતજ વિષ દેજો, મારી પુછ્યા વાટ જોશો નહિ, તેમજ વિલંબ પણ કરશો નહિ, અને લખ્યા મુજબ જરૂર કરજો. મે વિચારીને કોઇ અગત્યના કારણસર જ આ આજ્ઞા કરી છે, તેનું કારણ ભેગા થયે રૂબરૂમાં જણાવીશ, હાલમાં મેં લખ્યા મુજબ તુરત અમલ કરજો." એવું વિચારી છોકરાને ઉપરથી હેતુ જણાવી કહ્યું કે, છોકરા ! તુ આપણે ગામ જા, અને આપણા ચતુરભાઇને આ ચીઠી આપજે, મારે હજુ કારણસર અતરે થોડુ રહેવાનું છે; એમ કહી ચીઠી લખી આપી વિદાય કર્યો. છોકરો ચાલતો તે જ દિવસના સંધ્યાકાળે ગામની ભાગોળે આવી પહોંચ્યો. થાક ઘણો લાગ્યાથી બહાર આવેલા એક દહેરાના ઓટલા ઉપર બેઠો, જરાક આડે પડખે થયો તેવામાં નિંદ્રા આવી ગઇ. તે અરસામાં શેઠની વિષા નામની નાની અને અવિવાહિત દીકરી બે ચાર સખીઓ સાથે એ દહેરે દર્શન કરવા સારૂ આવી હતી, તે એટલામાં ફરવા લાગી, તેણે પેલા છોકરાને સુતેલો જોઈ ઓળખ્યો, તે ઉંઘી ગયો હતો પણ તેના ખીસામાંથી ચીઠી બહાર નિકળી ગઈ હતી, તે ચીઠી લઈ

તે બાળકુમારિકાએ વાંચી કે:-" આ માણસને વિષ દેજો " વાચી વિચાર્યું કે મારા પિતાએ વિષા લખવું જોઇએ, તેને બદલે ભુલથી વિષ લખ્યુ છે, તેથી તેણે તે શબ્દને સુધારી તેમાં ષને કાનો ષા કરી દીધો. પછી ચીઠી હતી તેમ સંકેલી વાળી ખીસામાં મુકી દેઇ ઘેર ચાલતી થઈ. વહાલા વાચકો! વિચારજો, જેને " રામ રાખે તેને કોણ ચાખે ? " ગરીબનો બેલી ભગવાન છે, જેનું આયુષ્ય બળવાન છે, તેને કોણ દુઃખ દેનાર ને મારનાર છે! યાદ રાખો કે આટલે ઠેકાણે પુણ્ય રક્ષણ કરે છે. કહ્યું છે કે—શ્લોક

**वने रणे शत्रु जलाग्नि मध्ये । महार्णवे पर्वतमस्तके वा ॥**
**सुप्तं प्रमत्तं विषमस्थितं वा । रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥**

**અર્થાત્**—વનમાં, રણસગ્રામમાં, શત્રુના સપાટામાં, જળ અને અગ્નિમાં, મહાસાગરમાં, પર્વતના શીખર ઉપર, નિદ્રામાં, પ્રમાદ અવસ્થામાં, અથવા કોઇ વિષમ સ્થિતિમાં આવી પડતાં; એટલા પ્રસગે તો મનુષ્યોનાં પૂર્વોપાર્જીત પુણ્યજ રક્ષા કરે છે. આ છોકરાના સંબંધમાં પણ તેમજ બન્યું. છોકરાના પુણ્યોદયે શેઠની ધારણા ધુળમાં મેળવી ! છોકરે ઉઠી ઘેર આવી ચીઠી આપી, તે શેઠના પુત્રે વાંચી કે તુરતજ પિતાનું વચન પ્રમાણ કરવા વળતેજ દિવસે પોતાની વિષા નામની બ્હેનને તે છોકરા સાથે મોટી ધામધુમથી પરણાવી દીધી. પાચસાત દિવસે શેઠ ઘેર આવ્યા. જોયું તો જાણ્યું કે આ છોકરો તો મારી પુત્રીનો વર અને મારો જમાઇ બન્યો છે. અરેરે! આ તો હવે જરૂર ઘરધણી થવાનોજ હવે એને મારૂં તો મારી વિષા રાંડે, આ તો મારી ધારણામાં ધુળ પડી, અને હાથે કર્યાં હૈયે વાગ્યાં. મેં છોકરાનું ભુંડું તો કર્યું, પણ મારૂં ધાર્યું થયુંજ નહિ, થોડા દિવસમાં શેઠ ઓચિંતો મરવા પડયો, તે વખતે તેને અફસોસનો પાર રહ્યો નહિ.

દુહો—માનવ જાણે હું કરૂં, કરતલ બીજો કોઈ;
" આદરેલું અધવચ રહે, કર્મ કરે સો હોય, "

આખરે લખ્યા લેખ ટાળ્યા ટળતા નથી–ભાવિ ફીટતું નથી. ખરેખર પરનું અહિત ચિંતવતાં તો પોતાનુંજ અહિત થાય છે. કહ્યુ છે કે-

મનહરછંદ

દાણા વેચનાર દાણા સંઘરી દુકાળ માગે,
દેખાશે દુકાળ એવા દાણા વેચનારને,

કોઈકને કષ્ટ દેવા, રસ્તા વચ્ચે કાંટા વેરે,
લાગશે વિશેષ કાંટા, કાંટા વેરનારને,
કોઈકને દુઃખ દેવા, રસ્તા વચ્ચે ખાડ ખોદે,
દેખશે જોખમ, એવી ખાડ ખોદનારને;
ભલું કોઈ કરશે તેનું તો ભાઈ ભલું થશે,
બુરૂં થશે બીજાઓનું, બુરૂં ઇચ્છનારને. ૧

એટલું બોલી શેઠે કપાળે હાથ દેઈ ઉંડો નિસાસો મુકયો., અરેરે મેં પામર પ્રાણીએ મહાત્માશ્રીનાં વચનોને પણ જૂઠા પાડવા-મિથ્યા કરવા પ્રયત્ન તો ઘણો કર્યો, પણ તે જુઠાં પડેજ કેમ ? ખરેખર મહાત્માઓનાં વચનો અમોઘજ છે. તેમનું બોલવું કદિ નિષ્ફળ થતુ નથી.

श्लोक—उदयति यदि भानु पश्चिमायां दिशायां ।
प्रचलति यदिः मेरू शीततां याति वहनिः ॥
विकसति यदि पद्म पर्वताग्रे शिलायां ।
न विचलति कदाचिदुभाषितं सज्जनानाम् ॥

અર્થાત્—સૂર્ય કદી પશ્ચિમમા ઉગે, અડગ મેરૂ ભલે ચળે. અગ્નિ શીતળ થાય, પથ્થરની શિલા ઉપર ભલે પદ્મ-કમળ ઉગે; તો પણ કદિ ઉત્તમ પુરૂષનું વાકય ફરે નહિ. એમ ચોકસ મારા હૃદયમાં હવે આ પ્રત્યક્ષ દાખલાથી સિદ્ધ થયું. પછી થોડા વખતમાં પોતાનોજ પુત્ર ઓચિંતો મરણ પામ્યો. પોતાના જમાઇરાજને સઘળો ઘરનો કારભાર સોંપી પોતાના ઘરનો કારભારી બનાવ્યો. મતલબ એ છે કે સામાનું ભુંડુ તાકતા પોતાનું ભુંડું થાય છે, ને સામાની ભલાઈ કરવામા જ પોતાની ભલાઇ છે. ભલા કર ભલા હોગા. એ સંત વાક્ય છે, છતાં કેટલાક અજ્ઞજનો પરનું ભુંડું તાકે છે, સ્વાર્થ માટે અનેક પ્રકારની પાપી પેરવીઓ ને પ્રપંચો રચે છે, ને કુકર્મો કરે છે, પૂર્ણ જોગવાઈ છતાં કાંઈપણ આત્મહિત સાધતા નથી, મોજશોખમાં અને ક્ષણિક એશઆરામમા જીંદગી વૃથા ગુમાવે છે, વિષ સમાન વિષયવાસનામાં પડી આત્માને મલિન બનાવે છે, ખરેખર તેઓ આત્મઘાતી જ છે; એવુ શ્રી વીરપ્રભુનું કથન છે, માટે વિવેકીજનોએ મળેલા અમૂલ્ય અવસરનો તથા ઉત્તમ સર્વ સામગ્રીનો ગેરઉપયોગ નહિ કરતા સદુપયોગ કરવો, ને આત્માને ઉન્નતિક્રમમા લાવવો, કે જેથી કરી આ ભયંકર ભવસાગરનો પાર પમાય તથા અજરામરપદ વરી અક્ષય મોક્ષલક્ષ્મીના ભોક્તા થવાય. માટે

ઉત્તમ પુરૂષોએ સદા ધર્મસંગ્રહ કરવો, કારણકે આ આત્માને ભવોભવ તારનારો એક પવિત્ર ધર્મજ છે. જેણે પવિત્ર મનુષ્ય જન્મ મેળવી ધર્મ-આરાધન ન કર્યું, તેનો જન્મ નિષ્ફળ જ છે. જનનીનું યૌવન નાહક નષ્ટ કર્યું ! તેનું ભ્રષ્ટ જીવન કેવળ ભારરૂપ પશુ સમાન જ છે. (૯૬)

---

(૯૭)

**सुजानन्न पि जनोऽयं । संसारस्याऽसारता नूनम् ॥**
**न त्यज्यते तदपि हा ? । पश्यते यंतु पश्यतो हरता ॥ ९७ ॥**

**અર્થ—આ લોકમાં આ જીવ ખરેખર સંસારની અસારતા જાણે છે, છતાં પણ તેને તજતો નથી. તે ખરેખર મોટા ખેદની વાત છે, માટે આતો पश्यतो हरता ॥ એટલે દેખતાં ચોરી કરવી તેના સમાન છે, તે તું જો. અને તારા આત્મા સાથે વિચાર. (૯૭)**

ભાવાર્થ—સંસારનું સામાન્ય સ્વરૂપ પ્રાયે કરી મનુષ્યોને વિદિત હોય છે. સંસાર એ શબ્દ જ કોઈ અપૂર્વ પ્રકારનું ભાન કરાવે છે. સંસ્કૃતના ધુરંધર વિદ્વાન પંડિત મહાકવિઓએ તેની એવી વ્યાખ્યા કરી છે. કેઃ—**संसरतीति संसार । सम** કહેતા=**संमतात्** એટલે ચોતરફથી જેમાં સરી જવાનું છે—ખસી જવાનું છે, તેને સંસાર કહીએ. ઘણું કરીને સરકવાનું —લપસવાનું જ્યાં ચીકણા પદાર્થ હોય, ત્યાં વિશેષ હોય છે. તો સંસાર એ એક મોટો જબરજસ્ત ઉંડો ખાડો છે, તેમા ચારે તરફ અને વચમાં કર્મ-રૂપી પુષ્કળ ચીકણો ગારો—કાદવ ભરેલો છે, તે કાદવમાં અનંતકાળ થયાં જીવો અશુચીથીવિષ્ઠાના કીડાની માફક ખદબદી રહ્યા છે, તે ખાડામાં જીવોને રહેવાના ચાર મોટા ભાગ છે. તેમાં એક ભાગમાં નારકીના જીવો, બીજામાં તિર્યંચના જીવો, એમ અનુક્રમે તે ખાડામાં સર્વ જીવો વસે છે. તો ચારે ભાગોના સર્વ જીવો ઉપર કર્મદેવ રાજા તેમની યોગ્યતા પ્રમાણે વસવા માટે ઘર આપે છે, પણ તે સર્વ ભાડે જ આપે છે, પણ કોઈને ઘરનું ઘર કરવા દેતો નથી. પોતાનો રાખ્યો રહે, અને પોતાનો કાઢ્યો જાય, એવી તેની સખ્ત શરત ને બળવાન હકુમત છે. તે ખાડાની બહાર ગયેલા જીવો ઘરનું ઘર વસાવી શકે છે, કારણ કે ત્યાં કર્મદેવની સાર્વભૌમ સત્તા નથીઃ પણ ખાડામાં રહેલા સર્વ જીવોને તો કર્મદેવ પોતાની સત્તા

તળે ઇચ્છા મુજબ ભાડુતી ધીરજ આપે છે, કારણ કે ભાડુતી ઘરમાં ગમે તેટલુ રહે અને ખુશી પ્રમાણે તે ઘરને શણગારે, વિવિધ વસ્તુઓથી શોભાવે, પણ અંતે તો ખુશી કે નાખુશીથી તે ઘર તેને અમુક કાળે ખાલી કરવુજ પડે છે. તે વિષે કહ્યુ છે કેઃ—

દોહરા—ભાડે લીધી ઓરડી, ટુંક દિવસને માટ;
શણગારી શા કામની, કરી ઘણેરો ઠાઠ.
વજ્ર તુલ્ય કાયા કરી, વજ્રનું બખ્તર પેર;
પેસ વજ્રની કોઠીમાં, મટે ન કાળનું વેર.
માટે મારા વીર તું, સમજી થા હોશિયાર;
પોષણ કર નિજ આત્મનું, ધર્મ કરી શ્રીકાર

વળી તે બધા જીવોને વસવા માટે ઘરો પણ કાંઇ એક સરખાં આપતો નથી. તેમાં પણ તે જીવોની લાયકાત મુજબ ઉત્તમ, મધ્યમ અને જઘન્ય ઘરો આપે છે. જેમ રાજાને રહેવાના ઘરો પથ્થરની બાંધણીવાળાં ઉત્તમ હોય છે, મોટા શાહુકારને ઈંટની બાંધણીવાળાં ચુનાબંધ, તથા મધ્યમ મનુષ્યોને માટે ગારાનાં બનાવેલાં સાધારણ ઘરો હોય છે, અને તદ્દન ગરીબ મનુષ્યોને રહેવાને માટે તાડછાનાં ઝુંપડાં તથા કુબા હોય છે; તેમ આ બાડામા પડેલા સર્વ જીવોને પોતપોતાની પુણ્યાઈ મુજબ ચાર જાતનાં ઘરો ભાડે મળે છે આ પ્રમાણે સંસારનું સામાન્ય સ્વરૂપ તત્વવેત્તાઓએ વર્ણવેલુ છે. વળી તેઓશ્રીએ આગળ વધીને વિશેષ વર્ણવેલુ છે, કે આ સંસાર કેવળ અસાર છે, ડાંગરનાં ફોતરાની માફક તેમાથી પરિણામે કાંઇ પણ સાર નીકળતો નથી.' દરેક સંસારિક સામગ્રી જળ બુદબુદવત્ ક્ષણભંગુર છે. વીજળીના ચમકારાની જેમ સ્વલ્પ સ્થાયી છે જોતજોતામાં તે નાશ થઈ વેરાઈ જાય છે. તે વિષે કહ્યું છે કેઃ—

"વિશાળ રાજ્યને એકદમ તુચ્છ ઝીણી રજના ઢગલા સમાન જાણી વર્જીદઇને, તથા બંધુજનનો સ્નેહ બેડીના બંધન તુલ્ય જાણી કાચા તંતુની પેઠે તેને તોડી નાંખીને, સ્ત્રીસમૂહને તૃણની જેમ તજીને, તથા દીન વદનવાળું રૂદન કરતુ મુખ અટકાવીને હે આત્મા! પૂર્વ પુણ્યથી પ્રાપ્ત થતા સદ્ધર્મનું સદા સેવન કરજે. મતલબ કે સર્વ પદાર્થ અસ્થિર છે. વળી આ સંસાર અનેક પ્રકારનાં દુઃખોથી ભરપુર છે, અનેક આધિ વ્યાધિ અને ઉપાધિથી વ્યાપ્ત છે, એક સાંધીએ ત્યાં તેર તૂટે, એક દુઃખ માંડ માડ

જર જશ ને જોબન ખુએ, એ પણ એક ગમાર. ૪૮૩

મટાડીએ ત્યાં બીજાં અનેક દુઃખો જાગે છે; સંસાર સમુદ્ર તુલ્ય કહ્યો છે. તે વિષે કહ્યું છે કેઃ—

## (૧૨૮) સંસારને સમુદ્રનો મુકાબલો તથા તેની ઉપમા.

સમુદ્રને જેમ બાહિરલી પરિધી છે તેમ સંસારમાં ચાર ગતિરૂપ પરિધી છે. ૧. સમુદ્રમાં જેમ પાણીની ગંભીરતા છે તેમ સંસારમાં જન્મ, જરા ને મરણરૂપ પાણીની ગંભીરતા છે. ૨ સમુદ્રમાં કાદવ છે તેમ સંસારમાં ભોગરૂપ કાદવ છે. ૩ સમુદ્રમાં જેમ ફીણ છે તેમ સંસારમાં અહંકારરૂપી ફીણ છે. ૪ સમુદ્રમાં મોટા ચાર કળશ છે. તેમ સંસારમાં ચાર ગતિરૂપ મોટા કળશ છે. ૫ સમુદ્રમાં જેમ નાના કળશ છે તેમ સંસારમાં ચોરાશી જીવાજોની રૂપ નાના કળશ છે. ૬. સમુદ્રમા મોટાં મગરમચ્છો છે તેમ સંસારમાં આપણાથી મોટા બળવંતો રૂપી મોટા મગરમચ્છ છે. ૭ સમુદ્રમાં કુટુંબ કબિલારૂપી નાના માછલા છે. ૮ સમુદ્રમા જેમ મોટા પર્વત છે તેમ સંસારમાં આઠ કર્મ રૂપ મોટા પર્વત છે ૯ સમુદ્રમાં જેમ નાના પર્વત છે તેમ સંસારમાં રોગ, શોગ, ચિંતા ઉપાધિ વગેરે પર્વતો છે. ૧૦ સમુદ્રમાં સંધોટીયા છે તેમ સંસારમા કુગુરૂ, કુદેવ અને કુધર્મરૂપ સંધોટીયા છે. ૧૧ સમુદ્રમાં જેમ કાંઠો છે તેમ સંસારમા મોક્ષરૂપ કાંઠો છે. ૧૨ સમુદ્રમાં વડવાગ્નિ છે તેમ સંસારમાં ક્રોધરૂપ મોટો વડવાગ્નિ (દાવાનળ) છે. ૧૩ સમુદ્રમાં ભમરી છે તેમ સંસારમાં મોહકપટ રૂપ ભમરી છે ૧૪ સમુદ્રમાં કર્દમ છે તેમ સંસારમાં લોભરૂપ કર્દમ છે. ૧૫ સમુદ્રમાં મોટા કલ્લોળ છે તેમ સંસારમાં શોકસંતાપરૂપ મોટા કલ્લોળ છે. ૧૬ સમુદ્રમાં નાના કલ્લોળ છે તેમ સંસારમાં સંયોગરૂપ નાના કલ્લોળ (તરંગો) છે. ૧૭ સમુદ્રમાં જેમ તરંગ ઉછળે છે તેમ સંસારમા મન રૂપ તરંગ ઉછળે છે. ૧૮ સમુદ્રમાં સરખું પાણી છે તેમ સંસારમાં જન્મમરણના ભવરૂપ સરખું પાણી છે. ૧૯ સમુદ્રમાં જેમ પાણીનો વિસ્તાર છે તેમ સંસારમા ભવભ્રમણરૂપ પાણીનો વિસ્તાર છે. ૨૦ સમુદ્રમા જેમ વાયરો છે તેમ સંસારમા અભિલાષરૂપ વાયરો છે. ૨૧ સમુદ્રમા જેમ તળીયું છે તેમ સંસારમાં આશા પિપાસા રૂપ તળીયું છે. ૨૨. સમુદ્રમા જેમ અંધકાર છે તેમ સંસારમા મિથ્યાત્વ રૂપ અંધકાર છે. ૨૩ સમુદ્રમાં જેમ શ્વાપદ વગેરે જીવજંતુ ઘણા છે તેમ સંસારમાં પાંચ પ્રમાદરૂપ શ્વાપદ જીવ ઘણા છે. ૨૪ સમુદ્રમાં જેમ હાથીના પગને બાંધી લે તેવા મોટા જીવો છે તેમ સંસારમાં ઋદ્ધિગારવ

(૧ રસગારવ ૨ સાતાગારવ ૩ રૂપતાંતવા) વ્યાપી રહ્યા છે. ૨૫ સમુદ્રમાં જેમ વેલ ઉછળે છે તેમ સંસારમાં ચાર ગતિરૂપ વેલ ઉછળે છે ૨૬ સમુદ્રમાં જેમ ઊંચા નીચા જીવ ડુબી રહ્યા છે તેમ સંસારમાં પાચ આશ્રવે કરી ઉંચા નીચા જીવ ડુબી રહ્યા છે. ૨૭. સમુદ્રનો પાર નથી તેમ સંસારમાં દુઃખનો પાર નથી. ૨૮ સમુદ્રમાં જેમ કાંઈ આધાર નથી તેમ સંસારમાં કુદેવ, કુગુરૂ ને કુધર્મને વશ પડયા જીવોને કોઈનો આધાર નથી. ૨૯ સમુદ્ર જેમ ગુંજારવ કરી રહ્યો છે તેમ સંસારમાં ચિંતાશોકરૂપ ભયે કરી સંસાર ગુંજારવ કરી રહ્યો છે. ૩૦ સમુદ્રનો જેમ કાષ્ટના ઉત્તમ વહાણુથી પાર પામી શકાય છે તેમ સંસારનો પણ ઉત્તમ સર્વજ્ઞ વીતરાગ ભાષિત દયામય ધર્મનું સદ્‌ભાવે આરાધન કરવાથી સહેલાઈથી સત્વરે પાર પામી શકાય છે. ૩૧ સમુદ્રનો જેમ પાર–કીનારો પામવાથી પછી બુડવાનો ભય તથા દુઃખ રહેતું નથી તેમ સંસારનો પાર પામી મુક્ત થયા પછી આ જીવાત્માને જન્મ મરણ વિગેરે ભય તથા નાના પ્રકારના કર્મ જન્ય દુઃખો રહેતાં નથી. અર્થાત્ આ સમુદ્ર દુઃખનો જ ભરેલો છે.

ઝુલણાછંદઃ–દુબળી ગાયને ઝાઝી બગા,
દુઃખતા અંગ પર ઠેસ વાગે;
ભૂત ભાગી ગયું હોય નહિ ત્યાં વળી,
ઉલટું અંગમાં પલીત જાગે.
એક પર એક છે આધિયો વ્યાધિયો,
બંધનો એવડાં કેમ છુટે;
સાવ નિસ્સાર આ હાય સંસારમાં,
"સાંધીયે એક ત્યાં તેર તૂટે."

આ પ્રકારની લોકસ્થિતિ અત્યંત દુઃખમય છે. સંસારની અસારતા તો પોતે પૂર્ણ રીતે જાણે છે, વળી તે અસારતા પોતે પારકાની પાસે ગાય છે કે અહો ! આ સંસારમાં દુઃખનો તો પાર નથી. વળી અનેક પ્રકારનાં દુઃખોને જેઓ અનુભવે છે, વળી હજારો તિક્ષ્ણ વ્યાધિરૂપ વ્યાઘ્રોથી પકડાએલા છતાં, તથા ત્યાગી મુનિ મહાત્મા સંતોને મુખે તેની અસારતા સાંભળવા છતાં, તથા તે પ્રકારનાં દુઃખીયાનાં દૃષ્ટાંતો નજરે જોવા છતાં, આ મોહમુગ્ધ જીવને હજુ સુધી કેમ બોધ પામવાનો વખત આવતો નથી ? એજ ખરેખર મોટા આશ્ચર્યની વાત છે ! આ જીવ જાણીબુઝીને દીવો

હાથમાં લઈ કુવામાં પડે છે, એ દેખીતી અજ્ઞાનતા નહિ તો બીજું શું ? જેમ સોની સર્વના દેખતાં ચોરી કરે છે. દરેક ધંધામાં કાંઇ નહિ ને કાંઇ દગાથી ચોરી જવાનું રહેલું છે. ગમે તેટલી સાવચેતી રાખે તો પણ ધોળા દિવસના ચોર સોની થોડું ઘણું ચોર્યા વિના તો રહે નહિ જ, એવી એની ચાલાકી હોય છે. તે વિષે કહ્યું છે કેઃ—

"સોનું રૂપું સોની ચોરે, ને નંગ બદલે જડિયો,
મોડો આવી ચવેણું માગે, એ સુતાર ને કડિયો;
એટલા પાસે કયારે જઇએ, પુરા હોઇએ ગરજી,
કપડું ચોરી પૈસા માગે, એ છીનાળનો દરજી.

દોહરો—દરજી ચોરે કપડું, સોની ચોરે રતિ;
હજામભાઈ શું ચોરે, કે માથામાં કાંઇ નથી.

તેમ આ જીવ સોનીની માફક દેખીતી ચોરી કર્યા જેવુંજ કરે છે, તે એમ કે અસત્ય પદાર્થને સત્ય માની તેમાંજ રચીપચી રહ્યો છે. અને આ કાયા, માયા, કામિની એ સર્વસ્વ મારૂં છે, હુ તેનો છું. એમ ભ્રાંતિથી માની બેઠો છે. તેને માટે પરમ ભક્ત સુંદરદાસ કવિએ કહ્યું છે કેઃ—

કવિત

મેરો દેહ મેરો ગેહ મેરો પરિવાર સબ,
મેરો ધનમાલ મેં તો બહુ વિધ ભારો હું;
મેરે સબ સેવક હુકમ કોઈ મેટે નહિ,
મેરી યુવતીકો મેં તો અધિકજ પીયારો હું.
મેરો વંશ ઉંચો મેરા બાપદાદા એસા ભયા,
કરત બડાઈ મેં તો જગત ઉજારૂ હું;
સુંદર કહત મેરો મેરો કરી જાને સઠ,
એસે નહિ જાને મેં તો કાળહીકો ચારો હું.

મતલબ કે આ અવનીમાં મૂઢ માણસો માને છે, કે આ સર્વ મારૂંજ છે, તેને માટે અનેક દોડધામ કરે છે, પણ મૂર્ખ શિરોમણી એટલું પણ સમજતો નથી. કે હું અને આ સર્વ કરાળકાળ કસાઇની જાળમાં ઝલાએલ છીએ, અમે સર્વ કાળનું ચવેણું છીએ. કાળના મુખમાં એકદા ચવાઇજ જઇશું.

 પક્કા પાંખડી તણો, પણ રાખે પતિયાર; 
ખત્તા ખાય ખરો પછી, એ પણ એક ગમાર. ૪૮૬

દુહો—જગત કાળમુખે પડયું, કેડામોડ જનાર;
ઘંટીને ગાળે પડયા, દાણા લોટ થનાર.

પોતાને રહેવાનાં સુંદર ઘરો બંધાવેલાં હોય, વળી તેમાં અનેક સુંદર ફરનીચર ગોઠવેલુ હોય, હૃદયને આનંદકર વિવિધ વૈભવવાળી ભોગ્ય વસ્તુથી ભરપુર કર્યું હોય, પણ જુઓ એ ઘરમાં પ્લેગની પધરામણી (નોટીસ) આવે એટલે ઉંદર પડે, તો તે સુંદર ઘરને તજી તુરત બહાર નીકળી જંગલમાં જાય છે, પ્લેગના ભયથી વગડામાં ઘાસનાં કે પતરાનાં ઝુંપડાં બાંધી તેમાં રહે છે. પોતાનું ઘર હતું તો તે કેમ તજવું પડયુ ? મરકીના ભયથી સુંદર આવાસ તજી જંગલમાં રહે છે, તેમ આ કાયાને માટે પણ નોટીસ મળી ચુકી છે, વારંટ અપાઈ ચુકયું છે, એટલે જન્મ એ મોટી નોટીસ સમજવી, કારણ કે જન્મ્યા તે અવશ્ય મરવાનાજ, ઉગ્યા તે જરૂર આથમવાના, જે ખીલ્યા તે આખર ખરવાનાજ, અને ચડયા તે અંતે પડવાનાજ. ઘંટીમાં પડેલા દાણા અવશ્ય દળાવાના તેમ સંસારમા સૌને વહેલું મોડું મરવાનું છેજ. તે વિષે કહ્યું છે કેઃ—

છપ્પો—કોઇ આજ કોઈ કાલ, કોઈ માસે છ માસે,
કોઇને થાય દસબાર, તો કોઇને પચીસ પચાસે;
કોઇને થાયે સાઠ, કોઇને થાયે એંસી,
જે જનમ્યું તે જાય, પણ નથી રહેવાનું બેસી.

श्लोक—संपत्तयः पराधीना । सवा च्चित्तमाननृत्तम् ॥
स्वजीवितेप्य विश्वास । स्तेषां ये राजसंश्रया ॥

અર્થાત્—કાળની એવી અગમ્યગતિ છે. કાળ સર્વનો ભક્ષક છે, તેનાથી કોઈ બચવા પામ્યું નથી. ફક્ત સર્વ કર્મનો ક્ષય કરનાર શ્રી સિદ્ધ ભગવાનજ તેને જીતી પાર પહોચેલા છે બાકી સર્ર્વ તો તેના કબજામાં છે. કહ્યું છે કે—

કવિત.

કાળ સમ બળવંત કોઈ નહિ દેખીયત,
સબકો કરત જેર, કાલ મહાજોર હે;
કાલહિકો ડર સુની, ભગ્યો મુસા પેગંબર,
જહાં જહાં જાઇ તિહાં તિહાં વાંકો ઘોર હે.
કાલ ભયાનક ભયભીત કીયે સબ લોક,
સ્વર્ગ મૃત્યુ પાતાલમે, કાલહિકો શોર હે;

જોતાં કંઈક જતાં રહ્યાં, જન જમરાજ દુવાર;
તોપણુ તેનો ત્રાસ નહિ, એ પણુ એક ગમાર. ૪૮૭

કાલહિ કો કાલ એક સુંદર અખંડ બ્રહ્મવાસે,
કાલ ડરે જોઈ ચાલ્યો વહી ઓર હે;

મતલબ કે કાળ સર્વનો ભક્ષક છે. મુદ્દત–અવધ થઈ એટલે સર્વને ભાડુતી ઘર ખાલી કરી ચાલ્યા જવાનું છે. કેટલાયે ગભરૂ બાળકોને ભોંયમાં ભંડાર્યાં, કેટલાકને ઓચિંતા મરણુશરણુ થતાં જોયા, કેટલાક પહાડને પાટુ મારે એવા જોધ જેવા જુવાનીયાઓ ચિતામાં બળી ખાખ થતા જોયા, પણુ હજી સુધી આ જીવને ચેતવાનો વખત આવ્યો નથી, પ્રભુ ભજનમાં પ્રીત થઈ નથી, પ્રાણી પ્રત્યે પરોપકાર બુદ્ધિ થઈ નથી, પ્રેમપૂર્વક સાધુ સંતનો સમાગમ કરી જીંદગીને કિંમતી કરવાનો વખત આવ્યો નથી. ટુંકી જીંદગીમાં અનેક કુકર્મો કરી આત્માને અધોગતિગામી કર્યો. અરે, રાત થોડી ને વેશ ઘણા કરવા ! થોડા જીવતરમાં ઘણી આશાતૃષ્ણાઓ કરવી, પણુ અરે ! આવા ઉત્તમ મનુષ્યાવતારમાંજ નવરા પડશો તો કંઈક કરાશે. ખરેખર મનુષ્યગતિ એ પુણ્ય રળવાની ઉત્તમ ગતિ છે, પણુ માયા એ ભાન ભુલાવી દે છે, આત્માનું કાંઇપણુ હિતસાધન થવા દેતી નથી. જો કે આ દુનિયામાં દરેક સ્થળે દરેક પદાર્થમાં ઉપદેશ રહેલો છે, પણુ માયાનું જોર કમતી હોય અને હૃદય સવળું હોય, તો જ ઝટ ઉપદેશ જીવને લાગે છે ને સાનુકુળ થઇ પડે છે. નમિરાજ કંકણુના ખડખડાટમાંથી બોધ પામ્યા, કરકંડુ રાજા ઇંદ્રિધ્વજ દેખી બોધ પામ્યા, ગંધાર દેશનો નિગ્ગઇરાજા બળદ દેખી બોધ પામ્યો, સમુદ્રપાળ નામનો શ્રેષ્ઠીપુત્ર ચોર દેખી વૈરાગ પામ્યો; એમ દરેક સ્થળે વૈરાગ ભરેલો છે. ભીખારી હાથમાં રામપાત્ર લઇ ઘરોઘરને વિશે રખડી ટુકડા માગી ખાતો હોય, તો તે પણુ મનુષ્યને અપૂર્વ ઉપદેશ આપે છે. તે ભીખારી સમશ્યામાં સર્વને કહે છે કેઃ—

શ્લોક—याचका नैव याचन्ति । शिक्षंति च पदेपदे ॥
दीयतांदीयतां लोका । न दातारमिदं फलम् ॥

અર્થાત—ભીખારી હાથમાં શકોરૂં–રામપાત્ર લઇ ઘેરઘેર ફરે છે, તે માગતો નથી પણુ સર્વને ઉપદેશ આપે છે કેઃ—હે લોકો ! મારા પાત્રમાં કાંઇક દો, નહિ તો મારા હાથમાં પાત્ર છે તે તમારા હાથમાં આવશે, જેવી મારી દશા તેવી તમારી દશા થશે. મેં નથી દીધું તેનું આ પ્રત્યક્ષ પરિણામ છે, તમે દીધું છે તેનું આ પ્રત્યક્ષ પરિણામ કે તમો પામ્યા છો. તમોએ દીધું છે, તેનું ફળ તમોને મળ્યું છે, માટે મારા પાત્રમાં કાંઇક દો.

 વેગે કલાક વહી ગઇ, ઉગ્યા પછી અગીયાર; 
તોગે ન ચેતે ચિત્તમા, એ પણ એક ગમાર. ૪૮૮

તમારે જોઇતું હોય તો કાંઇક દો, તમારે સુખ ભોગવવું હોય તો મને દો. તમારા હિતને માટે દો, કારણકે દાણાને એકના હજારગણા કરવા માટે જેમ ક્ષેત્ર ઉત્તમ સાધન છે, તેમ દાન પણ અપૂર્વ સુખ પામવા માટે એક સર્વોત્તમ સાધન છે. તે વિષે કહ્યું છે કે:—

શ્લોક—व्याजे द्विगुणं वित्तं । व्यापारे चतुर्गुणम् ॥
क्षेत्रे शतगुणं वित्तं । दानेतु सहस्रगुणम् ॥

અર્થાત્—ધનને વધારવાના ચાર રસ્તા છે. જો ધન વ્યાજે મુકીએ તો બમણા થાય છે, વેપારમાં ચારગણા થાય છે, ક્ષેત્રમાં વાવીએ—નાખીએ તો સોગણા થાય છે, પ્રેમપૂર્વક દાન દેવામાં આપીએ તો હજારગણા થાય છે; તો દાન એજ ઉત્તમ પદાર્થ છે. એ પ્રમાણે ભીખારી અપૂર્વ ઉપદેશ આપે છે, વળી વિષ્ટા દેખી વિવેકીને વિરાગનુ કારણ થાય છે. અહો ! આ વિષ્ટાની પૂર્વ સ્થિતિ કેવી હતી ? તે મિષ્ટાન્નભોજન હતું, આ ગંદી દેહનો સંગ કરવાથી ઉત્તમ વસ્તુ ફીટી ને અશૂચિ વસ્તુ બની ગઈ, પુદ્દગળનો સ્વભાવજ કેવો વિચિત્ર છે ! સારામાંથી નરસુ અને નરસામાંથી સારૂ થાય છે.—એવો વિષ્ટામાંથી અપૂર્વ બોધ મળી આવે છે. પરણતી વખતે ઉમંગભેર વરરાજા પરણવા જાય છે, પણ સાસુ કેવી અપૂર્વ બોધક વસ્તુઓ બતાવે છે ! સાસુ લોકવહેવારે વરરાજાને માંડવા બહાર ઉભા રાખી ત્રાક, રવાઇ, સંપુટ, ધુંસરૂં, ઇંડિયાપીંડીયા વગેરે પદાર્થો બતાવીને છેવટે નાક પણ તાણે છે, તે દરેક પ્રકારમાં પણ અપૂર્વ ઉપદેશ રહેલો છે, છતાં પણ તે ગરજુ પુરૂષ નકટો નફટ થઇ માંડવામાં પેસી સ્ત્રી સાથે હસ્તમેળાપ કરે છે. એ પ્રમાણે આ જીવાત્મા મોહમમતામાં પડી મનુષ્ય જીવનનુ ખરૂ રહસ્ય અને સાર્થક સમજી કે જોઇ શકતો નથી. અને નકામા મોહ માયામાં પડી કર્મ બાંધે છે. તે વિષે કહ્યું છે કે:—

છપ્પો—જેમ ઘાંચીનો બળદ, રાત ને દીવસ ફરીયો,
જેમ ગધ્ધો ગુણહીણ, ભાર અણલેખે ભરીયો;
પાડો જેમ પખાલ, પુંઠે પણ પરઠે પાણી,
વેઠે પકડીઓ વીર, તરફડીને તે તાણી;
જર રળે થઈ રાંકડા, વેઠ દુઃખ વધારીયો,
સામળ નવ ખાધુ ખરચીયું, તે જીતી બાજી હારીયો. ૧

વેઠે સંકટ વૃદ્ધ થઈ એ પણ એક ગમાર. ૪૮૯

મતલબ કે આ પ્રમાણે જીતી બીજી હારી જાય છે. અરે આ જીવાત્માની અજ્ઞાનતા તો જુવો ! કે જેના વડે આ જીંદગી સફળ થવાની છે, તથા ભવસમુદ્ર તરી શકાય છે, તે પવિત્ર ધર્મનો તો કદિ આદર કરતો નથી કે તે માન આપનો નથી, અને નાશવાન ધનધામધરામાંજ સદા ડુબ્યો રહે છે. પણ મૂર્ખા ! એટલુ તો જરૂર યાદ રાખવું, કે ધર્મ વિના સર્વ નકામુ છે. તે વિષે કહ્યું છે કેઃ—

કવિત. ધર્મ વિના ધનધામ, ધાન્ય કુળધાણી ધારે,
ધર્મ વિના ધરણીમાં, ધિક્કતા ધરાય છે;
ધર્મ વિના ધીમંતની, ધારણાઓ ધોખો ધરે,
ધર્મ વિના ધર્યું, ધૈર્ય ધુમ્ર થઈ ધમાય છે;
ધર્મ વિના ધરાધર, ધુતારો ન ધામધુમે,
ધર્મ વિના ધ્યાની, ધ્યાન ઢોંગ ઠગે ધાય છે;
ધારો ધારો ધવળ, સુધર્મની ધુર ધરતા;
ધન્ય ધન્ય ધામે ધામે, ધર્મથી ધરાય છે. ૧

વસંતતિલકા—સંસારમાં મન અરે કયમ મોહ પામે,
વૈરાગ્યમાં ઝટ પડયે ગતિ એજ જામે;
માયા અહો ગણી લહે દિલ આપ આવી,
“ આકાશપુષ્પ થકી વંધ્યસુતા વધાવી. ૧

સંસાર એ દુઃખનો દરિયો છે, જેમાં અનેક પ્રકારનાં આધિ, વ્યાધિ અને ઉપાધીનાં દુઃખો રહેલા છે, જ્યાં એક દુઃખને માંડમાંડ મટાડીએ, ત્યાં વળી બીજાં તેર ઉભાં થાય છે. આવુ હોવા છતાંપિ જીવને સંસાર મીઠો મધ જેવો ને વહાલો લાગે છે, તેટલું સદ્ગુરૂનું શરણ વહાલું લાગતું નથી. કેટલી બધી અથાગ મહેનત કરીને પણ માણસને પરણવું ગમે છે ! પરણતી વખતે સાસુએ બતાવેલી કેટલીક ઉપદેશક સંજ્ઞાઓ ઉપર જરા પણ લક્ષ અપાતું નથી, તે વિષય અમે પ્રસંગ જાણી અત્રે સવિસ્તર સમજાવીએ છીએ.

દોહરો-ઘણે સંકટે જ્યાં જગ્યા, પહોંચ્યાનો છે ઠામ;
સરસ સરતો પાળવી, આ તોરણ એ નામ. ૧

અર્થાત્—ભલે ગમે તેવો મોટો આબરૂદાર માણસ હોય, પણ તે જાનમાં ગયો હોય, તો તેને તે ગામના સાધારણ માણસ પણ બે અદબી શબ્દો બોલશે, અથવા ઠઠ્ઠામશ્કરી કરી મજાકમા ઉડાડશે, તેમજ ખાતી

વખતે પણ માડવીયા ઘણીવાર જાનૈયાની બે અદબી કરે છે, તે પણ ખરેખર મોટા માણસને ઘડીક શરમાવા જેવુ થઇ જાય છે. ખાતી વખતે તો મોઢામાં કોળીઓ ને માથામાં ટુંબો ખાધા જેવું થાય છે. ખાંડ ખાઇને ગાળો ખાવી, આમાંથી ઘણીવાર કોઈ કોઈ સ્થળે તોફાન પણ થઈ જાય છે.

**માંડવીયા વિષે-લાખ ટકાની છાબ જે, શોભાવંતી હોય,**
**અલ્પ વિના અટકાવી દે, માંડવીયા તે જોય, ૨**

**અર્થાત્**—છાબમા સારાં સારાં ઉમદા લુગડાં તથા લાખો રૂપીયાનું ઘરેણુંગાંઠુ હોય પણ તેમાં કંકુ-નાડાછડીનો પડો અગર બે પૈસાના ચાંદલા મુકવા ભુલે, તો પણ પડોશમાંથી જોવા માટે આવેલા માણસો પણ બે ઘડી અટકાવે. જેમ કે દરવાજે કોઈ શાહુકારનું ગાડું આવેલુ હોય તેને ગરીબ દરવાણી નાકેદાર પણ બે પૈસા માટે રોકી રાખે છે; તે મીસાલે માંડવીયા કહેવાય.

**—હવે સાસુ વિવિધ વસ્તુઓ બતાવે છે તે વિષે—**

**ધુંસળ મુંસળ રવૈયો, ત્રાક તથા વળી તીર;**
**ઇંડીપીંડી ઉતારીને, ધર સંપુટીઉં ધીર.    ૩**

**અર્થાત**—ધુંસળ ( ધુંસરૂં ) મુસળ ( સાંબેલુ ) રવૈયો, ત્રાક તથા તીર વળી ઇંઢીયાપીંઢીયા ઉતારીને પછી સંપુટીઉ ધરે છે. સાસુ પોંખવા આવતી વખતે એ બધી વસ્તુઓ લાવે છે, તે એક જાતની વરને ચેતવણી રૂપ સમસ્યા કરે છે. તેમાં પણ ઘણું બોધપ્રદ રહસ્ય રહેલું છે, તે સમસ્યા તથા બોધ સમજવા નીચે વાંચો:—

**નાક તાણવા વિષે:—**

**સાથે આવ્યા સર્વ જે, નિંદાએ તે વાંક,**
**માટે સાસુ પોંખતા, પ્રથમજ તાણે નાક.    ૪**

**અર્થાત**—"માણુ જેવડું માથું જજો, પણ નખ જેટલું નાક ન જજો" એવી જગતમા કહેવત છે, પણ તું તો નાકને મુકીને જ પરણવા આવ્યો છે, માટે નાક ખેંચી તેની આબરૂ લીધા જેવું કરે છે. જેની સાથે તારે સંબંધ છે, તેની એટલે સાથે આવેલાની હલકાઇ થવા દેતો નથી, પણ એ વખતે તો તારી સાથે આવેલાનેયે અપશબ્દો સાભળી લેઇ સહન કરવાં પડે છે; તેથી સાસુ સમજાવે છે કે તમે નાક શું રાખો છો?

એક કોરે મુકો ! વળી જ્યાં સુધી પરણ્યા નહોતા, ત્યાં સુધી બ્રહ્મચારી ગણાતા હતા, પણ આજથી વર થતાં બ્રહ્મચારી મંડળમાંથી તમારા નામની હવે પછી નારતી થઇ સમજવી, માટે તમારૂં નાક લીધું ! !

ધુંસળ વિષે સમશ્યા—

ધુંસળ કાંધે ધોરીના, ચડી કરાવે કામ;
તેમજ આ તમ ઉપરે, પડશે ધુંસળ આમ. ૫

અર્થાત—જેમ બળદની કાંધ ઉપર ધોંસરૂં પડે છે, તે તેને સુખેદુ.ખે પણ તરીલુ તાણવું પડે છે, તેમ તમારી કાંધ ઉપર આજથી સંસાર-વ્યવહારનું આ ધુંસરૂં પડશે તે તમારે ઉપાડવું જ પડશે, માટે હજી ચેતાય-સમજાય તો સારૂં. આમ ચેતવવા છતાં પણ ન માનવાથી પછી મુશળ બતાવે છે.

મુશળ વિષે સમશ્યા:—

ખાંડણીયામાં ખાંડવા, પડેજ મુશળ જેમ;
સારી નરસી જગતની, તમે ખાંડજો તેમ. ૬

અર્થાત્—જેમ સાંબેલું ખાડણીયામાં ખાંડવાને પડે છે, ને તે સારૂં કે નરસું બધું ખાંડે છે, તેમ તમારે પણ સંસાર (ઘર સંબંધી) સારી નરસી વાત કચરી નાખવી, સ્ત્રી તરફની ઉપાધિ, દુઃખ પરંપરાને કે કોઇ સારી નરસી વાતો કરે તે સર્વને કચરી નાખવી પડશે, ને તે સર્વ ઝખ મારી સહન કરવું પડશે, તમારે પણ વખતે કચરાવું પડશે માટે હજી સમજાય તો સારૂં ! આ સમસ્યાથી પણ ન સમજતાં વર મૌન રહે છે એટલે તે જાણે કે તેવી સરત પણ કબુલ કરતો ન હોય ! ! પછી વળી સાસુ રવૈયો બતાવે છે.

રવૈયા વિષે સમસ્યા:—

તક્ર તણી જે ગોળીમાં, ફરે રવઇયો રોજ;
આ કન્યા કારણ તમે, ફરો તજીને મોજ. ૭

અર્થાત્—જેમ રવઇયો બંધનમા આવી ચાર સારી ને ચારનું ચોકડું કુલ ને મળી કુંડળીને આધારે રહી ગોળીમાં ફરવાનો નિયમ ધારણ કરે છે, તેમ તમારે પણ ચાર ફેરા ફરી ચાર સૌભાગ્ય રૂપી વાચા (આશિર્વાદનાં વચનો) માં રહીને ડેર જેમ રવઇયો સીધો દોર-ચાલે છે, અને સદા બંધનમાં જ રહે છે, તેમ તમારે પણ આ કન્યા પરણી સદાય બંધનમાં રહેવુ પડશે, તેને આધિન થઈ જેમ કહેશે તેમ કરવું પડશે. મોજમજાઓને તિલાજલિ

આપી દેશપરદેશમા રળવા ખાતર રખડવુ પડશે, માટે સમજાય તો સારૂં ! પણ વર સમજતો નથી. પછી સાસુ ત્રાક બતાવે છે.

ત્રાક વિષે સમસ્યા:—

રહી રેંટીયામાં વળી, ત્રાક ભોગવે ભાગ્ય;
આ કન્યા કારણ તમે, કરો કુતુહળ ત્યાગ. ૮

અર્થાત—જેમ ત્રાક રેંટીયામાં રહીને ચરખા વચ્ચે સીધીદોર ચાલે છે, તો તેને માથે આખા જગતના ઢાંકણરૂપી સુતરની પાઘડી બંધાય છે, ને જરા વાકી ચાલે (હરડાય) તો માથામા ઠીંકરાના કટકા મારી સીધી કરે છે, ને સીધી થયા પછી વજુરમા (પહાણ) ચરખાને ઢાલ જે ફરણી ને નમ્રપણાની જનોઇ મળે છે, તેમ તમે પણ જગતમાં સીધા ચાલશો તો સારૂં થશે, ને વાકા ચાલશો, તો નારીનાં મેણાં રૂપી ઠીકરાં માથામાં વાગશે. માટે આ કન્યા પરણીને તમારે આળસ પ્રમાદ ને મનની મોજ તજી તે સુખી થાય તેવા ઉપાયો યોજવા પડશે, ને તેના કહેણમા રહેશો તો સુખી થશો; નહિ તો દુઃખમાં દિવસો ગાળવા પડશે; માટે હજી સમજાય તો સારૂ ! પણ વર સમજતો નથી જ. તે પછી વળી સમશ્યારૂપ સાસુ તેને તીર બતાવે છે..

તીર વિષે સમશ્યા-તીર ચડીને કામઠે, જ્યાં ફેંકે ત્યાં જાય,
આ કન્યા કારણ તમે, કરો કબુલ સદાય. ૯

અર્થાત—જેમ તીર કામઠે ચડીને જ્યાં ફેંકે ત્યા જાય છે, તેમ આ કન્યા માટે તમારે બે પઈસા પેદા કરવા ઉદ્યમ કરવો–આદરવો પડશે, વળી કોઈ કાર્ય માટે ગમે તે વખતે જ્યા મોકલે ત્યા જવુ પડશે. ગમે તેમ કરી કમાઈ–રળી લાવી તેનું પુરૂં કરવુ પડશે; માટે તે કબુલ કરો. દુઃખો સહન કરીને પરદેશ વેઠીને પણ કમાવુ પડશે જ ત્યારે વર આ બધું મૌનપણે કબુલ કરે છે. પછી સાસુ ઇંઢિપિંઢી ઉતારીને દૂર ફેકી દે છે.

ઇંઢિપિંઢિ વિષે સમશ્યા-ઈંઢિપિંઢિ ઉતારીયાં, ગયાંજ ગોથાં ખાય;
તેમ તજી આ જગતને, જાશો તે ન જણાય. ૧૦

અર્થાત—જેમ ઈંઢિપિંઢિ માથે ઉતાર્યાં ને ગોથા ખાઇને ક્યા ગયા ? તેની ગમ નથી. તેમજ તમે પણ આ દુઃખાયા જગતને તજીને ક્યા જશો તેની કંઈ ખબર નહિ પડે. વળી પરણ્યા પહેલા જીવતર નિરૂપાધિવાળું હતું, પણ પરણ્યા પછી તો ક્યાનાક્યા ગોથા ખાશો ! વળી કહે છે કે—

હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૪૯૩

રાખ થશે આ દેહની, લોકો જમશે ધાન;
રાખ ધાન છે પિંડિમાં, માનવ સાચું માન. ૧૧

અર્થાત—આ દેહની રાખ થઇ જશે, ને પુઠે રહેનારા લોકો દહાડા-કારજને નામે મિષ્ટાન જમશે, તેજ મિસાલે આ ઈંઢિયાપિંડિયા રાખ ને ધાનના બનાવવામાં આવે છે; અને સાનમાં સમજાવે છે કે અંતે તો આ દેહની રાખ થશે ને લોકો ધાન જમશે. પછી છેવટે બધા વચ્ચે વર પાસે સંપુટીયું ભંગાવે છે.

## સંપુટીયા વિષે સમશ્યા.

જેમ સંપુટીયું ભાંગીયું, તજી તાત મરજાદ;
બાંધ્યા રહો કાચે ત્રાગડે, પાત્ર પૈસો યાદ. ૧૨

અર્થાત—જેમ પિતા વગેરે સર્વ વડીલોની લાજશરમ છોડીને સંપુટીયું ભાંગ્યું, તેમજ આ પરાયી-પારકી પુત્રી તમને બધાની શરમ તજાવશે. ને પ્રથમ મેં જે જે બોલ કહ્યા તે સર્વ યાદ રાખવા પડશે, તે પ્રમાણે વર્તવું પડશે, માટે તે સર્વ તમે કબુલ કરો, તો કન્યા પરણાવું ! આ પ્રમાણે પરણવા જનાર જમાઇરાજને સાસુ વિવિધ વસ્તુઓ બતાવીને ચેતવણી આપે છે. આ જીવ કોઇ પણ રીતે ઉપાધી-પીડામાં પડી જીંદગી હારી ન જાય, તેટલા માટે તે સર્વ લગ્નપ્રસંગની બોધમય ચેતવણીરૂપે સમશ્યાઓ કરવાના જે રીવાજો આગળના સમજુ મહાપુરૂષોએ પાડેલા છે તે હેતુ પુરસ્સરજ છે.

આ પ્રમાણે ભલી સાસુએ અપૂર્વ બોધક પદાર્થોથી સમજાવવા છતાંપિ પરણે છે, પરણ્યા પછી કેવાં કેવાં વિકટ કષ્ટ ઉભાં થાય છે ? તે તો જાણીતી વાત છે. વાહ ! માયાદેવી વાહ ! તારૂં પરાક્રમ પણ અદ્દભુત છે. તારી લીલામાં ભલાભલા લેવાયા તે ભુલવણીમાં ભુલી ગોથાં ખાધાં છે. પરણેલા પણ પૂરા ચરતાય છે, અને નહિ પરણેલા પણ મનમાં મુંઝાઇને હીઝરાય છે-દુઃખી થાય છે. તેઓ મનથી ધારે છે કે અરેરે ! મનુષ્યોનો અવતાર પામીને અમે કાંઇ હાણ્યામાણ્યા નહિ, પરણ્યા નહિ, સંસારનો લહાવો લીધો નહિ ! અમારો તે સ્ત્રી વગરનો ઢાંઢારૂપ અવતાર છે ! જન્મ શું કામનો છે ! વગેરે શબ્દો બોલીને હરવખત મનને ખેદ કર્યા કરે છે. માયાને આધિન બનેલા મનુષ્યો પોતાની સન્મુખ રહેલાં સુખોજ જુએ છે, પણ તેની પાછળ કેવું ભયંકર દુઃખ ભરાયું છે, તે તો જોતાજ નથી. કદાચ જુએ છે અને જાણે છે, તો દરકાર રાખતા નથી, અને મેળવેલા સુખમાંજ નિમગ્ન રહે છે. માયા એ

દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૪૯૪

ભુલભુલવણીની મોહભરી અંધારી રાત છે, તેમાં ભણેલા વિદ્વાન પણ ભાન ભુલી ઝટ સપડાઈ જાય છે સંસારની અસારતા જાણવા છતાં, દેખતા અનુભવતા છતા, પણ આ આત્મા ચેતતો નથી; આત્મહિત ભણી દષ્ટિ સરખી પણ કરતો નથી; તેથી ખરેખર તેને મૂર્ખશેખર જ સમજવો. હવે તેના ઉપર એક શેઠનું દૃષ્ટાંત.

## (૧૨૯) દમડે ઊંટ વેચનાર નંદરાજાની આખરે મહા ખુવારી.

આજથી આશરે એક હજાર વર્ષ પૂર્વે નંદ નામે મોટો રાજા થઇ ગયો છે. તે અત્યંત લોભીષ્ટ હતો લોભને લીધે કીંમતી દ્રવ્યની વન ડુંગરીયો તેણે દરીયામાં ભેગી કરી હતી. લોકો ઉપર કર વેરા નાખી સર્વ ધન પોતાના ખજાનામાં જ ભર્યું હતું કોઈની પાસે એક દમડો સરખો પણ રહેવા દીધો નહોતો. પ્રજા આપસઆપસમાં વસ્તુઓની લેવડદેવડથી જ જીવન વહેવાર ચલાવતી હતી. આટલું છતાં પણ હજુ અતિ લોભથી નંદ રાજાએ દુનિયામાં દમડા છે કે નહિ તેની ખાત્રી કરવા માટે દમડે ઉંટ વેચવા માંડ્યો. તે એવી રીતે કે સો ઉંટને તૈયાર કરી પોતાના એક નોકરને દમડે ઉંટ વેચવા માટે દેશમાં મોકલ્યો, પણ કોઇએ દમડે ઉંટ રાખ્યો નહિ. દમડા વિના ક્યાંથી રાખે! પછી ફરતા ફરતા તે ઉંટવાળો છેલ્લે એક ગામના પાદરમાં થઇને રાજા પાસે જતો હતો, તેવામાં તે ગામના પાદરમાં રમતા એક સીદણના પુત્રે તે ઉંટનું ટોળું જોયું. એક દમડે ઉંટ મળે છે તેમ જાણી તેને થોભાવી પોતાને ઉંટ લેવા માટે દમડો લેવા ઘેર ગયો. "અમ્મા અમ્મા એક દમડેકા ઉંટ મેરેકુ લે દે." માએ કહ્યું-દમડા નહિ હે, કહાંસે લેદું? દમડા સબ નંદરાજા લે ગયા હે. આ પ્રમાણે કહ્યું છતાં તે બાળકે હઠ તજી નહિ, ત્યારે છેવટે ડોસીએ કહ્યું કે તેરા બાવા ગુજર ગયા તબ કબરસ્તાનમેં મોં ભાડેકે લીયે એક દમડા દીયા હે ઓ નિકાલકર ઉંટ લેના હો તો લે. પછી તે છોકરે કબર ખોદી દમડો કાઢી લાવી ઉંટ લીધો. ઉંટવાળાએ પુછ્યું કે દમડો કહાંસે લાયો? છોકરે કહ્યું: ઘરમે તો નહિ હે, લેકીન કબરમેંસે લાયા હું, પછી ઉંટવાળો નવાણું ઉંટ લઈ રાજા પાસે ગયો. એક ઉંટ ઓછો જોઈ નંદ રાજા બોલ્યો કેઃ-કોણે ઉંટ લીધો? ને દમડો ક્યાંથી કાઢ્યો? ત્યારે તેના નોકરે બનેલી બધી વાત કરી. નંદરાજા બોલ્યો કે હાં હજી કબરોમાં દમડા છે માટે સર્વ કબરો ખોદાવી દમડા કાઢો. બસ હવે તેણે ધર્મમાં હાથ નાખ્યો! હવે રાજાનું પાપ ભરાઇ ગયું અને

હવે જરૂર હુશિયાર થઈ. ચેત ચેત નર ચેત. ૪૯૫

પુન્ય ખવાઈ ગયું. પછી કબરો ખોદી દમડા કાઢવા માંડયા, તેવામાં અકસ્માત એક વખતે એવુ બન્યુ કે એક કબરમાંથી કબર ખોદતા એક સુવર નીકળી દોડતું જોયું. રાજાને સુવરનો શીકાર કરવાનો શોખ હતો તેથી તેને મારવા માટે ઘોડો પાછળ મારી મુકયો આગળ તે સુવર ને પાછળ રાજા. એમ દોડતો તે દરીયાકાંઠે લઈ ગયો ને સુવરે તો દરીયામાં પાણી ઉપર દોડવા માંડયું. આશ્ચર્યથી ને શીકારના લોભથી રાજાએ પણ પાણીમાં ઘોડો દોડાવ્યો. દૈવમાયાએ ઘોડો પણ દોડયો. એમ કરતાં દસ-પંદર ગાઉ જેટલે દૂર દરીયામાં રાજાને તે સુવર આથામાં ને આશામાં લઈ ગયો. પછી ત્યાં મોટો બેટ હતો ત્યાં જઈ સુવર પડયો ને મરી ગયો, રાજાએ આવીને જોયું તો સુવરને મરી ગએલું જોયું મરેલાને શુ મારવું ! પછી રાજા નિરાશ થઈ જ્યાં પાછો વળ્યોં ત્યાં તો ચોતરફ પાણી પાણી, જ્યાં પગ મુકે ત્યા પાણીજ. હવે રાજા મુંઝાણો, હાય ! હવે શું કરવું ! આવ્યો ત્યારે તો જામેલું હતું હવે જવાય તેમ નથી, વળી તે બેટને ફરતા મોટા વમળો હતો તેથી કોઈ વહાણ, બોટ, હોડી વિગેરે જઈ શકે જ નહિ. તો હવે મારે શું કરવુ ? પછી બુદ્ધિ પહોંચાડી તે સુવરની દાઢો કાઢી ઘોડાને પગે બાંધી ઘોડાને પાણીમાં ચલાવ્યો, તેથી તે ખુશીથી ચાલ્યો ને રાજા ખુશી થતો કાંઠે આવી રાજ્યમાં આવ્યો. પછી તે રોજ દાઢાને આધારે તે બેટમાં આવવા લાગ્યો. પછી તેણે પોતાનું સર્વ દ્રવ્ય પણ તે બેટમાં જ લાવીને મુકયું. એમ ત્યાં દ્રવ્યની નવડુંગરીયો બેટમાં ભેળી કરી. આ ઈલમથી તે ઘણોજ ખુશી થયો, કે આ તો કીમીયો બહુ જ સારો. આ પ્રકારે મારૂં દ્રવ્ય બધું આ બેટમાં ગુપ્તપણે સારૂં સચવાશે. મારા સિવાય ત્યાં બીજું કોઈ જઈજ શકશે નહિ. તો આ દાઢાની વાત પણ કોઈને કરવીજ નહિ પછી તો તે દાઢાની પણ રોજ બહુ માનથી પૂજા કરે, ધૂપ, દીવો આરતી વગેરે રાજા કરે ને બહુ માનથી તે દાઢાને સાચવે પછી તે રાજા એક વખતે તે દાઢાની પૂજા કરતો હતો ત્યાં રાણીની દાસી રાણીના કહેવાથી ત્યા કામ પ્રસંગે આવીને જાળીયામાંથી જોયુ તો રાજાને દાઢાપુજતો જોયો. તે જોઈ પછી અદક પાંસળી જાત દાસીએ જઈ રાણીને ઉધુ ભરાવ્યું કે બા સાહેબ ! રાજા તો મરી ગયેલી તમારી શોકની દાઢા પૂજે છે, તમારૂં માન નહિ તેટલું તમારી શોકનું છે. જો તમે ન માનતા હો તો ચાલો અત્યારેજ બતાવું. પછી રાણીને નજરે બતાવ્યુ. પછી નજરે જોઈ રાણીને ઘણીજ રીસ ચડી કે હુ જીવતી છું તેનું માન નહિ ને મારી શોકનુ આટલુ બધુ માન ? ઠીક છે,

હવે તે દાઢા જ ન રહેવા દઉં. પછી રાજા કચેરીમાં ગયા બાદ રાણી પાસે તે દાઢા મંગાવી. તેને ઝીણી ખંડાવી નાંખીને તેની કઢી કરી નાખી ખુબ મરચું મીઠું વિગેરે મશાલો નાખી સારી કરી જમવા ટાણે રાજાને પીરસી. કઢી સારી થવાથી રાજાએ વખાણ કર્યાં કે રાણીજી! કઢી બહુજ સારી આજે થઇ છે. તે સાંભળી રાણી જરા કરડાઇમાં બોલી કે આજ તો કઢી સારી જ હોય ને, વહાલાનું બધું વહાલું ? હું આ જીવતી બેઠી છુ તેનું માન નહિ તેટલું મારી શોકયનુ માન ! તો પણ રાજા આ મર્મભેદ સમજ્યો નહિ. પછી જમીને જેવો રાજા દાઢા પૂજવા જાય છે તો દાઢા ત્યાં ન મળે, તેથી મોટી ફાળ પડી કે હાય હાય ! દાઢા કયાં ગઈ હશે ? પછી વહેમ પડવાથી રાણીને પુછયું. ત્યારે રાણીએ કહ્યું કે મારી શોકયની દાઢા શું પૂજો છો ? મને જ જીવતીને પૂજોને ? તે મારી શોકની દાઢા હતી ને ? ત્યારે રાજા કહે, અરે તારી શોકની દાઢાને કોણ ઓળખે છે ! તે તો દેવતાઈ ચમત્કારી દાઢા હતી કે જેને પ્રતાપે દરીયામાં દ્રવ્યની નવકુ ગરીયો ગોઠવી છે. માટે તે દાઢા લાવ, ત્યારે રાણી કહે તે નો ખાંડી ભુકો કરી તેની કઢી કરાવીને તમને ખવરાવી દીધી ! અને તે શી ખબર ! રાજા આ સાંભળી એકદમ ધા પોકાર કરવા માંડયો કે હાય હાય ! ગજબ થયો. હવે શું કરીશ ! રાણી ! તેં બહુ ખોટું કર્યું, હવે કાંઈ બીજો ઉપાય ન હતો તેથી રાજા રોવા લાગ્યો, ઝુરવા લાગ્યો, મારૂં ધન, મારૂં ધન, એમ કહી દરીયાને કાંઠે રોજ જાય. તે તો ગાંડો જ થઇ ગયો, અંતે છ મહીને ઝુરીઝુરીને તે નંદ ક્રૂર રીતે હાયવોય કરતો અતિ તૃષ્ણાથી મરીને નર્કમાં ગયો. માટે દ્રવ્ય કોઈનું થયું નથી ને થશે પણ નહિ. એક ધર્મજ જીવને ખરો સગો ને સખાયો છે. માટે મમતાનો ત્યાગ કરી એક ધર્મ ધ્યાનજ કરવું.

## (૧૩૦) જાગતા ને ચેતતા પ્રમાદી શેઠના દેખતાં ચોર ફાવ્યા.

કોઈ એક લક્ષાધિપતિ શેઠ રાત્રીમા છત્રપલંગ ઉપર સુતો હતો તે આળસુનો સરદાર હતો. એકદા રાત્રીના બાર વાગે તેના ઘરમાં ચાર ચોરો ચોરી કરવા આવ્યા, ખાતર પાડવા ઘરમાં પેઠા ત્યારે કાંઇક ખડખડાટ થવાથી ઘરમાં સુતેલી ચતુર શેઠાણી જાગી ઉઠી. મનમા વિચાર્યું કે ચોર આવ્યા જણાય છે, માટે હું એકદમ બુમ પાડીશ, તો મને સ્ત્રી જાણીને તેઓ હેરાન કરશે. અને કદાચ મારી પણ નાખે. કારણ કે તે તો મરણીયા થઈને પારકા ઘરમાં પેસે છે, માટે તેમને દયા હોયજ નહિ, તેથી શેઠને જગાડુ-એમ

ધારી ધીમે સાદે શેઠને બોલાવ્યા. સ્વામીનાથ સાંભળ્યુ કે? એમ બે ચાર સાદ પાડતાં શેઠ જાગ્યા અને સ્ત્રીને કહ્યું કે શું છે? શેઠાણી બોલ્યાં:- ઘરમાં ચોર આવ્યા છે, જાગો છો હવે કે? નહિ તો જાગતા રહેજો. શેઠ કહે. હા જાગું છું. તું તારે નિરાંતે સુઈ જા. ફિકરચિંતા કરીશ નહિ, હું જાગું છું. પછી શેઠાણી નિશ્ચિંત ને નિર્ભય થઈ સ્વસ્થાને જઇ સુતી. ચોરો આ વાતચિતથી ભયભીત થઇ થોડીવાર તો ગુપ્તપણે મૌન રહ્યા, પાએક કલાક સુધી સૌ કોઈ શાંત રહ્યું. ન કોઈ બોલે કે ચાલે, શેઠ પણ નિરાંતે પાછા ઉંઘવા લાગ્યા. ત્યારે ચોરોએ જાણ્યુ કે ઠીક, આ શેઠ તો મહા એદી લાગે છે, તેથી તેના તરફનો બહુ ભય રાખવા જેવુ નથી. એમ ધારી પાછા વળી ચોરી કરવા લાગ્યા, પટારો ઉઘાડી અમૂલ્ય વસ્તુઓથી ગાંસડી બાંધવા માંડી. આથી વધારે ભયભીત થઈ શેઠાણી શેઠ પાસે આવી, ધીમે સ્વરે જગાડવા લાગી; પાંચ સાત સાદે શેઠે હોંકારો આપ્યો કે હેં શું છે? શેઠાણી બોલી:-છે શું? જાગો છો કે ઉંઘો છો? શેઠે કહ્યું:-શું કામ છે? જાગું છું. તો શું જાણુતા નથી કે આ ચોર આવ્યા છે ને ઘરમાંથી ખાતર પાડી માલમતા લઇ જાય છે, તેની ખબર છે કે નહિ! મેં તમને પહેલા પણ જગાડયા હતા માટે હવે શું કરવું? ત્યારે શેઠ બોલ્યા:-અરે ભુંડી! નિરાંતે સુઈ જા, હું જાગું છું. જરાય ફીકરચિંતા કરવી નહિ. આ સાંભળી શેઠાણીને જરાક ધીરજ આવી, ને સ્વસ્થ થઇને સુતી. ચોરોએ પાછું પોતાનું ચૌર્યકર્મ થોડીકવાર બંધ રાખ્યું, તે એવા હેતુથી કે જરા વિશેષ ગડબડ થતી જણાય, તો આ સર્વ અહિં પડતું મૂકી જીવ લઇ નાશી જવુ -એવો ઠરાવ કરી મૌનપણે ગુપ્ત રહ્યા. અડધો કલાક વિત્યો પણ કાંઈ વિશેષ બન્યું નહિ, શેઠે છત્રપલંગનો આશ્રય તજ્યો નહિ. આળસદેવી તથા નિદ્રા-દેવીના આરાધક શેઠ ઉપર એ દેવીઓની પુરી મહેરબાની હતી. તેથી તેવો ઘેઘુરજ રહ્યા, ખરેખર આળસ એ આત્માનો કટ્ટો દુશ્મન છે, તેણે આ આત્માનું બહુ બહુ બગાડયું છે. તે વિષે રાજર્ષિપ્રવર ભર્તૃહરિએ નીતિશતકમાં કહ્યુ છે કે:—

શ્લોક—आलस्यं हि मनुष्याणां । शरीरस्थो महारिपुः ॥
नास्त्युद्यम समो बंधुः । कृत्वाऽयं नावसीदति ॥

અર્થાત્—આળસ એ આત્માનો શરીરમાં રહેલો મોટો શત્રુ છે, ઉદ્યમ સમાન એકે બંધુ નથી કે જેને સેવી મનુષ્ય સિદાતો-દુઃખી થતો નથી. ખરો

આળસુ આપણો દષ્ટાંતનાયક આ શેઠ છે. તદ્દન બેપરવાઈથી શેઠને પલંગમા પડેલો જોઈ ચોરોએ હાસીપૂર્વક વિચાર્યું કે:-વાહ વાહ! આવું વિચિત્ર સ્થાન તો ક્યાઈ મળ્યુ નથી અને મળવાનું પણ નથી. આ શેઠ તો ખરે-ખરે પેલા મીયાંસાહેબ જેવોજ એદી છે, ત્યારે ચોરોમાંના એકે પુછ્યું કે:-મીયાં કેવો હતો? ત્યારે તેણે કહ્યું કે સાંભળો. દ્રષ્ટાંત. પાકેલી બોરડી તળે કોઈ એક મીયાં સુતો હતો, તે ઘણો આળસુ હતો. તેની છાતી ઉપર તે વખતે એક પાકેલું બોર પડયું તે જોઈ મીયાં બોલ્યો, એ બોર તો ઠીક પડા, પણ સાલે મેરે મુખમેં નહિ પડા, છાતી ઉપર પડા. મુખમેં કયું નહિ પડા? અબ મુખમેં કોણ ડાલેગા? તેવામાં તે રસ્તેથી કોઈ એક ઘોડાવાળો નીકળ્યો, તેને મીયાંએ પોતાની પાસે બોલાવ્યો અને કહ્યુ, હે ઘોડાવાળા, ઈધર આવ, તેરા કામ હે. સ્વારે જાણ્યુ કે મીયાં કાંઈક સંકટમા આવી પડયા હશે, એમ ધારી દયા લાવી, હેઠે ઉતરી મીયાં પાસે આવી બોલ્યો કે:-મીયાંસાહેબ! ક્યા હે? ફરમાવો, કુચ્છ કામ! મીયાં બોલ્યા-દુસરા તો કુચ્છ કામ નહિ હે, પણ યે મેરી છાતીપર બોર પડા હે સો તુમ હાથમેં લેકર, મેરે મુખમેં ડાલ દો. તે સાંભળી ઘોડેસ્વાર તેની અત્યંત હાસી કરતો ને બે ચાર કઠોર વાક્યો સંભળાવતો ત્યાંથી ચાલતો થયો. પાછળથી મીયાં બોલ્યાં-તુમ બડે આળસુ દેખાતે હે, સાલે ઈતના બી હમેરા કામ નહિ કિયા, વળી થોડી વાર પછી તે રસ્તે એક ઉટવાળો નીકળ્યો, તેને પણ એ પ્રમાણે હેઠો ઉતરાવ્યો તેથી તે કોઈ અગત્યનું કારણ જાણી પાસે આવી બોલ્યો:-ક્યા હે મીયા સાહેબ? ત્યારે મીયા બોલ્યા, દેખરે એ મેરી છાતીપર બોર પડા હે સો ઉઠા કર, મેરે મુખમેં ભેજ દે આ વાક્યથી તેને તો ઘણું લાગી આવ્યુ અને ખુબ હસવા લાગ્યો, પણ પછી તેને કંઈક બોધ આપવા ખાતર તે બોર ઉપાડી તેના મુખમા નહિ મુકતાં પોતાના મુખમાંજ મુકી ખાઈ ગયો, તેથી જરા રીસ લાવી મીયા બોલ્યા.-કયું એસા કિયા? ત્યારે કરડા-કીમા તે ઉટવાળો બોલ્યો.-દેખો મીયાં સાહેબ! આપ બહોત સુકુમાર હો, આપકો ખાનેકી તકલીફ પડેગી, ઈતની ભી ચાવનેકી આપકું તસ્દી ન પડે ઈસ વાસ્તે મેં ઉઠાકર ખા ગયા. એટલુ કહી મશ્કરી કરતો બે ચાર કઠોર વાક્યો સંભળાવી ઉટવાળો ચાલતો થયો.

અર્થાત્—આ શેઠ પણ એ મીયાંનો ભાઈ જણાય છે. ઠીક આપણને આવો લાગ ફરી નહિ મળે, એમ કહી ગાંસડા ઉપાડી ખડકી બહાર ચોર નીકળ્યા ત્યારે શેઠાણીએ એકદમ શેઠ પાસે આવી બુમ પાડી, ઢંઢોળ્યા, ફરી

જગાડયા, ત્યારે શેઠે કહ્યું કે હેં શું છે ? શેઠાણી કહેઃ-હે હેં શું કરો છો, જાગો છો કે નહીં ? પેલા ચોર બધો માલ માથે ઉપાડી ખડકી બહાર નીકળી ચાલતા થયા. ત્યારે શેઠે કહ્યું કે હુ જાગું છું. તારે ફિકર કરવી નહિ, ત્યારે શેઠાણી કહેઃ-અરે ! ધુળ પડી તમારા જાગવામાં, પેલા ચોર ધનમાલ તો ઉપાડી લઈ ચાલ્યા, તો પણ હુ જાગું છું, હુ જાગુ છું, એમ જ ખાલી બકયા કરો છો ! ત્યારે શેઠ બોલ્યાઃ-તે ભલેને લેઇ જાય માલ લઇ જશે પણ ભરતીઉ (બારદાન) તો મારી પાસે છે ને ! ત્યારે શેઠાણી બોલ્યાઃ-અરે ! ધુળ પડી તમારા વિચારમાં ! આમ ને આમ જ જીદગી વૃથા ખોઇ-વગેરે ઘણા કઠોર શબ્દો શેઠાણીએ શેઠને કહ્યા. પેલા ચોરો તો માલ લઇને પછી બેધડક માર્ગે ચાલતા થયા.

આ દૃષ્ટાંત આ જીવાત્માને બરાબર સારી રીતે લાગુ પડે છે. શેઠ સમાન આ જીવ જાણવો. તેની પાસે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ વગેરે ઉત્તમ ગુણોનો ખજાનો ભરપૂર છે, તેને ચોરવા માટે ક્રોધ, માન, માયા ને લોભરૂપી ચાર ચોરો ઘરમાં પેઠા છે. આ જીવરૂપી શેઠ અજ્ઞાનરૂપ છત્રપલંગમાં મોહરૂપી પછેડો ઓઢી નિરાંતે સુતો છે, તેને સુમતિ રૂપી સદ્દગુણી સ્ત્રી જાગ્રત કરવા આવે છે, પણ આ એદી જીવ માયાની અંધારી રાતમાં મોહ-નિદ્રાને વશ પડેલો હોવાથી સુમતિના જગાડવાથી જાગતો છતાં ઉંઘતાના જેવાં કામ કરે છે. આ જીવરાજ શેઠની આવી બેપરવાઇ દેખી ચોરો નિશ્ચિંતપણે પોતાનો ધંધો ધમધોકાર ચલાવે જાય છે, અને જ્ઞાન ખજાનો લુંટાય તેટલો નિડરપણે લુટે છે. ખરેખર ઉન્નતિની આશા રાખનારા વિવેકી જનોએ નીચલા છ દોષોને સદા સર્વદા વર્જવા જોઇએ, અથવા તો જેમ બને તેમ તેને ઓછા કરવા પ્રયત્ન કરવો જોઇએ.

श्लोक—षड्दोषा पुरुषेणेह । हातव्या भूतिमिच्छता ॥
निद्रा तन्द्रा भयं क्रोध । आलस्यं दीर्घसूत्रता ॥

અર્થાત્—આત્મઅભ્યુદયની ઇચ્છા રાખનારા ઉત્તમ પુરૂષોએ આ છ દોષ હંમેશાં વર્જવા જોઇએ, તે જેવા કેઃ-નિદ્રા, આળસ, ભય, ક્રોધ, પ્રમાદ, અને દીર્ઘસૂત્રીપણુ એટલે બેપરવાઇ (હા થાય છે-થશે એવા મદ વિચાર કરવાપણું એ છ દોષો આત્માને ભારે હાનિ કરનારા છે માટે સુજનોએ તેનો સર્વથા ત્યાગ કરવો, એજ મહાલાભનું કારણ છે. તેનો ત્યાગ કરનારા પરમસુખને પામે છે. (૯૭)

(૯૮)

विरम विरम रे ! रे ! रामरामानुरागान् ।
नहि बत भवितासा प्राणत्यागात्त्वदीया ॥
इति निग दित आप्तैर्नैव मेनेदशास्यो ।
ननु निज कृतकर्म क्षालनेकः क्षमोऽन्य· ॥९८॥

**અર્થ**—હે રાવણ ! તું રામપત્ની શ્રી સીતાજીના અનુરાગથી પાછો હઠ, કારણકે તે સીતા પોતાના પ્રાણ જતાં સુધી પણ તારી થવાની નથીજ. એ પ્રમાણે આપ્તજનોએ ઘણું ઘણું કહ્યું, પણ તેણે માન્યું નહિ. ખરેખર પોતાનાં કરેલાં કર્મો કોણ અન્ય જન ભોગવે ? ખરેખર પોતાના કર્મ તો પોતાનેજ ભોગવવાં પડે છે. ૯૮

**ભાવાર્થ**—આ શ્લોક રાવણ પ્રતિ ઉક્તિનો છે. રામ અને રાવણની વાતોથી ભાગ્યે જ કોઈ અજાણ્યુ હશે. તેથી पिष्टपेषण ન્યાયે વિશેષ વિસ્તાર કરવાની અત્રે આવશ્યકતા નથી, તો પણ તે વાતોમાંથી આપણને સદા ઘણી હિતશિક્ષા અને સુબોધ મળે છે. પ્રાયે કરી મહાન પુરૂષોનાં જીવનચરિત્રો તથા પોતાની જીંદગીમાં સ્વહસ્તે બનેલાં શુભાશુભ કર્તવ્યોનુ કથન પાછળની દુનિયાના મનુષ્યોને ઘણું બોધદાયક બને છે. માટે આ શ્લોકમાંથી પણ વાચકવર્ગને ઘણું સમજવા-શીખવાનું મળી આવે તેમ છે. તેમા પ્રથમ તો સાર એ છે કેઃ—

જ્યારે મનુષ્યોની બુદ્ધિ બગડે છે, ત્યારે તેના હૃદયમા વિપરીત વિચારો સ્ફુરે છે. કહેવત છે કે "ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય" તેમ બુદ્ધિ બગડવાથી મનુષ્ય પણ અકર્તવ્યને કર્તવ્ય માને છે, ને પોતાના હૃદયમા અવળા વિચારો ગોઠવે છે અને ન કરવાનું કરે છે. તે વિષે કહ્યું છે કેઃ—ઉપજાતિ

श्लोक—न भूत पूर्व न केन द्रष्टं । हैमं कुरंगो न कदापि वार्ता ॥
तथापि तृष्णा रघुनंदनस्य । विनाशकाले विपरित बुद्धिः ॥

**અર્થાત**—રામચંદ્રજી જેવા પ્રતાપી અને જ્ઞાની પુરૂષના હૃદયમા સ્ત્રી-વાક્યની પ્રબળતાથી વિપરીતતાનો ભાસ થયો. જેમકે સોનાનો મૃગ કોઈએ સાંભળ્યો નથી, તથા કોઈએ જોયો નથી, તો પણ રઘુનન્દન શ્રીરામચંદ્રજીને તે હરણ પકડવાની તૃષ્ણા ઉત્પન્ન થઈ, અને તે પકડવા માટે પાછળ દોડ્યા. થોડીવારે સિંહનાદ થયો, શ્રીરામને મદદ કાજે સીતાજીના અસહ્ય વચનબાણના

પ્રહારથી નાછુટકે શ્રીલક્ષ્મણજી પણ સીતાજીના રક્ષણ ખાતર રામરક્ષાની હદ બાંધીને ગયા. અને સીતાજીને કહ્યું:-ઓ માતા ! તમારાં વિપરીત વચનરૂપી પ્રહારથી હું રામ પાસે જાઉં છું, તમારા મુખનું વિપરીત ભાષણ અને અયોગ્ય રીતે મુકાએલો આરોપ મને શંકુ-તીક્ષ્ણ ભાલા તુલ્ય સાલે છે, માટે અનિચ્છાએ હું જાઉં છું અને તમોને ભાર દઇ ચેતાવુ છું કે તમારૂં શ્રેયઃ ઇચ્છતાં હો તો આ રામમંત્રોચ્ચારથી બાંધેલી હદ ઓળંગી પગ મુકી બહાર નીકળશો નહિ. ખરૂં જ છે કે જ્યારે દિવસ ફરે ત્યારે અવળા વિચારો થાય છે. કહ્યુ છે કે:-

દુહો—દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજા જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ.

એટલું કહી ચાલતા થયા. તેમના ગયા પછી થોડીવાર થઇ તેટલામાં તો પાછળથી જોગીરાજના વેશમાં કામી, હરામી અને કપટી રાવણ આવી ખડો થયો.

રૂષિરાજને જોઇ સીતાજીએ પાન આપતાં કહ્યું કેઃ—

આવો રૂષિજી તમે બેસો રૂષિજી, તમે બોલ્યા અમૃત વાણી (તમે)
આજ ભિક્ષા લેવા આવ્યા, મારો ગ્રહસ્થ ધર્મજ જાણી. અહો.
પ્રશ્ન-કોણ પિતા કોણ સસરો તમારો, વળી કોણ તમારા કંથ (વળી);
એકાંતે એકલડા મુકી, કીહાં ગયા બળવંત. અહો.
ઉત્તર-જનક પિતા દશરથ મુજ સસરો, કૌશલ્યા અમારી સાસુ, કૌશલ્યા;
માતા કૈકેયીના વચનથી અમે, ત્રણે થયા વનવાસુ. અહો.
કપટ તણો વિચાર ન કીધો, ભામની થઇ હૈયાની ભોળી (ભામની)
પોતાની વાત પરને કહેશે તે, રહેશે આંખો ચોળી. અહો.

પછી રાવણે ભીક્ષાને બહાને નિર્દોષ બાળાને ખભે ઉઠાવી અશોકવાડીમા જઇ મુકી. પ્રાયે કરી ધુર્ત મનુષ્યો ધર્મને બહાને ભોળા લોકોને ભરમાવી છેતરવામાં વધારે ફાવી શકે છે, એ આધુનિક પુરાતની ઘણા દાખલાઓથી સાબિત થાય છે. હવે અત્ર વાંચકવર્ગને શંકા ઉત્પન્ન થશે, કે સીતાને અશોકવાડીમાં મુક્યાં તો પરભાર્યું પોતાના રાજમહેલમાં તે ઉપાડી કેમ ન ગયો ? પણ તેને પરસ્ત્રીનું નિયમ હતું, માટે અશોકવાડીમાં રાખી તેને સમજાવી મનાવી તે પોતે હા પાડે, તોજ પોતાના મહેલમાં દાખલ કરવી, ન માને ત્યાં સુધી રીબાવવી, દુઃખ દેવું, હેરાન કરવી ભલે, પણ તેની સાથે બળાત્કાર

કરી વ્રત ભંગ કરવું કરાવવું નહિ, તેમ પાછી પણ ન મોકલવી. આવા નિશ્ચયથી અશોકવાડીમાં સીતાને લાવી રાવણે મુક્યાં.

પછી મંદોદરીને તેડાવીને કહ્યું કે જાઓ સીતાજીને સમજાવી આપણા મહેલમાં તેડી લાવો. મંદોદરી આ બાબતમાં તલ માત્ર પણ ખુશી નહોતી, છતાં પતિના અત્યાગ્રહથી કેટલુંએક સખીમંડળ સાથે લઈ અશોકવાડીમાં આવ્યાં. આ સમયે સીતાજીનો દેખાવ કોઈ ઓરતરેહનોજ હતો. આ પ્રકારના અકસ્માતથી પોતાના હૃદયમાં અફસોસનો પાર નહોતો. લક્ષ્મણજીના મર્મ ભરેલા પણ માયાળુ નિખાલસ સત્ય ઉદ્ગારો અત્યારે તેની ચક્ષુમાંથી અશ્રુ-ધારા વરસાવતા હતા, તેના શરીર ઉપર સર્વત્ર ચિંતાગ્નિથી પ્રસ્વેદ-બિંદુ, ઝળકી રહેલાં હતાં. શ્રાવણ ભાદરવો જાણે ઉલટયો ન હોય ! તેમ તેની કંચુકી આદિ વસ્તુ અશ્રુપ્રવાહથી ભીંજાઈ ગયા હતાં, સુવર્ણ-મૃગચર્મની કંચુકી પહેરવાની આશાનું આ પરિણામ આવ્યું, તેથી પાપી કંચુકીની આશાને પૂર્ણ જોરથી ધિક્કારતી હતી.

**સવૈયા**

**ઝાંખી ઝરૂખનસે ચંડી ચાંદની પાય ધમક ધમક ગીરેરે,**
**બોરી ભઈ બદરાન વિલોકન મેઘ ઠમક ઠમક ઝરેરે;**
**મોરન શોર સુણી અંખીયા જળ બુંદ ઠમક ઠમક પડેરે,**
**સાગર નાગર જ્યુ ઉલસ્યો શિર શીત સીમક સીમક ઝરેરે.　　૧**

આ પ્રમાણે ઘણી મીઠી મુંઝવણમાં પડેલી જગત્પતિની પત્ની છતાં રંક જણાતી, જાણે મંદમંદ રૂદન કરતી તેજસ્વી વનદેવી હોય નહિ ? એમ ભ્રાંતિને ઉત્પન્ન કરતી એવી સતી સીતાને જોઈ મંદોદરી આશ્ચર્યચકિત થઈ ગઈ. સીતાજીએ પણ આ મહિલામંડળ જોઈને વિસ્મય પામી વિચાર્યું કે અરે આ સ્ત્રીમંડળ અત્રે શા સારૂં આવતુ હશે ? "यथा राजा तथा प्रजा" જે રાજા અનીતિવાન છે, તેની પ્રજા પણ તેવીજ રાક્ષસી હશે, રખે મને આમંત્રણ આપવા અત્રે આવતું હશે ? ભલે ગમે તેમ હોય, મારે તેની સામુ જોવાની શી જરૂર છે-એમ ધારી મુંહ ફેરવી અવળે મુખે થઈ બેઠાં. આ પ્રકાર મંદોદરીને અનિષ્ટ લાગ્યો, મનમાં ખોટું લાગ્યું, કે મારી જોડે આવી વિમુખતા તેણે કેમ આદરી તેથી જરા હૃદય રોષાકુળ બન્યું અને પછી કટાક્ષપૂર્વક બોલ્યા કેઃ—

મંદોદરી કહે કરજોડી, અમ અબળા પર શી રીસ ? (અમ૦)
આવાં હતાં સતી સાધવી ત્યારે, શીદ છોડયા જગદીશ ?
અહોને વિનંતિ સુણીએ. ૧

મતલબ કે હે સીતાજી ! તમો અને અમો સતીત્વમાં સમાન છીએ, તો મારા પ્રત્યે રીસ કરવાનું શું કારણ હતું ? મને જોઇ આપ મુખ ફેરવી શા માટે બેઠાં ? છતાં એટલું બધું જો તમારામા સતીત્વ હતું, તો પોતાના પતિ જગદીશ શ્રીરામથી છુટાં શા માટે પડયાં ? વગડામાં શા માટે એકલાં મોકલ્યા ? એવી સોનેરી ત્વચાની કાંચળી ન પહેરીએ ! આ પ્રમાણે વાત-વાતમાં મંદોદરીએ સ્ત્રીપણું બતાવી કટાક્ષપૂર્વક મહેણું માર્યું. આ વચન-પ્રહારે સીતાજીના હૃદયને ગમગીન કરી નાખ્યું, હૃદય પુરજોશમા આવી ગયું અને મોઢું ફેરવી ક્રોધપુર્વક બોલ્યા કે:—હે મંદોદરી ! તારા અસહ્ય કટાક્ષ-પૂર્વક પુછાએલા પ્રશ્નનો ઉત્તર મારે જરૂર દેવો જોઇએ. શીતળ જળ પણ તાપના યોગે જરૂર ઉષ્ણ બને છેજ. મેં મારા પતિ શ્રીજગદીશને શા માટે છોડયા તે ઇચ્છા હોય તો સાંભળો.

તારો લંકાગઢ ઉથાપન કરવા, વળી બોવાને દશ શીશ; (વળી)
મુજ કલંક ને તુજ રંડાપો, તે માટે છોડયા જગદીશ.
અહોને વિનતિ સુણીએ. ૨

મતલબ કે તારો લંકાનો ગઢ સાવ સોનાનો છે, તેને ઉથાપન કરવા, તથા ગઢને કાંગરે કાંગરે અગ્નિની જ્યોત લગાડવા મેં મારા પતિને છોડયા છે. તથા તારો પતિ રાવણ કે જેને દશ માથાં રહેલાં છે, તે દશે માથાંને રણવગડામા લોટકાની માફક રખડાવવાને મેં મારા પતિને છોડયા છે, એક માથાવાળાને પણ મગજમાં પવન માતો નથી, તો દશ માથાવાળા તારા પતિના મગજમાં તો કેટલોએ પવન ભર્યો હશે ? પણ તે દશે માથાને વગડામાં લોટકાની માફક ન રોળાવું તો મારૂં નામ સીતા નહિ વળી અને તો એટલું કલંક લાગશે કે, "સતી સીતા રાવણના રાજ્યમાં રહી આવ્યાં" એટલુંજ, પણ તારો તો ચાંદલો, ચુડલો અને ચોટલો એ ત્રણે વાનાં ઉતરાવવાને માટે હું અહિં આવી છું. અને એટલા માટે જ મે મારા પતિને છોડયા છે. એમ ચોક્કસ માનજે,

વાતવાતમાં કેવા કટાક્ષ વાક્યના પ્રહારો સીતાએ કરી દીધા ? ગમે તેમ તોય અજવાળી પણ રાત તો ખરીજ, તેમ સ્ત્રીની મતિ પાનીએ જ

હોય, સાહસ કામમાં સ્ત્રીજાતિને ભાગ્યેજ વિચાર હોય છે નીતિશાસ્ત્રે સ્ત્રી-જાતિમા સ્વાભાવિક સાત દોષો નીચે પ્રમાણે વર્ત્યા છે.

अनृतं साहस माया । मूर्खत्वमति लोभता ॥
अशौचं निर्दयत्वं च । स्त्रीणां दोषा स्वभावजा ॥

અર્થાત—જુઠું બોલવું, સાહસ કામ કરવું, મૂર્ખપણું, અતિ લોભી-પણું, શુચિ રહિતપણું, તથા નિર્દયતા એટલા દોષો સ્ત્રીઓમાં સ્વભાવિકરીતે હોય છે. પછી મંદોદરીને આ મર્મભેદક પ્રહારોથી બહુ જ ખોટું લાગ્યું, પોતે વાવેલા બીજનું વૃક્ષ ઉગ્યું, તેથી તેને પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ. સ્વા-ભાવિક રીતે વદાયલાં વચનોનું આ વિષમ પરિણામ આવ્યું અને મન સાથે દઢ કર્યું કે એનું બોલવું જરૂર ફળવાનું, મારો પતિ અનીતિના અંધારામાં પછડાયો છે, તેથી આખરે સત્યજ તરવાનુ, કહેવત છે કે:—"ધર્મે જય અને પાપે ક્ષય". આ લોકમા કદાચ અનીતિ ભલે ફાવી જાય પણ પર-લોકમા તો ફાવવાની નહિજ. તે વિષે કહ્યુ છે કે:—

દુહો—સાહેબકે દરબારમેં, સચેકું શીરપાવ;
જુઠ તમાચા ખાયગા, કહાં રંક કહાં રાવ.
જબલગ તેરા પુન્યકા, પહોંચત હે કરાર,
તબલગ ગુના માફ હે, ભલે અવગુણ કરો હજાર.

પછી મંદોદરી તો કાંઇપણ બોલ્યા વગર ખિન્ન વદને મનમાં અફસોસ કરતી પાછી ગઈ. પ્રિય વાંચકો ! તે ઘેર ન પહોંચે તેની પહેલાં ચાલો, તેના મહેલમા દાખલ થઇને આપણે તપાસીએ, કે પેલો અહંકારી રાવણ શું કરે છે ? તેને તો અત્યારે હર્ષનો પારજ રહ્યો નહોતો, તે તો મનકામના-કલ્પનાના કાચમા સિદ્ધ થયેલી જોતો હતો. 'સીતાજીને હમણાજ તે મારા મહેલે તેડી લાવશે', ખરેખર કામીને કર્મની બીક ન જ હોય, કામી કુળ ન ઓળખે વળી "कामातुराणां न भयं न लज्जा". અર્થાત કામાતુર મનુષ્યોને ભય અને લજ્જા હોય જ નહિ રાવણ તો ધારતો જ હતો, કે હમણાં તેડી વાજતેગાજતે સર્વ સુંદરીમંડળ પધારશે, અને આનંદમંગળના ગીતો ગવારો પણ પોતે કરેલા અન્યાયનું પરિણામ કેવુ ભયંકર આવશે, તેની તો તેને લેશ માત્ર પણ કલ્પના ક્યાથી આવે ?

મહાત્મા મસ્તરામ કહે છે કે–માયા અકર્તવ્યના ઉંડા ખાડામાં ધકેલી

પાડે છે. તે વિષયલાલસાએ મોટા મોટા વિદ્વાન જ્ઞાની મહાત્માઓને પણ કામકીચમાં ધકેલી પાડી છેક પરતંત્ર બનાવેલા છે.' સ્ત્રીસંબંધી વિષયવાસના તજવી મહામુશ્કેલ છે. અનાદિકાળથી આ આત્માને એજ રટણ છે, તેથી કદાચ બોલવામાં ત્યાગ-વચનો નીકળે ખરાં, પણ બોલી પ્રમાણે ચાલીને સત્ય કરી બતાવવાના પ્રસંગમાં તો ઘણું જ મુશ્કેલ છે. કહ્યું છે—

દોહરો—લિખના પઢના ચાતુરી, સબી બાત હય સ્હેલ;
કામદહન મનબશકરન, ગગનચઢન મુશ્કેલ. ૧

આ સંબંધમાં રાજર્ષિ પ્રવર ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—"શાસ્ત્રપઠનથી વાચાળ બનેલા પંડિતોની વાણીમાં "સ્ત્રીનો સંગ ન કરવો" એવી વાતજ માત્ર થાય છે, પણ ત્યાગ તો થતો જ નથી. કારણ કે ચારૂગાત્રી સુંદરીને મનથી તજવા કોણ સમર્થ છે? હાથીનો મદ હરવામાં કેટલાક શૂરા છે, પણ કામદેવને જીતનારા તો જવલ્લેજ ઘણા દુર્લભ છે! તાત્પર્ય કે વિષયવાસના એવી પ્રબલ છે. ચોરી કરવાથી માલ ધણીના મનમાં શું થતું હશે? તેનું ચોરને ભાન ક્યાંથી હોય? અને હોય તોય તેની દરકાર તે શા માટે કરે? તેમ સ્વાર્થીજનો તો નિજ સ્વાર્થ સામુ જુએ છે, પણ પરપીડ ને પોતાની વિપત્તિને જોતા નથી, અનીતિનો આરંભ એજ વિપત્તિને આમંત્રણ છે, પણ માયાની અંધારી રાત્રીમાં ભુલા પડેલાને ભાગ્યેજ એ વાતનું ભાન આવે છે. માયાદેવીનું જગતમાં ભારે જોર હોય છે.

પછી થોડીવારે મંદોદરી આવી પહોંચી, પણ તેનો ચહેરો કોઈ જુદીજ આકૃતિવાળો જણાતો હતો. મુખ ઉપર શોક છવાઈ રહેલો હતો, હૃદય ચિંતાજ્વાળાથી પ્રજ્વલિત બન્યું હતું. ક્રોધરૂપી ભુજંગ દૃષ્ટિમાં ભ્રકુટી ચડાવી ડંખવા તલપી રહેલો હતો, અને નેત્રકમળો જાણે અશ્રુપ્રવાહને વરસાવતાં ન હોય એવાં લાગતાં હતાં. એમ સર્વ ગંભીર જણાતું હતુ. મંદોદરી મ્લાન વદને સન્મુખ આવી ઉભી રહી અને તરત ક્રોધાવેશથી રોષાકુળ થઈ બોલી કેઃ—

કવિત—કહેરે કુબુદ્ધિ કંથ! કૌણ હિ સીખાઈ તોકું,
ઐસીહી કુબુદ્ધિ કનિષ્ઠ કુલહાર કુલ-જાનકી;
રઘુપતિ ઈશ જગદિશ, તુમ હિ ન જાણ્યો,
થાંસુ'થે બિગાડી સબ કિની નિદાનકી;
જનકકી જાયા જોગમાયા કહાવે સતિરૂપ,
વાંકુ હરલાયોં સબ કિની લડકાનકી;

 બાર બોલ એવા કહ્યા, સ્ત્રી વાલા જગમાંય; 
તે પામે સુખ ઉપજે, હર્ષ ધરે ઉરમાંય. ૫૦૬

---

કહે રાવનકી રાની, બહુ શ્યાની સુખખાની,
પ્રિયા જાનકી નહિ આની, એતો નિશાની ઘરજાનકી. ૧

મંદોદરીએ કહ્યું કે હે કંથ ! આ પ્રકારની કુબુદ્ધિ તમને કોણે શીખવાડી ? જોગમાયારૂપ જનકની જાયાને બળાત્કારે ઉપાડી લાવ્યા, તેમા તમે તદ્દન બાળકવેડાજ કર્યાં છે, અને આખી દુનિયામાં નિંદાને પાત્ર થવાનું કામ કર્યું છે, માટે હે પ્રિય પતિ ! હું તમને કડવા પણ સાચા હિતકર ખરા શબ્દમાં કહુ તો "તમે ખરેખર જાનકી લાવ્યા નથી પણ ઘર જવાની' આ એક મોટી નિશાની લાવ્યા છો." વળી કહ્યું છે કેઃ—

કવિત.

કથેરને ઝાડે કેળાં ન ઉતરે, એ સકરે નહિ ઇક્ષુ સાંઠો,
બરાસ બહેકે કરી, લસણ જો બોઇએ; બહોત ગંધ તજે નહિ એજ ગાંઠો,
અનર્થને બાંધીએ અર્થ માંહે જઇ; ભુંકતાં કાઢશે કોપ કંઠો,
કહત મંદોદરી સર્વ સરીખડા; કડવી તુંબડીનો વેલો વંઠયો. ૧

એ વગેરે ઘણા શબ્દોમાં પોતાનાથી થએલી ભુલ સુધારવા અને સીતાજીને પાછાં સોંપવા હિતવચનો કહ્યાં, પણ તે સર્વ તપેલા લોહ ઉપર પાણીના બિંદુની માફક તદ્દન નકામાં ગયાં. ત્યારે ફરી કહ્યુ–હે પ્રાણજીવન પતિ ! આશાના ભિક્ષુકો લાલચની સાંકડી શેરીમા અથડાઇ ઘુંચાય છે, પણ તેની પાછળ ઉભેલી અને ડોકીયાં કરી રહેલી વિપત્તિને જોતા નથી. તમો ખરેખર એક લાલચમા સપડાયલા બ્રાહ્મણ જેવુંજ કરો છો, તે બ્રાહ્મણ પાછળથી પસ્તાયો, તેમ તમારે પણ પાછળથી પૂર્ણ પસ્તાવું પડશે. ત્યારે રાવણે કહ્યું કેઃ–મંદોદરી ! તે બ્રાહ્મણ કોણ ? અને કેવી રીતે પસ્તાયો ? તે કહો. તે સાભળી મંદોદરી કહે છે કેઃ—

## (૧૩૧) તરતબુદ્ધિ ચતુર પ્રવાસી ને મૂર્ખ બ્રાહ્મણ લોભીયાની વાત.

કોઈ મુસાફર વનમાં થઇને જતો હતો, તેવામાં તેને એક રીંછ માર્ગમાં મળ્યો, તે રીંછે આવીને પેલા મુસાફરને એકદમ પકડયો. પોતાના બચાવ માટે બીજો કાંઈ ઉપાય તો સુઝયો નહિ, પણ તેને યાદ આવ્યુ કે રીંછના બે કાન પકડયા હોય, તો તેનું જોર ફાવતું નથી–એવું લોકો કહે છે. એમ વિચારીને ઝટ તેણે તે રીંછના બે કાન પકડયા, એટલે રીંછનું જોર ફાવ્યુ નહિ. પછી રીંછ નરમ પડી પેલાના હાથમાંથી કાન છોડાવવાને મહેનત કરતું હતું, અને પેલો તેને જોરથી પકડી રાખતો હતો. એવી ગડમથલ

કરતાં કરતા મુસાફરની કમરે બાધેલું વસ્ત્ર ફાટ્યુ, અને તેમાં બાધેલી સોનાની મહોરો નીચે પડી વેરાઈ ગઇ એવામાં કોઈ મૂર્ખ અને લોભી બ્રાહ્મણ ત્યાં આવી ચડયો. તેણે પેલા પુરૂષને, રીંછને તથા જમીનપર પડેલી સોનાની મહોરોને જોઇને કહ્યું કેઃ—હે ભાઈ ! તું આ શું કરે છે ? આ સોનાની મહોરો કેવી ? આ રીંછના કાન કેમ પકડયા છે ? મુસાફરે મનમાં વિચાર્યું કે આ રીંછ મને વળગ્યું છે, તે કોઇ યુક્તિથી આને વળગાડી દેવાય તો હું ઝટ છુટો થાઉં, એમ વિચારી પછી તર્કબુદ્ધિ કરી તે બોલ્યો:—ભલા, તું આ સોનાની મહોરો દેખતો નથી ?

મૂર્ખ—હા, હુ દેખું તો છું પણ એ ક્યાંથી આવી તે તો કહે વારૂ ?

મુસાફર—તે આ રીંછના મોંઢામાથી ખરી પડી. જો હું તેના કાન ચીમોળું છું.

મૂર્ખ—શી રીતે રીંછના મોઢામાંથી સોનાની મહોરો નીકળી ?

મુસાફર—ભલા માણસ, તું જુવે છે તો ખરો કે એટલા માટે તો હુ આ રીંછના કાન આમળુ છું. આ કાન આમળવાથી સોનામહોરો ખરે છે.

મૂર્ખ—ભાઈ ! જો ખરે એમ હોય તો થોડીવાર મને કાન ચીમળવા દેશો તો મોટો ઉપકાર થશે. આટલી માગ ઉપર મહેરબાની કરો

મુસાફર—ઠીક છે લે ચીમળ, વગડાનો માલ છે, મારા બાપનું શું જાય છે ? પણ તે પહેલાં આ બધી મહોરો વીણીને મારી કેડે બાંધ. પછી લોભવશ થયેલા અવિચારી મૂર્ખ બ્રાહ્મણે સોનાની મહોરો વેરાઈ ગઈ હતી, તે તમામ વીણી મુસાફરની કેડે કસીને બાંધી, એટલે પેલો મુસાફર રીંછના કાન તુરતજ પેલા મૂર્ખાનંદના હાથમાં આપીને ચાલતોજ થયો. એ વિષે કહ્યું છે કેઃ—

શ્લોક—શિઘ્રમુત્પદ્યતે બુદ્ધિઃ સા બુદ્ધિ ફલદાયિકા ॥
ભાલુમન્યકરેદત્વા । સ્વંપથિકેન રક્ષિતમ્ ॥

અર્થાત્—જે બુદ્ધિ તત્કાળ ઉત્પન્ન થાય, તે બુદ્ધિ ફળ આપનારી થાય છે. જેમ ઉપરના દૃષ્ટાંતમાં મુસાફરે રીંછને બીજાના હાથમાં વળગાડી દેઇને પોતાનું રક્ષણ કર્યું. મતલબ કે કોઈ દૈવયોગથી કાંઈ વિટંબણા આવી પડે, તો ડાહ્યા પુરૂષે હરકોઈ યુક્તિથી તેને પોતાને માથેથી દૂર કરવી, પણ હઠાગ્રહ રાખીને કદાગ્રહથી જીવ જતા સુધી તે વિટંબણાની સામે થવુ નહિ,

કેમકે પોતાની શક્તિ કરતાં વધારે જોરાવર શક્તિ સામી આવે ત્યારે તેને મારગ આપવો અને પોતે બાજુ પર ખસી જવુ. એજ નીતિ છે, પણ પોતાના બુદ્ધિબળ ઉપર ભરોસો રાખીને જે દૈવકૃત આપત્તિના બળની સામે હાથવડે ટેકો દેવા જેવુ કરે છે, તે પોતાના માનુષી બુદ્ધિબળથી આપદાને ખાળી શકતો નથી, એટલુંજ નહિ પણ તે આપદાના ડુંગરામા દબાઇ કચરાઈ જાય છે. વળી ઉપરના દૃષ્ટાંતમાથી બીજો બોધ એવો પણ મળે છે કે, જે માણસ ફક્ત લાલચનેજ દેખે છે તથા તેવી લાલચથીજ લેપાઇ લોભાઇ આપત્તિને પોતાની મેળે-હાથે કરી માથે વહોરી લે છે, તે માણસ પેલા મૂર્ખની પેઠે પાછળથી પસ્તાય છે અને તેનાથી અધિક મૂર્ખ તેને ન મળે ત્યાં સુધી તેને આપત્તિના સખ્ત પ્રહાર ખમવાજ પડે છે, અથવા જો કોઇ તેને છોડાવનાર નથીજ મળતો, તો આખરે તે નાશ પામે છે.

આ પ્રમાણે રાવણને ઘણો સમજાવ્યો, પણ સર્વ વ્યર્થ ગયુ, પથ્થર ઉપર પાણી પડવા જેવુ થયુ, અભિમાની જનો કદિ પણ પોતાની હઠ તજતા નથી, તેથી આખરે તેની માઠી દશા થાય છે તો ગર્વ કોઇનો રહ્યોજ નથી. અને તેને ધન, કુટુબકબીલો, લાવલશ્કર, કાંઈ સહાયકારક થતું નથી. તે વિષે કહ્યુ છે કેઃ—

છપ્પો—એંસી કરોડ ગજબંધ, અરબ દશતુરી તુખારા,
બત્રી કોડ ચપાસ, પાયદલ લીલ અઠારા;
સોલ સહસ્ર સામંત એક સહસ્ર પંદર રાજા,
સર્વ ધરત હે આણા, બજત ઇંદ્રાપુર બાજા;
ટોચે તસ શિશ કાગડા, એક દિન એસો ભયો,
નર નરિંદ્ર મત ગર્વ કરો, કહો રાવણ કીસ દિસ ગયો ?

પછી ફરીફરીને પણ અનેક પ્રકારે મંદોદરી વગેરે આપ્તજનોએ રાવણને ઘણો સમજાવ્યો, પણ દુર્બુદ્ધિરાવણ સમજ્યો નહિ. એ તો ખરૂં કહ્યું છે કેઃ—

દુહા—અઠયોતેરસો બુધડી, રાવણ તણો કપાળ;
પણ એકે બુદ્ધિ ન ઉપની, જ્યારે લંકા ફીટણકાળ.
દીધી શિખામણ લાગી નહિ, જ્યારે વિનાશ કાળ;
સમજાવ્યો સમજ્યો નહિ, લંકાનો ભૂપાળ.

છેવટ રામચંદ્રજી સૈન્ય લેઇ ત્યાં પધાર્યા, પણ એકદમ ચડાઈ ન કરતાં

વિભિષણ સાથે કહેણુ કહેરાવ્યું કેઃ-"હજી સુધી પણ અન્યાયથી વર્તનાર રાવણને વિદિત હો, કે મારૂં માણસ મને સહિસલામત પાછું આપે, તો યુદ્ધ કરવાની મારે જરૂર નથી. વિભિષણે બંધુ પાસે જઈ સર્વ વાત નિવેદન કરીને તેને પોતાની ભુલ સુધારવા કહ્યું. પ્રયત્નો કર્યા. વ્યભિચાર નામનો દુરાચાર કેટલા દુર્ગુણને ઉત્પન્ન કરે છે તથા તેનાથી કેવી ભારે ખુવારી થાય છે, તે અનેક દષ્ટાંતોથી વિવિધ પ્રકારે સમજાવ્યા છતાં પણ ક્ષાર-ભૂમિમાં રોપેલા બીની માફક તે સર્વ નિરર્થક ગયા. મદ અને મદનથી અંધ બનેલાને સર્વ હિતોપદેશ વ્યર્થ છે, વ્યભિચાર એ અનેક વિપત્તિનું આમંત્રણ છે. સર્વજ્ઞ મહાજનોએ તેને પુરજોસથી ધિક્કારેલો છે. કુળમાં એક અંગારરૂપ છે, કીર્તિને કલંકિત કરી કાલીમા-મેશ લગાડનારો કુચડો છે.

મતલબ કે દુષ્ટાચરણ ને દુરાચારનું પરિણામ છેવટે એ આવ્યું કે પરસ્પર યુદ્ધ થયું અને એ યુદ્ધમાં રાવણનો અંત આવ્યો. ત્રણ ખંડનું અધિપતિપણું ક્ષણમાં રણમાં રોળાયું. વ્યભિચાર નામના દુષ્ટ દુરાચારે આમ કેટલાએકને પાયમાલ કર્યા છે, રાજ્યપાટથી ભ્રષ્ટ બનાવ્યા છે. દુર્યોધન, કીચક તથા પદ્મોતર રાજાને એ દુષ્ટ કામરાક્ષસે રાજ્યભ્રષ્ટ બનાવી પાયમાલ કર્યા, વાઘેલાવંશનો અંત આણનાર ગુજરાતનો છેલ્લો રાજા કરણઘેલો પોતાના પ્રધાન માધવની રૂપસુંદરી સ્ત્રી પર આશક થયો, એટલુંજ નહિ પણ અન્યાયથી, બળાત્કારે તેને કબજે કરી. એ અનીતિનું પરિણામ એ આવ્યું કે માધવ દિલ્હી જઇ અલાઉદીન ખુની બાદશાહને તેડી લાવ્યો અને આખરે અતિ ખુવાર થઇ કમરણે તેમાં મરાયો. એ દુષ્ટ વ્યભિચારે ગુજરાતને પરાધિન બનાવી બાદશાહી સત્તા તળે આણ્યું. તેમ વડોદરાના નરેશ ગાયકવાડ મલ્હારરાવે એજ દુર્ગુણથી પરાધિન બની કારાગૃહમાં જીંદગી પૂરી કરી વગેરે અને દ્રષ્ટાંતો અપૂર્વ બોધને દર્શાવનારાં છે. તેઓ મિથ્યાભિમાનને શીખરે ચડયા, અસંખ્ય દુઃખ તળે દબાયા, પણ શિશ ન નમાવ્યાં અને આખરે રણમાં રોળાયા. ખરેખર દુનિયામાં ગુણી હોય તેજ નમે છે પણ અવગુણી કદિ નમતા નથી. તે વિષે કહ્યું છે કેઃ—

છપ્પો—નમે સુકુળની નાર, નમે ફળ ફૂલ વેલી,
નમે સત્પુરૂષ કે સાધ, નમે સરીતા રસ રેલી,
નમે નહિ એક કાઠ, નમે ન કુલટા કામી,
નમે નહિ કો નીચ, હઠીલો જે હરામી,

**વળી નમે રામ સરીખડા, ધર્મ મન જેણે ધારીયું,**
**પણ નમે ન રાવણ રાજીયો, જેનું પુણ્ય પરવારીયું. ૧**

અર્થાત–જ્યારે મનુષ્યોનાં પુણ્ય ખવાઇ જાય છે, ત્યારે કદાગ્રહમાં પડી તતને તજતા નથી. અરે ! આખરે મહા દુઃખી થઇ અકાળે મરણને શરણ થાય છે. તો ખરેખર આ દ્રષ્ટાંતમાંથી વિવેકી વાચકવર્ગને બહુ શીખવાનું અને સમજવાનું મળી આવે છે. રામરાવણની વાતને આજ ઘણો કાળ વ્યતિત થઈ ગયો છે, પણ સૂક્ષ્મ દ્રષ્ટિથી વિચારતાં રામ અને રાવણ અદ્યાપિ (હજી સુધી) જગતમાં છે, તેમ નક્કી સમજવું. તે એવી રીતે કે જેનામાં રામ જેવી ન્યાયનીતિ, પવિત્રવૃત્તિ, સત્યતા, નમ્રતા, સંકટમાં પણ સહિષ્ણુતા વગેરે સદ્ગુણો હોય છે, તે સર્વ રામ તુલ્યજ છે અને જેનામાં અભિમાનમાં પૂર્ણતા, હૃદયમા કઠોરતા, વ્યભિચાર, વિષયલંપટતા, નિર્દયતા અને કદાગ્રહતા, વગેરે મહાદુર્ગુણો ભરેલા હોય છે, તે સર્વ જનો રાવણ તુલ્યજ સમજવા. શ્રી ભર્તૃહરિએ કહ્યું છે કે " જે દુષ્ટ લોકો પોતાના સ્વાર્થને માટે અન્ય લોકોને છેતરે છે, મહા સંકટમાં ઉતારે છે તે જગતમાં ખરેખર માનવ રાક્ષસો છે. "

**" तेमी मानव राक्षसा परहितं स्वार्थाय निघ्नंतिये " ॥ २५२ ॥**

અર્થાત—જે પોતાના સ્વાર્થ માટે પારકાને નુકસાન કરી તેમનું અહિત કરે છે, તે ખરેખર માનવ નહિ પણ માનવરૂપે રાક્ષસો છે. તેના મનમાં કદિ ડર કે દયા હોતી નથી. પારકાનું બગાડવામાં તેને આનંદ આવે છે.

હવે એજ રામરાવણની વાતને આધ્યાત્મિક રીતે અંતરંગમાં ઉતારીએ, શરીર ઉપર લઇ વિવેકચક્ષુથી વિચારીએ, તો અપૂર્વ જ્ઞાનને ઉત્પન્ન કરે. તે એવી રીતે કે રામરૂપી આ આત્મા સમજવો. જેમ શ્રીરામની સ્ત્રી સીતાજીને રાવણ હરી ગયો હતો, તેમ આ આત્મારામની સ્ત્રી સુમતિરૂપી સીતાને અભિમાનરૂપી રાવણ હરી ગયો છે, એટલું તો ખરૂં જ કે જ્યા અભિમાનનું પુર જોસ હોય છે, ત્યાં સુબુદ્ધિ રહેવા પામતી નથી, અને સુબુદ્ધિ ગઈ એટલે તો કુબુદ્ધિનું સામ્રાજ્ય પૂર્ણકળાએ પહોંચે છે. કુબુદ્ધિના રાજ્યમાં સર્વ પ્રકારની કાળાશજ હોય. ધવળતાનો અંશ તો ભાગ્યેજ પ્રવર્તે છે, તેથી દુષ્ટ વિચારોનું તથા દુષ્ટ કાર્યોનું દિનદિન પ્રત્યે વધવાપણુ થયા કરે છે. તેથી આ કુબુદ્ધિને વશ થયેલા આત્મારામને સંસારમાંથી કદિ પણ બહિર ગત થવાનો

-નિકળવાનો વખત ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. તો પણ જેમ રામની પત્ની સીતાનો પવનપુત્ર શ્રીહનુમાનજીએ શોધ કરી આપ્યો, તેમ કોઇ સદ્ગુરૂરૂપી હનુમાન આ આત્મારામની પત્ની સુમતિરૂપી સીતાને શોધી આપે, ખરેખરી ઓળખાણ કરાવે, ભ્રમણારૂપી ભુંગળને ભાંગી નાંખે, કુમતિની આસક્તિ કાપી સુમતિમાં અનુરાગ-પ્રેમ પ્રકટાવે; તો આ આત્મા બળીઓ થઇ અભિમાનરૂપી રાક્ષસના પ્રબળ પંજામાં પકડાયેલી રાણી છતાં દાનીતુલ્ય બનેલી સુમતિ સીતાને પાછી વાળે, અને નિરાબાધ સુખનો ભોક્તા બની અખંડ આનંદ અનુભવે. માટે વિવેકીજનોએ અભિમાન તજી નમ્ર બનવું. કારણ કે અભિમાન એ સર્વ દુર્ગુણનો અગ્રણી અને નમ્રતા એ સર્વ સદ્ગુણનો સરદાર છે. તે વિષે કહ્યું છે કેઃ-ભુજંગી છંદ

અહંકાર જો રાવણે ખૂબ રાખ્યો,
ચઢી ચોટમાં મોતનો સ્વાદ ચાખ્યો;
કર્યો વાંદરે હાલ બેહાલ કેવો,
અહંકારમાં સાર છે ભાઇ એવો. ૧
અહંકારી નિંદાય છે વાટ ઘાટે,
તમે મિત્ર તેને તજો તેજ માટે;
સદા નમ્ર થઇ સૃષ્ટિનો સ્વામી સેવો,
અહંકારમાં સાર છે ભાઈ એવો ૨

માટે વિવેકીજનોએ સદા અહંકાર તજી નમ્રતા રાખવી (૯૮)

---

(૯૯)

अनाथनाथा नाथावै । वयं नाथा महेत्विति ॥
छित्वाकूछत्रयंतूर्णं । देहिमेत्वदीयंपदम् ॥ ९९ ॥

અર્થઃ—હે અનાથનાથ પ્રભુ ! અમે અનાથ છીએ, આપની પાસે બીજુ કાંઇ ન માગતાં અમો એટલુંજ માગીએ છીએ, કે અમારાં ત્રણ દુઃખો (જન્મ. જરા અને મરણ) ને કાપી આપનું પવિત્રપદ આપો અર્થાત મોક્ષપદ આપો. ૯૯

ભાવાર્થ—ઘણુ કરીને મનુષ્યો જગતમા આશીયાભાવે જ-સ્વાર્થી ભક્તિ કરનારા વિશેષ હોય છે. ભિન્નભિન્ન દેવો અને દેવીઓની ઉપાસના

પણ અમુક આશાને લીધે જ કરે છે. આશા એ એવી તો જોરાવર જબ્બર દેવી છે, કે દરેક મનુષ્ય ઉપર તે પ્રબળ સત્તા ચલાવે છે કોઈને લક્ષ્મીની આશા હોય છે, તો કોઈને પુત્રની આશા હોય છે, કોઈને સ્ત્રીની આશા હોય છે, તો કોઈને ગૃહાદિક (ઘરબાર વગેરેની) આશા હોય છે એમ દરેક સ્થાનમાં આશા, આશા, અને આશાનું જ જોર હોય છે. આશા ત્રણે જગતમાં પથરાયલી મોટી વેલડી છે તે વિષે કેશવકૃતિમા કહ્યું છે કેઃ—મનહર છંદ.

આશાનો અંકુર અતિ, ઉંચો ઉંચો ચાલ્યો જાય,
તંતુ તેના આમતેમ, આડા પથરાય છે;
ફળફુલ આવે કે ન આવે, તેનો મેળ નહિ,
પણ અંતરક્યારામાં અતિ મૂળ જામી જાય છે;
આકાશને પેલી કોર, ગગનમે ભેદી જાય,
પાપરૂપ પાણીથી, પોષણ તેનું થાય છે;
કેશવ કહું શું દેવદાનવમાનવ સહુ,
વડવાંદરાની પેઠે, તેમાં અથડાય છે.

મતલબ કે આશાથી આખું જગત વીંટાયેલું છે, પ્રભુભક્તિ પણ અમુક આશાથી કામનાવાળા લોકો કરે છે. કેટલાએક લોકો લક્ષ્મીની આશાથી લક્ષ્મીદેવીની ઉપાસના કરે છે, તો કેટલાએક પોતાની આશાઓ પૂર્ણ થવાની ઈચ્છાએ આશાપુરી માતાનું સદા સહર્ષ સેવન કરે છે. પણ નિરાબાધ મોક્ષલક્ષ્મીને માટે પ્રભુની નિષ્કામ ભક્તિ કરનારા તો જવલ્લે જ નીકળશે. પણ અશાશ્વત માયિક સુખમાં નહિ રાચનારા અને શાશ્વત સુખને ઈચ્છનારા નિઃસ્પૃહી ને નિષ્કામી મનુષ્યો તો પ્રભુ પાસે અહર્નિશ એવી પ્રાર્થના કરે છે કેઃ-હે પ્રભુ ! અનાથના નાથ ! અમે અનાથ છીએ, કારણ કે જેનું અમો શરણ ઇચ્છી સદા સંસારમાં સુખી થવા ધારીએ છીએ, તે બાપડા પોતેજ અમુક દુઃખના બોજા તળે દબાયલા છે, તો તે અન્યને શું સુખ આપી શકે ? આશા નદીના વહેણમાં તણાયલા મનુષ્યોની એવી તો ન ચલ ત હોય છે, કે સુખની આશાએ જ્યાં ત્યાં બાથોડીઆં ભરે, પણ તત્વદ્દષ્ટિ કંઈ વિચાર ન કરે. કેટલાકો કહે છે કે ભાઈ ! હમણા તો અમારા ગ્રહ નાકા છે, તેથી ગૃહપીડા બહુ વર્તે છે. ચંદ્રનો જોગ પણ સારો નથી, પનેતા પણ મોટે પાયે બેઠેલી છે, તેથી જ્યાં જઈએ ત્યાં દુઃખ અને અલાભ જ મળે છે. આ પ્રકારે સદા કલ્પાંત કરતા જ્યાં ત્યાં પોતાનાં દુઃખો રડયા કરે છે,

અને ચિંતાથી પોતાના ચિત્તને બાળ્યા કરે છે. પણ ભાઈઓ ! જરા વિવેકદષ્ટિથી વિચારો, તો સમજાશે કે તમોને ગ્રહ નડે છે, ત્યારે ભલા કહો જોઈએ, ગ્રહને કોણ નડતું હશે ? નવગ્રહને પણ અમુક અમુક આપદાઓ રહેલી છે. તમે આપદા ટાળવા બ્રાહ્મણ પાસે ચંડીપાઠ ભણાવો છો, ગ્રહ-પૂજા કરાવો છો, તો તે નવગ્રહો પોતાની પીડા ટાળવા ક્યા બ્રાહ્મણને બોલાવતા હશે ? અને કોની પાસે ચંડીપાઠ વગેરે કરાવતા હશે ? ચંદ્રમાનું કાળું કલંક છે તથા હાનિવૃદ્ધિ-વધઘટ થયાનું દુઃખ છે તે કોણ ટાળતું હશે ? તે ચંદ્રને કયો ચંદ્ર નડતો હશે ? તે તો કહો જોઈએ વારૂ ?

મતલબ કે એ સર્વ અજ્ઞાનતા, મોહદષ્ટિ ને ક્ષુદ્ર વૃત્તિ છે, સુખદુઃખ કોઈ આપતું નથી. ખરૂં કહીએ તો એ નવ ગ્રહોજ આપણા શરીરમાં છે અને તે જુદા જુદા અવયવોમાં વાસ કરી પોતાનું કર્તવ્ય બજાવે છે. શરીરમાં નવ ગ્રહો ક્યા ક્યા સ્થાનમાં છે અને પ્રાણીઓને કેવી કેવી રીતે સુખદુઃખરૂપે જગતના જીવોને પ્રવર્તાવે છે ? તે વિષે કહ્યું છે કે-મનહર છંદ.

નથી કહિ ન્યારા નવ ગ્રહ શાને દોડો દુર,
જુવોને વિચારી ધારી, દેહમાં દેખાય છે;
મન ગ્રહ ચંદ્ર સૂર્ય, લોહી મંગળ છે,
ત્વચા તેમ બુધ ગુરૂ, હંસને લેખાય છે;
વળી છઠો શુક્ર ધાતુ, કીકીને સ્વરૂપ શનિ,
રાહુ તે તો હાડ કેતુ, માંસને કહેવાય છે,
ઓળખી અંતરજ્ઞાન, ધ્યાન થકી શાંત કરો,
કુષ્ટ નહિ કાપે કાળુ, એવો એ ઉપાય છે.

મતલબ કે એ નવે ગ્રહો અંતરમાં છે. બાહ્ય જણાતા ગ્રહો કોઈને કાંઈ સુખદુઃખ આપતા નથી, એ તો પોતાના શુભાશુભ કૃત્યકર્મનું પરિણામ છે. પ્રાણીઓ જેવાં જેવાં કર્મ કરે છે, તેવાં તેને ફળ મળે છે. દેવદેવીની ઉપાસનાથી કાંઈ કર્મ ક્ષય થતાં નથી, પુણ્ય જોગે કદાચ તે દેવો સુખ આપે, તો પણ તે સુખો ભાડુતી ઘર જેવાં છે. અમુક કાળે તો તેને તજવાં પડે છે પણ તેઓ કાંઈ અબાધ નિર્બંધક મોક્ષનાં શાશ્વત સુખો આપી શકતા નથી. પોતાની પાસે જ ન હોય તો તે બીજાને શું આપે ? રાજા રંક પાસે રત્ન માગે તો તે ક્યાંથી મળે ? આત્મા એક મોટો છત્રપતિ ચક્રવર્તી મહારાજા છે, પણ તે રંક તુલ્ય બની યત્રતત્ર ભીખતો ભટકે છે, પણ તેને પ્રભુ વિના કોણ સુખ બતાવે ? પ્રભુ કેવા છે ?

 સમય વિચારીને વદે, તે જગમાંહી પૂજાય; 
બીન અવસર વાણી વદે, તે જન અતિ નિંદાય. ૫૧૪

"तिन्नाणं तारयाणं, बुद्धाणं बोहियाणं, मुत्ताणं मोयगाणं"

અર્થાત હે પ્રભુ આપ સંસારસાગરથી તર્યા છો, અને જીવોને તારવા સમર્થ છો. આપ બુદ્ધ બન્યા છો, અને બુદ્ધ બનાવવા સશક્ત ને સમર્થ છો. આપ સંસારના ભીષણ–ભયંકર કેદખાનાથી મુક્ત થયા છો. અને અન્ય ભવ્ય ભક્તોને સંસાર કારાગ્રહમાંથી મુક્ત કરવા શક્તિવંત છો, એટલુ તો ખરૂં જ છે કે, છુટેલ હોય તેજ અન્યને છોડી શકે, આપની પાસે હે મહા દયાળુ પ્રભુ! અમે એટલુ જ પ્રાર્થીએ છીએ કે, અમારાં જન્મ, જરા અને મરણનાં ત્રણ દારૂણ મહાદુઃખો કાપીને અમને આપનું નિર્ભયપદ આપો. કારણકે બીજા સર્વ સંસારી સુખો તો આ જીવાત્મા એક વાર નહિ, પણ અનંત વાર મેળવીને ભોગવી ચુકયો છે. આ ચૌદ રાજલોકને વિષે એવુ કોઇ પણ સ્થાન નથી, કે જેમાં આ જીવાત્મા ફરી ફરીને ઉપજી આવ્યો ન હોય કહ્યું છે કે ગાથા.

नसा जाइ नसा जोणी । न तं ठाणं न तं कुलम् ॥
न जाया न मुवाजत्थ । सव्वे जीवा अणंतसो ॥

અર્થાત—એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવુ કોઇ સ્થાન નથી. એવુ કોઇ કુળ નથી, કે જેમાં આ જીવે જન્મમરણ ન કર્યાં હોય. તે તે સ્થાનમા સુખ પણ ઘણું ભોગવ્યુ, અને દુઃખ પણ અપાર ભોગવ્યુ છે પણ તે સર્વ સુખદુઃખ ભાડુતી ઘર જેવું છે, આયુષ્ય પૂર્ણ થયે એનું પુનરાવર્તન થયાજ કરે છે. જન્મ અને મરણ એના જેવુ એકે મહાદુઃખ નથી, તે દુઃખોથી આ જીવાત્માને અનંત કાળ થયાં ભટકવુ પડયું છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા શ્રી મૃગાપુત્રે પોતાની માતાને કહ્યુ છે કે.–ગાથા.

जन्म दुःखं जरा दुःखं । रोगाय मरणाणिय ॥
अहो दुःखो हु संसारो । जत्थ कि संति जंतुणो ॥

અર્થાત્—જન્મનુ દુઃખ, જરાનુ દુઃખ, અને રોગ તથા મરણનુ દુઃખ મહા જબરૂ છે, અહો ! આખો સંસારજ દુઃખમય છે, માટે હે પ્રભુ ! એવા દુઃખથી મને સત્વર મુક્ત કરો. આપજ જગતમા સાચા શરણભુત છો. દુઃખીના દુઃખ દૂર કરનાર રંકના બેલી છો, ભુલા પડેલા ભ્રાંત જીવોને પવિત્ર પંથ બતાવી સન્માર્ગે દોરનાર છો, હુ પણ આપની પાસે એજ માગું છું. સાંસારિક સુખોવાળી અનેક પ્રકારની વસ્તુઓ તદ્દન અસાર

છે, આખરે તેને તજી દેઈ ચાલ્યુ જવુ પડે છે, માટે તે શરણભુત નથી, સહાયકારક નથી પણ મનુષ્યોની મનોવૃત્તિઓ અસત્યમાં આસક્ત છે, તેથીજ લક્ષ્મી, પુત્રકલત્રાદિકની પ્રાપ્તિ માટે નાહક અનેક પ્રયત્નો કરે છે. વિવિધ પ્રકારની આશાથી બંધાયેલ જીવો બાધા આખડીઓ રાખે છે, કેટલાએક કષ્ટરૂપ થઈ આયંબીલ કરે છે, અનેક દેવદેવીઓની ઉપાસના કરે છે, કેટલાક પ્રકારની ધર્મક્રિયાઓ પણ સંસારસુખની આશાએજ કરે છે. રવિવાર તથા મંગળવારના આયંબીલો તથા બીજી છઠઅઠમાદિક તપશ્ચર્યાઓ પણ સકામનાપણે કરે છે, પણ પ્રભુપદની પ્રાપ્તિ માટે, આત્મોદ્ધાર કાજે તેટલી મહેનત દિલ દઈને એકાગ્રચિતે કરતા હોય એવા તો ભાગ્યેજ જોવામા આવશે; એજ મોહનીય કર્મથી નિશાની છે. ધર્મને બહાને કરાતી અનેક મિથ્યા કરણીને સમકીત મોહનીય મિથ્યાત્વ કહેવામાં આવે છે, પરસ્વરૂપમાં પ્રીતિ અને સ્વસ્વરૂપમા અપ્રીતિ તથા અનાસક્તિનું એ પરિણામ છે. શાસ્ત્રમા (૧) બહિરાત્મા (૨) અંતરાત્મા (૩) પરમાત્મા એમ ત્રણ પ્રકારના આત્મા કહેલા છે. સંસારના મોહમુગ્ધ મનુષ્યો તો બહિરાત્મામાંજ રચ્યાપચ્યા રહે છે. બહિરાત્માનાં લક્ષણ શ્રી મહાવીર ભગવાને શાસ્ત્રમાં એવાં કહ્યાં છે કેઃ—

**દુહો—પુદ્ગલ શું રાતો રહે, જાણે એહ નિધાન;**
**તસ લાભે લોભ્યો રહે, સો બહીરાત્મ પ્રમાણ. ૧**
**સ્વાર્થ માટે સર્વદા, કરે કર્મ અપાર;**
**દયા ન આણે દિલમાં, થાય ન આત્મવિચાર. ૨**

માટે કેટલાએક મોહમુગ્ધ મનુષ્યો સાંસારિક સુખની આશાઓ પૂરી પાડવા વિવિધ દેવદેવીઓને આરાધે છે, વિવિધ માનતાઓ માની બલિદાન ચડાવે છે, ભેટો કરે છે, પછી રાંકા થઈ તેમની પાસે ઈષ્ટ વસ્તુની પ્રાર્થના કરે છે. પણ એ સર્વ ભ્રાંતિ છે, હજી તે દેવો અને દેવીઓ પણ મનુષ્યોની ભેટની આશા રાખે છે, ભેટ કરવામાં અથવા માનતા પુરી કરવામા નૈવેદ્યાદિક વસ્તુઓ ધરવામાં જો કાંઈ પણ ખામી આવી ગઈ હોય—કુડુ પડયું હોય કે ભુલચુક થઈ ગઈ હોય, તો ઉલટો તેને મહાસંકટમા ઉતારી મુકે છે અને ઘણો હેરાન કરે છે. શરીરમાં પ્રવેશ કરી ધુણાવેધકાવે છે, અને થયેલી ભુલના બદલામા બમણોતમણો બદલો માગી લે છે. માટે તેઓજ હજી કેટલીક આશામાં પડી ડુબી ગએલા છે, તે દેવો પારકાની-તમારી આશા કેમ પૂર્ણ કરે વારૂં ! તેને માટે કહ્યું છે કેઃ—

## ભુજંગી છંદ.

પડયા મોહના પાશમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્વની વાત એણે ન જાણી;
મનુષ્યજન્મ પામી વૃથા કાં ગમો છો, જૈનમાર્ગ છાંડી ભુલાં કાં ભમો છો
કોઇ દેવ હાથે હશે ચક્રધારા, કોઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા;
કોઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કોઈ દેવ સાથે રમે વૃંદરામા.
કોઈ દેવ જપે લહી જપમાળા, કોઇ માંસભક્ષી મહાવિકરાળા;
કોઇ જોગણી ભોગિણી ભોગરાગે, કોઈ રૂદ્રાણી છાગનો હોમ માગે.
ઇષા દેવ દેવી તણી આશ રાખે, તેહ મુક્તિના સુખને કેમ ચાખે;.
યદા લોભના થોભનો પાર નાવ્યો, તદા મધનો બિંદુવો મન ભાવ્યો.
ઇષા દેવતા આપણી આશ રાખે, તેહ પીંડને મનશું લેઈ ચાખે;
દિનહીનની ભીડ તે કેમ ભાંગે, કુટયો ઢાલ હોયે કહો કેમ વાગે?
અરે મૂંઢ ભ્રાતા ભજો મોક્ષદાતા, અલોલી પ્રભુને ભજો વિશ્વખ્યાતા;
રત્નચિંતામણી સરીખો એહ સાચો, કલંકી કાચના કુંભમાં શું રાચો.

માટે વિવેકી પુરૂષોએ જૂઠ-અસત્યમાં નહિ રાચતાં અક્ષયમોક્ષલક્ષ્મીને માટે અહર્નિશ પ્રભુની જ ઉપાસના કરવી, તેને માટે કોઇ કવિએ રાજાદિકની ઉપાસના સેવા કરનાર દ્રવ્યભિલાષી કવિઓ પ્રત્યે ઉપાલભ (ઠપકો) આપતા કહ્યુ છે કેઃ—

"મદ અને મદનમાં મસ્ત બનેલા રાજાઓની ઉપાસના કરતા માટે નાના પ્રકારના પ્રયાસોના વિલાસ વડે ઉત્તમ પ્રકારની સાધુતા નાશ થાય છે, અને નકામી માનસિક પીડાઓ ઉત્પન્ન થાય છે. માટે તેવા રાજાઓની સેવા કરી દ્રવ્ય મેળવવાની ચિંતાથી શું સર્યું ? અમે તો રાજરાજેશ્વર શ્રીશિવપદની મોક્ષપદની જ ચિંતા કરીશું," કારણકે, રાજાની સેવા કરી દ્રવ્ય મેળવી સુખ ભોગવવું, તે તલવારની ધાર ઉપર મુકેલાં મધબિંદુનો સ્વાદ લેવા જેવું તથા કેસરીસિંહને ભેટવા જેવુ છે. તથા વ્યાલી કહેતાં વાઘણ તથા નાગણને ચુંબન કરવા જેવું છે. મતલબ કે તે જેમ કપરૂં-અઘરૂં છે, મહા કઠણ છે, તેમ રાજસેવાથી દ્રવ્ય મેળવાનો ઉપાય પણ અતિ વિષમ છે. માટે એવી ઉપાસના કરવા કરતાં તો નિરાબાધ લક્ષ્મી માટે અવિનાશી શ્રીપ્રભુની સેવા કરી કૃતાર્થ થવું એજ સર્વોત્કૃષ્ટ ને શ્રેયસ્કર છે. માટે હે પ્રભુ ! અમો આપની સમક્ષ હાથ જોડી પ્રાર્થીએ છીએ કે અમોને આપનું પવિત્ર પદ આપો. હવે તેના ઉપર કામદેવ શ્રાવકનું દૃષ્ટાંત.

## (૧૩૨) ધર્મનિષ્ઠ ટેકવંત દઢ નિશ્ચયી કામદેવ શ્રાવકની કથા.

પૂર્વે શ્રીમહાવીરસ્વામીના વખતમાં કામદેવ નામે કોઈ એક શ્રાવક હતો, તે ધર્મમાં ઘણોજ ચુસ્ત હતો. ઘરમાં લક્ષ્મી પુષ્કળ હોવાથી મોટો વૈભવી પુરૂષ હોવા છતાં દેવ ગુરૂ અને ધર્મ પ્રત્યે એવી તો દઢ લાગણી હતી, કે ગમે તેટલું કષ્ટ પડે તો પણ પોતાના ધર્મની ટેક જરા પણ ન છોડે એકદા એવુ બન્યું કે પોતે પોષધવ્રત લઈને પોષધશાળામાં બેઠા છે મન વાણી અને કાયાના શુભ જોગોને ધર્મધ્યાનમાં તલ્લીનપણે ટકાવી રાખે છે, કષાયરૂપી રાક્ષસો પોતાનો જ્ઞાનનિધિ-ભંડાર, ખજાનો ન લુંટે તે માટે સદા સાવધાન-વૃત્તિ રાખે છે, ત્રણ મનોરથનું ચિંતવન કરે છે ખરેખર પોષધ તો કરવો જોઈએ. આજકાલ પોષધવ્રતમાં કેવી ધમાલ ચાલે છે ! કેટલી બધી પ્રમાદ ને પાખંડ પ્રવૃત્તિઓ પ્રવેશ કરી ગઈ છે ! કોઈ વખત તો પોષધવ્રતમાં અન્યોઅન્ય મહા ભારે તોફાન થઈ જાય છે, પાથરવાના ઉપકરણ (બોરા)ને માટે પણ વખતે કલેશ કજીઆ થાય છે, ગાળાગાળી પર આવે છે અને પોષધમાં આત્માને જ્ઞાનથી પોષવાને બદલે પ્રમાદ, વિષય, કષાય, અશુભ જોગ, નિદ્રા, વિકથા વગેરે પાપોથી પોતાના આત્માને પોષે છે તે ઘટિત નથી. પોષધ તો એવો કરવાનો શાસ્ત્રોમાં કહ્યો છે કે-

છપ્પો—પોષધ કીજે ભાવશું, આતમ વશ રાખી;
જેમ કીધો દશ શ્રાવકે સુત્રની સાખી;
જતના કીજે જીવની, સૂક્ષ્મ ને બાદર,
ધ્યાન ધરો નવકારનું, એવું વ્રત આદર;
ક્રોધ માન માયા તજી, સમતાનો રસ પીજીયે,
પ્રકાશસિંહ વાણી વદે, કે આવો પોષો કીજીયે.

આવો જ પોષો આત્માને વિશેષ પુષ્ટ કરનાર ને લાભકારી છે. કામદેવ શ્રાવક પણ આવો જ પોષો કરીને બેઠેલા છે. તે વખતે ઇંદ્રિમહારાજે પોતાની દેવસભામાં તેની શુદ્ધ વૃત્તિ અને ધર્મની ટેક માટે ખરા પ્રેમપૂર્વક તેમના મુક્ત કંઠે બેહદ વખાણ કર્યાં. તે સાંભળી સર્વ સભાના ધર્મનિષ્ઠ આસ્તિક દેવોએ તો માનપૂર્વક તે વચનો વધાવી લઇ પોતે પણ ધન્યવાદ આપી ગુણાનુવાદ ગાવા લાગ્યાઃ અહો ! ધન્ય છે તેને ! પણ તે સભામાંના એક દેવને કામદેવના ગુણ પ્રત્યે વિશ્વાસ આવ્યો નહિ, મનુષ્યોનાં મન ફેરવવાં તેમાં શું ! તે તો મનખડા કહેવાય, એટલે મનુષ્યોનાં મન તો સદાય અસ્થિર

જ સમજવા, માટે તેની પરીક્ષા તો મારે અવશ્ય કરવી જ. "વરને વરની મા વખાણે" તેમાં કાંઈ નવાઈ ન કહેવાય. એમ ધારી કામદેવ શ્રાવકની ટેક તજાવવા તે દેવ તેની પાસે આવ્યો અને ભયંકર દૈત્યનું રૂપ લઈ કઠોર વચનોનો વરસાદ વરસાવવા લાગ્યો. કામદેવ શ્રાવકે જાણ્યું કે જરૂર આજે કોઈ ઉપસર્ગ આવેલો જણાય છે, માટે જ્યાં સુધી આ ઉપસર્ગ શાંત ન થાય ત્યાં સુધી મારે સર્વ આહારપાણીના પ્રત્યાખ્યાન છે; એવો સંકલ્પ કરી ધર્મમાં દઢતા ધરીને શુભ ભાવના ભાવવા લાગ્યા. દેવ પ્રથમ પિશાચનું રૂપ લઈને બીવરાવવા લાગ્યો, અને કહ્યું કે હે ધર્મધૂર્ત ! મહાઅધમાધમ ! હવે ઢોંગ કરવો છોડી દે, નહિ તો આજ તારૂં આવી બન્યું સમજવું. મુખથી બોલ કે:–મારો ધર્મ ખોટો છે." તો આ સર્વ સંકેલી ચાલ્યો જાઉં, નહિ તો આજે તારૂં મરણ નક્કી છે, વગેરે ઘણું કષ્ટ દીધું, તે તેમણે સર્વ શાંત ભાવે સહન કર્યું. પણ મુખથી "મારો ધર્મ ખોટો" એમ કહ્યું જ નહિ, તેવો સંકલ્પ સરખો પણ કર્યો નહિ, તેમ મનમાં જરા ક્ષોભ પણ ન થયો, હૃદયમાં હાયવોય ન થઈ, ઉલટું હૃદય અનિત્યભાવનામાં, અશરણભાવનામાં, સંસાર ભાવનામાં વગેરે બાર ભાવનામાં તલ્લીન થતું ચડતુ જ ગયું. પણ પોતાના ધર્મને વિષે લેશ પણ શંકા ઉપજી નહિ. તેમ "મારો ધર્મ ખોટો" એવુ જીભે કહ્યુ પણ નહિં, મનમાં વિચાર્યું પણ નહિ. કષ્ટમાં ધૈર્યતા ધારણ કરવી એ સત્પુરૂષોનું કર્તવ્ય છે. એ તો ખરૂંજ છે કે કુંદન–સુવર્ણની જ કસોટી થાય છે, પણ કસોટી પર ચડતાં સુવર્ણ પિત્તલ બની જતું નથી. પણ ઉલટું સુવર્ણમાં તેજસ્વીતાનો ગુણ વધતો જાય છે. તેમ તત્વજ્ઞ પુરૂષો આપત્તિમાં આવી પડતાં પોતાની સત્યતા તજી દેતા નથી, પણ ઉલટું સત્યતાને પ્રદિપ્ત કરવા ધૈર્ય ગુણ ધારણ કરે છે, તે વિષે કહ્યું છે કેઃ—

"વિપત્તિમાં ધૈર્ય ધારણ કરવું, સંપત્તિના શુભ સમયમાં ક્ષમા, સભામાં વાણીની પટુતા, યુદ્ધમાં પરાક્રમ, યશની અનિચ્છા, અને શાસ્ત્રમાં વ્યસન, આ મહાત્માઓની સિદ્ધ થયેલી પ્રકૃતિઓ છે. તેથી ગમે તેટલું દુઃખ આવી પડે તો પણ પોતાની ધર્મટેક તે સત્યશીલ પુરૂષ કદિ પણ છોડે જ નહિ.

ભલે રાજ્યલક્ષ્મી સત્વર નાશ પામો અથવા ચળકતી તલવારની ધારાઓ મસ્તક ઉપર જોસબંધ પડો અથવા યમરાજા મારા મસ્તકને ભલે છેદી નાખો, પણ ધર્મથી મારૂં મન જરા પણ ભ્રષ્ટ ન થાઓ. આપણા દૃષ્ટાંત-નાયક પ્રાતઃસ્મરણીય શ્રાવકવર્યને પણ સંકટ પડવામાં કાંઈ કચાશ રહી નહોતી.

ચળાવવા આવેલા દેવે ધર્મટેક તજાવવા બહુ પ્રકારે ફાંફાં માર્યાં, સતત પ્રયાસો રચ્યા. પણ આખરે "કંચન કથીર નજ બન્યું" પણ ઉલટું કંચન તેજસ્વી થઈ વિશેષ ચળકયું. તે કામદેવ શ્રાવક દૃઢ ટેકમાં વધુ ટેકવંત થયા.

છેવટે દેવે હારી બીજું હાથીનું રૂપ લઈ પરિસહ દેવા માંડયો. દંતુશળ છાતીમાં આરપાર ધોંચવા લાગ્યો, તો પણ તે ધીરવીર જરા ડગ્યા નહિ. ત્યારે દેવે વળી ત્રીજું ભુજંગનું ભયંકર રૂપ ધારણ કર્યું અને ડંખ મારવા લાગ્યો. અસહ્ય વેદના ઉત્પન્ન થઇ. મરણાંત ઉપસર્ગ પ્રાપ્ત થયો. પણ ધર્મની ટેક તજવાનો સંકલ્પ સરખો પણ કર્યો નહિ. આખરે પોતે ધારેલી મુરાદમાં નાસીપાસ થએલો દેવ થાકયો ત્યારે છેવટે દેવરૂપે પ્રગટ થઈ હસ્તાંજલી કરી નમ્રતાપૂર્વક વંદન કરી સ્તુતિ કરતાં કહ્યું કેઃ—**धन्योसि त्वं महाभाग सफलं तव जीवितम्** હે ઉત્તમ સત્પુરૂષ! ધન્ય છે તને અને તારી ધર્મટેકને! તારૂં જીવિત સફળ છે! આવા અસહ્ય સંકટો પડવા છતાં હે ધર્મવીર! ધર્મટેક તમે ન તજી, જરાપણ તમે ન ડગ્યા, માટે તમારી ટેક અને શ્રદ્ધાને કોટીશઃ ધન્યવાદ ઘટે છે, હવે આપના ઉપર હું અતિ પ્રસન્ન થઇને કહું છું કે "આપ મારી પાસેથી કાંઇક વરદાન માગો." આ સાંભળી કામદેવશ્રાવક બોલ્યા કે હે દેવ! તમો મારા પ્રત્યે સંતુષ્ટ થઇ કાંઇ ઇચ્છિત વરદાન માગવાનુ કહો છો તે ઘણી ઉત્તમ વાત છે, પણ મારે કાંઇ કામના–ઇચ્છા નથી, જેની ઇચ્છા છે તે તો હું પામ્યો છું. બાકી સર્વ વિનશ્વર પદાર્થો તો મને અરૂચીકર છે, પૌદ્ગલિક પદાર્થો તો આ જીવ અનંતવાર પામ્યો છે, પુણ્યોદયે પામે છે પણ એક શ્રીવીતરાગ-ભાષિત ધર્મજ પામવો મહા મુશ્કેલ છે, તે પણ મને ગુરૂકૃપાએ મળ્યો છે. તે સિવાય અન્ય વસ્તુ ઉત્તમ નથી અને અચળ પણ નથી, માટે તે મેળવવાની ઇચ્છા મને થતી નથી. હવે તો અક્ષય મોક્ષલક્ષ્મી મેળવવા માટે પ્રભુનીજ ઉપાસના કરૂં છું. પછી દેવે ઘણી નમ્રતાપૂર્વક કહ્યુ કે **अमोघं देवदर्शनम्**। તો પણ તેણે બીજું કોઇ પણ વરદાન માગ્યું નહિ. છેવટે કામદેવને વંદન કરી, સ્તુતિ કરતો તે દેવ સ્વર્ગમાં ગયો. ધન્ય છે આવા દૃઢ ટેકધારી ધર્મનિષ્ઠ ઉત્તમ શ્રદ્ધાળુ ભક્ત પુરૂષોને!

પછી શેઠ સવારમાં પોષધવ્રત પારી શ્રીમહાવીરપ્રભુને વંદના કરવા ગયા, વાંદી યથાયોગ્ય સ્થાને ઉપદેશ શ્રવણ કરવા બેઠા. શ્રીવીરપ્રભુએ પણ પોતાની પરિષદમાં કામદેવશ્રાવકનાં બહુ વખાણ કર્યાં, ત્યારે તીર્થને રાત્રીના ઉપસર્ગની

વાત કહી સંભળાવી. ધન્ય છે આવા નરવીરોને ! કે સંકટમાં પણ ધર્મટેકને તજી નહિ, દેવ પ્રસન્ન થયો છતાં કોઈ પણ વસ્તુ ન ઈચ્છી કે ન માગી અને પોતાની ટેકમાં અડગ ને અચળ રહ્યા. કહ્યું છે કેઃ—રાગ લાવણી.

પાળે શુદ્ધ શ્રાવક ધર્મ જ્ઞાન મુખ ઉચરે,
પોષા પડિકમણા સંવર કરતા વિચરે,
કરે દયા દાન સંતોષ શિયળ શુદ્ધ પાળે,
કરે ધર્મ ધ્યાન ઓર આતમકું અજવાળે;
શુદ્ધ સમકિત ધારી શંકા કંખા નવિ આણે,
પર પાખંડીનો પરચો નવિ વખાણે,
દેવાદિકના દુઃખ દેખી ધર્મ નવિ છાંડે,
ચડતે પરિણામે કરણી અધિકી માંડે. ૧

આ વચનો સાભળી સર્વ શ્રોતાજનો ઘણાજ ખુશી થયા, અને તેના જેવી દૃઢ ટેક ધારણ કરવા હૃદયોને સતેજ બનાવ્યા, કામદેવ શ્રાવક ખુદ મહાવીર પ્રભુએ આટલાં બધાં વખાણ કરવા છતાંપિ જરા પણ મનમાં અભિમાન ન લાવ્યા અહો ! ધન્ય છે મહાપુરૂષોની નિરભિમાની નિષ્કામ મનોવૃત્તિને ! ક્ષુદ્ર મનુષ્યો તો પોતાનાં કોઇ સહજ વખાણ કરે એટલે ફુલીને ફાળકા કે ઢોલ જેવા બની જાય છે. પણ આ નરોત્તમના મનમા અભિમાનરૂપી ઝેરી સર્પનો જરા પણ ડંખ ન થયો. ગર્વથી હૃદય ન લીંપાયું અને પોતાની ટેકમા વિશેષ આગળ વધવા હૃદયને મજબુત બનાવ્યું. પછી શ્રીમહાવીરપ્રભુને વંદન કરી તે સ્વસ્થાને ગયા. પોતાનુ શેષ આયુષ્ય ઉત્તમ સત્કાર્યોમાં ગાળ્યું. શુભ ભાવનાથી હૃદયને ભરપુર ભરી શાંતભાવે આખરે અક્ષય સુખવાળી મોક્ષલક્ષ્મીને વરશે.

આ દૃષ્ટાંતનો સાર એ છે, કે મોક્ષાભિલાષી ઉત્તમ જીવો હોય છે, તે ગમે તેટલાં દેવ મનુષ્ય અથવા તિર્યંચ તરફના મહાસંકટો આવી પડે, તો પણ ઢીલા થઇ પોતાની અચળ ધર્મટેકને ચંચળ બનાવતા નથી. પણ અસ્થિર મનના મનુષ્યોની ધર્મટેક કાંઇક સંકટાભાસ થતાં જ પોપટીઆ રંગની પેઠે ક્યાંઇ ઉડી જાય છે. અથવા લોભમાં તણાઇ જાય છે, અથવા લોભમાં તણાઇ અમુક આશાને લીધે ધર્મટેકને ટોલ્લો મારી ઉડાવી દે છે–વિસારી મુકે છે. તેનું દૃષ્ટાંત.

## (૧૩૩) લોભી, લાલચુ ને ધર્મઢોંગ વણિકની શઠતાની વાત.

દૃષ્ટાંત તરીકે-એક વણિક કોઈ એક ધર્મગુરૂ "પાસે 'કોઇની પણ રજા લીધા વગર મારે કાંઇ પણ વસ્તુ લેવી નહિ" તેવી બાધા લઈ ઘેર આવ્યો. પોતે ગરીબ સ્થિતિનો હોવાથી ગામડા ગોઠડામાં ફરી કોથળાનો ધંધો કરી રળી ખાતો હતો. તેલ, મરચું, મરી, મશાલો વગેરે વેચી કુટુંબનું પોષણ કરી ગુજરાન ચલાવતો હતો. ખરેખર ગરીબ સ્થિતિ મહા દુઃખદાયી છે! એકદા જમીન વેચવાનો સામાન કોથળામાં ભરીને તે ગામડે જવા નીકળ્યો. બે ગાઉને આશરે ગયો ત્યાં રસ્તામાં આંબાનું એક સુંદર વૃક્ષ તેના દીઠામા આવ્યું, વસંત ઋતુનો સમય હોવાથી તે આંબાનું વૃક્ષ પૂર્ણ રીતે ફાલ્યું ફુલ્યું હતું. કેરીઓ પાકેલી જોયાથી વાણીઆનું મન તે જોઈ લલચાણું, પણ પોતાને બાધા હોવાથી જરા વિચાર થયો, પણ લાલચને લીધે ગમે તેમ કરીને કેરીઓ લેવી તો ખરી, પણ રજા લીધા વગર કેમ લેવાય ? અને તાકડે આંબાનો રખવાળ પણ બપોરનો વખત હોવાથી જમવા ગયો હતો. કદાચ હોય તો કાંઇ રજા માગવાથી કેરીઓ તે આપે પણ ખરો કે ? અર્થાત્ નજ આપે. પછી કેરીઓ લેવાની લાલચે એક કપટ કળાવાળી યુક્તિ યોજી કે આપણે રજા વિના લેવાની બાધા છે, પણ આ આંબાની રજા લઈ હું કેરીઓ લઉં તો શું હરકત ? મારી બાધા પણ ભાગે નહિ ને કેરીઓ પણ મળે. એમ કહી આંબા સામો ઉભો રહી બોલ્યો કેઃ—

"હે અંબસાર ! તું ફળ્યો અપાર, લઉં બે ચાર, લેને દશ બાર."

આ દોહરાનો અર્થ એ નીકળે છે, કે વાણીઓ આંબા પ્રત્યે નજર કરી બોલે છે કે, હે આંબા ! તું બહુ સારો ફળ્યો છું, માટે બે ચાર કેરીઓ લઉ ? એ પ્રમાણે પ્રશ્ન તરીકે પોતે પુછ્યુ અને પોતે જ તેના ઉત્તર તરીકે જાણે આંબો જ ઉત્તર આપતો હોય નહિ એમ બોલ્યો કે ભલે લેને દશબાર. આ પ્રમાણે જાણે આંબા તરફની પોતાને આજ્ઞા મળી ચુકી હોય નહિ એમ માની તે ઉપર ચડયો, અને પાચ પચીશ કેરીઓ હેઠે ઉતારી કોથળામાં નાખી ચાલતો થયો. બીજે દિવસે પણ તેજ રસ્તેથી વળી નીકળ્યો, અને કેરીઓ જોઈ મન લલચાણું. લોભને લીધે ઉપરનો દોહરો બોલી બાધામાં દોષને નહિ ગણતાં ઉપર ચડી કાલની જેમ પાંચ પચીશ કેરીઓ તોડી કોથળામાં નાખી ચાલતો થયો. આ પ્રમાણે ઇરાદાપૂર્વક જાણી બુઝીને રોજ તે રસ્તેથી નીકળે, અને હંમેશના નિયમ પ્રમાણે ઉપરનો

દોહરો બોલી કેરીઓ લેઈ જાય, રખવાળની ગેરહાજરીને લીધે પાચ પચીશ દિવસ તો આ પ્રમાણે ચાલ્યું, પણ વાણીયાએ લોભને લીધે પાછું વાળી વિચારજ કર્યો નહિ, કે આનું પરિણામ શું આવશે ? ખરેખર લોભ તેવોજ છે. તેને માટે શ્રી દલપતરામ કવિએ કહ્યું છે કેઃ—દુહો

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકુળ;
લોભે લક્ષણ જાય છે, લોભ પાપનું મૂળ. ૧

ભુજંગી છંદ

**ઘણા લોભથી તો ઘણું કષ્ટ થાશે, ઘણા લોભથી લાજ લેતાં લુંટાશે;**
**ઘણા લોભથી તો પડે ભીડ ભારે, અરે લોભનો થોભ રાખો લગારે.૧**
**ઘણા લોભથી સત્યતા સદ્ય છુટે, ઘણા લોભથી મિત્રતા છેક તુટે;**
**ઘણા લોભથી ધર્મને દૂર ધારે, અરે લોભનો થોભ રાખો લગારે.૨**

પછી પેલો વાણીઓ અતિ લોભમાં તણાયો, પણ પાપથી કે રખવાળથી જરા ભય પામ્યો નહિ. તો આખરે તેનું પરિણામ એ આવ્યુ કે, આંબાનો રખવાળ હંમેશાં આંબામાંથી કેરીઓ ઘટતી હોવાથી વિચારમાં પડયો કે આ શુ ? રોજ કેરીઓ કોણ લઇ જતુ હશે ? ખરેખર બપોરે મારી ગેરહાજરીમાં કોઈ હરામખોર માણસ આ ચોરીનું કામ કરતું હશે. પછી તેનો ચોર પકડવા વળતે દિવસે તે આંબાના વૃક્ષના થડની પોલાણમા ગુપ્તપણે સંતાઇ બેઠો. હવે પેલા લોભી વાણીએ હમેશના નિયમ પ્રમાણે ત્યા આવી દોહરો બોલી આંબાની આજ્ઞા માગી, કેરીઓ લેવા ઉપર ચડી, પાચ પચીશ કેરીઓ લઈ કોથળામાં નાખી ચાલવા માંડયું. પેલા રખવાળે આ બધુ જેયું, મનમાં ઘણો ખેદ અને આશ્ચર્ય પામ્યો. ઠીક, આજ તો જવા દો, કાલે વાત, એમ કહી વાણીઓ ગયા પછી તે ઘેર આવ્યો અને સુતારને ત્યાં જઇ એક ખેરના લાકડાનો ઘોકો કરાવ્યો, તેને બગલમાં સતાડી, બીજે દિવસે તે પોલાણમા સંતાઈ બેઠો. વાણીઓ આવી હમેશના નિયમ મુજબ આંબા પાસે આજ્ઞા માગવાનો દોહરો બોલ્યો અને જેવો ઉપર ચઢવા જાય છે તેવામાં એકદમ આંબાનો રખવાળ નીકળી કહેવા લાગ્યો કે અલ્યા વાણીઆ ! ઉભો રહે, શું કરે છે ? ક્યાં જાય છે ? અને હમણા તું શું બોલ્યો હતો વારૂ ? વાણીઓ મનમાં ચેતી તો ગયો કે જરૂર આજે ભોગ મળ્યા. ઘણા દિવસે આજ પકડાઇ ગયા. પણ ફીકર નહિ. હમણા ચપટીમા સમજાવી દઉ છું. એમ વિચારી બોલ્યો કે ભાઈ ! મારે

બાધા છે કે કોઈ પણ ચીજ કોઈની રજા સિવાય લેવી નહિ. માટે આ આંબા પાસે આજ્ઞા માગીને, હું તે હા પાડે છે ત્યારે જ કેરીઓ લઉં છું. એમ કહી પેલો દોહરો બોલ્યો. દોહરો સાંભળી, લાલચોળ આંખો કરી મનમાં ખેદ પામતો રક્ષક બોલ્યો કે અલ્યા ! તારે નિયમ છે તેમ મારે પણ નિયમ છે. સાંભળઃ—એમ કહી પેલો ખેરનો ઘોકો બહાર કાઢી લઈને તે ઘોકા પ્રત્યે બોલ્યો કેઃ—

"હે ખેરસાર ! તને ઘડયો સુતાર; હઉં બેચાર, કેને દશબાર."

જો ભાઈ ! આ ઘોકાની મે આજ્ઞા માગી, મેં તો ફક્ત તને મારવા માટે બેચાર ઘોકા માટે જ આજ્ઞા માગી, પણ આતો ઉદાર દિલથી દશબાર ઘોકા મારવાની આજ્ઞા આપે છે. માટે હે લુચ્ચા, ધર્મધૂર્ત, પ્રપચી, તારી ધૂર્તતાનો બદલો તને હવે અવશ્ય મળવો જ જોઇએ. કહ્યું છે કે "शठं प्रति शाठ्यं कुर्यात् । आदरं प्रति चादरं ॥" એ પુરાતની કહેવત જગતમાં ખરેખર સાચી જ છે

અર્થાત્—શઠની સાથે શઠતા અને સરલજન સાથે સરલપણું રાખવું એમ કહીને એ હરામી ચોર વાણીઆને તે ઘોકા વડે ખુબ માર્યો, સર્વ પડાવી લુંટી લીધું અને ખુબ ગાળો ચોપડાવી તેના ધર્મઢોગીપણાના લક્ષણને અને આવી કપટી બાધાને માટે તેને ખુબ ધિક્કાર્યો.

## ઉપદેશી ચાબખો.

વાણીયો સોની ને ત્રીજો સઈ, તેની પ્રતીત ન કરશો કોઈ. ટેક
નાહિ ધોઇને શેઠ દુકાને બેઠા, પાપની લેખણ લઇ;
સવાયા દોઢા બમણા કર્યા, તેની હાટડી ઉડી ગઇ. વાણીયો૦ ૧
સોનીની ગત તો સોનીડા જાણે, બીજાને ખબર નઈ;
રાઇ રાઇ જેટલું સોનું ચોરીને, એવી ડોકની સાંકળી થઈ. વાણીયો૦ ૨
સઇની ગત તો સઈજ જાણે, બીજાને માલુમ નઇ;
કટકા કાપલા ચોરીને તેના છોકરાની આંગડી થઈ. વાણીયો૦ ૩
મારશી લુંટી ને મારશો લુંટયો, ફરકે લુંટી ફઈ;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, ત્રણેને મુક્તિ નઇ. વાણીયો૦ ૪

મતલબ એ છે જ્યાં કપટભાવે આવા નિયમો લેવામાં આવતા હોય, અને જેનાં મન ગાડાના પૈડાની માફક અસ્થિર હોય, તેવા પુરૂષો ધર્મટેકમાં

બિલકુલ ટકતા નથી, પણ કાંઈક લાભને વિષે, અથવા સંકટમા સપડાતાં તે ધર્મટેકને તુરત તજી દે છે. તેથી હે પ્રભુ! સંસારસુખમાં આસક્તિ પામનાર અમો મોહમુગ્ધ-મનુષ્યો આપની પરમપવિત્ર ભક્તિને તથા આપના સર્વોત્તમ પદને મેળવવા ભાગ્યશાળી બનતા નથી. તો હે પ્રભુ! અમો અનાથ આપની સમક્ષ બીજી કોઇ પણ સંસારી વસ્તુ નહિ યાચતા ફક્ત સંસારમુક્ત થવાની અને આપના પવિત્રપદને મેળવવાનીજ પ્રાર્થના કરીએ છીએ. (૯૯)

પ્રભુ સ્તુતિ (રાગ કલ્યાણ)

પ્રિયતમ પ્રભુ નમીએ આપને, જપીએ પાવન તમ જાપને. પ્રિય. ૧
જ્ઞાન દીપક હૃદયે પ્રગટાવી પૂર્ણ પ્રજાળો પાપને. પ્રિય. ૨
બળ સાગર રગ રગ બળ રેડો, નસ નસ હો નીતિ છાપને. પ્રિય. ૩
અમ અંતર દમતા કુવિચારો, પાત્ર થજો તમ શાપને. પ્રિય. ૪
આપ વદન શશી ગ્રહવા મથતા, માંજો અમ મન ખાપને. પ્રિય. ૫
પોતાના ગણી પાળો અમને, એજ અરજ માબાપને. પ્રિય. ૬

માલિની છંદ-જીનવર જય આપો કર્મનાં કષ્ટ કાપો,
સુખકર પ્રભુભક્તિ અર્પીને સૌખ્ય સ્થાપો;
ભવભય હરવાને ભાવના શુદ્ધ દેજો,
શિવ સુખદ અમારી પ્રાર્થના ચિત્ત લેજો

---

(૧૦૦-૧૦૧)

पर्णादि पूर्णे पृथुपादपे च । सपमेत्य क्रीडंति शकुंतका वै ॥
वात्या दि योगात्पतिते हि तस्मिन् । गच्छंति तूर्णं च यथागताश्च ॥१००॥
नरि श्रियाशालिनि संश्रयंति ! संबंधिवर्गा निखिलास्तथैव ॥
आपत्पयोधौ पतिते हि तस्मिन् । यदृच्छया हंत तमात्यजंति ॥१०१॥

અર્થ—આ લોકમાં પાંદડાં, ડાળી, શાખા, પ્રતિશાખા, ફળફુલ વગેરે મોટા અને ઘટાવાળા કોઈ સુંદર વૃક્ષને વિષે નાના પ્રકારનાં પક્ષીઓ ભેળાં થઇને ક્રીડા-ગમ્મત-કલ્લોલ કરે છે, પણ તેજ વૃક્ષ વાયરાથી કે બીજા કોઈ પ્રકારથી પડી જાય છે, તો તે સઘળાં પક્ષીઓ તે ઝાડને તજી ચાલ્યાં જાય છે તેમ આ લોકમાં

સોનું તથા સુગંધ ક્યાં, દીસે દલપતરામ. પરપ

પુરૂષ પણ લક્ષ્મી વડે કરીને શોભતો હોય ત્યાં સુધીજ સર્વે સગાંવહાલાં તેનો આશ્રય લે છે, તેને સપ્રેમ વળગ્યાં રહે છે, પણ તે પુરૂષ કોઇ દૈવયોગે આપત્તિમાં આવી પડે છે, ત્યારે તે સર્વ સગાં સ્નેહી સંબંધીઓ નિઃસ્નેહ થઇને તેને તજી દે છે. ૧૦૦-૧૦૧ યુગ્મ.

ભાવાર્થ—આ સંસાર ખરેખર સ્વાર્થથીજ ભરેલો છે, જ્યાં જોઈએ ત્યાં મતલબનીજ યારી રહેલી છે. ધનવાનને સર્વ કોઈ માન આપે છે. નિર્ધન એટલે લક્ષ્મી વગરના-ગરીબ માણસને કોઈ બોલાવતુંએ નથી. એ પણ એક કષ્ટ નહિ તો બીજુ શું ? રોજ પક્ષીઓ ફળફૂલથી ભરેલાં વૃક્ષોનો આશ્રય લે છે, પણ એજ વૃક્ષ જીર્ણ થઈ જઈ પડી જાય છે અથવા સુકાઈ જઈ ફળફૂલ આવતાં બંધ પડી જાય છે, ત્યારે તે વૃક્ષનો આશ્રય તજી તે પંખીડાં બીજે ચાલ્યાં જાય છે. તેમ ધનવાન પુરૂષોનો આશ્રય સર્વ કોઈ લે છે, પણ તે જ પુરૂષ પાછો લક્ષ્મીરહિત-નિર્ધન-ગરીબ થઈ જાય છે, ત્યારે સર્વ તેને તજી દે છે. અહો ! આવા આ સ્વાર્થીયા સંસારને ધિક્કાર છે, કે જેમાં સર્વત્ર સ્વાર્થ જ રહેલો છે.

ખરેખર ! આ મનુષ્યજન્મ એક અમુલ્ય જવાહીર છે, પણ મૂર્ખજનો સ્વાર્થમા અંધ બની તેને તદ્દન નિષ્ફળ બનાવી દે છે. તત્વજ્ઞ પુરૂષો પોકારી-પોકારીને કહે છે કે, આ મોંઘો મનુષ્યનો જન્મ ફરી ફરીને મળવો મુશ્કેલ છે, માટે તેને સ્વાર્થમાં-અજ્ઞાનતાના ઘોર અંધકારમાં અથડાઈ ફોગટ ન ગુમાવતાં, કાંઈ આત્મહિત કરવુંજ ઠીક છે. આ મનુષ્યજન્મ કાંઈ મોહ-મમત્વમાં કે સ્વાર્થમાં અંધ બની નિરર્થક ગુમાવવા માટે પ્રાપ્ત થયેલ નથી, પણ આત્માનો અભ્યુદય કરવાને માટે પ્રાપ્ત થયેલ છે. છતાં કાંઈપણ આત્મહિત ન કરતાં સ્વાર્થમાંજ પડયા રહે છે, તે ખરેખર બિલાડું કાઢતા ઉંટ પેસી જવા જેવુંજ થયું છે. તે વિષે કહ્યું છે કેઃ—ઝુલણા છંદ.

દુઃખથી છુટવા દેહ છેલ્લો ધર્યો, વાત ભુલાય છે અજ્ઞભાવે;
કામ ને ક્રોધ ને લોભના પાશમાં, દુઃખ છે તોય આનંદ આવે.
પાપમાં કર્મ બંધાય છે એવડાં, હાય હૈયે વહ્યું જાય હેઠું;
ઉદયને ઈચ્છતાં અસ્ત આવી ગયો, "બિંદડું કાઢતા ઊંટ પેઠું."
શાસ્ત્રની વાતને સાંભળે કોણ છે ? કોણ અભ્યાસનો ભેદ આણે ?
શું સદાચાર તે વાત સમજે નહિ, રાગ ને રંગમાં ખુબ માણે;

**ઉપર શુભ દેખીએ માંહિ દુસંગ છે, છંદમાં છાબડું છેક બેઠું,**
**ઉદયને ઇચ્છતાં અસ્ત આવી ગયો, "મીંદડું કાઢતાં ઊંટ પેઠું."**

અર્થાત્—હે વહાલા આત્મા તું જરા વિચાર કર, કે આ મનુષ્યનો દેહ કેવા અથાગ પુણ્યના ઉદયે મળ્યો છે ? તો તેને કામ ક્રોધ લોભ મોહ મદ માયામા મુગ્ધ બની મુદ્દે તરવાની વાતને કેમ ભુલી જવાય છે ? સસારમાં નાના નાના પ્રકારના દુઃખો હરવખત આવ્યા કરે છે, છતા પણ કાંઈ સત્ય તત્ત્વ પ્રતે રૂચી ઉત્પન્ન થતી નથી, તો ખરેખર લોભને બદલે હાનિજ થાય છે, બિલાડી કાઢતાં ઊંટ પેસાડવા જેવુ કરે છે. તે વિષે દૃષ્ટાંત.

**(૧૩૪) ડોશીની કમબખ્તી ! બિલાડું કાઢતાં ઊંટ પેઠાની વાત.**

એક ગામમાં કોઈ વૃદ્ધ ડોશી રહેતી હતી. તે એક વખતે સવારના પહોરમાં વહેલી ઉઠી ઓશરીમાં આવી, તો ઓશરીમા એક બિલાડું મરી ગયેલું જોયુ. ડોશીએ તે જોઈ વિચાર્યું કે હવે શું કરવું ? સવારે લોકોને ખબર પડશે, તો ઢેડને બોલાવવો પડશે અને નકામા ઉપડામણના બે ચાર પૈસા ખરચવા પડશે, માટે લે ને હુજ એક ટોપલામાં સંતાડી ઉકરડે નાંખી આવુ, હજી અંધારૂ છે એટલે કોઈ ભાળશે નહિ, ને ચાર પૈસા ઉપડામણી ઉગરશે.

પછી તરતજ સાડલો બદલી એક ટોપલામા તે બિલાડાના મુડદાને નાખ્યુ, ને ઉપર કચરો પુંજો ભરી ઢાકી દીધું. પછી ડેલાના કમાડ ઉઘાડીને નાંખવા ચાલી, પણ જતા ડેલાના કમાડ પાછા વાસ્યા નહિ, હમણાજ નાખી ચાલી આવીશ એમ ધારીને ગઇ. તેટલામાં તે ગામમા એક ઊંટ કેટલાક દિવસથી માંદું ફરતું હતું, તે ઊંટ ફરતું ફરતુ ત્યાં આવ્યુ, ડેલો ઉઘાડો દેખી તેમાં પેઠુ, પણ પેસતાજ વચમા ખોડેલા એક લાકડાના ખીલાની ઠોકર વાગતાં બિચારૂં ઊંટ એકદમ પડી ગયુ, અને થોડા વખતમા મરણ પામ્યુ.

હવે પેલાં ડોશીમાં જે બિલાડુ નાખવા ગયા છે, તે નાખીને પાછા વળ્યાં, મનમા હરખાતા જાય છે કે ઠીક થયુ, બે પૈસા ઉગર્યા, જરા નાહી નાખીશું એટલે આભડછેટ જતી રહેશે, ને કોઇને આની ખબર પણ નહિ પડે; એમ હરખાતી હરખાતી પોતાને ડેલે આવી. જ્યાં ડેલામાં આવી જુવે છે, ત્યાં તો ડેલા વચ્ચેજ ઊંટ મરેલો જોયો. મનમાં ઘણોજ અચંબો પામી ડોશી બોલી ઉઠી કે:–હાય બાપ ! આ શું ? આ ઊંટ ક્યાંથી આવ્યું ? અરેરે ! આ તો " બિલાડું કાઢતાં ઊંટ પેઠું ! " હવે શું કરવુ ? મીંદડાને તો ટોપલામાં સંતાડી છાનીમાની ઉકરડે નાખી આવી, પણ આ

ઊંટ કેમ ઉપડશે ? જરૂર તેને કાઢવાનો ખર્ચ કરવો પડશેજ, ખરેખર મેં મૂર્ખાએ બે પૈસાના બચાવ માટે બાર આનાની ઉહાડી. પછી ઘણો અફ્સોસ ધરતી ચ્યાર પાંચ મજુરો કરી ઊંટ ઉપડાવી બહાર નંખાવ્યુ. અને જખ મારીને બાર આનાનો ખર્ચ પણ કર્યો.

મતલબ કે જેમ તે ડોશીએ બિલાડું કાઢવા જતાં ડેલામાં ઊંટીયુ પેસી ગયું, તેમ આ જીવના સંબંધમાં પણ તમારે એમજ સમજવુ. અર્થાત્ મનુષ્યજન્મ પામી લાભ લેવા જતાં, ઉલટો ખોટના ખાડામાં ઉતરી ગયો, વચમાં લુંટારાઓએ જ લુટી લીધો તે વિષે કહ્યું છે કેઃ—

દોહરા—કામ ક્રોધ મદ લોભ એ, લુંટારા છે ચાર;
લુંટે દીવસ રાત તે, જ્ઞાન ધ્યાન સુવિચાર.

અર્થાત્—જ્ઞાન ધ્યાન સદ્દવિચાર વગેરે ઉત્તમ સદ્દગુણોને કામ ક્રોધ વગેરે લુટારાઓ રાતદહાડો લુંટ્યા કરે છે. આ જીવાત્માએ આ મનુષ્યગતિમાં જન્મ તો લીધો, પણ તેનાથી જન્મનું સાર્થક તો કાંઇ કર્યું નહિ. તે વિષે કહ્યુ છે કેઃ—

ગઝલ

રમ્યો તું સ્વાર્થની બાજી, ન રાખ્યા રાંકને રાજી;
બગાડી હાથથી બાજી, ગયો આ જીંદગી હારી.
ગરીબનાં કાળજાં બાળ્યાં, પીડાતાને ન પંપાળ્યા;
ગમ્મતમાં વર્ષ સૌ ગાળ્યાં, ગયો આ જીંદગી હારી
પોતાના સ્વાર્થને માટે, ગરીબનાં શીરને કાટે;
પડયો તું પાપની પાટે, ગયો આ જીંદગી હારી.
મનુષ્યની સાંપડી મ્હેડી, નડી આ મોહની બેડી;
વિસારી પુણ્યની કેડી, ગયો આ જીંદગી હારી
અનાડી લોભમાં અંધો, કપટનો ફેરવ્યો રંધો;
કીધો અધર્મનો ધંધો, ગયો આ જીંદગી હારી.
કર્યાં કુકર્મ તેં ભારી, દયા ના દિલમા ધારી;
ઉઘાડી નર્કની બારી, ગયો આ જીંદગી હારી.

અર્થાતઃ—આ પ્રકારે અજ્ઞાનમા અને સ્વાર્થમાં અથડાઇ ખરેખર હે જીવાત્મા ! તું આ મહામોંઘી માનવજીંદગી તદ્દન હારી ગયો. કહ્યું છે કેઃ—

કાઢ્યા અંત કડવા કલેજા કાપનારા કેણને,
ન કહ્યાં કદિ સદ્બોધ કારક વિનયવાળા વેણને;
નહિ ગુણ ગાયા ઈશના રસના મળી તો શું થયું,
માન્યા નહિ જગદીશ તો માનવ થયા તો શું થયું ?

હે વહાલા મુમુક્ષુબંધુ ! એટલું તો તું તારા મનમા ચોક્કસ માનજે—વિચારજે, કે સંસારનાં નાના પ્રકારનાં સગાંસબંધીઓ છે, તે સઘળાં સ્વાર્થનાજ સગા છે, પાસે કાંઇ તત્વધન હોય, તો તો બધા બહુ માનથી આદરસત્કાર કરે છે, કાયમ ખડાં ને ખડાં હાજર રહ્યા કરે છે, પણ સ્વાર્થ સર્યો એટલે સઉ તજી દે છે. જ્યાં ગળપણ હોય ત્યાં માખીઓ બહુ બમણે છે ને ગળપણ ગયુ, એટલે માખીઓ પણ ઉડી ચાલી જાય છે, તેમજ આ જીવાત્માના સબંધમાં પણ સમજવાનું છે. તેવાજ હેતુથી જ્ઞાની પુરૂષો આ સસારને અસાર કહે છે. સર્વ પદાર્થો ક્ષણભંગુર અને ચંચળ છે, જોતજોતામાં તેનો વિનાશ થઈ જાય છે. " સ્ત્રીયાદિકનો સમાગમ ગંધર્વનગર જેવો ખોટો છે, યૌવન અને ધન વરસાદનાં વાદળાં જેવું ક્ષણિક છે, સગાંસંબધી, પુત્ર, કલત્ર, પોતાનું શરીર વગેરે વિજળીના ચમકારા તુલ્ય ચચળ છે. વિશેષ તો શું પણ આ સંસારના સર્વ પદાર્થો ક્ષણિકજ છે, એમ પ્રાજ્ઞ પુરૂષો પોકારી પોકારીને કહે છે. તેથી જે જન્મ્યો તેને મરવું પણ નિશ્ચે છે અને મરણ પછી જન્મ પણ નિશ્ચે છે. માટે નાશવાન પદાર્થો પ્રત્યે અતિ મોહાસક્તિ ધારણ કરી જન્મ હારી જવો ન જોઇએ. આ દુર્લભ મનુષ્યત્વ પામી તેને મુગ્ધ પ્રાણીઓ વૃથા હારી જાય છે, અને આખી જીંદગી સુધી નાહક ધનાશામા ધનારામાના ધા–ઉધામા કર્યા કરે છે. અર્થાત્ " ભજ કલદાર ભજ કલદાર " રટ્યાજ કરે છે, તેનાજ વિચારો અને તેનુજ ચિતવન સદા કર્યા કરે છે. અને મન સાથે માને છે કે આ સર્વ ધનમાલ કુટુંબકબીલો વગેરે સર્વ મારાં છે, હું તેનો છું એ પ્રમાણે મોહપાશમાં સખ્ત બધાઈ મુગ્ધપણે ફસાઇ જાય છે.

આ સંસાર તેર તણખાએ કરીને સદા પ્રજળી રહ્યો છે. તે તેર તણખાના નામ—જન્મરૂપી રૂચી ત્યાં મરણરૂપી તણખો (૧) સંજોગરૂપી રૂચી ત્યા વિજોગરૂપી તણખો (૨) સંપદારૂપી રૂચી ત્યાં આપદા (દરિદ્રતા) રૂપી તણખો (૩) સાતારૂપી રૂચી ત્યાં અસાતારૂપી તણખો (૪) હર્ષરૂપી રૂચી ત્યા શોકરૂપી તણખો (૫) જ્ઞાનરૂપી રૂચી ત્યાં અજ્ઞાનરૂપી તણખો (૬) સમકીતરૂપી રૂચી

ત્યાં મિથ્યાત્વરૂપી તણુખો (૭) સંજમરૂપી રૂચી ત્યાં અસંજમરૂપી તણુખો (૮) શીલરૂપી રૂચી ત્યાં કુશીલરૂપી તણુખો (૯) ક્ષમારૂપી રૂચી ત્યા ક્રોધરૂપી તણુખો (૧૦) વિનયરૂપી રૂચી ત્યાં અવિનયરૂપી તણુખો (૧૧) સ્નેહ (રાગ) રૂપી રૂચી ત્યાં દ્વેષરૂપી તણુખો (૧૨) સંતોષરૂપી રૂચી ત્યાં લોભરૂપી તણુખો (૧૩) એ તેર તણુખા તથા તે સિવાય બીજે પ્રકારે પણ કેટલાક તણુખા જ્ઞાનીએ કહ્યા છે તે એવી રીતે કે સુખરૂપી રૂચી ત્યાં દુઃખરૂપી તણુખો, નમ્રતારૂપી રૂચી ત્યાં અભિમાનરૂપી તણુખો, સરળતારૂપી રૂચી ત્યાં કપટરૂપી તણુખો, સમતારૂપી રૂચી ત્યાં મમતારૂપી તણુખો, હીંમતરૂપી રૂચી ત્યાં ભયરૂપી તણુખો, પુન્યરૂપી રૂચી ત્યાં પાપરૂપી તણુખો, ધર્મરૂપી રૂચી ત્યાં અધર્મરૂપી તણુખો, વહાલરૂપી રૂચી ત્યાં વેર વિરોધરૂપી તણુખો. ઉપર પ્રમાણે તેર તણુખાએ કરી આ સંસાર સદા બળી રહેલો છે. આ ઉત્તમ મનુષ્યનો જન્મ તેમાં વ્યર્થ ગુમાવે છે અર્થાત આ મનુષ્ય અવતાર મોહમાયામાંજ હારી જાય છે, તેમાંથી ઉત્તમ ભાગ્યશાળી હળુકર્મી જીવોજ ધર્મનો આશ્રય લઇ બચી જાય છે. તો સદ્ધર્મ એજ આ જગતમાં જીવને ખરો આધાર છે. માટે આ ઉત્તમ મનુષ્ય જન્મ ધર્મથી સફળ કરવો. આ મનુષ્યજન્મ દશ દૃષ્ટાંતે કરી મળવો અતિ દુર્લભ છે. તે દશ દ્રષ્ટાતનાં નામોઃ—પહેલું એેલકનું દ્રષ્ટાંત, બીજું પાસકનું, દ્રષ્ટાંત, ત્રીજું ધાન્યનું દ્રષ્ટાંત, ચોથું દ્યુતનું દ્રષ્ટાંત, પાંચમું રત્નનુ દ્રષ્ટાંત, છઠ્ઠું સ્વપ્નનુ દ્રષ્ટાંત, સાતમુ ચક્રનું દ્રષ્ટાંત એટલે રાધા વેધનું દ્રષ્ટાત, આઠમુ ચર્મ એટલે કાચબો અને ચદ્રમાનું દ્રષ્ટાંત, નવમું યુજ એટલે ધોંસરાનું દ્રષ્ટાત અને દશમુ પરમાણુનું દ્રષ્ટાત. એ પ્રમાણે દશ દ્રષ્ટાંતે કરીને આ ઉત્તમ મનુષ્યજન્મ આપણને મળેલો છે તે જ આપણા મોટા ભાગ્યની નિશાની છે તેમ ચોકસ જાણવું. માટે આ ઉત્તમ મનુષ્ય જન્મ મેળવીને ઉત્તમ ધર્મનો લાભ લેવોજ. ફરી ફરીને આવો ઉત્તમ સમય મળશેજ નહિ માટે ધર્મધ્યાન કરી લાભ લેવો.

મૂઢ જીવ એટલુંયે વિચારતો નથી, કે આ અનની ઉપર લાખો–કરોડો માણસો મારી પહેલાં થઇ ગયા છે, કોઇની સાથે પૃથ્વી ગઇ નથી, ધન ગયું નથી સ્ત્રી, પુત્ર વગેરે સગાં પણ સાથે ગયાં નથી; જર, જમીન ને જોરૂ સર્વ અહીજ મુકીને તેઓ સર્વ ચાલ્યા ગયા છે., જેમ મુસાફરીએ ગયેલા કોઇ વટેમાર્ગુને ઉતરવા માટે કોઇ ધર્મશાળામાં કે મુસાફરી બંગલામાં બે દિવસ

ઉતરવા માટે રજા મળે છે, પણ તેમાં કાયમ રહી શકાતું નથી; તેમ આ સંસાર પણ એક મુસાફરખાનુંજ છે. તે વિષે એક જ્ઞાની પુરૂષે કહ્યું છે કેઃ-

(શાણા સમજુને સદ્બોધ વિષે ગાયન.)

સંસાર સમજી લે શાણા ! મુસાફરખાનું,
કોઇ નથી ટક્યું નથી ટકવાનું. ટેક૦
દૂર દેશ તારો પ્યારા ! અરે પરદેશી !
કાલે સવારે ઊઠી તારે તો જવાનું. શાણા૦ ૧
સગાં ને સબંધી તારાં પંખીનો મેળો,
મારૂં જેને માન્યું તે તો ન્યારૂ થવાનું. ૨

અહાહા ! કેવો સરસ બોધ છે ? મોહમુગ્ધજનને માટે કેવો સરસ જ્ઞાનફટકો છે ? અને સમજુ શાણા માટે કેવી અપૂર્વ ચેતવણી છે ? બંધુઓ ! એટલું તો ચોક્કસ યાદ રાખજો કે આપણે સૌ એક મુસાફરખાનામાંજ આવી બેઠા છીએ, તેને આપણું માની બેસવાનું નથી, તે મુસાફરખાનું અવશ્ય એક વખત તજી દેવું તો પડશેજ, કાળે કોઇને મુક્યા નથી; તેમ કોઇને મુકશે પણ નહિ. મૃત્યુ ક્યારે આવશે અને કેવી રીતે આવશે, કોઇને કંઈ પણ ખબર નથી. પણ કાળ ઓચિંતો આવી નિશ્ચે જરૂર પકડશે. તે વિષે કહ્યું છે કેઃ—

રાગ ગરબીનો.

ઘડી એક તણો વિશ્વાસ શ્વાસનો નાણોરે;
અણચિંત્યો આવશે કાળ તણો તે આણોરે. ૧
જેમ તેતર ઉપર બાજ, મચ્છ ને બગલોરે;
તારી નવલ સુરંગી દેહ, કરી દેશે ઢગલોરે. ૨
જેમ તોરણ આવ્યો વૃંદ, પાછો ન વળશેરે;
તારાં સગાં કુટુંબ પરિવાર સહુ ટળવળશેરે. ૩

મતલબ કે ઓચિંતોજ કાળ આવી પકડશે; માટે આ દેહનો ક્ષણવાર પણ ભરોસો કર્યા જેવું નથી. ક્ષણવારમાં નાશ થતાં આપણે ઘણાને જોઇએ તથા સાંભળીયે છીએ, તેમ સાંભળ્યા પણ છે, અને નજરે પણ દીઠા છે. તે સંબંધે એક હૃદયભેદક ખરો બનાવ થોડા કાળ ઉપર એક ગામમાં બનેલો હતો, તે અત્રે પ્રસંગોપાત લખીએ છીએ. ઘણું કરીને ભાવનગરમાંજ આ બનાવ બન્યો છે.

દર્પણ ઉલટું દાખવે, ડાબુ જમણું અંગ. ૫૩૧

## (૧૩૫) કર્મ સંયોગે કાળનો ભોગ થઇ પડેલા છોકરાની વાત.

એક ગામમાં કેટલાંક વર્ષ ઉપર ભારે દુકાળ પડયો હતો. તે વખતે પોતાની રૈયતના નિભાવ માટે તે ગામના દરબારશ્રીએ બાંધકામ કાઢયું હતું, અર્થાત તળાવ ખોદાવવાનું શરૂ કર્યું. તેમા ઘણા હાહાડીઆંઓ કામ કરતા હતા. તેમાં એક ગરીબ છોકરો પણ માટીના ટોપલા ભરી સહુની સાથે તે તળાવની પાળે નાંખવા જતો હતો. તે પાળ પાસે બોરડીનું એક જાળું હતું તેમાં એક મોટો અજરાયલ સર્પ—નાગ બેઠેલો હતો, તે સાપ જ્યારે આ છોકરો ટોપલી ભરી ધુળ નાખવા માટે પાસે આવતો, ત્યારે તેની સામુ કુંફવાડો મારતો—બહાર નીકળી ગુપ્ત રીતે કરડવા જતો, પણ બીજી કેટલી એક સ્ત્રીઓનું ટોળું સાથે હોવાથી અને છોકરો ટોપલી નાખી તરત દોડી જતો હોવાથી તેને કરડવાનો પૂરતો લાગ મળતો નહિ, પણ કરડવા માટે લાગ લેતો હતો.

આ પ્રમાણે પાંચ સાત વખત બન્યુ, પણ સર્પને લાગ મળતો ન હોવાથી ડોકીયું કરી પાછો જાળામાં સંતાઈ જાય; આ બાબતની તે છોકરાને ખબર ન પડી, પણ ત્યાંથી થોડેક દૂર કારકુનનો તંબુ હતો અને ત્યા તે કારકુન ખુરશી ઉપર બેઠો હતો, તેની સ્વાભાવિક નજર તે જાળા ઉપર ગઇ અને તેણે આ પ્રકાર પ્રત્યક્ષ જોયો, તેથી તે ઘણો અચંબો પામ્યો કે આ શું ? અરે આ છોકરાનો કાળ ભમે છે કે શુ ? જરૂર આ છોકરાને સાપ કરડે તેવુ લાગે છે, માટે અહિથી તે બાપડાને આજ રજા આપી દઉં.

એમ વિચારી છોકરાને પાસે બોલાવી કહ્યું કે છોકરા ! આજે તું ઘેર જતો રહે ભાઇ. આ સાંભળી છોકરો એકદમ ગભરાઇને બોલ્યો કે, સાહેબ ! મારામાં શું વાંક આવી ગયો છે ! હુ ગરીબ છું સાહેબ ! મારો આજનો દહાડો કાપશો તો હુ શું ખાઇશ ? એમ કહી તે ગળગળો થઇ ગયો; ત્યારે કારકુને તેને સમજણ પાડી કહ્યું કે, છોકરા ! તારો કાંઇ વાંક નથી. તારી દાડી ચઢતી રાખીશ, પણ આજે તુ ઘેર જતો રહે તો પણ છોકરાએ કારણ પૂછયું, ત્યારે કારકુને તેને પૂછ્યુ કે, જો પેલા જાળ મા તું સર્પ ભાળે છે કે ? છોકરે જોઇ કહ્યુ કે, હા સાહેબ ! ત્યારે જો તે સર્પ તું ટોપલો નાંખવા જાય છે, ત્યારે તે તને કરડવા તોકે છે, તેથી વિચારતા જણાય છે કે, તારે માથે આજે ભય છે, તે માટેજ હુ તને કહુ છું કે ભાઈ ! તું આજે જરૂર એકદમ ઘેર જતો રહે.

આ પ્રમાણે કારકુને કહેવાથી છોકરો એકદમ ગભરાઈ રજા લઈ ઘર ભણી દોડયો. જ્યાં થોડેક દૂર ગયો ત્યાં સર્પની નજર તે તરફ ગઈ, અને તેણે જાણ્યું કે મારા ઝપાટામાંથી તે ગયો કે શું ! એમ ધારી એકદમ જાળામાથી નીકળી તેની પાછળ દોડયો. ત્યાં રહેલા બીજા ઘણાં માણસોએ સર્પને અટકાવ્યો પણ તે તો એકદમ વાયુવેગે દોડી ગયો, તેથી તે માણસોએ બુમ પાડી કે છોકરા જલદી દોડજે, તારી પાછળ સર્પ દોડે છે. આ સાંભળી છોકરાને ફાળ પડી કે, હાય હાય ! હવે મને કરડી ખાશે, તોપણ જીવવાની આશા મોટી છે, તેથી એકદમ તે દોડતોજ રહ્યો અને વિચાર્યું કે એક વખત ગામ ભેળો થઈ જાઉં તો ઠીક, એમ કરતા ગામની હદમાં પહોચી ગયો. સર્પ પણ તેની પાછળ દોડયોજ આવે છે. તેવામાં બન્યું એવુ કે આકાશ માર્ગે—ઉંચે ઉડતી એક સમળીએ પેલો સાપ ભાળ્યો, પોતાનો ભક્ષ ધારી તેને પકડવા માટે સમળી હેઠી આવી અને તે દોડતા સર્પને એકદમ પકડી ઉપર બેસી ઝાલી લીધો અને તેને નોર ભરાવી પોતાના બંને પગના પંજામાં ઉપાડી લઈ પાછી આકાશમાં ઉડી ગઈ, તે એવી ધારણાથી કે આઘે જઈ કોઇ ઊચા ઝાડ ઉપર બેસી સર્પનું ભક્ષણ કરી જઇશ, એમ ધારી ચાંચ મારતી મારતી ગગનમાં ઝપાટાબંધ લઈ ચાલી.

હવે અહીઆં પેલો છોકરો પણ દોડતો દોડતો ગામ ભેળો થઈ ગયો ત્યારે મનને કાંઈક શાંતિ વળી, પણ હજી ઘર ભેગો થઈ જાઉ તો ઠીક, એમ ધારી તે દોડતોજ રહ્યો. એમ દોડતાં દોડતાં પોતાના ઘરની ખડકી સુધી આવી પહોંચ્યો અને જેવો ખડકીમા પેસવા જાય છે, તેવામાં પેલી સમળી સર્પને લઇ ઉડતી ઉડતી તે કર્મયોગે ત્યાં મથાળેજ આવી અને જેવી આગળ દોડવા જાય છે, તેવામાજ સમળીના પંજામાથી તે સર્પ છટકી ગયો અને પેલો છોકરો જેવો ખડકીમા પેસવા જાય છે તેવામાં ખડકીના મુખ આગળજ તે સર્પ નીચે પડયો અને પેલા છોકરાએ ખડકીમાં પગ મુક્યો કે તરતજ અંગુઠે ડંખ દીધો—કરડયો. પેલો છોકરો હાય ! બાપ ! મુવો ! એવી એકદમ કારમી બુમ પાડી ચતોપાટ જમીન ઉપર પડી ગયો. એકદમ ઝેર ચડી ગયુ અને થોડા વખતમાજ બાપડો મરણ પામ્યો પેલો સર્પ પણ પૂર્વનું વેર લેવાને માટેજ જાણે જીવતો ન રહ્યો હોય, એમ કરડીને તરતજ મરણ પામ્યો. અહાહા ! જુઓ, કર્મની કેવી અગમ્ય ગતિ છે !

વાંચનાર ! જોયું ? કાળકસાઈનો કેવો અજબ ઝપાટો છે ? આ કાચી કાયાનો શો ભરોસો રાખવો ? તે બિચારા છોકરાને મનમાં કેવી મોટી મોટી આશાઓ હશે, સર્વે મનમાંજ રહી અને ઓચિંતોજ કાળને ઝપાટે ઝપલાઈ ગયો. માટે કાળ કેવી રીતે, ક્યારે અને ક્યા સ્થળે આવશે, તેની લેશ પણ ખબર પડતી નથી, પણ એક વખત તે આવશે તો ખરોજ. તે વિષે કહ્યું છે કેઃ—

## ભુજંગી છંદ.

નહિ આગળે કાગળેથી જણાવે, નહિ કોઇ સાથે સંદેશો કહાવે;
અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો, અરે આવશે એક તો દિન એવો.
હશો ગામમાં સીમમાં કે કૃષિમાં, હશો ખેદમાં કે હશો જો ખુશીમાં;
કહો કોણ જાણે હશે કાળ કેવો, અરે આવશે એક તો દિન એવો.
પુરાં થઇ શકયાં તે થયાં કામ પુરાં, અધુરાં રહ્યાં તે રહેશે અધુરાં;
તડાકો તમે તોપનો જેમ ટેવો, અરે આવશે એક તો દિન એવો.
ભર્યાં પેટીમાં રાસ રૂડાં રૂપાળાં, રહે તેમનાં તેમ દીધેલ તાળાં;
નથી કુંચીનો ઝુમખો સાથ લેવો, અરે આવશે એક તો દિન એવો.
રહ્યા મિત્ર સંબંધી તે સર્વ જોશે, જરી જોર ચાલે નહિ દ્રષ્ટિ રોશે;
જશે ખાખ ઉડી આ તો અવેવો, અરે આવશે એક તો દિન એવો,

મતલબ કે આવી રીતે એક દિવસ કાળ ફાળ મારી ઓચિંતો આવી પકડશે તો ખરોજ. તે વખતે તેની આગળ આ જીવનું કાંઇ પણ જોર ચાલે તેમ નથી, તેમ કોઇ ઉપાયથી છુટી પણ જવાય તેમ નથી. લાંચ આપીને. શરમાવીને કે દયા ઉપજાવીને પણ કાળને પાછો કાઢી શકાય તેમ નથી. માટે આ સંસારમાં મનુષ્યજન્મ ધારણ કરી, મોહમાયામાં અતિ આસક્તિ ન રાખતાં કાંઇક આત્મહિત તો કરવુંજ. સંસારમાં કોઇ કોઇનું સગું નથી, સર્વ સ્વાર્થનોજ સંબંધ છે, ધન પાસે હોય અને કમાઉ-રળતા-પેદાગરૂ હોય તો ખમા ખમા કરે છે, પણ દૈવયોગે તે માણસ નિર્ધન થઇ ગયો હોય, પાઇની પેદાશ ન હોય તો તેને કોઇ માન આપતું નથી, અરે પાસે બોલાવતુંયે નથી. સંસારની મોહિનીજ એવી કોઇ વિચિત્ર પ્રકારની છે. તે ઉપર દષ્ટાંત—

### (૧૩૬) ગાંઠેથી ગર્થ છોડી આપ્યું એટલે પત્યું. પછી બાપ કોના?

કોઇ એક ગામમાં એક ધનવાન શેઠ રહેતો હતો, તેને ચાર દીકરા હતા.

તે શેઠ સર્વ પ્રકારે સુખી હતો, પછી તેને ઘડપણ આવ્યુ અને દીકરા મોટા થયા તેથી ડોસાએ સર્વ ધનમાલ પોતાના ચારે પુત્રોને વહેંચી આપી, પોતે સંસારની ઉપાધિમાંથી મુક્ત થઇ ગયો. કામકાજ વગેરે ઘરનો સર્વ કારભાર પણ છોકરાઓને સોંપી દીધો. તેવામાં થોડેક કાળે એ વૃદ્ધ શેઠની સ્ત્રી ગુજરી ગઇ, તેથી તે બિચારો ઘણોજ દુઃખી થઇ ગયો. હવે તો વહુઓને હાથે ભોજનપાન કરવાનું રહ્યું. વહુઓ પુરી કાળજી રાખે નહિ. તેને હમેશાં સવારના પહોરમાં દુધ ઉનું કરી પીવાની ટેવ હતી. વળી રસોઇ પણ વહેલી જોઇએ. વળી લાપશી, શીરો, સેવ વગેરે ખાવું ફાવે તેવી પોચી પોચી અને ઉની ઉની વાનીઓ હોય તો ઠીક પડે. એ પ્રમાણે થોડાક દિવસ તો ચાલ્યું; પણ પછી તો ઘરમાં વહુઓને કંટાળો ઉપજવા લાગ્યો, તેથી ડોસાએ સૌથી નાના છોકરાને ત્યાં જમવા માંડયું; પણ તેની વહુ આપમતીલી અને કડક મીજાજની હતી, તેથી પાંચ સાત દિવસ તો ડોસાની ધારણા પ્રમાણે થયું, પણ પછી તો તે નાની વહુને પણ કંટાળો ઉપજવા લાગ્યો ને બડબડે કે રોજ ઉઠીને આ હૈયાહોળી તે કેમ પાલવે ? હજુ છોકરા નાના નાના ભૂખ્યા છે ને ભાભાજીને તો રોજ સવારમાં ઉનું ઉનું ઉકાળેલું દુધ જોઇએ, રોજ તે એવી કોણ કડાકુટ કરે ? પોતાના પતિને પણ એ પ્રમાણે રોજ કહી ભરાવવા માંડયું ને અપ્રીતિ ઉત્પન્ન કરાવી. બીજા છોકરા પણ કોઇ બોલાવે નહિ, કોઇ ઘડપણમાં ડોસાની સેવાચાકરી કરે નહિ, કાંઇ ખરચવા પૈસા માગે તો તે આપે નહિ અને સતાવે. બધા છોકરા અને વહુઓ જાણે કે હવે ડોસાની વેઠજ કરવા જેવું છે, ડોસા પાસે કાંઇ જીગર તો છે નહિ, કે હવે આપણને આપે. એટલે ડોસાને બીજા કોઇ સંઘરે નહિ, એટલે નાછુટકે નાના છોકરાએ ડોસાને રાખવો પડયો. ઢોરને બાંધવાનુ એક જુનું ઘર હતું, તેમા ડોસાને જુનો ખાટલો આપ્યો, અને બપોરે બાર ઉપર એક વાગે ત્યારે સૌ જમી રહ્યા પછી રહ્યું કર્યું ટાઢું શીળુ વહુ એક ફુટલા ઠામમાં ડોસા પાસે ભાણું હડસેલી આવે.

ડોસાને જમવા માટે ચાર છોકરાએ વારા કર્યા. જ્યાં સુધી થોડું પણ કામ થતું ત્યાં સુધી તો દીકરાઓ હોશે હોશે ડોસાને પોતાને ઘેર રાખતા અને જમાડતા, અને ડોસાની પાસેથી તેટલું કામ પણ લેતા હતા. તે ડોસાને કામ કરવાનું ન કહે તો પણ ડોસાથી બેસી રહી શકાય તેમ ન હતું, તેથી સ્વાર્થ સુધી તો ડોસાની ઠીક ઠીક ચાકરી થતી હતી અને વારા બરાબર સચવાતા હતા, પણ થોડા વખત પછી ડોસાની નજર બંધ થઇ–

આંખે અંધાપો આવ્યો એટલે કામકાજથી અટક્યા, શરીરની શક્તિ પણ ઘડપણને લીધે ક્ષીણ થઇ, જેથી બીજે ક્યાંય જવાય આવાય પણ નહિ. આખો દિવસ ઘરમાં બેસી રહેવાનું થાય. હવે ડોસાની કિમ્મત ઘટી. છોકરા કે છોકરાની વહુઓ કોઇને પણ હવે ડોસાની વાત ગમતી નહિ. છોકરાના છોકરાઓ તો ડોસાની મશ્કરી કરવા લાગ્યા. કોઇ પાઘડી સતાડે, કોઇ લાકડી ઉપાડી જાય, કોઇ કાછડી કાઢી નાંખે, આથી ડોસાનો સ્વભાવ ચીડીયો બન્યો. છોકરાઓને મારવા દોડે તેથી ઘરના માણસોની અપ્રીતિ થઇ. ડોસાએ અગાઉ બધાના ઉપર હુકમ ચલાવેલ, તેને હુકમ ઉઠાવવાનો વખત આવ્યો. તે વાત ડોસાને પસંદ નહિ, એટલે અંદર અંદર બોલાચાલી થવા માંડી. સૌ એક તરફ. ડોસાનો પક્ષ કોણ પકડે ? આથી ડોસાની ફજેતી થવા માંડી. ઘેરથી વહુઓ છોકરાઓ કહેશે કે અહીં તમારૂં શું દાટ્યું હતું કે લેવાને આવ્યા ? જાઓ જાઓ ઘરે મરોની ! શું શું કરીને અહીં બેસવાની જગ્યા ખરાબ કરશો, છોકરાઓ, બાપાને ઘેર તેડી જાઓ ! એમ ઘેરથી દુકાને અને દુકાનેથી ઘેર વચ્ચે ભાભાજી અથડાવા લાગ્યા. ડોસાને સુવા બેસવા એક નાની સરખી ઓરડી કાઢી આપી હતી તેમાં તેનો એક ખાટલો પડયો રહેતો. ઓરડીમાં કચરાના તો ઢગલા પડયા હતા. સાફસુફી કોણ કરે ? ખાટલામાં માંકડ અને ચાંચડનો પાર નહોતો. લુગડાં પણ મેલાં થઇ જાય તો પણ કોઇ બદલાવવાનું કહેતું નહિ. હજામત પંદર દિવસે કે મહીને દિવસે થાય તો ડોસાનું સુભાગ્ય ! આટલું છતાં પણ ખાવામાં મુશ્કેલી પડવા માંડી. ઘરનાં બધાં માણસો જમી રહે ત્યાં સુધી પણ ડોસાની ખબર કોઇ ન પૂછે. એક વખત તો બાર ઉપર એક વાગ્યો, ત્યાં સુધી ડોસાને જમવાનું કોઇએ કહ્યું નહિ. ડોસાને ભૂખ પણ ખુબ લાગી હતી એટલામાં મોટો દીકરો ત્યાંથી નિકળ્યો; ડોસાએ બોલાવ્યો: "અલ્યા ભાઇ, એ કોણ છે ?" છોકરો બોલ્યો: "છે શું ? આખો દિવસ કોણ છે ? શું કરી રહ્યા છો ? છાનામાના મરોની !" ડોસાનો મિજાજ હવે તપી ગયો. "અલ્યા ગધેડીના ! મને જમવાનું આજે ક્યાં છે ? એક વાગ્યો તોએ હજી જમવાનું ઠેકાણું નથી." મોટા દીકરાએ તપાસ કરી તો સૌ કહેવા લાગ્યા કે આજે અમારો વારો નથી. અમારે ઘેર તો કાલે જમી ગયા છે. છેવટે મોટા દીકરાએ પોતાને ઘેર જમાડયો, પણ ડોસાના મનમાં હવે એટલું દુઃખ થવા લાગ્યું કે આ કરતાં મરી જઉં તે જ સારૂં. આ દુઃખ હવે ખમાતું નથી,

એ પૈસો મારી પાસે રાખ્યો નહિ તેમ કંઇ ધર્માદામા પણ ખરચ્યો નહિ, આ હરામખોરોના હાથમાં પૈસો સોંપીને હું ફજેત મુઓ, પણ હવે શું થાય ? હવે પસ્તાવાનો પાર નથી.

આ પ્રમાણે વસ્તુ વિનાના પશુ બનેલા ડોસાને માથે તો ખુબ વિતવા લાગી; ડોસો આથી ઘણું મુઝાયો, પોતાને જોઈતું ન મળવાથી બાપડો કકળી ઉઠી રોવા લાગ્યો; એમ દુઃખે પાપે દિવસ ગુજારવા લાગ્યો. મનમાં બહુ પસ્તાવા લાગ્યો, કે અરેરે ! હવે મારે શું કરવું ? આ છોકરા અને વહુઓ તો જરાયે મારી દરકાર કરતાંજ નથી–સેવા ભક્તિ કરતાં નથી, અરેરે ! મને ધિક્કાર છે કે મેં મૂર્ખાએ પાસે જરા પણ વિત્ત–ધન સંચી રાખ્યુ નહિં, નહિ તો માયાપુજીની આશાએ આશાએ પણ મારી સેવાચાકરી કરત. અરે કર્મજોગે વૃદ્ધાવસ્થામાં મારી સ્ત્રી પણ મરણ પામી, નહિ તો કાંઇક પણ સેવાચાકરી થાત. અરે ! આ તો બહુજ ખોટું થયું, છોકરા કોઈ હવે સામુએ જોતા નથી, પાસે આવતા નથી, બોલાવતા પણ નથી, તો સેવાચાકરીની તો પછી આશાજ શી રાખવી ? ખરેખર સંસાર સ્વાર્થીયો જ છે. તે વિષે એક કવિતામાં કહ્યુ છે કે—

**માતાપિતાને પજવનાર કુલાંગાર છોકરા વિષે–રાગ ગરબીનો.**

**જનમ્યા જુવાનીયા અનાડી, પજવે માતાપિતાને દાડી. એ ટેક**
**અનંત અનંતા દુઃખો વેઠીને, જન્મ આપ્યો જેણે;**
**મોટપણે ભાઈ મારવા દોડે, હરામજાદો તેને.　　જનમ્યા૦ ૧**
**બાયડી આવી રળવા શીખ્યા, એટલે તો ભાઈ ફાટયા;**
**ડોકરો ડોકરી ઝટ મરે તો, આપણે હવે ખાટયા.　　જનમ્યા૦ ૨**
**કષ્ટ વેઠીને મોટા કીધા, મોટી મોટી આશે;**
**સારી વસ્તુ રાખી મેલે, છોકરા મારા ખાશે.　　જનમ્યા૦ ૩**
**કદિ બોલાવી કહે માવિતર, પગ ચાંપશો મારા;**
**ત્યાં તો છોકરો બોલી ઉઠે, નોકર નથી તમારા.　　જનમ્યા૦ ૪**

અર્થાત—મે તેમને કેવી રીતે રાખ્યા છે ! ઘણાં ઘણાં દુઃખો વેઠી પાળીપોષી મોટા કર્યા, પરણાવ્યા, સંસારમા સુખી કર્યા, ઘરબાર ધનમાલ વગેરે સર્વ મેં તેમને સોપી દીધુ, ત્યારે તે કમબખ્ત પાપીઓ કૃતઘ્ન હરામીઓ અત્યારે મારી સામુએ જોતા નથી, ખરેખર વિદુરનીતિશાસ્ત્રમા તો ઠીક કહ્યું છે કે—

श्लोक—वृद्धा काले मृता भार्या । पुत्रहस्ते गतं धनम् ॥
भोजनं च वधूर्हस्ते । मृत्युरेव न संशयः ॥

અર્થાત્—વૃદ્ધાવસ્થામાં જેની સ્ત્રી ગુજરી ગઈ છે, તથા પોતાની હયાતીમાં જ ભલા થઈ ધન બધું પુત્રોને સોંપી દીધેલું છે, અને હમેશાં જેને પોતાના દીકરાની વહુને હાથેજ ભોજનપાન કરવું પડે છે; એ ત્રણે પ્રકારવાળો પુરૂષ સદા જીવતે મુવા જેવો છે એમ ચોક્કસ સમજવુ. '

મારે માથે પણ આ શ્લોકમાં કહેલી ત્રણે વિટંબણાઓ આવી પડેલી છે અર્થાત્ હું અત્યારે જીવતે મુવા જેવો જ છું. એ પ્રમાણે રોજ પસ્તાવો કરતો ડોસો દુઃખે પાપે દિવસો કાઢવા લાગ્યો. વળી બીજે કોઈ ઘેર જમવા પણ ન દે અને વાતવાતમાં છોકરા ડોસાને તરછોડી નાખે, તે સર્વ મુંગે મોઢે જખ મારી ડોસાને સહન કરવું પડે; શું કરે, ન સહન કરે તો જાય ક્યાં ? બીજો ઉપાય પણ શો ? અત્યારે કોઈ દાનપુણ્ય કરવાનુ મન થાય, અને ગરીબની જેમ માગે, તો પણ છોકરા ઠઠ્ઠામાં ઉડાડે, મશ્કરી કરે અને તર્જનાપૂર્વક સાદ ના પાડે. અને જાણે ઘરને ખુણે એક ગરીબ ભિખારી ન પડ્યો હોય, એવી રીતે તદ્દન પરવશપણે દુઃખમાં દિન ગાળવા લાગ્યો. આગલા સુખી દિવસો સંભારવા લાગ્યો. ઝબકતી જુવાનીમા કાંઈપણ ધર્મ-કરણી ન કરી, તથા દાનપુણ્ય કરી કાંઈ પણ લાભ પ્રાપ્ત ધનનો ન લીધો, માટે ઘણું કર્યું ! તે ખાતે હવે ઝુરવાના માઠા દુ:ખના દહાડા કર્મે રહ્યા. એ પ્રમાણે ડોસો રોજ પસ્તાવો કરવા લાગ્યો અને ઝુરવા લાગ્યો.

પછી એકદા તે પડોશમાં રહેતા પોતાના મિત્ર એક સુતારની પાસે બેસવા ગયો અને ત્યાં પોતાની વિતકની–દુઃખની વાતો રડીરડીને કરવા લાગ્યો. છેવટે વાત કરતાં કરતાં પોક મેલી રોઈ પડ્યો:—ભાઈ ! કાંઇ કહેવાની વાત નથી, મારે એક દિવસ કાઢવો તે વરસદહાડા જેવો લાંબો ને વસમો થઈ પડ્યો છે. ખરેખર વહાલાં તે સઘળાં મારાં વૈરી તુલ્ય થયાં છે.

વળી હાલ તો હું પૂર્ણ દુઃખી અવસ્થા ભોગવું છું, જીવતે મુવા જેવો જ થયો છું, પ્રભુ પાસે મોત માગુ છું. એમ કહી ડોસો પાછો રોઇ પડ્યો. આથી સુતારને બહુ જ દયા આવી, પોતાને ઘેરજ નિત્ય બ્રાહ્મણીઆ રસોઈ કરાવી જમાડવાનું કહ્યું, પણ ડોસાએ કહ્યું કે:–તેમ કરવાની તો છોકરાઓ પોતાની લાજ જવાની બીકે નાજ પડશે, અને નાહક પાંચપચીશ બોલ

સાંભળવા પડશે; માટે તેમ તો કદિએ બનવુ શકય નથી. ત્યારે ચતુર સુતારે બીજી યુક્તિ ખોળી કાઢી કહ્યુ કેઃ—જુએ ! હુ તમને કહું તેમ હમણાં કરો, તમારે અહિથી ઉઠવુ નહિ, મારે ઘેર બેસી રહેવું. જોઈએ કે સાંઝ સુધીમાં તમને કોઈ બોલાવવા આવે છે કે નહિ, એમ ધારી ડોસાને સુતારે પોતાને ત્યાજ બેસાડી રાખ્યા. અને પોતે જુનાં પાટીયાંની એક નાની સરખી પેટી બનાવી તે પેટીને આજુબાજુ મોઢા આગળ નીચે એમ પાચ છ ઠેકાણે તાળાં દઈ શકાય તેવા નકુચા કર્યા. અને પછી ગામની ભાગોળે જઇ મોટા દશશેરીઆ, બારશેરીઆ, પાંચશેરીઆ એમ કેટલાક લાંબા ગોળ ચોરસ પથરા લેઇ આવ્યો, ને પેલી પેટીમા ભર્યા. પછી તેના ઉપર એક સારૂં કપડું ઢાંકી પેટી બંધ કરી, પાંચ છ ઠેકાણે ફરતાફરતી મજબુત તાળાં લગાડી દીધાં, પછી ઉપર તે વૃદ્ધ ડોસાનું નામ લખ્યુ અને આવતાં જતાં સર્વ કોઇ ભાળે તેવી રીતે સુતારે એ પેટી પોતાની ઓસરીમાં મુકી ડોસાને પણ કહી રાખ્યું કે, તમારા દીકરામાંથી કોઈ-આવી પુછે તો ખુશીથી કહેવું, જે આ પેટી મારી છે, ઘણાં વર્ષ પહેલાં મેં અહિંઆં મારા મિત્રને ત્યાં કોઇ કારણસર સાચવવા માટે મુકી હતી, તે વખતે લેવી ભુલી જવાથી અહિંજ પડી રહી છે. એવામાં રૂનો ભાવ સારો આવી ગયેલો, તેની ખાનગી કમાણી મેં આ પેટીમાં ભરી છે. આ પ્રમાણે તે ડોસાને શીખવી રાખ્યું અને કહ્યું કે દુનિઆ સ્વાર્થી છે, માટે પેટીમાંના ધનની આશાએ તમારી સર્વ સેવાચાકરી સારી રીતે બજાવશે, પણ પેટી તમારે અહિં જ રહેવા દેવી. ભરમ ઉઘાડો ન પડી જવા દેવો. ડોસાએ પણ તે માન્યું અને કહ્યુંઃ ઠીક તેમ કરીશ.

પછી...સાંજરે નાની વહુએ ખાટલામાં ડોસાને ન ભાળ્યો, તેથી નાના છોકરાને કહ્યું કે, જા અલ્યા ! ભાભા કયાં બેઠા છે. બોલાવી લાવ. તેથી છોકરે બહાર આવી જોયું તો પડખે સુતારની ખડકીમાં ડોસાને બેઠેલા જોયા. છોકરે કહ્યું કે, ચાલો ઘેર, મારી બા જમવા બોલાવે છે, વાળુનો વખત થઇ ગયો છે, તે સાંભળી પેલા સુતારે કહ્યું કે, જા નહિ આવે. તારી બાને કહે કે તારા બાપાને મોકલે. પછી છોકરે ઘરે જઈ કહ્યું કે, પેલો સુતાર આવવા દેતો નથી, અને કહે છે કે તારા બાપાને મોકલ. સાંજે પછી છોકરાનો બાપ ઘેર આવ્યો, ત્યારે વહુએ કહ્યું કે આજે તો ભાભા સુતારને ત્યાં ભરાઇ ગયા છે, ને સુતાર આવવા દેતો નથી. માટે જાઓ તેડી લાવો ! આપણી લાજ

જાયને ગામમાં ! તે સાંભળી સુતારને ત્યાં આવ્યો અને કહ્યુ કે, ચાલો ! કેમ અહિંઆ બેઠા છો ? ઘરે વાળુનો વખત થઇ ગયો છે. સુતારે કહ્યું કે, તમારે ત્યાં તે હવે નહિ આવે, જુઓ ! આ તેમની પેટી ભાળી છે ને તેમાં તેમની ખાનગી પ્રાપ્ત કરેલી આગલી કમાણી છે, તેની વૃદ્ધાવસ્થા હાલ દુઃખી છે, તો તેની કમાણી તેનેજ હવે દુઃખમાં કામ આવશે, તમે કોઇ ડોસાની બરોબર સેવાચાકરી કરતા નથી, તો તેમાંથી તે ધન વાપરશે ને એક રસોઇયો રાખી અહિંજ રહી સુખે જમશે. છોકરાએ પેટી જોઇ, ઉપાડી તો ઘણી જ ભારે લાગી જાણ્યું કે ડોસે કાંઇ નગદ માલ ભર્યો હશે ! માટે હવે તો ડોસાની ચાકરી સારી પેઠે કરવી, ખુશી કરીશ તો બધું મને મળશે. પછી છોકરાએ કહ્યુ કે લાવો ! હું પેટી લઇ જાઉં, હું હવે તેમની સારી ચાકરી કરીશ. ત્યારે પેલા સુતારે કહ્યું કેઃ-ના ના, એમ નહિ સોંપવામાં આવે, શેઠ જીવતા સુધી તો કોઇને પણ પેટી સોંપીશ નહિજ, તમારા ચારમાથી જે સારી સેવાચાકરી કરશે, તેને શેઠના મુવા પછી હુ સોંપીશ, મારે શું કરવી છે ? મારે જોઇતી હોત તો હું તમને અત્યારે દેખાડત જ શા માટે !

પછી તો એ નાનો છોકરો મગન કબુલાત આપી પોતાના બાપ ડોસાને બહુ માન સહિત પોતાને ઘેર તેડી ગયો અને પોતાના સુંદર દીવાનખાનામાં સુંદર ઢોલીઓ ઢાળી તળાઇ પાથરી દીધી. આ દેખીને તેની સ્ત્રી ચીડાઇ ગઇ. ત્યારે તે પુરૂષે બૈરીને સમજાવ્યું કે બોલમા ! હવે કશું બોલમા ? ડોસા પાસે તો ખાનગી ધનની મોટી પેટી નીકળી છે, તે સુતારને ત્યાં પડી છે, માટે જો ડોસાની સેવાચાકરી સારી કરીશ તો તે ધન આપણને મળશે. પછી તો સ્ત્રી પણ દ્રવ્યની વાત સાંભળી દ્રવી ને ઘણી ખુશી થઇ ગઇ ને બધી રીસ, ક્રોધ, કંટાળો તજી દઇ ચાકરી કરવા લાગી ડોસાને સવારમાં ઉનું દુધ કરી પાયું, રોટલા પણ સૌથી પહેલા કરી ઉના ઉના શેઠને જમાડી દીધા ને સસરાજી સસરાજી કરવા લાગી. એક વખતે શેઠે ખાનગીમાં કહ્યુ કે, વહુ દીકરા ! તમે રૂડાં છો, મારી સારી ચાકરી કરો છો, માટે મારી પેટીમાં એક મોટો સોનાનો લોટો છે, તે તમને જ આપે, એવુ હું સુતારને કહી રાખીશ. આથી તો વહુ રાજી રાજી થઇ, લોભે લાલચે ડોસાની વધુ ને વધુ સેવાભક્તિ કરવા લાગી. લાલચમાં લેવાણી અને આશાએ આશાએ તહેનાતમાં ખડી ને ખડી જ રહેવા લાગી.

નાના છોકરાઓએ ડોસાને પુછ્યું કે બાપા ! આ પેટીમાં શું છે ?

ડોસાએ કહ્યુ કે મારી કમાણીની લાખોની મિલ્કત આમાં છે આથી ડોસાની કીંમત વધી. વહુ આવી કહેવા લાગી કે સસરાજી ! તમારાં લુગડાં બહુ મેલાં થયા છે માટે આ નવાં પહેરો. લાવો, આ હું ધોઈ આવુ. બીજી વહુ ડોસાને ખાવાનુ કહેવા આવી. ચાલો ભાભાજી ! ઉનો શીરો છોકરાઓ માટે કર્યો છે તે તમે જમી લ્યો. ત્રીજી વહુએ ભાભાજીનો ખાટલો ગોદડા બદલાવી એક મોટો ગદેલો અને સારો ઢોલીઓ નાખી દીધો, એમ દિવસે દિવસે ભાભાજીની સેવાભક્તિ વધતી ગઈ. ભાભાજી પણ સૌને આશા બધાવતા આવ્યા કે તમારા સારૂ એક કીમતી ચદનહાર આ પેટીમાં રાખ્યો છે. ઉપર તમારૂં નામ પણ લખ્યુ છે. કોઇને સાંકળી, કોઇને ગઠો એમ એકેકને આશા બંધાવતા ગયા.

બીજા ભાઇઓને પણ ખબર પડી કે ડોસા પાસે તો ખાનગી મુડીની પેટી નીકળી છે, તેથી તેના બીજા દીકરા પણ ત્યાં દોડી આવી આગ્રહ કરી કહેવા લાગ્યા કે, હવે અમે બાપાને ઘેર લઈ જઇશુ, અમારેય પિતા છે ને ! મારે બાપાની ચાકરી ન કરવી હોય કે ? તે સર્વેએ જાણ્યુ કે, આપણે ચાકરી કરીશું તો આપણને પણ મિલ્કતમાંથી ભાગ મળશે; માટે હવે તો ભક્તિભાવ રાખી ડોસાની ચાકરી સારી રીતે કરવીજ-એમ ધારી મોટો પુત્ર પોતાને ઘેર તેડી ગયો અને પછી તો વારા ફરતી સર્વ સેવાભક્ત એક બીજાથી ચઢીઆતી કરવા લાગ્યા. એકાન્ત મળે એટલે ડોસો એકેક વહુને ખાનગી કહી દે. કે વહુ ! તમે મારી ચાકરી સારી કરો છો, તેથી એક સોનાનો લાટો પેટીમાં છે, તે તમને આપવાનું કહીશ-એમ લાલચ લગાડી આશા આપતો જાય. સુતારે હવે જાણ્યું કે ડોસાની સેવા ચાકરી તો સારી થવા લાગી ને બાપડો સુખ પામ્યો તેનાં દુઃખ ટળ્યા પણ તે સર્વે આ પેટીનીજ આશાએ વળગ્યા રહ્યાં છે, પણ મે પેટીમા તો મોટા મોટા પથરા ભર્યા છે, ઉઘાડશે એટલે બધી ખબર પડશે, પછી પોક મેલી રડશે ! પણ ડોસો જીવતા સુધી તો પેટી સોંપવી જ નહીં.

વળી ભાભાજીની સેવામાં એક નોકર રાખ્યો છે કે જે શરીરનુ દરેક કામ કરે, પગચંપી કરે ભાભાજી હવે એટલો ખર્ચથી અટક્યા નહિ, કિન્તુ આગળ વધીને ધર્માદો પણ કરવા લાગ્યા. છોકરાઓને કહ્યું કે તમે પૈસા આપો છો કે આ પેટીમાથી એક નંગ વેચી નાખું ? છોકરાઓના મનમા એમ કે નંગની કીંમત હમણા પુરી નહી આવે માટે રોકડા પૈસા આપણે આપતા રહીએ. આ પેટી તો છેવટે આપણીજ છે ને ? આમ આજે પચાસ તો કાલે સો એમ.

જાય આંધળો કાશીએ, ધરી લુલાને કંધ. ૫૪૧

ડોસે છુટે હાથે પૈસા ખરચવા માંડ્યા, પાંજરાપોળ, અનાથાશ્રમ, પાઠશાળા, સ્કુલ વગેરેમાં સારી સારી રકમ છોકરાઓ પાસેથી અપાવવા લાગ્યા. છોકરાઓ પણ પેટીની મીલ્કતની આશાએ કરજ કરીને પણ ડોસાના હાથમાં પૈસા આપતા ગયા. સુતારની યુક્તિથી જે ડોસો મરવાને તૈયાર થયો હતો તેણે હવે બે ચાર વર્ષ લંબાવ્યા. છેવટે છોકરાઓને કરજ તળે દબાવી ધર્માદા-સંસ્થાઓમાં સારી રીતે રકમ ખર્ચાવી. પછી એક દિવસ ડોસાએ સુતારને કહ્યું કે ભાઈ! હવે હું આ તમારી યુક્તિથી સુખી થયો છું. ત્યારે સુતારે કહ્યું કે ભાઈ! કળીયુગનો પ્રભાવજ એવો છે. સ્વાર્થનીજ સગાઇ છે. હડાંહુડ કળજુગ આવ્યો છે.

પછી તો એકદા ડોસાને અને પેલા ચારે છોકરાને બોલવી સુતારે કહ્યું કે ભાઇઓ! જુઓ આ ધનની પેટી તમારી છે, તે પેટી શેઠ જીવતા સુધી તો તમને સોંપવાની મારી ઇચ્છા નથી, પણ મારે તો તે પેટી હરામ બરો-બર છે, તમે સર્વ સારી ચાકરી કરો છો, માટે પછી તમને તે સોંપીશ. પણ હવે તે પેટી ઉપર તમારાં સિલ મારી કબજે કરી લ્યો, પછીથી મારે માથે પડે નહિ. પછી ડોસા પાસે લખાવી લીધું, કે એ પેટી મારા મુવા પછી મારા દીકરાને સોંપી દેવી. એમ કરતાં તો ડોસો માંદો પડયો, તે મંદવાડમાં પણ બધા દીકરા વહુઓ ઘણી સારી રીતે સેવા ચાકરી કરવા લાગ્યા અને છેવટે મરણ થયું ત્યાં સુધી ઘરનાં સર્વેએ હાજર રહી ડોસાનું મરણ સુધાર્યું. શેઠની છેવટની મરણક્રિયા પણ રૂડી રીતે કરી, મસાણમાં લેઇ જઇ અગ્નિદાહ દઇ બધા પાછા આવ્યા; ને બીજે દિવસે સુતાર પાસે જઇ પેલી ધનની પેટી માગી. પણ સુતારે કહ્યું કે, શેઠનું મરણોત્તર કારજ સારી રીત કરો, પછી તમારી પેટી સોંપીશ, મારે શું કરવી છે! તે સાંભળી દીકરાઓ ઘેર ગયા. બાપાજીનું કારજ પણ ઘણા મોટા ખર્ચે સારૂં કર્યું, અને શેઠની સર્વત્ર છેવટે વાહ વાહ કહેવરાવી, પછી સુતારને ત્યાંથી પેલી પેટી ઘેર લઇ આવ્યા અને ઉમંગભેર ખોલવા માંડી, તે વખતે સર્વ કુટુંબ-મંડળ ભેગું મળેલું હતુ, આશાતુર થઇ પેટી હર્ષથી ખોલી ત્યાં તો તેમાં પથરા નીકળ્યા. પથરા જોઇ સર્વે ભારે અચંબો પામ્યા, કે આ શું! અરેરે! આમાંથી તો ધનને બદલે ઢેખાળા-પથરા નીકળ્યા.

પછી ઘરનાં બધા માણસો એક ખાનગી ઓરડામાં ભેગાં થયાં. ડોસાનો દફ્તરો ઉઘાડયો તો અંદરથી અત્તરની ભભક છુટી સૌ ખુશી થતા હતા કે-સારી સારી ચીજો અંદરથી નીકળશે. સૌ વહુઓ ટાંપીને બેઠી હતી કે

અમારાં નામનિશાન સુદ્ધા અંદરથી નીકળશે. એટલામાં તો એકેક વસ્તુ નીકળવા માંડી ઉપર નામની ચિઠ્ઠીઓ ચોડેલી હતી. તે નામ વાંચી તેને તે તે વસ્તુ આપવામાં આવી. વસ્તુ હાથમાં લેતાં તો ઉમંગ હતો, પણ રૂ અને રેશમ ઉખેડીને અંદર જુએ તો ગોળમટોળ પાણા સિવાય બીજુ કશું નહિ! બધાના હાથમાં પાણાજ આવ્યા. પેલા નોકરના નામનો પણ એક પાણો નીકળ્યો. આથી સૌ ડોસાને ગાળો ભાંડવા લાગ્યા અને ડોસાના નામની પોક મુકી રોવા મંડ્યા. અધુરામાં પુરૂં પેલા નોકરે બજારમાં જઇ વાત ખુલ્લી કરી કે પેટીમાંથી તો પત્થર નીકળ્યા અને એક પત્થર મને પણ મળ્યો છે. લોકોમાં તેમની ફજેતી થઇ અને લાજ આબરૂ ગઈ. ડોસાને આપેલા દુઃખનો તેમને એ રીતે હસવુ ને હાણરૂપે બદલો મળી ચુક્યો. પછી સુતારને પુછતા તેણે તો કહ્યું કે, ભાઈ મને શી ખબર ? શેઠનું જે હશે તે સર્વ પેટીમાં હશે, મેં કાંઇ પેટી કોઈ દિવસ ખોલી નથી કે જાણુ ! તેમાં જે હોય તે ખરૂં !

પછી સર્વ સ્ત્રીઓ તથા ચારે ભાઇઓ ખૂબ પસ્તાવા લાગ્યાં, કે અરેરે ! આપણે તો છેતરાયા ! પણ હવે બીજો શો ઉપાય ? એમ કહી પથરા બધા ફેંકી દીધા. અને વિલે મોઢે બધા પોતપોતાને ઘેર ગયા. આ દૃષ્ટાંતનો સાર એવો છે કે, દુનિયામાં સર્વ સ્વાર્થની સગાઇ છે. સ્વાર્થ સર્યે સર્વે તજી દે છે. શેઠની પાસે ધન નહોતું તો તેને સર્વેએ તજી દીધો ને સેવાભક્તિ કરવાની તો ક્યાં, પણ ભાવ પૂછવોયે મુકી દીધો. પણ પેલા સુતારે અપૂર્વ યુક્તિથી ધનનો લોભ ઉત્પન્ન કરાવ્યો, તેવી આશાએ આશાએ ભક્તિ બતાવી. ડોસાની વહુ દીકરાએ સારી ચાકરી કરી જેથી તે છેવટે સુખી થયો, મરણ પણ સુધર્યું. માટે મતલબની વાત તો ન્યારીજ છે. ગાય ભેંસ દુધ દે છે ત્યાં સુધી તો તેને ખાણ કપાસીયા વગેરે ખવરાવે છે, પણ દુધ દેતી બંધ થાય છે તો તેને પછી ખાણ દેતા નથી, ચારો નિરતા નથી, ને વખતે કસાઇને વેચી દે છે. વળી પાડી કે વાછડી જન્મે તો તેને સારી રીતે સંભાળે છે, દેખરેખ રાખે છે, પણ ભેંસને પાડો આવે તો તેની દરકારજ ન કરે, એમા પણ પોતાનો સ્વાર્થજ સમાયલો છે, માટે ત્રિકાલજ્ઞાની સર્વજ્ઞ ભગવાન કહે છે કેઃ-સંસાર સ્વાર્થનોજ ભરેલો છે.

સ્વાર્થી સંસાર વિષે. રાગ સઝાયની ઢાળનો.

કોનારે સગપણ કોનીરે ભાર્યા, જીવ રહ્યો લોભાઇરે;
અથીર સંસારમાં કોઈ નથી તારૂં. સાચી એક ધર્મ સગાઇરે, કોના૦ ૧
શ્રેણીકરાયને પાંજરે પુર્યો, કુણીકે રાજ લોભાઈરે;
પુત્રે પિતાને અતિ દુઃખ દીધાં, તો કયાં રહી પુત્ર સગાઇરે ? કોના૦ ૨
મયણરેહા વશ મોહ્યો મણીરથ, માર્યો જુગબાહુ ભાઇરે;
ન રહી લાજ દયા દિલ માંહિ, તો કયાં ગઈ ભ્રાત સગાઈરે ? કોના૦ ૩
માત પિતા નિજ પુત્રને વેચે, બ્રાહ્મણ થઈ ધન લોભાઇરે;
અમરકુમારને મારણ કાજે, તો કયાં ગઇ માત સગાઈરે ? કોના૦ ૪
સુરીકંતાએ પરદેશીને માર્યો, ગળે અંગુઠો દબાઈ રે,
રાયપસેણીમાં ભગવંતે ભાખ્યુ, તો કયાં ગઇ નારી સગાઇરે? કોના૦ ૫
ભરત બાહુબળ રાજના લોભે, માંડી એ મોટી લડાઇ રે;
ચક્ર મુકયું નિજ ભ્રાતની ઉપર, તો કયાં ગઇ બંધુ સગાઇરે? કોના૦ ૬
સ્વાર્થ મંહિ બની અંધ શેઠાણી, શેઠને નાખ્યો કુવા માંયરે;
ન ધરી લેશ દયા દિલ માંહિ, તો કયાં ગઈ નારી સગાઇરે ? કોના૦ ૭
બ્રહ્મદત્ત મારવા ચુલણી માતા. લાખના મહેલ બનાઇરે;
વિષયાંધ થઈને અતિ દુઃખ દીધા, તો કયાં ગઈ માત સગાઇરે ? કોના૦ ૮
કોણ માતા કોણ તાત જગતમાં, કોણ ભાઈને ભોજાઇરે;
કોણ બેની કોણ પુત્ર ને નારી, સર્વ સ્વાર્થની સગાઇરે ! કોના૦ ૯
એવું જાણી તમે ચેતોરે પ્રાણી, ધર્મ સદા સુખદાઈ રે;
સાચી સંસારમાં ધર્મ સગાઈ, વદે વિનય મુનિ રાઈ રે કોના૦ ૧૦.

તો તેવા સ્વાર્થમય સંસારમા મોહમુગ્ધ બની ન જતા, કંઇક આત્મ-હિત-કાર્ય કરવુ, પરાપકાર પરમાર્થ અને પ્રભુભક્તિ કરી મનુષ્યજન્મનો ફેરો કાંઇક દરજ્જે સફળ કરવો. આ સંસારનાં સુખ તો કર્માનુસાર ઘણી ઘણી-વાર જીવાત્માને મળે છે, પણ એક સદ્ધર્મનો સિદ્ધિ મળેલી નથી, માટે હવે સર્વ જોગવાઈ સાનુકુળ જાણી, ધર્મનો આશ્રય લેવો, ધર્મના આશ્રયે આ આત્માનું ઉભય લોકમાં કલ્યાણ થશે બાકી આ અસાર અને સ્વાર્થી સંસારમા તો કોઇનુ કલ્યાણ થયુ નથી ! ફક્ત ધર્મસાધન કરનારાજ સાર ખાટી ગયા છે. સંસારનુ ખરૂં તત્વ પણ ધર્માનુષ્ઠાન જ છે અને પરમશાંતિનો એજ ઉત્તમ માર્ગ છે.

વૈરાગ્ય શતક-ઉત્તરાર્ધ-ભાગ બીજો સમાપ્ત.

## અગાઉથી થયેલા ગ્રાહકોની શુભ નામાવલી

**અમદાવાદ ૮૯**

૩૨ એક બહેનના જ્ઞાનખાતા તરફથી
હ. શ્રીમાન ત્રીકમલાલભાઈ
ઉગરચંદભાઇ વકીલ
૫ શ્રી શામળભાઈ અમરશીભાઇ
શાહ, વાડજ
૫ શ્રી ભોગીલાલ છગનલાલ ભાવસાર
સરસપુર
૫ શાહ ઇશ્વરભાઇ પુરૂષોત્તમદાસ
શાહપુર
૨ શા. મણીલાલ ચતુરભાઈ વકીલ
હ સરસ્વતીબેન
૨ શ્રી નટવરલાલ ત્રીકમલાલ મહેતા
૨ શાહ ધેલાભાઈ અમરચંદ
હ. હિંમતભાઈ
૨ સંઘવી જીવણલાલ ચુનીલાલ
૨ ગાંધી જસવંતલાલ લલ્લુભાઈ
૨ સ્વ સમરતબેન (શાહ સાંકલ-
ચંદ ત્રિભોવનદાસના ધર્મપત્ની
હ. શ્રી ભોગીલાલ સાંકલચંદ
૨ સ્વ. કાન્તાબેન (શ્રી ભોગીલાલ-
ભાઈ સાંકલચંદના ધર્મપત્ની)
૨ શાહ શાન્તિલાલ કચરાભાઇ
લહેરાભાઈ
૨ શાહ કાન્તિલાલ ત્રિભોવનદાસ
૧ શાહ કાન્તિલાલ જીવણલાલ
૧ શાહ ગીરધરલાલ પરસોતમદાસ
૧ શાહ જગજીવનદાસ હીરાચંદ
૧ શાહ જેસિંગભાઇ પોચાભાઇ
૧ શાહ લાલભાઇ બાલાભાઇ
૧ સ્વ. દુલભજી માધવજી સંઘાણી
હ. શ્રી વનમાળીદાસ બેચરભાઇ
૧ સ્વ. શેઠ તારાચંદજી પ્રેમચંદજી
હ. શ્રી પ્રમોદભાઇ
૧ શાહ ચંદુલાલ અબજીભાઇ
૧ શ્રી હંસાબેન બાબુભાઇ શાહ
૧ વોરા પ્રવીણચંદ્ર હિંમતલાલ
૧ શાહ છક્કડભાઇ મગનલાલ
૧ શાન્તિલાલભાઇ ટી. અજમેરા
૧ સંઘાણી ખુશાલચંદ હીરાચંદ
૧ ગાંધી અમૃતલાલ લલ્લુભાઇ
૧ શાહ પ્રેમચંદ ગોપાલદાસ
૧ શાહ લાલભાઈ નરશીદાસ
૧ શાહ ભગવાનજી હાથીભાઇ
૧ શાહ જસરાજ હગોવિંદદાસ
૧ શાહ નેમચંદભાઈ વાડીલાલ
૧ શાહ રતીલાલ સોભાગચંદ
૧ શ્રી કાન્તિલાલ સુખલાલ શાહ
ગોધાવીવાળા.
૧ શીવલાલ મનજીભાઈ લખતરવાળા
૧ શ્રી અરવિંદભાઈ નાનાલાલ શાહ
૧ શ્રી શાંતિલાલ ત્રીકમલાલ શેઠ

**સાબરમતી ( અમદાવાદ ) ૬**

૧ મોદી કેશવલાલ હરીચંદ
૧ શ્રી ભુરાભાઇ નાગરદાસ ખંધાર
૧ અ. સૌ. શાન્તાબેન ભુરાભાઈ
ખંધાર
૧ ચિ. ગુણવંતીબેન ભુરાભાઇ

૧ શાહ વાડીલાલ માણેકચંદ
૧ શાહ હરીલાલ જેઠાલાલ

મણીનગર ( અમદાવાદ ) ૪

૨ શેઠ મુલચંદભાઈ જવાહરલાલજી ખરડીયા
૧ શાહ ચન્દ્રકાન્તભાઇ ચુનીલાલ
૧ શા. કેશવજીભાઈ ઉકેડભાઇ કચ્છ કપાઇયાવાળા

ગુંદાલા ( કચ્છ ) ૨૫

૨૫ શાહ જેઠુભાઇ ગણુપત, ગુંદાલા-વાળા

ઘાટકોપર ( મુંબાઈ ) ૬૮

૨૫ શેઠ માણેકલાલ અમૃતલાલ મહેતા
૧૦ શ્રી ન્યાલચંદ મુળચંદ શેઠ
૧૦ શ્રી દુર્લભજી કેશવજી ખેતાણી
૧૦ શ્રી બાપાલાલ રામચંદ ગાંધી
૧ શ્રી મણીલાલ કેશવજી ખેતાણી
૧ શ્રી દલીચંદ જેચંદ દોશી
૧ પારેખ મેરાજભાઈ પ્રેમચંદ વીકરોલીવાળા
૧ ચંપકલાલ જીવનલાલ કપાસી હ. ચીમનલાલ
૧ એલ. એસ. દોશી
૧ શ્રી મનસુખલાલ શામજી ગાંધી
૧ શ્રી કપુરચંદ રૂપસીભાઇ દોશી
૧ શ્રી રતીલાલ મોતીચંદ સંઘવી
૧ શ્રી કાન્તિલાલ ભાઇચંદ કામદાર
૧ શ્રી ચીમનલાલ મગનલાલ જોડીયાવાળા
૧ શ્રી જયંતીલાલ કુંવરજી કલ્યાણ-વાળા
૨ શ્રી નરભેરામ મોરારજી ઝાટકીયા

માટુંગા ( મુંબાઇ ) ૫૬

૨૫ શ્રી પાનાચંદ ડુંગરશીભાઈ તુરખીયા
૧૧ શ્રી જગજીવનદાસ સુખલાલ અજમેરા
૧૧ શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ હ શ્રી શીવલાલભાઇ મંત્રી
૫ શેઠ મોહનલાલ જાદવજી ખદાણી
૨ શ્રી. જયંતીલાલ અમૃતલાલ શાહ
૨ શ્રી નાનાલાલ દેવચંદ પોપટાણી

દાદર ( મુંબાઈ ) ૧૮

૧૦ શ્રી રવિચંદભાઇ સુખલાલ શાહ
૫ શ્રી ભાઇચંદ ગુલાબચંદ ગોડા
૨ શાહ ગાંગજીભાઇ પાસુભાઇ કચ્છ છસરાવાળા
૧ સૌ. કસ્તુરબેન ટી. ગાલા

અંધેરી ( મુંબાઈ ) ૭

૫ શ્રી રૂપચંદભાઇ શીવલાલ કામદાર
૧ શાન્તાબેન C/o. ડો. બી. સી. કોઠારી, પાર્લા
૧ શાહ મુલચંદ વીરચંદ એન્ડ કું.

મલાડ ( મુંબાઇ ) ૨૩

૧૧ શ્રી મુલચંદ દેવચંદ સંઘવી
૧૧ મે. હીરજી ઉમરશીની કું. હ. ઉમરશીભાઇ
૧ શ્રી વૃજલાલ કાલીદાસ દેસાઇ

કોટ ( મુંબઇ ) ૧૭

૧૧ શ્રી મનસુખલાલ ગીરધરલાલ વસાણી
૫ શેઠ વરજીવનદાસ ત્રિભોવનદાસ

૧ શ્રી કોટ વર્ધમાન સ્થા જૈન સંઘ હ. ચુનીલાલભાઈ, મંત્રી.

મુંબઇ ૨૧

૨ શ્રી જેસિંગલાલ ત્રીકમજી દડીયા
૨ શ્રી ભાઈલાલભાઈ એમ. શાહ મિઠાઈવાળા
૨ શાહ મગનલાલ તલકશીભાઈ વઢવાણવાળા
૨ શાહ કાનજી શામજી કોંટ્રાકટર
૨ મે. કાન્તિલાલ ધનજીની કું.
૨ શ્રી. પ્રેમચંદભાઇ ઠાકરશી ગોસલિયા
૧ શાહ વલ્લભદાસ નાનજી
૧ શા. ગીરધરલાલ અમુલખભાઈ ટુવાવાળા.
૧ દોમડીયા છોટાલાલ નરભેરામ
૧ શ્રી પ્રેમજી હીરજી ગાલા
૧ શાહ અમુલખભાઇ મોહનલાલ
૧ શાહ માધવજી ધનજી
૧ શાહ ગાગજી ખીમજી
૧ શ્રી ચંપકલાલ અમરચંદ દોશી
૧ શ્રી હીંમતલાલ પોપટભાઈ કામદાર

રાજકોટ ૨૩

૨૦ સ્થાનકવાસી જૈન સંઘ.
૧ મહેતા જગજીવન રામજીભાઈ
૧ શ્રી. ચુનીલાલ એમ. મહેતા
૧ શ્રી કાન્તિલાલ ખીમચંદ મહેતા

કલોલ ૭

૧ શેઠ જીવણલાલ મગનલાલ
૧ શેઠ પાનાચંદ મોહનલાલ
૧ શાહ રતીલાલ નાથાલાલ
૧ શાહ ઘેલાભાઇ પ્રાણલાલ
૧ શાહ બાબુલાલ છગનલાલ
૧ શાહ શકરચંદ દોલતરામ
૧ શાહ વૃજલાલ મણીલાલ

ખંભાત ૫૨

૫ શાહ શીવલાલ છોટાલાલ
૨ શાહ ચીમનલાલ છોટાલાલ
૩ શાહ હરીલાલ અનુપચંદ હ. ચંદુભાઈ
૨ પા. મફતલાલ ચુનીલાલ
૩ શા. જયંતીલાલ નેમચંદ
૨ શ્રી ઉજમશી અંબાલાલ
૧ શા. ખુશાલદાસ ફતેચંદ
૧ પા જગજીવનદાસ હરીલાલ
૧ પા. ફુલાભાઈ ભોગીલાલ
૧ પા. ફુલાભાઈ ભગવાનદાસ
૧ પા. કાન્તિલાલ લલ્લુભાઈ
૧ પા. શંકરભાઇ ગોવિંદભાઇ
૧ પા, કેશવલાલ ભોગીલાલ
૧ શા. અંબાલાલ છગનલાલ
૧ શા. મુલચંદ છોટાલાલ
૧ શા. ચતુરલાલ છોટાલાલ
૧ પા. ચુનીલાલ નાથાલાલ
૧ પા. મોતીબેન ભોગીલાલ
૧ પ્રભાવતીબેન હીરાલાલ અંબાલાલ ઝવેરી
૧ શ્રી ભુરીબેન શીવલાલભાઈ
૧ પા. છગનલાલ પ્રાણજીવનદાસ
૧ મણીબેન ફતેચંદ
૧ ખંભાત મહિલામંડળ
૧ પા. વીજીબેન છોટાલાલ

૧ દરબાર કુવેરજી જોઇતારામ
૧ હીરાબેન છોટાલાલ
૧ શાન્તાબેન કસ્તુરચંદ
૧ શા. ચીમનલાલ રતનચંદ
૧ પા. શાન્તિલાલ લલ્લુભાઇ
૫ શ્રી બરવાળાં સ્થા જૈન સંઘ ખંભાત, હ. શ્રી બાપુલાલ મોહનલાલ ગાંધી
૨ શેઠ બાપુલાલ મોહનલાલ ગાંધી
૧ શાહ બુદ્ધિલાલ ત્રિભોવનદાસ
૧ શેઠ તલકચંદ મથુરભાઈ
૧ શાહ હીરાલાલ જેઠાભાઈ
૧ શાહ મોહનલાલ ગાંડાભાઇ
૧ શાહ રતીલાલ ચુનીલાલ

### ભાવનગર ૨૮

૫ શેઠ હરગોવિંદદાસ વિઠલદાસ ગોસલીયા
૫ શેઠ વલ્લભદાસ ફુલચંદભાઇ શાહ
૫ શેઠ છોટાલાલ દેવશીભાઇ
૨ શ્રી બાલકૃષ્ણભાઈ શામજીભાઇ ગાંધી
૧ શ્રી જયંતીલાલ હરીલાલ
૧ શ્રી વનમાળીદાસ પાનાચંદ
૧ શ્રી લહેરચંદભાઈ કુંવરજી
૧ શ્રી ગુણવંતલાલ ખુશાલદાસ ગાંધી
૧ ડો. જયંતીલાલ જીવરાજભાઇ ગાંધી
૨ શ્રી દ્વારકાદાસ મોહનલાલ દોશી
૧ શ્રી ચત્રભુજ હંસરાજ દોશી
૧ રૂપેરા શાંતિલાલ જેઠાલાલ
૧ શા. જેચંદભાઇ મોહનલાલ

૧ શ્રી જેઠાલાલ ડાહ્યાભાઇ ડેલીવાલા

### બરવાળા (ઘેલાશા) ૨૫

૨ શ્રી બાબુભાઈ પાનાચંદ ખોખાણી
૧ જીવનલાલ તુલસીદાસ દોશી
૧ પ્રભુદાસ જીવનલાલ દોશી
૧ ચીમનલાલ વલ્લભદાસ ભાવસા
૧ નંદલાલ લીલાધર ડેલીવાળા
૧ કનૈયાલાલ નરોત્તમદાસ દોશી
૧ મોહનલાલ ખીમચંદ કામદાર
૧ જીવરાજભાઇ રણછોડભાઇ મેતલીયા
૧ રાઘવજી હકમચંદ શેઠ
૨ શા. અમૃતલાલ ધનજીભાઇ
૧ ઉમેદઅલી ધનજીભાઇ ઠક્કર
૧ મનસુખલાલ નથુભાઈ ડગલી
૧ મનોરભાઈ તુલસીભાઈ ભાવસાર
૧૦ શ્રી બરવાળા સ્થા. જૈન સંઘ

### બોડેલી ૩

૧ શ્રી પરસોતમ નાથાલાલ છોટા ઉદેપુરવાળા
૧ શ્રી રમણીકલાલ કેશવલાલ „
૧ શાહ ગીરધરલાલ સાકરચંદ

### સુરેન્દ્રનગર ૭

૨ મે. વાડીલાલ જેચંદભાઈની કું. હ. શ્રી વાડીલાલ કસ્તુરચંદ શાહ
૧ મે. રમણીકલાલ કાંતિલાલની કું.
૧ મે. ચીમનલાલ એન્ડ કું. (હાર્ડવેર મરચન્ટ)
૧ શ્રી ભાઈલાલ કેશવલાલ શાહ
૧ શાહ કલ્યાણજી રાયચંદ
૧ શ્રી ત્રંબકલાલ પોપટલાલ ધોળકીયા

### રતલામ ૨

૧ સંગમ ક્લોથ એમ્પોરિયમ

૧ શ્રી સોભાગમલજી સિસોદિયા

### વીરમગામ ૨

સંઘવી કાન્તિલાલ જેચંદભાઈ

શાહ નાગરદાસ ઓધડભાઈ

### રાણપુર ૨

૧ ગોપાણી મનસુખલાલ માણેકચંદ

૧ શાહ મનસુખલાલ ઉજમશી

### કેત્રાસગઢ ૪

૧ છોટાલાલ વનેચંદ દેસાઈ

૨ શેઠ દેવચંદ અમુલખ મહેતા

૧ શાન્તિલાલ આર. દોશી

### સાણંદ ૨

૧ શાહ હીરાચંદ છગનલાલ

૧ શાહ ચીમનલાલ હીરાચંદ

### પીજ ૨

૧ પટેલ પરસોતમ લલ્લુભાઈ

૧ શ્રી પીજ સ્થા. જૈન ઉપાશ્રય

### ગોધરા ૩

૧ શ્રી સ્થાનકવાસી જૈન સંઘ

૧ શાહ ચુનીલાલ પ્રેમચંદ

૧ શાહ છોટાલાલ કલ્યાણજી

### રાણીગંજ ૨

૧ શ્રી હિંમતલાલ ગોપાળજી પતીરા કાલાવડ–સીતળાવાળા

૧ શાંતિલાલ ગોપાળજી પતીરા

## પરચુરણ ગામો (૫૯)

૧ સ્થા. જૈન સંઘ, ધ્રાફા. હ. શા માણેકચંદ જેઠાભાઈ

૧ શાહ જયંતીલાલ જીવરાજ, માસરરોડ

૧ શેઠ ગીરધરલાલ હંસરાજભાઈ કામાણી, કલકત્તા

૧ શેઠ ભાઈલાલ દેવશીભાઈ થળા

૧ શેઠ માણેકલાલ કેશવલાલ આંજરલા

૧ શાહ વનમાળી કેશવજી ટીંબડીયા, બીલખા

૧ શ્રી પ્રતાપરાય માણેકચંદ મહેતા. બેંગલોર

૧ સ્થા જૈન સંઘ, લીંબડા (હનુભા) હ. શ્રી ચંપકલાલ ભગવાનદાસ

૧ શાંતિલાલભાઈ કે ડગલી, ઝરીયા

૧ વાડીલાલ જી. દોશી વાંકી (કચ્છ)

૧ હરીલાલ ડી. ભલાણી કુંડુંવાડી

૧ પટેલ રામચંદ્ર કાલીદાસ નવાડીસા

૧ મેસર્સ પ્રેમચંદ લક્ષ્મીચંદ એન્ડ સન્સ, ધોડ

૨ સંઘવી નરશીદાસ વખતચંદ ધ્રાંગધ્રા

૨ મહેતા વાલજીભાઈ ખોડીદાસ નેકનામ

૧ કોઠારી મોહનલાલ રૂપચંદ દહીસરા

૧ શ્રી જૈન શ્વે. સ્થા. સઘ. હ. શ્રી પવનકુમારજી, કાનપુર

૧ શાહ વીરજી દેવજી કપાઈયા–કચ્છ

૧ કુમારી દિવાળીબેન હીરજી શાહ લાકડીયા-કચ્છ

